# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૪–અંક ૧ ] અમદાવાદ [ જાન્યુઆરી, ૧૯૪૫

## પુનશ્ચ હરિ: ૐ

લગભગ અઢી વર્ષના આંતરા બાદ પાછો આ માસિકના વાચક વર્ગને મળવાનો સુયોગ પ્રાપ્ત થાય છે. ૧૯૪૨ના ઑગસ્ટનો અંક તે માસની ૧લી તારીખે બહાર પાડયો ત્યારે દૂર દૂરની પણ ઝાંખી નહોતી કે, થોડાક જ દિવસ બાદ આ માસિક અચોક્કસ મુદ્દતને માટે બંધ પડવાનું છે. પરંતુ એવી અણધારી ઓચિંતી જે આખા દેશ ઉપર જ ગુજરી, તો પછી તેમાંથી આ માસિક તો કેમ જ રહી જવાનું હતું! ૨૧મી ઑગસ્ટની રાત્રે, તેને છાપનારા પ્રેસને જ સરકારે પોતાના તાળાકૂંચીમાં કરી દીધું, કે જેમાંથી હમણાં થોડા વખત પર જ છૂટું કર્યું છે. આમ પ્રેસ ઝડપાયું તે વખતે સપ્ટેમ્બર માસનો અંક લગભગ બીબામાં પડી ગયો હતો, ને બેચાર દિવસ મળ્યા હોત તો છપાઈ જઈ શકત, પરંતુ બધું તૈયાર કંપોઝ ત્યાં ને ત્યાં જ ઢારી દેવામાં આવ્યું. મોટા ભાગના સંપાદક મંડળને પણ એમ જ જેલના તાળાકૂંચીમાં મૂકી દીધા, આથી કરીને આ બધા વિષે ગ્રાહકોને કશી ખબરે આપી શકાઈ નહિ. સગળુ ગ્રાહકો આજ સુધી એવી ખાતરીથી બેઠા રહ્યા કે, વખત અનુકૂળ થયે પાછું માસિક મળવા લાગશે જ. ઈશ્વરકૃપાએ એમ કરી શકીએ છીએ એ સૌને માટે આનંદની વાત છે. અમારી યાત્રાનું ૪થું વર્ષ આ રીતે, લગભગ ૨ા વર્ષની ડૂબકી બાદ, શરૂ થાય છે.

### યુગ વીત્યો

આ અઢી વર્ષોમાં એક મોટો યુગ જ આપણે ત્યાં વીત્યો એમ કહું તો તેમાં કશી અત્યુક્તિ નથી. એ વર્ષોમાં સાબરમતી, નર્મદા ને તાપીમાં જ નહિ, પણ જગતના દેશોની ઘણીખરી નદીઓમાં અપાર નીર વહી ગયાં; દરેક દેશનાં આકાશમાં અને ક્ષિતિજ ઉપર જાત જાતના રંગો આવ્યા ને ગયા. એ બધાએ આપણ સૌને કાંઈક એવો ઊંડો અનુભવ કરાવ્યો છે કે જેની અત્યારે મૂર્ત કે અમૂર્ત અસર આપણા આખા ઇતિહાસ અને ભાવી ઉપર અંકાઈ રહેશે. આ અસર, રખે કોઈ માને કે, અમુક જ ક્ષેત્રમાં થઈ છે કે થશે. જીવનનાં વ્યાપક બધાં જ અંગો ઉપર આ યુગે સારો નરસો પોતાનો ઘા કર્યો છે. એ મર્મભેદી ઘાગાં કીડા પડે છે કે રૂઝ આવે છે એ હવે પછી જણાશે.

આપણા દેશ પર આવતાં, આ ફટકાથી એક વાર તો તમ્મર જ આવી ગઈ; દેશનાં કેટલાંય અંગો તો તેથી જૂઠાં જ જાણે થઈ ગયાં ને હજુ એવાં જ છે. અને આજે તો એમ પણ એક ચિંતા થયા કરે છે કે, આપણા દેશનું તરતનું ભાવી ખરેખર સારુ જ ઘડાશે? કારણ કે, એ ભાવી ઘડવામાં આપણો યોજનાબદ્ધ પુરુષાર્થ કે પહેલ કરવાની તાકાત આજે અવદશામાં પડેલાં લાગે છે.

આ દશામાંથી બનતી ઘવા વળવાને માટે એક સુયોગ ગણાય કે, ઈશ્વરે ગાંધીજીને જેલ બહાર આણ્યા છે (જોકે દેશરૂપી 'જેલ' તો નથી જ મટી શકી.), અને આટલી વયે પણ પાછું દેશનું સુકાન એમણે હાથમાં લીધું છે.

આ લખતાં પૂ૦ બા અને મુ૦ મહાદેવભાઈ યાદ આવે છે. આ વર્ષો દરમિયાનના અનેક હુતાત્માઓમાં આ બેને નામ લઈને યાદ કરવાં જોઈએ. બેઉ જણ વિદ્યાપીઠ અને નવજીવનનાં કામોમાં વિશેષ રસ લેનારાં સ્વજન હતાં. આમ તો, જોકે, એ બેની ખોટ આખા દેશને લાગી છે. અને આ બેના જવાથી ગાંધીજીને જે ખોટ પડી છે એ તો કોઈ કવિહૃદય જ વર્ણવી શકે. ગાંધીજી વાટે દેશની સેવામાં કુરબાન થયેલા એ બેભક્તાત્માની પુણ્યસ્મૃતિ અને પ્રેરણા આપણને હમેશ રહેશે. એ સ્મૃતિ અને અનન્ય સેવાને અમર કરવાનું કામ દેશે સહજભાવે ઉપાડી લીધું છે, તેથી આનંદ થાય છે.

### વિદ્યાર્થી સંગઠન

આ વર્ષો દરમિયાનના પ્રવાહો મૂલવવાનું કામ અત્યારે કરવાનું હોય નહિ — કેટલાક માટે અતિ મોડું થયું તેથી, અને કેટલાક માટે હજી સમય પાક્યો નથી તેથી. પણ આ માસિકે નોંધવો ઘટતો એક પ્રવાહ તે વિદ્યાર્થી-સંગઠન પ્રવૃત્તિ છે. એનું પગરણ તો ૧૯૪૨ અગાઉનું થયું હતું. વિદ્યાર્થીઓમાં કામ કરતાં સામ્યવાદી મંડળોની દૃષ્ટિ તથા નીતિરીતિ સામે નાપસંદગી તરીકે, વિદ્યાર્થીઓમાં જ રાષ્ટ્રીય સ્વતંત્રતાની દૃષ્ટિવાળાં મંડળ સ્થાપવાનો વિચાર સ્વત: જાગ્યો હતો. દેશ પર જે ઓચિંતો ફટકો સરકારે માર્યો તે વખતે શાળા-મહાશાળાઓ બધી જાણે આપોઆપ ઢળવાઈ ગઈ. આ બીના ઓછી સૂચક નથી. તેમને પાછી ભરતાં, કળે કળે કરીને, શિક્ષકો-સંચાલકોને થોડાક મહિના

લિપિના અને શૈલીના જ્ઞાન વિના એમ કરવું અશક્ય છે.

હિંદુ મુસ્લિમ વિખવાદ ભાષામાં પણ ઘૂસી ગયો છે. બચપણથી જ હિંદુમુસ્લિમ ઐક્યની મને ધૂન રહી છે. ભાષામાં ઘૂસેલો વિખવાદ મટાડવા ખાતર પણ બંને લિપિના અને શૈલીના જ્ઞાનની જરૂર છે.

કૉંગ્રેસનું કામ જો અંગ્રેજી વિના ચલાવવાનું હોય, અને હોવું જ જોઈએ, તોય બંને શૈલી અને લિપિનું જ્ઞાન મેળવી લેવાનો દરેક કૉંગ્રેસીનો ધર્મ છે. આમ થતાં હિંદી ઉર્દૂ એકબીજામાં ભળી જશે અને આમ પ્રસરેલી ભાષા સ્વાભાવિક હિંદુસ્તાની હશે.

એવો પ્રશ્ન કરવામાં આવ્યો છે કે, બંને શૈલી ને બંને લિપિ શીખવાની ધગશ હિંદુમુસલમાન બેઉને હોવી જોઈએ કે એક જ ને? આ સવાલની પાછળ હું ગેરસમજ જોઉં છું. ભાષાના જ્ઞાનમાં જે ભાઈબહેન વધારો કરશે તે મેળવશે, જે નહિ કરે તે ગુમાવશે. વળી જેને ઐક્ય વહાલું છે તે તો વિશેષ મહેનત કરીનેય બંને શીખશે.

એટલું પણ યાદ રાખવાનું છે કે, પંજાબ વગેરે પ્રાંતોમાં કે પ્રદેશોમાં હિંદુ મુસલમાન વગેરે બધા ઉર્દૂ જ જાણનારા છે. એ બધાને પહોંચી વળવું પ્રત્યેક દેશપ્રેમીનો ધર્મ છે.

હિન્દુસ્તાન જેવા વિશાળ દેશમાં તો જેટલી ભાષા આપણે શીખીએ તેટલા આપણે દેશસેવાને સારુ વધારે લાયક બનીએ છીએ.

બંને લિપિ ને બંને શૈલી માત્ર સેવકો જ કે કૉંગ્રેસી જ શીખે, કે બધા? મારો જવાબ એ છે કે, બધા હિંદી કૉંગ્રેસી હોવા જોઈએ; એટલે બધાએ બંને લિપિ ને શૈલી શીખવી જોઈએ. ખરું જોતાં આ સવાલ જ અપ્રસ્તુત છે. કેમ કે રાષ્ટ્રભાષા શીખવાનો શોખ બહુ થોડાં જ ભાઈ-બહેનોને થયો છે. હજાર બે હજાર કે લાખ બે લાખ પરીક્ષામાં બેસે, તેથી આપણે મલકાઈ જવાનું કંઈ જ કારણ નથી. એકલી હિંદી કે એકલી ઉર્દૂ શીખનાર પણ આપણે ઇચ્છીએ એટલા, અ-હિંદી કે અ-ઉર્દૂ પ્રદેશોમાં નથી મળતા.

જેને ઉર્દૂ શીખવું હોય તે અંજુમન પાસેથી શીખે ને હિંદી શીખવું હોય તે હિંદી સાહિત્ય સંમેલન પાસેથી શીખે તે બસ નથી? નથી જ. ત્યારે તો કૉંગ્રેસનો પ્રસ્તાવ થયો અને હિંદુસ્તાની પ્રચાર સભાની આવશ્યકતા ઊભી થઈ. બંનેનાં ક્ષેત્રો અંકાયેલાં છે ને મારી દૃષ્ટિએ સંકુચિત છે. હું ઇચ્છું ખરો કે બંને બહેનો એકબીજીને અપનાવી લે. એવો શુભ દિવસ આવે ત્યારે હિંદુસ્તાની પ્રચાર સભાનું કામ પૂરું થયું સમજાશે. એવો સંજોગ ન આવે ત્યાં લગી હિંદુસ્તાની પ્રચાર સભાએ પોતાનો ધર્મ પાળયે રહ્યો. હું એવી આશા રાખું ખરો કે, બંને બહેનો આ મેળ સાધનારી બહેનને સાંખે એટલું જ નહિ પણ વધાવી લે.

ગુજરાતમાં હિંદી પ્રચાર ને હિંદુસ્તાની પ્રચારમાં કાર્ય કરનારામાંના ઘણા તો મારા સાથી છે. તેમાંના કેટલાકે મારી પાસે માર્ગસૂચન માગ્યું છે. આ નિવેદન એ માર્ગ સૂચવે છે. જેઓ હિંદી સાહિત્ય સંમેલન નિર્મિત વર્ધા સમિતિનું કામ કરે છે તેઓને જો હિંદુસ્તાની પ્રચાર વિષેના મારા વિચારો રુચે, તો તેઓ એ કામ પણ ઊંચકી લે. અને જે વિદ્યાર્થીઓને હિંદી શૈલી અને દેવનાગરી લિપિ જ શીખવી હોય તેઓને સુખેથી એ શીખવે ને સંમેલનની જ પરીક્ષા સારુ તૈયાર કરે. પણ તેઓ પોતે પ્રચાર બંને શૈલી અને બંને લિપિનો કરે ને જેટલાને તેમ કરવા તૈયાર કરી શકે તેને તૈયાર કરે. જ્યાં લગી ભાષાનો દેશકલ્યાણની સાથે સંબંધ છે ત્યાં લગી હિંદુસ્તાની પ્રચાર અત્યાવશ્યક માનું છું. બંને પ્રવૃત્તિ વચ્ચે દ્વેષભાવ કદી ન હજો.

હવે સવાલ એ ઊઠશે કે, આજ સુધી જેઓ માત્ર હિંદી કે માત્ર ઉર્દૂ શીખ્યા હોય અથવા હવે પછી શીખીને આવે તો તેઓએ શું કરવું? આવા લોકોએ બાકીની ઉર્દૂ કે નાગરી લિપિ અને શૈલી શીખી લઈ બંને લિપિમાં લેવાની હિંદુસ્તાનીની પરીક્ષામાં બેસવું. જેમને બેમાંથી એક લિપિ અને શૈલી આવડે છે, તેમને તો પ્રશ્નપત્ર છોડવાનું બહુ સહેલું થઈ પડશે.

સેવાગ્રામ, ૨૭–૧૧–'૪૪ મોહનદાસ કરમચંદ ગાંધી

# હિંદુસ્તાની પ્રચારનો હેતુ અને નીતિ

[ એક પ્રશ્નોત્તરી ]

[ હિંદુસ્તાની પ્રચાર સભાની બેઠક તા. ૬, ૭ નવેંબર, ૧૯૪૪ના રોજ સેવાગ્રામમાં થઈ; ત્યાર બાદ તા. ૮ને રોજ હિંદી સાહિત્ય સંમેલનની વર્ધા સમિતિના મંત્રીશ્રી. ભદંત કૌશલ્યાયને ગાંધીજીને કેટલાક લેખી સવાલો રૂબરૂ આપીને તેમના લેખી ઉત્તર માગ્યા હતા. ગાંધીજીએ તેના જે ઉત્તર આપ્યા તે, ક્રમવાર પ્રશ્નો સાથે નીચે ઉતાર્યા છે. ]

પ્ર૦ ૧. સન ૧૯૪૨ મેં જિસ સમય હિંદુસ્તાની પ્રચાર સભાકી સ્થાપના હુઈ થી, ઐસા લગતા હૈ કિ ઉસ સમય આપકી ઇચ્છા ઔર પ્રયત્ન થા કિ જો લોગ હિંદુસ્તાની સભાકે મેમ્બર હોં વે રાષ્ટ્રભાષાકી દોનોં શૈલિયાં તથા દોનોં લિપિયાં અનિવાર્ય તૌર પર સીખેં. ક્યા આજ ભી આપ કેવલ મેમ્બરોંસે હી ઉક્ત જ્ઞાનકી અપેક્ષા રખતે હૈં અથવા ચાહતે હૈં કિ દેશકે સભી આબાલ-વૃદ્ધ દોનોં શૈલિયાં તથા દોનોં લિપિયાં અનિવાર્ય તૌર પર સીખેં?

ઉ૦ ૧. જાહિર હૈ કિ સભાકે સદસ્યકે લિયે કમસે કમ વહી કૈદ હો જો આપને બતાયી હૈ. સભાકા ઉદ્દેશ તો વિધાનસે સ્પષ્ટ હૈ. મેરી ચાહ અવશ્ય હૈ કિ સબ હિંદવાસી દોનોં લિપિ સીખેં, ઔર દોનોં હિંદુ મુસ્લિમ સમઝ સકે ઐસી ભાષા બોલે.

મળે છે. અને તે અધ્યાપક એ શબ્દના ચાર ચોખ્ખા હકારવાચક અર્થો બતાવે છે:

"અહિંસાના આચરણનું ક્ષુદ્રમાં ક્ષુદ્ર રૂપ કશું વિશેષ ઉદાત્ત કે રચનાત્મક ન હોય; કંટાળો આવે એમ અફળ આચર્યો કરેલી પૂર્વની હિંસાની વિફળતાનું નિરાશાભર્યું ભાનમાત્ર જ એમાં હોય. આવા અશ્રેયસ્કર આચરણનો નમૂનો દાખલો જોઈએ તો, પશ્ચિમમાં ઈસ્વી સનના ૧૭મા સૈકાના છેલ્લા ચતુર્થાંશથી શરૂ થઈ આજ સુધી ચાલતી આવેલી ધર્મવિષયક સહિષ્ણુતા.

"અથવા એમ હોય કે, અહિંસા તેના આચરનારની એવી પ્રતીતિની સૂચક હોય કે, આ વિશ્વમાં પ્રભુએ માણસને જગત પ્રત્યે ધીરજથી નિષ્ક્રિય વૃત્તિ રાખવાનું કામ સોંપ્યું છે, કેમ કે પોતાની ઇચ્છા મુજબ જગતને ચલાવવાનો ઈશ્વરનો એકલાનો આગવો હક છે, ને તેમાં જો માનવી માથું મારવા અભિમાન ધરે તો તેથી ઈશ્વરી કામમાં મદદ નહિ પણ દખલ થાય. દાખલા તરીકે, આગ્રહથ ઇસરાઈલનો અહિંસાની અંદર આ પ્રતીતિ રહેલી છે.

"અહિંસાની ફિલસૂફીનો પહેલો પ્રકાર જો સિદ્ધાંતરહિત અને નિરાશાવાદી છે, તો તેનો આ બીજો પ્રકાર પવિત્ર અને વિવેકયુક્ત છે; પરંતુ અરચનાત્મકતાની બાબતમાં તો તે અહિંસા પેલી નિરાશાભર્યા ભાનમાંથી જન્મતી પહેલી અહિંસાને જ મળતી છે. પરંતુ, કશો પણ રચનાત્મક ઉદ્દેશ સાધવા સારુય અહિંસા આચરી શકાય. અને આ ઉદ્દેશ ઐહિક કે પારલૌકિક હોઈ શકે. ઐહિક ઉદ્દેશથી આચરાતી અહિંસાનું ધીરોદાત્ત દૃષ્ટાંત જોઈએ તો મહાત્મા ગાંધીની અહિંસક અસહકારની રાજકીય ચળવળ છે. ગાંધીજી અને તેમનો અનુયાયીઓનો ઉદ્દેશ હિંદના લોકને માટે પૂર્ણ સ્વરાજનો રાજકીય લહાવો મેળવવાનો છે. આ ઉદ્દેશને માટેની એ ચળવળમાં ઉત્તમ કોટિની બૌદ્ધિક અને નૈતિક મૌલિકતા રહેલી છે; કેમ કે, આ ઉદ્દેશના ભાવ પશ્ચિમના બજારમાં બહુ તેજ છે, અને આપણા પશ્ચિમના રાષ્ટ્રવાદીઓ આ આકર્ષક લહાવો લૂંટવા માટે હિંસા— હાથથી નહિ તોય હૃદયથી તો ખરી —કરતાં પણ ભાગ્યે જ કદી ખમચાયા છે. તેથી કરીને, ગાંધીજીએ અહિંસાને એક યુક્તિ તરીકે સ્વીકારી, પશ્ચિમના રાજદ્વારી આયોજનશાસ્ત્રમાં એક નોંધપાત્ર નવીનતા કરી છે.

"પરંતુ, અલબત્ત માત્ર યુક્તિ તરીકે કરતાં એક નીતિ તરીકે અહિંસા આચરવામાં આવે, તેના જેટલી મોટી નવીનતા એમાં નથી જ. ગાંધીજી અહિંસા આચરે છે એટલા માટે કે, તેને તે દુન્યવી કે ઐહિક ક્ષેત્રે એક હેતુ પાર પાડવાનું વધારેમાં વધારે કાર્યકર સાધન માને છે. પણ જિસસ અને યોહાન બિન ઝકાઈની અહિંસા ઐહિક ક્ષેત્રમાંથી બીજા ક્ષેત્રમાં જતાં તે ક્ષેત્ર પર પડતા તેના પ્રતિબિંબરૂપ છે."

પરંતુ ગાંધીજીએ ઐહિક ક્ષેત્રમાં શું કામ અહિંસા-પદ્ધતિનો પ્રયોગ કરવા હિંમત કરી છે, તે પ્રો. આર્નોલ્ડ ટોઈનબી બરોબર નથી સમજ્યા. એટલા જ માટે એ હિંમત કરે છે કે, આ લોક ને પરલોકને નિયમનારા નૈતિક અને ભૌતિક કાયદાઓને લાગે વળગે છે ત્યાં સુધી, ઐહિક અને પારલૌકિક ક્ષેત્રોમાં ભેદ કરવાની ગાંધીજી સાફ ના પાડે છે. એમને મન તો આંતરિક વિશ્વનું જ પ્રતિબિંબ બાહ્ય વિશ્વ છે. તેથી તો તે વારંવાર કહ્યા કરે છે કે, '*यथा पिंडे तथा ब्रह्मांडे*' રેતીના એક કણમાં સારી સૃષ્ટિ, અને જંગલના ફૂલમાં એક આકાશ વિસ્તરતું જોવું; અનંતતાને હથેળીમાં રાખવી, અને એક ઘડીમાં સનાતન કાળ ભરી દેવો,— એ ગાંધીજી કરી શકે છે, તેમાં માત્ર કવિદૃષ્ટિ જ નહિ, પણ એક આધ્યાત્મિક સાક્ષાત્કાર રહેલો છે, કે જેનાથી તેમને પ્રતીતિ થઈ ગઈ છે કે, મનુષ્યના રોજિંદા જીવનમાં જો નૈતિક સિદ્ધાંતો દોરવણી ન આપે, તો તેમનો કશો અર્થ નથી. તેથી, જેઓ ઐહિક અને પારલૌકિક સાધ્યોને માટે અહિંસા આચરવા માગે, તેઓએ આ પુસ્તકને અહિંસાના સ્થિર ડગે વિકસતા જતા અર્થના વિવરણ-ગ્રંથ તરીકે ભણવું જોઈએ. અહિંસાની અઘરી જીવનકળાની તાલીમ વ્યક્તિઓ કે સમૂહોને આપવાનો કોઈ રાજમાર્ગ હોય તો ગાંધીજી કહે છે તે જ છે કે, "પોતાના જીવનમાં તે ઉતારવી, જેથી જીવન પોતે જ તેનું એક જીવતું પ્રવચન બની જાય. પોતાના જીવનમાં ઉતારવા માટે ભારે અભ્યાસ, અથાક ખંત, અને ચિત્તશુદ્ધિ જોઈએ." આ કહીને તેઓશ્રી ભૌતિક બળ કરતાં આધ્યાત્મિક બળ કેટલું બધું ચડિયાતું છે તે બતાવે છે: "ભૌતિક વિજ્ઞાન ભણવા આખી જિંદગી અર્પવી જોઈએ, તો માનવજાતનું મોટામાં મોટું બળ જે આત્મબળ, તેના સ્વામી બનવા કેટલી જિંદગીઓ જોઈએ? કેમ કે, જીવનમાં જો કાંઈ હોય તો આ જ છે, જો કશાની કંઈ વિસાત હોય તો આની જ છે; તો પછી તેના સ્વામી બનવામાં કરાતો બધો પ્રયત્ન બરોબર લેખે જ છે. ઈશ્વરના અધિરાજ્યને પહેલું સાધો, તો બીજું બધું તો એની મેળે આવી મળશે. અહિંસા ઈશ્વરનું અધિરાજ્ય છે."

ઉપરથી જોતાં તો આ ચોપડીમાં અનેક પરસ્પર-વિરોધી વાતો આવતી જણાશે. જેમ કે, પેલા મહાન શાંતિવાદી બી. દ. લીટે બતાવી હતી. ગાંધીજીએ બોઅર યુદ્ધ અને પહેલા મહાયુદ્ધ (૧૯૧૪–૧૮) માં ભાગ લીધો તે પર તેણે સખત ટીકા કરી હતી. અને ચાલુ યુદ્ધ તથા યુદ્ધમાત્ર સામેના તેમના આજના વિરોધની સાથે એ વસ્તુ દેખીતી અસંગત તો છે જ. એક કાળે તેમને એવું કહેવું જરૂરી લાગ્યું કે, "શસ્ત્ર જેઓ લઈ શકે તેઓ તે લઈને દેશ માટે લડે એવી સલાહ તેમને આપતાં હું ન અચકાઉં." પણ હિંસા દ્વારા સ્વરાજ મળશે એમ એ કલ્પતા નહોતા. તેમણે કહ્યું, "મારા સ્વપ્નના સ્વરાજમાં શસ્ત્રોની તો જરાય જરૂર નહિ હોય. પરંતુ આ પ્રયત્ન-(૧૯૨૧ ની ખિલાફત ચળવળ) ને પરિણામે તે મારું

સ્વપ્ન પૂરું પૂરું સધાશે એવી હું આશા રાખતો નથી, કેમ કે એને સારુ રાષ્ટ્રે જે તૈયારીઓ કરવી જોઈએ તેનો વિગતવાર કાર્યક્રમ આપવા જેટલો હું આગળ વધેલો નથી." તે વખતે તેઓ અનેક વાર કહેતા કે, "સાર્વભૌમ અહિંસાનો સકળ ઉપદેશ આપવા જેટલી મારી લાયકાત નથી." પોતે અહિંસાના પૂજારી છતાં, ૧૯૧૪-૧૮માં કેમ તેમણે યુદ્ધનિષેધનો બોધ ન આપ્યો, તેનું કારણ તેમણે એક વાક્યમાં આપી દીધું છે — "યુદ્ધમાં ભાગ લેવાની સામે થવા માટે જરૂરી અધિકાર મારી પાસે નહોતો." 'અધિકાર' શબ્દથી તે, ૨૫ વર્ષની દેશસેવા અને સતત જાગૃતિભેર અહિંસાનું પાલન કરવાથી આજ એમને જે સાંપડ્યું છે, તે કહેવા માગતા હતા. તે વખતે તેમણે આશા બાંધી હતી કે, પૂરી સેવા કરીને કોઈક દહાડો હું "સામ્રાજ્યનાં યુદ્ધો અને તેને માટેની તૈયારીઓ સામે થવા આત્મવિશ્વાસ અને બળ" મેળવીશ. એક એવો વખત હતો જ્યારે, પોતે નમ્ર સેવક છતાં, સામ્રાજ્યના એક ભાગ છે એમ માનીને તે વિચારતા કે, બ્રિટને સ્થાપેલી શાંતિ અને સુરક્ષા પોતે જ્યાં સુધી ભોગવે છે, ત્યાં સુધી સામ્રાજ્યની સેવા કરવાની પોતાની ફરજ છે. આજે એ 'શાંતિ અને સુરક્ષા' ભોગવવાનું તો ચાલુ છે, પણ તે શાંતિ સ્મશાનની શાંતિ છે અને એ સુરક્ષા ગુલામોની સુરક્ષા છે. તેથી એમનો અંતરાત્મા એ સામ્રાજ્ય સામે ઝૂઝે છે, કેમ કે તે તેમને ગમ દહદહતા અન્યાયના પ્રતીક સમાન છે. તેથી એ સામ્રાજ્ય અને તેના યુદ્ધ સામે અવિરત વિરોધના એમણે શપથ લીધા છે. વીસ વર્ષ પર પણ એ જાણતા હતા કે હિંદની કાયરતા આખી માનવજાત પર અસર કરી તેને અધમ કરે છે; પરંતુ એ જ્ઞાનમાં શું શું સમાયું છે તે હવે એ જેવું દીવા જેવું જુએ છે, તેવું પહેલાં કદી નહોતા જોતા.

આ વસ્તુઓ પરસ્પરવિરોધી વાતો નથી. જો ઝાડના મૂળ અને થડ કે છાલ અને પાનાં તથા ફળફૂલ વચ્ચે પરસ્પરવિરોધ હોય, તો તેથી વધારે આ વસ્તુઓમાં નથી જ. ઝાડનાં બધાં અંગોમાં એકસરખું તેનું દૂધ વહે છે; તેમ જ ગાંધીજીના જીવનમાં તેમ જ તેમના આચાર-વિચાર તથા લેખો ને વ્યાખ્યાનોમાં એકસમાન ધગશવાળી સત્યની શોધ ઓતપ્રોત રહેલી છે. આ પુસ્તકનો અભ્યાસી તેમાં લખેલું બધું વાંચે, વિચારે ને મનન કરી પોતાનું કરે, તો તેમાં તેને પોતાના એક મોક્ષ માટે જ મથતા એમ નહિ, પણ માનવજાતને યુદ્ધ અને ખુનરેજીમાંથી એટલે સુધી મુક્ત કરવા મથતા કે જેથી, (પ્રો. રૉઈનબીના શબ્દો વાપરું તો) "હિંસા આપમેળે નાશ પામે અને જગતપ્રેરમાં માત્ર નમ્રતા (અહિંસા) જ એકલી રહે," — એ સારુ મથતા માનવાત્માના જીવન-સિદ્ધાંતના ઝગતાઝળતા સર્વાંગ-પૂર્ણ વિકાસનાં દર્શન થશે.

(અંગ્રેજી પરથી) મહાદેવ દેસાઈ

# રચનાકાર્ય-૨

વિવિધ વર્ગોમાંથી તથા વિવિધ સાધનોમાંથી, પોતપોતાની શક્તિ અને વૃત્તિ પ્રમાણે, એક કે અનેક પસંદ કરીને કામ કરવાનું હોય છે. કોઈ સંસ્થા કોઈ એક કે બે વર્ગોમાં બધાં અથવા ઘણાં સાધનો દ્વારા સેવા કરી શકે છે અને કોઈ સંસ્થા એક કે બે સાધનો દ્વારા બધા અથવા ઘણા વર્ગોમાં સેવા કરી શકે છે. હરિજન સેવક સંઘ, મહિલા સંસ્થાઓ, ખેડૂત સંઘ, મજૂર સંઘ, તાલીમી સંઘ વગેરે પહેલા પ્રકારની સંસ્થાઓ છે. રેંટિયો, ગ્રામઉદ્યોગ, શિક્ષણ, સ્વચ્છતા, દવા, શુશ્રૂષા, વ્યાયામ વગેરેની સંસ્થાઓ બીજા પ્રકારની છે.

બીજા પ્રકારનાં સંસ્થાઓ અને સેવકોનું કામ સાધન-વિશિષ્ટ છે. ચરખા સંઘને હિંદુ મુસલમાન, ખ્રિસ્તી, હરિજન આદિ ભેદો સાથે વિશેષ સંબંધ નથી. પરંતુ એ જે કાંઈ કરશે તે રેંટિયા અને ખાદી મારફત જ કરશે. પહેલા પ્રકારની સંસ્થાઓનું કામ વર્ગવિશિષ્ટ છે. હરિજન સેવક સંઘને કેવળ હરિજનોમાં જ કામ કરવાનું છે. પરંતુ એમને માટે તે રેંટિયો, ગ્રામ-ઉદ્યોગ, આરોગ્ય આદિ અનેક સાધન પસંદ કરી શકે અને બીજાં પણ એવાં કાર્યો ઉપાડી શકે, જે બીજા લોકોને માટે મહત્ત્વનાં ન હોય. પહેલા વિભાગનું કામ મોટે ભાગે ઉદ્યોગવિદ્યા-પ્રધાન ('ટેક્નોલોજિકલ') છે, તેથી એ બેશક વધારે મુશ્કેલ છે. તેમાં ધર્મ, રાજનીતિ, અર્થશાસ્ત્ર, સામાજિક રૂઢિઓ, પરંપરા વગેરે ઘણી વસ્તુઓનો વિચાર કરવો પડે છે. અને જ્યાં સુધી આપણને આપણા ધ્યેય અને અહિંસક સાધનનો સ્પષ્ટ ખ્યાલ ન હોય ત્યાં સુધી તેમાં ભૂલો થવાનો સંભવ છે.

ઉપર જણાવેલી દૃષ્ટિએ રચનાત્મક કામોની બે યાદીઓ બનશે.

### વર્ગવિશિષ્ટ કામ

૧. ભિન્નધર્મીય જનતાસંબંધ (હિન્દુ મુસ્લિમ વગેરે)
૨. ભિન્નવર્ણીય જનતાસંબંધ (હરિજન, બ્રાહ્મણ, બ્રાહ્મણેતર વગેરે)
૩. ભિન્નપ્રાંતીય જનસંબંધ ૪. ગ્રામસેવા
૫. ખેડૂત ૬. મજૂર
૭. આદિવાસી (રાનીપરજ)
૮. ગુનેગાર (ગુનેગાર જાતિઓ)
૯. રજવાડી પ્રજા ૧૦. સ્ત્રીજાતિ
૧૧. પ્રૌઢ વિદ્યાર્થી ૧૨. બાળ વિદ્યાર્થી

### સાધનવિશિષ્ટ કામ

**ક.–અર્થવૃદ્ધિ**
૧. રેંટિયો ૨. ગ્રામોદ્યોગો ૩. ગોસેવા

**ખ. આરોગ્યવૃદ્ધિ**
૪. વ્યાયામ અને કવાયત ૫. દવા અને શુશ્રૂષા
૬. સ્વચ્છતા બાગબગીચા વગેરે (ગ્રામ રચના)

**ગ. જ્ઞાન-અને સંસ્કારવૃદ્ધિ**
૭. પાયાની કેળવણી ૮. પ્રૌઢશિક્ષણ
૯. રાષ્ટ્રભાષાપ્રચાર ૧૦. માતૃભાષાનું શિક્ષણ
૧૧. સાર્વજનિક સામાન્યજ્ઞાન (ધર્મ, નીતિ, રાજકારણ ઇત્યાદિ)

**ઘ. સમૂહજીવન-વૃદ્ધિ**
૧૨. વ્રત-ઉત્સવ ૧૩. રમત-ગમત
૧૪. નાટક વગેરે મનોરંજન
૧૫. સહજીવન (તંબુ, છાવણી વગેરે)

**ચ. સમૂહસુખવૃદ્ધિ**
૧૬. જાહેર સગવડો (જાહેર રસ્તા, કૂવા વગેરે)
૧૭. સહકારી સંસ્થાઓ
૧૮. સંરક્ષણ (ચોકી-પહેરો વગેરે)
૧૯. વ્યવસ્થા (સેવાદળ આદિ)

**છ. સંકટનિવારણ**
૨૦. શાંતિસ્થાપના (તોફાનો વગેરેમાં)
૨૧. સમાજ સુધારો (અસ્પૃશ્યતા વગેરે સામાજિક દોષનિવારણ)
૨૨. રાજવહીવટનો સુધારો (કાયદાના અને અધિકારી વર્ગના અન્યાયનું નિવારણ)
૨૩. આર્થિક સહાયતા (દુકાળ, રેલ વગેરે સંકટનિવારણ)
૨૪. ઉપચાર, મદદ (કૉલેરા વગેરેની બીમારીને સમયે)

આમ તેર પ્રકારના કાર્યક્રમના જનદૃષ્ટિએ બાર અને સાધનની દૃષ્ટિએ ચોવીસ, એમ કુલ છત્રીશ પ્રકાર ગણાવી શકાય. અને કોઈ પચાસ પણ ગણાવે તો આશ્ચર્ય નહીં. આ તો કેવળ કામ અને વિચારની અનુકૂળતાનો સવાલ છે.

આમાંથી કોઈ કાર્યક્રમને ઓછા કે વધારે મહત્ત્વનો કહેવાનો આગ્રહ નહીં હોવો જોઈએ. સર્વોદયની દૃષ્ટિ જનતાની નાનામાં નાની વ્યક્તિ અને નાનામાં નાની આવશ્યકતાની અવગણના નહિ કરે. એટલે પોતપોતાને સ્થાને દરેક કામનું એટલું મહત્ત્વ હોય છે, જેટલું કોઈ મોટા યંત્રમાં તેના નાના મોટા ભાગોનું હોય છે. આથી જે ભાઈ કે બહેન આમાંથી એક કામને માટે પોતાને યોગ્ય સમજે તે કામ જો તેઓ અહિંસાત્મક રીતથી અને આખી જનતામાં સંગીન ઐક્ય કરાવવાના ઉદ્દેશથી કરતાં હોય, તો તેમને બીજાં કામમાં ભાગ ન લઈ શકવાનો અસંતોષ ન હોવો જોઈએ. આ કહેવાની આવશ્યકતા એટલા માટે છે કે, કેટલીક વાર જ્યારે નવાં કામોનો પવન ફૂંકાવા માંડે છે ત્યારે પોતાનું ચાલુ કામ છોડીને કેટલાક લોકોને નવા કામમાં દાખલ થવાની ઇચ્છા થઈ જાય છે. સામાન્ય રીતે આ ઉચિત નથી. કોઈક વાર એવો પ્રસંગ આવી શકે જ્યારે બધાને માટે બીજાં કામ છોડીને કોઈ ખાસ કામમાં મંડી જવું જરૂરી થઈ પડે. એવા અપવાદ-રૂપ પ્રસંગની વાત જુદી છે.

(ફેબ્રુઆરી, ૧૯૪૫ના હિન્દી 'સર્વોદય' પરથી) કિ૦ ઘ૦ મશરૂવાળા

# ડૉ. મૉન્ટેસોરીનું આદિ પ્રવચન

[મૅડમ મૉન્ટેસોરીએ તા. ૨૬-૧૨-'૪૪ના રોજ અમદાવાદ, ગાર્ડન હૉલમાં, પોતાના છઠ્ઠા અખિલ ભારત તાલીમવર્ગના પ્રારંભ તરીકે, જે મંગળપ્રવચન કરેલું, તેમાંથી નીચેનું ઉતારવામાં આવ્યું છે.]

આજે આપણી દુનિયા પીંખાઈ રહી છે. ત્યારે ભવિષ્યની નવરચના માટે યોજના ઘડાતી પણ અહીં તહીંથી સંભળાય છે. આ નવરચના માટેના એક સાધન તરીકે કેળવણીને કલ્પાય છે. ખરેખર, ખૂબ કેળવણી વધારો, ધર્મ પર પાછા પહોંચો — એ તો સામાન્યપણે ભલામણ થાય છે. પરંતુ મને એમ લાગે છે કે, શાંત અને સુમેળ સમાજરચના, કે જેમાંથી યુદ્ધનો છેદ ઊડી ગયો હોય, એવો જે વિકાસ માનવજાત આતુરતાથી ઝંખે છે, તેમાં ભાગ લેવાને હજી તે તૈયાર નથી. આજ માણસો બનતા બનાવો પર કાબૂ ધરાવવા જેટલા કેળવાયા નથી; બલ્કે તેઓ જ તેના ભોગ બને છે.

ધર્મ અને ફિલસૂફી તરફ નજર કરીએ, . . . તો ઉમદા વિચારો, મહાન ભાવનાઓ હમેશ હયાત જોવા મળે છે અને તેમને ફેલાવવામાં આવે છે; છતાં યુદ્ધ કદી મટયું નથી. અને જો કેળવણી એટલે જ્ઞાન કે માહિતી આપવી, એ જૂની મર્યાદામાં જ તે વિચારાશે, તો આ પ્રશ્ન હમેશા માટે વણ-ઊકલ્યો જ રહેવાનો. ખરેખર, તો તો જગત માટે આશા જ નથી. આજે જ્ઞાન આપવાની જરૂર એટલી બધી નથી; પરંતુ જો મુક્તિ હોય તો એક જ વસ્તુથી હોઈ શકે છે, અને તે વસ્તુ માનવ વ્યક્તિત્વનો વિચાર કરવો એ છે. અને જો કશી મદદ કે રાહત આને સારુ આવવાની હોય તો તે બાળક પાસેથી હશે, કારણ કે બાળક માનવ વ્યક્તિનો ઘડવૈયો છે. બાળકમાં અજ્ઞાત શક્તિ પડેલી છે, અને આ અજ્ઞાત શક્તિ વધારે તેજસ્વી ભવિષ્ય તરફ આપણને દોરે છે. હવે પછી કેળવણી એ જ્ઞાન આપનારી પ્રક્રિયા નહીં હોય; તેણે જુદો માર્ગ લેવો જોઈએ. કેળવણીનું કેન્દ્ર હવે વ્યક્તિત્વનો વિચાર, માનવીમાં પડેલી શક્તિઓનો વિકાસ, એ બનવું જોઈએ.

આ કેળવણી ક્યારે શરૂ કરવી? મનુષ્ય વ્યક્તિની મહત્તા જન્મથી શરૂ થાય છે. આ વિધાન હકીકતમાં સાચું હોવાની સાથે જ નવાઈ પમાડે એવું ગૂઢવાદી પણ છે. પણ વ્યવહારમાં સવાલ એ છે કે, નાના ધાવણા કે એક બે વર્ષના બાળકને શિક્ષણ શી રીતે અપાય? ન તે બોલ્યું સમજી શકે, ન ડગલું સરખું ભરી શકે; તે શીખી શી રીતે શકે?

અહીં હું બાળકની કેળવણીની વાત કરું છું ત્યારે માત્ર આરોગ્યવિદ્યાને જ ખ્યાલમાં લઉં છું, એમ રખે માનતા. એમ હરગિજ નથી. અત્યારના જમાનામાં નવજન્મા બાળકના માનસ-જીવને ખૂબ રસ જાગ્રત કર્યો છે. અનેક વિજ્ઞાનીઓ તથા માનસશાસ્ત્રીઓએ જન્મ્યા પછી ૩ કલાકથી તે ૫ વાસાનું બાળક થાય ત્યાં સુધી તેને નિહાળ્યું છે. બાળકોનો કાળજીથી અભ્યાસ કરીને, બીજા કેટલાક એવા ઠરાવ પર આવ્યા છે કે, જીવનનાં પહેલાં બે વરસ સૌથી મહત્ત્વનાં છે. આ સમય દરમિયાનની કેળવણીનો ઉદ્દેશ માનવ વ્યક્તિમાં જે માનસિક શક્તિઓ અંતર્ગત રહેલી છે, તેમનો વિકાસ સાધવામાં મદદરૂપ થવાનો હોવો જોઈએ. અને આ કામ શીખવવાથી ન થઈ શકે, કેમ કે બાળક (તે ઉંમરે) શિક્ષક શું કહે છે તે સમજી શકતું નથી.

ઘણા સામાન્ય અને વ્યાપક નિરીક્ષણથી જણાયું છે કે, નાનાં બાળકોમાં અમુક ખાસ માનસિક સ્વભાવ હોય છે. બાળકમાં રહેલી આ સાચી રચનાત્મક અને જીવંત તથા ગતિશીલ શક્તિ હજારો વર્ષથી આપણને અજ્ઞાત હતી. જેમ જમીન પર મનુષ્ય ફરતો હતો ખરો, પણ તે ખેડવા લાગ્યો અમુક સમય પછી, કેમ કે તેને ભૂમિમાં દટાયેલા પડેલા અખૂટ ધનની જાણ નહોતી; તેમ જ આજે મનુષ્ય બાળકની માનસસૃષ્ટિમાં દટાઈ રહેલી સમૃદ્ધિના અજ્ઞાનમાં પડ્યો રહીને સુધારામાં પ્રગતિ કરે છે. ખરેખર, હજારો વર્ષોથી — માનવના આદિકાળથી — માણસે આ શક્તિને દબાવી દબાવીને ધૂળ જેવી કરી નાંખી છે. હમણાં હમણાં જ કેટલાક તે શક્તિની હયાતી વિષે સંભવની નજરે જોવા લાગ્યા છે, અને કદી નહિ કામમાં લેવાયેલી એવી આ સમૃદ્ધિનું મહત્ત્વ માનવજાત જોવા લાગી છે. આ સમૃદ્ધિ સોના કરતાંય મોંઘી છે; માનવઆત્મા જ તે છે.

આ વસ્તુ આપણને કેળવણીનો નવો જ માર્ગ દેખાડે છે, જેનો કદી વિચાર કરાયો નહોતો. જીવનનાં પહેલાં બે વર્ષ એક નવો પ્રકાશ આપે છે, જે આપણને ચિત્તના ઘડતરના કાયદા બતાવે છે. આ કાયદા અત્યાર સુધી અજાણ્યા હતા. બાળકના બહાર વ્યક્ત થતા સ્વરૂપે એમની હયાતી પ્રગટ કરી છે. પુખ્તવયી માણસના માનસથી તદ્દન જુદા જ પ્રકારનું માનસ તે બતાવે છે. તેથી અહીં આગળ નવો જ માર્ગ શરૂ થાય છે. પ્રોફેસર બાળકને માનસશાસ્ત્ર શીખવતો નથી, પણ બાળક પ્રોફેસરને તે શીખવે છે! આ જરા વિચિત્ર લાગશે, પણ વિગતે જોતાં આપણને તે તરત સમજાશે. બાળકનું માનસ એવા પ્રકારનું છે કે તે જ્ઞાનને પોતામાં પચાવી લે છે અને જાતે શીખે છે. ઉપરચોટિયું નિરીક્ષણ પણ આ બતાવવા માટે બસ છે. બે વર્ષનું બાળક તેનાં માબાપની ભાષા બોલે છે. ભાષાજ્ઞાન એક મોટી બૌદ્ધિક પ્રાપ્તિ છે. પણ બે વર્ષના બાળકને એ કોણે શીખવ્યું? શિક્ષકે શીખવ્યું? દરેકને ખબર છે કે એમ તો નથી; અને છતાં બાળક નામ, ક્રિયાપદ, વિશેષણ વગેરે બરોબર જાણે છે. આ ઘટનાનો જો કોઈ બરોબર અભ્યાસ કરે તો બાળકના આ ભાષાવિકાસની ઘટના અદ્ભુત લાગશે. એમ અભ્યાસ કરનારા સૌ સ્વીકારે છે કે, બાળક અમુક વયે શબ્દો ને નામો વાપરવા માંડે છે. જાણે કે, એને ખાસ સમયપત્રક ન હોય! ખરેખર, કુદરતે નક્કી કરી

આપેલો એક સખત અભ્યાસક્રમ તે બરોબર અનુસરે છે, અને તે એટલી ચોકસાઈથી કે મહેનતુમાં મહેનતુ શાળા પણ તેને મુકાબલે ઊતરે! અને એ સ્વાવલંબક પ્રમાણે વર્તી, બાળક ભાષાની બધી અનિયમિતતાઓ અને જુદી જુદી વાક્યરચનાઓ વગેરે બધું ભારે જબરી ખંતથી શીખે છે.

બાળકના અંતરમાં એક ઘણો વિવેકશીલ શિક્ષક રહેલો છે. બાળક ગમે તે પ્રદેશનું હોય; દરેક બાળકમાં એ આંતર-શિક્ષક આ બધાં પરિણામો સાધે છે. બાળપણના આ કાળે બાળકને કોઈ શીખવી ન શકે; છતાં માણસ જે એકમાત્ર ભાષા પરિપૂર્ણ શીખે છે (માતૃભાષા), તેને બાળક આ જ સમયે મેળવે છે. પછીની ઉંમરે જો નવી ભાષા શીખવા તે માગે ને તમે એને ગમે તેટલી મદદ ભલે કરો, તોપણ બાળપણમાં તેણે મેળવેલી ભાષા જેવી ચોકસાઈથી તેને એ નહિ બોલી શકે.

અને આ માત્ર ભાષા અંગે જ નથી. બે વર્ષે બાળક તેની આસપાસની બધી વસ્તુઓ તથા માણસોને ઓળખી શકે છે. જેમ જેમ આનો વધારે વિસ્તાર કરીએ તેમ તેમ સ્પષ્ટ થતું જાય છે કે, બાળક જે વિકાસ સાધે છે તે ભારે મોટો હોય છે. કારણ કે, આપણી પાસે જે શક્તિઓ છે તે બાળપણમાં આપણે ઘડી છે, અને સૌથી વધુ મહત્ત્વની શક્તિઓ જીવનનાં પહેલાં બે વરસમાં ઘડાય છે. આસ-પાસની પરિસ્થિતિને પામવું ને તેમાં કેમ વર્તવું એટલું જ નહિ, પણ આપણી સમગ્ર બુદ્ધિશક્તિ, ધર્મવૃત્તિ, દેશા-ભિમાન અને જાતિની ખાસ ભાવનાઓ પણ આ જ જીવન-કાળમાં ઘડાય છે, કે જ્યારે બાળકને કોઈ શીખવી ન શકે. જાણે કે, કુદરતે દરેક બાળકને (પુખ્ત) માનવબુદ્ધિથી સુરક્ષિત ન કરી લીધું હોય' કે જેથી કરીને, માનવબુદ્ધિ બાળકઆત્માના સંબંધમાં આવી તેને અસર કરે તે અગાઉ, તેના આંતર-શિક્ષકને પૂરું માનસ ઘડતર કરી લેવાનું શક્ય બને.

ત્રણ વર્ષની ઉંમરે બાળક ક્યારનું વિકસ્યું હોય છે ને શાળામાં દાખલ થઈ શકે છે. તેણે તે દરમિયાન કરેલી પ્રાપ્તિ એવી છે કે, ત્રણ વર્ષે શાળા-પ્રવેશ કરનારું બાળક 'પ્રૌઢ પુરુષ જાણે હોય' માનસશાસ્ત્રીઓ કહે છે કે, પુખ્ત-વયી લોકની ને બાળકની શક્તિને સરખાવો તો પહેલાં ત્રણ વર્ષમાં બાળકે જેટલું મેળવ્યું તેટલું મેળવતાં પુખ્ત-વયીને ૬૦ વર્ષ લાગે' તેથી તેઓ બે ઉપર કહ્યા એવા શબ્દ વાપરે છે કે, ત્રણ વર્ષે બાળક ક્યારનું પ્રૌઢપુરુષ બન્યું છે.

આ ત્રણ વર્ષની ઉંમરે પણ, પરિસ્થિતિમાંથી મદદ કરી લેવાની બાળકની જે વિચિત્ર શક્તિ છે, તે પૂરી નથી થયેલી હોતી. મારી શરૂની શાળાઓમાં ત્રણ વર્ષનાં બાળકો આવતાં, તે મદદ ન કરી શકે તેથી કોઈ તેમને શીખવી શકતું નહોતું. પરંતુ માનવ સિદ્ધિની મહાનતાનાં અદ્ભુત પારખાં તે બતાવતાં હતાં. અમારી શાળા ખરી શાળા નહોતી: તે બાળકોનું ઘર છે, બાળકો માટે તે એક ખાસ સર્જેલી પરિસ્થિતિ કે વાતાવરણ છે; ત્યાં એમને કોઈના શીખવ્યા વગર, જે કાંઈ સંસ્કારધન તે વાતાવરણમાં મૂક્યું હોય છે, તેને બાળકો સહેજે અપનાવી લે છે. મારી પહેલી શાળામાં આવેલાં બાળકો નીચેમાં નીચેના થરના લોકનાં હતાં; તેમનાં માબાપ તદ્દન અભણ હતાં. છતાં ૪ વર્ષની ઉંમરે આ બાળકો લખતાં વાંચતાં શીખ્યાં. કોઈએ તેમને શીખવ્યું નહોતું. આટલી કુમળી વયે તે આ શીખ્યાં તેથી, જોવા આવનારાઓને નવાઈ લાગી. તેમણે પૂછતાં, 'તમને આ કોણે 'શીખવ્યું?' બાળક આશ્ચર્યમાં ઊંચું જોઈ, જવાબ આપતાં, "'શીખવ્યું?'—મને કોઈએ નથી શીખવ્યું." તે વખતે આ ઘટના ચમત્કાર જેવી લાગી, ને સંસ્કારિતાની સ્વયંપ્રાપ્તિની આ વાત છાપાંમાં ચાલી. માનસશાસ્ત્રીઓએ વિચાર્યું કે, આ બાળકો ખાસ હોવાં જોઈએ. લાંબા કાળ સુધી હું પણ એ મત ધરાવતી હતી. કેટલાંક વર્ષો બાદ મેં જોયું કે, સંસ્કારધન સહેજે અપનાવી લેવાની આ શક્તિ બધાં બાળકોમાં હોય છે. અને તે પરથી મેં વિચાર્યું કે, જો આમ હોય કે, વગર થાકે સહેજે આમ સંસ્કારો અપનાવી શકાય, તો સંસ્કાર-ધનની બીજી બાજુઓ પણ લાવ ને ત્યારે બાળકો આગળ ધરું! એમ કરતાં, બાળકોએ લેખનવાચનથી આગળ જઈ એટલી જ સહેલાઈથી વનસ્પતિવિદ્યા, પશુવિદ્યા, ગણિત, ભૂગોળ વગેરે વિષયોને પણ પોતાની મેળે ને કશા થાક વગર ગ્રહણ કર્યા.

એમ મને જણાયું કે, શિક્ષક આપે છે તે શિક્ષણ નથી; શિક્ષણ તો એક કુદરતી પ્રક્રિયા છે કે જેને માનવ-વ્યક્તિ આપમેળે ચલાવે છે; અને શબ્દો સાંભળવાથી તે નથી ચાલતી, પરંતુ આસપાસની પરિસ્થિતિ પરથી અનુભવો દ્વારા ચાલે છે. તો પછી, શિક્ષકનું કામ બોલવાનું નથી. પરંતુ તેનું કામ એ થાય છે કે, ખાસ સર્જેલા વાતાવરણ કે પરિસ્થિતિની અંદર યોજેલી, સંસ્કાર-વિષયક ક્રિયા કરવાને માટેના હેતુઓની પરંપરા તૈયાર કરવી.

૪૦ વર્ષનો મારો અનુભવ થયો છે. જેમ બાળકો તૈયાર થતાં ગયાં, તેમ જુદા જુદા દેશનાં માબાપોએ મને મોટાં બાળકોની કેળવણીનું કામ આગળ ચલાવવા કહ્યું; અને મને જણાયું કે, સ્વવિકાસનું એકમાત્ર સાધન વૈયક્તિક ક્રિયા છે, અને આ વાત શાળાપ્રવેશ ઉંમર પૂર્વેના બાળક માટે જ નહિ, હાઈસ્કૂલના કિશોર માટેય સાચી છે.

મારી આંખ આગળ એક નવી જ મૂર્તિ ખડી થઈ. તે શાળા કે શિક્ષણ નહિ પણ મનુષ્યની મૂર્તિ હતી. જો મનુષ્ય સ્વતંત્રપણે વિકાસ પામે, તેના આત્માને રોકતું કશું માનસિક ત્રાસ કે દબાણનું કારણ ન હોય, ત્યારે તેનું કેવું સાચું સ્વરૂપ ને મહાનતા હોય, તે પ્રગટ કરતી માનવમૂર્તિ મારી આગળ ખડી થઈ. અને તેથી હું

કહું છું કે, શિક્ષણની અંદર કશો પણ સુધારો કરવો હોય તો તે મનુષ્ય વ્યક્તિના વિકાસના પાયા ઉપર રચાવો જોઈએ. માણસે જાતે તેના શિક્ષણનું કેન્દ્ર બનવું જોઈએ. અને એ યાદ રાખવું જોઈએ કે, માણસ યુનિવર્સિટીમાં જ વિકસતો નથી; માણસ તેનો વિકાસ જન્માથી ને જન્મ પહેલેથી શરૂ કરે છે, અને વધુમાં વધુ વિકાસ જીવનનાં પ્રથમ વર્ષોમાં સધાય છે; અને તેથી કરીને વધારેમાં વધારે સંભાળ તે વખતે લેવાવી જોઈએ. આ જો કરવામાં આવે તો બાળક બોજારૂપ નહિ, પણ કુદરતની સર્વશ્રેષ્ઠ અદ્ભુતતા તરીકે પોતાને પ્રગટ કરી બતાવશે. તો પછી આપણી આગળ બાળક, પહેલાં લેખાતું હતું એવું એક નબળું પ્રાણી કે આપણા ડહાપણથી ભરી કાઢવાના ખાલી વાસણ રૂપે નહિ આવે. પરંતુ તેની પૂરી મહત્તા આપણી આંખો સામે પ્રગટ થશે; આપણી બુદ્ધિશક્તિના ઘડવૈયા તરીકે તે પ્રગટ થશે; કુદરતના સૌથી મહાન ચમત્કારરૂપ જે માનવપ્રાણી, તેનું ઘડતર કરવાને માટે, પોતાના આંતર શિક્ષકની દોરવણી તળે અને આનંદ તથા મોજથી, છતાં એક ચોકસ સમયપત્રક પ્રમાણે, અથાક કામ કરનાર પ્રાણી તરીકે આપણી આગળ તે પ્રગટશે. રોકની સેવા નોકર કરે તેમ, આપણે માનવ શિક્ષકો આ મહાન ચાલુ કામને મદદ કરી શકીએ. આ જો કરીએ, તો માનવ આત્મા પ્રગટ થવાના સાક્ષી આપણે બનીશું; નવ માનવને જાગતો જોઈશું; કે જે માનવ ઘટનાઓનો ભોગ નહિ બને, પણ જેની પાસે માનવસમાજનું ભાવી ઘડવાને માટે ને તેને દોરવવા સારુ, શુદ્ધ દૃષ્ટિ હશે.

(અંગ્રેજી પરથી)

# ભારતીય ખગોળશાસ્ત્રનો ટૂંક ઇતિહાસ—૮

વેદાંગયુગ (ઑગસ્ટ ૧૯૪૪ના અંકથી ચાલુ)

### જૈન જ્યોતિર્ગણિત, ઇત્યાદિ

વેદાંગયુગના છેવટના ભાગમાં શ્રીમહાવીર સ્વામીના સમયમાં ઈ. પૂ. ૫૦૦ના અરસામાં જૈનોનાં ખગોળવિષયક પુસ્તકો લખાવાનો આરંભ માલૂમ પડે છે. આમાંથી સૂર્યપ્રજ્ઞપ્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ, જમ્બુદ્વીપપ્રજ્ઞપ્તિ, જ્યોતિષ્કરંડક, કાલલોકપ્રકાશ, વગેરે મુખ્ય છે. કાલલોકપ્રકાશ તો ઠેઠ ઈ. સ. ૧૬૫૨માં જૂનાગઢમાં વિનયવિજયજી ઉપાધ્યાયે લખ્યો છે. ઈ. પૂ. ૫૦૦ની લગભગમાં લખાયેલ સૂર્યપ્રજ્ઞપ્તિમાં જે ગણિત આપ્યું છે, તે વેદાંગજ્યોતિષનું છે; તે જ બીજાં બધાં પુસ્તકોમાં, ૧૭૦૦ વર્ષ પછી લખાયેલ કાલલોકપ્રકાશમાં સુધ્ધાં, માલૂમ પડે છે. જૈનો પોતાના વ્યવહારમાં, ધાર્મિક વ્રતો અને ફલજ્યોતિષમાં વૈદિક હિંદુઓનાં પંચાંગોના ગણિતને અનુસરે છે; પણ બધાં પ્રમાણભૂત જૈન ખગોલવિષયક પુસ્તકોમાં તો સૂર્યપ્રજ્ઞપ્તિનું જ ગણિત આપવામાં આવ્યું છે, પછી તે પુસ્તક ગમે તે સમયે લખાયું હોય. આનું કારણ મહાવીર તરફની પૂજ્યબુદ્ધિ છે. 'મહાવીરના સમયમાં લખાયેલ પુસ્તકમાં ભૂલ હોય જ નહિ, તેમાં સુધારો કરવાની જરૂર હોય જ નહિ,' એવી માન્યતા આનું કારણ છે.

બીજી બાજુએ વેદમાર્ગી હિંદુઓનાં ખગોળવિષયક પુસ્તકોમાં હમેશાં ઉત્તરોત્તર સુધારા થયેલા માલૂમ પડે છે. આ સુધારા આકાશનાં પ્રત્યક્ષ અવલોકનથી, તેમ જ ગ્રીક, આરબ અને અર્વાચીન પાશ્ચાત્ય પુસ્તકો પરથી કરવામાં આવ્યા છે. છેલ્લાં ૭૫ વર્ષમાં લખાયેલાં પુસ્તકોમાં તો ખગોળશાસ્ત્રની છેલ્લામાં છેલ્લી શોધોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ પુસ્તકોના ગણિત પ્રમાણે આપણાં પંચાંગોને હજી સુધી સુધારવામાં આવતાં નથી એ બહુ ખેદની વાત છે. ફલજ્યોતિષના જૈન ગ્રંથો ઘણા છે, પણ તે બધામાં ગણિત તો વેદમાર્ગી જ છે.

અહીં હું 'કાલલોકપ્રકાશ'ના ગણિતનું વિવેચન કરું છું, કારણ કે તે ગ્રંથ ગણિતમાં છેલ્લો હોવાથી તેમાં અગાઉના ગણિતના બધા ગ્રંથોનું ગણિત આવી જાય છે. આ ગણિત વેદાંગને અનુસરીને જ આપ્યું છે. તેમાં ૩૬૬ દિવસનું વર્ષ, ૫ વર્ષનો યુગ, દર ૨॥ વર્ષે ૧ અધિક માસ, એટલે યુગમાં ૬૨ ચાંદ્રમાસ, ચંદ્રના ૬૭ નાક્ષત્ર માસ અને ૧ વર્ષમાં સરખે અંતરે આવતાં અયનો અને સંપાતો — આ બધું વેદાંગ પ્રમાણે જ છે. તફાવત આ પ્રમાણે છે:—

વેદાંગમાં માસ અમાન્ત છે, ત્યારે આ પુસ્તકમાં પૌર્ણિમાન્ત છે. યુગનો આરંભ વેદાંગમાં માઘ સુદિ ૧ અને ઉત્તરાયણથી થાય છે, ત્યારે આ પુસ્તકમાં તે શ્રાવણ (અમાન્ત પદ્ધતિ પ્રમાણે આષાઢ) વદિ ૧ અને દક્ષિણાયનથી થાય છે. યુગારંભે વેદાંગમાં ચંદ્રનું નક્ષત્ર ધનિષ્ઠા છે અને આ પુસ્તકમાં અભિજિત છે. વેદાંગમાં નક્ષત્રો ૨૭ અને સરખી લંબાઈનાં છે; આ પુસ્તકમાં તે ૨૮ અને ઓછી વત્તી લંબાઈનાં છે; ૨૮મું નક્ષત્ર અભિજિત છે. પણ 'સૂર્યચંદ્રની ગતિ બંનેમાં એકસરખી છે. બીજા કોઈ ગ્રહનું ગણિત એકેમાં આપ્યું નથી.

હવે આપણે જૈન પદ્ધતિ રચાયાનો સમય કાઢીએ. આપણે જોઈ ગયા કે વેદાંગનો સમય ઈ. પૂ. ૧૪૦૦ થી ૧૧૦૦ છે. જૈન પદ્ધતિમાં અને વેદાંગમાં અયનો માટે જે દિવસો કહ્યા છે, તે પરથી જૈન પદ્ધતિનો સમય કાઢી શકાય. તે આ પ્રમાણે:—

પહેલાં આપણે જૈન પદ્ધતિનાં અયનોને વેદાંગનાં અયનો સાથે સરખાવીએ. જૈનપદ્ધતિ પ્રમાણેના દક્ષિણાયન-

# આપણા ઇતિહાસનું ઉવેખાયેલું મધ્યબિંદુ

આપણા ઇતિહાસમાં અક્ષમ્ય ઉપેક્ષા પામેલા એક પ્રસંગ તરફ આંગળી ચીંધવાનો આ ટૂંકા લેખનો હેતુ છે. તે પ્રસંગ ૧૮૫૭ના બળવાનો છે. હિન્દના ઇતિહાસનાં ચાલુ પાઠ્યપુસ્તકો તપાસતાં એક કે બે જ પુસ્તકોમાં આ પ્રસંગનું કંઈક ઠીક વર્ણન મળે છે. બાકી ચાલુ પાઠ્યપુસ્તકોમાં તો ઘણી ઊણપો હોઈ, તે નવેસર જ લખાવા જેવાં લાગે છે.

૧૮૫૭નો બળવો એ એવો મહત્ત્વપૂર્ણ બનાવ છે કે, તેને આપણા દેશના આધુનિક કે અંગ્રેજી રાજ્યના ઇતિહાસના અભ્યાસનું મધ્યબિન્દુ બનાવી તેની પૂર્વેનો અને પછીનો અભ્યાસ રચાવો જોઈએ. આવો અભ્યાસ આપણી શાળા કૉલેજોમાં કરી શકાય તો જ આપણે અભ્યાસનું વ્યાવહારિક પરિણામ પ્રાપ્ત કરી શકીશું. આ સિવાયનું જ્ઞાન અભ્યાસ ખાતર અભ્યાસ કરનારને ભલે ઉપયોગી હોય, પણ સામાન્ય વાંચક અને નાગરિકો માટે તે ઝાઝું ઉપયોગી નથી.

અમદાવાદને આંગણે ગૂજરાતના ઇતિહાસનું સંશોધન કરવા ઇતિહાસ સંમેલન તાજેતરમાં જ યોજાયું હતું અને પ્રાન્તીય હકીકતો, અને અવશેષો સંગ્રહવા ઇતિહાસપ્રેમીઓ તૈયાર થયા છે. અમારી એમને વિનંતિ છે કે, સ્થાનિક કે પ્રાન્તીય દૃષ્ટિને ઇતિહાસના વિશાળ અને વધુ વિશાળ થતા રહસ્યાર્થમાં આપણે અવલોકી શકીશું તો જ આપણો ઇતિહાસનો અભ્યાસ સાર્થક અને સફળ થશે; અને તે દૃષ્ટિ કેળવતાં ચૂકીશું તો આપણી વિવિધ અને સંકુચિત જ્ઞાતિઓની માફક વ્યક્તિની અને માનવસમુદાયની પ્રગતિને અજાણે પણ ભારે ફટકો મારી બેસીશું.

ઇતિહાસના ઉપર જણાવેલા પ્રસંગની ચર્ચા કરતાં ગાંધીજીનો અનુભવ ધ્યાનમાં લેવા જેવો છે. ૧૮૯૧ની સાલમાં ગાંધીજી બૅરિસ્ટર થયા પછી વકીલાત બાબતમાં સલાહ લેવા ફ્રેડરિક પિંકટને મળવા ગયેલા, ત્યારે ગાંધીજીને મિ. પિંકટે કહેલું: "તારું દરદ હવે સમજ્યો. તારું સામાન્ય વાંચન બહુ થોડું છે. વકીલને તે વિના ન ચાલે. તેં તો હિન્દુસ્તાનનો ઇતિહાસ પણ નથી વાંચ્યો. × × × × વળી દરેક હિન્દુસ્તાનીને હિન્દુસ્તાનના ઇતિહાસનું પણ ભાન હોવું જોઈએ. હું જોઉં છું કે તેં કે અને મૅલેસનનું ૧૮૫૭ના બળવાનું પુસ્તક પણ નથી વાંચ્યું. એ તો તુરત વાંચી જજે." ગાંધીજી ઉપરના અનુસન્ધાનમાં જણાવે છે કે, બળવા વિષેનું પુસ્તક વાંચવાની મુરાદ દક્ષિણ આફ્રિકામાં બર આવી.

આ નાના ઉદાહરણ ઉપરથી બતાવવાનું એ જ છે કે, મિ. પિંકટ જેવા સ્થિતિચુસ્ત ( કૉન્ઝરવેટીવ ) પક્ષના સભ્યને પણ એમ લાગતું કે, પોતાનો ઇતિહાસ અને ૧૮૫૭નું કે અને મૅલેસનનું પુસ્તક હિન્દીઓએ અવશ્ય વાંચવાં જોઈએ.

૧૯૪૧ની સાલમાં રાઈસ હોમ્સના ૧૮૫૭ના પુસ્તકનો પરિચય મને પહેલી વાર થયા પછી તે વિષયનાં બીજાં પુસ્તકો મેં જોયાં. હોમ્સના પુસ્તકમાં ઘણી ત્રુટિઓ હોવા છતાં, તે પુસ્તક જ્યારે મેં મારા વૃદ્ધ પિતા પાસે વાંચવા માંડ્યું ત્યારે અંગ્રેજોના હાથે હિન્દીઓ ઉપર થયેલા અનેકગણા અત્યાચારનાં વર્ણન સાંભળી તે ઘણી વાર સ્તબ્ધ બની જતા અને મારે વાંચન બંધ કરવું પડતું. પુસ્તક પૂરું સાંભળી રહ્યા બાદ મારા પિતા કહે: "અમારાં પોણોસો વરસ એળે ગયાં; અમને તો આ વિગતોનો ખ્યાલ પણ ન હતો. અમે શાળા-કૉલેજમાં આ વિગતો શીખ્યા હોત તો કેટલો બધો ફેર પડત!"

મારા પિતાના આ ઉદ્‌ગાર તદ્દન સાચા છે. જો તે શાળા-કૉલેજમાં ૧૮૫૭ના બળવાનો કાંઈક સાચો ઇતિહાસ શીખ્યા હોત—તો ૧૯૨૦માં જનરલ ડાયરની હિંમત અને પ્રામાણિકતાની પ્રશંસા તે સામાન્ય વાતચીતમાં કરતા તે ન કરત. જનરલ ડાયરનું સ્મારક જલિયાનવાલા બન્યું અને ત્યાર પછીની ૧૯૪૨ સુધીની દરેક હિલચાલોમાં જે ભાગ અંગ્રેજ સત્તાધારીઓએ ભજવ્યો છે તે સ્પષ્ટ બતાવી આપે છે કે, અંગ્રેજ સત્તાધારી અને રાજપુરુષ ૧૮૫૭ના અત્યાચારનું પુનરાવર્તન કરતાં અચકાય તેમ નથી અને તેઓ ૧૮૫૭ના પ્રસંગને જરાયે ભૂલી શક્યા નથી. આપણે જ આપણો ઇતિહાસ ભૂલી ગયા છીએ અને કેળવાયેલા કહેવાતા છતાં તેનો અભ્યાસ કરવાની અભિરુચિ આપણામાં ઓછી જ છે.

આપણા ઇતિહાસનો અભ્યાસ કરવાની અભિરુચિ કેળવવી તેનો અર્થ એવો નથી થતો કે, આપણે અંગ્રેજ પ્રજા સામે દ્વેષવૃત્તિ કેળવવી. તે પ્રજા પાસેથી આપણે ઘણું શીખવાનું છે એમ ઉપલક વિચાર કરનારને પણ સ્પષ્ટ જણાય તેવું છે. અંગ્રેજ યુવક હિન્દમાં આવે છે ત્યારે ખરો કે ખોટો પૂર્વગ્રહ લઈને જ આવે છે અને અહીં આવ્યા બાદ સંકુચિત વાતાવરણમાં તેની માન્યતાઓને હમેશાં પુષ્ટિ મળતી રહે છે. હકીકતમાં તો એક સામાન્ય અંગ્રેજને મુકાબલે આપણો ભણેલો કહેવાતો વર્ગ ૧૮૫૭ના પ્રસંગ વિષે તદ્દન અજ્ઞાન દેખાય છે અને ઘણી વાર અંગ્રેજોના મુખમાંથી નીકળતાં સત્યો, અર્ધ સત્યો, અને પૂર્ણ અસત્યોનો, બિલકુલ વિચાર કર્યા વિના, ઘોષ અને પ્રતિઘોષ કરવા લાગે છે.

મારું વય આશરે બારતેરનું હશે. તે સમયે અમારા એક વડીલને અમે એમ બોલતાં સાંભળેલા કે, નાના સાહેબ ઘણો ક્રૂર આદમી હતો, કારણ કે અંગ્રેજોનાં નાનાં બાળકોને તે ઊંચે ઉછાળી નીચે ભાલો ધરી મારી નાંખતો. કાનપુરમાં અંગ્રેજ સ્ત્રીપુરુષો તથા બાળકોના હત્યાકાંડમાં નાના સાહેબની સીધી કે આડકતરી જવાબદારી તરી આવે છે એ ખરેખર હિન્દીઓ માટે શરમજનક છે; પણ નાના સાહેબનું વર્તન ઇતિહાસની આખી ભૂમિકામાં તપાસ્યા સિવાય જ અભિપ્રાય આપવો કે બાંધી લેવો તેમાં ઐતિહાસિક દૃષ્ટિ રહેતી નથી. આમ નાના સાહેબના વર્તનનો પ્રશ્ન એક સ્વતંત્ર અને નિષ્પક્ષપાત તપાસ માંગી લે છે.

વળી હિન્દના ઇતિહાસમાં અમે શીખતા કે, ૧૮૫૭નો બળવો ચરબીવાળી કારતૂસો અને તાર-ટપાલ વગેરે સુધારાઓ બાબત હિન્દીઓની વહેમબરી દૃષ્ટિને લીધે થયો. આપણી ભાષામાં આ અને આવાં કારણો ઉપર ભાર મુકાતો ૧૯૩૮ની સાલ સુધી અમે જોયો છે. પણ તે અભિપ્રાય એકાંગી હોઈ સાચો નથી એમ અંગ્રેજી પુસ્તકો ઉપરથી સ્પષ્ટ જણાય છે.

વળી ૧૮૫૭નો પ્રસંગ તે માત્ર લશ્કરી બળવો હતો કે હિન્દીઓનું સ્વાતંત્ર્યયુદ્ધ હતું તે પ્રશ્ન પણ ઇતિહાસ-પ્રેમીઓની અભ્યાસપૂર્ણ છણાવટ માગી લે છે. આમ વિવિધ બાજુથી ઇતિહાસના આ ગંભીર પ્રસંગ અને પ્રશ્નોને તપાસી આપણે સત્ય વસ્તુસ્થિતિ જાણવી જોઈએ.

આપણી ભાષામાં ૧૮૫૭નું સાહિત્ય અંગ્રેજીને મુકાબલે ઘણું જ ઓછું કહેવાય. આમ છતાં જે ઘણું થોડું સાહિત્ય આપણને મળ્યું છે તેમાંથી પણ ઇતિહાસનાં મહાન સત્યો તારવી શકાય તેમ છે. આ વિષય ઉપર મરાઠીમાં એક જ પુસ્તકમાં આખોયે ઇતિહાસ પ્રો. નારાયણ કેશવ બેહેરેએ લખ્યો છે. આ લગભગ સાડાપાંચસેં પાનનું પુસ્તક સાહિત્ય તેમ જ ઇતિહાસની દૃષ્ટિએ ઘણું ઉપયોગી છે.

વળી મરાઠીમાં જ શ્રીયુત ગોડશેએ લખેલું પ્રવાસવર્ણન પ્રવાહી શૈલીમાં મોજૂદ છે અને તેનું સંશોધન સ્વ૦ ચિં૦ વિ૦ વૈદ્યે કરેલું છે. ગોડશે જાતે બળવાના સમયમાં ઝાંસીમાં સપડાઈ ગયેલા અને ઘણી મુશ્કેલીઓ વેઠી પોતાને ગામ વરસઈ આવી પહોંચ્યા તેની રસપ્રદ હકીકત આ પુસ્તકમાં સાંપડે છે. ઉપરાંત 'ભારતમેં અંગ્રેજી રાજ્ય'નાં છેલ્લાં બસો અઢીસો પાનમાં આ પ્રસંગનો અભ્યાસપૂર્ણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અને શ્રીયુત નગીનદાસ પારેખે લખેલા 'સત્તાવન' નામના પુસ્તકમાં પણ સામાન્ય વાંચક માટે સરળ શૈલીમાં આખાયે પ્રસંગનું બયાન રજૂ કરવામાં આવેલું છે. વળી શ્રીયુત મહાશંકર ઇન્દ્રજી દવેએ રજની-કાન્તના બંગાળી ઉપરથી ત્રણ ભાગમાં આ વિષયનો ઇતિહાસ પ્રસિદ્ધ કર્યો છે. 'ભારેલો અગ્નિ' નામની શ્રીયુત રમણલાલ વસંતલાલ દેસાઈની નવલકથાનું વસ્તુ પણ આ વિષય ઉપરથી લીધું છે. આમ જે જે પુસ્તકો આપણી ભાષામાં જડી આવે છે તેમાંથી આપણે ઘણું જાણી શકીએ તેમ છીએ. પણ આ પુસ્તકોનો અભ્યાસ માત્ર કાલક્ષેપ કરવા નહિ, પણ હેતુ પુરઃસર અને નિષ્પક્ષપાતપણે કરવો જોઈએ.

વિ૦ મં૦ ભટ્ટ

# ભૂતકાળના પ્રયોગો-સોવિયેટ અખતરો

[આચાર્ય કૃપાલાની 'તાજેતરનું ચેલેંજ' નામના પોતાના પુસ્તકમાં ગાંધીજીની વર્ધાયોજનાના બે ખાસ મુદ્દાઓ તારવી બતાવીને ગાંધીજીની 'પાયાની કેળવણી'નું નિરૂપણ શરૂ કરે છે. તે બે મુદ્દા આ છે: (૧) કોઈ હાથ-ઉદ્યોગની આસપાસ બધી કેળવણી વણવામાં આવે; (૨) તે હાથ-ઉદ્યોગમાંથી જે આર્થિક ઉત્પન્ન થાય, તેથી કેળવણીનું ચાલુ ખર્ચ, એટલે કે શિક્ષકોનો પગાર નીકળી રહે.

આ બેમાંથી પહેલો, એટલે કે, અંગમહેનત અથવા કોઈ ઉદ્યોગ દ્વારા કેળવણી આપવાનો ખ્યાલ, ગાંધીજીની પહેલાં કેળવણીના ક્ષેત્રમાં થઈ ગયેલા વિચારકો અને સુધારકોએ પણ વારંવાર રજૂ કર્યો છે, તથા તેને અમલમાં મૂકી જોવાના ધ્યાન ખેંચે તેવા પ્રયત્નો થયેલા છે, એમ જણાવી, કૃપાલાનીજી તેમાંથી કેટલાકની ટૂંક મહિતી આપવાનું શરૂ કરે છે, અને તે દરમ્યાન રૂસો, પેસ્ટોલોજી, ફ્રોબેલ, મૉન્ટેસૉરી, ડૉ. જોન ડ્યૂઈ, માર્કસ અને પ્રિંસ ક્રોપોટ્કીન વગેરેના વિચારો રજૂ કરે છે ત્યાં સુધીનો ભાગ 'શિક્ષણ અને સાહિત્ય'ના વર્ષ ૨ અં. ૧૧; તથા વર્ષ ૩: અં. ૧, ૨, ૩, ૬, તથા ૧૧ માં આવી ગયો છે. હવે આ અંકમાં સોવિયેટ રશિયાનો કેળવણીપ્રયોગ ટૂંકમાં જોઈશું. પછી તે બધા જૂના અખતરાઓ શાથી સફળ ન નીવડ્યા તેનાં કારણોની ટૂંક રજૂઆત કરી, ગાંધીજીની યોજનામાં રહેલી અમાપ શક્યતાઓની વાત આગળ કરે છે, તે હવે પછીના અંક ઉપર રાખવી જોઈશે.]

'સામાજિક કેળવણીનો મૂળભૂત પ્રશ્ન' નામના પોતાના પુસ્તકમાં શુલ્ગીન સામ્યવાદી પક્ષનું મંતવ્ય આ રીતે રજૂ કરે છે: "અમારે મન ઉદ્યોગ એ બાળકોને ઉદ્યોગી વિશ્વકુટુંબમાં સામેલ કરવાનું સાધન છે. તે વડે તેઓ જનતાના જીવનકલહમાં હિસ્સેદાર થઈ શકે, તથા તેને સમજી શકે; માનવસમાજના ઇતિહાસનું દર્શન કરી શકે; કામ કરવાની, સંગઠન કરવાની, અને સામુદાયિક જીવનની ટેવો પ્રાપ્ત કરી શકે; તથા કામકાજની શિસ્ત મેળવી શકે."

સોવિયેટ કેળવણીની સત્તાવાર નોંધ રાખનાર પિન્કવિટ્ચ કેળવણીની નવી તથા જૂની પદ્ધતિઓ તથા તેમનાં ધ્યેયો વચ્ચેનો તફાવત આ શબ્દોમાં રજૂ કરે છે:

"જૂની પદ્ધતિઓ વેળાની જરૂરિયાત સ્વતંત્ર સર્જકો પેદા કરવાની નહોતી; પરંતુ નોકરો, કારકુનો, અને ગુલામો ઊભા કરવાની હતી. પણ સોવિયેટ પ્રજાતંત્રની બાબતમાં તો, તેથી ઊલટું, આર્થિક અને સાંસ્કારિક નવરચનાના કામમાં લોકોના બને તેટલા મોટા ભાગને ભેળવવાનો પ્રશ્ન તો જીવન-મરણનો પ્રશ્ન હોય છે. તેથી કરીને બાળક નિશાળ છોડીને બહાર પડે, ત્યાર પહેલાં તેણે મજૂરી કરનારાઓ માટેનું પ્રજાતંત્ર કેવી રીતે રચવું તેનો સિદ્ધાંત તથા વ્યવહાર—બંનેને લગતી પૂરી સમજ મેળવી લીધી હોવી જોઈએ." "તેથી કરીને કેન્દ્રિત શાળા લોકોના ઉદ્યોગને તેમની કેળવણીના મધ્ય-બિંદુમાં રાખે છે. એ મુદ્દો શાળાના કાર્યક્રમની બધી ભૂમિકાઓએ સળંગ વ્યાપેલો રહે છે. ઉદ્યોગની રજૂઆત પણ કોઈ ખાસ ધંધેદારી દૃષ્ટિથી નહીં, પણ નવું જીવન સર્જનારની દૃષ્ટિથી થાય છે. તેને ઉદ્યોગના જુદા જુદા પ્રકારો વચ્ચેનાં સંબંધ તથા અન્યોન્યા-

અંગત્વ વિષે સ્પષ્ટ સમજ હોવી જોઈએ; ત્યાર પછી તેનો પોતાનો ધંધો ગમે તે હોય. એવી સમજને અમે કેળવણી કહીએ છીએ. શાળાનું કામકાજ શાળા બહારની વાસ્તવિકતાઓ સાથે પૂરેપૂરું સમન્વિત હોવું જોઈએ; ઉત્પાદક મજૂરીને જ તેમાં મુખ્ય સ્થાન મળવું જોઈએ.'"

કેળવણીની બાબતમાં સોવિયેટ અખતરો ગાંધીજીની યોજનાને ઘણો મળતો આવે છે. સોવિયેટની કેળવણી-પદ્ધતિમાં લેનિને સૌથી વધુ આગ્રહ 'ઉદ્યોગી-કરણ'નો રાખ્યો હતો. બિયેટ્રીસ કિંગ પોતાના પુસ્તક 'સોવિયેટ કેળવણી'માં જણાવે છે :—

"ઉદ્યોગીકરણ એ કંઈ માત્ર કેળવણીને લગતો પ્રશ્ન નથી, પરંતુ સર્વસાધારણ રાજકારણી પ્રશ્ન છે, એવું સમજવાની આવશ્યકતા ઉપર લેનિન ખાસ ભાર મૂકતો. આખા જીવનની ચાલુ લઢણને ધરમૂળથી પલટી નાખવાનો, તથા મજૂરીના બૌદ્ધિક અને શારીરિક એવા બે ભેદોને નાબૂદ કરવાનો એ મૂળગત પ્રશ્ન છે."

કેળવણીના ઉદ્યોગીકરણની વાતથી લેનિન ખરેખર શું કહેવા માગતો હતો ? એ કંઈ માત્ર ઔદ્યોગિક તાલીમની જ વાત નહોતો કરતો, એ તો ઉઘાડું છે. રશિયામાં ઔદ્યોગિક તાલીમ પંદર કે સોળ વર્ષની ઉંમર બાદ જ શરૂ થાય છે. ત્યારે લેનિનના કહેવાનો મુદ્દો શો હતો ? બિયેટ્રીસ કિંગ તેની સમજૂતી આપતાં કહે છે : "ઉદ્યોગીકરણ એ એક યોજના તેમ જ પદ્ધતિ બંને છે. યોજના તરીકે તે કેળવણી અને જીવન એ બે વચ્ચે સમન્વય સાધનારનું કામ કરે છે; અને પદ્ધતિ તરીકે તે બાળકોને પોતાના સમાજના કુશળ તેમ જ સમજવાળા કાર્યકરો થવા માટે તૈયાર કરે છે."

રશિયામાં 'કાર્યકર' એટલે શું શું સમજવામાં આવે છે?

"તે અનેકરીતે પૂરેપૂરો વિકસેલો મનુષ્ય હોવો જોઈએ. જૂના જમાનામાં જે બુદ્ધિશાળી વર્ગ કહેવાતો, તેના એટલે જ કે બૌદ્ધિક તેમ જ વ્યક્તિવિષયક બાબતોમાં રસવાળો હોવો જોઈએ. વસ્તુતાએ તે નવા પ્રકારના બુદ્ધિશાળી વર્ગનો માણસ બનવો જોઈએ. એનો અર્થ એ થયો કે, દરેક કાર્યકર પાસે માત્ર હુન્નર કે કારીગરી કરતાં બીજું ઘણું વિશેષ હોવું જોઈએ. હાથની કુશળતા એકલી જ બસ નથી. તેના ધંધામાં જે જે ચીજો વપરાતી હોય તેમને લગતી તેને બધી સમજ હોવી જોઈએ, તેમ જ દેશની આર્થિક વ્યવસ્થામાં તેણે તૈયાર કરેલા માલની શી અગત્ય છે, તે પણ તે જાણતો હોવો જોઈએ. . . . તેને માણસ અને કુદરત વચ્ચેના સંબંધની તેમ જ તે બંની એકબીજા ઉપર થતી ક્રિયાપ્રતિક્રિયાની સમજ હોવી જોઈએ . . . જ્ઞાન તેમ જ ક્રિયા એ બંનેને એવાં સાંકળી લેવાં જોઈએ કે જેથી કામ કરનારો માણસ પોતાના કામને બુદ્ધિપૂર્વક સમજતો હોય, તથા સમાજની વ્યવસ્થામાં તેનું રહસ્ય તથા અગત્ય પણ જાણતો હોય. 'ઉદ્યોગીકરણ' શબ્દથી આ બધું અભિપ્રેત છે."

કેળવણીકારોની એક પરિષદ સમક્ષ બોલતાં લેનિનની જોડીદાર ક્રુપ્સકાયાએ જણાવ્યું હતું કે,

"આ કેળવણીનો હેતુ એક એવા અતિ વિકસિત કાર્યકરની સંપૂર્ણ તાલીમ છે, કે જે એકીસાથે મજૂર તેમ જ નિયામક બંને થઈ શકે. અત્યાર સુધી તે માણસ કેળવાયેલો કારીગર કહેવાતો કે જે વર્ષો સુધીના મહાવરાને કારણે કુશળતાથી પોતાનું કામકાજ સંભાળતો હોય. પરંતુ તેની મર્યાદાઓ ઘણી સંકુચિત હોતી. તે એક સામાન્ય સરવાળો પણ ન કરી શકે. દાખલા તરીકે, જૂના જમાનાનો શિલ્પી લો. તેને સાધારણ ગણતરી કરતાં પણ ન આવડે. પોતાના કામકાજને ખાસ અગત્યનું એવું ભૂમિતિનું છેક સામાન્ય જ્ઞાન પણ તેને ન હોય. આપણે અત્યારે છેક જ જુદી જાતની, એટલે કે એવી તાલીમ જોઈએ છે કે જે ઉત્પાદક મજૂરીને વૈજ્ઞાનિક કેળવણી સાથે જોડી આપે."

સાથે સાથે તેણીએ પોતાના શ્રોતાઓને ચેતવણી આપી હતી કે, "કેળવણીના ઉદ્યોગીકરણની આ વાતને તેઓ રખે જૂની જાતની મર્યાદિત ઔદ્યોગિક તાલીમ જ સમજશે."

આ જાતની ચેતવણીની રશિયા કરતાં આપણા દેશમાં ખાસ જરૂર છે. રશિયામાં તો, ઉપરથી આવતા દબાણને કારણે કે રશિયાના લોકોની સ્વભાવગત ખાસિયતને કારણે, જે જાતની સૂચનાઓ કે હુકમો ઉપરથી આવે છે, તેમનો બરાબર સ્વીકાર કરી, તેમને અમલમાં મૂકવામાં આવે છે. પરંતુ આપણે અહીં તો ગાંધીજીના વિચારોને ઘણી વાર મોંએથી સ્વીકારવામાં આવે તોપણ, તેમનો અમલ જે ભાવનાથી કરવાનું તે ઇચ્છે, તે ભાવનાથી કરવામાં નથી આવતો. ગાંધીજીની વર્ધાયોજનાની બાબતમાં આ લેખકે પોતે કેટલેક જોયું છે કે, તેમની યોજનાઓ અર્ધ જાણતો જ — એટલે કે, સામાન્ય હુન્નર ઉદ્યોગની તાલીમ — એવો જ કરી દેવામાં આવ્યો છે. એવી હુન્નરઉદ્યોગની તાલીમની યોજનાઓ જરૂર નિષ્ફળ નીવડવા સરજાયેલી છે. તે પદ્ધતિઓથી શાળાના ખર્ચમાં એટલો બધો વધારો થાય, અને પરિણામો એવાં નમાલાં આવે કે, તેમને છેવટે હતાશ થઈ પડતી જ મૂકવી પડે. પછી તે પદ્ધતિઓના પુરસ્કર્તાઓ પોતે જાણે છૂટ્યા હોય તે ભાવથી, પોતાની નિષ્ફળતાને ગાંધીજીના વિચારોની નિષ્ફળતા તરીકે જાહેર કરશે. ભાંગફોડ એ કંઈ રાજદ્વારી વિરોધીઓનું જ હથિયાર નથી. જે બાબત આપણે અંતરથી સ્વીકારી ન હોય, પરંતુ રાજકીય પરિસ્થિતિને કારણે કે કંઈ લાભ મેળવી લેવાની તકસાધુવૃત્તિ વડે બહારથી મંજૂર રાખી હોય, ત્યાં પણ

ભાંગફોડનું શસ્ત્ર વાપરી શકાય છે. ગાંધીજીની યોજના સરકારી ખાતાંઓમાં ઘણી જગ્યાએ એ રીતે જ સ્વીકારાઈ છે, તથા એ રીતે જ અમલમાં મુકાય છે.

પરંતુ રશિયામાં ઉપરથી આવેલી સૂચનાઓનો કેવી વફાદારીથી અમલ થાય છે, તેનો દાખલો એક ગામડામાં બનેલી હકીકતથી મળી રહે છે. જ્યારે ત્યાં કેળવણીનું ઉદ્યોગીકરણ કરવાનો હુકમ આવ્યો, અને શાળાઓને કોઈ કારખાના જેવા કે સરકારી માલકીના કે સામુદાયિક માલકીના ખેતર જેવા કોઈ ને કોઈ ઉત્પાદક કેન્દ્ર સાથે જોડી દેવાની સૂચના આવી, ત્યારે એ ગામના લોકો ભારે વિમાસણમાં પડી ગયા. કારણ કે એ ગામડાથી દૂર દૂર સુધી કોઈ કારખાનું કે એવું ખેતર ન હતું. છતાં સૂચનાનો અમલ તો થવો જ જોઈએ. એટલે ગામની શાળાને એક કબ્રસ્તાનની દુકાન સાથે જોડી દેવામાં આવી; કારણ કે તે નજીકમાં નજીક એવું ઉત્પાદક મજૂરીનું કેન્દ્ર હતું !*

ગોપાળદાસ પટેલ

* આ જગાએ તેમ જ આખા પુસ્તક દરમ્યાન અનેક વાર કૃપાલાનીજી આપણા દેશના 'સામ્યવાદી' મિત્રોને ટકોર કરતા જાય છે કે, ગાંધીજીની ઘણી વાતો વ્યવહારમાં તો પશ્ચિમના સમાજવાદીઓ અને સામ્યવાદીઓના ઇરાદાઓને જ અનુસરતી, (અલબત્ત, તેમની પદ્ધતિ અને વિચારસરણી સાથે તે કેટલીક જગાએ જુદાં પડતાં હોય છે.), તથા આપણા દેશની પરિસ્થિતિમાં તેમનો વ્યવહારુ તથા સહાયપ્રદ અમલ કરવાની રીત બતાવતી હોય છે પરંતુ તે વાતો પશ્ચિમના દેશોની જુદી પરિસ્થિતિમાં ઊભા થયેલા 'ચોકઠા' તથા કાઢવામાં આવેલા તારણોની પરિભાષામાં ન હોવાને કારણે તેમને ન સ્વીકારવી, તથા તેમનો અમલ કરવામાં સહકાર આપી, પોતાના જ સિદ્ધાંતોને વ્યવહારમાં ચકાસી જોવાની તક ગુમાવવી, એ કાંઈ બૌદ્ધિક સુસંગતતા કે પ્રામાણિકતા, કે જેનો બણગાં તેઓ સૌથી વધારે ફૂંકતા હોય છે, તે તો ન જ કહેવાય.

# ઇતિહાસ-શિક્ષક સમ્મેલન

અમદાવાદમાં ભરાયેલા ઇતિહાસ સમ્મેલન પ્રસંગે, ઇતિહાસનું શિક્ષણ કેમ આપવું, એ વિષયની ચર્ચા કરવા એક શિક્ષકસભા યોજવામાં આવી હતી. શિક્ષણમાં ઇતિહાસને જે અતિ મહત્ત્વનું સ્થાન આપવામાં આવે છે એ દૃષ્ટિએ, આ પ્રકારની સભા વારંવાર થાય અને તેમાં ઇતિહાસ-શિક્ષણના કોઈ ચોક્કસ મુદ્દાઓની પૂરેપૂરી છણાવટ થાય, એ જરૂરનું છે.

આ સભામાં જે વ્યાખ્યાનો થયાં તે બધાંનો સારાંશ કાઢવામાં આવે તો આ સમ્મેલને ખાસ સિદ્ધિ મેળવી છે એમ નહિ કહી શકાય. જે જે વક્તાઓ બોલ્યા તે બધામાંથી મોટા ભાગના કોઈ ચોક્કસ મુદ્દાને અનુલક્ષીને નહિ, પણ ઇતિહાસ વિષે સામાન્ય ચર્ચા કરતા હોય એ રીતે બોલ્યા હતા. આમ છતાં એમાં કેટલાક મહત્ત્વના મુદ્દા સ્પર્શાવા પામ્યા હતા. દાખલા તરીકે, ઇતિહાસશિક્ષકે હિન્દુ મુસ્લિમ વિદ્યાર્થીઓના મિશ્રવર્ગ સમક્ષ હિન્દુ કે મુસ્લિમ તવારીખો કેવી રીતે રજૂ કરવી? તે અંગે એક વસ્તુ ચર્ચામાં આવી કે, ઇતિહાસનો શિક્ષક પ્રચારક નથી. એણે પોતાના અભિપ્રાયો વિદ્યાર્થી ઉપર ન લાદવા, પણ જે સત્ય હોય તેને છુપાવવું પણ નહિ. કેમ કે જે ઇતિહાસ સત્યનો દ્રોહ કરે છે, અથવા સત્ય ઉપર ઢાંકપિછોડો કરે છે તે ઇતિહાસ જ નથી. તાત્ત્વિક દૃષ્ટિએ આ વાત બરોબર છે. પણ સત્ય માટેના અત્યાગ્રહમાં બિનજરૂરી હોય એવી વિગતો આપવાના પ્રલોભનમાં શિક્ષક ન ઘસડાઈ જાય એ માટે સારા એવા વિવેકની જરૂર રહે છે, એટલું જ નહિ પણ સત્યને ગ્રહણ કરવા માટે અધિકાર અને પાત્રતાનો ખ્યાલ રાખવાનો રહે છે; એટલે અમુક વસ્તુ સત્ય છે એટલા જ ખાતર સર્વ સ્થળે રજૂ કરવા યોગ્ય છે એમ કહેવું એ બરોબર નથી.

આ વિવેક કરવા માટે શિક્ષકમાં બહુ ઊંચા પ્રકારની યોગ્યતા જોઈએ, અને તેવી યોગ્યતાવાળા શિક્ષકો આવા પ્રશ્નો અંગે આવા સમ્મેલન વખતે આદર્શ કથિતપાઠો આપે એ બહુ જરૂરનું છે. બીજા સમ્મેલન વખતે આ ધ્યાનમાં રખાય તો બહુ સારું. આ ઉપરાંત સમ્મેલને કેટલાક ઠરાવો પણ પ્રગટ કર્યા હતા, અને તેમાં જગતના ઇતિહાસની રૂપરેખાને માધ્યમિક શાળાના અભ્યાસક્રમમાં સ્થાન આપવા અંગેનો ઠરાવ બહુ ઉચિત રીતે રજૂ થયો હતો. અમે આશા રાખીએ છીએ કે તેનો અમલ થાય એ માટે ઘટતું કરવામાં આવશે.

ઝીણાભાઈ દેસાઈ

## વાચકને વિનંતી

વાચકને ખબર હશે કે, ૧૯૪૨માં સરકારે નવજીવન કાર્યાલય જપ્ત કર્યા પછી, 'હરિજન,' વગેરે સાપ્તાહિકોની ફાઈલોનો નાશ કર્યો હતો, તેથી આજે અમારી એવી દશા છે કે, તે સાપ્તાહિકોની નીચેની ફાઈલો અમારી પાસે જ રહેતી નથી! આથી જનતાને વિનંતી છે કે, જેમની પાસે એ ફાઈલોમાંની એક કે વધુ હોય, તે અમને આપે. તે પેટે ઘટતાં દામ ચૂકવવામાં આવશે.

અંગ્રેજી 'હરિજન' વર્ષ ૧ થી ૮

'હરિજનબંધુ' વર્ષ ૧ થી ૮

જે આમાંની કોઈ ફાઈલ આપી શકે એમ હોય તે મને બનતી ત્વરાએ લખી આભારી કરે, એ જ વિનંતી.

વ્યવસ્થાપક,
નવજીવન કાર્યાલય

અને આપણે માટે એ ખૂબ અગત્યનું છે. આપણે એ હકીકત સમજી લેવી જોઈએ કે, આપણે વિદ્યાર્થીઓને શાળા મહાશાળાઓમાંથી પાછા વાળવાના નથી. તેઓમાં ભરતી થનારા વિદ્યાર્થીઓની વધતી જતી સંખ્યા તેનો સચોટ પુરાવો છે. તેથી ઉત્તમ માર્ગ એ છે કે, વ્યવસ્થિત રીતે, એમના ઊણા અભ્યાસની પરિપૂર્તિ કરવી. પરદેશી પદ્ધતિ કરતાં ચોખ્ખી ચડિયાતી એવી આ દિશામાં જો પ્રજાનો પ્રયત્ન થાય તો તેમાં મુક્તિ રહેલી છે.

૨૨-૧૦-'૪૪, સેવાગ્રામ — મો૦ ક૦ ગાંધી

# સ્વાધ્યાય

આ મથાળાથી, 'શિક્ષણ અને સાહિત્ય'માં અગાઉ લખેલા બે લેખો યાદ દેવડાવવાની જરૂર છે. ૧૯૪૧ના ઑગસ્ટ અંકના પહેલા લેખમાં (પા. ૪૧૭) હિંદુધર્મની વ્યાખ્યા ચર્ચીને એમ બતાવવા પ્રયત્ન કર્યો હતો કે, આ ધર્મની ઉદારમાં ઉદાર કલ્પના કરવામાં આવતાં છતાં, ઘણા પરદેશી અને તેમના અણુસમજુ અનુસરણથી કેટલાક દેશી વિવેચકોને તે ધર્મનું સ્વરૂપ એક અરાજક જેવું ભાસ્યું છે, તેવું તે નથી; પરંતુ તેનાં સાધ્ય અને સાધન નક્કી છે, અને તેમને માટે હિંદુધર્મે ખાસ અને અનન્ય અર્થગંભીર વાચકો યોજ્યા છે, જે અનુક્રમે મોક્ષ અને યોગ છે. અને આ ધર્મની વટ-વિશાળતા જો હોય તો એ તત્ત્વમાં છે કે, ઉપાસ્ય કે ઇષ્ટદેવની બાબતમા એ કોઈ કાયદો નથી આપતો, કેમ કે દેશ કાલ અને પ્રકૃતિ તથા સમાજ વગેરેના ભેદોથી એમાં, બહારથી જોતા, ભિન્નતા ખૂબ જ રહેવાની; છતાં ઉપલા બે તત્ત્વોમાંથી જ આ ત્રીજી વસ્તુ આપોઆપ વ્યવસ્થિત થાય છે, તેટલું સહજ નિયમન તેને માટે બસ છે.

અને તે લેખમાં આ ચર્ચા કરી, લોકમાન્યે કરેલા હિંદુધર્મના વ્યાખ્યા-શ્લોક પરથી નીચેનો શ્લોક ધર્મની વ્યાખ્યા તરીકે આપ્યો હતો:—

'મોક્ષમાં ધ્યેયબુદ્ધિ ને સાધને યોગનિષ્ઠતા;
ઉપાસ્યે કાયદો કોના,—ધર્મનું એ જ લક્ષણ.'

'સ્વાધ્યાય'ના બીજા લેખમા (જુઓ 'શિ૦ સા૦'નો એપ્રિલ, ૧૯૪૨, અંક, પા. ૨૫૬) આ વિચારને આગળ ચલાવતા, 'યોગ એટલે શું' એ ચર્ચા કરી હતી, અને તેનું રહસ્ય, હેમાચાર્યની ભાષામાં 'જ્ઞાન, શ્રદ્ધા, અને ચારિત્ર-રૂપી રત્નત્રય' એ છે એમ જણાવી, અંતે ઉપસંહાર કર્યો હતો કે, (જ્ઞાન એટલે કે) વસ્તુની સમજ, તે અનુસાર ચાલવાનું શ્રદ્ધાબળ, અને તે પ્રમાણે ચાલવું—એટલે કે ચારિત્ર્ય —આ ત્રણ પગથિયા કોઈ પણ સિદ્ધિનાં કારણો છે. અને તે જ યોગ છે.'

આટલું અનુસંધાન બતાવી હવે આ લેખમા આગળ ચાલીશું. તેમાં મારે ક્રમે ક્રમે પાતંજલ યોગદર્શનમાંથી કાંઈક લખતા જવાનો વિચાર હતો. એ કામને અર્થે અનાયાસે અનુકૂલતા મળી ગઈ:. જેલનાં પોણાબે વર્ષ દરમિયાન હું એ પુસ્તકનું મનન કરી ગયો; તે અંગે કાંઈક નોંધો કરી; તેનું અભ્યાસી મંડળ જામ્યું તેમાં એની ચર્ચાઓ પણ થઈ. એ બધો સ્વાધ્યાય 'શિ૦ સા૦'ના વાચકોની સાથે લખીને પણ ચલાવવાને ઇરાદે, તે ફરી શરૂ કરુ છું. પાતંજલ યોગસૂત્રોના ક્રમથી તે કરવાનું સુગમ પડશે.

अथ योगानुशासनम्। હવે યોગ વિષે શાસ્ત્રીય ઢબે સમજૂતી શરૂ થાય છે, એ તેનું આદિસૂત્ર છે.

યોગ આપણા છ મુખ્ય દર્શનમાંનું એક છે. સાંખ્ય-દર્શનઅને તેનો સંબંધ જોઈ યોગને 'સેશ્વર સાંખ્ય' એવું પણ કહેવામાં આવે છે. તે દર્શનના પ્રણેતા ભગવાન પતંજલિ ગણાય છે. વિદ્વાનો 'યોગસૂત્ર'નો રચના-સમય ઈ.સ.પૂ. દોઢ સૈકાનો આંકે છે, તેથી વહેલો નહિ; અને મોડામાં મોડો ઈ.સ.ના ત્રીજા ચોથા સૈકાનો કહે છે.

પરંતુ એમ રખે મનાય કે, યોગવિદ્યા એ સમયે શોધાઈ; અથવા તો એ વિદ્યાને નવેસર કે પહેલવહેલી શોધી કાઢી. યોગવિદ્યા તે પૂર્વે ઘણા પ્રાચીન સમયથી લોકોમાં સિદ્ધિ અને સાધનાના ભિન્ન ભિન્ન પ્રકારો રૂપે ચાલુ હતી. પતંજલિએ એ કામ કર્યું કે, એ બધી સૈકાં-જૂની અનુભવ-સામગ્રી જોઈ કાઢીને, પોતાની આર્ષ દૃષ્ટિથી, તેમાંથી એક સુસંબદ્ધ અને વ્યવસ્થિત વિદ્યા કે શાસ્ત્ર ઘડી તેને સૂત્રબદ્ધ કર્યું. અને એમ કરીને તેમણે તે બધા અનુભવોને સંગઠિત અને સયુક્તિક રૂપ આપી, તે બધા સાહિત્યમાંથી એક સ્વતંત્ર દર્શનશાસ્ત્ર રચી આપ્યું. આવું જે વિચારક કે ફિલસૂફનું કામ તે કરી આપીને, એમણે આર્યપ્રજાના માનસિક આધ્યાત્મિક તથા ચિત્તશક્તિવિષયક સમસ્ત જ્ઞાનને વ્યવસ્થિત કરી આપ્યું, જગત ઉપર એ એમનું કાયમનું ઋણ ગણાય.

આ સૂત્રો ઉપર ભાષ્ય અને ટીકાઓ થયાં છે. ભાષ્ય વ્યાસનું (ચોથું સૈકું) છે; તે ભાષ્યની સમજૂતી 'તત્ત્વ વૈશારદી' વાચસ્પતિ મિશ્રે (૯મું સૈકું) લખી છે. અને જાણીતી ટીકાઓમાં બે છે: એક 'ભોજવૃત્તિ' (૧૦મું સૈકું) અને બીજી વિજ્ઞાનભિક્ષુનું 'યોગવાર્તિક.' (૧૬મું સૈકું)

'યોગ'ને વિષેનો આ સામાન્ય પરિચય થયો. તે વિષયની શરૂઆત બીજા સૂત્રથી થાય છે, તે હવે પછીના અંકમાં જોઈશું.

મગનભાઈ દેસાઈ

# વિશેષ ટીકાની જરૂર નથી

અસ્પૃશ્યતાનાં મૂળ આપણા સમાજજીવનમાં કેટલાં ઊંડાં પેઠેલાં છે તેનો અનુભવ કરાવતા બે પ્રસંગો તાજેતરમાં મારી નજરે ચડયા તે નોંધું છું.

(૧) નવસારી પ્રાંતમાં વ્યારામાં વડોદરા રાજ્ય તરફથી હરિજન વિદ્યાર્થીઓ માટે એક છાત્રાલય ચાલે છે, જે 'અંત્યજ વસતિગૃહ'ને નામે ઓળખાય છે. ત્યાંના વિદ્યાર્થીઓ જોડે થોડી સામાન્ય વાતો થયા પછી મેં તેમને પૂછયું કે, " તમારે કાંઈ મુશ્કેલી છે ? " લાગલો જ તેમણે જવાબ આપ્યો કે, " સાહેબ, અહીં અમારા વાળ કાપવા કોઈ આવતું નથી. " થોડા છોકરાઓ પોતાનું નિવાસસ્થાન યા જાત છુપાવીને 'સલૂન'ને આશરો લઈ શકે છે, પણ જાહેર રીતે કોઈ નાથી છાત્રાલયમાં આવે તો તેનો રૂ. ૫૧ દંડ થાય તેવું ન્યાતે ઠરાવ્યું છે' મારી પાસે જ સ્થાનિક સેવાસમાજના એક ભાઈ બેઠેલા હતા તેમને મેં આ કોયડો સોંપ્યો.

(૨) રેવાકાંઠા એજન્સીમાં લુણાવાડાથી આશરે ૧૦ માઈલ દૂર એક ગામે જવા હું ચાલતો નીકળ્યો. વચ્ચે મહી નદી ઓળંગવાની હતી. તે સારુ એક હોડી ચાલતી હતી. જતી વખતે હું હોડીમાં સામે પાર ગયો ત્યારે, સામી બાજુએ નદી ઓળંગવાની સગવડની રાહ જોતા થોડા હરિજનોને મેં બેઠેલા જોયા. પણ અમારી હોડી ખાલી થતાં જ સવર્ણ ગણાતા ભાઈઓ એમાં ચડી બેઠા એટલે હોડી માત્ર તેમને લઈ ને હરિજનોને છોડીને સામે પાર જતી રહી !

આશરે બે કલાક પછી હું પાછો તે સ્થળે આવ્યો, અને ઊપડવાની હોડીમાં હું બેઠો. તે જ વખતે એક હરિજન દંપતી એક બાળક સાથે આવી પહોચ્યાં. મને બેઠેલો જોઈ હોડીવાળાએ તેમને અંદર લેવાની ના પાડી. પણ મેં જણાવ્યું કે મને આ બાબતનો કાંઈ વાંધો નથી. એટલે તેમને તેણે મારી માગણીથી અંદર બેસાડયાં. પણ હોડીવાળો હોડીમાંથી ઊતરી ગયો ! લાકડું અભડાય નહિ, એટલે હોડીનો તો વાંધો નહિ, પણ હરિજનોને અંદર બેસાડીને કોઈ સવર્ણ તેમને પાર કેમ લઈ જાય? આખરે હરિજને જેમ તેમ હલેસાં મારી હોડી સામે કિનારે પહોંચાડી. અમે ઊતર્યાં અને હોડી સામે કાંઠે ઊભેલા હોડીવાળાના સાથીને સોંપી !

આ પ્રસંગોમાં ધર્મ ખોવાયો પણ જડે ખરો ?

**પરીક્ષિતલાલ મજમુદાર**

# ઘર-માખી

### પાચનતંત્રના અવયવો

દરેક માખીને આપણી પેઠે લાળપિંડ, હોજરી અને આંતરડાં હોય છે. હોજરી હોવા છતાં તેમાં જઠરરસ ઉત્પન્ન થતો નથી, તેથી આ ખોટ પૂરવા માટે તેને બે મોટા લાળપિંડો મળેલા છે, કે જેમાંથી રસ ( લાળ ) ઝરીને મોઢામાં ઠલવાય છે. તેને દાંત હોતા નથી, એટલે પ્રવાહી જ ખોરાક લઈ શકતી હોવાથી આ લાળ પ્રથમ કઠણ ખોરાક ઉપર ચોપડે છે. તેનાથી તે પલળીને પોચો રસદાર બને છે ત્યાર પછી જ તે ચૂસી શકે છે. ચૂસવા માટે તે, લાળથી આમ રસદાર કરેલા ખોરાક ઉપર હોઠ મૂકી, તેના મોઢાના બે સ્નાયુઓની મદદ વડે તેને અંદર ખેંચી લે છે. ખોરાક ભરી રાખવા માખીને એક વધુ હોજરી હોય છે. આ હોજરીનો તે કોઠાર તરીકે ઉપયોગ કરતી હોવાથી, પારે ત્યારે ચારેક દિવસનો ખોરાક તેમાં એકીવખતે ઠાંસી ઠાંસીને ભરી શકે છે. મોટે ભાગે તે અર્ધપકવ પ્રોટીનવાળા મળને જ તેમાં ભરી લાવે છે. આ કોઠારરૂપી હોજરીમાંનાં તત્ત્વોને પણ પ્રવાહી બનાવવા માટે ફરીથી મોંમાં લાવીને લાળમાંના પાચક રસો વડે પચાવવા ખાતર વાગોળવાની જરૂર પડે છે. આમ વાગોળતી વખતે તેના મોંમાં આગળ કેટલીક વખત પરપોટા જણાય છે. મંડ ( કાર્બોહાઈડ્રેટ ) દ્રવ્યો અને પ્રોટીન મળીને બનેલો તેનો આહાર, પ્રવાહી રૂપે, પછી પાચન-હોજરીમાં જાય છે. ત્યાંથી આંતરડામાં જાય છે. અહીં તેમાંથી કેટલાંક ઉપયોગી તત્ત્વો ચુસાય છે અને બાકીનો કચરો તેની હગારરૂપે બહાર નીકળી જાય છે.

આવી અસહાય માખી થોડા સમયમાં ખાઈપીને ખૂબ જ શક્તિશાળી બની, પાંખ ફફડાવી ઊડતી ઊડતી આપણાં ઘરની મુલાકાતે આવે છે. આપણો ખોરાક તે કઈ રીતે બગાડે છે તે વિગતે કોઈ બીજી વાર જોઈશું. તે મોટે ભાગે ટાઇફૅાઈડ, કૉલેરા જેવા રોગો ફેલાવે છે. તેને કઈ રીતે ઓછી કરી શકાય તે ટૂંકમાં જોઈ લઈએ.

(૧) માખીને ઈંડાં મૂકવા લાયક અને પોષણ મેળવવા યોગ્ય એંઠવાડ, ગંદવાડ કે મળમૂત્રના ઢગલા ખુલ્લામાં નહિ રહેવા દેતાં, જમીનમાં ખાડો ખોદી તેમાં દાટી દઈ, ઉપર સૂકી માટી ઠીક ઠીક પ્રમાણમાં દાબવી જોઈએ.

(૨) માખીનું એકંદર જીવન ટૂંકું છે, પણ તેટલા સમયમાં છ સાત વખત ઈંડાં મૂકીને, દર વખતે લગભગ બસો (૨૦૦) નવી માખી ઉત્પન્ન કરે છે. તેના ઉપદ્રવની ખાસ ઋતુ ચોમાસું (જૂનથી સપ્ટેમ્બર સુધી) હોય છે. તેથી ચોમાસામાં આળસ નહિ કરતાં, ઘરનો કચરોપૂંજો, શાકભાજીના નકામા ટુકડા, એંઠવાડ, મળમૂત્ર વગેરે દાટી દેવાં જોઈએ.

(૩) ઘરનાં રસોડાં ગમે તેટલાં સાફ રાખી, માખીનો ઉપદ્રવ ઓછો કરવાનો પ્રયત્ન કરીએ, પણ કેટલીક જગાએ એંઠવાડ કૂતરાં અને ગાયોને માટે રાખેલી ચાટમાં નાખવામાં આવે છે. અહીંથી માખીને પૂરતો ખોરાક મળી રહે છે, કારણ કે તે કદી સાફ કરવાની કોઈ દરકાર કરતું નથી. તેથી ચાટની પ્રથા બંધ કરી, દરેક ઘર આવા કામને માટે ધાતુનું કે માટીનું એક અલગ વાસણ વસાવે અને ખવડાવ્યા પછી બીજાં વાસણોની પેઠે તેને પણ દરેક વખતે સાફ કરી લેવાની પ્રથા ચાલુ કરે તે ઇચ્છવા યોગ્ય છે.

(૪) 'માખી ગંદકીની નકીબ છે' એમ માની દરેક ઘર સ્વચ્છતાના નિયમો સંપૂર્ણપણે પાળે તો તે સુઘડ ઘરમાં ખપી શકે અને ચેપી રોગોના હુમલામાંથી પણ બચી શકે. સામાન્ય રીતે માખી ૧૦૦૦ વારની આસપાસ ઊડી શકે છે માટે દરેક ઘરે પોતાની આસપાસનું આંગણું પણ સ્વચ્છ રાખવું જોઈએ. માખી-માર કાગળો કે દોરીઓ વાપરીને ઉપદ્રવ ઓછો કરવાના હિંસક ઉપાયો યોજવા કરતાં આ સ્વચ્છતાની રીત ઉત્તમ ગણાવી જોઈએ.

(૫) આ ખાઉધરી માખી દર પાંચ મિનિટે હગાર કરતી હોવાથી અસંખ્ય જીવાણુઓ તેની સાથે પસાર કરે છે. તેથી ખોરાક ખુલ્લામાં નહિ રાખતાં, ઢાંકેલો કે પાંજરામાં મૂકી રાખવો જોઈએ. દરેક જણે ખોરાક ઉપર બેસતી માખી વિશેની સૂગ કેળવવી જોઈએ. તેમ જ નાનાં બાળકોનાં મોં ઉપર કે તેમના હાથમાંના ખોરાક પર માખીઓ બણબણતી હોય તે અસહ્ય થઈ પડવું જોઈએ. આમ બાળકોની રખડતાં રખડતાં ખાવાની ટેવ ગંદી અને ભયંકર છે એમ દરેકને સમજાઈ જવું ઘટે છે.*

નારાયણ સલારિયા

* શિક્ષણ અને સાહિત્યના પુ૦ ૩ના ૧૧ મા (ઓગસ્ટ, ૧૯૪૨ના) અંકથી ચાલુ.

# કનુ અને કરોળિયો

કનુએ એક દિવસ ભારે પરાક્રમ કર્યું: એણે એક માકડ પકડ્યો ને નાખ્યો પાસેની કરોળિયાની જાળમાં. કરોળિયાની જાળ, ચીકણી ચીકણી ગુંદર જેવી. માકડભાઈ તેમાં ફસાઈ ગયા. તરફડ્યા કરે, પણ ન જવાય આગળ કે પાછળ. બે ત્રણ મિનિટમાં કરોળિયો આવીને હાજર થઈ ગયો. માકડ દેખીને ખૂબ હરખાયો. શરૂમાં તેણે આગલા બે પગ વડે જાળાને બાઝી, પાછલા પગ વડે માકડને લાતો લગાવવા માંડી. બીચારો માકડ તો તરફડ્યા જ કરે, પણ કરોળિયો તો ઉપરાઉપરી લાતો દીધે જ રાખે' આથી માકડ બિચારો બેભાન થઈ ગયો. થોડી વાર થઈ એટલે કરોળિયાએ લાતો મારવાની બંધ કરી અને માકડને મોઢું લગાડ્યું. કનુ આ બધું જોયા કરે. એને તો લાગ્યું કે હમણાં કરોળિયો માકડને ખાઈ જશે. પણ કરોળિયો તો માકડને મોઢું જરા અડકાડીને જતો રહ્યો. વળી થોડી મિનિટ થઈ ને કરોળિયો પાછો આવ્યો. ફરી માકડને મોઢું લગાડ્યું. કનુને ખાતરી થઈ કે કરોળિયો હવે માકડને નહિ જ છોડે, પણ ફરી કરોળિયો જતો રહ્યો. પછી તો બહુ વાર સુધી કનુ બેસી રહ્યો, પણ કરોળિયો આવે જ નહીં. છેવટે કનુની ધીરજ ખૂટી. એણે જાળામાંથી માકડ કાઢી લીધો, પણ જુએ તો તે માકડનું ખાલી ખોખું જ હતું. તેમાં લોહીબોહી મળે નહિ! આ જોઈ કનુને બહુ નવાઈ લાગી.

કનુએ આ વિશે એક વાર કરોળિયાને પૂછ્યું, કરોળિયા ભાઈ આ શું? તમારો જાદુ તો કહો.

કરોળિયાએ જવાબ દીધો, સાવ સહેલી વાત છે. જુઓ કનુભાઈ, તમે કંઈ ખાવાનું જુઓ કે ખાઓ ત્યારે તમારા મોઢામાં પાણી છૂટે. મોઢાની એ લાળ ખોરાક સાથે ભળે. વળી ખોરાક તમારી હોજરીમાં જાય ત્યારે હોજરીમાંથી ખાટો રસ છૂટે, અને તમારા ખાધેલા ખોરાકને ઓગાળી પચવી દે. વળી એ ખોરાક તમારા આંતરડામાં જાય ત્યારે તમારા કાળજામાંથી પિત્ત આવે. વળી પેનક્રિયાસમાંથી એ થોડો રસ આવે. આમ લાળ, જઠરરસ. પિત્ત, પેનક્રિયાસનો રસ, એ બધા પાચક રસો મળીને તમારા ખોરાકને પચાવે. કનુભાઈ, તેમ જ મારા શરીરનાયે પાચક રસ તો હોય જ ને? તમારા પાચક રસ પેટમાં પચાવવાનું કામ કરે, પણ હું એમ નથી કરતો. ખાધા પહેલાં જ હું મારા ખોરાક ઉપર બહાર પાચક રસ ઢાલવી દઉં છું. મેં પેલા માકડના શરીરમાં કાણું પાડી મારો પાચક રસ તેનામાં ઢાલવી દીધો. એટલે માકડ પચવાનું કામ તેની જ અંદર ચાલુ થઈ ગયું. થોડી વાર પછી એના પચી ગયેલા રસને એ જ કાણામાંથી મેં ખોરાક તરીકે ચૂસી લીધો! માકડનું ખોખું ઓછું જ પચે એવું છે! એના ઉપર મારો પાચક રસ કંઈ કામ કરતો નથી; એટલે એ મેં રહેવા દીધું. નકામો કચરો પેટમાં શું કામ ભરવો?

તમે માણસો ન પચાવો એ બધો ભાગ શરીરમાં ભરાઈ રહે અને એવો ભરાવો બહુ થાય એટલે તમે માંદા પડો. ભરાવો કાઢવા જુલાબ લીધા કરો. અમે બહાર પચવી લઈએ એટલે અંદર અજીર્ણની ચિંતા જ નહિ.

કનુ કહે—એ તમારે ફાયદો તો ખરો. એરંડિયાની ઉપાધિ નહિ. પણ કરોળિયાભાઈ, તમારી જેમ ખાનારાં બીજાં પ્રાણી પણ હશે કે?

કરોળિયો કહે: અરે! પાર વગરનાં!

કનુ: એકાદની વાત તો કહો!

કરોળિયો કહે—જો સાંભળ. દરિયામાં કાલુ-માછલી રહે છે. તેં છીપલાં તો જોયાં છે ને? એ છીપલાંમાં એ માછલી રહે. હવે દરિયામાં બીજી એક માછલી રહે છે. તેનું નામ તારા-માછલી (Star-fish). આ માછલી કાલુ કરતાં નાની. વળી તેનામાં કાલુ જેટલું જોર પણ નહિ. છતાં એ કાલુને ખાઈ જાય. પહેલાં તો એ કાલુનાં બે છીપલાં પકડી પહોળાં કરવાની મહેનત કરે. પણ કાલુ છીપલાં ઉઘાડવા જ ન દે. પણ પા કલાક, અડધો કલાક, કલાક, બે કલાક, છેવટે તો કાલુ થાકે ને છીપલાં ખોલે. બસ આવી બન્યું. તારા-માછલી હોજરી જ સીધી બહાર કાઢી બધો જ પાચક રસ ઉવાડાં છીપલામાં રેડી દે. એટલે કાલુ માછલી પચવાનું શરૂ થઈ ગયું! કલાક બે કલાકે કાલુ-માછલી પચી રહે. એમ પચેલો રસ પછી કાલુ પી જાય!

આવી મજાની વાત કહેવા માટે કનુએ માકડ-ભાઈનો આભાર માન્યો, અને રાતે બધા દોસ્તો મળ્યા ત્યારે સૌને એમનું લોહી પીનાર માંકડને કરોળિયાભાઈએ કેવા ચૂસી ખાધા તે કહ્યું.

બંસીલાલ ગાંધી

# નવું વાચન

**કલાપી** લેખક: સ્વ૦ અ૦ નવલરામ જગન્નાથ ત્રિવેદી એમ. એ.; પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. પૃ. ૧૨૮, મૂલ્ય ૧૪ આના.

ગુર્જરસાહિત્યના આ સુવિખ્યાત અને આધુનિકોમાં સૌથી વધુ લોકપ્રિય એવા યુવાન રાજવી કવિનું આ નાનકડું જીવન-ચરિત્ર છે. પુસ્તકાકારે આ કવિનું કોઈ જીવનચરિત્ર અદ્યાપિ પ્રગટ થયું નથી એ રીતે એ અપૂર્વ છે. સ્વ૦ નવલરામભાઈ કલાપીના અભ્યાસી હતા. એમના કાવ્યોનું એમણે સંપાદન પણ કરેલું છે. એ ઉપરાંત વિવેચક તરીકે પણ એ સુપ્રસિદ્ધ છે. એટલે આ નાનકડા ગ્રંથની ગુણવત્તા અને ઉપયોગિતા ઠીક ઠીક ભારે છે. એમ છતાં આખી પુસ્તિકા વાંચી ગયા પછી મનને એમ તો રહે જ છે કે, આના કરતાં વિસ્તૃત જીવનચરિત્ર લખી શકાયું હોત વા રજૂ કરી શકાયું હોત તો કેવું સારું!

કવિના જીવન વિષે મળી શકી છે એટલી હકીકતો લેખકે આમાં એકત્ર કરી વિવેકપુરઃસર રજૂ કરી છે અને એમનાં કાવ્યો, પત્રો અને બીજાં અવતરણો પરથી કવિની આત્મકથાને લગતી, હકીકતની તેમ જ અવગાહનની દૃષ્ટિએ જે, તારવણી કરી છે તેમાં અવગાહનની દૃષ્ટિએ કરેલી તારવણી વધારે ધ્યાન ખેંચે એવી છે.

એમ છતાં હકીકતો પૈકી પણ કેટલીક ધ્યાન ખેંચે એવી છે. દાખલા તરીકે કવિ કસરતી જુવાન હતા, ચોવીસ ચોવીસ માઈલની દોડ કરતા, અને એ કર્યા પછી ત્રીસ ત્રીસ માઈલની ઘોડેસવારી કરવાનો પણ ઉત્સાહ ધરાવતા, એ હકીકત કવિને પ્રેમના દરદી અને રોતા કવિ તરીકે જ પિછાનનારને જરૂર આશ્ચર્યમાં ગરકાવ કરી દેશે. માત્ર ચાર જ દસકા પર ગુજરી ગયેલા આદમીના જીવન વિષે રજૂ કરાઈ છે એનાથી વધુ માહિતી મળી શકવી જોઈએ. પણ કદાચ એથી જ એ રજૂ કરાઈ નહિ હોય. દાખલા તરીકે, સ્વર્ગસ્થના અવસાન વિષે એક જ વાક્ય મળે છે: 'ફક્ત એક રાતની માંદગી ભોગવી તે વિદેહ થયા.'

સૌ. કંકુબાઈ સ્મારક ગ્રંથમાળાના સોળમા પ્રકાશન તરીકે આ પુસ્તિકા પ્રકટ થઈ છે. ઉપોદ્‌ઘાતમાં દર્શાવેલા ગ્રંથમાળાના ઉદ્દેશો સાથે સુસંગત થાય એવું આ ગ્રંથમાં કશું જ નથી. પણ એ સવાલ જુદો છે. આપણને તો એકંદરે એક જરૂરી પ્રકાશન જ મળી ગયું છે.

ચૂ.

**યોગદીક્ષા** (યોગ સંબંધી શ્રી અરવિંદના પત્રો) સંપાદક શ્રી અનિલવરણ રાય; અનુવાદક, શ્રી મણિભાઈ સનાભાઈ પટેલ; પ્રકાશક, શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ. પૃ. ૭૨. કિં. ૧–૪–૦

૧૯૨૪–૨૫માં શ્રી અનિલવરણ રાય જેલમાં હતા ત્યારે તેમણે પત્રવ્યવહાર કરીને શ્રી અરવિંદ પાસે યોગની સાધના સંબંધે જે માર્ગદર્શન મેળવેલું, તે આ પુસ્તકરૂપે પ્રગટ કરવામાં આવ્યું છે. શ્રી અનિલવરણ રાય બંગાળના મહાસભાના ઉત્સાહી કાર્યકર્તા હતા. તેઓ આધ્યાત્મિક દૃષ્ટિએ એ કામમાં પડેલા હતા. એક પત્રમાં તેમણે લખ્યું છે; "દેશનાં મંગલકાર્ય માટે, મારી આધ્યા-ત્મિક ઉન્નતિ માટે આ પ્રકારનાં કામકાજ કરવાં જરૂરી અને સહાયક હોવાની સ્પષ્ટ ખાતરી અને સમજણ હોવાથી હું કરતો હતો ...." પણ શ્રી અરવિંદના યોગ સાથે રાજકારણી કાર્યનો મેળ ખાય એમ નથી એવું એમને

જણાવવામાં આવ્યું ત્યારે તેમણે તે વાત સ્વીકારી લીધી અને લખ્યું; "જો મને એમ સમજાય કે દેશના સાચા ઉત્કર્ષ માટે મારા પોતાના દિવ્યજીવનના લાભાર્થે કર્મક્ષેત્રમાંથી બાજુએ ખસી જવું આવશ્યક છે —તો હું તે માટે તૈયાર છું." આવી જ સૂચનાના કારણે એમણે ગ્રામપુનર્ઘટનાનું કાર્ય પણ છોડ્યું અને અંતે શ્રીઅરવિંદને ચરણે શરણું લીધું.

રાજકીય કાર્ય અને ગ્રામપુનર્ઘટનાનું કાર્ય સુધ્ધાં અરવિંદના યોગ સાથે કેમ ચાલી શકતાં નથી એની વિગતે ચર્ચા આ પુસ્તકમાં આવે છે, તે ઉતારતાં લંબાણ ઘણું થવાનો ભય છે. એટલે અહીં તો કેવળ દેશ અને દેશસેવા પ્રત્યેનું શ્રીઅરવિંદનું વલણ સમજાવવામાં મદદ થાય એવો એક ખંડ ઉતારીને જ સંતોષ માનીએ છીએ. "આથી કરીને શ્રી અરવિંદ દેશ પ્રત્યે તદ્દન ઉદાસીન છે એમ નથી. 'દેશ જીવે છે કે રસાતળે પહોંચ્યો છે'—એ વાત પ્રત્યે હવે શ્રીઅરવિંદ આજકાલ નજર સરખી પણ કરતા નથી, તેઓ યોગી સાધુ થયા છે, પણ દેશે તો તેમને ગુમાવ્યા છે, આવી ધારણા અનેક જણની છે. પરંતુ આ ધારણા બરાબર નથી. શ્રીઅરવિંદની વ્યક્તિગત યોગસાધનામાં દેશસેવાને પણ સ્થાન છે. તેઓ દેશસેવા પોતાની રીતે કરે છે. તે દેશસેવાનો અર્થ અંતરની એક કલ્યાણેચ્છા, તપઃશક્તિનો એક વિસ્તાર. આ અંતરની શક્તિનો પ્રયોગ કરીને શ્રીઅરવિંદ યથાસાધ્ય દેશસેવા કરે છે. સ્થૂલમાં નહિ, તેમનું કાર્ય સૂક્ષ્મમાં છે.

"પરિણામે શ્રીઅરવિંદનો યોગ માયાવાદ ઉપર સ્થાપિત થયેલો નથી, જીવનને તે તરછોડતા નથી, પૃથ્વી ઉપરથી ભાગી જવામાં મહાપુરુષાર્થ સમાયેલો છે એવી સલાહ કોઈનેય આપતા નથી. શ્રીઅરવિંદને જીવનલીલા જોઈએ છે, પરંતુ તે જીવનલીલા પરમ સત્યની અંદર સમાયેલી; તે જીવનલીલા એટલે પરમ સત્યનો તેજઃપુંજ. દેશ સંબંધી પણ તે જ. ભારતના સનાતન સત્યની ઉપર પ્રતિષ્ઠિત થયેલું નવીન ભારત તેમને જોઈએ છે. પરંતુ આજકાલ દેશસેવકો જે પ્રકારે કામકાજ કરે છે, તેની અંદર મોટે ભાગે યુરોપીય ઢબ અનુસરવામાં આવે છે, યુરોપીય રીતરસમનું રાજનૈતિક કામકાજ કરવામાં આવે છે. શ્રીઅરવિંદ ભારતને બીજું યુરોપ બનાવવા નથી માગતા, એટલે શ્રીઅરવિંદનો આદર્શ દેશના લોકો સ્વીકારશે કે નહિ, તે તો દેશના લોકો જાણે.

"એટલે હાલમાં તેઓ એવા સત્યની શોધમાં ગરકાવ થયેલા છે કે જો તે સત્યની ઉપર આપણે પ્રતિષ્ઠિત થઈએ તો જીવન દિવ્ય-વિજયની પ્રતિમૂર્તિ નીવડે, જે સત્યને સ્વીકારીને દેશ પણ નવસર્જન પામી શકે, જે સત્યને પ્રાપ્ત કરીને સૃષ્ટિ નવેસરથી સરજાય."

અનુવાદ એકંદરે સુવાચ્ય અને સરળ છે, છતાં ક્યાંક ક્યાંક બંગાળી રૂઢિપ્રયોગોને ઉતારવામાં દોષ રહી ગયો છે, એટલે ગુજરાતી વાક્યો કઠણ્યાં છે. આ હતાશાઓમાં પણ એવાં સ્થાનો આવે છે તે કોઈ પણ વાચક જોઈ શકશે. જોડણીની ભૂલો પણ કેટલીક રહી જવા પામી છે તે તરફ અનુવાદકનું ધ્યાન દોરીએ છીએ.

ઉપરાંત, આ પુસ્તકનો પરિચય આપતાં આ પત્રોને શ્રી અરવિંદના પત્રો કહ્યા છે; પણ પુસ્તકમાં એકે પત્ર તેમની સહીનો નથી; શ્રી નલિનીકાંત ગુપ્ત, બારીન્દ્રકુમાર ઘોષ વગેરે તેમના શિષ્યોના છે. ન૦

## એક વણમાગ્યું અવલોકન

સમાલોચના માટે મોકલાતાં પુસ્તકોની સમાલોચના આપણે લગભગ બધે જ જોઈએ છીએ. પણ જે પુસ્તકો એમ નથી મોકલાતાં તેની પણ સમાલોચના કરવામાં આવે તો લોકકેળવણીની દૃષ્ટિએ લાભ જ થાય; બલ્કે કેટલીક લોકકેળવણી માટે અત્યંત આવશ્યક પણ નીવડે.

આવાં પુસ્તકોમાં **'બત્રીસ પૂતળીની વાર્તા'**નો સમાવેશ થાય છે. હાલની નવલકથાઓ નહોતી ત્યારે એ ગામડાના લોકોમાં ખૂબ વંચાતી અને અત્યારે કંઈક ઓછા પ્રમાણમાં પણ વંચાય તો છે જ. છતાં દિલગીરીની વાત છે કે ગુજરાતભરમાંથી કોઈ પ્રકાશકે હજી આ ગ્રંથની, ચાલુ શુદ્ધ ભાષામાં, છપાયેલી આવૃત્તિ કાઢી નથી. ફાર્બસસભા તરફથી 'સિંહાસન બત્રીસી' ના કેટલાક ભાગ બહાર પડ્યા છે, પણ તેની ભાષા મૂળને અનુસરતી હોઈ જૂની છે; એટલે તે સામાન્ય જનતા માટે નકામી પડે છે.

અહીં સમાલોચના માટે પસંદ કરેલી આ આવૃત્તિ પ્રૂફમાં વપરાતા 'રફ' કાગળ પર છપાયેલી છે. કવિતા છાપવાની આધુનિક પદ્ધતિ દરેક પંક્તિને જુદી ને એકની નીચે એક એમ છાપવાની નવી પદ્ધતિનો એને સ્પર્શ થયો નથી. એટલે જૂની હસ્તપ્રતોમાં ને શાસ્ત્રી ઢબનાં પુસ્તકોમાં હોય છે એમ આખું પુસ્તક સળંગ લીટીઓમાં છપાયું છે. ટાઈપ ગુજરાતી પહેલી ચોપડીમાં આપણે જોઈએ છીએ તેવા મોટા છે.

અહીં સુધી આ આવૃત્તિમાં દોષ કાઢવા જેવું ઝાઝું નથી, કારણ હલકા કાગળથી ને ગદ્યની જેમ જ પદ્ય છાપવાની પદ્ધતિથી પુસ્તકના મૂલ્યમાં ઘટાડો થઈ શકે છે ને મોટા ટાઈપ રાખવાથી ગામડાના બે ચાર ચોપડીઓ ભણેલા લોકો પણ સહેલાઈથી આવાં પુસ્તકોનો ઉપયોગ કરી શકે છે. જોકે જાણકારો કહી શકે એમ છે કે, મૂલ્યના ઘટાડાનો લાભ ઘણી વાર જનતાને બદલે બુકસેલરો જ લઈ લે છે. કારણ, આવાં પુસ્તકો ઉપર લખેલી કિંમત તે લેવાની કિંમત જ હોય છે એવું કંઈ નથી. એ તો માત્ર અજ્ઞાન ગામડિયા લોકો પાસેથી વધારેમાં વધારે કેટલું પડાવી શકાય એ જ સૂચવવા માટે છપાય છે.

• પ્રકાશક. રણછોડલાલ મોતીલાલ શાહ, અમદાવાદ, પૃષ્ઠ ૭૩૨ રૂ. ૩-૮-૦, ઈ. સ. ૧૯૩૦

પણ સૌથી ભારે શોચનીય તો એ છે કે, પ્રકાશકે પ્રૂફ જોવાની લગભગ તસ્દી જ લીધી નથી. આ જ પ્રકાશક નહિ, પણ આવાં પુસ્તકોના બધા જ પ્રકાશકો એમ જ વર્તે છે! આથી બબ્બે ને ત્રણ ત્રણ શબ્દો, કેટલીક વાર તો આખાં ચરણો એક શબ્દ તરીકે છપાય છે અથવા તેના અર્થહીન ટુકડા થઈ જાય છે, અથવા બબતા જ શબ્દો આવી જાય છે; ને વધુ ભયંકર તો એ છે કે આખી લીટીઓની લીટીઓ કેટલેય સ્થળે ખાઈ જ જવાય છે. અને આવા દોષોના દાખલા સેંકડોની સંખ્યામાં આપવા હોય તો આપી શકાય એમ છે. સ્થળસંકોચની દૃષ્ટિએ તે છોડી દઉં છું.

આવા દોષોનો અસહ્ય ગુણાકાર આખા પુસ્તકમાં એકધારો ચાલ્યા કરે એ ગામડાંની જનતા વિષેનાં ઉપેક્ષા અને અનાદર કેટલાં ભારે છે એ બતાવવા પૂરતું છે. જ્યાં આમ આખાં કોળાં શાકમાં જતાં હોય ત્યાં બીચારી જોડણીને તો પૂછે જ કોણ? ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષરોનાં આવાં લોકપ્રિય પુસ્તકોની આવૃત્તિઓ લોકો સમજે એવી ભાષામાં, શુદ્ધિની પૂરતી કાળજી રાખીને, અને લોકો વિષે આદર અને પ્રેમ રાખીને પ્રગટ કરવાનો નવધર્મ બુકસેલરોએ અનુસરીને પૂર્વનાં પાપ ધોયા વિના આપણું મોં ઉજ્જ્વળ કેવી રીતે થવાનું છે?

ચૂ૦

# માસિક વિવેચન

## રોમાં રોલાં

રોમાં રોલાંના અવસાનથી જગતે એક પ્રતિભાશાળી સાહિત્યકાર, કલાવિવેચક, અને ખાસ તો મહાન શાંતિવાદી ને માનવતાપ્રેમી વિચારક ગુમાવ્યો છે.

૧૯૧૪ના મહાયુદ્ધ વખતે તેમના શાંતિવાદી વિચારોની આકરી કસોટી થઈ. એ કટોકટીને પ્રસંગે યુરોપભરના કેટલાય યુરોપિયન વિચારકોએ પોતાની જિંદગીભરની માન્યતાને કોરે મૂકીને પોતપોતાના દેશની સરકારને ટેકો આપ્યો. પરંતુ રોમાં રોલાં પોતાની શ્રદ્ધા ઉપર અડગ રહ્યા અને યુદ્ધ સામે પોતાનો જલદ વિરોધ ઉઠાવ્યો. આથી તેઓ પોતાના દેશમાં હડધૂત થયા, તેમના ઉપર ગાળોનો વરસાદ વરસ્યો, તેમના ઉપર અનેક પ્રકારનાં અઘટિત તહોમતો મુકાયાં, અને તેમની આસપાસ જાસૂસોની જાળ પાથરી દેવામાં આવી. ફ્રાંસમાં રહેવાનું તેમને માટે અશક્ય બની ગયું, અને આખરે તેમને દેશવટો લેવો પડ્યો. તે સ્વિટ્ઝરલૅન્ડમાં જઈને વસ્યા અને ત્યાં રહીને યુદ્ધ સામેનો પોતાનો વિરોધ તેમણે સતત ચાલુ રાખ્યો.

એમની આ યાતનાની કથા તે યુદ્ધ બાદ હિંદમાં આપણને જાણવા મળી. તેમ જ, આ યુદ્ધ વેળા તેમણે કઈ વિચારસૃષ્ટિ સેવી, તે યુદ્ધ પત્યા બાદ જાણવા મળશે એમ આશા રાખીએ. એટલું કહી શકાય કે, ગયા મહાયુદ્ધ બાદ ગોરા જગતમાં જે પ્રબળ શાંતિવાદી વિચાર-સંગઠન જાગ્યું, તેનું ઠીક ઠીક શ્રેય રોમાં રોલાંના તે વર્ષોના આ સત્યાગ્રહી તપને આભારી હતું.

હિંદ પ્રત્યે તેમને ઊંડી સહાનુભૂતિ હતી. અને અર્વાચીન હિંદના પ્રશ્નોનો તેમણે ઊંડો અભ્યાસ કર્યો હતો. તે સારુ તેમણે અર્વાચીન હિંદના મહાપુરુષોનાં જીવનનો અભ્યાસ કરી હિંદના સાચા આત્માને ઓળખવા પ્રયત્ન કર્યો. તેમના તરફથી શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ અને ગાંધીજીનાં મનનીય જીવન-ચરિત્રો આપણને પ્રાપ્ત થયાં છે, તે આનું જ પરિણામ છે. શ્રી મીરાં બહેનને ગાંધીજી પાસે જવાની પ્રેરણા તેમણે જ આપી હતી, એ આપણે જાણીએ છીએ.

એવાને કાળે મરણ નથી; તેમની યશઃકાય જરામરણને વશ નથી.

મ૦ ભ૦

## સેવાગ્રામ શિક્ષણ સંમેલન

આપણી રાષ્ટ્રપ્રવૃત્તિને માટે આ એક બહુ સૂચક વસ્તુ છે કે, ૧૯૨૪, ૧૯૩૪, કે ૧૯૪૪ ત્રણે દાયકા વખતે દેશની વ્યાપક રાષ્ટ્રીય તાલીમ કે રચનાત્મક કાર્યક્રમ વિષે, આપોઆપ વિચારણા જાગી છે અને તે અંગે સક્રિય પગલું વિચારાયું છે. આ જ પગલાની જોડે જોડે રાજદ્વારી પગલાંનોય એક સૂચક પ્રકાર ચાલતો જોવા મળે છે, અને આ વર્ષો આપણી સ્વરાજકૂચમાં પણ નોંધપાત્ર છે, એ બધો વિચાર અહીં છોડવો જોઈએ. રાષ્ટ્રનું શિક્ષણકાર્ય તેનાં સ્વરાજ અને પુનર્ઘટનાનું અવિભાજ્ય અંગ છે, એ ઇતિહાસશુદ્ધ વિધાન આમાંથી સહેજે સિદ્ધ થાય છે, એટલું નોંધવું બસ છે.

ગાંધીજી ૧૯૪૪માં જેલ બહાર આવ્યા ને તેમણે ફરી પાછું રચનાત્મક કાર્ય પર સૌનું ધ્યાન ખેંચ્યું. આ કાર્યમાં રાષ્ટ્રીય શિક્ષણને ઉત્તરોત્તર વધુ ને વધુ સ્થાન મળતું ગયું છે. શરૂમાં કહ્યું એમ, રચનાકાર્ય જ આખું એક વ્યાપક લોકકેળવણી છે; છતાં આપણા પરદેશી શિક્ષણના વિશેષ સંજોગને લઈને રાષ્ટ્રીય શિક્ષણ એક નોખું ધ્યાનપાત્ર બને છે.

૧૯૩૭-૮માં ગાંધીજીએ ઉદ્યોગ દ્વારા શિક્ષણની વર્ધા-યોજના દેશ આગળ રજૂ કરી. તે પછીનાં વર્ષોના અનુભવ પછી હવે તેમણે, જીવન એ જ કેળવણી છે અને જીવનનું કેન્દ્ર સર્વોદયના આદર્શથી સેવાતો વ્યાપક શરીરશ્રમ અને ઉદ્યોગ છે,—એ સિદ્ધાંત પ્રમાણે 'આજીવન કેળવણીનો' વિચાર હિંદુસ્તાની તાલીમી સંઘ આગળ મૂક્યો. તેમના શબ્દો ઉતારીને કહું તો, "સબ અવસ્થાઓંમેં",—યાની પૂર્વ-બુનિયાદી, બુનિયાદી, ઉત્તર-બુનિયાદી ઓર પ્રૌઢ,—

જો શિક્ષા શારીરશ્રમ ઔર હસ્ત-ઉદ્યોગોં દ્વારા દી જાય, ઉસકા નામ જીવનભરકી રાષ્ટ્રીય શિક્ષા."

આ અર્થગંભીર સૂત્ર પર વિચાર કરી 'નયી તાલીમ'ની એક સંપૂર્ણ યોજના ઘડવા માટે હિં. તા. સંઘે ૧૧, ૧૨, ૧૩, ૧૪ જાનેવારીએ સેવાગ્રામમાં રાષ્ટ્રીય શિક્ષણ સંમેલન ભર્યું હતું. તેનો કેટલોક હેવાલ છાપાંમાં આવી ગયો છે. આ પત્રમાં તે વ્યવસ્થિતરૂપે ને સાંગોપાંગ આપવાનું આવતા અંક ઉપર રાખ્યું છે. સંમેલનમાં ગાંધીજીનું માંગળિક પ્રવચન આ અંકના પૃષ્ઠ પર છેલ્લે આપ્યું છે.

## વિદ્યાર્થી કાર્યકર્તા સંમેલન

ગુજરાત અને કાઠિયાવાડના વિદ્યાર્થી કાર્યકર્તાઓનું સંમેલન ગયા માસની ૨, ૩, ૪ તારીખે ગુ૦ વિદ્યાપીઠમાં મળ્યું. 'ગુજરાત સમાચાર'ના તંત્રી શ્રી. ઇંદ્રવદન ઠાકોર તેના પ્રમુખ હતા. વિદ્યાર્થીઓનું આ સંમેલન બીજી વાર મળ્યું; તેની પહેલી બેઠક વડોદરામાં ૧૯૪૩માં થઈ હતી.

બેઠકમાં હાજરી ઠીક ઠીક કહેવાય. કુલ ૧૪૫ જણ પ્રાંતનાં જુદાં જુદાં વિદ્યાર્થી મંડળોનાં પ્રતિનિધિ તરીકે આવ્યાં હતાં.

'વિદ્યાર્થી અને જાહેર જીવન' એ વિષયનેય અણુછતો છતાં એક વિચારવા જેવો ઇતિહાસ છે. લોકજાગૃતિની ચાલુ અર્ધ-સદીમાં આપણા વિદ્યાર્થીઓ પણ અમુક ક્રમે અને વિશેષ ઢબે જાગ્યા છે — ઊંઘ્યા છે, ખીલ્યા છે — કરમાયા છે, ચગ્યા છે — દબાયા છે. ટૂંકમાં, તેમની જાગૃતિમાં પણ ઇતિહાસ રહેલો છે ને તેના વિકાસની દિશા, પ્રકારાદિ વિચારી, ઇતિહાસ-શુદ્ધ નિર્ણયો પર પહોંચવાની જરૂર દિવસે દિવસે વધતી જાય છે.

આ દૃષ્ટિએ જોતાં ગાંધીજીએ જે ટૂંકું છતા માર્મિક અને અર્થગંભીર નિવેદન બહાર પાડ્યું છે, એ વિષે સૌ શિક્ષકો તથા વિદ્યા-પ્રેમીઓ વિચાર કરે, અને એના મુદ્દા ચર્ચવા ઇચ્છે તો ખુશીથી તે આ પત્ર પર લખે.

ગાંધીજીની આ સૂચનાઓ મુખ્યપણે મહાસભાના રચનાકાર્યકર્તાઓને છે, અને કયો મહાસભાવાદી એક યા બીજે રૂપે રચનાકાર્યકર્તા નથી કે ન હોવો જોઈએ? આથી કરીને ગુજરાતની મધ્યસ્થ સમિતિએ આ સૂચનાઓને ધ્યાનમાં લઈ કઈ ઢબે શું શું કામ કોન્ગ્રેસના કાર્યકર્તાઓ કરી શકે તે વિચારવા એક સમિતિ નીમી છે. આ કાર્ય પણ વિદ્યાર્થી સંમેલનના કામને પ્રેરક તથા મદદરૂપ થઈ શકશે એમ આશા રાખીએ.

## ગુજરાતમાં મૉન્ટેસોરી-વર્ગ

મૅડમ મૉન્ટેસોરી ફરીનાં અમદાવાદમાં પધાર્યાં છે, અને આ વખતે થોડા જ દિવસના મહેમાન તરીકે નહિ, પણ અમદાવાદમાં સાડાત્રણ માસ રહી પોતાનો પ્રાથમિક મૉન્ટેસોરીવર્ગ ચલાવવા સારુ. હિંદમાં એ રીતે તે આ છઠ્ઠો અખિલ ભારતીય વર્ગ ચલાવે છે.

વર્ગની શરૂઆત તા. ૨૬-૧૨-'૪૪ ના રોજ ટાઉન હૉલમાં તેમના મંગળ પ્રવચનથી થઈ. તેમની સાથે એમના દુભાષિયા મિ. મારિયો મૉન્ટેસોરી પણ આવ્યા છે. ગુજરાત તેમનું સ્વાગત ઉમંગ અને ઉત્સાહથી કરે છે.

આ વેળા તે પધાર્યાં તેનું શ્રેય અ૦ સૌ૦ સરલાબહેન અંબાલાલ સારાભાઈને ઘટે છે. તેમણે આ વર્ગ યોજ્યો છે, અને તેમના જ પ્રયત્ને તે હયાતીમાં આવી શક્યો છે. વાચકોને ખબર હશે કે, મૅડમને ને તેમના ભત્રીજા મિ. મારિયોને, યુદ્ધને લઈને અમુક નિયતસ્થળે જ રહેવાનો સરકારી પ્રતિબંધ હતો. આથી તે બે જણ અહીં વર્ગ ચલાવવા આવી શકશે કે કેમ એવી ખાતરી નહોતી. સરકારે ઉપરટે તે પ્રતિબંધ જ મૂળે રદ કર્યો. એમ આ વર્ગને નિમિત્તે એ બંધન જ આખું ટળ્યું, એ પણ તેને માટે ઠીક સંભારણું રહેશે.

શ્રી. સરલાબહેન એક માતાના હૃદયથી મૉન્ટેસોરી-પદ્ધતિનાં ભક્ત બન્યાં છે, અને તે આજથી ૨૫ વર્ષ જેટલે અગાઉથી. ઉપરાંત ઈશ્વરે એમને ધનસંપત્તિ આપી છે. આથી તેમણે પોતાનાં બધાં બાળકોને આ પદ્ધતિથી ઉછેરવા ને કેળવવાનો પ્રયત્ન કર્યો છે. એના જ કળશરૂપે મૅ. મૉન્ટેસોરીને પોતાને ત્યાં થોડુંક રહેવા આવવા માટે નોતરવાનો એમણે વિચાર કર્યો. તેમાંથી તેમને થયું કે, જો મૅડમ આવવાનું સ્વીકારે જ, તો તેનો લાભ બીજાને પણ સહેજે મળે, માટે મૉન્ટેસોરી વર્ગ જ કાં ન યોજવો?

આ વર્ગને માટે તેમણે ગુજરાત વિદ્યાપીઠના મકાનને પસંદ કર્યો છે, એ સંસ્થા માટેનાં અનેક સંભારણાંમાં ભાત પાડનારું નવું એક બનશે.

વર્ગ વિષે થોડીક માહિતી અંતે આપું:— તેમાં કુલ વિદ્યાર્થી ૨૮૪ આવ્યા છે, જેમાં ૧૮૨ બહેનો છે. વર્ગ અંગ્રેજીમાં અને ગુજરાતીમાં ચાલે છે ગુજરાતી વર્ગમાં ૮૭ ભાઈ અને ૧૦૮ બહેનો મળી કુલ ૧૯૫ જણ છે. એ તો સૌ કોઈ જાણે જ છે કે, મૅડમ ઇટાલિયન ભાષામાં જ વ્યાખ્યાન આપે છે, જે એક ધડો લેવા જેવી વાત છે. મિ. મારિયો તેનો વાક્યે વાક્યે અનુવાદ કરતા જાય છે. તે અનુવાદ બીજે દિવસે ગુજરાતીવર્ગમાં કહેવામાં આવે છે. અઠવાડિયામાં મૅડમ ૩ વ્યાખ્યાન આપે છે ને મિ. મારિયો પાંચ. પ્રત્યક્ષ કામ કરવા માટે હરિજન આશ્રમનું બાળ-મંદિર પસંદ કરવામાં આવ્યું છે.

## છાપાં અને ભાષાશુદ્ધિ

પાઠ્ય પુસ્તકોમાં જોડણી શુદ્ધ છપાય તે સારુ વિદ્યાપીઠ તરફથી નીચેની યાદી પ્રસિદ્ધ થઈ છે:

"વિદ્યાપીઠના જોડણીકોશની સર્વમાન્ય થયેલી જોડણીને ધોરણે આપણું લેખન, પ્રકાશન અને શિક્ષણકામ ચાલવા લાગ્યું છે, અને સરકારી શિક્ષણ ખાતાએ તે જોડણી મુજબ પાઠ્યપુસ્તકોનું પ્રકાશન આવશ્યક કર્યાથી તે તરફ વધુ ધ્યાન અપાવા લાગ્યું છે. જોડણીકોશ

(પૃષ્ઠ ઉપર ચાલુ)

// शिक्षण અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૪–અંક ૨ ] અમદાવાદ [ ફેબ્રુઆરી, ૧૯[illegible] ]

# કમાતી કેળવણી*

"આ સંમેલનનો એવો અભિપ્રાય છે કે, ગામડાંઓમાં કેળવણીની એવી વ્યવસ્થા કરવી જોઈએ કે, કોઈ પણ સામાન્ય પ્રૌઢ વિદ્યાર્થી પોતે કેળવણી લઈ રહ્યાં હોય તે કાળમાં જ કેળવણીનું ખર્ચ કાઢી શકે તેટલી મજૂરી તેને મળી શકે. ને ગામડાંઓની શિક્ષણસંસ્થાઓ એવી વસ્તુઓ બનાવતી થાય કે જે ઉપયોગી હોય તેમ જ શિક્ષણની દૃષ્ટિએ કીમતી હોય તો જ આ શક્ય બને. આ થઈ શકે તેટલા . માટે દેશની આર્થિક વ્યવસ્થામા પણ સાથે સાથે જ ક્રાન્તિ કરવી જોઈશે. અર્થવ્યવસ્થા અને કેળવણીના ક્ષેત્રની આવી બેવડી ક્રાન્તિને પરિણામે, જેને સામાન્ય અને બુદ્ધિ વિનાની મજૂરી કહેવામાં આવે છે તે, તેમ જ કુશળ કારીગરી, એ બન્નેના દરોમાં સર્વ બાજુથી અને સારો એવો વધારો થવો જોઈએ; અન્ન, વસ્ત્ર, રહેઠાણ તેમ જ જીવનની બીજી જરૂરી વસ્તુઓની નીપજમાં પણ ઠીક ઠીક વધારો થવો જોઈએ. આ માટે ' નવી તાલીમ 'ના ઔદ્યોગિક સંશોધનનો ઉદ્દેશ નાના પાયા પરના અને છૂટા છૂટા વિખરાયેલા ઉત્પાદક ધંધાઓને આર્થિક દૃષ્ટિએ સફળ કરવાનો હોવો જોઈએ. ' નવી તાલીમે ' ગ્રામવાસીઓના શ્રમમાં વધારો કર્યાં વિના ગામડાંનું આર્થિક ધોરણ ઊંચું કરવું જોઈએ. વેપાર અને ઉદ્યોગમાંથી નફો અને વ્યાજ મેળવવું એ નહિ, પણ દેશની આંતરિક સ્વયંપૂર્ણતા અને તેના પછાતમાં પછાત સંતાનને સુખનાં સાધનો પૂરાં પાડવાં, એ ઉત્પાદનનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઈએ."

### બેવડી ક્રાંતિની જરૂર

સત્યાગ્રહ આશ્રમ સ્થપાયો ત્યારથી શાળામાં ભણતા વિદ્યાર્થીઓ કોઈ પણ ઉપયોગી વસ્તુઓ નિર્માણ કરે એ મુદ્દા પર ગાંધીજી આગ્રહ રાખતા આવ્યા છે. પાયાની કેળવણીની શરૂઆતમાં પણ તેમણે આપણને કહ્યું હતું કે, વિદ્યાર્થીઓના કામમાંથી શિક્ષકોનું વેતન નીકળવું જોઈએ. આ મુદ્દા પર તેમણે 'હરિજન'-પત્રોમાં પણ ઘણી વાર લખ્યું છે. પાયાની કેળવણીની યોજના ઘડવા જ્યારે ઝાકિર હુસેન સમિતિ બેઠી તે વખતે અમે ગાંધીજીના આ મુદ્દાનો અંશતઃ સ્વીકાર કર્યો હતો.

હવે ગાંધીજી કહે છે કે, બધી કેળવણી પૂર્ણપણે સ્વાશ્રયી હોવી જોઈએ. ગોસેવા સંઘમાં તાલીમ લેવા આવેલો કાર્યકર્તા સ્વાશ્રયી બનીને શી રીતે તે તાલીમ મેળવી શકે એવો પ્રશ્ન ઊઠતાં તેમણે સ્વાશ્રય જ અનિવાર્ય-પણે સ્વીકારાવો જોઈએ, એમ પોતાનો સ્પષ્ટ અભિપ્રાય આપ્યો. સ્વાશ્રયથી કૉલેજનો અભ્યાસક્રમ પૂરો કરનારા આપણે ત્યાં છે. પણ એવાઓ મોટે ભાગે ટ્યૂશન વગેરેની મદદથી તેમ કરે છે. પણ ટ્યૂશનો બધા માટે ક્યાંથી આવે ? એ તો મુંબઈ જેવાં ઠેકાણેએ જ મળી શકે. પણ અમેરિકામાં આપણે ત્યાંના વિદ્યાર્થીઓએ એવી રીતે કેળવણી મેળવી છે ખરી.

રશિયામાં કોઈ પણ પ્રજાજન અજ્ઞાન ન રહે તે માટે ત્યાંની સરકાર જબરદસ્ત પ્રયત્ન કરે છે. પણ ત્યાંની રીત જુદી જ છે. આપણે ત્યાં મજૂરી કરનારને પ્રગતિની દિશા જ નથી હોતી. એક વાર માણસ રસોઇયો બન્યો એટલે સદાનો રસોઇયો જ રહે છે. તેના જીવનમાં પ્રગતિને સ્થાન જ નથી હોતું. માણસ જે કામ કરતો હોય તે પણ પ્રગતિશીલ હોવું જોઈએ. અમેરિકામાં એવું નથી. કાર્નેગી, ફોર્ડ અને એડિસન જેવાઓના દાખલા જાણવા જેવા છે. જાતમહેનત અને મજૂરી કરીને તેઓ આગળ વધ્યા અને સમાજમાં મોખરેના સ્થાને પહોંચ્યા.

આ માર્ગ આપણે ત્યાં ખુલ્લો નથી. તે માટે આપણે અંગ્રેજ સરકારને દોષ ન દઈ શકીએ. આપણે ત્યાં એમ થાય એવું ઇચ્છતા હોઈએ તો તેને માટે અનુકૂળ વાતા-વરણ પેદા કરવું જોઈએ. અમેરિકામાં આ શાથી શક્ય બન્યું છે? ત્યાં મજૂરીનું ધોરણ ઊંચું છે તેથી. એ ધોરણ ઊંચું થાય તે માટે આપણી આર્થિક સ્થિતિમાં ક્રાન્તિ કરવાની જરૂર છે. મજૂરીનું ધોરણ ઊંચું કરીએ તો જ તે કરનારમાં જીવનનો ઉત્સાહ આવી શકે. દસ અગિયાર કલાક વેતરુ કર્યાં પછી રાત્રિશાળામાં તે કેવી રીતે આવી શકે ? માટે મજૂરી આપીને ભણાવી શકાય એવી સ્થિતિ લાવવી જોઈએ ઘરઉદ્યોગની વિદ્યા દ્વારા જ આ બની શકે તેમ છે. અન્નવસ્ત્ર વગેરેની ખોટ ન પડવી જોઈએ. હવા પાણીની જેમ આ વસ્તુઓ પૂરતા પ્રમાણમાં મળી શકવી જોઈએ. ધાન્ય ને કપડાં પૂરતા પ્રમાણમાં મળે તે માટે

---

* શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ સેવાગ્રામ રાષ્ટ્રીય શિક્ષણ સંમેલનમાં રજૂ કરેલો ઠરાવ તથા તે ઉપર કરેલું વિવરણ.

રશિયા અને અમેરિકાની ઉત્પાદનની પદ્ધતિ આપણને કોઈ બતાવે તો તે કામમાં ન આવી શકે. કારણ, બેકાર માણસો તે શી રીતે મેળવી શકે? તેથી નાના પ્રમાણમાં ને છૂટાં વિખરાયેલાં કેન્દ્રોમાં ઉત્પાદન કરવાની પદ્ધતિ આપણે સ્વીકારવી જોઈએ. વિજ્ઞાનનો આપણે આ કામમાં ઉપયોગ કરવો પડશે. આ ધંધા આર્થિક દૃષ્ટિએ શી રીતે સફળ કરી શકાશે તે જોવું પડશે. આ કોઈ અ-વૈજ્ઞાનિક વસ્તુ હું તમને કહેતો નથી, આ જાતના ઔદ્યોગિક 'ટેકનિકલ' સંશોધનની જવાબદારી તાલીમી સંઘને માથે આવે છે એ વાત ખરી. આ બધું કર્યા પછી પણ આપણી સ્થિતિમાં સુધારો ન થાય એવો સંભવ છે. એટલે બીજી એક વસ્તુનો વિચાર કરવો રહ્યો. આ બધું કરવાનું પ્રયોજન શું છે? નફો, વ્યાજ ઇત્યાદિ મેળવવાનું? ના. ઇસ્લામમાં વ્યાજ લેવું હરામ છે. તેવી જ રીતે આપણે કરવું પડશે. ઊંઘતા ભાગીદારો, ગેરહાજર જમીનદારો કે શાહુકારો જેવી કમાણી કરે છે, તેવી ન થઈ શકવી જોઈએ. પૈસા લેનાર માણસ એમ કહી શકે છે કે, ભાઈ હું તમારું મુદ્દલે મુદ્દલ ચૂકવીશ; બલ્કે, પાંચસોના ચારસો નવ્વાણું આપીશ. કારણ તમારી મૂડી સચવાશે ને!

આ બધા ધંધા નફા ખાતર ન ચાલવા જોઈએ. ચાળીસ કરોડ પ્રજાની જરૂરિયાતો સંતોષવાની છે. દેશને સ્વયં-સંપૂર્ણ બનાવવાનો પ્રયત્ન કરવાનો છે. જીવનસાધનોનો અભાવ કોઈને ક્યાંય ન નડવો જોઈએ. આજે તો ખેડૂતનામાં જીવવાની ધગશ પણ રહી નથી. મોક્ષની આપણી ફિલસૂફી થોડા લોકો માટે ભલે બની હોય, પણ તે કરોડોનું ધ્યેય નથી. શા માટે જીવવું એ જ પ્રશ્ન છે. વણમાગ્યો જન્મ મળ્યા પછી મરણ પણ તેવું જ મળે છે. જીવનહેતુનો સર્વથા અભાવ દેખાય છે. પ્રજાને કશામાં ઉત્સાહ નથી. તે જો વધારે મહેનત કરે તો શેઠ, શાહુકાર કે સરકાર તે ઝૂંટવી લેશે એવી બીક તેને રહે છે. આવી આ પ્રજાને જીવનનું ધ્યેય મળવું જોઈએ — તેનું તેને ભાન કરાવવું જોઈએ. પરાધીનતાનો નાશ કરવો છે, એ તેને શીખવવું જોઈશે. અજ્ઞાન દશામાંથી જ્ઞાન, દરિદ્રતામાંથી સમૃદ્ધિ, રોગમાંથી આરોગ્ય અને વિષમતામાંથી સમાનતા-એકતા તરફ પ્રગતિ તેણે કરવાની છે. નોકર શેઠનું કામ ભલે કરે, પણ તેથી તેનું સ્થાન શેઠની બાજુમાં શું કામ ન હોય? તે પણ શેઠનો એક પ્રકારનો મંત્રી કે સેક્રેટરી જ છે ને? શેઠ માટે કાગળો ઇ. લખનાર તેનો સેક્રેટરી કહેવાય તો શેઠને માટે રસોઈ કરનારો પણ સેક્રેટરી કેમ ન ગણાવો જોઈએ? આ વસ્તુ મેં સિદ્ધ નથી કરી એ સાચું છે, પણ એ દોષ છે તેનું મને ભાન થયું છે. મેલા કપડાંવાળો પ્રતિષ્ઠાને પાત્ર છે એવી ભાવના જાગવી જોઈએ. કામને કારણે માણસને પ્રતિષ્ઠા મળવી જોઈએ, નહિ કે સ્વચ્છ ઊજળાં કપડાંને કારણે કે નિરાંતે બેસી રહેવાને કારણે.

કિ૦ ઘ૦ મશરૂવાળા

# વર્ધા-કેળવણીનાં આશાચિહ્નો

૧૯૩૯ માં વર્ધા કેળવણી પરિષદની પહેલી બેઠક પૂનામાં મળેલી ત્યારે એ પ્રયોગ શરૂ થવાને માંડ એક બે વર્ષ થયાં હતાં. એ પ્રસંગે 'પૂના પરિષદનાં સ્મરણો' લખતાં મેં વર્ધા કેળવણી પ્રયોગનાં ભયસ્થાનો બતાવ્યાં હતાં. (જુઓ 'શિ૦ સા૦' પુ૦ ૧, પા. ૨૦૧) આજે પાંચ વર્ષ પછી સેવાગ્રામમાં વર્ધા કેળવણી પરિષદની ત્રીજી બેઠક મળી. અને એ પરિષદનાં સ્મરણો લખતાં મને આ પ્રયોગના આશાચિહ્નો નજરે ચડે છે પ્રયોગને શરૂ થયાને હવે પાંચ ઉપરાંત વર્ષ થઈ ચૂક્યાં છે. કેળવણીમાં પૂ. બાપુએ શરૂ કરેલી આ અહિંસક ક્રાંતિ પ્રયોગદશામાંથી નીકળી સંગઠન-ભૂમિકા પર આવી છે.

પાયાની કેળવણીના પ્રયોગમાં એટલું તો સ્વયં-સિદ્ધ થતું જાય છે કે આજની પુસ્તકિયા કેળવણીનું પોથીપંથી જ્ઞાન માનવજીવનના વિકાસને રૂંધી જ રહ્યું છે. એ મહારોગમાં પીડાતી કેળવણીને બચાવી લેવાનું રામબાણ ઔષધ ગાંધીજીએ પ્રજા આગળ મૂકી દીધું છે. આજના કેળવણીશાસ્ત્રમાં એ જ પ્રયોગ સૌથી વધુ ધ્યાન ખેંચે છે. પાયાની કેળવણીમાં જીવનની પ્રવૃત્તિઓ અને સમાજનાં ધારણપોષણ માટેના મૂળભૂત ઉદ્યોગોની આસપાસ જ કેળવણીને ગૂંથી લેવામાં આવે છે. એટલે જ આજની કેળવણીના પુસ્તકિયા જ્ઞાનમાં રહેલી નિષ્ક્રિયતા અને જીવન-વિમુખતાનો છેદ 'નઈ તાલીમ' ઉડાવી દે છે.

પરંતુ પ્રયોગના પ્રારંભકાળમાં એની વ્યવસ્થા અને સંચાલન હિંદુસ્તાનની કેટલીક પ્રાંતિક સરકારો હસ્તક રહેલાં. એટલે જૂની ઘરેડના નિર્જીવ વારસાની ઘેરી છાયામાં નવી તાલીમના અંકુર કોચવાયા કરતા હતા. યુદ્ધ આવી પડતાં મહાસભા સરકારો મટી ગઈ, એટલે પાયાની કેળવણીના સરકારસંચાલિત પ્રયોગોમાં શિથિલતા આવી ગઈ. પાયાની કેળવણીના પ્રયોગ માટે સ્થપાયેલા હિંદુસ્તાની તાલીમી સંઘ માટે આ શિથિલતા ઇષ્ટાપત્તિ થઈ પડી. દિલ્હી પરિષદમાં ચેતવણી આપતાં ગાંધીજીએ

જણાવેલું કે, સરકારના આલંબનની બિલકુલ આશા છોડી દઈ તાલીમી સંઘે સ્વતંત્ર રીતે આ કેળવણીના પ્રયોગ શરૂ કરવા જોઈએ. પાયાની કેળવણીના પ્રયોગમાં આશાનું પ્રથમ ચિહ્ન એ દેખાયું છે કે; હિંદુસ્તાની તાલીમી સંઘે હવે એવો સંકલ્પ કર્યો છે કે એની શક્તિનો પ્રધાન ઉપયોગ સંઘ તરફથી નઈ તાલિમની સ્વતંત્ર સંસ્થાઓ ચલાવવામાં કરવો. સેવાગ્રામમાં આ દિશામાં બહુ સ્તુત્ય પ્રયાસો શરૂ થઈ ગયા છે. ૧૯૪૨માં શિક્ષક તાલીમવર્ગ પણ સેવાગ્રામમાં શરૂ થયો અને ૧૯૪૪ માં એ તાલીમવર્ગને વધુ વ્યવસ્થિત કરવામાં આવ્યો. સેવાગ્રામ પરિષદમાં સેવાગ્રામના આ પ્રયોગોનો બહુ સ્પષ્ટ અને બોધપ્રદ પરિચય શ્રી. આશાદેવી અને એમના શિક્ષક-સાથીઓએ કરાવ્યો. પ્રયોગના અનુભવો વિષે જે વિવરણો પરિષદમાં થયાં તેમાં સેવાગ્રામના આ બંને પ્રયોગો વિષેનાં વિવરણો સૌથી વધારે સફળ પ્રયોગોનાં વિવરણો જણાયાં. તાલીમી સંઘે સ્વતંત્ર રીતે પ્રયોગો કરવા માંડયા એટલે તરતજ ગાંધીજીએ આ નવી તાલીમમાં જે શક્તિનું આરોપણ કર્યું છે તેનાં સ્પષ્ટ દર્શન થવા માંડયાં. એ જ રીતે ઓરીસા સરકારે જ્યારે આ પ્રયોગો બંધ કર્યા ત્યારે ત્યાંની પ્રજાએ સ્વતંત્ર રીતે એ પ્રયોગો ચાલુ રાખ્યા. જામિયા મીલિયા (દિલ્હી) માં તો પ્રથમથી જ આવા પ્રયોગો સ્વતંત્ર રીતે શરૂ થયા છે, એટલે એ સંસ્થાના કાર્યનિવેદનમાં પણ પ્રયોગની સફળતાનાં આશાચિહ્નો દેખાઈ આવ્યાં છે.

વર્ધા કેળવણી પ્રયોગનાં ભૂમિકા અને વાતાવરણમાં બીજું મહત્ત્વનું આશાચિહ્ન એ દેખાયું છે કે, હિંદુસ્તાની તાલીમી સંઘે હવે પાયાની કેળવણીના ૭થી ૧૪ વર્ષના અભ્યાસકાળથી આગળનો વિચાર કરવાનો સંકલ્પ કર્યો છે. ગાંધીજીએ વર્ધા કેળવણીના પ્રયોગ પર આગાખાન મહેલમાં ખૂબ વિચારો કર્યા હતા અને અનુભવે એમને એવું સ્પષ્ટ દર્શન થવા માંડયું કે, રાષ્ટ્રીય કેળવણીનો પ્રદેશ કેવળ ૭-૧૪ વર્ષનાં બાળકોમાં જ મર્યાદિત ન થવો જોઈએ, પરંતુ, એમના જ શબ્દોમાં જણાવીએ તો,

> "સબ અવસ્થાઓંમેં, યાની પૂર્વ બુનિયાદી, બુનિયાદી, ઉત્તર બુનિયાદી ઔર પ્રૌઢ, જો શિક્ષા, શરીરશ્રમ ઔર હસ્તઉદ્યોગોં દ્વારા દી જાય ઉસકા નામ જીવનભરકી રાષ્ટ્રીય શિક્ષા."

સેવાગ્રામ પરિષદે સંઘના શિક્ષણ-પ્રદેશનો આમ વિસ્તાર કરી માનવજીવનના સમગ્ર શિક્ષણમાં અહિંસક ક્રાંતિનો પ્રચાર શરૂ કરી દીધો છે. આ પરિવર્તનથી બુનિયાદી તાલીમની પ્રવૃત્તિમાં રહેલી અપૂર્ણતા દૂર થાય છે. શરીરશ્રમ અને ઉદ્યોગપ્રવૃત્તિઓનું વાહન હવેથી બધી જ જાતના શિક્ષણક્રમમાં સ્વીકારાયું છે. કેળવણી જીવનસ્પર્શી જ હોવી જોઈએ એ વાતો જો સાચો હોય, તો હવે બધા કેળવણીકારોએ સમજી લેવાની જરૂર છે કે, સમજપૂર્વકના શારીરશ્રમમાં જ બધીયે કેળવણીનો અંતરાત્મા સમાયો છે. હિંદુસ્તાની તાલીમી સંઘ સમજપૂર્વકના શરીરશ્રમમાં રહેલી શિક્ષણસામગ્રીનો પૂરેપૂરો ઉપયોગ કરવાનાં અન્વેષણો અને પ્રયોગો નાના પાયા પર પણ શરૂ કરશે તો સાથે જ આપણી દીનદૂબળી પ્રજાનાં કરમાઈ જતાં અને કરમાઈ ગયેલાં કેટલાંયે અંગો નવપલ્લવિત થવા માંડશે. પ્રજાજીવનમાં જબરી ઉત્ક્રાંતિ તો થવા માંડશે જ. અને એ ઉત્ક્રાંતિ અહિંસાને માર્ગે જ વિકાસ પામશે એટલે એની શક્તિ અનેકગણી વધી જશે. વાત સાચી છે કે, આજની નિષ્ક્રિય કેળવણીના મોહપાશમાં સપડાયેલી આપણી શિક્ષણ પામતી પ્રજા હજી એ મૃગજળમાં જ ગોથાં ખાશે અને તાલીમી સંઘની પ્રયોગ-સંસ્થાઓમાં બહુ જ ઓછી સંખ્યામાં વિદ્યાર્થીઓને ખેંચી શકાશે. આમ છતાં એ નાના નાના પ્રયોગોને પણ સંઘ નિષ્ઠાપૂર્વક વળગી રહેશે અને વધારશે તો એમાં રહેલી શક્તિનો ચેપ વ્યાપક થશે જ.

સેવાગ્રામ પરિષદની ચર્ચાઓમાં ત્રીજું આશાચિહ્ન એ દેખાયું કે, એ પ્રયોગના સંચાલકો હવે સમજવા લાગ્યા છે કે, પાઠયપુસ્તકો કે બૌદ્ધિક વિષયોનાં અભ્યાસક્રમો કે સમન્વયો કંઈ નવી તાલીમનાં મહત્ત્વનાં અંગો નથી. જીવનને સ્પર્શ કરનારી અને એની સંસ્કારિતાને સમૃદ્ધ કરનારી પ્રવૃત્તિઓ અને ઉદ્યોગો જ માનવજીવનની કેળવણીનાં સૌથી મહત્ત્વનાં પ્રેરક બળો અને સાધનો છે. સમાજશાસ્ત્ર, ભાષાશિક્ષણ કે ભૂગોળના વિષયોનાં ચૂંથણાંઓમાં વખત ન ગુમાવતાં, હવે આ પ્રયોગમાં પડેલા શિક્ષકો ખોરાક, સફાઈ, કાંતણ, વાસણ માંજવાં વગેરે વિષયોમાં વધારે રસ લેવા લાગ્યા છે. સેવાગ્રામના શિક્ષક તાલીમવર્ગના સફાઈ અધ્યાપક, કાંતણ અધ્યાપક અને ખોરાક અધ્યાપકનાં વિવેચનોમાં પરિષદે વધુ રસ દર્શાવ્યો. એ બહુ શુભ ચિહ્ન છે. જીવનનું પ્રગતીકરણ કરનારી આ સાદી છતાં ઉપયોગી પ્રવૃત્તિઓમાં રહેલી શિક્ષણશક્તિનો સાક્ષાત્કાર વધુ ને વધુ થવા માંડશે, તો નવી કેળવણીના પ્રગતિમાર્ગો મોકળા જ થતા જશે.

સેવાગ્રામમાં મળેલી રાષ્ટ્રીય શિક્ષણ પરિષદમાં થયેલી ચર્ચાઓ પરથી મને સ્પષ્ટ લાગતું જાય છે કે, હવે એ પ્રયોગ સાચી દિશામાં ગોઠવાતો જાય છે. સરકારી મદદના, પરાવલંબી આશ્રયની બખોલમાંથી નીકળી હવે એ પ્રયોગને સ્વચ્છ અને સ્વયંવિકાસપ્રેરક હવા મળવા માંડી છે. અને એ સ્વતંત્ર હવાના પ્રેરકબળથી આપણી રાષ્ટ્રીય કેળવણીનું નાવ ગાંધીજીના આશીર્વાદથી જીવનના ઉપસાગરમાંથી તેના મહાસાગરમાં પ્રયાણ શરૂ કરે છે. એ પ્રયાણ પ્રગતિગામી અને કલ્યાણકારી નીવડો એ જ પ્રાર્થના.

**દિલખુશ બ. દિવાનજી**

# સેવાગ્રામનું રાષ્ટ્રીય શિક્ષણ સંમેલન

હિન્દુસ્તાની તાલીમી સંઘે બોલાવેલું રાષ્ટ્રીય કેળવણીનું સંમેલન સેવાગ્રામમાં તા. ૧૧–૧–'૪૫ થી ૧૪–૧–'૪૫ સુધી ભરાયું હતું. ગાંધીજીની તબિયત નાદુરસ્ત હોવાથી તેમણે લખેલું માંગલિક પ્રવચન પરિષદના પ્રમુખ ડૉ. ઝાકિર હુસેને વાંચી સંભળાવ્યું. આપણું વહાણ અત્યાર લગી અખાતમાં ચાલતું હતું તે હવે ખુલ્લા દરિયામાં જઈ રહ્યું છે. હવે આપણે અમુક ઉંમરનાં બાળકોની કેળવણીનો જ વિચાર ન કરતાં સમગ્રજીવનવ્યાપી કેળવણીનો પ્રશ્ન હાથ ધરવાનો છે, એમ કહી તેને અંગેના કેટલાક મુળભૂત સિદ્ધાન્તોનું તેમણે દિગ્દર્શન કર્યું. (ગાંધીજીનું એ નાનકડું ભાષણ માસિકના ગયા અંકમાં પૂઠા ઉપર છપાયું જ છે તે જુઓ.)

### પ્રમુખનું વ્યાખ્યાન

તે પછી પ્રમુખશ્રીએ એ જ વસ્તુ પર વિસ્તારપૂર્વક ભાષ્ય કર્યું. તેમણે ગયા સાત વરસની પાયાની કેળવણીની પ્રગતિનું સરવૈયું કાઢી, ભવિષ્યમાં આપણે શું કરવાનું છે તેની કલ્પના રજૂ કરી. તેમણે કહ્યું કે, પાયાની કેળવણીની ગયા સાત વરસ દરમ્યાન થયેલી પ્રગતિ સમાધાનકારક છે. આપણી કેટલીક વસ્તુઓ જે શરૂઆતમાં સાવ ક્રાન્તિકારક લાગતી હતી તેમાંની ઘણી લોકોએ ને સરકારે સ્વીકારી છે. સાત વરસની મુદત, માતૃભાષાનું માધ્યમ, કેળવણીના વાહન તરીકે હાથકામ, ઇત્યાદિ સિદ્ધાન્તોનો સ્વીકાર થયો છે. આમાંના છેલ્લા મુદ્દાનો સ્વીકાર થતાં વખત જરૂર લાગ્યો છે.

મહાસભાનાં પ્રધાનમંડળો આવ્યાં ત્યારે આ કામ તેમને સોંપી આપણે શિથિલ બન્યા. પણ આજે સરકાર આપણી રહી નથી તેથી આપણે ખૂબ પ્રયત્ન કરવાની જરૂર છે. આ કેળવણી આપણે દેશભરમાં ફેલાવવાની છે અને તે શી રીતે કરવું તે આપણે અહીં વિચારવાનું છે. ગાંધીજીએ કહ્યું તેમ, આપણું કાર્યક્ષેત્ર હવે એક સરોવર નથી પણ દરિયો છે. હવે કેવળ પાયાની કેળવણીનું કામ આપણે નથી કરવાનું, પણ તે પહેલાંની તેમ જ તે પછીની અને પ્રૌઢોની કેળવણીનું કામ પણ આપણે કરવાનું છે. પાયાની કેળવણીનો આપણે આરંભ કર્યો તે વખતે બાળ-કેળવણી કે બીજી કોઈ કેળવણીનું મહત્ત્વ આપણે સમજતા ન હતા એમ ન હતું. પણ આપણી શક્તિની મર્યાદા ઓળખીને આપણે આપણું ક્ષેત્ર પસંદ કર્યું હતું. હવે આપણે હિંદમાં એક પણ બાળકને કેળવણી વિનાનું રાખવું નથી. દેશનાં તમામ બાળકોની કેળવણીની વ્યવસ્થા દુનિયામાં એક દેશ બાદ કરતાં બીજે ક્યાંય હજી થઈ નથી. શિક્ષકો તૈયાર કરવા માટે અધ્યાપન-શાળાઓની પણ જરૂર તો છે જ.

માણસ હાથે કામ કરવા માગે છે એ તેનામાં રહેલી પ્રેરણા આપણે પાયાની કેળવણીમાં જોઈ. તે પછીના કામમાં એવું કયું લક્ષણ આપણને જોવા મળે છે? હાથકામ, ખેતીનું કામ, કળા, ઇ. માંથી કઈ દિશામાં તેનું વલણ છે તે હવે જોવું પડશે. વ્યક્તિગત રુચિનો વિચાર કરીને આગળ વધવું પડશે. પણ આ બધામાં સ્થિર લક્ષણ—કામ કરવાની વૃત્તિ કેન્દ્રમાં હશે. આ કેળવણી બધાને મળી શકવી જોઈએ. એ કેળવણીના કામમાં કામ દ્વારા કમાણી કરીને આગળ વધી શકાશે. આ કેળવણી સફળ થાય તે માટે સમાજનું વાતાવરણ પણ સુધારવાની જરૂર છે. નહિ તો બાળકમાં રેડાયેલા સંસ્કારો સ્થિર થશે નહિ. ગંદા પાણીમાં દૂધનાં ટીપાં રેડવાથી તે પાણી કદી સ્વચ્છ થઈ શકે ખરું? તેમ જ આ જાણવું.

પ્રૌઢ કેળવણીમાં કેવળ સાક્ષરતા આપણા કામમાં નહિ આવે. સાક્ષરતા તો સારું તેમ જ ખરાબ કામ કરનારા યંત્ર જેવી છે. માણસની સમજણ વધે, તેનામાં વિવેક આવે, એ આવશ્યક છે. પ્રૌઢોમાં સાક્ષરતા આવી એટલે આપણું કાર્ય પૂરું થયું એમ આપણે હરગિજ ન માની કે કહી શકીએ. અક્ષરજ્ઞાનનું ઓજાર ખરાબ કામ માટે નથી વપરાતું તે આપણે જોવું જ જોઈશે.

પ્રમુખના વ્યાખ્યાન બાદ તાલીમી સંઘના મંત્રીએ તથા પ્રાંતોમાં કામ કરતા સરકારી તથા બિનસરકારી અધિકારીઓએ ગયાં છ વર્ષમાં બુનિયાદી તાલીમ અંગે શું કામ થયું ને હાલ ચાલે છે, તેનો હેવાલ આપ્યો હતો.

### અભ્યાસક્રમની ચર્ચા

બપોરની બેઠકમાં અભ્યાસ-ક્રમની ચર્ચા શરૂ થઈ. ઉદ્યોગની સાથે જ્ઞાન કે માહિતીનું અનુસંધાન શી રીતે કરવું તેમ જ અભ્યાસક્રમમાં આપેલી વાર્તાઓ તેમ જ બીજા વિષયોને અંગેનું સાહિત્ય ક્યાંથી મેળવવું, એ બે મુદ્દા પર જ વધારે ભાર અપાયો હતો. અભ્યાસક્રમ વિદ્યાર્થીઓ માટે તેમ જ શિક્ષકો માટે ભારે છે એમ પણ કહેવાયું. બુનિયાદી કેળવણી માટે સાહિત્ય તૈયાર કરવાનું કામ સંઘે હાથ ધરવું જોઈએ એવી સૂચનાઓ અનેક વક્તાઓએ કરી. જામિયાના સૈયદ અનસારીએ કહ્યું કે, અભ્યાસક્રમ વિષય-વાર ન આપતાં જો તે તે ઉદ્યોગ સાથે અનુબંધ સાધેલા પાઠો આપેલા હોત તોપણ વિષયવાર અભ્યાસક્રમ આપીને તેની ચોખવટ કરવી જ પડત. કારણ કે કોઈ પણ સંજોગોમા ગેરસમજને અવકાશ રહે જ છે. અભ્યાસક્રમને શિક્ષકો 'બાઈબલ' બનાવી દે છે એવી ફરિયાદ શ્રી. દેસાઈએ કરી. તેમણે જણાવ્યું કે, હાથઉદ્યોગનું કામ જડ અને યાંત્રિક બને છે. ભાષા તો કોઈ પણ વિષય સાથે શીખવી શકાય, પણ વ્યાકરણ વગેરેનું શું કરી શકાય? ખેતી વગેરે સાથે તેનો સંબંધ શી રીતે જોડી શકાય? સાહિત્યનું શિક્ષણ આપવા માટે હાલ જે પાઠ્યપુસ્તકો પ્રચલિત છે તેમાંથી ઉદ્યોગોનો વિષય જેમાં વર્ણવ્યો છે

એવા બધા પાઠો એકત્ર કરી એક સ્વતંત્ર સંગ્રહ બહાર પાડવામાં આવે તો સારું', એવી એક સૂચના તેમણે કરી. આપણા શિક્ષકો ઉદ્યોગોમાં નિષ્ણાત થશે ત્યારે ઘણા પ્રશ્નોનો આપોઆપ ઉકેલ આવશે, એમ બિહારના શ્રી ઉપાધ્યાયે જણાવ્યું. તેમણે વધુમાં કહ્યું કે, અભ્યાસક્રમ વિષયવાર છે તેનું દુઃખ કરવાનું કારણ નથી. તે વિષયવાર હોય અને અનુબંધ સહિતના ઉદ્યોગોના સ્વરૂપમાં પણ હોય એમ બન્ને જરૂરી જ છે.

અભ્યાસક્રમની ટીકા કરનારા મોટા ભાગના લોકોએ તેના ઉદ્યોગ દ્વારાના મુદ્દા ઉપર જ ભાર દીધો અને તેની દ્વારા બધું જ્ઞાન—વ્યાકરણ જેવું પણ—આપી શકાતું નથી એવી ફરિયાદ કરી. ઉદ્યોગની સાથે સમાજ અને કુદરત એ બે મહત્ત્વનાં માધ્યમો તરફ તેમણે ધ્યાન આપ્યું નહિ. કારણ આ ત્રણે વસ્તુઓને વર્ધા યોજનાના અભ્યાસક્રમમાં ખાસ મહત્ત્વ આપવામાં આવેલું છે.

## શિક્ષકો તૈયાર કરવાનો પ્રશ્ન

શિક્ષકો તૈયાર કરવાનો પ્રશ્ન રજૂ કરતાં બિહારના શ્રી ઉપાધ્યાયે જણાવ્યું કે, અમારે ત્યાં અમે ત્રણ જાતના કોર્સ બનાવેલા છે અને તે અમુક સમયને અન્તરે ક્રમશઃ આપવામાં આવે છે. શિક્ષકોને કોઈ પણ એક ઉદ્યોગનું સર્વાંગી જ્ઞાન ને આવડત, માતૃભાષા તેમ જ હિંદુસ્તાનીનું સારું જ્ઞાન અપાય છે. ત્રીજા કોર્સમાં ઉદ્યોગનું ઊંચી કક્ષાનું જ્ઞાન, અનુબંધ સહિત કેમ શીખવવું, તેમ જ પુસ્તકાલય-ની મદદથી અભ્યાસક્રમમાં બતાવેલી વસ્તુઓ નિર્માણ કરવાની તાલીમ અપાય છે. મને લાગે છે કે, દરેક અધ્યાપન-શાળા સાથે એક પ્રયોગશાળા (practising school) હોવી જ જોઈએ. ઉમેદવાર શિક્ષકની પ્રથા પણ દાખલ કરવી જોઈએ.

શ્રીમતી આશાદેવીએ કહ્યું કે, હજી શિક્ષકોની તાલીમનું કામ સંતોષકારક રીતે થતું નથી. થીગડાં મારવા જેવું એ કામ થાય છે. મુખ્ય વસ્તુ નવી દૃષ્ટિ શિક્ષકોમાં નિર્માણ કરવાની જરૂર છે. અધ્યાપનની તાલીમ લેનારા શિક્ષકોનો સવારે ઊઠે ત્યારથી સૂઈ જાય ત્યાં સુધીનો સમગ્ર સમય કેળવણીનું જ એક સમયપત્રક બની જવું જોઈએ. રસોઈ કરવી, પીરસવું ઇ૦ બધાં કામો કેળવણીની દૃષ્ટિથી સંગઠિત થવાં જોઈએ. તે દ્વારા સહકારનો તથા શિસ્તનો સારો પાઠ આપી શકાય. સફાઈ જેવા કામમાં પણ કેળવણી આપવા માટે ઘણો અવકાશ છે. પાયાની કેળવણી એક સમન્વિત અને અખંડ પ્રક્રિયા છે, એ યાદ રાખવું જોઈએ. વિષયવાર જુદા શિક્ષકો દ્વારા કેળવણી આપવાથી કેળવણીના કકડા પડે છે. વર્ગ દીઠ એક જ શિક્ષક હોય તો તે સમન્વિત દૃષ્ટિથી પોતાનું બધું કામ ગોઠવી શકે. સંપૂર્ણ વ્યક્તિત્વ (complete personality) નિર્માણ કરવાનો ખ્યાલ આ કેળવણી પાછળ છે તે ભુલાવું ન જોઈએ. સંગીત, ચિત્ર, નાટ્ય, ઉત્સવ ઇ૦ વસ્તુઓ પોતાનો આત્મા વ્યક્ત કરવાનાં મહત્ત્વનાં સાધનો છે. પણ ઘણા શિક્ષકોને તે આવડતાં નથી. આ પરિસ્થિતિમાં સુધારો થવો જ જોઈએ. ટૂંકમાં, જીવનદૃષ્ટિમાં પરિવર્તન થવું જોઈએ અને જુદા જુદા ઉદ્યોગો ને કળાની કુશળતા કેળવવી જોઈએ.

આની પછી જુદા જુદા ઉદ્યોગોને કેંદ્રમાં રાખી તેની સાથે વિવિધ વિષયોનું જ્ઞાન શી રીતે આપી શકાય તે બતાવવા કેટલાક નિબંધો વંચાયા ને ભાષણો થયાં. તેમાં શ્રીકૃષ્ણચન્દ્રનો રસોઈના ઉદ્યોગની આસપાસ અનેક શાસ્ત્રોનું જ્ઞાન શી રીતે વણી શકાય તે બતાવનારો નિબંધ બહુ જ રસપ્રદ અને બોધક હતો. પદાર્થ-વિજ્ઞાનથી માંડીને અર્થશાસ્ત્ર સુધીનાં શાસ્ત્રોનો તેમણે તેમાં અનુબંધ રહેલો છે તે બતાવ્યો.

એ જ રીતે શ્રીરામચન્દ્રે સફાઈ ઉપર નિબંધ વાંચ્યો. પાયાની કેળવણીના શિક્ષકમાં દૃષ્ટિપરિવર્તન થવાની ઘણી જ આવશ્યકતા છે એમ તેમણે જણાવ્યું. ૧૯૨૭માં શાંતિનિકેતનની કેળવણી લઈને ગાંધીજી પાસે સત્યાગ્રહ આશ્રમમાં ગયા ત્યારે ગાંધીજીએ તેમને પાયખાના-સફાઈની દીક્ષા આપેલી. આપણ હિન્દવાસીઓ અંગત સ્વચ્છતા બહુ સાચવીએ છીએ, પણ સામાજિક સ્વચ્છતા-નું ભાન આપણામાં બહુ ઓછું છે. ગાંધીજીએ એ ઊણપ ધ્યાનમાં લઈને બન્નેનો સમન્વય સાધ્યો છે. તેઓ સફા-ઈના ને સ્વચ્છતાના એક મહાન આચાર્ય ગણાય. સફાઈનો આરોગ્યની દૃષ્ટિએ તો ઉપયોગ છે જ, પણ તેથી મન જાગ્રત બને છે એ વિશેષ છે. આન્તર અને બાહ્ય સ્વચ્છતા એકબીજા પર અવલંબે છે. અંગત સફાઈથી માંડીને સામાજિક સફાઈ સાથે જુદા જુદા વિષયોનું જ્ઞાન શી રીતે આપી શકાય તેની કંઈક ઝાંખી તેમણે કરાવી. પાયાની કેળવણીની દૃષ્ટિથી સફાઈ એક પૂર્ણ વિષય છે એવો દાવો તેમણે કર્યો. સફાઈના કામમાં શિક્ષક અને વિદ્યાર્થી એક બીજાની બહુ નિકટ આવી શકે છે ને ભાઈચારાની ને સહકારની ભાવના કેળવાય છે. સફાઈ અથવા સ્વચ્છતાનો સુંદરતા અને કળા સાથે મેળ શી રીતે કરી શકાય છે તેનું પણ તેમણે વિવરણ કર્યું.

પછી સેવાગ્રામ ગોશાળાના સંચાલક શ્રી પારનેરકરે ખેતીનો ઉદ્યોગ પાયાની કેળવણીમાં કેવી રીતે ઉપયોગી થઈ શકે તે બાબત ટૂંકું વિવેચન કર્યું; શ્રીમતી જાનકી દેવી બજાજે ગોપાલન—ગોસેવાની હિમાયત કરી અને બાળકોનું પોષણ પણ તે દ્વારા ઉત્તમ રીતે થઈ શકશે એમ કહી, તે ઉદ્યોગ અપનાવવાની આજીજીભરી અપીલ કરી.

શ્રી અનાથનાથ બસુએ કહ્યું કે, જેનામાં બાળકો માટે પ્રેમ હોય, બાળકેળવણીમાં દૃઢ નિષ્ઠા હોય, એવાઓને જ કેળવણીનું કામ સોંપવું જોઈએ. કેળવણીમાં ઉતાવળે આંબા કદી ન પાકે એ યાદ રાખવું ઘટે. હજી પાયાની કેળવણી પ્રયોગની અવસ્થામાં જ છે એમ હું માનું છું. મહાસભાનાં

પ્રધાનમંડળો ભાંગી પડયાં એ એક સદ્ભાગ્ય જ માનું છું. નહિ તો તેઓ ગમે તેવી અપરિપક્વ વસ્તુનો બહોળો ફેલાવો કરી દેત. આપણે શિક્ષકને સ્વતંત્રતા આપવી જોઈએ.

## કામ આગળ કેમ વધારવું ?

પાયાની કેળવણીનું કામ ન કરનારાઓને ઉદ્દેશીને સંઘના મંત્રીએ અપીલ કરી કે, અમારો પાકો નિશ્ચય થયો છે કે રાષ્ટ્રના હિતની દૃષ્ટિથી આ જ કેળવણી ઉત્તમોત્તમ નીવડી છે. હવે પછી જો કોઈ સંસ્થા તમે કાઢો તો તે આ જ જાતની કાઢજો અને જે સંસ્થાઓ હાલ ચલાવી રહ્યા હો તેમનું પરિવર્તન પણ વહેલામાં વહેલી તકે આ જાતની શાળાઓમાં કરજો. અહીં જે પ્રદર્શન ગોઠવવામાં આવ્યું છે તે ઉપરથી તમને પોતાને પણ એમ જ લાગશે, એવી મારી ખાતરી છે.

શ્રી મથુરાદાસે જણાવ્યું કે, માત્ર અનુબંધ સાધીને જ્ઞાન આપવાથી કામ નહિ સરે. પણ ઉદ્યોગની કેળવણીનું વિદ્યાર્થીમાં ઇન્જેક્શન આપવાની જરૂર છે, જેથી તે તેનામાં સ્થિર થઈને ટકી રહે. અન્ન, વસ્ત્ર, મકાન, શિક્ષણ અને સેવા મળીને જીવન બને છે. આ બધી પ્રવૃત્તિઓમાં બાળક ઓતપ્રોત થશે અને સ્વાશ્રયી બનશે તો જ કેળવણી સફળ થઈ ગણાશે.

પાયાની કેળવણીમાં અંગ્રેજીને સ્થાન આપવામાં આવે તો તે વધુ લોકપ્રિય થશે એવી સૂચના એક બહેને કરતાં પ્રમુખે જણાવ્યું કે, હવે તો સાત વરસની કેળવણીમાં અંગ્રેજી રહેવાનું જ નથી, એ તો સરકારી રિપોર્ટો પરથી પણ જોઈ શકાશે. પાયાની કેળવણીનો દક્ષિણમાં બહુ પ્રચાર થયો નથી. તે માટે દક્ષિણની ચાર ભાષાઓમાં તાલીમી સંઘના અહેવાલો પ્રગટ કરવામાં આવે એ જરૂરનું છે. આ કેળવણીના પ્રચાર માટે ખાસ સામયિક પણ ચલાવવું જોઈએ, ઇત્યાદિ સૂચનાઓ પણ થઈ.

શ્રી રામચંદ્રે જણાવ્યું કે સમગ્ર, રાષ્ટ્રીય શિક્ષણ ઘડવાનું કામ તાલીમી સંઘનું જ છે. ગાંધીજી મહાન સમયજ્ઞ છે. તેઓ કદી કવેળાએ બોલતા નથી. સમય પાકે ત્યારે જ વાત કરે છે. ૧૯૩૭માં ૭થી૧૪ વર્ષનાં બાળકોની કેળવણીની તેમણે વાત કરેલી. હવે આ વખત જેલમાંથી આવ્યા પછી તેમણે નવરચનાની વાત કાઢી છે. ખાદી, ગ્રામોદ્યોગ, હરિજનસેવા, ગોસેવા અને છેવટે કસ્તૂરબા સ્મારકનિધિ તથા સમગ્ર જીવનવ્યાપી શિક્ષણ મળીને રાષ્ટ્રીય પુનરુદ્ધારનું વર્તુળ પૂર્ણ કરે છે. આ છેલ્લો કાર્યક્રમ સૌથી વધારે મૂલગામી અને વ્યાપક છે. પાયાની કેળવણી સમગ્ર જીવનને સ્પર્શે છે. હાલમાં ગાંધીજીએ સંપૂર્ણ ગ્રામસેવકની કલ્પના આપણી આગળ મૂકી છે તે તેમના છેલ્લા પચીસ વર્ષના અનેકવિધ પ્રયોગો ને પ્રવૃત્તિઓનું પર્યવસાન છે. તેમની આ કલ્પનાને અપનાવીએ અને આપણા બાળકોને નવી તાલીમ આપીએ, તો તેઓ આપણા કરતાં વધારે સામર્થ્યશાળી નીવડશે. અને આપણે જે કાર્યમાં સફળતા મેળવી શક્યા નથી તેમાં તેઓ વિજયી નીવડશે. સરકાર જોકે આજે આપણી નથી તોપણ સ્થાનિક સંસ્થાઓ પાસે આ કેળવણીનો આપણે સ્વીકાર કરાવવો જોઈએ. બુનિયાદી તાલીમનાં કેન્દ્રો મુંબઈ મદ્રાસ નહિ પણ આપણાં ગામડાં થવાં જ જોઈએ.

## ઉત્તર બુનિયાદી તાલીમ

પાયાની કેળવણીની ચર્ચા પૂરી થયા પછી સંમેલને તે પછીની કેળવણીનો વિચાર કર્યો. સામાન્યપણે ૭૫થી ૮૦ ટકા જેટલાં બાળકો પાયાની કેળવણી પૂરી કરીને જીવનમાં પ્રવેશ કરશે. એટલે, આ કેળવણીનો પ્રશ્ન ૨૦ થી ૨૫ ટકા જેટલાં બાળકો માટે જ રહે છે. એવા વિદ્યાર્થીઓ માટે બે જાતનાં વિનયમંદિરો.કે હાઈસ્કૂલો કાઢવી જોઈએ. એકમાં ખેતીવાડી, ઇજનેરી વગેરે ઉદ્યોગોની આગળની કક્ષાઓની શાળાઓ આવે; બીજામાં વિદ્યાર્થીની વ્યક્તિગત રુચિ પ્રમાણે સાહિત્ય, કળા, ગણિત જેવી વિદ્યાઓની શાળાઓનો સમાવેશ થાય. આ શાળાઓના ત્રણથી ચાર વર્ષના અભ્યાસક્રમ પછી ઉચ્ચ શિક્ષણ કે સંશોધનાત્મક યુનિવર્સિટીનું શિક્ષણ આવે. બધી કક્ષાના શિક્ષણમાં માતૃભાષા જ કેળવણીનું માધ્યમ હોવું જોઈએ, એવો મત જ વધારે વ્યાપક હતો. સાહિત્ય, કળા, ગણિત ઇ૦ વિષયોની કેળવણીમાં ઉદ્યોગ દ્વારાનો સિદ્ધાંત લાગુ કરવાનો આગ્રહ ન રાખવો જોઈએ, એવો પોતાનો મત આ પ્રશ્ન રજૂ કરનારે વ્યક્ત કર્યો હતો. ખેતી, ઇજનેરી વગેરેમાં કેટલા નિષ્ણાતોની જરૂર દેશને છે તેનો કંઈક ખ્યાલ કરીને આ કેળવણીની યોજના ઘડવાની જરૂર છે, એવો મત વ્યક્ત થયો હતો. આ કેળવણી માટે જુદા જુદા પ્રકારના અભ્યાસક્રમ ઘડવાની તેમ જ તેને અનુકૂળ સંસ્થાઓની યોજના તૈયાર કરવાની સૂચના સંમેલને તાલીમી સંઘને ઠરાવ દ્વારા કરી છે.

## બાળકેળવણીનો પ્રશ્ન

પૂર્વ બુનિયાદી તાલીમની એટલે બાળકેળવણીના પ્રશ્નની રજૂઆત કરતાં શ્રીમતી આશાદેવીએ જણાવ્યું કે, સાત વરસ પર જ્યારે અમે પાયાની કેળવણીનો વિચાર કર્યો તે વખતે આ કેળવણીનું મહત્ત્વ અમે જાણતાં ન હતાં એમ ન હતું. પણ બાળકને કેળવણી આપવા માટે વધારે સમર્થ શિક્ષકોની તેમ જ વધારે સાધનસંપત્તિની જરૂર જોતાં હોવાથી, અમે પાયાની કેળવણી પૂરતી અગારી મર્યાદા બાંધી હતી. હવે આ પ્રશ્ન ક્યારેક તો હાથ ધરવો જ જોઈએ, અને પાયાની કેળવણી શરૂ થયાને સાત વરસ પણ પૂરાં થવા આવ્યાં છે એટલે આ પ્રશ્નનો આજે વિચાર થાય છે. આજે ગામડામાં કોઈ પણ ઠેકાણે પૂર્વ બુનિયાદી કેળવણીની શાળા ચાલતી નથી. આપણે ગામડાંમાં જઈને ત્યાંનાં બાળકોના જીવનનો અભ્યાસ કરવો જોઈએ. તે માટે આપણા શહેરના અનુભવનો આપણે જરૂર ઉપયોગ કરી શકીશું. બાળકના શારીરિક વિકાસનો, તેના પોષણનો વિચાર કરવો જોઈએ. બાળકોની તંદુરસ્તી તરફ ધ્યાન આપવું જોઈએ; વૈદકીય તપાસ તથા

ઉપચારની વ્યવસ્થા કરવી જોઈએ. સફાઈ, ભોજન વગેરે દ્વારા પણ સામાજિક તાલીમ તથા ઇંદ્રિયોની કેળવણી બાળકોને આપી શકાય છે. એ ક્રિયાઓ દ્વારા જ વ્યવસ્થાની તાલીમ બાળકોને મળી શકશે. બાળકો રમતો રમે છે એમ જ્યારે આપણે માનીએ છીએ ત્યારે તેઓ કોઈ મહાન કાર્ય કરતાં હોય એવી રીતે તેમાં એકાગ્ર બનેલાં હોય છે. ઘરનાં બને તેટલાં બધાં કામોમાં ભાગ લેવાની તક બાળકોને આપવી જોઈએ. રમતનાં સાધનોની વિપુલતા હોય છે ત્યારે બાળકોને કોઈ પણ ક્રિયામાં બહુ રસ નથી પડતો. બાળક આત્મારામ હોય છે. તેનો આનંદ વસ્તુનિષ્ઠ કે સાધનાધીન નથી હોતો. સંગીત, વાર્તા, જોડકણાં, નાટક, કળા, ઇત્યાદિની ઉપયોગિતાની આ કેળવણીની દૃષ્ટિથી અપાર સંભાવના છે.

મૉન્ટેસોરી વગેરે પદ્ધતિઓમાં સાધનોની વિપુલતા હોવાથી તે એક રમત બને છે અને પરિણામે નુકસાન થાય છે. રાષ્ટ્રવ્યાપી શિક્ષણના પ્રશ્નો તેનાથી ઉકેલ થઈ શકે નહિ

તે પછી પ્રથમ શ્રી સરલાબહેન સારાભાઈએ ગુજરાતના નૂતન બાળશિક્ષણ સંબંધી તથા તેણે અજમાવેલી મૉન્ટેસોરી પદ્ધતિની માહિતી આપતાં જણાવ્યું કે, ગાંધીજીની કેળવણીની કલ્પના ને યોજના બહુ જ ક્રાન્તિકારી છે. કેવળ શરીરશ્રમ અને ઉદ્યોગ ઉપયોગી નથી; તે બુદ્ધિપૂર્વક કરેલા હોય તો જ કામ આવે. પાયાની કેળવણીનો મુખ્ય આધાર બાળકેળવણી પર જ છે. અમારા નૂતન બાળશિક્ષણની પાછળની ભાવના તથા તેના ઉદ્દેશો એવા છે કે, તેણે અજમાવેલી પદ્ધતિ સમગ્ર રાષ્ટ્રજીવન માટે ઉપકારક નીવડે. જન્મથી બાળકમાં બધી શક્તિઓ સુપ્ત હોય છે જ; આપણે બાળકની દુર્દમ્ય વૃત્તિના આવિષ્કરણ માટે અનુકૂળ વાતાવરણ કરી આપવું જોઈએ. તેમાં ભય, લાલચ ઇ. ને સ્થાન ન હોય. બાળકની આસપાસનું વાતાવરણ પૂર્ણ સ્વતંત્રતાવાળું હોય. બાળકમાં સ્વાવલંબી થવાની જબરદસ્ત પ્રેરણા (urge) હોય છે. આ પદ્ધતિમાં તથા પાયાની કેળવણીમાં કશો ભારે ભેદ હોય એમ મને લાગતું નથી બાળકના વિકાસને ક્રમબદ્ધ અને વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન નૂતન બાળશિક્ષણમાં કરેલો છે. એટલે તેને સ્વીકારવાની તેમણે સંમેલનને વિનંતિ કરી

પછી શ્રી. તારાબહેન મોડકે અંગ્રેજીમાં ભાષણ વાંચી સંભળાવ્યું. તેમણે કહ્યું કે, અમારો સંઘ વીસ વરસથી કામ કરતો આવ્યો છે. અમે ગામડાંમાં અને નીચલા વર્ગોમાં પણ કામ કર્યું છે. બાળકમાં અનેક શક્તિઓ સુષુપ્તાવસ્થામાં પડેલી છે, એ અમારી શ્રદ્ધાનો પાયો છે. આજે તો બાળકનાં માબાપમાં જાગૃતિ આણીને તેમને કેળવવાની જરૂર છે. બાળકેળવણીને ગાંધીજીએ તો ક્યારનાય આશીર્વાદ આપેલા છે. માત્ર રાષ્ટ્રીય શિક્ષણના સ્વરૂપમાં તેઓ આજે તેને રજૂ કરી રહ્યા છે. બાળકેળવણીમાં ખર્ચનો પ્રશ્ન આડે ન આવવો જોઈએ. બાળકની કેટલી બધી શક્તિઓ વેડફાઈ રહી છે તેનો વિચાર કરીએ તો એ નુકસાન કેટલું જબરું છે તેનો ખ્યાલ આવશે. બગીચાનો ઉછેર કરતી વખતે માળી ખર્ચનો વિચાર ન કરતાં બધાં જરૂરી ખાતરપાણી છોડને પૂરાં પાડે છે. તેની માફક જ આપણે કરવું ઘટે. નૂતન કેળવણી ખરચાળ છે એ પૂર્વગ્રહ છોડી દેવો જોઈએ. મૉન્ટેસોરીની બાળકેળવણીની પદ્ધતિ પરદેશી છે માટે ત્યાજ્ય છે એમ કહેવું બરાબર નથી. પ્રકાશ જ્યાંથી મળે ત્યાંથી આપણે લેવો જોઈએ. જીવનવ્યાપી કેળવણીનો બાપુજીએ મૂકેલો વિચાર ખરે જ મહાન છે. શહેરોમાં જ કામ ન કરતાં ગામડાંઓને આપણે આપણું કાર્યક્ષેત્ર બનાવીએ, તો સાધનોમાં સાદાઈ જરૂર આણી શકાય. અમારું પ્રદર્શન તમે જોશો તો નકામી અને ફેંકી દીધેલી વસ્તુઓમાંથી શણગારની તેમ જ ચમત્કૃતિજનક આકૃતિઓવાળી વસ્તુઓ શી રીતે બનાવી શકાય છે તે તમે જોશો. આ કામની અમારી નવી જ શરૂઆત છે. ગામડાંના વાતાવરણમાં કામ કરીએ તો ઘણું નવું નવું સૂઝશે. પ્રવૃત્તિને કેળવણીનું વાહન બનાવવું જોઈએ અને તેમાં બાળકની ચતુર્વિધ સ્વતંત્રતાને આપણે માન આપવું જોઈએ, તે આ:–પસંદગીની છૂટ, પોતાની મેળે પ્રયત્ન કરવાની છૂટ, જાતે વિચાર કરવાની છૂટ, અને સ્વયંપ્રેરણાની સ્વતંત્રતા. આ કેળવણી ત્રીજે વરસે શરૂ કરવામાં આવે તો સાતમા વર્ષ સુધી બાળક પાયાની કેળવણીનું પહેલું વર્ષ પૂરું કરી શકશે.

જામિયાના શ્રી અનસારીએ બાળકેળવણીના કાળના મુદ્દાને અનુલક્ષીને કહ્યું કે, એ કેળવણીના બે ભાગ પાડવા આવશ્યક છે. બેથી ચાર વરસનો સમય શીઘ્ર વિકાસનો છે. એ કાળમાં ખુલ્લી હવા, ખુલ્લી જગ્યાની વધારે જરૂર છે. પાંચથી સાતમા વર્ષ સુધી ફ્રોબેલ કે મૉન્ટેસોરીની પદ્ધતિની કેળવણીને અવકાશ છે. બાળક એક સ્વતંત્ર વ્યક્તિ છે, એ વસ્તુ કદી ભુલાવી ન જોઈએ. બાળક કોઈ પણ વસ્તુનું સર્જન કરે છે ત્યારે તે વસ્તુ પોતે વાપરવા પણ માગે છે. તેની બધી પ્રવૃત્તિ સહેતુક હોય છે. મૉન્ટેસોરી કે કિંડરગાર્ટનનાં સાધનો કેવળ સાધનસામગ્રીરૂપ છે. તેમાં વાસ્તવિક જીવન કે આત્મા નથી. ફ્રોબેલ પ્રતિનિધિરૂપ ક્રિયાઓ બાળકો આગળ મૂકવા માગતો હતો. જ્યારે મૉંટેસોરીએ ઇંદ્રિયવિકાસને માટે રંગ, અવાજ, ભૌમિતિક આકૃતિઓ ઇ. સાધનો તૈયાર કર્યાં છે. આજે ફ્રોબેલ કે મૉંટેસોરીથી બાળમાનસશાસ્ત્ર ઘણું આગળ વધ્યું છે. તેથી તેમાંથી જ કોઈ એકની પદ્ધતિ નક્કી કરી તેમાં થીંગડાં દીધે નહિ ચાલે. બાળકેળવણીનું ઉત્તમ ક્ષેત્ર કે શાળા ઘર જ છે. પણ આજે બહેનો કારખાનામાં કામ કરતી થઈ છે ત્યારે ઘરોની આજની હાલતમાં બાળકેળવણીનો સ્વીકાર તથા સગવડ કર્યા વિના ચાલે એમ નથી.

શ્રી અનાથનાથ બસુએ શ્રી અનસારીના કાળખંડો સાથે અસંમતિ દર્શાવી જણાવ્યું કે, તે શરીરવિકાસશાસ્ત્ર તથા

માનસશાસ્ત્રના મત આગળ ટકી શકે તેવા નથી. જીવનનો વિકાસ સળંગ હોય છે, તેના ભાગલા ન પાડી શકાય. છતાં એ વિકાસમાં એક જાતનો તાલ કે લય (rhythm) હોય છે. જન્મ પછી પહેલાં દોઢ વરસ સુધી બાળકનો વિકાસ બહુ ઝપાટાથી થાય છે; તે પછી સ્થિરતા (stabilization)નો કાળ આવે છે ને તે પાંચમા વર્ષ સુધી ચાલે છે. ૫મા થી ૭મા વર્ષ સુધી ફરી શીઘ્ર પ્રગતિનો કાળ આવે છે. બાળ-મૃત્યુનું પ્રમાણ જોતાં આ શીઘ્ર વિકાસના સમય દરમ્યાન તે વધારે હોય છે એમ જોવા મળે છે. કારણ સ્પષ્ટ જ છે. ૨ થી ૫ વર્ષ સુધીનો કાળ કેળવણી માટે ઉત્તમ ગણાય, કારણ કે તે વખતે બાળકની પ્રકૃતિ તંદુરસ્ત હોય છે. તેથી બાળકેળવણીને માટે બે જાતની શાળાઓની જરૂર નથી. કેળવણીના ઉત્સાહમાં આપણે કુટુંબ કે ઘરને ભૂલી ગયા છીએ, તેમ ન થવું જોઈએ. બાળક માટે ખ્રિસ્તના જેવો પ્રેમ હોવો જોઈએ. તે કહેતો કે પ્રભુનું દૈવી રાજ્ય તેમનું જ છે. બાળકો માટે રમત અને પ્રવૃત્તિ એ જ જીવન છે.

તે પછી અનેક પ્રતિનિધિઓ તરફથી શ્રી નાનાભાઈ ભટ્ટને પોતાનો અભિપ્રાય જણાવવા ખાસ વિનંતિ કરવામાં આવતાં તેમણે ગુજરાતીમાં ભાષણ કરીને જણાવ્યું કે, પાયાની કેળવણીની શરૂઆત વખતે જ મેં બાળકેળ-વણી તરફ બાપુનું ધ્યાન ખેંચ્યું હતું. કારણ કે તે વિના પાયાની કેળવણીની ઇમારત કાચી જ રહેશે. શ્રી સરલાબહેને તેમ જ તારાબહેને મારા જ વિચારો રજૂ કર્યા છે. કોઈ પણ વસ્તુ અવૈજ્ઞાનિક હોય તો તેને વળગી રહેવાની આપણી ફરજ ન જ હોઈ શકે. પણ મૉન્ટેસોરી પદ્ધતિ અવૈજ્ઞાનિક છે ખરી ? તે એવી છે એમ પુરવાર થાય તો તેને જરૂર ફગાવી દઈએ. પૂર્વ બુનિયાદી તાલીમની શાળાઓ કરતાં બાળમાનસવિજ્ઞાનનો વધારે અભ્યાસ કરવાની જરૂર છે. કોઈ પણ પ્રવૃત્તિ કરતાં તેની પાછળ રહેલી વિચારસરણી (ideology) વધારે મહત્ત્વની છે. બધી જ કેળવણી માટે માનસશાસ્ત્રના અભ્યાસની જરૂર છે. બધા પૂર્વગ્રહો દૂર રાખીને આખી વસ્તુને નવેસર તપાસી જઈએ. આંબલાનાં બાલક્રીડાંગણ, લોકશાળા ઇ. પ્રવૃત્તિઓનો મારો અનુભવ ઉત્સાહપ્રેરક છે. માત્ર આ બધાં કામ માટે શિક્ષક સૂઝવાળો હોવો જોઈએ.

કેટલાક વક્તાઓએ ઘર એ જ બાળકેળવણીનું શ્રેષ્ઠ સ્થાન છે એ વસ્તુ પર ખૂબ ભાર મૂકીને પાંચ વર્ષ સુધી બાળકને શાળામાં ન મોકલવું જોઈએ એમ આગ્રહપૂર્વક જણાવ્યું. કેટલાકે બાળકેળવણી સફળ થાય તે માટે માબાપ-નાં મંડળો સ્થાપવાની સૂચના કરી. વળી એક ભાઈએ બાળક ભણાવવા માટે જન્મે છે એમ કહી, બાળકના જીવનના સંખ્યાબંધ અભ્યાસીઓ થવા જોઈએ એમ જણાવ્યું.

## પ્રૌઢશિક્ષણ

પ્રૌઢ કેળવણીનો પ્રશ્ન સંમેલન આગળ રજૂ કરતાં શ્રી રામચંદ્રે તે વિષયને અંગે નિમાયેલી પેટાસમિતિએ કરેલી ભલામણો સભા આગળ મૂકી. તેમાં કોઈ એક વ્યવસાયના અનુસંધાનમાં — ખાસ તો જેમાં તેઓ કામ કરીને રોજી મેળવતા હોય એવા ધંધાના અનુસંધાનમાં — તે કેળવણી આપવી જોઈએ, એટલે કે કારખાનામાં શાળા (નું તત્ત્વ) દાખલ કરવી જોઈએ. આ કેળવણીમાં અક્ષરજ્ઞાનને વધારે પડતું મહત્ત્વ ન અપાવું જોઈએ. આરંભ શ્રાવણ-પદ્ધતિથી કરીને જાતે જ્ઞાન મેળવવાની ભૂખ લાગે ત્યારે અક્ષરજ્ઞાન આપવું. વિષયોમાં સફાઈ, પ્રાથમિક હક્કો, આરોગ્ય, આહાર, કુટુંબનું ખર્ચ, માતપિતા તરીકેની ફરજોનું ભાન તેમ જ તે અદા કરવાનું જ્ઞાન, વ્યસનોથી દૂર કેમ રહેવું, સામાન્યજ્ઞાન ઇત્યાદિ આવવાં જોઈએ. રાષ્ટ્રીય સેવાના કાર્ય માટે ખાસ વર્ગો તેમ જ અભ્યાસક્રમો યોજી શકાય. આ કેળવણીનું કોઈ ચોક્કસ ક્ષેત્ર પસંદ કરીને તેમાં પ્રયોગ કરવામાં આવે તો એ ઇષ્ટ છે એમ તેમણે જણાવ્યું.

શ્રી ધીરેન્દ્ર મજુમદારે જણાવ્યું કે, પ્રૌઢોને કેવળ અક્ષરજ્ઞાન આપવાનો પ્રયોગ નિષ્ફળ ગયો છે. પ્રૌઢોના ચાલુ કામમાં પ્રવેશ કરીને તેમને કેળવણી આપવી જોઈએ. પ્રૌઢશિક્ષણ વિના બાળકેળવણી સફળ ન થઈ શકે. તેથી સમગ્ર સંમિલિત જીવનને સ્પર્શે એવું વ્યાપક શિક્ષણ શી રીતે અપાય, તે વિચારવું જોઈએ. આમાં સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન ખાસ અગત્યનો છે. કસ્તૂરબા સ્મારક-નિધિનું કાર્ય ચરખાસંઘની બહેનોમાં શરૂ થાય તો એક મોટી સંખ્યાને એકત્રિત કેળવણી આપી શકાશે. ચરખા-સંઘ સાથે ૩૦૦૦૦ કુટુંબોનો સંબંધ આવે છે. બીજા સંઘો સાથે સંબદ્ધ કુટુંબોને પણ એમની સાથે જ લઈ શકાય. ગામડાંના તહેવારો, મેળાઓ જેવા પ્રસંગોનો આ કેળવણીના કામમાં ઉપયોગ કરી શકાય. લોકગીતો આમાં ઘણું કામ આપી શકે. ચીનનું 'બાલ-શિક્ષક'નું આન્દોલન (શાળામાં ભણતા બાલવિદ્યાર્થીઓ પોતાના ઘરનાં અભણ મોટેરાં-ઓને શીખવે એ પદ્ધતિ) પણ એક સારો નમૂનો પૂરો પાડે તેમ છે.

દક્ષિણ હિંદ પ્રૌઢશિક્ષણ મંડળના મંત્રીએ જણાવ્યું કે, અક્ષરજ્ઞાનથી માણસ જ્ઞાનપ્રાપ્તિની બાબતમાં સ્વાવલંબી બને છે; મત આપવો, કાગળ વાંચવો, આવેલા કાગળનો જવાબ આપવો, શાહુકાર વગેરેની છેતરામણીમાંથી બચવું તેથી જ શક્ય બને છે. માટે અક્ષરજ્ઞાનની અવગણના કરતા નહિ.

શ્રી અનાથનાથ બસુએ કેવળ અક્ષરજ્ઞાનની હિમાયતને વખોડી કાઢી અને કહ્યું કે, યુરોપમાં એ જ્ઞાન કેવળ આંક-ફરક અને શરતોની રમતોની માહિતી મેળવવા પૂરતું જ વપરાય છે. પ્રૌઢકેળવણીમાં માણસોને રસ પડે એવાં જીવનનાં કેન્દ્રો ધ્યાનમાં લઈને આ કામ થવું જોઈએ. જીવન-નિર્વાહનો ઉદ્યોગ, સમાજનું જીવન, અને આરામના સમયની રમતગમતો, આ ત્રણ વસ્તુઓ સાથે પ્રૌઢ કેળવણીનું અનુ-સંધાન થવું જોઈએ. પ્રૌઢોને માટે કેળવણી એ સામાજિક સહકારના જીવનની એક પ્રવૃત્તિ જ બની જવી જોઈએ.

શ્રીમતી કુલસુમ સાયાણીએ પોતાના પ્રૌઢકેળવણીના કાર્યની માહિતી આપતાં જણાવ્યું કે, મુંબઈમાં બહેનોને ઘરોમાં પહોંચીને અમે કેળવણી આપીએ છીએ. અમે જોયું છે કે, માતાઓના માનસમાં પરિવર્તન કરવાની પ્રથમ જરૂર છે. મહોરમ વગેરે તહેવારોને પ્રસંગે વ્યાખ્યાનમાળાઓ યોજીને સ્ત્રીઓમાં તેમના હક્કો વગેરેની બાબતમાં જાગૃતિ આણવામાં આવે છે. આ વ્યાખ્યાનમાળાઓ એટલી સફળ નીવડી કે તે જોઈને મૌલવીઓ ઉશ્કેરાઈ ગયા. કસાઈઓનું પ્રતિનિધિ મંડળ આવીને ફરિયાદ કરવા લાગ્યું કે, કુલસુમબહેને અમારાં ઘરોમાં ઉત્પાત મચાવ્યો છે! તેમની યોજના પ્રમાણે એક શિક્ષિકા ચાલીઓમાં ફરીને વર્ગો લે છે. તે રોજ ૫, ૬ કલાક શ્રમ કરે છે. આને માટે તેને માસિક ૨૭ રૂપિયા વેતન અપાય છે. સ્ત્રીઓના વાચન માટે 'રહબર' નામનું પાક્ષિક, હિંદુસ્તાની ભાષામાં અને ગુજરાતી, નાગરી અને ફારસી લિપિઓમાં ચલાવે છે. તેમની પ્રવૃત્તિ બહુ જ વ્યવસ્થિતપણે અને ધમધોકાર ચાલતી હોય એમ જણાયું. તેમની ભાષા આદર્શ હિંદુસ્તાની ગણાય તેવી હતી. ભાષાની સાદાઈ પર તેમનો ભારે આગ્રહ છે.

જામિયાના શ્રી અબ્દુલ રહેમાને કહ્યું કે, પ્રૌઢકેળવણીનું કામ સ્વયંશિક્ષણ અને સ્વયંસુધારણાનું છે. બીજા દેશોમાં સિનેમા, રેડિયો ઇત્યાદિ સાધનોનો લોકકેળવણીના કામમાં ઉપયોગ થઈ રહ્યો છે તેમ આપણે ત્યાં કરી શકાતો નથી, એ ખરે જ દુઃખની વાત છે.

શ્રી હરિસર્વોત્તમરાવે જણાવ્યું કે, ગાંધીજીએ ઔંધનરેશને, અક્ષરજ્ઞાનવાળા દરેક પ્રૌઢને મતનો અધિકાર આપો, એવી સલાહ આપેલી તે પરથી તેમણે અક્ષરજ્ઞાનનું મહત્ત્વ હવે સ્વીકાર્યું છે તે જોશો. સાક્ષરતાના પ્રસારનો પ્રયોગ મોટા પાયા પર મહાસભાનાં પ્રધાનમંડળોના વખતમાં થયો હતો. આંધ્રમાં સેંકડો (૧૨૦૦) પુસ્તકાલયો છે. તેમનું કામ સરસ ચાલે છે. સાક્ષરતાને અંગે વહેમ કે પૂર્વગ્રહ છોડી દો. તે તટસ્થ સાધન છે. તેનો સારો ઉપયોગ જરૂર થઈ શકે તેમ છે.

આ ચર્ચા પૂરી થવા આવી એ જ અરસામાં શ્રી કિશોરલાલભાઈએ પ્રૌઢશિક્ષણ કયા સંજોગોમાં શક્ય છે તેમજ તે સ્થિતિ અસ્તિત્વમાં આણવા માટે શું કરવાની જરૂર છે, તે માટે આપણે કયો આદર્શ નજર આગળ રાખવો જોઈએ, વગેરેનું પ્રતિપાદન કરતો એક વિસ્તૃત ઠરાવ સભા આગળ રજૂ કર્યો. તેનું વર્ણન આ અંકમાં અલગ લેખરૂપે આપ્યું છે. આ ઠરાવ વિચારણા માટે તાલીમી સંઘ પર મોકલી આપવો, એવી સૂચના સહિત પસાર થયો.

તે પછી સમગ્ર સંમેલનમાં જે જે વસ્તુઓની ચર્ચા થઈ તે બધીને આવરી લેતા કેટલાક નિર્ણયો પ્રમુખ સાહેબે સભા આગળ રજૂ કર્યા; અને કોઈ પણ જાતની વિશેષ ચર્ચા વિના સભાએ તેમને સંમતિ આપી. એ નિર્ણયો નીચે મુજબ હતા :—

૧. પ્રતિકૂળ સંજોગો છતાં પાયાની કેળવણીનો પ્રયોગ આગળ ધપી રહ્યો છે, લોકો તેમાં વધારે રસ લેતા થયા છે, તેમ જ તેનું વાસ્તવિક મૂલ્ય લોકોએ માન્ય કર્યું છે, તે માટે સભાએ સંતોષ વ્યક્ત કર્યો.

૨. પાયાની કેળવણીની અભ્યાસક્રમ સમિતિએ એ અભ્યાસક્રમ દ્વારા જે જાતની અસર બાળકના માનસ ને વ્યક્તિત્વ પર થશે એવી અપેક્ષા રાખી હતી, તે અપેક્ષા બર આવ્યાની સભાએ નોંધ લીધી.

૩. પાયાની કેળવણીની શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓ વધારે ઉદ્યમી, ઉત્સાહી તેમ જ સ્વાશ્રયી બને છે, પોતાનું માનસ સારી રીતે વ્યક્ત કરી શકે છે, તેમનામાં સહકારની ટેવો પડે છે, અને તેમનામાંથી સામાજિક વહેમો દૂર થાય છે, એવો ગત પૂનામાં ભરાયેલી કેળવણી પરિષદે ૧૯૪૨માં વ્યક્ત કર્યો હતો, તેને અત્યારે મળેલા પ્રાન્તોના અહેવાલો પરથી પુષ્ટિ મળે છે. આ યોજનામાં નાગરિકો માટે જે ગુણો આવશ્યક માનવામાં આવ્યા છે, તે પાયાની કેળવણીની શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓમાં વિકસતા જાય છે, એવો અભિપ્રાય પરિષદે વ્યક્ત કર્યો.

૪. પહેલાં પાંચ ધોરણોનો અભ્યાસક્રમ ગયા પાંચ વરસના પ્રયોગ પછી સફળ થયો છે એમ જાહેર કર્યું; અને એ અનુભવ ખ્યાલમાં રાખી આખા અભ્યાસક્રમમાં સુધારા વધારા કરવા માટે એક સમિતિ નીમવાની તાલીમી સંઘને સૂચના કરી.

૫. અત્યાર સુધી મળેલો અનુભવ જોઈને, ઉદ્યોગ, કુદરત અને સમાજ, એ પાયાની કેળવણીનાં જે ત્રણ કેન્દ્રો છે, તેમની સાથે અનુબંધ રાખે એવા વિષય અનુસાર તેમ જ પ્રવૃત્તિ કે ઉદ્યોગો અનુસાર વિસ્તૃત અભ્યાસક્રમ ઘડવા માટે પાયાની કેળવણીમાં કામ કરતા શિક્ષકો અને જુદા જુદા વિષયોના તજ્જ્ઞોની સમિતિ નીમવાની સૂચના સંઘને કરી.

૬. રચનાત્મક કાર્યમાં રસ લેનારાઓને પાયાની કેળવણીની જ સંસ્થાઓ સ્થાપવાની અને ચાલુ સંસ્થાઓને પાયાની સંસ્થાઓમાં ફેરવવાની વિનંતિ કરી.

૭. ઉત્તર બુનિયાદી કેળવણીનો એક સ્વયંપૂર્ણ પદ્ધતિ તરીકે વિચાર કરવાની સંઘને ભલામણ કરી; અને એ કેળવણીને અંગે જેમને પોતાના ઉદ્યોગોમાં વધુ નિષ્ણાત થવું હોય તેમને માટે મર્યાદિત સમય માટે કામ કરતી શાળાઓનો અભ્યાસક્રમ ઘડવાની અને રાષ્ટ્રીય શિક્ષણની જરૂરિયાતો ખ્યાલમાં લઈને કામ દ્વારા કેળવણીના સિદ્ધાંત અનુસાર જુદી જુદી રુચિઓવાળા વિદ્યાર્થીઓ માટે યોગ્ય સંસ્થાઓની યોજના ઘડવાની સૂચના કરી.

૮. પાયાની કેળવણીને ઉપકારક થાય, તેનો આધાર બને, એ રીતે, સાત વરસથી નાનાં બાળકો માટે બાળકેળવણીની યોજના ઘડવાની સંઘને સૂચના કરી.

અને છેવટે ૯. પાયાની કેળવણીમાં કામ કરતા શિક્ષકો તથા બીજા કાર્યકર્તાઓમાં ઐક્યની ભાવના અને આત્મવિશ્વાસ વધે એ હેતુથી તેમનું મંડળ સ્થાપવાનું કામ હિન્દુસ્તાની તાલીમી સંઘ ઉપાડે એવી ભલામણ કરી

**પાંડુરંગ દેશપાંડે**

રીતે વસ્તુને વધારે રસિક બનાવી શકાય. ધૂપ, દીપ અને નૈવેદ્ય પણ આવે તો એથી ઉત્સવના આનંદમાં વધારો જ થશે.

ધાર્મિક તહેવારો પછી રાષ્ટ્રીય તહેવારો. એમાં રેંટિયાબારસ, સ્વાતંત્ર્યદિન, રાષ્ટ્રીય સપ્તાહ, તિલકજયંતી વગેરેનો સમાવેશ કરી શકાય. ઉપરાંત રાષ્ટ્રીય મહાસભાની બેઠકના દિવસો દરમ્યાન રોજ રોજ તેના કામકાજ વિશે માહિતી આપવી અને પહેલે દિવસે રાષ્ટ્રપતિનું વ્યાખ્યાન વાંચી સંભળાવવું અથવા તેનો વિગતે સાર કહેવો, એ પણ ઉપલા ધોરણના વિદ્યાર્થીઓને સારી કેળવણી થઈ પડશે.

આ ઉપરાંત હનુમાનજયંતી કે હોળીને દિવસે રમતગમત અને વ્યાયામના પ્રયોગોનો કાર્યક્રમ રાખવો, શરદપૂનમને દિવસે રાતે દાંડિયારાસ અને દૂધપૌંઆનો કાર્યક્રમ રાખવો, અને ગુરુશિષ્યના સંબંધને જેમાં મહત્ત્વ છે એવો ગુરુપૂર્ણિમાનો ઉત્સવ ઊજવવો — એવી સૂચના કરી શકાય.

આ તો મુખ્ય મુખ્ય ઉત્સવોની વાત કરી. પણ બીજા નાના નાના ઉત્સવોને પણ શાળાના કાર્યક્રમમાં સ્થાન મળવું જોઈએ અને આખો દિવસ નહિ તો થોડો સમય આપી તેને અંગેની માહિતી, તેનું રહસ્ય વગેરે બાળકોને સમજાવવાં જોઈએ. મહોરમ, બકરીઈદ, જમશેદી નવરોઝ, દશેરા, મકરસંક્રાંતિ વગેરે ઉત્સવો આ વર્ગમાં આવે. રાષ્ટ્રીય ઉત્સવોમાં પણ એ રીતે ઊજવવા જેવામાં આપણે રામમોહન રાય, રવીન્દ્રનાથ ઠાકુર, દાદાભાઈ, ગોખલે, લાલા લાજપતરાય, દેશબંધુ દાસ, જગદીશચંદ્ર બોઝ, પ્રફુલ્લચંદ્ર રાય, નર્મદાશંકર, અને મધ્યકાલના અનેક સંતોની જયંતીઓને ઉમેરી શકીએ. એ બધાનાં જીવનમાં વિદ્યાર્થીઓને પ્રેરણા મળે એવું ઘણું છે, અને તે બધાનો આપણે ઉપયોગ કરવો જોઈએ. આ બધી જયંતીઓ આપણે દર વરસે ન ઊજવી શકીએ તો બે કે ત્રણ વરસના ગાળામાં એને વહેંચી નાંખવી જોઈએ.

આ બધા ઉત્સવો ઉપરાંત બીજો એક ઉત્સવ પણ દરેક શાળામાં ઊજવાવો જોઈએ અને તે શાળાનો સ્થાપનાદિન. એ દિવસે શાળાના જૂના નવા વિદ્યાર્થીઓનું સ્નેહસંમેલન યોજાય તો સારું. સવારે અને બપોરે પરસ્પર પરિચય, વ્યાખ્યાનો, શાળાની પ્રગતિદર્શક પ્રદર્શન વગેરે રાખી શકાય અને સાંજે રમતગમત તથા રાતે નાટ્યપ્રયોગો, રાસ, વગેરે ગોઠવી શકાય. શક્ય હોય તો તે દિવસે સહભોજન પણ ગોઠવવું. શાળાનો સ્થાપનાદિન ખબર ન હોય કે અનુકૂળ ન હોય તો ગુરુપૂર્ણિમાનો કે કોઈ બીજો દિવસ પણ એ રીતે ઊજવી શકાય.

આમાંના કેટલાક ઉત્સવોમાં અથવા તેમાંના કેટલાક કાર્યક્રમોમાં વિદ્યાર્થીઓના વાલીઓને કે જાહેર જનતાને પણ આમંત્રી શકાય, અને એ રીતે લોકો સાથેનો શાળાનો સંપર્ક વધારી શકાય.

આવા ઉત્સવોની ઊજવણીને અંગે ‘જીવતા તહેવારો’માં ઘણી ઉપયોગી સૂચનાઓ મળી રહેશે, તે જોવાની વાચક બંધુઓને ભલામણ કરું છું. **નગીનદાસ પારેખ**

# સ્વભાષા અને આત્મવિશ્વાસ

આપણી અંગ્રેજી શાળાઓમાં સામાન્ય રીતે બધો વ્યવહાર અંગ્રેજીમાં જ ચાલતો જોવામાં આવે છે. નિશાળનું પાટિયું અંગ્રેજીમાં હોય છે, તેનાં હાજરીપત્રકો અંગ્રેજીમાં રાખવામાં આવે છે, ફીની પહોંચ અંગ્રેજીમાં છપાવેલી હોય છે, રજા વગેરેની સૂચના અંગ્રેજીમાં આપવામાં આવે છે, સમયપત્રકો અંગ્રેજીમાં રાખવામાં આવે છે, ધ્યાનમંત્રો અંગ્રેજી પસંદ કરવામાં આવે છે, વર્ગની અંદર કે બહાર જવાની રજા પણ વિદ્યાર્થીએ અંગ્રેજીમાં માગવાની હોય છે, શિક્ષકો અને વિદ્યાર્થીઓ અંગ્રેજીમાં વાતચીત કરે એવી અપેક્ષા રાખવામાં આવે છે, અને વિદ્યાર્થીઓ પણ પોતાનાં પુસ્તકો અને નોંધવહીઓ ઉપર નામ અંગ્રેજીમાં જ લખે છે, તેમ જ રજાની કે બીજી ચિઠ્ઠીઓ પણ અંગ્રેજીમાં લખીને મોકલે છે. અને આ બધાંમાં એક જાતની પ્રતિષ્ઠા માનવામાં આવે છે. આને લીધે શિક્ષકો અને વિદ્યાર્થીઓ માંહોમાંહે વાત કરે છે ત્યારે ઢેડગુજરાતીમાં કે ભાંગીતૂટી અંગ્રેજીમાં કરે છે, અને ગમે ત્યાં અંગ્રેજી શબ્દો ઘુસાડી દેવા એને પોતાની હોશિયારી અને સંસ્કારિતાનું લક્ષણ માને છે. આ બધાને પરિણામે વિદ્યાર્થીઓના મનમાં સ્વભાષાને વિષે એક પ્રકારની અવજ્ઞા જન્મે છે, અને મનમાં ઊંડે ઊંડે એવી ગાંઠ બંધાય છે કે ગુજરાતી તો રેંજીપેંજી ભાષા છે, શિક્ષિતોને એ શોભે એવી નથી. અને સ્વભાષાની હીનતાનું આ ભાન ધીમે ધીમે સ્વદેશ અને સ્વધર્મ તથા સ્વની બધી વસ્તુઓ ઉપર વ્યાપે છે, અને માણસને આત્મવિશ્વાસ-શૂન્ય અને દેશમાં જ પરદેશી બનાવી મૂકે છે. દેશને અને વ્યક્તિને આ મહા મોટી હાનિ છે. એનો ઉપાય *આપણી શિક્ષણસંસ્થાઓએ કરવો જ રહ્યો.* આથી અમે ગુજરાતની બધી અંગ્રેજી શાળાઓના સંચાલકો અને શિક્ષકોને વિનંતી કરીએ છીએ કે, આ નજીવી લાગતી વસ્તુને વિષે ઉપેક્ષાવૃત્તિ ન સેવતાં એની ઊંડી અસરને ધ્યાનમાં લઈ સ્વભાષાના વપરાશનો આગ્રહ પોતપોતાની સંસ્થામાં રાખે. જો શિક્ષકો જ માંહોમાંહેની વાતચીત અને ચર્ચા શુદ્ધ ગુજરાતીમાં કરવાનો આગ્રહ રાખે, વિદ્યાથીઓ સાથેનો વ્યવહાર ગુજરાતીમાં જ કરે, અને શાળાની વ્યવસ્થામાં ગુજરાતીનો સ્વીકાર કરે, તો થોડા જ સમયમાં શાળાના વાતાવરણમાં ભારે ફેરફાર થયેલો માલૂમ પડશે એટલું જ નહિ, વિદ્યાર્થીઓનો ગુજરાતી ઉપરનો કાબૂ પણ વધશે. — ન૦

# ઉચ્ચ અભ્યાસ અને માતૃભાષા

દુનિયામાં એવો દુર્ભાગી દેશ ભાગ્યે જ હશે કે જ્યાં દેશનાં સંતાનોને કેળવણી કઈ ભાષામાં આપવી જોઈએ એવો પ્રશ્ન ઉપસ્થિત થાય, અને વળી તે સનાતન ચર્ચાનો અને મતભેદોનો વિષય બની રહે. પણ એવું દુર્ભાગ્ય આપણા દેશનું છે ખરું. બાળકોને શિક્ષણ માતૃભાષા દ્વારા જ આપવું જોઈએ એમ અર્ધ સૈકાથી પણ વધારે સમયથી દેશના રાષ્ટ્રીય આગેવાનો સતત કહેતા આવ્યા છે, અને તેમના અવિરત પ્રયત્નોને તેમ જ તેમણે સ્થાપેલી રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓના સફળ પ્રયોગોને પરિણામે આજે પ્રાથમિક કેળવણી — સર્વાંશે તો નહિ જ — અને માધ્યમિક કેળવણી — અલ્પાંશે જ — માતૃભાષા દ્વારા અપાવા માંડી છે. ઉચ્ચ કેળવણીમાં તેના માધ્યમ તરીકે પ્રવેશ કરાવીને તેને તેની સાચી અને સંપૂર્ણ પ્રતિષ્ઠા આપવાનું તો હજી (કેટલાંક રાષ્ટ્રીય વિદ્યાપીઠો તથા ગુરુકુલો બાદ કરતાં) લગભગ અસ્પૃષ્ટ જ છે. કેળવણીની કોઈ પણ નવી પ્રવૃત્તિના મંડાણ વખતે આ પ્રશ્ન આપણી નજર આગળ આવ્યા વિના રહેતો નથી, અને તે નવી પ્રવૃત્તિ આ પ્રશ્નનો કેવી રીતે ઉકેલ શોધે છે એ તે પ્રવૃત્તિનું મૂલ્ય આંકવાની મુખ્ય કસોટી બની જાય તો એ સ્વાભાવિક જ છે.

ગુજરાતી ભાષા અને સાહિત્યની સેવા અને વૃદ્ધિ કરવાના એકમાત્ર ઉદ્દેશથી ગુજરાતમાં લગભગ સો વરસ પર સ્થપાયેલી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ શ્રી ભગુભાઈ કેશવલાલ દલાલ તરફથી મળેલા રૂા. ૨૫૦૦૦ના દાનની મદદથી, અમદાવાદમાં પ્રેમાભાઈ હૉલના એક ભાગ ઉપર, સોસાયટીના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગના વર્ગોને બેસવા માટે બંધાવેલા કેશવ વિદ્યાગૃહનું ઉદ્‌ઘાટન કરવા માટે ડૉ. જયકર સોસાયટીના આમંત્રણને માન આપી તા. ૩–૨–'૪૫ને રોજ અમદાવાદ પધાર્યા હતા. ઉદ્‌ઘાટન સમારંભ ઉપરાંત સોસાયટીના તેમ જ ગુજરાત યુનિવર્સિટી યોજનાના સભ્યો, આમંત્રિત ગૃહસ્થો અને કેટલાક વિદ્યાર્થીઓનો શ્રી જયકર સાથે વાર્તાલાપનો કાર્યક્રમ પણ ગોઠવવામાં આવ્યો હતો. બન્ને સમારંભોમાં ચર્ચાનો વિષય ઉચ્ચ કેળવણી ને ગુજરાતની ભાવી યુનિવર્સિટી અને તેના શિક્ષણનું વાહન કે માધ્યમ કયું હોય એ જ હતો. વાર્તાલાપની પ્રસ્તાવના કરતાં શ્રી માવળંકરે, ગુજરાત યુનિવર્સિટીએ ચાર્ટર લેવો કે નહિ અને કેળવણીનું વાહન માતૃભાષા જ રાખવી કે બીજી કોઈ ભાષાનો આશ્રય લેવો, એવા 'બધાને મૂંઝવનારા' બે પ્રશ્નો પૂછીને તે બાબત માર્ગદર્શન આપવા શ્રી જયકરને વિનંતિ કરી.

શ્રી જયકરે ઉપરના બન્ને પ્રશ્નોની બહુ જ છટાદાર અને મોહક શૈલીથી અંગ્રેજીમાં ચર્ચા કરી અને જણાવ્યું કે, તમારે યુનિવર્સિટીની ભાવના પ્રથમ પ્રજામાં જાગ્રત કરવી જોઈએ, કે જેથી તેનો પાયો ખૂબ વ્યાપક બને. યુનિવર્સિટી માટે આવશ્યક ગણાતી વિવિધ સંસ્થાઓ નિર્માણ કરીને તેમની વચ્ચે સહકાર સ્થાપન કરવો જોઈએ. અને જ્યારે, એ બધાને પરિણામે, પોતાના પ્રાન્તનાં ઇતિહાસ, સંસ્કૃતિ ઇ. ના વિકાસ માટે યુનિવર્સિટીની અનિવાર્ય જરૂર છે એમ તમને થાય, ત્યારે જ તમારે ચાર્ટરનો વિચાર કરવો જોઈએ. તે વખતે તમને વગર માગ્યે તમારી શરતે ચાર્ટર મળી શકશે. પણ જો આજે સરકાર પાસે તમે ચાર્ટર માટે જાઓ તો તે મળે તોય તમારા અનેક પ્રિય સિદ્ધાન્તોને ભોગે બહુ તો મળી શકશે. અલબત્ત, દરેક પ્રાન્તને સ્વતંત્ર યુનિવર્સિટી હોવી જોઈએ એમ હું ચોક્કસ માનું છું. પણ તેની સાથે જ મારો એવો પણ દૃઢ અભિપ્રાય છે કે, કોઈ પણ સરકારના — પછી તે સરકાર આપણી પોતાની રાષ્ટ્રીય સરકાર હોય કે આજના જેવી ૯૩મી કલમ હેઠળની હોય — કાબૂથી તે સ્વતંત્ર હોવી જોઈએ.

યુનિવર્સિટીના શિક્ષણના માધ્યમની બાબતમાં તે માધ્યમ માતૃભાષા જ હોવી જોઈએ એ વિષે તત્ત્વતઃ મતભેદ ન હોઈ શકે, પણ વ્યવહારની દૃષ્ટિથી તેમાં કોઈ બાંધછોડને અવકાશ છે કે કેમ, એ શ્રી માવળંકરે રજૂ કરેલા પ્રશ્નનો જવાબ આપતાં પૂર્વાર્ધને પોતાનો હાર્દિક ટેકો આપી ઉત્તરાર્ધને અંગે તેમણે પણ પ્રશ્ન પૂછનારના આશયને જ અનુમોદન આપ્યું. મહાવિદ્યાલયના વર્ગોમાં સંસ્કૃત, ગુજરાતી કે તમારા દેશની પ્રાચીન સંસ્કૃતિ ને ઇતિહાસ જેવા વિષયો એકદમ ગુજરાતીમાં શીખવવાની શરૂઆત જરૂર કરી શકાય, પણ આધુનિક વિજ્ઞાન તથા સામાજિક શાસ્ત્રોમાં માતૃભાષાનો આગ્રહ રાખીએ તો તે હઠાગ્રહ જ ગણાશે, એમ તેમણે જણાવ્યું.

સંશોધનકાર્યને અનુલક્ષીને તેમણે કહ્યું કે, તમારા દેશની સંસ્કૃતિ, ઇતિહાસ વગેરેનું સંશોધન એવું હોવું જોઈએ કે બીજા પ્રાન્તો ને દેશોના વિદ્વાનોને તે જાણવાની ફરજ પડે અને તેઓ તે જાણવા માટે દોડતા આવે અને તમારી ભાષા પણ શીખી લે. અને દાખલો આપ્યો કે, જર્મન ને જાપાની સંશોધન એવા પ્રકારનું હતું, દુનિયાભરના લોકો તે સમજવા તે ભાષાઓ શીખ્યા. આટલું કહી શ્રી જયકરે અત્યાર સુધીના પોતાના તર્કના પ્રવાહને બીજી જ દિશામાં વાળ્યો, અને આગળ ચલાવ્યું કે, પણ તમે તે માટે વાટ જોતા બેસી રહેશો ? તેમ કરવું ભાગ્યે જ પોસાય. માટે તમારા સંશોધનકાર્યની બીજા પ્રાન્તોને ને દેશોને જાણ થાય, તેને આન્તરપ્રાન્તીય અને આન્તરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા મળે, તે માટે તમારે તેને અંગ્રેજી ભાષામાં રજૂ કરવું પડશે ! પહેલામાંથી આ બીજું વિધાન શી રીતે ફલિત થાય છે એ સામાન્ય બુદ્ધિથી સમજવું અઘરું પડે છે.

'યુનિવર્સિટીના ચાર્ટરની બાબતમાં શ્રી જયકરના અભિપ્રાય પર ગાંધીજીના, યા કહો કે ગઈ વીસીના પ્રબળ રાષ્ટ્રીય શિક્ષણ આંદોલનના, મતની છાપ પડી હોય એમ ચોક્કસ જણાય છે. કારણ, જે મહારાષ્ટ્ર યુનિવર્સિટી કમિટીના તે પોતે પ્રમુખ હતા તે સરકારે જ નીમેલી હતી ને? તે યુનિવર્સિટી માટે ચાર્ટર સારુ તેમણે કઈ ભલામણ કરી છે? અને તેના સેનેટ-મંડળ વગેરેના ઘડતરમાં સરકારથી સ્વતંત્રતાનું શું ધોરણ સાચવ્યું છે? એ તો ઠીક. પણ માતૃભાષાની બાબતમાં તેમણે આપેલો અભિપ્રાય આપણી કશી પ્રગતિમાં કોઈ પણ રીતે મદદકર્તા થઈ શકે તેવો નથી. કારણ, કેળવણીની કોઈપણ કક્ષાએ તેનું માધ્યમ માતૃભાષા સિવાયની બીજી કોઈ પણ ભાષા બને તો તેનાં કુપરિણામો તે ભાષા બોલનારા આખા સમાજના જીવન ઉપર થયા વિના રહે જ નહિ. તે જ પ્રમાણે સંશોધન કોઈ પણ અંગ્રેજી જેવી પરદેશી ભાષામાં ચાલે તો તેના લાભથી પણ પ્રાન્ત વંચિત જ રહે. ઉચ્ચ અભ્યાસ કે સંશોધનને બાકીની બધી કેળવણીથી સાવ અલગ પાડી શકાય જ નહિ. તેની સાથે તે સંકળાયેલાં રહે તો જ તેમાં મૌલિકતા સંભવે ને તેનાં ફળ કોઈ કાળે પણ સમાજને—કે જે સમાજ યુનિવર્સિટીનો બહોળો પાયો હોવો જોઈએ એમ શ્રી જયકર પોતે કહે છે—ચાખવા મળશે. અને સંશોધનકાર્યનો પ્રથમ ને મહત્ત્વનો ઉદ્દેશ પ્રજામાં નવા પ્રાણ પૂરવાનો નથી શું? સંશોધન એટલું પ્રભાવી અને કીમતી બને તો દુનિયામાં તેનો ડંકો વાગ્યા વિના રહેવાનો નથી. પણ ડંકો જ વગાડવાને લોભે, ને માતૃભાષાની અવજ્ઞા કરી માત્ર કેવળ પ્રચારથી જ શરૂઆત કરીને તો આપણી દીનતા ને પામરતાની જ દુનિયામાં જાહેરાત થશે. કોઈ સ્વમાની પ્રજાએ આવું કર્યું જાણ્યું નથી. દાખલો હોત તો શ્રી જયકર તે જરૂર ટાંકત પણ તેમણે ટાંકેલો દાખલો જુદો જ હતો.

શ્રી જયકર સાહેબનો આભાર માનતી વખતે શ્રીમતી વિદ્યાગૌરીએ તરત જ તેમને આશ્વાસન આપ્યું કે, તમારો ઉપદેશ અમે આત્મસાત્ કરેલો જ છે. અમે અંગ્રેજીમાં એક સંશોધનનું 'જર્નલ' પ્રસિદ્ધ કરવાનો નિર્ણય ક્યારનોય કરેલો જ છે. જયકર સાહેબના ઉપદેશની પાછળ આ નિર્ણયે તો પ્રેરણા આપવાનો ભાગ નહિ ભજવ્યો હોય, એવી એક શંકા શ્રોતાઓના મનમાં ઊઠ્યા વિના ભાગ્યે જ રહી હશે. ક્યાં શ્રી ફાર્બસ, દલપત મંડળની પરંપરા ને ક્યાં આ અંગ્રેજી ભાષામાં ચલાવવાના 'જર્નલ'નું આડ ફંટાણ! અને તે ઈ. સ. ૧૯૪૫ની સાલમાં!

ઉદ્ઘાટનવિધિ વખતનું ભાષણ પણ અંગ્રેજીને બદલે ગુજરાતીમાં કે હિન્દુસ્તાનીમાં થાત તો જરૂર ઔચિત્ય સચવાત. પણ જયકર સાહેબ રાષ્ટ્રભાષાની વસ્તુને હજી હકીકતી પાયે જ પહોંચેલી માનતા નથી, એમ એક પ્રશ્નના તેમણે આપેલા ઉત્તર પરથી જાણવા મળે છે.

પાંડુરંગ દેશપાંડે

# રચનાકાર્ય - ૩

ઉપર જણાવેલું દરેક કામ એક અલગ સંસ્થા દ્વારા થાય એ આવશ્યક નથી. પરંતુ દરેક ક્ષેત્રમાં દરેક કામને માટે વ્યવસ્થા હોવી જોઈએ અને તેની જવાબદારી પોતાની ઉપર લેનાર કોઈ વ્યક્તિ કે સમિતિ હોવી જોઈએ એ આવશ્યક છે. અસાવધાનીથી કોઈ કામ રહી જવું ન જોઈએ. કેટલાંક કામોને માટે એક એક અલગ સંસ્થા હોવી અનિવાર્ય છે. પણ કેટલાંક કામ પરસ્પર એવાં ગૂંથાયેલાં હોય છે કે તે કામો એક જ સંસ્થા મારફત કરવાં એ જરૂરનું છે.

આ બધા સગવડ અને સમજના પ્રશ્નો છે. એમાં બધાં ક્ષેત્રોને માટે કોઈ એક જ નિયમ ન બનાવી શકાય. પણ સંસ્થા એક હોય કે અનેક, ખૂબ મહત્ત્વની વાત તો એ છે કે આ સંસ્થાઓમાં અને તેમના અલગ અલગ વિભાગોમાં પૂરેપૂરો મેળ હોવો જોઈએ. એક વ્યક્તિ કે એક મંડળ પોતાના જ કામમાં પોતાનું બધું ધ્યાન પરોવે એ બહુ સારો અને આવશ્યક ગુણ પણ હોઈ શકે. પરંતુ જો તે પોતાના કામ સિવાયનાં બીજાં બધાં કામોને નકામાં માનવા માંડે તો એ રચનાત્મક કાર્ય કરતાં છતાં પરિણામે ખંડનાત્મક કામ જ કરે એમ બને. આપણને કોઈ એક જ કામમાં રસ હોવા છતાં બીજાં કામોની કદર કરવાની અને તેમની આવશ્યકતા પિછાનવાની આપણામાં બુદ્ધિ હોવી જોઈએ અને જ્યારે તે કામો ચલાવવાના સિદ્ધાંતોની ચર્ચા થાય ત્યારે તે વિષે વિચાર કરવાની શક્તિ પણ હોવી જોઈએ. રચનાત્મક કામના ઉદ્દેશ અને અહિંસાની અસલ ભૂમિકા જેટલે અંશે આપણે સમજ્યા હોઈશું તેટલે જ અંશે આપણે આ કરી શકીશું.

એટલે એમાં મોટા કે બુદ્ધિમાન તથા નાના કે શ્રદ્ધાવાન, ચારે પ્રકારના કાર્યકર્તાઓ પર એક જવાબદારી છે. નાના અને શ્રદ્ધાવાન કાર્યકર્તાઓનો જો એવો ખ્યાલ હોય કે તેમનું કામ કેવળ સૂચનાઓ અને આજ્ઞાઓનો અમલ કરવાનું જ છે, તેમાં રહેલી યોગ્યતાઅયોગ્યતા કે સિદ્ધાંત સમજવાની માથાકૂટ કરવાનું નથી, તો તેઓ ભૂલ કરે છે. એ રીતે કરેલું કામ જડ હશે અને રચનાત્મક હોવા છતાં રચનાત્મક કામના આશયને સિદ્ધ નહિ કરી

શકે. લાખો કાંતનારીઓનું કેવળ રોજીને માટે કાંતવું એ જેમ મૂળ ઉદ્દેશની દૃષ્ટિએ અધૂરું કામ જ છે તેમ આ પણ છે. બીજી બાજુએ, મોટા કાર્યકર્તાઓના મનમાં પણ જો એવો ભાવ હોય કે નાના કાર્યકર્તાઓએ દરેક કામનો મૂળભૂત સિદ્ધાંત સમજવાની જરૂર નથી અને તેમણે તે વિષે ચર્ચા કરવાની ધૃષ્ટતા ન કરવી જોઈએ, તેમણે તો કેવળ શ્રદ્ધા અને આજ્ઞાંકિતતાની વૃત્તિથી આજ્ઞાઓનો અમલ જ કરતા રહેવું જોઈએ, તો પણ રચનાત્મક કાર્યમાંથી આપણે જે શક્તિ પેદા કરવા ઇચ્છીએ છીએ તે પેદા નહિ થાય.

એ જ રીતે જે કાર્યકર્તાઓને બુદ્ધિની કાંઈક અધિક બક્ષિશ મળી છે તેમણે પણ બુદ્ધિની કિંમતની મર્યાદા સમજવી જોઈએ. બુદ્ધિમાન યુવાનોમાં પ્રાયઃ એવો ખ્યાલ જોવામાં આવે છે કે તેઓ વિચાર કરવાની શક્તિ ધરાવે છે એટલે જે વસ્તુ વિચારથી ન સમજાય તે ખોટી જ હોવી જોઈએ. એટલે જ્યાં સુધી કોઈ વસ્તુ તેમની બુદ્ધિમાં સંપૂર્ણ રીતે ન ઊતરે ત્યાં સુધી તેમને તેનો અમલ કરવો પડે તો તેમાં તેમને તેમનું વ્યક્તિત્વ દબાઈ જતું લાગે છે. પરંતુ સમજશક્તિ કેવળ વિચારશક્તિથી વિકાસ પામે એવી વસ્તુ નથી. સમજશક્તિની વૃદ્ધિ માટે વિચારની સાથે જીવનના અનુભવની પણ જરૂર છે. અને અનુભવ તો કેટલેક અંશે ઉંમર વધતી જાય તેમ તેમ થાય છે. આથી આપણામાંના વધારે અનુભવી અને બુદ્ધિમાન માણસના અનુશાસનમાં રહીને નિષ્ઠાપૂર્વક કામ કરવાની જરૂર દરેકને છે જ. આપણા રચનાત્મક કાર્યક્રમની રીત અહિંસક છે એટલે તેનું અનુશાસન કાર્યકર્તાઓની શ્રદ્ધા પર જ નિર્ભર છે. આવી શ્રદ્ધા ન હોય તો બુદ્ધિ કાર્યને પાર પાડનારી નહિ પણ બગાડનારી બને છે અને બુદ્ધિમાનોની સંખ્યા જેટલી વધારે હોય છે તેટલા જ વધારે વાડાઓ હોય છે તથા લોકોમાં તરેહતરેહની શંકાકુશંકાઓ તર્કવિતર્ક અને બુદ્ધિભેદ કરનારાં મતમતાંતર ફેલાય છે. એક સત્પુરુષે કલ્પનાની વિવિધતાને જ કલિનું લક્ષણ કહ્યું છે.

આ જ દૃષ્ટિએ બીજી એક વસ્તુ એ છે કે, એક જ કામને માટે એક જ ક્ષેત્રમાં બે પ્રતિસ્પર્ધી મંડળ નહિ હોવાં જોઈએ. કાકાસાહેબનું એક વચન બહુ પ્રસિદ્ધ છે— 'બે ઘડિયાળોની પેઠે બે નેતાઓનો મત કદી એક નથી હોતો.' ઘડિયાળોની બાબતમાં તો વૈજ્ઞાનિકોએ વીજળીથી ચાલતી ઘડિયાળની શોધ કરીને રસ્તો કાઢ્યો છે. વીજળીના એક જ પ્રવાહ દ્વારા ચાલનારી સેંકડો ઘડિયાળો એક જ સમય બતાવે છે. પરંતુ બે બુદ્ધિમાન વ્યક્તિઓમાં લાંબા વખત સુધી 'એક જ જાતનો પ્રવાહ ચલાવવાની કોઈ તરકીબ હજી નીકળી નથી.

પરંપરાગત રૂઢિઓમાં અમુક અંશે એવી એકતા પેદા કરવાનો ગુણ હોય છે અને આથી જ બુદ્ધિમાન માણસો પોતાની અસર તળે આવનાર લોકોમાં અનુકૂળ રૂઢિઓ નિર્માણ કરીને એકતા પેદા કરવાની કોશિશ કરે છે. પરંતુ એથી નાના નાના સંપ્રદાય અને વાડા બની જાય છે. તેમનો એ જ પ્રકારનું કામ કરનારા બીજા લોકો સાથે કશો મેળ નથી હોતો. આ વસ્તુ એકતાને નુકસાન કરનારી હોય છે; એકતા વધારનારી નહિ.

બે માણસ એક જ જાતનું કામ કરવા ઇચ્છે છે. પરંતુ બન્નેનો સ્વભાવ, કામ કરવાની રીત કે વિચારોમાં ભેદ છે. પ્રયત્ન કરવા છતાં એકબીજા સાથે કામ કરવાનું તેઓ અસંભવિત માને છે.—આ સ્થિતિમાં શું કરવું? મારો અભિપ્રાય એવો છે કે, બેમાંથી જે વધારે સમજુ હોય તેણે—બીજામાં ખરાબ ચારિત્ર્ય, બેઈમાની અથવા પોતાનો સ્વાર્થ સાધવા જેવો કોઈ દોષ ન જણાતો હોય તો,— તે કામ અથવા ક્ષેત્રમાંથી પોતે ખસી જવું જોઈએ અને બીજા કામ કે ક્ષેત્રને અપનાવવું જોઈએ. પેલી બીજી વ્યક્તિના સ્વભાવ, રીત કે વિચારમાં કાંઈ ભૂલ હશે તો અનુભવે તે પોતે જ તે સુધારી જ લેશે. ખસી જનાર કાર્યકર્તાએ ખસી જવાની સાથે સાથે બીજી વ્યક્તિની ટીકા કરીને અથવા તેની ભૂલોનું અતિશયોક્તિભર્યું વર્ણન કરીને તેની સંસ્થાની પ્રતિષ્ઠા ઘટાડવાનો પ્રયત્ન ન કરવાની નીતિ રાખવી જોઈએ. ઊલટું, પેલો ભાઈ એ જ કામ કરે છે જે પોતાને પણ પ્રિય છે એટલે તેણે બહાર રહીને પણ તેને જેટલી બની શકે તેટલી મદદ કરવી જોઈએ. આમ કરતાં થોડા સમય પછી એક દિવસ અનુભવે બન્નેને જણાશે કે તેઓ એકબીજા સાથે કામ કરી શકે તેમ છે અને પોતાનાં વિચાર, રીત અને સ્વભાવમાં એકતા લાવી શકે છે. અહિંસક વહેવારનું આ આવશ્યક પરિણામ છે.

બીજાનાં ચારિત્ર્ય, ઈમાનદારી કે નિઃસ્વાર્થતા વિષે શક એ તેની સાથે નહિ બનવાનું કારણ હોય ત્યાં બે પરિસ્થિતિઓ પેદા થાય છે—એક એ કે શક હોવા છતાં પેલા સમજુ માણસ પાસે તેની કોઈ સાબિતી નથી અને બીજી એ કે તેની પાસે પૂરતી સાબિતી છે. પહેલી પરિસ્થિતિમાં તેનું કર્તવ્ય એ જ છે જે સ્વભાવભેદ વગેરે કારણોના સંબંધમાં ઉપર જણાવવામાં આવ્યું છે. જ્યાં સુધી પૂરેપૂરી અને નક્કર સાબિતી ન મળે ત્યાં સુધી શાંત રહેવું જોઈએ. બીજી પરિસ્થિતિમાં નીડરતાથી તેના દોષ જાહેર કરી દેવા એ લોકહિતની દૃષ્ટિએ તેનું કર્તવ્ય છે.

ઉપર જણાવેલી વસ્તુઓ જીવનની અહિંસક નવરચના અને દેશની આઝાદી માટે નીતિશિક્ષણ તરીકે અનિવાર્ય છે. તે સિવાય કામ કરવાના બધા પ્રયત્નો દેખાવમાં રચનાત્મક અને ઉપરઉપરથી પરિણામકારક જણાવા છતાં પરિણામે ભાગલા પાડનાર અને ફાટફૂટ ઉત્પન્ન કરનાર નીવડે એમ બને.

ફેબ્રુઆરી, ૧૯૪૨ના હિંદી
'સર્વોદય' પરથી કિ૦ ઘ૦ મશરૂવાળા

# સ્વરાજ વિ૦ શિક્ષણ?

શિક્ષણ–જગતમાં ડૉ. સારજંટનું નામ હમણાં હમણાં ઘણું જાણીતું થયું છે. મધ્યસ્થ સરકારના શિક્ષણ સલાહકાર એ છે. સરકારે હિંદની સાચી પ્રગતિની ચાવીરૂપ જે એકમાત્ર વસ્તુ સ્વરાજ, તે પ્રશ્નને સારી ઠોકીને બાજુએ મૂકયા બાદ, નવો જે મોરચો કાઢયો છે તે દેશની યુદ્ધ બાદની પુનર્ઘટનાનો. તે નવીન મોરચાના એક અંગ તરીકે, મિ. સારજંટના મધ્યસ્થ સરકારી કેળવણી મંડળ તરફથી એક લાંબી ભવિષ્યની શિક્ષણયોજના બહાર પડી છે. તે ઉપર દેશમાં સારી માઠી ટીકા તો થાય જ. કાંઈક તેને જવાબરૂપે, હમણાં આ માસના આદિમાં લખનૌ યુનિવર્સિટીના પદવીદાનના નિમિત્તે બોલવા પ્રસંગ આવતાં, મિ. સારજંટે પોતાનું પ્રવચન કર્યું. તેનો ઠીક ઠીક લાંબો સાર 'ટાઇમ્સ'માં જોયો. શરૂમાં જ ડૉ. સારજંટ આ યોજના વિષે 'ન મમ ન મમ' જેવું શું કામ કરે છે તે તો ખબર નથી. તે કહે છે, "આ સરકારી યોજના નથી. અને જોકે કેટલાક અવળા દોરાયેલા લોક મારું નામ તેની જોડે સાંધ્યા જ કરે છે, છતાં તે મારી યોજના પણ નથી." મધ્યસ્થ કેળવણી મંડળનાં છેલ્લાં ૬–૭ વર્ષનાં કામોનું ફળ તેમાં નીતરી રહે છે એમ જણાવી, તે એમ પણ કહે છે કે, કેટલીય પ્રાંતિક સરકારો તે ધોરણે પોતપોતાની શિક્ષણયોજનાઓ ઘડે છે.

આ વ્યાખ્યાનમા ડૉ. સારજંટ શિક્ષણમાં પ્રગતિ બાબત, પોતાના અનેક હિંદી મિત્રોમાં એક પ્રકારની હારણવૃત્તિ રહેલી છે, એમ કહે છે. આ વૃત્તિથી તેઓ એમ માને છે કે, સરકારી મંડળની યોજના ગમે તેવી રૂડી રૂપાળી હશે, પરંતુ તે કદી ફાવશે નહિ, કેમ કે તે સાચી ભાવનાથી અમલમા મુકાશે, એવી આશા ન રાખી શકાય. અને આવી ભીતિ કેટલાક લોકલબોર્ડનાં કામ જોયા પરથી જન્મી હશે એમ (તે વ્યાખ્યાનમાં) તે માને છે. આમ માનવું જ એમને માટે સરળ અને જરૂરી છે. કેમ કે એ શી રીતે કદી કે માની શકે કે, હિંદીઓમા તેમને જે હારણ-વૃત્તિ લાગે છે તે હારણ-વૃત્તિ નથી, પણ અંગ્રેજો ન્યાય અને બુદ્ધિથી જે સ્પષ્ટ છે તે પણ નહિ જ સમજવાની જીદ લઈને બેઠા છે, એથી હતાશાની કે નિરાશાની એ વૃત્તિ છે? હિંદીઓ એમના શિક્ષણના વ્યાપક પ્રચારની બાબત જરાય હારણ બન્યા હોય, તો ગયા જ મહિનામા સેવાગ્રામમાં જે રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ મળી તે શું કામ મળત? અને તેમાં એવો સૂર શું કામ નીકળત કે, સરકાર વગેરેની વાતો છોડી સેવાગ્રામને કેન્દ્ર લઈ ત્યાં બધું કામ જમાવવા માંડો? વાત એમ લાગે છે કે, ડૉ. સારજંટ પણ 'આવતા સ્વરાજ'નાં બૂણગાં ફૂંકી, મનોરથના ઘોડા દોડાવી, જગતની જનતાને દેખાડવા માગે છે કે, અમે હિંદ માટે બહુ ચિંતિત છીએ. તેને સારુ તે અમેરિકા ગયા. પરંતુ, હિંદી લોક હવે પ્રત્યક્ષ અને અત્યારે કાંઈક થતું જોવા માગે છે. અને તે બાબતમાં જે જોવા મળે તે પરથી જ પોતાની સાચી શ્રદ્ધા ઘડવા ધારે છે.

આ 'આવતા' સ્વરાજ્યની વ્યાખ્યાનાં રમ્ય ચિત્ર દોરતાં સારજંટ સાહેબ લિંકનનું નામેય યાદ કરે છે! અને એમના હિંદી મિત્રોની ઠેકડી કરે છે કે, 'તેઓ રાજદ્વારી મત આગળપડતો ધરાવે છે એમ તમે કહેશો ને તેઓ જાતે માને છે; પણ તેમના શૈક્ષણિક ને સામાજિક મત મને પછાત લાગે છે.' અને નવા ગ્રેજ્યુએટોને તે કહે છે, "તમે 'બ્રિટિશ સામ્રાજ્યની સાંકળો' નામથી ઘણી વાર વર્ણવાતી ચીજમાંથી છૂટી સ્થાનિક બનાવટની સરખી જ કઠતી જંજીરોમાં બંધાઓ, તો તે મોટી દુઃખની વાત થશે."

આધુનિક લોકશાહીના પુણ્યશ્લોક પુરુષ લિંકનનું નામ લઈ, આમ સુરાજ અને **સ્વરાજ** વચ્ચે ગૂંચવાડો કરવો, એ સત્યનિષ્ઠ હોવા જોઈએ એવા કેળવણીકારને તો ન જ શોભે. પણ શ્રી. સારજંટ એ જ ગોટો કરે છે. 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'નો રિપોર્ટ છેલ્લે આ વસ્તુનો પુરાવો આપે છે. શ્રી. સારજંટ અંતે કહે છે— "હું કદી રાજદ્વારી માણસ હતો નહિ ને છું નહિ. પણ એનો અર્થ એ નથી કે, હું નોકરશાહીની નીતિરીતિને આખો ને આખો વરેલો છું. રાજપદ્ધતિઓ વિષે મારામારી તો માત્ર મૂર્ખા જ કરે છે. જે ઉત્તમ વહીવટ કરતું હોય તે ઉત્તમ છે. રાજદ્વારી ઝઘડો ચાલુ છે, તેથી આ દેશનું શિક્ષણકાર્ય ખમવું નહિ જોઈએ. તે એવું ક્ષેત્ર છે કે જ્યાં સદ્‌ભાવી સૌ લોક સાથે મળી કામ કરી શકે છે....." આ ભલા ગોરા માણસને કોણ સમજાવે કે, હિંદનું શિક્ષણનું મોટું ને મુખ્ય કામ એની સ્વતંત્રતા છે? રચનાત્મક કાર્યના પરમ શિક્ષક એવા એના નેતાને રાહે એ મેળવવું એમાં જ આ દેશ માટે સાચો શિક્ષણ-પ્રયત્ન સમાયેલો છે? અને મિ. સારજંટ જે વાતોને શિક્ષણ સમજીને ઠોકર્યે રાખે છે, તેણે જ આ દેશની જંજીરો વળી મજબૂત કરી છે? એ કામ રખેને પ્રજાનાયકો પોતાની આઝાદ ઢબે ગોઠવે, તેથી તો સરકાર ભડકી નથી ને?

સારજંટ સાહેબ પોતાની પદવીદાનવાણીમાં કહે છે કે, 'શિક્ષણ હમેશ સારું જ હોય એમ ન માનતા; તે જો સાચી રીતે અપાય તો જ સારું. જેમ કે, જુઓ જર્મન શિક્ષણ કેવું પાપ-સાધન બની બેઠું છે!' હિંદની અંગ્રેજી કેળવણી આવું જ બીજી રીતે બનેલું પાપ-સાધન નથી? તે સાચી દાનતથી નથી અપાયું. તેમાં એના વેપાર-ભ્રષ્ટ રાજ્યની અમરતાનો સંકલ્પ રહેલો છે. એને લઈને એમાં ભારોભાર કુશિક્ષણ પેઠું છે. એક ઉમદા પ્રજાને તેણે અવળા પાઠ બંધાવવા જેવું કુપરિણામ આવ્યું

છે. પણ આ બધું મિ સારજંટ ન સમજી શકે. જો સમજે તો હિંદી શિક્ષણ માટે કોઈ યોગ્ય હિંદીને સલાહમાં લો એમ જ તે સરકારને પહેલી સલાહ ન આપત? ખેર.

એમની યોજનામાં શું છે, તે જાણવા માટે, તે યોજનાનો બને તેટલો ટૂંકો સાર હવે પછીના અંકમાં આપવા ધારું છું. આપણા દેશને માટે મૂળ ને મુખ્ય યોજના સ્વરાજ-પ્રાપ્તિ માટેની છે, એ ભૂમિકા ભુલાવી ન જોઈએ. તો આવા અવળા પ્રયત્નો પણ કાંઈક મદદ કરી શકે; કાંઈ નહિ તો આપણને ભરમાવી તો ન જ શકે.

મગનભાઈ દેસાઈ

# આર્થિક વિકાસની યોજનાઓ

હમણાં હમણાં આખી દુનિયામાં યુદ્ધોત્તર આર્થિક વિકાસની યોજનાઓ થવા માંડી છે. તે મુજબ હિંદમાં પણ સરકારી અને બિનસરકારી મંડળો તે વિષે વિચાર કરે છે. હિંદી સરકારે તેને માટે એક અલગ ખાતું ખોલ્યું છે અને તે યોજનાઓ વિચારે છે. પ્રાન્તિક સરકારો પણ તે બાબત વિચાર કરે છે. સર પુરુષોત્તમદાસ અને બીજા કેટલાક ઉદ્યોગપતિઓએ એક યોજના દેશ સમક્ષ રજૂ કરી છે. બીજી પણ યોજનાઓ સ્વતંત્રપણે તૈયાર થઈ છે. આ યોજનાઓ મુખ્યત્વે કેવી જાતની છે તે આપણે ટૂંકામાં જોઈશું.

### રશિયાની પ્રેરણા

રશિયાએ ૧૯૨૮માં પહેલવહેલી આર્થિક વિકાસની યોજના પાંચ વરસ માટે કરી અને તે સવા ચાર વરસમાં પૂરી કરીને ૧૯૩૩માં બીજી અને ૧૯૩૮માં ત્રીજી યોજના કરી. આમ યોજના દ્વારા કામ કરવાની રીતનો વિચાર ત્યારથી દુનિયાએ અપનાવી લીધો છે. રશિયા જેવો પછાત દેશ તેવી યોજનાઓ થવાથી ઔદ્યોગિક વિકાસ સાધી શક્યો તે જોઈને બીજા દેશો પણ તે મુજબ આર્થિક વિકાસની યોજનાઓ કરવા મંડ્યા છે. ૧૯૩૮માં બ્રિ. હિંદના અગિયાર પ્રાન્તોમાં મહાસભાવાદી પ્રધાનમંડળો હતાં ત્યારે મહાસભાની કારોબારી સમિતિની સૂચનાથી, જુદા જુદા પ્રાન્તોના ઉદ્યોગખાતાના પ્રધાનોની એક પરિષદ બોલાવવામાં આવી હતી અને તેણે પંડિત શ્રી. જવાહરલાલના પ્રમુખપદે, દેશના આર્થિક વિકાસ માટે વિચાર કરવા એક કમિટી નીમી હતી. તે કમિટીએ જુદા જુદા નિષ્ણાતોના સહકારથી તે બાબત કેટલોક પ્રાથમિક વિચાર કર્યો હતો. પણ ૧૯૪૦ના નવેમ્બરમાં જવાહરલાલજી પકડાઈ ગયા ત્યાર પછી તે કામ આગળ ચાલી શક્યું નહિ. એટલે તે સમિતિ મારફત કોઈ સળંગ યોજના તૈયાર થઈ શકી નહિ.

### સર વિશ્વેશ્વરૈયાની યોજના

સર વિશ્વેશ્વરૈયાએ ૧૯૩૪માં દસ વરસની એક સળંગ યોજના આખા દેશ માટે તૈયાર કરી હતી. તેના મહત્ત્વના મુદ્દાઓ નીચે મુજબ હતા:-

| | ૧૯૩૪માં | | દસ વરસની યોજના પછી |
|---|---|---|---|
| આખા દેશની આવક | ૨૫૦૦ | કરોડ રૂ. | ૫૦૦૦ |
| ઉદ્યોગોમાંથી વાર્ષિક આવક | ૪૦૦ | ,, | ૨૦૦૦ |
| મોટા ઉદ્યોગોમાં મૂડી રોકાણ | ૩૨૦ | ,, | ૧૦૦૦ |
| લોખંડ અને પોલાદની ઉત્પત્તિ | ૧૬૦૦ | હજાર ટન | ૩૦૦૦ |
| કોલસાની ઉત્પત્તિ | ૨૪૦૦૦ | ,, | ૪૦૦૦૦ |
| કાપડની મિલો–ત્રાકો | ૬૫૦૦ | હજાર | ૧૨૦૦૦ |
| –સાળો | ૨૦૦ | ,, | ૩૦૦ |
| મોટરો વાર્ષિક તૈયાર થાય | — | | ૨૦૦૦૦ |
| ખેતીમાંથી વાર્ષિક આવક | ૨૦૦૦ | કરોડ રૂ. | ૨૫૦૦ |
| બ્રિ. હિંદમાં ખેડાણ જમીન જરાયત ખેતી | ૨૧૨૦ | લાખ એકર | ૨૫૦૦ |
| પીતની ,, | ૪૬૭ | ,, ,, | ૬૦૦ |
| રસ્તાઓ | ૨૫૩ | હજાર માઈલ | ૫૦૦ |
| રેલવે | ૪૩ | ,, ,, | ૫૫ |
| વીજળીબળ શક્તિ | ૧૦૦૦ | કિલોવાટ | ૨૨૦૦ |
| ,, ઉત્પાદન | ૧૮૦૦૦ | લાખ કિલોવાટ કલાક | ૪૦૦૦૦ |
| વહાણો બને | ૨૭૨ | હજાર ટન | ૧૦૦૦ |
| ખેતી પર નભનાર લોકો | ૨૫ | કરોડ | ૨૦ |
| કારખાનાંમાં કામ કરનાર | ૧૫ | લાખ | ૧૦૦ |
| બધા ઉદ્યોગોમાં કામ કરનાર | ૧૫૪ | લાખ | ૫૦૦ |
| બધા ઉદ્યોગો પર નભનાર લોકો | ૩૫૩ | લાખ | ૮૫૦ |
| વિદ્યાપીઠોમાં ભણતા વિદ્યાર્થીઓ | ૬૨ | હજાર | ૨૦૦ |
| કુલ વસ્તીમાં ભણેલા | ૮ | ટકા | ૫૦ |
| કુલ વસ્તીમાંથી નિશાળે જતા વિદ્યાર્થીઓ | ૪.૬૭ | ટકા | ૧૫ |

ઉપર પ્રમાણે દસ વરસમાં, આ દેશની ખેતી, ઉદ્યોગો, રસ્તા, રેલવે, કેળવણી વગેરેમાં ફેરફાર થઈ જાય એવો તે યોજનાનો ખ્યાલ હતો. તેને માટે શરૂઆતમાં રૂ. ૫૦૦ કરોડ મૂડી તરીકે જોઈએ અને સરકારને તે યોજનાનો અમલ કરવા માટે દર વરસે રૂ. ૧૦ કરોડ ખરચવા પડે એવી તેમાં ગણતરી કરેલી હતી. યોજનાને અંતે રાષ્ટ્રીય આવક બમણી થાય અને તેમાં મોટો વધારો ખેતી કરતાં ઉદ્યોગોની આવકમાંથી થાય એવો ખ્યાલ કરવામાં આવ્યો હતો. ઉદ્યોગોમાં ખાસ કરીને રેલવે અને લશ્કર માટે સાધનો બનાવવાનું, વિમાનો બનાવવાનું અને ઉદ્યોગો માટે યંત્રો બનાવવાનું કામ પહેલું હાથ ધરવાનું હતું. બીજે નંબરે વીજળીનાં સાધનો, મોટરો, હળ, રસાયણો અને ધાતુ-કામના ઉદ્યોગો આવતા હતા. કારખાનામાં કામ કરનારની સંખ્યા ૧૫ લાખથી વધારીને એક કરોડ સુધી લઈ જવાની હતી અને ખેતી પર નભનારની સંખ્યામાં ૫ કરોડનો ઘટાડો કરવાનો હતો. ખેતીમાં સુધારા કરીને તેમાંથી થતી

આવકમાં ૫૦૦ કરોડ રૂ. નો વધારો કરવાનો હતો. યંત્રોદ્યોગોની સાથે ગૃહઉદ્યોગોને ઉત્તેજન આપવાનું હતું અને જિંદગીની મુખ્ય જરૂરિયાતોની બાબતમાં લોકો સ્વાવલંબી થાય એવી યોજના કરવાની હતી. આ બધાં કામો છૂટક છૂટક વ્યક્તિઓથી પાર પડે નહિ, માટે સરકાર પોતે કેટલાંક કામ ઉપાડે અને દોરવણી આપે એવી તેમાં ભલામણ કરવામાં આવી હતી.

આ જ યોજનાને ટૂંકાવીને પાંચ વરસની યોજનાના રૂપમાં હમણાં તેના પ્રયોજકે રજૂ કરી છે. તેના મહત્ત્વના મુદ્દા ઉપરની યોજના પ્રમાણે જ છે.

### ઉદ્યોગપતિઓની યોજના

આવી યોજના નજર સમક્ષ રાખીને સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ વગેરે કેટલાક અગ્રગણ્ય ઉદ્યોગપતિઓએ ત્રણ હપ્તાથી પૂરી થાય એવી એક પંદર વરસની યોજના ૧૯૪૪ ની શરૂઆતમાં બહાર પાડી છે. તેની મુખ્ય વિગતો નીચે પ્રમાણે છે:—

૧. આખા દેશની કુલ આવક રૂ. ૨૨૦૦ કરોડ છે તે પંદર વરસમાં વધીને ૬૬૦૦ કરોડ, એટલે ત્રણ ગણી થાય. દરમિયાન વસ્તીનો વધારો (દર વરસે ૫૦ લાખ) થાય એ ગણતાં સરાસરી માથા દીઠ વાર્ષિક આવક રૂ. ૬૫ છે તે વધીને રૂ. ૧૩૫ થાય. માથા દીઠ ઓછામાં ઓછું વાર્ષિક જરૂરી ખર્ચ રૂ. ૭૪ થાય એમ ગણતાં વ્યક્તિ દીઠ રૂ. ૧૩૫ માંથી રૂ. ૭૪ જતાં આશરે રૂ. ૬૦ બીજાં ખરચો માટે રહે.

૨. આવકના ૬ ટકા લોકો બચાવે અને તેનો મૂડી તરીકે ઉપયોગ થાય.

૩. ઉદ્યોગોમાં વીજળીબળનું ઉત્પાદન, ખાણો, સાંચાકામ, ઓજારો, રસાયણો, દારૂગોળો, રેલવે, વહાણો, મોટરો અને વિમાનોને લગતા ઉદ્યોગો પહેલા હાથ ધરવા. બીજે નંબરે કાપડ, ચામડાં, કાચ, કાગળ, તેલ અને તમાકુને લગતા ઉદ્યોગો આવે. પહેલા વિભાગ માટે રૂ. ૩૪૮૦ કરોડ અને બીજા વિભાગ માટે રૂ ૧૦૦૦ કરોડ મૂડી તરીકે જોઈએ. બીજા પ્રકારના ઉદ્યોગોમાં નાના ઉદ્યોગો અને ગૃહોદ્યોગોને પૂરેપૂરી તક આપવી.

૪. ખેતીમાં સુધારો કરવા માટે પંદર વરસમાં રૂ. ૧૨૪૫ કરોડ જોઈએ. ખેડૂતો પરદેશી બજારો માટે પાક ન પકવે પણ ખાધાખોરાકીની વસ્તુઓ વધારે પકવે અને દેશના ઉદ્યોગો માટે જરૂરી કાચો માલ વધારે પકવે.

૫. પીતની જમીન ૫૪૦ લાખ એકરથી વધારીને ૧૬૨૦ લાખ એકર કરવી.

૬. દસ ગામ દીઠ એક નમૂનેદાર ખેતીવાડી ચલાવવી. (કુલ ૬૫૦૦૦)

૭. રેલવેમાં ૨૧૦૦૦ માઈલનો વધારો કરવો, એટલે કે દોઢી કરવી.

૮. ૩ લાખ માઈલ પાકા રસ્તા વધારવા, એટલે બમણા કરવા, જેથી એક હજારથી વધારે વસ્તીવાળું કોઈ ગામ મુખ્ય રસ્તાથી એક માઈલથી વધુ દૂર ન રહે.

૯. દરેક વ્યક્તિને ઓછામાં ઓછું ૩૦ ચો વાર કાપડ મળે એમ કરવું.

૧૦. દરેક કુટુંબ માટે ૫૦૦ ચો. ફૂટના વિસ્તારનું ઘર રહેવા મળે તેમ કરવું.

૧૧. શહેરોમાં દર ૧૦ હજારની વસ્તીએ સરેરાશ ૪૦ ખાટલાવાળી ઇસ્પિતાલ રાખવી અને ગામડાંમાં ૫૦૦ માણસની વસ્તીએ એક દાક્તર અને બે નર્સો રાખવાની વ્યવસ્થા કરવી.

૧૨. દરેક ગામમાં ઓછામાં ઓછાં પાંચ ધોરણ સુધી શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી, અને અભણ પ્રૌઢોને દિવસના થોડા ભાગમાં ત્રણથી છ માસ સુધી શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી.

૧૩. આ બધાં કામો માટે કુલ ૧૦,૦૦૦ કરોડની મૂડી જોઈએ. તે નીચે પ્રમાણે મેળવવાની વ્યવસ્થા કરવી.

| | | |
|---|---|---|
| સંઘરેલું ધન | રૂ. ૩૦૦ | કરોડ |
| સ્ટર્લિંગ જામીનગીરીઓ | ૧૦૦૦ | ,, |
| પરદેશના વેપારનો વધારો | ૬૦૦ | ,, |
| પરદેશની લોનો | ૭૦૦ | ,, |
| પ્રજાની બચત | ૪૦૦૦ | ,, |
| નવું ઊભું કરેલું નાણું | ૩૪૦૦ | ,, |
| | કુલ ૧૦૦૦૦ | ,, |

૧૪. આ યોજનાને પરિણામે પંદર વરસમાં ઉદ્યોગો છ ગણા વધશે. ખેતીવાડી ૨.૩ ગણી વધશે અને બીજાં કામો ત્રણ ગણાં વધશે. અને ખેતી એ દેશનો મુખ્ય ધંધો રહેશે; છતાં ધંધાની વહેંચણી વધારે માફકસર થશે એવી ગણતરી કરેલી છે.

આ યોજનાનો બીજો ભાગ હમણાં બહાર પડયો છે, તેમાં યોજકોએ પોતાની યોજનાને અંગે કેટલાક મુદ્દાઓની ચોખવટ કરી છે અને જણાવ્યું છે કે, તેમની યોજનાનો ઉદ્દેશ કેવળ વધુ સંપત્તિ પેદા કરવાનો નથી પણ ધનની યોગ્ય વહેંચણી કરવાનો પણ છે. તેથી તેઓ ઓછામાં ઓછું કમાણીનું ધોરણ નક્કી કરવાનું અને તેના ઉપાયો સૂચવે છે; પણ રાજ્યના યોગ્ય અંકુશો હેઠળ ખાનગી સાહસને ઉત્તેજન આપવાનું અને ખાનગી કમાણી પર અંકુશ ન મૂકવાનું સૂચવે છે. એટલે કે, અમુક પ્રકારની આવક પર વધુ કરવેરા હોય, માલની કિંમત અને નફાના ધોરણ પર અંકુશો હોય, પણ કોઈ માણસની વધુમાં વધુ કમાણી કેટલી હોય તેની મર્યાદા ન હોય. આ રીતે તેઓ મૂડીવાદ અને સમાજવાદનો અમુક ઢબનો ભેગો પ્રયોગ ઇચ્છે છે અને એ ધોરણે હિંદની ભાવિ અર્થરચના થવી જોઈએ એમ કહે છે.

### શ્રી. અગ્રવાલની યોજના

આવી જુદા જુદા પ્રકારની યોજનાઓ લક્ષમાં રાખીને અને તેનો ગાંધીજીની વિચારસરણી અનુસાર વિચાર કરીને,

વર્ધાની વેપારી કૉલેજના આચાર્ય શ્રી અગ્રવાલે હમણાં એક દસ વરસની યોજના દેશ સમક્ષ રજૂ કરી છે. તેમણે શરૂઆતમાં ગાંધીજીના વિચારો, આધુનિક વિચારકોનું સમર્થન ટાંકીને, સમજાવ્યા છે અને ત્યાર બાદ જુદાં જુદાં ક્ષેત્રોમાં કયા ધોરણે સુધારા થવા જોઈએ તે બતાવ્યું છે. તેનો સાર નીચે પ્રમાણે છે:-

૧. દરેક પ્રજાજનને પૂરતું ખાવાપીવાનું (૨૬૦૦ કૅલરી), પહેરવાનું (૩૦ ચો. વા.), અને રહેવાનું (૧૦૦ ચો. ફૂ.) મળવું જોઈએ. કોઈ માણસ કામ વિનાનો રહેવો ન જોઈએ. પણ થોકબંધ માલ પેદા કર્યાં કરવાનું ધ્યેય ન હોય. 'ઉચ્ચ વિચાર અને સાદું જીવન' એ ધ્યેય હોય. જંગી કારખાનાં નહિ, પણ વિકેન્દ્રિત ગૃહોદ્યોગો એ ધ્યેય હોય.

૨. યોજનાની રચના ગામડાં અને ગ્રામપંચાયતો પર થવી જોઈએ. આંતરિક વ્યવસ્થા માટે ગ્રામપંચાયતોને પૂરેપૂરી સત્તા હોય. તેનાથી આગળ તાલુકાનાં, જિલ્લાનાં, પ્રાન્તોનાં અને અખિલ હિંદનાં મંડળો હોય. પણ યોજનાનું ચણતર ગ્રામપંચાયત પર થાય. તેની ચૂંટણી ગામનો દરેક પુખ્ત ઉંમરનો માણસ કરે. અને તેમાંથી જ ઉપરનાં મંડળો માટે સભ્યો ચૂંટાય. એટલે ગ્રામપંચાયતની ચૂંટણી સીધી હોય અને ઉપરનાં મંડળોની આડકતરી હોય.

૩. આખી યોજનામાં ખેતી અને તેને લગતા ઉદ્યોગોની સુધારણા અને ગ્રામોદ્યોગોને મહત્ત્વનું સ્થાન આપવું. ગામડાં અગર આજુબાજુના વિસ્તારોને વપરાશની ચીજોની બાબતમાં સ્વાવલંબી બનાવવા અને તેને અંગે સહકાર પ્રવૃત્તિનો ખાસ વિકાસ કરવો.

૪. સ્વાવલંબી વિભાગોમાંથી વધારાની ચીજોની જ નિકાસ થાય અને તેને બદલે બહારથી જરૂરી ચીજોની આયાત થાય. આજને ધોરણે આંતરિક કે બહારનો વેપાર ન ચાલે.

૫. તાર, ટપાલ, રેલવે, બૅન્કો, વીજળી, ખાણો, યંત્ર ઉત્પાદન, વહાણો, એન્જીનો, મોટરો, વિમાનો અને રસાયણોને લગતા ઉદ્યોગો — જે પાયારૂપ ઉદ્યોગો ગણી શકાય — તે બધા રાષ્ટ્રની માલકી અને વ્યવસ્થા હેઠળ હોય. તેમાં ખાનગી માલકી કે વ્યવસ્થા ન હોય. જેઓ તે ઉદ્યોગો જમાવી બેઠા હોય તેમને યોગ્ય વળતર આપીને રાષ્ટ્રે ખરીદી લેવાની વ્યવસ્થા કરવી અને તેમાં નવો પગપેસારો થવા ન દેવો.

૬. કાપડ, તેલ, ખાંડ, કાગળ અને ચોખા જેવી વપરાશની ચીજોનાં જે મોટાં કારખાનાં ચાલે છે તેમનું કામ રાષ્ટ્રના અંકુશ હેઠળ ચાલવું જોઈએ, અને તે કોઈ રીતે ગ્રામોદ્યોગની પેદાશ સાથે હરીફાઈ ન કરે તેમ થવું જોઈએ. ગ્રામોદ્યોગો દ્વારા તે વસ્તુઓ પૂરતી તૈયાર ન થાય ત્યાં સુધી જ એવાં મોટાં કારખાનાં ચાલવા દેવાં.

૭. ગામેગામ દવાખાનાની અને ઉદ્યોગ દ્વારા કેળવણી આપતી પ્રાથમિક શાળાની વ્યવસ્થા હોય અને દરેક નિરક્ષર પ્રૌઢને શીખવવાની વ્યવસ્થા હોય. પ્રૌઢો પણ કામ કરતાં જાય અને શીખે.

૮. ગામેગામ પીવાના પાણીની યોગ્ય વ્યવસ્થા કરવી, રહેવા લાયક ઘરો બંધાવવાની યોજના કરવી અને રસ્તા સુધારવા વધારવા. નવા ૨ લાખ માઈલ રસ્તાઓ ગામ-વ્યવહારને અનુકૂળ કરવા. ગાડાંવ્યવહાર માટે પાકા રસ્તા કરવાની જરૂર ન હોય.

૯. હાલ આર્થિક વહેણ ગામડાંમાંથી શહેરો તરફ જાય છે તેને બદલે વહેણ શહેરમાંથી ગામડાં તરફ વળવું જોઈએ. શહેરોએ ગ્રામઉદ્યોગોને પોષક બજારો તરીકે કામ કરવું જોઈએ અને જે વાપર-માલ ગામડાંમાં તૈયાર થઈ શકતો હોય તે શહેરોમાં તૈયાર ન કરવો જોઈએ.

૧૦. યોજનાને અંગે નીચે મુજબ ખર્ચ થશે એવો અંદાજ છે :—

| | દસ વરસમાં કાયમી ખર્ચ (કરોડ રૂ.) | ચાલુ નિભાવ ખર્ચ |
|---|---|---|
| (૧) ખેતી સુધારણા (જમીન ખરીદ, બમણી નહેરો, નમૂનેદાર ખેતરો, ધોવાણ બંધો, પડતર જમીનનો ઉપયોગ, ખાતર, કરજમુક્તિ વગેરે) | ૧૧૭૫ | ૪૦ |
| (૨) ગ્રામોદ્યોગોની ખિલવણી (ગામ દીઠ સરાસરી રૂ. ૫૦૦૦) | ૩૫૦ | — |
| (૩) પાયારૂપ અને મોટા ઉદ્યોગો (જૂનાની ખરીદી અને નવાની શરૂઆત) | ૧૦૦૦ | — |
| (૪) વાહનવ્યવહાર (રસ્તા, રેલવે, (સવાગણી), વહાણો, બંદરો વગેરે) | ૪૦૦ | ૧૫ |
| (૫) આરોગ્ય, દવાખાનાં | ૨૬૦ | ૪૫ |
| (૬) કેળવણી | ૨૯૫ | ૧૦૦ |
| (૭) સંશોધન | ૨૦ | — |
| | ૩૫૦૦ | ૨૦૦ |

આ જરૂરી રકમ માટે ૨૦૦૦ કરોડની દેશમાંથી લોન ઉપરાવવી, ૧૦૦૦ કરોડની નવી નોટો કાઢવી અને ૫૦૦ કરોડ નવા કરવેરામાંથી મેળવવા. ચાલુ ખર્ચના ૨૦૦ કરોડ રાજ્યહસ્તકના ઉદ્યોગોની આવકમાંથી મળી રહેશે. રાજ્યવ્યવસ્થાનું ખર્ચ વધશે તે મોટા અમલદારોના પગારનું ધોરણ કમી થશે તેમાંથી મળી રહેશે. કોઈને માસિક રૂ. ૫૦૦થી વધુ નહિ મળે.

આપણા આર્થિક વિકાસ માટે, ચલણી નોટોના અનામત ભંડોળમાં એકઠી થયેલી અબજોની કિંમતની સ્ટર્લિંગ જામીનગીરીઓમાંથી આપણે મદદ મેળવી શકીશું અગર પરદેશના વેપારનો વધારો તેમાં કામ લાગશે એવી

આશા ન રાખવી. તેમ જ્યાં સુધી દેશમાંથી નાણાં મળી રહે ત્યાં સુધી પરદેશનું કરજ ન કરવું.

૧૧. ગ્રામપંચાયતોની આવકનાં સાધન નીચે મુજબ રહેશે:—

(ક) હળ દીઠ પાંચ શેર અનાજ (ખ) હળ દીઠ દર વરસે પાંચ દિવસની મફત મજૂરી (ગ) લગ્ન જેવા પ્રસંગોએ દાન (ઘ) લવાદ ફી, દંડ, ચરણની આવક વગેરે.

૧૨. યોજનાનું ચણતર સાદાઈ, અહિંસા, શરીરશ્રમ અને માનવતા પર થવું જોઈએ અને તેમાંથી વિકેન્દ્રિત ગૃહોદ્યોગો અને સ્વાવલંબી ગ્રામસંઘો ઊભા થવા જોઈએ.

૧૩. યોજનાની સફળતા માટે આ જાતના વિચારોથી રંગાયેલા, કુશળ અને તાલીમ પામેલા જુવાન કાર્યકરોનું ખૂબ આવશ્યક છે. કાર્યકરો અડગ શ્રદ્ધાવાળા હશે તો યોજનાનો મહાસાગર સહેલાઈથી તરી શકાશે, નહિતર નાનું શું ઝરણું પણ પાર કરવું મુશ્કેલ બનશે.

આ ઉપરાંત બિન-સરકારી યોજનામાં શ્રી. શ્રોફની યોજના રહે છે. તે અને સરકારી યોજનાઓ વિષે હવે પછીના અંકમાં. (ચાલુ) વિઠ્ઠલદાસ કોઠારી

# નવું વાચન

**શ્રી યોગવાસિષ્ઠ** શ્રી રેવાભાઈ પટેલ સ્મારક ગ્રંથમાળા પુ. ૧લું. સંપાદક — ગોપાલદાસ જીવાભાઈ પટેલ, પ્રકાશક — ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. પાન–૪૨૦+૫૪, કિં. ૪–૦–૦.

તાજેતરમાં પ્રસિદ્ધ થનારા આ લોકોપયોગી ધર્મ-ગ્રંથના નવીન સંસ્કરણના આદિવચન તરીકે શ્રી. મગનભાઈ દેસાઈએ લખેલ 'અદ્વૈતનો લોકગ્રંથ' એ લેખમાંથી નીચેનો ભાગ ઉતાર્યો છે: —

૧

કેટલાક ગ્રંથો વિદ્વાન–અને પંડિત–ભોગ્ય હોય છે, ત્યારે કેટલાક ગ્રંથ સામાન્ય લોકભોગ્ય હોય છે. તેથી, બેઉમાં કહેવાનો સાર એક હોવા છતાં, તેમના નિરૂપણ અને શૈલીમાંય તમારૂપ ભેદ પડે છે; એટલું જ નહિ, તેમના મનનમાંય અમુક જુદાપણું આવી રહે છે. જેમ કે, બ્રહ્મસૂત્ર અને યોગવાસિષ્ઠ બેઉ ગ્રંથો અંતિમ સત્યની તાત્ત્વિક ચર્ચા કરનારા ગ્રંથો છે; બેઉ ગ્રંથ અધિકારી પુરુષની બ્રહ્મ-જિજ્ઞાસાથી પોતાનો પ્રારંભ કરે છે. છતાં ક્યાં બ્રહ્મસૂત્ર અને ક્યાં આ? પાંડિત્યના ગ્રંથ તર્ક કે પ્રમાણથી તત્ત્વની કોરી બૌદ્ધિક ઝીણવટ મારફતે કામ કરે છે; લોકગ્રંથો મૂળ વસ્તુને કળા દ્વારા મઠીને સરળ ને સીધું હૃદયંગમ કરવાની ઇતિહાસ–પુરાણ–શૈલી લે છે.

આ શૈલીભેદને કારણે બેઉ ગ્રંથપ્રકારો જાણે જુદા ન હોય, એમ ભાસે છે. સામાન્ય લોકની બુદ્ધિને એમ લાગે છે કે, બ્રહ્મસૂત્ર નકામું તત્ત્વનું દંપણું છે; જેના વગર ચાલી શકે એવી દલીલબાજી એ છે અને એથી ઊલટું, લોકગ્રંથો સારી પેઠે લોકોમાં પ્રિય હોવા છતાં, પંડિતો અને તાર્કિકોને એમ લાગે છે કે, તે નર્યો વહેમ ફેલાવે છે; તે નકામો વ્યાપાર છે. જ્યારે વાત સારમાં એમ હોય છે કે, વર્ગ પરત્વે ખાસ શૈલીથી કામ કરતા આ બેઉ ગ્રંથપ્રકારોનો મુખ્ય મૂળ ઉદ્દેશ એક જ છે અને તે એ કે ઉભયમાન્ય મૂળ વસ્તુને જેમ તેમ કરીને લોકગત કરવી.

આ દૃષ્ટિએ જોઈએ તો ઉઘાડું છે કે, યોગવાસિષ્ઠ ગ્રંથ એક લોકગ્રંથ છે; પંડિતોની તાર્કિક ઢબે નહિ, પણ લોકપ્રિય કળામય ઢબે તે પોતાનું કામ કરે છે, અને એમાં એની ખાસિયત હોય તો એ છે કે, તે હિંદુ દર્શનના પરમ તત્ત્વનો નિરૂપણ-ગ્રંથ છે. તેથી, જે જ્ઞાન માત્ર તાર્કિકો કે ફિલસૂફો તેમનાં ખાસ સંડળોની ગુફામાં બેઠા બેઠા ઘટપટ કર્યાં કરે એમ મનાય, તેને આ ગ્રંથ લોકોમાં એક સામાન્ય સંસ્કારરૂપે ફેલાવી દેવાનો પ્રયત્ન કરે છે. . . . તત્ત્વના તર્કગ્રંથો જે વાત વેદનાં આપ્તવચન અને પ્રમાણોની ફેંકાફેંકીથી કરે છે, તેને યોગવાસિષ્ઠકાર નાની નાની નવલિકાઓ જેવી અદ્ભુત કથાઓ દ્વારા ચાલતા સંવાદસત્રનો વિષય બનાવે છે. અને આમ કરતાં છતાં તે સંવાદ વિષયનું ધીરોદાત્ત ગાંભીર્ય તજતો નથી, ને તેની જ સાથે તેનું ભારેખમપણુંય લાગવા દેતો નથી.

પરંતુ તેથીય નોંધપાત્ર તો આ ગ્રંથ જે પ્રતિજ્ઞા કરે છે તે છે. તેની કથાઓમાં દૃષ્ટાંતોને રખેને કોઈ દલીલ માની લે, તેને સારુ શરૂમાં જ તે સાવચેતી આપે છે કે, "હું અહીં જે જે દૃષ્ટાંતો આપું, તે સર્વને તમારે સકારણ અર્થાત્ મિથ્યા જાણવાં. તે દૃષ્ટાંતમાંથી તમારે હરકોઈ એક ભાગની સમાનતા ગ્રહણ કરવી, પરંતુ સર્વ ભાગોની સમાનતા ગ્રહણ કરવાનો આગ્રહ કરવો નહીં. સર્વ ઉપમાઓ અમુક વિવક્ષિત અંશની બાબતોમાં હોય છે; ત્યાં એટલો જ અંશ સ્વીકારી લઈ, વિવક્ષિત વસ્તુ સમજી લેવાનો પ્રયત્ન કરવો; પરંતુ કુતાર્કિકપણું સ્વીકારીને અપવિત્ર વિકલ્પો કરી, સમજણનો નાશ ન કરવો."

અને પછી ગ્રંથની પ્રતિજ્ઞા જણાવે છે કે, "આ ગ્રંથમાં વરદાન કે શાપની પેઠે વાતો નથી કહી, પરંતુ બધી વાત બુદ્ધિને દલીલોથી સમજાય એમ કહી છે. આ શાસ્ત્ર બહુ સુગમ છે, અલંકારોથી વિભૂષિત છે, કાવ્ય જેવું છે, રસમય છે, તથા સુંદર દૃષ્ટાંતોથી તેનું રહસ્ય સમજાવેલું છે." "જે શાસ્ત્ર યુક્તિ દ્વારા તત્ત્વનો નિર્ણય કરાવતું હોય, તે શાસ્ત્ર પુરુષનું રચેલું હોય, તોપણ તેને ગ્રહણ કરવું; અને જે શાસ્ત્ર ઋષિનું રચેલું હોય, પણ તત્ત્વનું જ્ઞાન ન કરાવતું હોય, તેને ન્યાયને અનુસરનારાથી તજી દેવું."

અને એક સ્થળે તે સ્પષ્ટ કહે છે કે, 'હે રામ! બુદ્ધિમાન પુરુષે પંડિતોની સાથે વિચાર કરીને તત્ત્વરૂપ શ્રેષ્ઠ વસ્તુ વિષે દૃઢ નિશ્ચય કરીને પછી તેને ગ્રહણ કરવી. પરંતુ વિચાર કર્યા વગર કોઈ સિદ્ધાંતને ગ્રહણ કરવો નહીં' . . . 'ઉત્તમ શાસ્ત્ર પ્રમાણે વ્યવહાર કરનારા સત્પુરુષોમાં મતભેદ માલૂમ પડે તો જે પંડિત આપણા મનનું સમાધાન કરી શકતો હોય તેનો આશ્રય કરવો.' આજની અભ્યાસપદ્ધતિને આ વસ્તુ ઘણી ફાવે એવી ગણાય. અસ્તુ.

૨

બ્રહ્મસૂત્ર સાથે સરખાવતાં યોગવાસિષ્ઠની શૈલી અને તેના ખાસ પ્રકાર બાબત જોવા મળે છે, તેમ ગીતા સાથે સરખાવતાં તે ગ્રંથના વસ્તુ ઉપર કાંઈક પ્રકાશ પડે છે. ગીતા તેના જેવો જ પ્રબળ સંવાદગ્રંથ છે; એક ઇતિહાસ-પુરાણ-શૈલીના ગણી શકાય. મને લાગે છે, કોઈ જ્ઞાની બ્રાહ્મણે ગીતાના ભવ્ય સંવાદની શૈલી ને તેની અસર જોઈને જ કદાચ, રામ-વસિષ્ઠ-સંવાદ યોજ્યો ન હોય? એમ કરવામાં એણે પણ ગીતાકારની પેઠે, પૂર્વેથી ચાલી આવતી તત્ત્વવિચાર અંગેની અનેક બાબતોને ગૂંથી લીધી છે, અને તેને યોગ્ય પ્રસ્થાનરૂપે રામાયણનું કથાનક પણ આપ્યું છે.

ગીતા કૃષ્ણ—અર્જુનનો સંવાદ છે. કૃષ્ણ અવતારી પુરુષ છે, તે ગુરુસ્થાને છે; અર્જુન તેમનો સખા અને શિષ્ય છે. યોગવાસિષ્ઠ પણ રામ અને વસિષ્ઠનો સંવાદ છે. રામ અવતારી પુરુષ છે, પણ તે શિષ્યભાવે પોતાના કુળગુરુ વસિષ્ઠજી પાસે જાય છે. ગીતાના પ્રચલિત નામમાં 'યોગ' શબ્દ ભલે નથી આવતો, પરંતુ તે યોગશાસ્ત્ર વિષે જ કાવ્ય દ્વારા નિરૂપણ કરે છે, એમ તેની દરેક અધ્યાયને અંતે આવતી પ્રતિજ્ઞા પરથી સ્પષ્ટ થાય છે. 'યોગવાસિષ્ઠ' તો પોતાના નામથી જ સ્પષ્ટ કહે છે કે, તે વસિષ્ઠ ઋષિએ નિરૂપેલો કે સંબોધેલો યોગ-ગ્રંથ છે.

બેઉનો પ્રારંભ પણ સરખા જ 'વિષાદ-યોગ'થી ઊપજતા સનાતન મુમુક્ષાપ્રશ્નથી થાય છે. . . . ગીતાનું બીજ અર્જુનને કિંકર્તવ્યમૂઢતા આવી જવાથી કર્મજિજ્ઞાસાનું છે. અર્જુન રામની પેઠે અ-કર્મ થઈ બેઠો છે, પણ જરા જુદી રીતે. સ્વધર્મ-વિહિત અને સ્વભાવ પ્રમાણે ગમતું એવું યુદ્ધકર્મ કરવા જતાં સ્વજન મરે ને તેથી કુલધર્મ ટળે, એવી એક મહાભીતિનો માર્યો તે સ્થગિત થઈ ગયો છે; અને એ સ્થિતિ કૃપણ — કૃપાપાત્ર છે એમ પોતે જાણે છે, ને તેમાંથી શ્રીકૃષ્ણને માર્ગ પૂછે છે.

યોગવાસિષ્ઠકાર રામચંદ્રની બ્રહ્મજિજ્ઞાસાને બીજરૂપે લે છે. રામચંદ્ર બુદ્ધ પેઠે પર વૈરાગ્યને પામ્યા છે. આ અસાર સંસારમાં કશું પ્રયોજન કે હેતુમત્તા તેમને જણાતી નથી. તેથી બુદ્ધ પેઠે તે સંકલ્પ કરે છે કે, યા તો હું આ અસારતામાંથી વિશ્રાંતિ કે મુક્તિ મેળવવાની યુક્તિ ખોળીશ, નહિ તો અન્નજળ તજી દેહ છોડીશ.

અર્જુન અને રામની આ દશામાં વિષાદનું તત્ત્વ લગભગ એકસરખું હોવા છતાં, બેઉના અધિકાર પરત્વે તેમાં જરા ભેદ આવી રહે છે; તે ધ્યાન પર લેવાથી ગીતા યોગવાસિષ્ઠના વસ્તુમાં જે એક નજરે તરી આવે એવો-ભેદ છે તે જણાશે. અર્જુન સ્વધર્મભ્રષ્ટ થઈ સાવ અ-કર્મ થવા તત્પર થયો છે; પ્રત્યક્ષ જીવનમાંથી ભાગવામાં જાણે શાંતિ હોય, એવી નકારવાચક સ્થિતિનો તે ભોગ બને છે. રામચંદ્રની દશા આવી નથી. જગતનાં દુઃખો અને માનવદશાના વિચારમાંથી તે અર્જુન પેઠે તમો-રાજસિક નહિ, પણ બુદ્ધ પેઠે સાત્ત્વિક વૈરાગ્યને પામે છે. તેથી જ એકને મુખ્યત્વે કર્મ-અકર્મનો પ્રશ્ન ઊઠે છે; બીજાને તત્ત્વજિજ્ઞાસાનો પ્રશ્ન ઊઠે છે.

આ ભેદ એક ઉપમા આપીને બતાવી શકાય. ગાડીનો ઘોડો પુરપાટ દોડતો દોડતો અચાનક અટકે અને આગળ જવા આખું શરીર તરવરતાં છતાં જઈ ન શકે, ને ઊભો ઊભો વિહ્વળતાથી કંપ્યા કરે ને સંતાપે, તેવી દશા અર્જુનની છે. રામનો ઘોડો એમ પુરપાટ દોડતો થંભ્યો નથી. તે તો ચાલતો ચાલતો જાણે ઢાઢો પડતો ગયો ને આપોઆપ અમુક વખતે જઈને સહેજે થોભી ગયો. તેને આગળ ચાલવાનું પ્રયોજન દેખાતું નથી, ને તેથી જાણે તે વિચારવા ઘડીભર થોભે છે. પરંતુ અર્જુનની આગળ તો સંમોહની ભીંત આવતાં તેના ઘોડા ભડકીને થંભે છે; શ્રી કૃષ્ણ એ ભીંતને તોડી આપી, પાછા ઘોડા દોડતા કરે છે. વિચારવા માટે થોભી ગયેલા રામચંદ્રને તેમના વિચારવામાં મદદરૂપે વસિષ્ઠજી આવે છે, અને કહે છે કે, નિષ્પ્રયોજન ચાલતી આ જગયાત્રામાં, હે રામ, તમે પ્રયોજન ખોળવાનો મિથ્યા ને ભ્રામક પ્રયત્ન ન કરો; કારણ કે એવા પ્રયત્નનો તમારો મનોવ્યાપાર જ પોતે પ્રયોજનરૂપ તમને ભાસશે; બાકી કોઈ જગત જેવો જુદો પદાર્થ છે નહિ; તમને થતી એની પ્રતીતિ કે સંવેદન એ જ તેનું કારણ છે; અને એ પ્રતીતિ પોતે પણ એ જ ભાસમાન જગત-પદાર્થનો એક ભાગ છે. એટલે, એની પ્રતીતિ કે સંવેદન વગરની દશા, કે જે છે ને જ્યાં સ્વાનુભવે જ પહોંચી શકાય છે, ત્યાં જઈને જોશો ત્યારે—સ્વપ્નને તેમાંથી જાગ્રત થઈ જોવાથી જ જેમ તેનું યથાર્થદર્શન મળે છે તેમ,—આ જગ-સ્વપ્નનું યથાર્થ દર્શન તમને મળશે. એ દર્શન મળ્યા પછી તમે શાંત બનશો ને પછી તમને કશું ગ્રાહ્ય કે ત્યાજ્ય, પ્રાપ્ય કે હેય, જ્ઞેય કે અજ્ઞેય નહીં રહે; આ સમગ્ર બધું એકરૂપ તમને જણાશે; એટલે પછી તમે જીવનમુક્ત થઈ, આ જગતનાં યથોચિત સહજ કર્મોમાં અપ્રયોજન પણ વિચરશો.

ગીતાકાર પોતાનો ઉત્તર આ ઢબે નથી આપતા; તેમને તેમ કરવું એ અપ્રસ્તુત થાય. પરંતુ, તે કોઈ જુદું સત્ય કે તત્ત્વ લઈને અર્જુનને વાત કરે છે એમ નથી. એ જ અદ્વૈત તત્ત્વને મૂળ ભૂમિકામાં રાખીને, તે અર્જુનની કર્મજિજ્ઞાસા છિપાવે છે. પ્રવૃત્તિ ને કર્મજિજ્ઞાસા મૂગે તો જ્ઞાન અને નિષ્ઠા કે શ્રદ્ધાના પાયા ઉપર ઊભી રહે છે.

કોરો કેવળ વિકાસ જો કોઈ વસ્તુનો હોઈ શકે તો તે માત્ર સારમાણસાઈ, સદાચાર અને માનવપ્રેમ તથા દયાધર્મનો જ હોય.

ત્યારે વિજ્ઞાન અંગે ભવિષ્યમાં શો વિચાર બાંધવો? આ અંગે થોડા વખત પર પ્રો. હિલે વિલાયતમાં 'બ્રિટિશ એકેડેમી' આગળ વ્યાખ્યાન આપતાં કહ્યું, "વિજ્ઞાનને ભૂગોળ-સીમાઓ નથી. ભવિષ્યમાં વિજ્ઞાનશાસ્ત્રીઓનું આંતરરાષ્ટ્રીય બંધુમંડળ યુદ્ધોની વિકરાળતા સામે અસરકારક ખાતરી બનવું જોઈએ." (ટાઇમ્સ ઑફ ઇંડિયા—અગ્રલેખ ૩-૨-'૪૫) અને આ કાર્યના પ્રારંભરૂપે કદાચ, તેમણે 'જાહેર કર્યું' કે, આવતા ઉનાળામાં બનતા સુધી, કે ઘણું કરીને ૧૯૪૬માં સામ્રાજ્યની વિજ્ઞાન પરિષદ ભરવામાં આવશે, જેમાં ડુમિનિયનો, હિંદ, અને સંસ્થાનોના પ્રતિનિધિ આવશે.' (સદરહુ અગ્રલેખમાંથી.)

જો વિજ્ઞાનને સીમાઓ નથી તો પરિષદ ભરાશે તેમાં પ્રતિનિધિત્વને સીમા શું કામ? પણ એથીય મહત્ત્વનો પ્રશ્ન તો તે પરિષદ વિચારશે શું, એ છે. જો વિજ્ઞાને ભવિષ્યમાં યુદ્ધને અટકાવવા હોય, તો થોડા વખત પર સર સી. વી. રામને ક્યાંક કહેલી વસ્તુને પોતાના સંશોધનના પાયારૂપ પ્રતિજ્ઞા તરીકે વિજ્ઞાનશાસ્ત્રીએ સ્વીકારીને વર્તવું જોઈએ કે, મનુષ્યજીવનને ઘાતક એવી શોધમાં હું મારી ઈશ્વરદત્ત બુદ્ધિને નહીં વાપરું. યુદ્ધના અત્યાચારને રોકવા માટે વિચાર કરનારી કોઈ વિજ્ઞાન પરિષદે સફળતા માટે આટલું તો પોતાની ભૂમિકામાં લીધે જ છૂટકો છે.

## શાંતિવાદની કસોટી

'શિ. સા.'ના ગયા અંકની રોમાં રોલાં પરની નોંધ વાંચી, એક મિત્રે, તે સદ્ગત શાંતિવાદીએ ડૉ. રાધાકૃષ્ણન સંપાદિત, 'મહાત્મા ગાંધી' ગ્રંથમાં આપેલા લેખમાંનો ('ગાંધીજીને જગવંદના', પા. ૧૮૯) નીચેનો ભાગ ધ્યાન ઉપર આણ્યો:-

'યુરોપની પ્રજાઓનું સૌથી તાકીદનું કામ એ છે કે, તેમના નાગરિક તરીકેના અધિકારો, તેમની રાષ્ટ્રીય સ્વતંત્રતા, અને તેમની જિંદગી સુધ્ધાં ઉપર આજે ફાસિસ્ટ અને જાતીય ગર્વવાળાં સંયુક્ત રાજ્યોની સર્વભક્ષી સામ્રાજ્યશાહીઓના હુમલાનો જે ભય ઝઝૂમી રહ્યો છે, તેની સામે પોતાની રક્ષા કરવી. એ પ્રજાઓ જો રાજકાજમાં પોતાને કરવાનું કામ છોડીને બેસી જશે, અને રાજસત્તા પેલાં સામ્રાજ્યવાદી રાજ્યોના હાથમાં જવા દેશે, તો તેને પરિણામે માનવજાતિને, કદાચ સૈકાંઓ સુધી, ગુલામી ભોગવવા વારો જ આવશે. આવા સંજોગોમાં, ગાંધીજીના સિદ્ધાંતને વિષે અમને ગમે તેટલો આદર હોય તોપણ, અમે વ્યવહારમાં તેનું આચરણ કરવાની ભલામણ કરી શકતા નથી.'

એટલે ત્યારે, યુરોપની આખી મૂળ શ્રદ્ધાને હલમલાવી નાખનારા આ યુદ્ધમાં, અનેક ત્યાંના શાંતિવાદી કહેવાતા લોકો ડગમગ્યા હતા, તેમાં રોલાં પણ હતા કે શું? ગયા યુદ્ધના રસેલ, જોડ. મૉડ રૉઈડન વગેરે પણ આ યુદ્ધમાં એ જ અવદશાએ આવી રહ્યા છે. શાંતિવાદ કે સમાજરચનાનો અહિંસક પાયો રચવાની શ્રદ્ધા કપરું કામ છે. તે ભૂગોળની ખંડવાર કે દેશવાર મર્યાદાઓ ઉપર અવલંબતું તત્ત્વ નથી. તે તો તે બધાથી પર એવી એક અખંડ માનવબંધુતાની ભાવનાના અડગ ખડકે લાંગરાયેલી ચીજ છે. યુરોપના ગોરા જગતમાં જ્યારે પરસ્પર દ્વેષનો પ્રકોપ થયો ત્યારે એ ડગી; અને જ્યારે ગોરાં રાષ્ટ્રો કાળા પીળા વગેરે બિનગોરા વર્ણોનાં રાષ્ટ્રો પર પોતાના ગુરુભારથી મહાલતાં હતાં ત્યારે શાંતિવાદ અને પ્રગતિની વાતો પાંગરી;—આ એક ભારે ભયંકર લક્ષણ ગણાય. શાંતિવાદ કાંઈ ગાજરની પિપૂડી નથી કે વાગી તો ઠીક, નહિ તો ચાવી ખાધી! એ મહાન માનવ સત્યનો ઝંડો આજે હિંદમાં ગાંધીજીએ ઊંચો રાખેલો છે. માનવ આશા ક્યાંય હોય તો તેમનામાં રહેલી છે. ભલે આજે સામ્રાજ્યનું ધૂળકટ એને ઢાંકવા મથે. એવાને માટે ઢંકાવાનાં હોતાં નથી.

## હિંદુસ્તાની પ્રચારક સંમેલન

ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચાર સંસ્થાના સંચાલક શ્રી. અમૃતલાલ નાણાવટીએ તા. ૧૧-૨-'૪૫ના રોજ આણંદમાં ગુજરાતના મુખ્ય કેટલાક હિંદુસ્તાની પ્રચારકોનું નાનું સંમેલન બોલાવ્યું હતું. અખિલ ભારતીય હિંદુસ્તાની પ્રચાર સભાની નીતિરીતિ મુજબ પ્રત્યક્ષ કામ આજે દેશમાં પહેલું આપણા જ પ્રાંતમાં શરૂ થયેલું છે; તેને આ બીજું વર્ષ ચાલે છે. આ કામની શરૂઆત કરવા વર્ષેક ઉપર સંમેલન ભર્યા પછી આ તેનું બીજું સંમેલન થયું હતું. ગુજરાતના જિલ્લાઓ તથા કચ્છ કાઠિયાવાડના મુખ્ય કાર્યકર્તાઓ તેમાં હાજર હતા. તેમણે પોતાનાં કામનું સરવૈયું કાઢી, આગળના કામનો વિચાર કર્યો. પ્રચારકોની પોતાની પ્રગતિ માટે તેમનાં બેત્રણેક તાલીમકેન્દ્રો આવતી રજાઓમાં યોજવાનું વિચાર્યું. પ્રાંતના વધતા જતા પ્રચારકામ અને તેના પ્રશ્નોમાં સંચાલકને સલાહ આપવા માટે પ્રચારકોમાંથી એક નાનકડી મસલત સમિતિ નીમવામાં આવી. જેઓ આપણી રાષ્ટ્રભાષાના પ્રચારકામની આ મહત્ત્વની રચનાત્મક પ્રવૃત્તિમાં ભાગ લેવા માગે, તેમણે ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચારના સંચાલકને (ગૂર્જરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૯ એ સરનામે) લખવા વિનંતી છે.

## સેનેટ નથી સુધારવી?

છેલ્લા થોડાક માસથી છાપાંમાં મુંબઈ યુનિવર્સિટીની પરીક્ષાઓમાં ચાલતી ધાલમેલ, વગસગ વગેરેના બહાર આવેલા પોલ વિષે સારી પેઠે ઊહાપોહ ચાલે છે. છાપાંમાં આ ચર્ચા ભલે હમણાં જાગી, બાકી સૌ કોઈ ઘરમેળે તો જાણતું કે, પરીક્ષામાં વગસગથી લાભ મેળવી શકાય છે.

(પૃષ્ઠ ઉપર ચાલુ)

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૪–અંક ૩] અમદાવાદ [માર્ચ, ૧૯૪૫

## અખિલ ભારતીય હિંદુસ્તાની પ્રચાર સંમેલન—વર્ધા

[ગયા મહિનાની તા. ૨૬, ૨૭ મીએ વર્ધામાં પૂ. ગાંધીજીના પ્રમુખપદે ઉપરનું સંમેલન ભરાયું. તેનો હેવાલ છૂટક છૂટક છાપામાં આવી ગયેલો વાચકોએ જોયો હશે. અહીં તે સંમેલનમાં પૂ. ગાંધીજીએ આપેલાં ત્રણ વ્યાખ્યાન તથા તેમાં થયેલા ઠરાવો આપવામાં આવ્યા છે.]

૧

સોમવાર તા. ૨૬–૨–'૪૫ મૌનવાર હોવાથી ગાંધીજીએ સંમેલનને લખીને પ્રાસ્તાવિક નિવેદન કરેલું તે નીચે પ્રમાણે છે:–

મુખ્ય અધ્યાપક શ્રીમન્નારાયણના આમંત્રણથી આપ સૌ અહીં એકઠા થયા છો, તેથી મને ખુશી થાય છે. ડૉ. અબ્દુલ હક સાહેબ આજ જ આવવાના હતા; ઉમેદ છે કે કાલે જરૂર આવી પહોંચશે. તેમની મદદ આ હિંદુસ્તાની પ્રચાર સભા તરફ હું લેવા ચાહું છું. એમ જ શ્રી. ટંડનજી આવવાના હતા, અને તે આવશે તેથી હું રાજી થયો હતો. ભાઈ શ્રીમન્નારાયણે એમને તાર પણ કર્યો હતો. પણ તે બીમાર પડી ગયા અને તે કારણથી નથી આવી શકતા, એથી દુઃખ થાય છે. આપણે આશા રાખીએ કે તેઓ જલદી સાજા થઈ જાય.

આપની સામે જે કામ છે તે એક રીતે જોતાં નાનું છે અને બીજી રીતે જોતાં તેવું જ મોટું છે. આપણે જે કરવાનું છે તે નાનું છે, પરંતુ તેના પરિણામને હિસાબે તે બહુ જ મોટું છે. ડૉ. તારાચંદ આપણને કહે છે કે, *આજ જે ભાષાને આપણે અનેક નામોથી કહીએ છીએ તે મૂળમાં એક જ ભાષા હતી, કે જે ઉત્તરમાં હિંદુ મુસલમાન બોલતા હતા. દુઃખ છે કે, જે એક હતા તે બે થઈ ગયા,* અને તેમની ભાષા પણ બે જેવી થઈ ગઈ છે કે થતી જાય છે — હિંદી અને ઉર્દૂ. ટંડનજીની મહેનતથી, કાનપુરમાં કૉંગ્રેસે બેઉ બોલી શકે એવી ભાષાને 'હિંદુસ્તાની' નામ આપ્યું અને લિપિઓ બે રાખી — નાગરી અને ઉર્દૂ. પરંતુ તે ઠરાવ પ્રમાણે કૉંગ્રેસ કામ કરી શકી નહિ. એ કામને, સ્વ. જમનાલાલજીના પ્રયાસથી, આ સભાએ ઈ. સ. ૧૯૪૨માં ઉપાડી તો લીધું. પણ એ તો ચાલ્યા ગયા. ૧૯૪૨માં કૉંગ્રેસના નેતાઓ અને બીજા ગિરફતાર થઈ ગયા. તેઓમાં હું પણ હતો. માંદગીને કારણે હું છૂટ્યો. બીમારીમાં પણ મેં ભાઈ નાણાવટીનું હિંદુસ્તાની બાબતનું કામ જોયું. તેથી મને ખુશી થઈ, અને મને લાગ્યું કે એ કામમાં સફળતા મળી શકે છે. જે એક ભાષા પહેલાં બંને બોલતા *હતા તે આજ કેમ એક બની નથી શકતી, એ હું નથી જાણતો.* ઉત્તરના એ જ હિંદુ મુસલમાનોના વંશજ આપણે છીએ કે જેઓ એક બોલી બોલતા હતા અને લખતા હતા. હિંદી ઉર્દૂને અલગ બનાવવામાં જે મહેનત પડે છે તેનાથી અર્ધી પણ મહેનત, જૂની બોલીને જીવતી કરવામાં પડવી ન જોઈએ. ઉત્તરનાં ગામડાંમાં રહેનારા હિંદુ મુસલમાનો એક જ બોલી બોલે છે, અને કોઈ લખે પણ છે. આપણી આ મહેનત કેવી રીતે સફળ કરી શકીશું તેનો વિચાર કરવાનું આપનું કામ છે. અને તે વિચાર પ્રમાણે કામ કરવાનું એ હિંદુસ્તાની પ્રચાર સભાનું કામ છે. કમજોરીને લીધે દિવસભર બની શકે એટલો વખત હું મૌન રાખું છું, એ વાતનો મને ખેદ છે. આ ત્રણ માસમાં કદાચ ત્રણ વાર દિવસમાં બોલવું પડ્યું હશે. આજે તો સોમવારનું જ મૌન છે. પરંતુ મને ઉમેદ છે કે, મારા મૌનથી ન આપણા કામમાં કશી બાધા આવશે કે ન આપના કામમાં કશી અગવડ થશે.

હવે આ સંમેલન હું આપના જ હાથમાં છોડું છું. ભાઈ શ્રીમન્નારાયણ બાકીનું કામકાજ કરશે અને કરાવશે.

આજનું સંમેલન મારી હાજરીમાં બરોબર સાડાપાંચ *લગી બેસશે. કાલે હું મારા બીજા વિચારો આપની* સામે મૂકીશ.

આપ સૌને રહેવા તથા ખાવાપીવામાં કશી અગવડ હોય તો આપ માફ કરશો. શ્રી. જાનકીદેવીથી બની શક્યો એટલો બંદોબસ્ત તેમણે બજાજવાડીમાં કર્યો છે.

૨

[બીજા દિવસની, તા. ૨૭ મીની બેઠકમાં શરૂમાં ગાંધીજીએ આપેલું વ્યાખ્યાન:—]

ભાઈઓ અને બહેનો,

આપને જેટલો વખત આપવા હું ઇચ્છું છું તેટલો આપી નથી શકતો તેનું મને દુઃખ છે. તેને માટે મને માફ કરશો. મારું મૌન આખો દહાડો ચાલે છે. તે એવું નથી કે તૂટી જ ન શકે. પરંતુ, જેટલા દિવસ રહી શકાય

તેટલા રહું અને મારું કામ ઠીક રીતે ચાલે, એમ ઇચ્છું છું; તેથી મૌન રાખું છું. જો હું મારી તાકાત એકદમ ખર્ચી નાંખું તો એક માસમાં ભાંગી જાઉં. મારો સત્યાગ્રહ અને મારી અહિંસા મને એમ નથી શીખવતાં. જ્યાં જરૂર હોય ત્યાં છૂટે હાથે તે લૂંટાવું. પણ હું કંજૂસ પણ થઈ શકું છું. આજે એ કંજૂસાઈ ચાલે છે.

હિંદુસ્તાની પ્રચાર સભા શું છે તે હું આપને કહી દઉં. હિંદુસ્તાની પ્રચાર સભાનો હેતુ એ છે કે, વધારેમાં વધારે લોકો હિંદી અને ઉર્દૂ શૈલીઓ અને નાગરી તથા ઉર્દૂ લિપિઓ શીખે. એક દહાડો એવો હતો કે જ્યારે ઉત્તરમાં રહેનારાઓ તો એક જ ભાષા બોલતા હતા. એમનાં જ ફરજન આપણે છીએ. આજ આપણને લાગે છે કે, હિંદી ઉર્દૂ એકબીજાથી દૂર થતાં જાય છે. હિંદીવાળાઓ કઠણ સંસ્કૃત અને ઉર્દૂવાળાઓ કઠણ અરબી ફારસી શબ્દો વીણી વીણીને વાપરી રહ્યા છે. હું માનું છું કે આ ચીજ ચાલનારી નથી. ગામડાંના લોકોને તો રોટલાની પડી છે. તેઓ જે જબાન આજ સુધી બોલતા આવ્યા છે, તે જ આગળ પણ બોલતા રહેશે.

હિંદી અને ઉર્દૂના જે બે નોખા નોખા ફિરકા પેદા થયા છે, એને રોકવાનું કામ મારા અને જમનાલાલજી જેવા લોકનું છે. હું બન્નેને કહેવાનો કે, તમારો આ ઢંગ સારો નથી. તમારા આ બડા બડા શબ્દોને ગામડાના લોક સમજશે પણ નહીં. જો આપણે બંને લિપિઓ શીખી જઈએ તો આખરે બંને ભાષાઓ એક થઈ જશે. લિપિઓનો સવાલ એટલો વાંકો નથી. ભલે હમેશાંને માટે બે લિપિઓ રહે, અથવા બેઉને છોડીને દરેક પ્રાંત પોતપોતાની લિપિમાં રાષ્ટ્રભાષા લખવા લાગે તોય કશી હરકત નથી. પરંતુ ભાષા તો એક જ થઈ જવી જોઈએ. આપણે આજ આળસુ બની ગયા છીએ. અંગ્રેજીનો બોજો આજે આપણા માથા ઉપર છે. પણ અંગ્રેજી એટલી કઠણ નથી; દસ મહિનામાં અંગ્રેજી શીખી શકીએ છીએ. પરંતુ આપણે તો અંગ્રેજીમાં વિચાર કરવા તથા વિદ્યાઓ શીખવા ચાહીએ છીએ, તેથી વખત લાગે છે. અંગ્રેજી પાછળ જિંદગીનાં ચૌદ ઉમદા વરસ આપણે બરબાદ કરીએ છીએ, અને એટલું કર્યાં છતાં પણ પૂરી રીતે શીખવા પામતા નથી. આજે જો અંગ્રેજી જાણનારને કહો કે, તમારી વાત હિંદુસ્તાનીમાં સમજાવો, તો તે કહે છે, હું કેવી રીતે સમજાવું? કારણ કે, ભણતર અંગ્રેજીમાં થયું હોવાને લીધે તે પોતાના વિચારો હિંદુસ્તાનીમાં પ્રગટ કરી નથી શકતા. તો પછી છોકરાઓને એ હિંદુસ્તાની શી રીતે શીખવશે? આવી આપણી દુર્દશા છે. તેમાંથી આળસ પણ પેદા થાય છે.

તો બે લિપિઓ શીખવામાં ડરવાનું શું? કોઈ કહે કે, આઠ દશ બીજી સારી લિપિઓ છે તો તે કેમ ન શીખવી? હું તો કહું છું કે, દક્ષિણની પણ એક લિપિ તો શીખી લો. ત્યાં ભાષાઓ પણ ચાર છે! તેથી આપ ભડકશો નહીં.

આપ હિંદુસ્તાનમાં રહો છો; હિંદુસ્તાનીઓની સેવા-ખિદમત કરવા ઇચ્છો છો. તો તેને માટે બે લિપિઓ શીખવાથી ડરવું શું? ભાષા તો એક જ શીખવી છે ને? આપણું કમનસીબ છે કે, બે લિપિઓ આપણે લેવી પડે છે. પણ હું તો હિંદની બધી ભાષાઓ ખુશીથી શીખી લઉં. દિલમાં શોખ હોય તો મહેનત કમ પડે છે. આપની સંખ્યા આજ બહુ જ થોડી છે; ભલે થોડી હો. પણ આપ તો બે લિપિઓ શીખી લેજો. એનું પરિણામ કેવડું મોટું હશે, એમાં હું જવા માગતો નથી.

કેટલાક મુસલમાનો મોટી મોટી વાતો કહેતી વખતે જે શબ્દો વાપરે છે તે સાંભળીને હું ગભરાઈ જાઉં છું, જોકે એમની સાથે સારી પેઠે હું બેસતો ઊઠતો હોઉં છું. તો એવું શું કારણ હોય? મને એનો જવાબ મળ્યો છે અને તે મેં આપની સામે મૂક્યો છે.

૩

[આ પ્રારંભિક વ્યાખ્યાન પછી સભાએ પોતાનું કામ શરૂ કર્યું હતું. સભાનું કામ વ્યવસ્થિત ઢબે ચાલે એ હિસાબે, તેની આગળ ઠરાવરૂપે બે વસ્તુ એક પછી એક મૂકવામાં આવી હતી, અને તે ઉપર ચર્ચા થઈ હતી, અને બંને ઠરાવો, વગર વિરોધે, પસાર થયા હતા. અને ગાંધીજીએ સભાના કામને આટોપતાં તેના ઉપસંહારરૂપે જે વ્યાખ્યાન કર્યું તેનો હેવાલ નીચે પ્રમાણે છેઃ—]

ડૉ. તારાચંદને પોતાનું વ્યાખ્યાન જલદી પૂરું કરવા હું કહી ન શક્યો, કેમ કે હું પોતે એમની એ વાતોમાં ગરક થઈ ગયો હતો. એમણે એવી વાતો કરી કે જે તેઓ પંડિતોની સભામાંયે કરી શકતા હતા. આપણે તો પંડિતો નથી. તોય સૌની સાથે હું પણ તે રસથી સાંભળતો હતો. અને એમણે કોઈ વસ્તુ બે વાર ન કહી, તેથી મેં એમને રોક્યા નહિ.

શ્રી. આનંદ કૌસલ્યાયનજીએ જે કહ્યું તે હું સમજ્યો. તે દબાતા દબાતા બોલ્યા છે. હિંદી સાહિત્ય સંમેલનની તરફથી એમણે એમ કહ્યું કે, બની શકે તો બે લિપિઓનો બોજો કાઢી નાંખવામાં આવે. હું આજે પણ હિં. સા. સંમેલનમાં છું. તેમાં હું મારી મેળે નહોતો ગયો. જે કામમાં જમનાલાલજી જતા તેમાં તે મનેય ઘસડી જતા હતા. તે મને ઇંદોર લઈ ગયા. ત્યાં મેં નવી વસ્તુ આપી. તેને બધાએ હડપ કરી લઈ લીધી. મેં કહ્યું હતું કે, હિંદી એ ભાષા છે કે જેને હિંદુ મુસલમાન બંને બોલે છે ને બંને લિપિમાં લખે છે. મારો આ પ્રસ્તાવ મંજૂર થયો. પછીથી મેં એને સંમેલનના નિયમોમાં દાખલ કરાવ્યો. પછી તે બદલાઈ ગયો એ બીજી વાત છે. તેથી કરીને જો આજ હું એમાંથી નીકળી જાઉં તો મને દુઃખ નહિ થાય.

આપણામાં કેટલાય એવા છે કે જે હિંદી અને ઉર્દૂનો મેળ કરવાની કોશિશ કરે છે. કોઈ કહે છે, એની જરૂર છે? હું તો સાચી લોકશાહી—'ડેમોક્રસી' ચાહું છું. ફક્ત હામાં હા મેળવવાથી ડેમોક્રસીમાંથી 'હિપોક્રસી'—દંભ બની જાય છે. તેથી મેં કહ્યું કે, ફક્ત હામાં હા ન ભણવી, પણ પોતાનો સાચો મત બતાવવો.

હું નથી ઇચ્છતો કે, હિંદી મરી જાય કે ઉર્દૂ નષ્ટ થઈ જાય. હું તો ફક્ત એટલું જ ઇચ્છું છું કે, બેઉ મારું કામ કરી દે. સત્યાગ્રહનો કાયદો છે કે તેમાં એક હાથની તાળી હોઈ શકે છે. તે વાગતી નથી, પણ તેથી કાંઈ હરકત નથી થતી. આપ એક હાથ લાવશો તો બીજો આપોઆપ હટી જશે. હકસાહેબે નાગપુરમાં જે વાત કહી હતી તેને તે વખતે હું સમજી ન શક્યો. 'હિંદી યાને ઉર્દૂ' એ મેં સ્વીકાર્યું નહીં. તે વખતે તેમની વાત માની હોત તો સારું થાત. દોસ્ત બનવા આવ્યા હતા, પણ વિરોધ કર્યો અને દુશ્મનશા બન્યા. પરંતુ મારે દુશ્મન તો કોઈ છે જ નહિ. પછી હકસાહેબ પણ મારા દુશ્મન શી રીતે બની શકે? તેથી જ અમે આજ એક મંચ ઉપર ખડા થઈ ગયા છીએ. નાગપુરમાં ભારતીય સાહિત્ય સંમેલન કર્યું હતું; પરંતુ ત્યાં તેનો આરંભ થયો અને તે ખતમ પણ ત્યાં જ થયું; કેમ કે બેઠા દોસ્ત બનવા પરંતુ બની ગયા દુશ્મન જેવા. તો તેનાથી શો ફાયદો થાત? તે હિંદુસ્તાની નહિ પણ ભારતીય સાહિત્ય સંમેલન હતું. તેથી કરીને ત્યારના ભાષણમાં મેં સંસ્કૃત શબ્દ ભર્યા હતા. આજ પણ જો એની આગળ બોલવું પડે તો એમ જ કરું.

આનંદજી કહે છે કે, બે લિપિઓ શીખવામાં બહુ મુસીબત ઉઠાવવી પડશે. હું કહું છું કે એમાં કશીય મુશ્કેલી નથી; અને જો મુસીબત હોય તોય તેને પાર કરવી જ જોઈશે. કેમ કે એ જો પાર કરવામાં ન આવે તો બીજી એથીય ભારે મુસીબતોનો મુકાબલો આપણે કેમ કરીને કરી શકીશું? હું હિંદુ-મુસ્લિમ-એકતા માટે જીવું છું. હું માનું છું કે હિંદુસ્તાનીના પ્રચારથી હિંદુ-મુસ્લિમ-એકતા થશે. પરંતુ અત્યારે એ લાલચ હું નહિ બતાવું.

હું કહું છું કે હિંદી ને ઉર્દૂ બેઉનું ભલું થાઓ. એમની મારફત મારે કામ લેવું છે. હિંદુસ્તાની આજે હયાત છે, પણ આપણે તેને કામમાં નથી લાવતા. આ ઝરો હિંદીનો છે અને ઉર્દૂનો પણ છે. તે બે નદીઓ છે. તેમાંથી હિંદુસ્તાનીની ત્રીજી નદી પ્રગટ થવાની છે. તેથી જો એ બે સુકાઈ જાય તો મારું કામ નથી ચાલી શકતું.

ગામડાના લોક મારી ભાષા સમજી લેશે. જેમાં અરબી, ફારસી કે સંસ્કૃતના શબ્દો ઠાંસી ઠાંસીને ભર્યા હોય તેવી ભાષા તેઓ નહીં સમજી શકે. જો હિંદી સાહિત્ય સંમેલન કહે કે, અમે તો સંસ્કૃતનિષ્ઠ હિંદી જ ચલાવીશું તો મારે માટે તે મરી જાય છે. ગામડાની જબાન તો એક જ ચીજ છે. તે બે નથી હોઈ શકતી. પછીથી થાઓ તો થાઓ. હિંદીવાળા ઇચ્છે છે કે, હું હિંદીનો જ ડંકો વગાડ્યા કરું, ઉર્દૂનું નામ ન લઉં. પણ હું તો અહિંસામાં માનનારો સત્યાગ્રહી છું. હું એ શી રીતે કરી શકું? હું એકલો આ કામ નથી કરી શકતો; તેમાં સૌની મદદ જોઈએ. હું મહાત્મા છું તો તેનું કારણ એ જ છે કે, હું મારી મર્યાદાઓ સમજીને તેમની બહાર નથી જતો. તેથી જ મૌલવી હકસાહેબ આવ્યા છે. મારી પાસે પાંખો નથી. બડા બડા બુજરગોને એટલા જ માટે બોલાવ્યા છે કે તેઓ મને પાંખો આપી દે. જો તે આપશે તો હું ઊડીશ અને કહીશ, જુઓ, કામ તો અચ્છું થઈ ગયું ને? નહિ તો ખાખમાં પડ્યો જ છું, 'ખાકસાર' થઈ જઈશ.

હિંદી સાહિત્ય સંમેલનમાં હું પણ એક મોટો માણસ ગણાઉં છું. પણ એ દરજ્જેથી નહિ પણ સામાન્ય રીતે હું કહેવા માગું છું કે, હિંદી સાહિત્ય સંમેલનની સામે કશું કામ નહિ થાય. પરંતુ બેઉ લિપિઓ શીખવાની તકલીફ તો મંજૂર કરવી જ જોઈશે. હું તો આનંદજી મારફતેય કામ કરાવવા ચાહું છું.

મને કહેવામાં આવ્યું કે, મુસ્લિમ છોકરા તો નાગરી લિપિ નથી શીખતા. મેં કહ્યું, તમે નથી ખોયું, તેમણે ખોયું. એક લિપિ શીખી લીધી તો તેથી શું? આવડીશી વાતથી આવડું મોટું હિત થાય છે. આ જ વાત મેં હજરત મોહાની સાહેબને પણ કહી હતી. પણ તે વખતે આ કામ ન ચાલ્યું, કેમ કે સત્યાગ્રહ શરૂ થઈ ગયો. હું એમ નથી કહેતો કે આપ બધા જેલમાં જાઓ. પણ હું ગયો. બીજા જે જેલમાં પડ્યા છે તે પણ કોઈ મૂર્ખતાની વાત નથી. જવાહર, વલ્લભભાઈ, મૌલાના સાહેબ જેલમાં બેઠા છે તે કાંઈ પાગલ નથી. જો તે ખુશામત કરીને બહાર આવી જશે તો મારી નજરમાં તે મરી જશે. જો તેઓ અંદર જ મરી જશે તો હું એક પણ આંસુ નહિ પાડું; કહીશ કે તે ઠીક મર્યા. કેમ કે, ત્યાં બેઠા બેઠા પણ તેઓ હિંદની સેવા કરી રહ્યા છે.

જો હિંદી અને ઉર્દૂ રાજી થાય તો ગંગાયમુનાથી પણ બડી સરસ્વતી હુગલી જેવી બની જશે. હુગલી ગંદી છે; હું તેનું પાણી નથી પીતો. પણ આ હુગલી જો બની ગઈ તો તે ભારે ખૂબસૂરત હશે.

હવે રહી પૈસાની વાત. આપમાંથી જે પૈસા આપવા ઇચ્છે તેઓ મને યા શ્રીમન્નારાયણજીને આપે. દરેકે પોતાની શક્તિ પ્રમાણે પૈસા આપવા જોઈએ. જેઓ આપે તે કામને માટે આપે; નામને માટે કોઈ પૈસા ન આપે.

૪

## સંમેલનના ઠરાવો

૧. આ સંમેલનનો અભિપ્રાય છે કે, હિંદુસ્તાની જબાન ફેલાવવા તથા તેની આબાદી કરવાને માટે એ વસ્તુની

જરૂર છે કે, હિંદી જાણનારા ઉર્દૂ લખાવટને અને ઉર્દૂ જાણનારા નાગરી લખાવટને જલદીમાં જલદી શીખી લે; અને જે લોકો આ બેમાંની એકેનેય ન જાણતા હોય તેઓ પણ બેઉનેય શીખી લે, કે જેથી બધા લોક હિંદુસ્તાનીનાં ઉર્દૂ હિંદી એ બેઉ રૂપો વાંચી અને સમજી શકે અને એ રીતે હિંદુસ્તાનીનો વિકાસ અને પ્રચાર થઈ શકે.

૨. દેશના બધા લોક એ વાત માને છે અને સમજે છે કે, આપણા રાષ્ટ્રીય જીવનને મજબૂત કરવા તથા અલગ અલગ પ્રાંતોના લોકોમાં મળવા કરવાની તથા વ્યવહારની એક ભાષા બનાવવાને માટે એ જરૂરનું છે કે, હિંદુસ્તાની જબાનની આબાદી કરવામાં આવે અને એની રૂપરેખા ઠીક કરવામાં આવે; કારણ કે, આ માટે આ જ ભાષા સૌથી વધુ કામની છે.

આ સંમેલન નક્કી કરે છે કે, પંદર સુધી સભ્યોની એક સમિતિ બનાવવામાં આવે કે જે હિંદુસ્તાની ભાષાના કોશો તૈયાર કરે, ભાષાનું વ્યાકરણ નક્કી કરે, તેના શબ્દનું ભંડોળ વધારે, તેમનું રૂપ બાંધે, અને તેમાં સારી સારી અને કામની ચોપડીઓ લખાવે. કોઈ સભ્યની જગા ખાલી થશે તો તેને બાકીના સભ્યો પૂરી શકશે. સમિતિનો એક નિમંત્રી ('કન્વીનર') રહેશે કે જે યોગ્ય વખતે ને જગાએ સમિતિની બેઠક બોલાવ્યા કરશે.

આ સમિતિ પોતાના કામનો એક ખરડો તૈયાર કરશે ને વિગતવાર ખર્ચનો અંદાજ કાઢશે; તેને મહાત્મા ગાંધી પાસે મંજૂરી માટે મોકલશે, અને મહાત્માજીને વખતો-વખત પોતાના કામનો હેવાલ આપતી રહેશે.

આ સમિતિના સભ્યોનાં નામ મહાત્મા ગાંધી, ડૉ. તારાચંદ અને સૈયદ સુલેમાન નદવી પછી જાહેર કરશે.

# હરિજન સેવાના કોયડાઓ*

સેંકડો વરસોથી હરિજનો સવર્ણોની દબામણી-સતામણી, લૂંટ-શોષણ, અપમાન-વેઠ, તથા દારિદ્ર્ય અને અજ્ઞાનના શિકાર બનતા આવ્યા છે. આથી, જ્યારે આપણે સવર્ણો તેમને સુધારવા અને ચઢાવવાની તજવીજમાં પડીએ, ત્યારે આપણી દાનત વિષે તેમને શંકા આવે, અને આપણી કહેવાતી સેવા પાછળ કાંઈક વધારે મોટો સ્વાર્થ જ હશે એમ વહેમ આવે તેમાં આશ્ચર્ય પામવાનું નથી. વળી, થોડું શિક્ષણ મળે, નવજાગૃતિ પેદા થાય અને કાંઈક આંખો ઉઘડે, ત્યારે તેનું પહેલું પરિણામ સેવા કરનારા પ્રત્યે કૃતજ્ઞતાનું ન આવે, પણ તિરસ્કાર તથા જેટલા હક અને સમાનતા ન મળ્યાં હોય તેટલા માટે અસંતોષ, અધીરાઈ અને ટીકાખોરપણું પેદા થાય, એ પણ સ્વાભાવિક સમજવું જોઈએ. આ સાથે જો એવું પણ તેમના જોવામાં આવે કે, જે પ્રકારનાં જીવન અને શિક્ષણની આપણે તેમને માટે યોજના કે હિમાયત કરીએ તે પ્રકારનાં જીવન અને શિક્ષણ — આપણે ગમે તેટલાં તેનાં વખાણ કરીએ તોયે — મધ્યમ કે ઉચ્ચ વર્ગના સવર્ણો લેવા માટે ઝાઝા બહાર પડતા નથી, તથા જે જાતનાં જીવન અને શિક્ષણને આપણે વખોડીએ છીએ તેથી આપણને ઘણો આર્થિક લાભ અને સારા ભોગો પ્રાપ્ત થયેલા દેખાય છે, ત્યારે આપણી સેવાપ્રવૃત્તિ વિષે તેઓ વધારે શંકાશીલ થાય એમાં નવાઈ નથી.

બીજીયે એક બાબત આમાં ઉમેરીએ. આપણે જે જાતનાં જીવન અને શિક્ષણની — એટલે કે સાહિત્યપરાયણને બદલે મહેનતમજૂરીવાળા ખેતી તથા ઉદ્યોગપરાયણ જીવન અને શિક્ષણની — હિમાયત કરી રહ્યા છીએ, તેને માટે આપણી પોતાની — એટલે કે લોકસેવકોની — લાયકાત બહુ ઓછી છે બલકે, એ બાબતોમાં તેમનાં જ્ઞાન અને આવડત ઓછાં અને વિજ્ઞાનહીન હોવા છતાં આપણા કરતાં તો વધારે જ છે, અને આપણે તેમને શીખવી શકીએ તે કરતાં તેઓ જ આપણને કાંઈક વધારે બતાવી શકે છે બીજી બાજુથી આપણી પાસે જે સાહિત્યિક જ્ઞાન છે તે તેમને આપવામાં કાં તો આપણને રસ નથી, અથવા તેમને તે લેવામાં રસ પેદા થયો નથી, અથવા રસ પેદા થયો હોય તોયે તેને લેવા બેસતાં તેમને જે રોજની કમાણી જતી કરવી પડે છે, અથવા ઘરગતુ અગવડો વેઠવી પડે છે, તેને લીધે તેમને તે શિક્ષણ લેવું પાલવતું નથી. આની સામે આપણે કાયદા કે સખાવત દ્વારા જે ઉપાયો યોજીએ છીએ તે બે પ્રકારના છે: શિક્ષણ ફરજિયાત કરવાનો અને મફત કરવાનો. પહેલો ઉપાય એમને દંડરૂપ બને છે, અને બીજાથી તેમની રોજની કમાણી અને અગવડમાં કશી રાહત મળતી નથી. કમાતા અથવા ઘરકામમાં મદદ કરતા બાળકને તમે ત્રણચાર કલાક ફરજિયાત બેસાડી રાખો અને એમને જેમાં રસ નથી તેવા પાઠો ગોખાવો, અને એમ બેસાડી રાખવા માટે તેની પાસેથી કશી ફી નથી લેતા એવી ઉદારપણાની શેખી કરો, તો તે માટે તેમને શાની કૃતજ્ઞતા લાગે?

આવી જાતની આ વસ્તુસ્થિતિ છે, એમાંથી જ હરિજનોમાં આજે નીચેના પ્રકારના અસંતોષ પેદા થયા છે, અને મોટે કે નાને અવાજે તે પ્રગટ થાય છે.

૧. અમારે 'હરિજન' અથવા એવી કોઈ સારી કે નરસી સંજ્ઞા જ ન જોઈએ. તમારાથી અમને જુદા ન ઓળખાવવા પડે એવી સ્થિતિ તાબડતોબ આણો. તે માટે તમે સવર્ણોમાં જ વધારે જોરશોર કામ કરો.

* અમરેલીમાં ભરાયેલ પશ્ચિમ ને મધ્ય હિંદ "હરિજન સેવક પરિષદમાં વંચાયેલો નિબંધ.

૨. અમારી સ્થિતિ સુધારવા માટે જો તમે ઉત્સુક છો અને દાન કરવા માગો છો, તો તે આવકાર લાયક છે. પણ તે દાનો તમે અમને આપો. અમારા નેતાઓ મારફત તમે એનો વહીવટ અમને કરવા દો. અમને કેવાં શિક્ષણ અને સુધારાઓની જરૂર છે તે અમે ઠરાવીશું. અમે ભૂલો કરશું તોયે, તમારી ભૂલ વિનાની યોજના કરતાં, અમને તે વધારે ઇષ્ટ છે. તમે જે એમ કહો છો કે હરિજન સેવક સંઘ હરિજનો પ્રત્યે થયેલા અન્યાયોના પ્રાયશ્ચિત્તરૂપે સવર્ણોની પ્રવૃત્તિ છે, અને તેથી તેનું સંચાલન સવર્ણો દ્વારા જ થવું જોઈએ, તે અમને માન્ય નથી. તમારાં દાન પણ વહીવટ અમારો હોય તો જ અમે તેને, પ્રાયશ્ચિત્ત તો શું, પણ અમારા પ્રત્યે ઉત્પન્ન થયેલા તમારા સદ્ભાવનું ચિહ્‌ન લેખી શકીએ.

૩. જીવન અને શિક્ષણ વિષે તમારાં કાંઈ ખાસ વિચારો અને યોજના હોય અને તમે તેનો અમલ કરવા માગતા હો, તો તમે તેનો એ રીતે અમલ કરો કે જેથી અમને કોઈ જાતનો આર્થિક ઘસારો વેઠવો ન પડે. અમને કેવળ મફત શિક્ષણ આપો અથવા અમને ખવાડી-પિવાડીનેયે તે આપો, તેટલું બસ નથી. અમને તમારું શિક્ષણ લેવાની મહેનત કરવા માટે મહેનતાણું પણ આપો.

આ અસંતોષને આપણે સહાનુભૂતિપૂર્વક સમજ્યા જ રહો, અને તેમાંથી જેટલું તથ્ય હોય તેટલું સ્વીકારવું અને ખોટી ગેરસમજનું પરિણામ હોય તેનો ધીરજથી ખુલાસો કર્યા કરવો જ રહ્યો.

મને પોતાને આ બાબતોમાં આમ લાગે છે:

૧. સવર્ણોને નામે અને અવર્ણ—હરિજન—અછૂત-અસ્પૃશ્ય-દલિત વગેરે નામે હિંદુ સમાજમાં આજે બે વર્ગો છે. જ્યાં સુધી એવા બે સ્પષ્ટ વર્ગો છે, ત્યાં સુધી બન્નેને શબ્દોમાં ઓળખાવવા તો પડે જ છે. એટલે કોઈ ને કોઈ નામ તો આપવાં જ પડે છે. 'હરિજન' નામ શુદ્ધ હેતુથી, તે વર્ગ પ્રત્યે સમભાવની વૃત્તિથી, તેમના પ્રત્યેની ઘણા દૂર કરી નાંખવા માટે શોધાયું અને અપાયું. છતાં, જો તે નામ તે વર્ગને અણગમતું જ હોય તો તેઓ જે નામ પસંદ કરે તે નામે તેમને ઓળખવામાં આપણને વાંધો ન હોવો જોઈએ.

૨. આપણે એ સ્થિતિ તો આણવી જ રહી કે, હિંદુઓ વચ્ચેનો આ વર્ગભેદ ટળી જ જાય અને આપણે સર્વે એક જ સમૂહ બનીને રહીએ. પછાત રહેલા પ્રજાના વર્ગોની ખાસ સેવા તેમનાં જાતિ કે ધર્મના કારણે કરવાની ન રહે, પણ તેમની ગરીબાઈને કારણે હોય. સવર્ણોમાંયે પછાત રહેલી ગરીબ જાતિઓ માટે જેમ આપણે ન્યાતજાતના ભેદ વિના દીનજનોની સેવા કરીએ છીએ, તે ભેળી જ આમનીયે થાય, એ સ્થિતિએ પહોંચવું જોઈએ.

૩. આ કામ મુખ્યત્વે સવર્ણોમાં કરવાનું છે. એમની વૃત્તિ અને વહેવારમાં ક્રાન્તિ થવી જોઈએ. એમના મનમાંથી ઉચ્ચતાનો અહંકાર નીકળી જવો જોઈએ, એ કામ ભણેલા સવર્ણો કરતાંયે અભણ અને 'નીચલી' ગણાતી સવર્ણ જાતિઓમાં તથા કેટલાક 'સનાતની' 'ઊંચી' જાતિના લોકોમાં કરવાનું છે. ભેદભાવ વિનાના અનેક પ્રકારના સામાજિક સમારંભો યોજી તથા સંસ્થાઓ સ્થાપી, હરિજનોનો આપણાં ઘરોમાં પ્રવેશ થાય એવા કામોમાં તેમને રોકી, મંદિરો વગેરેમાં તથા મંગળ કાર્યોમાં તેમને દાખલ કરી, તેમના હલકા ગણાતા ધંધાઓમાં તેમની સાથે જોડાઈ, આ કામ વધારવું જોઈએ.

૪. હરિજન સેવક સંઘને સમગ્ર દીન (દરિદ્રનારાયણ) સેવક સંઘનું એક ખાતું કરી શકાય તો વધારે સારું. માસિક ૨૫–૩૦થી જેમની આવક વધારે નથી એવા કોઈ પણ જાતિ કે ધર્મના લોકોની સેવા માટે દીન સેવક સંઘ હોય. તેમાં કોઈ ખાસ વર્ગ રહી ન જાય અથવા ઓછું ધ્યાન ન પામે, તે માટે તેનાં ત્રણ કે ચાર ખાતાં કરી શકાય: જેમ કે, આદિવાસી, હરિજન, સવર્ણ પછાત, અહિંદુ પછાત. એનાં કેટલાંક કામો અને સંસ્થાઓ મુખ્યત્વે એક વિભાગને જ ઉદ્દેશીને હોય, કેટલાંક ચારે માટે હોય. સર્વેની જોડે એમાં સમાન વ્યવહાર હોય. ચારે વર્ગોના માનસને પ્રગટ કરનારા માણસો પણ હોય.

૫. સર્વે પછાત વર્ગોની સેવા કરવામાં આગળ વધેલા વર્ગોનો સ્વાર્થ રહેલો છે એ—આક્ષેપ કહો તો—આક્ષેપનો હું ઇનકાર ન કરું. આપણને સ્વતંત્ર થવું છે, આપણાં જીવનને સમૃદ્ધ કરવાં છે, દેશમાંથી અજ્ઞાન, દારિદ્રય, રોગ અને વિષમતા દૂર કરવાં છે, ધ્યેય- અને રસ-હીન બનેલી પ્રજાને જીવનમાં ધ્યેય અને રસ અનુભવતી કરવી છે. આપણે થોડા જાગ્રત થયા છીએ, તેથી આ બધી બાબતોની આપણને ભૂખ લાગી છે. પણ આપણે એ પણ અનુભવીએ છીએ કે, પ્રજાનાં બધાં જ અંગો જાગ્રત ન થાય ત્યાં સુધી કેવળ આપણે ફાંફાં મારવાથી કેટલું વળે? માટે આપણે સર્વેને જગાડવા રહ્યા. આમ સર્વે પછાત વર્ગોની સેવા કરવામાં આપણો સ્વાર્થ છે. હરિજનોને અસ્પૃશ્ય રાખી, પછાતોને અભણ અને અજ્ઞાન રાખી, ગામડાંઓને દારિદ્રય અને રોગનાં કેન્દ્રો રાખી આપણે આગળ વધી શકતા નથી. માટે આપણી ગરજે આપણે એમને આગળ વધારવા છે. એ કેમ વધે તેમાં કંઈક અંશે એમનું દૃષ્ટિબિંદુ સમજવું રહ્યું. એમના દૃષ્ટિબિંદુમાં તેઓ પછાત અને કમઅનુભવી હોવાથી કંઈક ભૂલ હોવાનો સંભવ રહેવાનો. તેને આપણા અનુભવથી સુધારવું રહ્યું, અને આપણું દૃષ્ટિબિંદુ સમજાવવું રહ્યું. આ બધું કરવાની આપણને ગરજ છે એમ સમજીને જ આપણે ચાલવું જોઈએ, અને તેથી જે રીતે તેઓ આપણી નજીક આવે, આપણી વાતો સાંભળવા

અને સેવા લેવા સંમત થાય તે રીતે આપણે વરતવું જોઈએ. એ બે પૈસાની કમાણી છોડી શાળામાં આવવા તૈયાર ન હોય તો શાળામાં આવીને ભણવાનું વેતરું કરવા માટે એને બે પૈસા આપવા જોઈએ. સ્ત્રીકેળવણીની શરૂઆત આ જ રીતે થયેલી. વળી, આપણું શિક્ષણ સેવાથી એમની કાર્યશક્તિ, ઉદ્યોગશક્તિ તથા સમજણ-શક્તિ વધે છે એનો તેમને પ્રત્યક્ષ અનુભવ થવો જોઈએ. એમનાં વંશપરંપરાગત કામોમાંયે આપણે એમને કાંઈક શીખવી શકીએ એવી આપણે કુશળતા મેળવવી જોઈએ.

આપણાં દાનો ગમે તેટલાં મોટાં હોય તોયે દરિયા જેવા આ વિશાળ કામ માટે તે ઓછાં જ પડવાનાં. પણ નાણાં થોડાં હોય તો થોડી સંસ્થા ચલાવીએ, સ્વાવલંબી કરવાની રીતો ખોળીએ, પણ જેટલા સેવ્ય જનોની સેવા કરીએ તેટલાની પૂરેપૂરી જ કરીએ.

૬. હરિજન કે પછાત વર્ગોના જ સંચાલન હેઠળ ચાલતી સંસ્થાઓને પણ આપણે વ્યક્તિગત રીતે તેમ જ હરિજન સેવક સંઘ વગેરે સંસ્થાઓનાં ફંડોમાંથી મદદ કરીએ.

૭. હરિજન જાતિઓના ખાસ ઉદ્યોગોમાં સંશોધન કરવાને, તેનું પદ્ધતિસર વૈજ્ઞાનિક રીતે શિક્ષણ અપાય તેવી શાળાઓ સ્થાપવાને, તેમને કાચો માલ ખરીદવા, પાકો થયેલો કિફાયત ભાવે વેચવા, તેમનામાં સહકારી પ્રવૃત્તિઓ ઉત્પન્ન કરવા, તેમને પૂરતું મહેનતાણું મળે તે જોવા અને તેમના ઉદ્યોગોનું સંચાલન તેમના હાથમાં જ રહે, પણ તેઓ કેવળ મોટા કારખાનદારોના મજૂરો બનીને જ ન રહે, એ બધું ગોઠવી આપવાને માટે હરિજનસેવકોએ પ્રયત્ન કરવો જોઈએ. આ બાબતમાં આંકડાઓ અને માહિતી ભેગી કરવાનું પણ ઘણું કામ કરવા જેવું છે. જીવન અને શિક્ષણની પદ્ધતિ એવી રીતે ગોઠવવાની જરૂર છે કે ભંગીનો છોકરો મરતાં સુધી કેવળ મ્યુનિસિપાલિટીનાં પાયખાનાં વાળનારો જ ન રહે, પણ મ્યુ.નો સેનિટરી ઇન્સ્પેક્ટર અને ઝાડા-પેશાબ તપાસનાર ક્લિનિશિયન પણ થઈ શકે. ચમારનો છોકરો કોઈ સવર્ણની ટૅનરીનો એક કારીગર કે કારીગરોનો મુકાદમ જ થઈને ન અટકે, પણ એનો મૅનેજિંગ ડિરેક્ટર થવાનીયે લાયકાત મેળવે. એ જ પ્રમાણે મોચી, વણકર વગેરે સર્વ ધંધાઓની બાબતમાં. જ્યાં સુધી આપણે હરિજનોને માટે આવી સગવડો ઊભી કરી શક્યા નથી ત્યાં સુધી હરિજનસેવાનું કામ અધૂરું જ છે.

સેવાગ્રામ — કિશોરલાલ ઘ. મશરૂવાળા

૩૦-૧-'૪૫

# ગામડાંમાં જતા વિદ્યાર્થીઓને

આજકાલ રચનાત્મક કાર્યક્રમ માટે એક વાતાવરણ તૈયાર થયું છે. વિદ્યાર્થીઓ પણ એ કાર્યમાં હાથ ભિડાવવા ઇચ્છે છે. એ અંગે અનેક યોજનાઓ ઘડાય છે. એમાં એક વિચાર રજાઓમાં ગામડામાં જઈને કાંઈક કરવું એવો પણ છે. આ એક શુભ ચિહ્ન છે.

ગામડાંમાં જતાં પહેલાં એના પ્રશ્નોનું કાંઈક જ્ઞાન મેળવી લેવું ઘટે. આ જ્ઞાન મેળવી લેવાનાં સહેલાં સાધનો બે ગણાય: ગામડાના અનુભવી અને અભ્યાસી પાસેથી સાંભળવું અને ગામડા અંગે બહાર પડેલું સાહિત્ય જોઈ જવું.

પહેલા સાધનને માટે ગામડે જતાં પહેલાં ૫-૭ દિવસ માટે, આ અંગેની સારી તૈયારી થઈ રહે એવો, એક તાલીમવર્ગ કાઢવો એ ઠીક પડે. એ વર્ગ દ્વારા અનુભવીઓ અને અભ્યાસીઓનો લાભ તો લેવો જ; પણ ગામડાના ખડતલ જીવનમાં નભી શકાય, ત્યાંના જીવનમાં આપણી મારફત કોઈ વધારાની બદી ન ફેલાવા પામે એ અંગે સાવધતા કેળવાય અને ત્યાં વસતાં લોકોને કાંઈક ઉપયોગી થઈ પડાય એવું સ્વાવલંબી, સાદું અને મગાવાળું જીવન જીવવાનો પણ પ્રયત્ન કરવો.

મદદગાર કેટલાંક પુસ્તકોની યાદી નીચે પ્રમાણે છે:—

(૧) ગામડાની વહારે (૨) લોકજીવન (૩) મારું ગામડું (૪) દીઠું મેં ગામડું જ્યાં (૫) ગ્રામચિત્રો (૬) ગામગોષ્ઠી (૭) ચીંવપત્રો દ્વારા લોકશિક્ષણ (૮) આપણી ગરીબાઈ (૯) આઝાદ હિંદુસ્તાન! (૧૦) ખેડૂતનો શિકારી (૧૧) મધુકર (૧૨) રચનાત્મક કાર્યક્રમ (૧૩) સૉક્રેટીસની સફર (૧૪) માતર તાલુકાની આર્થિક તપાસ (૧૫) આપણું હિંદુસ્તાન.

હવે આપણે ગામડામાં જવાના પ્રકારો વિષે વાત કરીએ. ગામડામાં એકલા પણ જવાય, બે ત્રણની ટુકડીમાં પણ જવાય, અને ૨૫-૩૦ના સમૂહમાં પણ જવાય. એક દિવસ માટે પણ જવાય અને પાંચ પંદર દિવસ માટે પણ જવાય. એક જ ગામડામાં પણ રહેવાય અને ઘણાં ગામડાંમાં પણ ફરાય.

મને લાગે છે કે, વિદ્યાર્થીઓને એકલાં કરતાં બે ત્રણની ટુકડીમાં અગર સમૂહમાં જવાનું વધારે પસંદ પડે. મોટા સમૂહમાં જવું હોય તો એક ગામમાં એક દિવસથી વધારે ન રોકાવું એ જ ઇષ્ટ ગણાય. જો આખો કાફલો એકથી બીજે અને બીજેથી ત્રીજે ગામ એમ આગળ વધવાનો હોય તો તેમ પણ થઈ શકે. અને એક દિવસ એક ગામડે જઈને પાછા આવવું, ફરી એક દિવસ ઘેર રોકાઈ ત્રીજે દિવસે નજીકના જ બીજા ગામમાં જવું. એ રીતે નજીક નજીકનાં પાંચ સાત ગામોમાં પણ જઈ આવી શકાય.

પણ આમ સમૂહમાં જનારે ગામડા ઉપર બારરૂપ ન થઈ પડાય એની ખાસ કાળજી લેવી જોઈએ. એ માટેનો સહેલો રસ્તો તો એ જ થઈ પડે કે, જ્યાં જઈએ ત્યાં

ખીચડી શાક કે ભાખરી રોટલા જેવી સાદી રસોઈ આપણે જાતે પકાવી લેવી. જો એક જ દિવસ ગામડામાં રોકાવાનું રાખ્યું હોય તો ઘેરથી ડબરાં ગોળ જેવું કાંઈક લઈને પણ જવાય. છાશ ગામડામાંથી મેળવી શકાય.

ગામડાનો અભ્યાસ કરવો હોય તોપણ ગ્રામજનતામાં ભળી જઈને આપણા વિષે એક જાતનો સદ્‌ભાવ પેદા કરવો જરૂરી હોય છે. એમનામાં સહેલાઈથી ભળવામાં વાતચીત કરવાની ઢબ કે ભજન વાર્તા તો ઉપયોગી થાય છે. પણ સર્વસુલભ અને અતિ ઉત્તમ સાધન તો એમની કાંઈક સેવા કરવી એ જ છે. ગામડાની કોઈક સેવાની પ્રવૃત્તિ આપણા હાથમાં હોય છે તો આપણે આપણને રોકાયેલા લાગીએ છીએ, મનમાં કાંઈક આત્મસંતોષ અનુભવાય છે, અને સ્વાભાવિક ક્રમે લોકોમાં ભળવાની તક મળે છે.

આ રીતે વિચારીએ તો સમૂહમાં જનારા દરેક ગામમાં બે ત્રણ કાર્યક્રમો રાખી શકે. અનુકૂળ પડે તો સવારમાં ગામનાં જાહેર નવાણો સાફ કરી શકે. બપોરે જમ્યા પછી વાત વાતમાં ગામલોકો પાસેથી ગામની માહિતી મેળવી શકે. સાંજના વિદ્યાર્થીઓ સાથે રમતો રમી રમાડી શકે. અને રાતના લોકોને કાંઈક કેળવણી મળે અને સાથે સાથે નિર્દોષ આનંદ મળે એવા સાદી ભાષામાં સંવાદો ભજવી બતાવાય અને ગીત કે ભજનો પણ ગાઈ ગવડાવી શકાય. આ રીતે આપણે ગામડાનો અનુભવ મેળવીએ અને પાછળ એક મીઠું સ્મરણ મૂકી આવીએ.

ગામડામાં એક કરતાં વધારે દિવસ રોકાવું હોય તો એકાદ અગર બે ત્રણ જણની ટુકડી વધારે અનુકૂળ પડે. આવી ટુકડી ગામડાના પ્રશ્નોનો અભ્યાસ પણ વધારે ઝીણવટથી કરી શકે અને ગામલોકોની સેવા પણ વધારે કરી શકે. આવી ટુકડી પણ ખાવાનું જાતે પકવી લે તો ઉત્તમ. એમ ન બને તેમ હોય તો બોજો સહન કરી શકે એવા સહાનુભૂતિવાળા બે ત્રણ કુટુંબોમાં એક એક જણે જમવા માટે વહેંચાઈ જવું. એમનો પણ શરૂઆતનો કાર્યક્રમ તો નવાણસફાઈ અને રમતો રમાડવાનો જ હોય. આગળ જતાં બાળકોને નવડાવવાં, નખ કાપી આપવા, વાળ હોળવા, ચાંદાં ધોઈ દવા ચોપડવી, ગીતો ગવડાવવાં, વાતો કહેવી, તકલી શીખવવી, પ્રૌઢશિક્ષણ આપવું, એમ યથાક્રમે ઉમેરો કરી શકાય.

ગામડામાં જતી વખતે કોઈ ગામડાની દૃષ્ટિવાળો અનુભવી શિક્ષક સાથે હોય તો બહુ સારું. પણ એવું ન બની શકે તો છેવટે જે ગામડામાં જવાનું હોય ત્યાંના સ્થાનિક આગેવાન કે આપણી પ્રવૃત્તિમાં રસ ધરાવનાર કોઈ વ્યક્તિ સાથે અગાઉથી વાત કરી લીધી હોય તો ત્યાં જનારાઓ માટે વધારે સહેલું બને.

ગામડામાં બે ત્રણ કે વધારે દિવસ રહેવાનું થાય તો નિરીક્ષણ કરીને ઘણું જોઈ જાણી શકાય. પણ એ જોવા જાણવા માટે આપણી પાસે સમભાવ અને સ્પષ્ટ દૃષ્ટિ હોવી જોઈએ. ગામડાના પ્રશ્નોનો અભ્યાસ કરવામાં માર્ગદર્શક થઈ પડે એવી સૂચનાઓ આ સાથે આપી છે.

૧. ગામનું નામ
૨. સ્વયંસેવકનું નામ
૩. ક્યાંથી ક્યાં સુધી રહ્યા
૪. ગામની વસ્તી (કોમવાર)
૫. શાળા છે? તેની સ્થિતિ
૬. નિરક્ષર ભાઈબહેનોની યાદી
૭. વ્યાયામમંદિર હોય તો તેનો ઉપયોગ
૮. પુસ્તકાલય કે વાચનાલયની સ્થિતિ
૯. ધર્મશાળાનો ઉપયોગ તથા સ્થિતિ
૧૦. કૂવાતળાવની સ્થિતિ
૧૧. રસ્તાઓની સ્થિતિ
૧૨. ચાલતા રેંટિયા તથા સાળો
૧૩. કાંતનાર વણનારની સ્થિતિ
૧૪. ગામની ઘાણીની સ્થિતિ
૧૫. બીજા ગૃહ- કે ગ્રામ- ઉદ્યોગની સંભાવના
૧૬. ખાદીધારીની સંખ્યા તથા સમજ
૧૭. નિયમિત કાંતનાર કેટલા છે?
૧૮. નહિ કાંતનારા કેમ અટકી પડ્યા છે?
૧૯. ઘાંચી, કુંભાર, ચમાર, વણકર, ભંગી, લુહાર, સુથારની સ્થિતિ
૨૦. ઘરોનું રાચરચીલું, શણગાર તથા સ્વચ્છતાનો અભ્યાસ.
૨૧. ગામસફાઈની વ્યવસ્થા
૨૨ ગામમાં જાગૃતિ આણનાર સંસ્થા કે વ્યક્તિનો પરિચય.
૨૩. ગરીબ ભૂખે મરતાનો આંકડો—એમની હાલતનું વર્ણન
૨૪. ગામની જમીન કેટલી છે? મહેસૂલ કેટલું છે?
૨૫. જમીન વિનાના મજૂર કેટલા છે?
૨૬. ઢોર કેટલાં છે? કેવાં છે? ગમાણ કેવી છે?
૨૭. ખાતરની વ્યવસ્થા શી થાય છે?
૨૮. જાજરૂ મુતરડીની શી વ્યવસ્થા છે?
૨૯. ગામમાં હોટેલ કેટલી છે? એ પાછળ થતા ખર્ચનો અંદાજ
૩૦. દળવા ખાંડવાની યંત્રચંકી—થતો ખર્ચ.
૩૧. આંકફરક પાછળ થતો ખર્ચ
૩૨. પીઠું છે? દારૂથી થતી બરબાદી. દારૂ પીનારની સંખ્યા
૩૩. અફીણની દુકાન છે? અફીણીની સંખ્યા, એ પાછળ થતું ખર્ચ
૩૪. દૂધનો સંઘ છે? એનાં પરિણામો
૩૫. ખેતીમાં પાકો શા શા થાય છે? એમાં ક્યા સુધારાને અવકાશ છે?
૩૬. માલના બજારની તથા નાણાના ધિરાણની વ્યવસ્થા, વ્યાજના દર
૩૭. રોગના પ્રકાર, કારણો, મરણસંખ્યા
૩૮. તાર ટપાલની વ્યવસ્થા

બબલભાઈ મહેતા

# પ્રાથમિક શાળાના શિક્ષકનો દરજ્જો

પ્રાથમિક શાળાના શિક્ષકનો દરજ્જો આપણે ત્યાં કેટલો નીચો મનાય છે, એનું વર્ણન કરી બતાવવાની જરૂર નથી. એટલું કહેવું બસ છે કે, તે એટલો બધો હલકો ગણાતો થયો છે કે, તેને જ કારણે કેટલેક અંશે કદાચ એની શક્તિ કુંઠિત થઈ છે, એની શિક્ષણ-શક્તિ પર ઓછપના ભાવનાં પડ વળી ગયાં છે, અને એ પોતે જ પોતાનું સ્વમાન જાણે ગુમાવી બેઠો છે. અને સ્વમાન ગુમાવેલો માણસ સ્વશક્તિનો-પણ આપોઆપ અમુક હ્રાસ તો કરે જ, એ ઉઘાડું છે. સમાજમાં દરજ્જે સૌનો સરખો હોય છે એમ નથી; તેમાં અમુક નિર્દોષ ઓછાવત્તાપણું જરૂર છે. પરંતુ પ્રાથમિક શિક્ષકના દરજ્જામાં તો આ સામાન્ય હદ ઓળંગાતી લાગે છે. એટલે સુધી કે, એના મંડળના અધિકારીઓ પણ એને વિષે દયાખાઉ શબ્દો વાપરે છે! એની પાસેથી કામ લેવા નિમાયેલા એના જ ઉપરી-અમલદારો એને વિષે તુચ્છભાવ સેવતા થયા છે, ને એમાં-એમને કશું ખોટું નથી લાગતું! કેળવણી ખાતાના ગમે તે ઉપરી-અમલદારને તમે પૂછો, એ પ્રાથમિક શિક્ષક વિષે એકસરખી જાતનો તુચ્છભાવ ને દયાખાઉ-પણું બતાવશે. આ વસ્તુએ પોતે પણ એ શિક્ષકને, તે પોતે છે તેના કરતાં વધારે નીચો બનાવ્યો છે, એમાં જરાય શંકા નથી.

સરકારે પ્રાથમિક શાળાના આ શિક્ષકોની તાલીમ વિષે વિચાર કરવા (પાંચેક વર્ષ ઉપર) એક સમિતિ નીમી હતી. તે સમિતિનો રિપોર્ટ બહાર પડી ગયો છે. તે સમિતિએ પણ આ દરજ્જો અને શિક્ષકના મનમાં જ ઘૂસી ગયેલો પોતા વિષેનો ઓછપ-ભાવ સુધારવા બાબત કાંઈક વિચાર કર્યો છે, જોકે મુખ્ય સુધારો માગતી એક ચીજ તરીકે તેને નથી કર્યો; — કરવો જોઈતો હતો.

તે સમિતિના રિપોર્ટના પાન ૨૫મા પર આ બાગ છે. આ સમિતિએ 'લોકશાળા' નામની એક નવી ગુજરાતી માધ્યમિક શાળા (આજે અંગ્રેજી માધ્યમિક શાળા છે એવી નહિ, પણ તેમાંથી અંગ્રેજી બાદ કરીને રહે એવા ધોરણની) કલ્પી તે શરૂ કરવાની સરકારને ભલામણ કરી છે. તે શાળામાંથી જે વિદ્યાર્થી બહાર પડે તેના દરજ્જાનો આ પાના ઉપર વિચાર કર્યો છે. તે કહે છે, "ઓછામાં ઓછું, ચાલુ શિક્ષણતંત્રના મૅટ્રિકની બરોબર તો આ વિદ્યાર્થી થશે જ એમ અમે આશા બાંધીએ છીએ. વળી, બધા વિષયો તેઓ માતૃ-ભાષા મારફત ભણશે એટલે, અમને આશા છે કે, તેમનું જ્ઞાન ચોક્કસ વધારે સંગીન અને પરિપૂર્ણ થશે. તેથી, જે નોકરીઓમાં અંગ્રેજી આવશ્યક ન હોય તેવી ને જેમાં મૅટ્રિકો લેવાતા હોય એવી જગાઓ માટે આ લોકશાળાના વિદ્યાર્થીઓને યોગ્ય ન ગણવામાં કશું કારણ નહીં હોય. . . . તેથી કરીને, આજે વર્નાક્યૂલર ફાઈનલ થયેલાને જે ઓછપ-ભાવ વસી ગયો છે તે દૂર કરવામાં ઠીક ઠીક મદદ મળશે." અને તેથી આ સમિતિએ ભલામણ કરી છે કે, લોકશાળામાંથી નીકળતા વિદ્યાર્થીઓને મૅટ્રિક બરોબર ગણી, અંગ્રેજીની જ્યાં જરૂર ન હોય એવી બીજી નોકરી-ઓમાં પણ લેવા.

સમિતિની આ ભલામણ વિષે કશું કહેવાપણું ન હોય. પણ એનાથી જો તે પેલા ઓછપ-ભાવને દૂર કરાશે એમ માનતી હોય તો, કહેવું જોઈએ કે, તે ભૂલે છે. આ ભલામણ પણ પ્રાથમિક શિક્ષકની જુદી નાત તો નથી જ કાઢતી. અને જો ઓછપ-ભાવના મૂળમાં છેક મૂકવો હોય તો આ નાત જ નાબૂદ કરવી જોઈએ. એટલે, પ્રાથમિક શાળાના શિક્ષકને માટે નવી માધ્યમિક શાળા ન વિચારવી જોઈએ, પરંતુ જૂની ને ચાલુ તંત્રમાં જે છે તે જ કામમાં આણવી જોઈએ. એક સાવ સ્પષ્ટ પડેલી વાત છે જે આપણે યાદ રાખવી જોઈએ, તે એ કે, હિંદના ભણતરમાં ઊંચ-નીચભાવ ને નાતબંધી ઊભી કરવાનું કોઈ એક મુખ્ય વાતને આભારી છે એમ કહેવું હોય, તો તેવી વાત તે અંગ્રેજીનું શિક્ષણ અને તેનું માધ્યમ તરીકે ગ્રહણ છે. અને આ જ વસ્તુ પર પ્રાથમિક શિક્ષકની લોકશાળાની અલગતા કાયમ રાખીને, તે કયો ઓછપ-ભાવ દૂર કરવાની છે? અને અંગ્રેજી વગર કઈ મોટી નોકરી તે આ લોક-શાળાના વિદ્યાર્થીઓને અપાવનારી છે? અંગ્રેજી રાજ-ભાષા મટાડ્યા વગર એ બની શકશે? જે ઇરાદો રાખીને સમિતિએ આ ભલામણ કરી છે એ, ખરેખર, સાધવો હોય તો તેણે નવી ઢબની — અને આજના વાતાવરણમાં આપોઆપ તે હીન ઢબની જ લેખાવાની એમાં શંકા છે? — માધ્યમિક ગુજરાતી શાળા ન કાઢતાં, ચાલુ ઢબની માધ્યમિક શાળામાં જ સુધારા કરાવી, નવી નાત ઊભી ન કરવી જોઈએ. અને આ વસ્તુ આ સમિતિએ તેની આગળ જ પાના ૨૪ ઉપરની પોતાની ભલામણમાં લગભગ સ્વીકારી પણ છે. તે કહે છે, 'જો શિક્ષક તરીકે મૅટ્રિક પાસ થયેલા આવે તો તેમને અધ્યાપન મંદિરમાં લેતા પહેલાં હાથઉદ્યોગની પરીક્ષા આપવી જોઈએ, કેમ કે ચાલુ મૅટ્રિક ધોરણમાં હાથઉદ્યોગનો વિષય નથી. અને પછી તે સમિતિવાળા લખે છે કે, "પરંતુ સરકારી ઉદ્યોગ-શિક્ષણ સમિતિ સૂચવે છે તેમ, હાઈસ્કૂલોમાં ઉદ્યોગ દાખલ કરવાનું જો સ્વીકારાય, તો પછી તે પ્રમાણે તૈયાર થયેલા મૅટ્રિક અને અમારી લોકશાળાના 'મૅટ્રિક,' અધ્યાપનમંદિરમાં દાખલ થવાની દૃષ્ટિએ, સમાન થઈ રહે."

આમ જો હોય તો પછી નવી લોકશાળા શું કામ? સરકારી ઉદ્યોગ-શિક્ષણ સમિતિની ભલામણને જ તે શું કામ ન વધાવી લે? અને જો બેઉ મૅટ્રિકો બીજી રીતે બરોબર થઈ રહે, તો પછી કઈ રીતે તેઓમાં જુદાઈ રહેવાની? એક પાસે અધકચરું અંગ્રેજી હશે જેથી

માતૃ-ભાષા બગડી હશે, અને બીજા પાસે સંગીન માતૃ-ભાષા હશે, એ જ ને? અને આજના વાતાવરણને જોતાં, એમાં જ પેલો ઓછપ-ભાવ બેઠો રહેશે. મને લાગે છે કે, લોકશાળા સૂચવનારી સમિતિના સરસ કામ પર, આ એની ભલામણ અને ઉપર બતાવ્યો તે એનો વિચાર, લગભગ પાણી જ ફેરવે છે એમ કહેવું જોઈએ. શ્રી. વકીલ એમની અલગ નોંધમાં કહે છે તે સાવ સાચું છે કે, તો પછી નવી ઢબનું અલગ માધ્યમિક તંત્ર ઊભું કરવાની કશી જરૂર નથી.

આ બાબત સૌને વિચારવા માટે એક સૂચના ટૂંકમાં અહીં કરું; તેના વિવેચનમાં કે સમર્થનમાં લંબાણ નથી કરતો:—

૧. અંગ્રેજી આજે જે ભણતરના પાંચમા વર્ષથી, એટલે કે મિડલ સ્કૂલથી શરૂ થાય છે તે બંધ કરી આઠમા વર્ષથી, એટલે કે હાઈસ્કૂલના પ્રથમ વર્ષથી શરૂ કરવું. (આ ભલામણ બીજી સરકારી સમિતિએ કરી છે.)

૨. ચાલુ હાઈસ્કૂલોમાં નિયમસર ઉદ્યોગશિક્ષણ દાખલ કરવું. એટલે લોકશાળાની ખાસિયત એટલા પૂરતી નીકળી જશે. પરિણામે એની જરૂર પણ ન રહી.

૩. આઠમા વર્ષથી અંગ્રેજી શરૂ થાય, તે એક વિકલ્પ તરીકે રહે. તેને બદલે રાષ્ટ્રભાષા કે કોઈ પ્રાંતીય ભાષા પણ પસંદ કરી શકાય. એમ કહેવાય કે, આઠમા વર્ષથી એક અર્વાચીન ભાષા (સ્વભાષા ઉપરાંત) દાખલ કરવી. અર્વાચીન ભાષા એટલે આજની રાજભાષા અંગ્રેજી, રાષ્ટ્રભાષા હિંદુસ્તાની, યા એક પ્રાંતીય ભાષા, જેવી કે મરાઠી, ઉર્દૂ, હિંદી, બંગાળી વગેરે.

૪. જેઓ મૅટ્રિક થવા ન માગે તેઓ ૧૦મું વર્ષ પૂરું કરી 'હિંદુસ્તાની શિક્ષક વર્ગ'માં કે અધ્યાપનમંદિરોમાં જઈ શકે. અથવા, ૧૧ વર્ષ ભણતર લઈ મૅટ્રિક થઈને જાય તો તેટલું ભણતર વધે એ ઇષ્ટાપત્તિ જ છે.

આપણો પ્રાથમિક શિક્ષક આજ એક-ભાષી જ રહે છે એ બરોબર નથી. તેને દ્વિ- કે ત્રિ- ભાષી બનાવવો જોઈએ. તેની સ્વભાષાની શક્તિ વધે તે સારુ આવશ્યક સંસ્કૃત તે ભણે. અને તે ઉપરાંત કોઈ પણ અર્વાચીન ભાષામાં ઠીક ઠીક પ્રવેશ પામે, તો એનો આત્મવિશ્વાસ, જ્ઞાનપ્રાપ્તિનાં સાધન, અને જિજ્ઞાસા વધશે. અને એ વસ્તુઓને અભાવે એ આજે સ્વમાન ખોતો જાય છે. એ બાબતમાં સુધારો કરીએ તો તેને આત્મપ્રતિષ્ઠાને માર્ગે વાળી ન શકાય? પ્રાથમિક શાળાના શિક્ષકો આ વિષે શું ધારે છે? શું સૂચવે છે?

૩–૧૦–'૪૮ **મગનભાઈ દેસાઈ**

# આર્થિક વિકાસની યોજનાઓ

ગયા અંકમાં આપણે આર્થિક વિકાસની બિન-સરકારી યોજનાઓમાંથી મહત્ત્વની ત્રણ યોજનાઓ જોઈ. હવે પોતાના હિંદી મજૂર સંઘ તરફથી શ્રી. એમ. એન રૉયે બહાર પાડેલી યોજના જોઈએ.

### શ્રી રૉયની યોજના

૧૯૪૩માં હિંદી સરકારની સૂચનાથી પાસિફિક પરિષદ માટે શ્રી. રૉયે 'મજૂરો અને યુદ્ધોત્તર પુનર્ઘટના' પર એક નિબંધ તૈયાર કર્યો હતો. તેમાં કેવળ ઔદ્યોગિક મજૂરો માટે નહિ, પણ ઉત્પાદક ધંધા કરનાર બધા મજૂરો માટે વિચારણા કરવામાં આવી હતી. પાછળથી તે જ સાલની આખરે તેમના મજૂરસંઘની વાર્ષિક સભામાં તે કામ માટે જુદી સમિતિ નીમવામાં આવી. ત્યારે તેણે શ્રી. રૉયની યોજનાને આધાર તરીકે રાખીને જે યોજના ઘડી, તે શ્રી. રૉયની યોજના તરીકે ઓળખાય છે.

શ્રી. રૉય જાણીતા સામ્યવાદી છે. તેમણે પોતાની યોજના રશિયાની યોજના પોતાની નજર સમક્ષ રાખીને ઘડી છે. અલબત તેમણે કટ્ટર સામ્યવાદી દૃષ્ટિએ વિચાર કરવાને બદલે હિંદની પરિસ્થિતિને અનુકૂળ થવાનો પ્રયત્ન કર્યો છે. પણ તેમનો ઝોક રશિયન અખતરા તરફ છે એ સ્પષ્ટ છે. તેઓ માને છે કે જીવનનું ધોરણ સતત વધવું જોઈએ. એટલે કે, 'ઉચ્ચ વિચાર અને સાદું જીવન' એ તેમનો આદર્શ નથી, પણ 'ખૂબ પેદા કરવું અને ખૂબ ખરચવું' એ તેમનો આદર્શ છે. જરૂરિયાતોને મર્યાદામાં રાખવી જોઈએ એમ તેઓ માનતા નથી. જરૂરિયાતો વધારતા જવું અને તેને પૂરી પાડવા માટે યંત્રોનો ઉપયોગ કરીને ખૂબ પેદા કરવું અને તેની બરાબર વહેંચણી થાય તેમ કરવું, એ તેમની દૃષ્ટિ છે. માલ વધી પડે તો કામના કલાક ઓછા કરવા અને લોકોને વધારે નવરાશ મળે તેમ કરવું, એવો તેમનો ખ્યાલ છે. હાલની પરિસ્થિતિમાં તેમની કલ્પના એવી છે કે, દરેકને રોજના છ કલાક પ્રમાણે અઠવાડિયામાં છ દિવસ કામ કરવાનું હોય અને વરસે એક માસ ચડતે પગારે રજા મળે.

તેમની યોજના દસ વરસની છે. તે દરમિયાન માથા દીઠ આવક ચાર ગણી (ખેતીમાં ૪ ગણી, ઉદ્યોગોમાં ૨ ગણી) વધે એવી ધારણા છે. (વાર્ષિક રૂ. ૩૩ના ૧૨૮ થાય.) યોજનાનું ખર્ચ (મૂડીરોકાણ અને નિભાવ-ખર્ચ) રૂ. ૧૫૦૦૦ કરોડ થાય. આ રકમ અગાઉની કોઈ પણ યોજના કરતાં મોટી છે. પણ તેમાં કલ્પના એવી છે કે, જમીનદારો પાસેથી બધી જમીન એકર દીઠ રૂ. ૩૫ આપીને સરકાર ખરીદી લે, અને ખેડૂતોનું બધું દેવું ચાર આની લેખે સરકાર ચૂકવી દે. આ લેણદારો અને જમીનદારોને, તેમને ચૂકવવાની રકમની લોન આપવામાં આવે. તેનું ૪૦ વરસ સુધી ૩ ટકા લેખે તેમને વ્યાજ મળે. ત્યાર પછી કંઈ મળે નહિ. નવા ઉદ્યોગો બધા સરકાર

ચલાવે અને જૂના ઉદ્યોગોવાળાને પોતાની મૂડી ઉપર ૩ ટકા વ્યાજ મળે. આમ જમીન અને ઉદ્યોગો સમગ્રીગ રાષ્ટ્રીય થઈ જાય અને તેમાં મોટા પાયા પર યંત્રો દ્વારા કામ કરીને ઉત્પાદન વધારવામાં આવે, તો 'પરિણામે લોકોનું જીવનધોરણ ઊંચું આવે; એટલું જ નહિ પણ, એ ખેતી અને ઉદ્યોગોની પેદાશમાંથી યોજનાનું મોટા ભાગનું ખર્ચ નીકળી રહે. તેમની ગણતરી મુજબ યોજનાનાં પહેલાં ૩ વરસમાં રૂ. ૧૬૦૦ કરોડ જોઈએ. તે સિવાયના બાકીના રૂ. ૧૩૪૦૦ કરોડમાંથી રૂ. ૧૦૬૦૦ કરોડ ખેતીની પેદાશમાંથી અને રૂ. ૨૮૦૦ કરોડ ઉદ્યોગોની પેદાશમાંથી પુનર્ઘટના માટે વાપરવાની ધારણા છે. આ રીતે ત્રણ વરસ પછી તે યોજનાનું ખર્ચ લોકોની વધેલી પેદાશમાંથી જ મેળવી લેવાની કલ્પના છે.

જમીનદારો અને મૂડીદારોને કંઈ આપ્યા વગર તેમની મિલકત પડાવી લેવાની તેમની યોજના નથી. અને શરૂઆતમાં મોટાં યંત્રો અને ઓજારો પેદા કરવાને બદલે, ખાવાપીવાની અને વાપરવાની વસ્તુઓ વધારે પેદા કરવી એવી યોજના છે. એ રીતે તે યોજના રશિયન અખતરાથી જુદી પડે છે. બીજી રીતે જોતાં, ગ્રામોદ્યોગના વિકાસ પર મદાર બાંધ્યો નહિ, મોટા પાયા પર યાન્ત્રિક ઉદ્યોગો રાષ્ટ્રે જ ચલાવવા અને યંત્રોની મદદથી ખેતી પણ મોટા પાયા પર કરવી, એ બાબતમાં તે રશિયન યોજનાને મળતી છે.

તે યોજનાની મહત્ત્વની વિગતો નીચે પ્રમાણે છેઃ–

૧. સરકારનો સંબંધ જમીનદાર કે પટવારી સાથે ન રહે પણ સીધો ખેડૂત સાથે જ રહે. તે માટે બિન-ખેડૂતોના હાથમાંથી બધી જમીન સરકારે વળતર ઠરાવીને (રૂ. ૧૯૩૫ કરોડ આપીને) લઈ લેવી. અને ખેડૂતોનું બધું દેવું ચૂકવી દેવું રૂ. ૧૦૦૦ કરોડના દેવાની રૂ. ૨૫૦ કરોડમાં પતાવટ કરવી.

૨. ખેડી શકાય તેવી જમીનમાંથી દસ કરોડ એકર જમીન રૂ. ૬૦૦ કરોડના ખર્ચે ખેતી લાયક બનાવવી. તેમાં મોટા પાયા પર યંત્રોથી ખેતી કરવી. તે જ પ્રમાણે રૂ. ૫૦૦ કરોડના ખર્ચે ૨૫૦૦૦ નમૂનેદાર ખેતરોમાં ખેતી કરવી અને ખેડૂતોને તે પ્રમાણે સહકારી ધોરણે ખેતી કરવા ઉત્તેજન આપવું.

૩. રૂ. ૬૦૦ કરોડના ખરચે હાલ છે તેથી ચાર ગણી નવી નહેરો બાંધવી અને પીતની સગવડ વધારવી.

૪. ૫૪૦૦૦ ચો. મા. જંગલોનો બરાબર ઉપયોગ થઈ શકતો નથી. તેને સુધારવા રૂ. ૩૦૦ કરોડ ખરચવા.

૫. બધા નવા ઉદ્યોગો રાષ્ટ્રની માલકી અને વ્યવસ્થા હેઠળ ચાલે. વાહનવ્યવહારનાં સાધનો અને વેપાર પણ રાષ્ટ્ર હસ્તક રહે. વાપર-માલના ઉદ્યોગોમાં રૂ. ૩૦૦૦ કરોડ અને પાયારૂપ ઉદ્યોગોમાં રૂ. ૨૬૦૦ કરોડ રોકવા.

૬. નવી ૭૦ ટકા (૨૪૦૦૦ માઈલ) રેલવે વધારવી. ૪।। લાખ માઈલ નવા પાકા રસ્તા બાંધવા (જૂના પાકા રસ્તા ૬૦૦૦૦ માઈલ છે.) જૂના કાચા રસ્તાને (૨,૨૦,૦૦૦ માઈલ) પાકા કરવા. ૬ લાખ ટન વજનનાં નવાં વહાણો બાંધવાં. (જૂનાં ૨,૭૦,૦૦૦ ટન છે.) નવાં બંદરો વધારવાં. જલવ્યવહારની સગવડો, અને તાર, ટપાલ તથા ટેલિફોનની સગવડો વધારવી. આ બધાં કામ માટે રૂ. ૧૫૦૦ કરોડ ખર્ચ થશે.

૭. હજારની વસ્તીવાળા દરેક ગામમાં દસ ખાટલાવાળા દવાખાનાની સગવડ કરવી. શહેરોમાં દસ હજારની વસ્તીએ ૮૦ ખાટલાવાળું દવાખાનું કરવું. તે ઉપરાંત ૧૫૦ મોટાં દવાખાનાં અને ખાસ રોગો માટે ૫૪૦૦ દવાખાનાં ચલાવવાં. તેનું ખર્ચ રૂ. ૪૬૦ કરોડ થશે.

૮. લોકોને પૂરતું સ્વચ્છ પાણી પૂરું પાડવા માટે રૂ. ૩૦૦ કરોડ ખરચવા, અને નવાં ઘરો બાંધી આપવા માટે રૂ. ૩૧૫૦ કરોડ ખરચવા.

૯. હજારની વસ્તીવાળા દરેક ગામમાં પ્રાથમિક શાળા હોય. અને દરેક ચાર પ્રા. શાળાએ એક માધ્યમિક શાળા હોય. અને દરેક ચાર માધ્ય. શાળાએ એક હાઈસ્કૂલ હોય. તે ઉપરાંત જુદા જુદા ઉદ્યોગધંધા માટે શાળાઓ હોય અને ઉચ્ચ શિક્ષણની વ્યવસ્થા હોય. આ કામને અંગે રૂ. ૮૨૫ કરોડ ખરચ થશે.

૧૦. ગામડાં અને શહેરોમાં રૂ. ૨૨૫ કરોડના ખરચે સાંસ્કૃતિક કેન્દ્રો સ્થાપવાં. તે પ્રૌઢશિક્ષણનું કામ કરે અને લોકોને માટે આનંદપ્રમોદ, રમતગમત તથા જ્ઞાન-વિસ્તારના કાર્યક્રમો યોજે.

૧૧. દરેક માણસને રોજનો ૨૬૦૦ કેલરી ખોરાક, ૧૦૦ ચો. ફૂ. રહેવાની જગ્યા અને વરસે ૫૦ ચો. વા. કાપડ મળવાં જોઈએ.

૧૨. શરૂઆતનાં ત્રણ વરસોમાં રૂ. ૧૬૦૦ કરોડ ખરચ થશે એવો અંદાજ છે. તેમાંથી રૂ. ૪૫૦ કરોડ સ્ટર્લિંગ જામીનગીરીઓમાંથી, રૂ. ૮૧૦ નવા વેરામાંથી અને બાકીના જમીન અને ઉદ્યોગોની આવકમાંથી મેળવવાની ધારણા છે. આમ ત્રણ વરસમાં ગાડું ચીલે ચડ્યા પછી, બાકીનું ખર્ચ તો, અગાઉ જણાવ્યા પ્રમાણે પ્રજાને ખેતી અને ઉદ્યોગોમાં નવી આવક થશે તેમાંથી લેવાની કલ્પના છે.

આખી યોજનાનો મહત્ત્વનો ભાગ ખેતીની વધેલી પેદાશમાંથી આશરે રૂ. ૧૦૦૦૦ કરોડ (સમસ્ત દેશની આજની વાર્ષિક પેદાશથી ૪ ગણી) જેટલી જંગી રકમ કઢાવવાનો છે. તે કામ લોકોને રંજાડ્યા વગર કેમ થાય એ મોટો પ્રશ્ન છે. યંત્રીકરણ અને કેન્દ્રીકરણ કેટલે અંશે પ્રજાને લાભકારી થશે એ પણ ચર્ચાસ્પદ મુદ્દાઓ છે. બધા લોકોને એ રીતે કામધંધામાં ગોઠવી શકાશે અને વધની પ્રજાનો પણ એમાં સમાવેશ થશે તથા ખેતી પરનો બોજો ઓછો કરી શકાશે, એ બાબત યોજનામાં જેટલી સહેલી

માનવામાં આવી છે તેટલી સહેલી નથી. એક તરફ કરોડોની સંખ્યા છે, ત્યારે બીજી તરફ યાંત્રિક ઉદ્યોગો થોડા લાખને જ કામ આપી શકે છે. આ બે બાબતોની વિગતોમાં ઊતરીને યોજનામાં મેળ બેસાડવાની જરૂર છે.

### હિંદી સરકારની યોજનાઓ

ઉપર પ્રમાણે હિંદી સરકારે પણ યુદ્ધોત્તર આર્થિક સુધારણા માટે યોજનાઓ કરવા માંડી છે. તેને માટે જુદી જુદી કમિટીઓ મારફત વિચાર થાય છે. હમણાં તેનું એક અલગ ખાતું બનાવીને તેના વડા તરીકે સર અરદેશર દલાલને નીમ્યા છે. સર અરદેશર, ઉપર વર્ણવેલી ઉદ્યોગપતિઓની યોજનાના એક પ્રયોજક છે. એટલે કેટલાક માને છે કે, તેમની યોજનાને સરકાર સ્વીકારી લેશે. પણ બ્રિટિશ સરકારનાં પોલાદી ચોકઠાં એમ પોલાં નથી હોતાં કે ગજ વાગી શકે. તે તો તેની બ્રિટિશ-તરફી રીતે કામ કરે છે અને કરશે. વળી સરકારી કમિટીઓ તો છૂટક છૂટક પ્રશ્નો લઈને અલગ અલગ યોજનાઓ કરે છે. તેમાં કંઈ એકમેળ જણાતો નથી. વિશેષમાં તેમને વિલાયતના ગુરુદેવોના આદેશ મુજબ કામ કરવાનું રહ્યું. એટલે એવી યોજનાઓથી નવાં નવાં ખાતાં ઊભાં કરીને, પરદેશી નિષ્ણાતો અને સાધનોને હિંદમાં ઘુસાડવામાં આવે અને વધારાપડતું ખર્ચ થાય, તે સિવાય બીજું પરિણામ ભાગ્યે જ આવે.

અત્યાર સુધીમાં સરકારે કેટલીક યોજનાઓ બહાર પાડી છે તેમાં મહત્ત્વની નીચે મુજબ છે:

| | ખર્ચ | | | |
|---|---|---|---|---|
| રેલવેનો વિસ્તાર (દર વરસે ૫૦૦ મા. નવી રેલવે) | રૂ. | ૩૧૯ | કરોડ | ૭ વરસમાં |
| ખેતીની સુધારણા | રૂ | ૧૦૦૦ | „ | ૧૫ „ |
| કેળવણીનો પ્રચાર | રૂ. | ૨૭૭ | „ | ૪૦ વરસને અંતે |
| રસ્તાઓનો વિસ્તાર અને સુધારણા | રૂ. | ૪૦૦ | „ | — |

ખેતીની યોજના પંદર વરસની છે અને તે મુદત દરમિયાન ખેતીમાંથી થતી આવક બમણી કરવાની ધારણા છે. કેળવણીની યોજના ૪૦ વરસમાં પૂરી કરવાની કલ્પના છે. આ યોજનાઓ સ્વતંત્ર રીતે એકંદરે ઠીક છે. પણ તેનો આખા દેશની સળંગ યોજનાના અંગ તરીકે વિચાર ન થાય ત્યાં સુધી તે ઉપયોગી થવાની નથી. રસ્તાઓ કે રેલવેનો અમુક સંજોગોમાં વિસ્તાર કરવા જેવો હોય, પણ હાલની પરિસ્થિતિમાં પહેલું શું કરવા જેવું છે એનો વિચાર કરીને, અરસપરસ બાબતોની યોગ્યાયોગ્યતાનો હિંદુસ્તાનની સામાન્ય પ્રજાના હિતની દૃષ્ટિએ ખ્યાલ કરીને, આખી સળંગ યોજના ઘડાવી જોઈએ. આવું કશું જ જોવા મળતું નથી, ત્યાં સુધી આ બધાં ખાલી કાગળિયાંના ઘોડાનાં ગનગનામણાંમાં જ ખપે.

### મુંબઈ સરકારની યોજના

મુંબઈ સરકારે પણ મુંબઈ ઇલાકાની સુધારણા માટે પોતાના તરફથી એક યોજના બહાર પાડી છે. તેમાં મોટા પાયા પરના ઉદ્યોગોની ખિલવણીનો કંઈ વિચાર કરવામાં નથી આવ્યો. તે બાદ કરતાં પીતની જમીન વધારવી, ખેતીમાં સુધારા કરવા, કેળવણી વધારવી, દવાખાનાંની સગવડ વધારવી, રસ્તા અને કૂવાઓ વધારવા વગેરે બાબતોનો તેમાં વિચાર કરવામાં આવ્યો છે. તે કામ પાછળ પહેલાં પાંચ વરસમાં ૬૦ કરોડ રૂ. ખરચવાનો અંદાજ કરેલો છે. અને તે માટે જરૂરી નાણાં ભેગાં કરવાની શરૂઆત પણ કરી દીધી છે. જુદાં જુદાં કામો માટે નિષ્ણાતો અને નિરીક્ષકોની જરૂર પડે તે માટે હમણાંથી જ તાલીમ પામેલા માણસો વધારવાની યોજના કરી છે. આ કામોમાં લડાઈમાંથી પાછા ફરેલા સિપાઈઓને રોકવામાં આવે અને તેમને ઉદ્યોગધંધા મળે એ દૃષ્ટિએ તે યોજનામાં ખાસ વિચાર કરેલો છે. જે ગામે લડાઈ માટે ૫૦ કરતાં વધુ સૈનિકો આપ્યા હોય ત્યાં વ્યાયામશાળા, પુસ્તકાલય, વાચનાલય, જાહેર ક્લબ વગેરેની સગવડ કરવાનો તે યોજનામાં વિચાર કરેલો છે. ખરી રીતે તે યોજનાનો મુખ્ય ઉદ્દેશ જ સૈનિકોને ઠેકાણે પાડવાનો છે. યોજનાના અમલ માટે સ્થળોની પસંદગી પણ એ દૃષ્ટિએ જ થશે. તેમ કરતાં આડકતરી રીતે સામાન્ય પ્રજાને જે લાભ થાય તે ખરો.

### રાષ્ટ્રીય સરકારની આવશ્યકતા

ઉપરની યોજનાની સફળતા માટે આ દેશમાં રાષ્ટ્રીય સરકાર સ્થાપવાની જરૂર પરદેશી સરકારને લાગે નહિ અને તેની સુધારણાની દૃષ્ટિ જુદી હોય એ સ્વાભાવિક છે. પણ તે સિવાયની યોજના કરનાર દરેકને પોતાની યોજનાની સફળતા માટે હિંદમાં રાષ્ટ્રીય સરકારની સ્થાપનાની અનિવાર્ય જરૂર લાગી છે. રાષ્ટ્રીય સરકાર હોય તો જ કોઈ પણ યોજના સફળ થઈ શકે એમ દરેકે સ્પષ્ટ અને ચોક્કસ અભિપ્રાય આપ્યો છે.

### ભાવિ યોજનાના મુદ્દા

આમ રાષ્ટ્રીય સરકારની અનિવાર્ય આવશ્યકતા સ્વીકાર્યા પછી ઉપરની બધી યોજનાઓનું તાત્કાલિક મહત્ત્વ ઓછું થાય છે, અને તેની વિગતોની ચર્ચા કરવાનો અર્થ રહેતો નથી. આજે કરેલી યોજના પાંચ વરસ પછી જુદી રીતે જ ઘડવી પડે. એટલે આજની પરિસ્થિતિમાં યોજનાના મુદ્દાઓની ચર્ચા અને હાલ શું કરવું એ જ વધારે મહત્ત્વનું છે. આ દૃષ્ટિએ, અત્યાર સુધીમાં કરેલી ચર્ચા ઉપરથી, ભવિષ્યની આર્થિક યોજના માટે, નીચે પ્રમાણે મહત્ત્વના મુદ્દા ધ્યાનમાં રાખવા જેવા છે:

૧. આર્થિક વિકાસની વ્યવસ્થિત યોજના માટે હિંદ અખંડ રહેવું જોઈએ.

૨. યોજનાથી થોડાં સુખી માણસોના હાથમાં સંપત્તિ વધવાને બદલે, જેમની આર્થિક સ્થિતિ ખરાબ હોય તેમને સૌથી પહેલો અને વધુ લાભ થવો જોઈએ. આ દૃષ્ટિએ ખેડૂતો અને નાના કારીગરોની સ્થિતિ સુધારવા પર પહેલું

ધ્યાન આપવું જોઈએ, એટલે કે ગ્રામ- અને ગૃહ-ઉદ્યોગોનો વિકાસ કરવો જોઈએ.

૩. જે માલનું ઉત્પન્ન ગૃહઉદ્યોગોથી ફાવે એવું ને ઇષ્ટ હોય તેને યંત્રોદ્યોગ દ્વારા મોટા પાયા પર પેદા કરવાનો પ્રયત્ન ન કરવો જોઈએ.

૪. ચાલુ કારીગરોની રોજી ન ઘટે અને ગૃહોદ્યોગોને કોઈ રીતે ધક્કો ન પહોંચે તે પ્રમાણે જ ઔદ્યોગિક વિકાસ થવો જોઈએ.

૫. ગૃહોદ્યોગો માટે પૂરતો કાચો માલ મળી રહે અને તેમાં પેદા થયેલો માલ વેચાય તે માટે વ્યવસ્થિત યોજના થવી જોઈએ.

૬. ખેતી અને ગ્રામોદ્યોગોના વિકાસ માટે, વિવિધ પ્રકારની સહકાર પ્રવૃત્તિનો પ્રજાકીય દૃષ્ટિએ વિકાસ કરવો જોઈએ.

૭. યંત્ર ઉત્પાદન, રસાયણોનું ઉત્પાદન, ખાણો અને રેલવે જેવા પાયારૂપ ધંધાઓ, જે નાના પાયા પર ચાલી શકે તેવા ન હોય, તે રાષ્ટ્રે ચલાવવા જોઈએ અગર રાષ્ટ્રનો તે પર સંપૂર્ણ અંકુશ હોવો જોઈએ.

૮. ઢોર ઉછેર અને તેને લગતા ધંધાઓ ખીલવવા પર ખાસ ધ્યાન આપવું જોઈએ.

૯. જંગલોનો વહીવટ અને તેની ખિલવણી ખેતી, ઢોરઉછેર અને નાના ઉદ્યોગોને પોષક થાય એ રીતે કરવાં જોઈએ.

૧૦. મોજશોખની વસ્તુઓ પેદા કરતાં પહેલાં સામાન્ય વપરાશની વસ્તુઓ પહેલી પેદા કરવી જોઈએ. અને દરેક જણને પૂરતું ખાવાપીવાનું, પહેરવાનું અને રહેવાનું મળવું જોઈએ.

૧૧. ભણવા લાયક દરેક બાળકને પાયાની કેળવણી મળવી જોઈએ અને તેને પરિણામે તેનો સર્વાંગી વિકાસ થવો જોઈએ.

૧૨. ગામડાંના રસ્તા સુધારવા જોઈએ, પાણીની સગવડો વધારવી જોઈએ અને સ્વચ્છતા તથા સ્વાસ્થ્યરક્ષા માટે પૂરતી સગવડો હોવી જોઈએ.

૧૩. યોજનાને પરિણામે દેશમાં કેવળ ધન વધે એટલું બસ નથી. તે ધન યોગ્ય રીતે વહેંચાવું જોઈએ.

૧૪. ઔદ્યોગિક વિકાસને લીધે કારીગરોની શારીરિક અને માનસિક શક્તિનો હ્રાસ ન થવો જોઈએ. પણ તેમનું વ્યક્તિત્વ અને સ્વતંત્રતાની ભાવના વધવાં જોઈએ અને તેમની નૈતિક ઉન્નતિ થવી જોઈએ.

૧૫. એકંદરે પ્રજામાં વેરઝેર કે કલહ વધવાં ન જોઈએ; પણ પરસ્પર ભાઈચારો અને સુખશાંતિ વધવાં જોઈએ.

કોઈ પણ યોજનાની વિચારણા માટે આ કેટલાક સામાન્ય સિદ્ધાન્તો છે. તે આધારે હિંદ માટે યોજના થવી જોઈએ; અને તે કસોટીથી કોઈ પણ યોજના તપાસવી જોઈએ. ઉપરની યોજનાઓની વિગતો આજની ઘડીએ તાત્કાલિક મહત્ત્વની નથી; એટલે તેની ચર્ચા અહીં છોડી દીધી છે. પણ સમજુ વાચક, ઉપરના સિદ્ધાન્તોની દૃષ્ટિએ તેમની સહેજે પરીક્ષા કરી શકશે. શ્રી. અગ્રવાલની યોજના ઉપરના સિદ્ધાન્તોને વધારે અનુરૂપ છે એમ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. પણ હાલ તો એ યોજના પણ કાગળ ઉપર વિચાર કરવા પૂરતી છે.

**હાલ શું ?**

ત્યારે હાલ તરત શું, એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઊઠે છે. સ્વરાજ્યસિદ્ધિ વિના કોઈ પણ પ્રજાકીય યોજના થઈ શકે તેમ નથી, અને હાલની સરકારની દરેક યોજના સાચા પ્રજાહિતમાં ભાગ્યે હશે, એ નિઃશંક વાત છે. એટલે સ્વરાજ્યનો માર્ગ મોકળો કરવો એ દરેક હિંદીનું પ્રથમ કાર્ય છે. તેમ કરવા માટે, દરેકે સમજવું જોઈએ કે, હાલના સંજોગોમાં, પ્રજાની આર્થિક તાકાત વધે અને પ્રજામાં સંઘશક્તિ અને બળ વધે તે સારુ પૂ. ગાંધીજીએ સૂચવેલા રચનાત્મક કાર્યક્રમનો દેશવ્યાપી પ્રચાર કરવો એ જ આજે આર્થિક જ નહિ, સર્વવિધ સુધારણા અને સ્વરાજ્યસિદ્ધિનો ધોરી માર્ગ છે.

રચનાત્મક કાર્યક્રમમાં, ખાદી અને ગ્રામોદ્યોગના પ્રચારથી ગામલોકની આર્થિક સ્થિતિ સુધારવા ઉપરાંત, તેમાં આર્થિક સમાનતા ફેલાવવાની ભાવના રહેલી છે; સ્ત્રીઓ અને મજૂરોની ઉન્નતિ, તથા હરિજનો અને પછાત વર્ગની ઉન્નતિ દ્વારા પછાત વર્ગને અપનાવી એકપ્રજાભાવ વધારવાનો ખ્યાલ રહેલો છે; તેમાં સ્વભાષા અને રાષ્ટ્રભાષાનો પ્રચાર, પાયાની કેળવણી અને પ્રૌઢશિક્ષણ દ્વારા પ્રજામાં કેળવણીનો પ્રચાર કરવાનો છે; પ્રજાને આરોગ્ય અને શૌચની કેળવણી આપવાની છે અને ગામડાં સાફ રાખવાનાં છે; વિદ્યાર્થીઓ, કિસાનો અને મજૂરોનું સંગઠન અને કોમી ઐક્ય દ્વારા રાષ્ટ્રીય ભાવના જાગૃત કરવાની છે; અને દારૂબંધી દ્વારા ભારે સામાજિક અનિષ્ટ દૂર કરવાનું છે.

આ રીતે, તેમાં કેવળ આર્થિક નહિ, પણ સર્વાંગી સુધારણાની દૃષ્ટિ રહેલી છે. તે માર્ગ વિશાળ છે; વ્યવહારુ છે. તે માર્ગે આપણે બરાબર પ્રયાણ કર્યું હશે તો ભવિષ્યમાં આમજનતા માટે આર્થિક અને સામાજિક વિકાસની યોજના વધારે સારી રીતે થઈ શકશે અને જનતાનો તેમાં પૂરો સાથ મળશે. સ્વરાજ્યમાં પણ જનતાનો સમજપૂર્વકનો સાથ ન હોય તો કોઈ યોજનાનો સફળતાથી અમલ થઈ શકશે નહિ. માટે હિંદની કરોડોની જનતામાં ચેતન અને સમજ લાવવાં તથા લોકોને કંઈક પગભર કરવા એ અનિવાર્ય છે. તે કામ અત્યારે રચનાત્મક કામથી જ થઈ શકે તેમ છે. તેમ કરતાં, આર્થિક સુધારો પણ અવશ્ય થશે જ અને ભવિષ્યની રચનાનાં મૂળ નંખાશે. બીજી કાલ્પનિક યોજનાઓથી, તેના રસિયાઓને ચર્ચા કરવાની તક મળશે; પરંતુ પ્રજા ભાગ્યે જ એક ડગલું પણ આગળ વધશે ત્યારે રચનાત્મક કામથી, તો પ્રજા કંઈ ને કાંઈ આગળ વધશે જ.

વિઠ્ઠલદાસ કોઠારી

# ભૂતકાળના પ્રયોગોની નિષ્ફળતા

કેળવણીના ક્ષેત્રમાં આટલા બધા સુધારકો તથા વિચારકો થઈ જવા છતાં, શિક્ષણની બાબતમાં આ આવશ્યક સુધારો* શાથી સ્વીકારાયો નહિ તથા અમલમાં મુકાયો નહિ, તેનાં કારણો હવે આપણે વિચારીએ. કેળવણીની આ નવી, અને છતાં જૂનામાં જૂની, તથા સૌથી સ્વાભાવિક પ્રદ્ધતિ આખા યુરોપને ખરેખર સર કરી બેઠી હોત. પરંતુ એટલામાં જ યંત્રયુગની જે ક્રાંતિ આવી પડી, તેણે ગ્રામોદ્યોગ અને હાથકારીગરીનો નાશ કરી, જીવન અને સંસ્કારના મધ્યબિંદુને નાના ઉદ્યોગો અને ખેતીપ્રધાન સંસ્કૃતિવાળા ગામડામાંથી ખસેડી, મોટા ઔદ્યોગિક શહેરમાં મૂકી દીધું. કુશળ કારીગર તથા શિલ્પીની હવે જરૂર ન રહી; હવે તો મિલો અને કારખાનાંમાં, કાંઈ પણ કુશળતા વિનાની માત્ર યાંત્રિક મજૂરી-મજૂરીની જ જરૂર રહી. એવી લોહી નિચોવનારી કાળી મજૂરીની આસપાસ કેળવણીનું તંત્ર ગોઠવવાની હવે શક્યતા જ ન રહી. પરિણામે એવો પ્રયત્ન જ ન કરવામાં આવ્યો.

હાથકારીગરીના જમાનામાં તો કુટુંબમાં ચાલતા ઉદ્યોગમાં બાળક સ્વાભાવિક હિસ્સો લેતું અને તે મારફત ઘણો બૌદ્ધિક વિકાસ સાધતું. પરંતુ કારખાનામાં કામ કરવાની પદ્ધતિએ અને શહેરના જીવને તો સ્ત્રીપુરુષો જે કુદરતી પરિસ્થિતિમાં વસતાં અને પોતાની કેળવણી તથા સામાન્ય ડહાપણનું ભંડોળ પ્રાપ્ત કરતાં, તેનાથી વધુ ને વધુ અળગાં કરી મૂક્યાં.

આમ, યાંત્રિક યુગની કેળવણીના ક્ષેત્રમાં તો ઊલટ-ગામી જ અસર થઈ. તેણે તવંગર શહેરવાસીઓની બૌદ્ધિક શિક્ષણ માટેની કૃત્રિમ સગવડો હદ બહાર વધારી દીધી, અને બીજી બાજુ ગામડાંની વસ્તી તથા શહેરની ગોઝારી ચાલીઓમાં રહેતી અને કારખાનાંમાં મજૂરી કરતી ધાડાબંધ વસ્તી માટેની સગવડો ઘણી ઓછી કરી નાખી. પરિણામ એ આવ્યું કે, શહેરમાં રહેતા ઉપલી કોટીના અને તવંગર વર્ગો તથા બાકીની બધી શહેર કે ગામડાંની વસ્તી વચ્ચે માત્ર ધનની બાબતમાં જ નહીં, પણ કેળવણી, સંસ્કાર, અને બુદ્ધિના ચેતનપણાની બાબતમાં, ન જોડી શકાય એવું પહોળું અંતર પડી ગયું. યંત્રયુગ પહેલાં કેળવણી અને સંસ્કારિતાની બાબતમાં ધનિક લોકોના ઇજારા જેવું ન હતું; ઊલટું વિદ્યા-કળાની બાબતમાં મંદિરોના ધર્મગુરુઓ અને મધ્યમ વર્ગ જ વિદ્યા-વ્યાસંગી વર્ગ ગણાતો. આ વર્ગોનાં મૂળ ધરતીમાં બરાબર જડાયેલાં હોતાં, અને આમજનતા સાથે તેમનો નિકટ અને ચાલુ સંબંધ રહેતો. આ રીતે પ્રાચીન અને મધ્ય યુગોમાં શિક્ષણ છેક આમજનતા સુધી પ્રસરેલું રહેતું. પરંતુ શહેરોના ધનિક વર્ગ પૂરતી જ મર્યાદિત રહેતી નવી કેળવણીએ ઉચ્ચ વર્ગો અને જનતા વચ્ચેનો આ સંપર્ક તોડી નાખ્યો. નીચલા વર્ગોની ગરીબાઈમાં હવે અજ્ઞાન તથા નૈતિક-તેમ જ ભૌતિક ગંદકીનો ઉમેરો થયો; અને પરિણામે શહેરમાં અને ગામડાંમાં વસતો આમવર્ગ, અને તેના અનેકવિધ પ્રશ્નો ઊભા થયા, કે જે આજે દેશોની આંતરિક તેમ જ આંતરરાષ્ટ્રીય શાંતિને પણ ભયરૂપ બન્યા છે.

જ્યારે હાથકારીગરી અને હુન્નરઉદ્યોગની પડતી થઈ, અને તેમના વડે થતા ઉત્પાદનની કાંઈ આર્થિક કિંમત ન રહી, ત્યારે તેવા ઉદ્યોગોને કેળવણીની યોજનામાં દાખલ કરવા, એ એક કૃત્રિમ તથા અસ્વાભાવિક વાત જ બને. એ ઉદ્યોગને કોઈ રસ તથા ઉત્સાહથી શીખે પણ નહીં કે શીખવે પણ નહીં. પરિણામે, ઉદ્યોગોની આસ-પાસ કેળવણી ગૂંથવાનો સુધારકોએ પ્રતિપાદિત કરેલો સિદ્ધાંત અમલમાં ન આવી શક્યો.

કેળવણીમાં આ આવશ્યક સુધારો અમલમાં ન આવી શક્યાનું એ તો મુખ્ય કારણ કહેવાય. પરંતુ બીજું પણ એક પ્રબળ પણ ગૌણ કારણ તે અરસામાં અસ્તિત્વમાં આવ્યું હતું. જેમ જેમ રાજકારણમાં લોકશાહીનો સિદ્ધાંત પ્રચારમાં આવતો ગયો, તેમ તેમ રાજકારણી-ઓનો એક નવો વર્ગ નવા સમાજમાં પોતાનું મુખ્ય સ્થાન જમાવવા લાગ્યો. રાજકારણ હવે અમીર-ઉમરાવ વર્ગનો ઇજારો ન રહ્યો. મધ્યમવર્ગના લોકો હવે રાષ્ટ્રના જાહેરજીવનમાં વધુ ને વધુ આગળ આવવા લાગ્યા તથા ભાગ લેવા લાગ્યા. એ નવા રાજકારણીઓની સત્તા તેમના ઉચ્ચ કુળ કે સામાજિક મોભાને હવે આભારી ન રહી; પરંતુ જનતાનાં વિશાળ મતદારમંડળોને આભારી બની હતી. એટલે પોતાની સ્થિતિ જાળવી રાખવા, તેમને પોતાનાં મતદારમંડળોને પંપાળવાં પડતાં. એ વસ્તુ સફળ રીતે પાર પાડવા, આ નવા રાજકારણીઓને શબ્દો અને સૂત્રો વાપરવાની તથા ભાષાનો ચાલાકીભર્યો ઉપયોગ કરવાની તાલીમ મેળવવાની જરૂર ઊભી થઈ.

તેઓએ લોકમાનસનો ઉપયોગ કરી પોતાનું કામ પાર પાડવું રહ્યું. હેત્વાભાસને તર્કશુદ્ધ દલીલ તરીકે બતાવવા, અને ન્યાયશુદ્ધ બાબતને બુદ્ધિહીન બતાવવી; છટાદાર સૂત્રો અને અમુક પોકારોનો ઉપયોગ કરી લોકમાનસને પોતા તરફ ખેંચવું; ચૂંટણી વખતે આપેલાં વચન પોતે પૂરેપૂરાં પાળ્યાં એવો દેખાવ કરવો,—એ બધામાં તેઓએ ચાલાકીભરી દલીલો અને છટાદાર સૂત્રોનો જ ઉપયોગ

* કેળવણીને કોઈ હાથ-ઉદ્યોગની આસપાસ ગૂંથી, જ્ઞાન અને ક્રિયાને એકસાથે ખીલવવાનો પ્રયત્ન કરવરૂપી સુધારો. આ૦ કૃપાલાનીની કૃત 'ગાંધીજીનું તાજેતરનું ધ્યેય' પુસ્તકની અગાઉના અંકથી બાકી રહેલી ચર્ચા હવે આગળ ચાલે છે.

કરતો રહ્યો. ઘણુંખરું ચૂંટણી વખતે અપાતાં વચનો પાળી શકાય તેવાં હોતાં જ નથી. કારણ કે એ બધાં એવા સામાન્ય તથા પોકળ સિદ્ધાંતોને લગતાં હોય છે કે, તેમને વાસ્તવિકતા સાથે નહીં જેવો સંબંધ હોય છે.

પરિણામે તેણે શબ્દો, સૂત્રો અને પ્રચાર. દ્વારા એમ જ બતાવતું રહ્યું કે, પોતે જેનો પ્રયત્ન પણ શરૂ નથી કર્યો, તે વસ્તુ ક્યારની સિદ્ધ કરી દીધી છે! વળી તેણે આમજનતાને આકર્ષવા ખાતર તેની આગળ પોતાને કેળવાયેલો, સુધરેલો, અને જ્ઞાનની બધી શક્ય શાખાઓમાં પૂરેપૂરો પારંગત દર્શાવ્યો રહ્યો. એ વસ્તુ ત્યારે જ શક્ય બને કે જ્યારે તેની કેળવણી માત્ર બૌદ્ધિક તેમ જ સામાન્ય સિદ્ધાંતોને લગતી હોય. તદનુસાર બધી શાળા-કૉલેજો અને યુનિવર્સિટીઓમાં ચર્ચાપરિષદો અને બનાવટી ધારાસભાઓ અને પાર્લમેન્ટોનો અભિનય કરવામાં આવે છે. ઊગતો વકીલ તથા ભવિષ્યનો રાજકારણી આગેવાન એ બધી ચર્ચાપરિષદોમાં પોતાની ભવિષ્યની કારકિર્દી માટે તૈયાર થતો જાય છે. આવી મંડળીઓમાં ચાલતી ચર્ચાઓ સ્વાભાવિક રીતે જ કૃત્રિમ તથા વાસ્તવિકતા સાથે સંબંધ વિનાની બની રહે છે. વિદ્યાર્થી પાસે ગંભીર તથા અસરકારક વિચારણા માટે જોઈતું પાકટ જ્ઞાન તથા અનુભવ હોતાં નથી; પોતાની તે મોટી ઊણપને તે તર્કબાજીથી તથા ભાષાની ચાલાકીભરી ગોઠવણી અને વાચાળતાથી પૂરી કરી લેવા મથે છે. પરિણામે ઘણી વાર એમ બને છે કે, શાળા-કૉલેજોની ચર્ચાપરિષદોમાં પહેલા નંબરનું ઇનામ મેળવી જનારો છોકરો જ લોકશાહી તંત્રમાં ભવિષ્યના રાજકારણી આગેવાન તરીકે ફૂટી નીકળે છે. આજે સાચા રાજકારણી પુરુષોની જે તંગી જોવામાં આવે છે, તેનું કદાચ આ જ મુખ્ય કારણ હશે. વળી છેતરપિંડી અને ઢોંગનો આશરો લેવા કરવાનું આજની લોકશાહીઓનું જે ખાસ લક્ષણ દેખાય છે, તેનું પણ એ જ કારણ હશે.

તેમ છતાં, કેળવણીએ હમેશા વાસ્તવિકતાને વફાદાર રહેવું જોઈએ, તથા જ્ઞાન અને ક્રિયાને પરસ્પર સંમિલિત રાખી દૃઢ કરવાં જોઈએ, એ જાતનો સિદ્ધાંત કદી છેક જ ભુલાયો તો નહોતો જ. વૈજ્ઞાનિક પ્રયોગશાળાઓ અને ઔદ્યોગિક કેળવણીમાં તેનો સ્વીકાર ચાલુ જ રહ્યો. યુરોપ અને ખાસ કરીને અમેરિકામાં કેટલીક સૌથી વધુ ખીલેલી વિજ્ઞાન અને યંત્રશાસ્ત્રને લગતી કેળવણી-સંસ્થાઓ મોટા ઉદ્યોગો સાથે જ સંકળાયેલી છે. જ્યાં વૈજ્ઞાનિક, ઇજનેરી અને યાંત્રિક શિક્ષણની શાળાઓ, કારખાનાં કે ઉદ્યોગાલયો સાથે સંકળાયેલી હોતી નથી, ત્યાં પણ વિદ્યાર્થીઓને નિયમિત રીતે અમુક ગાળે મિલો અને કારખાનાંઓમાં પ્રત્યક્ષ કામકાજ અને અનુભવ માટે જવું જ પડે છે. આ ક્ષેત્રોમાં 'જ્ઞાન અને ક્રિયાએ સાથે જ ચાલવું જોઈએ,' એ સિદ્ધાંત સ્વીકારાયેલો જ રહ્યો છે. માત્ર જીવન માટે તૈયાર કરતી કહેવાતી ચાલુ કેળવણીની શાળાઓમાં આ સિદ્ધાંત ઉપર પૂરતું લક્ષ આપવામાં આવ્યું નથી. એનું કારણ, આપણે જોઈ આવ્યા તેમ, આધુનિક સંસ્કૃતિની વિશિષ્ટ આર્થિક અને ઔદ્યોગિક પરિસ્થિતિ તથા લોકશાહી રાજકારણ છે. તેમ છતાં, આ ક્ષેત્રમાં પણ એ જાતના પ્રયોગો કરી, સારાં પરિણામ મેળવનારી શાળાઓનો અભાવ તો નથી જ.

નિરીક્ષણ અને ક્રિયા દ્વારા કેળવણી આપવાના સિદ્ધાંતનો વ્યવહારમાં ભલે અમલ નહીં થતો હોય; તોપણ સિદ્ધાંત તરીકે આધુનિક કેળવણીશાસ્ત્રમાં સર્વત્ર તેનો પૂરેપૂરો સ્વીકાર તો થાય છે જ. નાનાં બાળકો માટે કિંડરગાર્ટન અને મોન્ટેસોરી પદ્ધતિઓ પણ પ્રચારમાં છે. તે ઉપરાંત પ્રાયોગિક શિક્ષણ અને 'પ્રોજેક્ટ' પદ્ધતિવાળી ડૉલ્ટન પદ્ધતિ પણ છે. આ બધી નવી પદ્ધતિઓએ બીજા દેશોમાં ગમે તે પરિણામો આણ્યાં હશે,—અને તેમણે મોટા પ્રમાણમાં કંઈ પરિણામ આણી દીધાં છે એવું નથી; —પરંતુ હિંદુસ્તાનમાં તેમના થયેલા પ્રચારે બાળકોની કેળવણીનો આર્થિક બોજો એટલો બધો વધારી મૂક્યો છે કે, કેવળ તવંગર અથવા ઉપલા મધ્યમવર્ગના લોકો સિવાય બીજા તે ઉપાડી જ ન શકે. મુંબઈ જેવાં કેટલાંક મોટાં કેન્દ્રોમાં તો બાળક દીઠ શિક્ષણની ફી મહિને આઠ રૂપિયાથી માંડીને પંદર રૂપિયા સુધીની હોય છે. એમાં વળી વાહનખર્ચ માટે થોડા વધુ રૂપિયા ઉમેરવાના તો બાકી જ. અને આ તો બાલમંદિરો અને બાલવાટિકા-ઓના ખર્ચની વાત થઈ. પરંતુ 'પ્રોજેક્ટ' પદ્ધતિનું ખર્ચ તો ભલા ભૂપને પણ ભારે પડી જાય તેવું હોય છે. એ બધી પદ્ધતિઓના પાયામાં રહેલા સિદ્ધાંતો યથાર્થ છે, પરંતુ તે પદ્ધતિઓ પોતે હિંદુસ્તાન જેવા ગરીબ દેશ માટે અતિશય ખર્ચાળ ગણાય. તેમના અતિશય ખર્ચાળપણા ઉપરાંત એ પદ્ધતિઓનો પૂરેપૂરો ઉપયોગ પણ શક્ય નથી. કારણ કે, બાળક શરૂઆતનાં થોડાં વર્ષો દરમ્યાન તે પદ્ધતિએ કેળવણી મેળવે, પછી ત્યાર બાદ તો જૂની પદ્ધતિનું જ શિક્ષણ આવે. એટલે જે કંઈ થોડોઘણો લાભ તેને મળ્યો હોય, તે બધો પછીનાં વર્ષોમાં તેને શાળાના ઓરડામાં બેસી યાંત્રિક રીતે કરવા પડતા અસર્જક બૌદ્ધિક કામકાજથી ધોવાઈ જાય છે.

ગાંધીજી તો પોતાની યોજના વડે કેળવણીને, ધનોત્પાદક તથા સર્જનાત્મક એવા શારીરિક કામકાજ દ્વારા, અત્યારની હિંદુસ્તાનની પરિસ્થિતિમાં શક્ય તથા વ્યવહારુ બનાવવા માગે છે. એક રીતે કહીએ તો તેમનો ઇરાદો કેળવણીના ક્ષેત્રને તથા તેની પદ્ધતિને સુધારી, તેને સસ્તી અને વ્યાપક બનાવી, તેનો સંમાનિત સિદ્ધાંતો સાથે મેળ બેસાડવાનો છે. એ હેતુ કંઈ બાળકોને માત્ર રમકડાં કે તેવી ખેલની વસ્તુઓ પૂરી પાડયે, કે સમય, વસ્તુઓ અને ધનનો મોટા પ્રમાણમાં જેમાં વ્યર્થ વ્યય થાય તેવું કામકાજ,

કંઈ સમજ વિના કે તેની આર્થિક ઉપયોગિતા તરફ દુર્લક્ષ રાખીને, કર્યાં-કરાવ્યાથી સિદ્ધ ન થઈ શકે. તે હેતુ તો એવો કોઈ હાથઉદ્યોગ શીખવવાથી પાર પડી શકે, કે જેને ચોકસાઈથી તથા કુશળતાથી શીખવામાં આવે, તથા જેનાં અભ્યાસ અને પ્રગતિ આર્થિક ઉત્પન્નના ગજ વડે ચાલુ માપાતાં રહે; તથા જે ઉદ્યોગ તેના વડે સાદી તથા માનભરી આજીવિકા મળી રહે તેટલા કારણથી જ નહીં, પણ સામાન્ય કેળવણીનાં પ્રયોજનો માટેની ઉપયોગી અને વૈજ્ઞાનિક પદ્ધતિ તરીકે પણ શીખવવામાં આવે.

એવી કાળજીભરી રીતે તથા ઝીણવટથી કરવામાં આવેલો ઉદ્યોગ વિજ્ઞાનશુદ્ધ કામકાજ કહેવાય. તેથી કરીને, સાચી કેળવણી — કે જેનો અર્થ વ્યક્તિનો વિકાસ અને સામાજિક પ્રગતિ બંને થાય છે — તેની દૃષ્ટિએ ગાંધીજીની યોજનાની શક્યતાઓ અગાપ છે.

(ચાલુ) ગોપાળદાસ પટેલ

# એકકોશીની આત્મકથા

મારું નામ એકકોશી; અંગ્રેજીમાં કહો તો 'એમીબા.' રહેવાસી પાણીના ખાબોચિયાનો. કદમાં કણ જેવડો અને આકારે ગોળમટોળ. પણ હું છું બહુરૂપી. રૂપ બદલતાં મને આવડે છે. ઘડીમાં લાંબો અને ઘડીમાં ટૂંકો તો ઘડીમાં ગોળ, એમ જુદાં જુદાં રૂપ લેવાં એ મારે મન રમત છે.

હાથ, પગ, નાક, કાન, આંખ એ બધામાં હું કાંઈ ન સમજું. ખાવા લાયક કોઈ નાનો સરખો જીવ કે પાંદડાની કણી મળે કે તરત તમારું મોં ફાટે તેમ મારી ચામડી ફાટે. અને તે કોઈ ચોક્કસ ઠેકાણેથી નહિ, ગમે ત્યાંથી સગવડ પડે તેમ. હું મારું મોં ધાર્યું કરી લઉં છું. એમ મોં કરી લઈને ખાવાની ચીજને શરીરમાં સમાવી દઈ હું પાછો ચામડી બરોબર કરી લઈ હતો તેમનો તેમ! આ તો મોંની વાત. હવે શરીરમાં જુઓ તો તેમાં ન મળે જઠર કે કાળજું. એક નાના સરખા પરપોટા જેવી જગા દેખાય અને ત્યાં ખાધું પચતું હોય. અરે, કોઈ કોઈ વાર તો ચાર પાંચ પાંદડીઓ જુદી જુદી જગાએથી શરીરમાં દાખલ કરી દઉં. મારા નાના સરખા શરીરમાં પાંચ પરપોટા દેખાય. પાંચેમાં પચવાનું ચાલે. કેવી મજા! કેવી નિરાંત! તમે એક જ મોઢે ખાનારા ને એક જ પેટમાં પચવનારા એ ન સમજી શકો.

હાથપગ તો મને નથી પણ કોઈક વાર મને ચાલવાનું, પાણીમાં તરવાનું મન થાય ખરું. મારી ચામડીમાંથી જ બે ઠેકાણે લાંબા ફાંટા કાઢી પાણી ઉપર તરતા મૂકી દઉં, એટલે એ મારા પગ થયા. હલેસાંની માફક એ પગને મારા શરીર તરફ ખેંચી પાણીમાં તરવું એ મારે તો સાવ સહેલું. અરે! કલાક બે કલાકમાં તો અડધા ઈંચ જેટલું અંતર કાપી કાઢું! નરી આંખે નહિ પણ સૂક્ષ્મદર્શક કાચથી જુઓ તો જ તમને મારી ખૂબી સમજાય.

ઝાડના પાનનો કકડો કે તમારી ચામડીનો પાતળો ટુકડો કાચમાંથી જુઓ તો તમને તે નાના નાના કેટલાય કણોનો બનેલો લાગે. એ દરેક કણ કોશ કહેવાય. તમારા શરીરમાં એવા કેટલાયે કોશ હશે. પણ હું તો એક કોશી; મારું શરીર એ જ એક કોશ. બીજા કોશની સાથે રહી જીવવા કરવાનું મને ન ગમે.

હવે કોશ એટલે શું તે જરા સમજાવી દઉં. દરેક કોશને ફરતું એક પડ હોય. એ પડની અંદર જીવરસ ભરેલો હોય. આ જીવરસને અંગ્રેજીમાં 'પ્રોટોપ્લાઝમ' કહે છે. એ જીવરસમાં એક નાના સરખા પરપોટા જેવું કાંઈક હોય છે — દ્રાક્ષમાં તેનું બી હોય એવું જ કંઈક. આ પરપોટાને 'ન્યુક્લિયસ' કે કોશ-બીજ કહે છે, તેને પણ એક પડ હોય છે અને પડની અંદર ઝીણા ઝીણા રજકણ હોય. એ રજકણને લોકો 'ક્રોમેટીન' કે રંગ-અણુ કહે છે. એવા રંગાણુના નાના સરખા જૂથને 'ક્રોમોઝમ' કહેવાય. કોશ-બીજની બાજુમાં જ જીવરસમાં એક બીજો રજકણ હોય છે તેને 'સેન્ટ્રોઝમ' કહે છે. આમ જીવરસ, રંગાણુ, કોશબીજ, 'સેન્ટ્રોઝમ', કોશબીજનું અને કોશનું પડ, આ બધું દરેક કોશની મિલકત.

મને ઠીક ઠીક ખાવાનું મળે તો હું વધતો જાઉં. અરે, મારા કદ કરતાં બમણો પણ થઈ જાઉં. પણ પછી શું? સૂક્ષ્મદર્શક કાચથી જુઓ તો ખરી મજા હવે જ સમજાય. પણ તે કાચ સારો જોઈએ.

જુઓ, પહેલાં તો કોશબીજ થાય લાંબું. સેન્ટ્રોઝમના બે સરખા ભાગ થાય. વળી તે સાથે જ દરેકદરેક રંગાણુના બે બે ભાગ થાય. અરે, જીવરસ પણ બે ભાગમાં વહેંચાઈ જાય. એમ પછી મારા બે સરખા ભાગ થાય, અને તે છૂટા પડે. એક એમીબાના બે એમીબા થાય. દરેકમાં જીવરસ, દરેકમાં કોશબીજ, દરેકનું પડ. અને આ બધું બે કલાકમાં જ બને. વધારે ખાવાનું આપો અને જોઈ લો મજા. બીજા બે કલાકમાં બે એકકોશીના ચાર, ચારના આઠ એમ ચાલ્યા જ કરે. એનો હિસાબ તો કરી જોજો, કેટલા થયે જાય તે!

કોઈક વાર મારી શક્તિ ઓછી થઈ જાય, કોઈક વાર મારાથી એકનાં બે ન થવાય એવું બને. પણ એવે વખતે મારા જેવા જ નબળા થયેલા કોઈક એકકોશીને હું વળગી પડું. પછી તો અમારા બેનાં કોશબીજ એક થઈ જાય.

રંગાસુતું નૂર પણ એકઓળમાં મળી જાય, અને શરીરનું પડ પણ એક થઈ જાય. બેના એક ભૈભીબા થયો! પણ પછી શક્તિ સારી રહે. પાણીમાં આમ તેમ ટહેલાય અને ખાવાનું સારું મળે તો ફરી એકના બે, બેના ચાર, અને એમ ક્રમ ચાલ્યા જ કરે. ઘડપણમાં હું સમજું નહિ. માંદા પડીને મરવામાં પણ સમજું નહિ. એટલે મોત મારાથી આઘું નાસે; પાસે આવે જ નહિ ને! ફક્ત એક જ ચિંતા. મારું ખાબોચિયું સુકાઈ જાય યા મારાથી મોટા મોટા જીવ મને ગળી જાય. બસ, આ જ મારું મોત. નહિ તો હું 'અજર' 'અમર'.

આ થઈ મારી આત્મકથા.

બંસીલાલ ગાંધી

# રાજ્યકર્તા માટે નવ નિયમો

અનેક રાજ્યો અને કુટુંબોવાળા સામ્રાજ્યનો વહીવટ જેમને કરવાનો હોય છે તેમણે આ નવ આદર્શ નિયમો પાળવાનાં હોય છે: ૧. પોતાના ચારિત્ર્યની કેળવણી; ૨. ગુણવાન અને શક્તિશાળી પુરુષોનું સન્માન; ૩. સગાંઓ પ્રત્યે પ્રેમ; ૪. મોટા અમાત્યો પ્રત્યે માન; ૫. આખા અમલદાર વર્ગ પ્રત્યે માયા અને સહાનુભૂતિભર્યો વર્તાવ; ૬. પ્રજાવર્ગ પ્રત્યે સંતતિના જેવો વર્તાવ; ૭. બધા પ્રકારના કારીગરોને ઉત્તેજન; ૮. દૂરના માણસો પ્રત્યે ઉદાર વર્તાવ; અને ૯. રાજ્યોના રાજાઓ પ્રત્યે માયાભર્યો વર્તાવ.

રાજ્યકર્તા પોતાનું ચારિત્ર્ય કેળવે છે એટલે સાર્વત્રિક ધર્મો પાળવાનો દાખલો બેસે છે; ગુણવાન અને શક્તિશાળી પુરુષોનું સન્માન કરવાથી તે ખોટા નિર્ણય કરવાના જોખમમાંથી બચી જાય છે; પોતાનાં સગાં પ્રત્યે પ્રેમ દર્શાવવાથી તેના કાકાઓ અને ભાંડુઓમાં બબડાટ કે કડવાશ રહેતાં નથી; મોટા અમાત્યો પ્રત્યે માન રાખવાથી તે રાજકાજમાં ભૂલો કરતાં બચી જાય છે; આખા અધિકારી વર્ગ પ્રત્યે માયા અને સહાનુભૂતિભર્યો વર્તાવ રાખવાથી તેઓ એના ભારે અહેસાનમંદ રહે છે; પ્રજાને સંતતિની પેઠે પાળવાથી તેઓ પરસ્પર સન્માર્ગે દોરવા પ્રેરાય છે; બધા પ્રકારના કારીગરોને ઉત્તેજન આપવાથી તેને ખર્ચ માટે પૂરતાં નાણાં મળી રહે છે; દૂરના માણસો સાથે ઉદારતાથી વર્તવાથી તેઓ બધેથી આવીને એનું શરણ લે છે; અને રાજ્યના રાજાઓ પ્રત્યે માયાભર્યો વર્તાવ રાખવાથી આખું સામ્રાજ્ય તેનો આદર કરે છે.

સ્વસ્થતા (Self-adjustment) પ્રાપ્ત કરવી, આત્મ-શોધન કરવું, અને શિષ્ટાચારના નિયમ વિરુદ્ધ કોઈ કાર્ય ન કરવું—એ રાજ્યકર્તા માટે પોતાની જાતને કેળવવાનો રસ્તો છે. નિંદાખોરોને દૂર કરવા, સૌંદર્યની મોહિનીથી બચતા રહેવું, ધનથી ફુલાવું નહિ અને ગુણવાનોને સંમાન આપવું—એ ગુણવાન અને શક્તિશાળી માણસોને ઉત્તેજન આપવાનો રસ્તો છે. માનની અને મોટા પગારની જગ્યાઓ આપવી અને તેમના મમા અણગમામાં ભાગ લેવો—એ સગાંઓનો પ્રેમ સંપાદન કરવાનો માર્ગ છે. તેમના હુકમો અને આજ્ઞાઓ ઉઠાવવા માટે પુષ્કળ માણસો આપવા—એ મોટા અમાત્યોને ઉત્તેજન આપવાનો રસ્તો છે. તેમના ઉપર બહોળો વિશ્વાસ રાખવો અને તેમને ખૂબ રોજી આપવી—એ પ્રજાને ઉત્તેજન આપવાનો માર્ગ છે. દરરોજ તપાસ લેવી, મહિને પરીક્ષા લેવી અને મહેનતના પ્રમાણમાં મજૂરી આપવી—એ કારીગર વગેરેને ઉત્તેજન આપવાનો માર્ગ છે. જતી વખતે વળાવવા જવું, આવતી વખતે સામે લેવા જવું, તેમનામાં જે સારા હોય તેમની પ્રશંસા કરવી અને અણઆવડતવાળા હોય તેમના પ્રત્યે દયા રાખવી—એ દૂરના માણસો પ્રત્યે ઉદારતાથી વર્તવાનો રસ્તો છે. જેમનો વંશ-વેલો તૂટી ગયો હોય તેવાં કુટુંબોને ફરી ચાલુ કરવાં, અને મરી પરવર્યાં હોય તેવાં રાજ્યોને ફરી સજીવન કરવાં, અવ્યવસ્થિત થઈ ગયેલાં રાજ્યોમાં વ્યવસ્થા સ્થાપવી, અને સંકટમાં હોય તેને મદદ કરવી, દરબારમાં તેમની અને તેમના દૂતોની મુલાકાત માટે સમય મુકરર રાખવો, અને તેમની પ્રત્યે ઉદારતાથી વર્ત્યા પછી તેમને પાછા વળાવવા, અને તેમના આગમનના પ્રસંગે નાની નાની ભેટોથી તેમને આવકાર આપવો—એ સામ્રાજ્યના રાજાઓને સંભાળવાનો રસ્તો છે.

—કૉન્ફ્યૂશિયસ

---

ગુરુએ કહ્યું: "યુ, છ ભયસ્થાનોથી ઘેરાયેલા છ ગુણોની વાત તેં સાંભળી છે?"

યુએ જવાબ આપ્યો: "નાજી."

"તો બેસ, હું તને કહું છું.

"જ્ઞાન વિનાનું પરગજુપણું: એ બેવકૂફીભર્યા ભોળપણમાં પરિણમે છે. જ્ઞાનના પ્રેમ વિનાની જિજ્ઞાસા; એથી મગજની શક્તિ વેડફાઈ જાય છે. જ્ઞાન વિનાની નિષ્ઠા: એને લીધે પરિણામ પ્રત્યે બેપરવાઈ આવે છે અને તે હાનિકારક છે. જ્ઞાન વિનાની સ્પષ્ટવક્તૃતા: એને પરિણામે અનાજ્ઞાકારિતા જન્મે છે. જ્ઞાન વિનાની દૃઢતા: એમાંથી મર્યાદાભંગ જન્મે છે.

—કૉન્ફ્યૂશિયસ

# નવું વાચન

## અર્વાચીન દૃષ્ટિએ પ્રાચીન

કવિશ્રી ઉમાશંકર જોશીનો નવો કાવ્યસંગ્રહ, '**પ્રાચીના**' (પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ પા. ૧૦૦, કિં૦ ૨–૮–૦) વાંચવા મળ્યો, તે પરથી એક વિચારરૂપે નીચેનું લખું છું. એ ભાગ્યે જ સમાલોચના કહી શકાય; છતાં સાહિત્યમાં હાલમાં જોવા મળતા એક વલણ વિષે એક ખ્યાલ આવ્યો, તે આ ચોપડીનો આધાર લઈને રજૂ કરવા પ્રયત્ન કરું છું. એ ખ્યાલ કેટલે દરજ્જે સાચો છે એ કહી ન શકું. વિવેચકો ને વાચકો આગળ રજૂ કરવાના હેતુથી જ એ અહીં શબ્દબદ્ધ કરું છું.

પ્રાચીન કથાનાં કે ઇતિહાસનાં પાત્રોએ કરેલાં કાર્યોની બીના કાયમ રાખી, તે કાર્યો સુધી પહોંચવા પાછળ તે પાત્રોના શા હેતુઓ હતા, તે નવેસર કલ્પીને આલેખવાનું આકર્ષણ લેખકોને હંમેશ રહ્યાં કરે છે. એક તો (૧) મૂળ કથામાં રજૂ થયેલા હેતુઓ પૂરતા નથી હોતા, તો તેમને બદલવાનું મન થાય છે; અથવા (૨) પોતાની બદલાયેલી 'જીવનદૃષ્ટિ'ને અનુરૂપ લાગતા ન હોવાથી તેમને નવેસર રજૂ કરવાનું મન થાય છે; ઉપરાંત (૩) પ્રાચીન કથાની તુચ્છ બીનાને તેની પાછળ મહાન હેતુઓ આરોપી બતાવીને, પોતાની કે તે બીનાની મહત્તા સ્થાપિત કરવાનું પણ મન થાય છે.

સામાન્ય રીતે જેને 'નવી જીવનદૃષ્ટિ' કહેવામાં આવે છે, તેનાં પ્રાચીન આર્યદૃષ્ટિથી જુદાં પડતાં બે–ચાર મુખ્ય લક્ષણો છે. (૧) સામાજિક સદ્‌ગુણો કે સામાજિક વફાદારીની ભાવનાને બદલે વ્યક્તિગત ગુણો કે ભાવનાને આગળ કરવાં; (૨) ઇંદ્રિયજીવન અને ઇંદ્રિયસુખોને નકારતી વૈરાગ્ય ભાવનાને બદલે તે જીવન અને તે સુખોને પ્રસ્થાપિત કરવાં ને તેમાં કાવ્ય અને કળા ભાળવી; (૩) સ્ત્રીને બધી ભાવનાઓના કેન્દ્રમાં મૂકવી; (૪) અને છેવટે તેના આવશ્યક પરિણામરૂપે એકને છોડી, અનેક સ્ત્રી પ્રત્યે દોડતી વૃત્તિનું, તેમાં આની કે તેની છટા બતાવી, સમર્થન કરવું.

જાણ્યે અજાણ્યે આ કાવ્યસંગ્રહમાં 'નવીનતા'નાં આ બધાં લક્ષણો એક પછી એક જોવા મળે છે. પહેલા કાવ્ય 'કર્ણ–કૃષ્ણ'માં દુર્યોધનાદિ સાથે વિષ્ટિમાં નિષ્ફળ નીવડ્યા બાદ, કૃષ્ણ કર્ણને સમજાવી જોવા પ્રયત્ન કરે છે. કારણ કે, કર્ણ જ પોતાના હૃદયની કેટલીક મોટોને કારણે પાંડવો સામે થવા દુર્યોધનને ઉશ્કેર્યા કરતો હોય છે, તથા દુર્યોધન આખા યુદ્ધની મદાર કર્ણના બાહુબળ ઉપર જ બાંધતો હોય છે. પાંડવો સામેની વેર–ગાંઠ છોડી નખાવવા કૃષ્ણ કર્ણને તેની પાંડવો સાથેની ગુપ્ત સગાઈ છતી કરે છે. કર્ણને તે સાંભળી નવાઈ તથા આનંદ બંને થાય છે; પરંતુ પોતાના દુઃખના દિવસોમાં દુર્યોધને કરેલી મદદ યાદ કરી, છેવટની ઘડીએ દુર્યોધનને પડતો મૂકવાની પોતાની લાચારી બતાવે છે. મહાભારતકારે રજૂ કરેલી કર્ણની એ વફાદારીની સામાજિક ભાવના ભવ્ય છે. આપણા લેખક કર્ણ પાસે તે ઉપરાંત એક 'નવી' દલીલ અપાવે છે અને તે દલીલને જ કાવ્યના આમુખમાં તેમ જ ટિપ્પણમાં લેખક પોતે 'આખી કૃતિના નિષ્કર્ષ' રૂપે ઓળખાવે છે. કર્ણ કહે છે:– "જીવનમાં જન્મ નહીં પણ પૌરુષ જ જોવામાં આવે એવી વસ્તુસ્થિતિ પ્રવર્તે" તથા "સુજન્મના હેતુક લાભ માથે વ્યક્તિત્વની વીરતા" સ્થપાય, એ અર્થે મારી લડત છે, અને તે જ મારું જીવનકાર્ય રહેશે.

પરંતુ એ દલીલ કર્ણના મોંમાં મૂકતાં મહાભારતનું આખું કર્ણનું પાત્ર કૃત્રિમ તથા તુચ્છ નથી થઈ જતું? ક્ષત્રિયકુમારો માટેની જ હરીફાઈમાં અને ક્ષત્રિયકન્યા માટેના જ સ્વયંવરમાં કર્ણને, સૂત હોવાને કારણે, સામેલ ન કરવામાં આવ્યો. તેમાં કર્ણના 'વ્યક્તિત્વની વીરતા'ને કેવી રીતે અવગણવામાં આવી કહેવાય? એ વાત બાજુએ રાખીએ, તોપણ, 'જન્મ નહીં પણ પૌરુષ'ની સ્થાપનાની લડત લડતા કહેવાતા કર્ણે તેનો ઉપાય શો કર્યો? પાંડવોના નિકંદન માટે અને તેમનો ન્યાય્ય ભાગ પણ તેમને ન આપવા માટે દુર્યોધનને ઉશ્કેર્યા કર્યો, તથા ભરી સભામાં પરસ્ત્રી બનેલી દ્રૌપદીનું અપમાન કર્યું એ? 'જન્મ નહીં પણ પૌરુષ'ની લડત તો વિશ્વામિત્રે આપી કહેવાય. ઉપરાંત ભીલકુમાર એકલવ્યને ક્ષત્રિય ન હોવાને કારણે દ્રોણાચાર્યે શસ્ત્રવિદ્યા શીખવવા ના પાડી ત્યારે તેણે જે કર્યું, અને બ્રાહ્મણ સિવાય બીજા કોઈને શસ્ત્રવિદ્યા આપવા ન ઇચ્છતા પરશુરામ પ્રત્યે કર્ણે જે જૂઠ અને દગાબાજી ચલાવ્યાં, તે સરખાવતાં, 'જન્મ નહીં પણ પૌરુષ' માટેની લડત ચલાવવાનો દાવો કર્ણના મોંમાં જરાય બંધબેસતો નથી.

અશ્વત્થામા જ્યારે દુર્યોધનને એમ કહે કે, કર્ણ સૂત જાતિનો છે, માટે તેનામાં સેનાપતિપદને યોગ્ય પૌરુષ હોવું સંભવતું નથી, ત્યારે જરૂર કર્ણ કહી શકે કે, "જન્મ દૈવાયત્ત છે, પણ પૌરુષ સ્વાયત્ત છે." એટલે ભટ્ટનારાયણે 'વેણીસંહાર'માં કર્ણના મોંમાં એ શબ્દો મૂકીને પોતાની કૃતિને તેમ જ કવિત્વને સુહાવ્યાં છે; પરંતુ કૃષ્ણ સાથેની વાતચીતમાં કર્ણના મોંમાં એ દલીલ મૂકવી, અને એને આખી કૃતિનો નિષ્કર્ષ કહેવો, એ અર્થ વગરનું લાગે છે. પણ નવયુગ આવી જ કઢંગી વ્યક્તિત્વપૂજાથી રાચે છે.

'બાળ રાહુલ'વાળા કાવ્યમાં લેખક બુદ્ધના ગૃહત્યાગ પાછળ પ્રાચીન કથામાં રજૂ થયેલો જૂનો હેતુ, અર્થાત્ જરા–વ્યાધિ–મૃત્યુનું દર્શન,—એને પડતો મૂકી, 'સુકોમળ ભુજ'વાળા 'ફૂલ' જેવા પુત્ર રાહુલના 'મુખામ્બુજ'ના દર્શનને ઘર ત્યાગવાના પ્રેરકહેતુ તરીકે રજૂ કરે છે। લેખકની દલીલ એ છે કે, "જતે અંધકારમાં ભમતાં ઘરડો–રોગી–મૃત એવાં ત્રણ માણસો બીજા કોઈને પ્રકાશધામે શી રીતે

પહોંચાડી શકે? સ્વયંભયો નિર્ભયતા શી રીતે ચખાડે? વંધ્ય ધાત્રીઓ કેવું શિશુ ઉછેરે? નાસ્તિપંથે કદી અસ્તિગાથા હોતી હશે? શારીરિક સૌમ્યના સંશયે કે ભયે નિર્વાણની પ્રેરણા હોતી હશે?" (પં. ૧૮૫-૧૯૪). અને આ દલીલ તે બુદ્ધના મોંમાં જ બે વખત મૂકે છે. જોકે, જરા-રોગ-મૃત્યુ ભલે પ્રકાશધામે કે અમરપણે પહોંચાડી ન શકે, પરંતુ અમરપણું ઝંખવાની પ્રેરણા તો અનાદિકાળથી એ જ અનુભવથી મનુષ્યને મળી છે. અને પ્રાચીન કથાએ જે બાળકના દર્શને સિદ્ધાર્થમાં 'બંધન' (રાહુ) નો જ ખ્યાલ ઊભો કર્યો હતો એમ જણાવ્યું છે, તેમ જ આજ-કાલના વીમાવાળા તથા સેવિંગ્સ સર્ટિફિકેટવાળા પણ જે બાળકના ચિત્ર વડે માબાપના મનમાં ભવિષ્ય માટેની 'ચિંતા' ઊભી થાય એમ માને છે, તે બાળકના દર્શનને જરા-વ્યાધિ-મૃત્યુના દર્શન કરતાં નિર્વાણની પ્રેરણા માટેનું વધુ યોગ્ય કારણ ગણવામાં શું ઔચિત્ય કે નવીનતા છે, એ ચર્ચા ભલે બાજુએ રાખીએ; તોપણ તે આખી વસ્તુનું નિરૂપણ કાવ્યમાં એવી વિચિત્ર રીતે કરેલું છે કે, બુદ્ધને પોતાની જાતનું નિર્વાણ કેળવી લીધા બાદ તેમાં શમી જવાને બદલે બીજાઓનો ઉદ્ધાર કરવા ધર્મચક્ર પ્રવર્તાવવામાં રાહુલ પ્રેરક કારણ બન્યો, એમ લેખક કહેવા માગે છે, કે બુદ્ધને જાતે નિર્વાણ પામવાનો મૂળ પ્રયત્ન કરવામાં જ તે પ્રેરક કારણ બન્યો એમ, એ સમજાતું નથી. (જુઓ પં. ૫૧-૫૬; પં. ૨૦૩-૨૦૮ ઇ.) ઉપરાંત છેવટે પં. ૨૭૬-૨૭૭ માં આનંદ જે પ્રશ્ન પૂછે છે, અને બુદ્ધ તેનો (પં. ૨૭૯-૨૮૦ તથા પં. ૩૦૭-૩૧૦ માં) શો જવાબ આપે છે, તે પણ એક જુદો જ કોયડો છે.

'રતિ અને મદન' વાળા કાવ્યમાં અતીન્દ્રિય અવસ્થાને બદલે 'નિરતીન્દ્રિય' અવસ્થાની એક નવી કલ્પના રજૂ થાય છે. મદનને રતિ પ્રત્યે અતિશય અનુરાગ છે. તે તેને પોતાની સાથે રમણકાળની માફક નિરંતર શરીર મનથી એક થયેલી જોવા ઇચ્છે છે. રમણકાળ પછી બંને વચ્ચે આવીને ખડું થતું શરીર-મનનું દ્વૈત મદનને ગમતું નથી. તેનો ઉપાય શોધતાં તેની નજરે શિવ પડે છે. તે જુએ છે કે, જગતનાં સ્ત્રીપુરુષોની બધી વાસનાઓ મથી નાખવાથી શિવને ઇન્દ્રિયાતીત એવા નિર્મલ સુખની 'સુધાછાંયડી' પ્રાપ્ત થઈ છે. એ સુધાછાંયડીના દર્શનમાત્રથી મદનનું વાસના અને દ્વૈતથી સંતપ્ત થયેલું હૃદય શાંત થાય છે. પરંતુ આપણા આ કાવ્યનો મદન એથી પ્રેરિત થઈ, એ અવસ્થા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવાને બદલે, પોતાના રોગનો જુદો જ ઉપાય વિચારે છે. તે એ કે, આવા પરમ શાંત એવા શિવ જો પ્રેયસી-પ્રિયતમાનો સ્વીકાર કરે, તો 'નિરતીન્દ્રિય' એવું પ્રિય-પ્રેયસીનું કાયમી ઐક્ય સંભવિત બને. લેખક નિરતીન્દ્રિય ઐક્યનો પોતે જ અર્થ કરી બતાવે છે કે, તે ઐક્ય એટલે અતીન્દ્રિય (ઇન્દ્રિયથી પર) નહીં એવું—એટલે કે ઇન્દ્રિય સોતું, બંનેની શારીરિક વિશેષતાઓ રહે એવું એકપણું—જેવું ઐક્ય પછીથી શિવગૌરીએ અર્ધનારીશ્વરરૂપ ધારણ કરીને સિદ્ધ કર્યું છે."

અને આ કલ્પનાને તે 'સ્ત્રીપુરુષસંબંધ અંગેની આપણી ઉદાત્તમાં ઉદાત્ત અને સુંદર કલ્પના' કહે છે.

સ્ત્રીશરીરને કેન્દ્રમાં રાખી, તેની સાથે ઇન્દ્રિયસોતું એવું કાયમી ઐક્ય વાંછતા પુરુષહૃદયનું છેવટે એક જ પરિણામ આવે: અને તે એ કે, થોડા દિવસમાં જ તે સ્ત્રી મન ઉપરથી ઊતરી જાય, અને બીજી નવી સ્ત્રી પ્રત્યે આકર્ષણ થાય. જાણે આનું જ પતાકાસ્થાન હોય એમ, 'રતિ-મદન'વાળા કાવ્યની તરત જ પછી 'આશંકા' કાવ્ય આવે છે. તેમાં કાશીનો બ્રહ્મદત્ત રાજા મૃગયાએ વનમાં જતાં, ત્યાં એક સુંદર (શાપભ્રષ્ટ અપ્સરા) ઋષિ-કન્યા જોઈને, તેના રૂપમાં લુબ્ધ બની, પોતાની રાણી, બાળક પુત્ર તથા રાજ્ય એ બધું ભૂલી-તજીને વનમાં ત્રણ વર્ષ તેની પાસે પડી રહે છે, અને છતાં પોતે જૂની રાણી પ્રત્યે બેવફા નથી બન્યો એવું બતાવવા ઋષિકન્યા આગળ એવી દલીલ કરે છે કે, "હું મારી રાણીને કૃતઘ્ન બનીને ભૂલ્યો નથી; પરંતુ દૃષ્ટિ (આંખ) ઉપર જેમ નિમેષ અને ઉન્મેષ બંને એકસાથે રહી શકે છે, અને બંને હોય તો જ આંખની ક્રિયા સંપૂર્ણ બને છે; અથવા છાતી જેમ ઊપટવાની અને પડવાની બંને ક્રિયાનો એકસાથે આધાર બની શકે છે; અથવા આકાશ જેમ ચંદ્રકળા તેમ જ શુક્રતારા એ બંનેને એકસાથે ધારણ કરીને જ 'દિવ્ય પ્રસાદ' લઈ શકે છે, તેમ હું પણ મારી જૂની રાણી અને બીજી તું એમ બંનેને એકસાથે ધારણ કરીને જ કૃતાર્થ બનવા—શોભવા ઇચ્છું છું!"

જવાબમાં ઋષિકન્યા માત્ર એટલું જ કહે છે કે, 'વાત સાચી છે, પણ એવાં હૈયાં જગમાં શું બહુ હોય છે?" ઋષિકન્યા પણ ખરેખર 'નવીના' છે! એક સ્ત્રી અને પુત્રવાળા રાજાએ આપેલી આ દલીલમાં તેને બીજો કશો વાંધો દેખાતો નથી!

જાણે મદને રજૂ કરેલા આદર્શનું 'આશંકા'માં આવેલું આ પરિણામ જોઈને ચોંક્યા હોય, તેમ લેખક 'કુબ્જા'વાળા કાવ્યમાં પાછા સ્ત્રીપુરુષના સ્થૂલ શારીરિક પણ ક્ષણિક ઐક્ય અને ભાવનામય પરંતુ કંઈક કાયમી ઐક્યની વાત રજૂ કરે છે. કુબ્જા કૃષ્ણ પાસે એવું વરદાન માગે છે કે, તમે 'થોડા દિવસ' મારે ઘેર રહો. તેની સખીઓ તેને ટાણો મારે છે કે, માગ્યું ત્યારે પૂરું જ માગવું હતું ને? અથવા, હૈયાની ઉપર પ્રિયને વાંછ્યો, તેના કરતાં હૈયાની ભીતર જ તેને વાંછ્યો હતો ને? લેખક કુબ્જા તથા રાધાના કૃષ્ણ પ્રત્યેના પ્રેમમાં એવો ભેદ પાડે છે કે, રાધા પ્રિયતમને મંદિરમાં પૂરવા કરતાં પ્રિયતમમય થઈ જવાનું અને વિશ્વ જેટલું હૃદય કરી તેમાં જ પ્રિયતમનો વિલાસ નિરંતર અનુભવવાનું પસંદ

કેરે છે. જ્યારે કુબ્જાને પ્રિય વસ્તુનો કબજો જોઈએ છે; પોતાના પ્રિયતમને તે મંદિરમાં પૂરવા માગે છે. પરંતુ આટલું કહીને લેખક પાછા જાણે ચમકતા હોય તેમ ઝટ ઉમેરે છે કે, 'ઉત્કટરૂપે અનુભવાય ત્યારે બંને વચ્ચેનો ભેદ પણ ગળી જાય છે. કૃષ્ણને પામવા કુબ્જાને રાધા બન્યા વગર છૂટકો નથી; અને રાધા પણ વિશ્વને અણુએ અણુ કૃષ્ણલીલા અનુભવવામાં શું કુબ્જાવૃત્તિની જ તૃપ્તિ નથી પામતી ?"

અને આ બધું કહેવાનું પણ મૂળ કાવ્યમાં છેક સબડચા કરતી એક બે લીટીઓમાં સમાયેલું છે, એવું લેખક પોતે આમુખમાં દશ લીટી વડે બતાવે છે ત્યારે જ આપણે સમજી શકીએ છીએ.

'ગાંધારી'વાળા કાવ્યમાં, પાંડવો અધર્મથી (દુર્યોધન, કર્ણ, દ્રોણ આદિને મારીને) જીત્યા, એવા કૃષ્ણને મારવામાં આવેલા ટાણાના જવાબમાં લેખક કંઈક વધુ દલીલો ઉમેરી શકતા હતા; પણ તે માત્ર એક જ દલીલ ઉતારીને અટકી જાય છે કે, દુર્યોધને પહેલપ્રથમ અન્યાય અને અધર્મ આચર્યા હતાં, એટલે પછી ધર્મયુદ્ધનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી!

છેવટે એક સામાન્ય મુદ્દો સ્વતંત્રપણે ધ્યાન ઉપર આવ્યો તે ટાંકી આ લંબાણ પૂરું કરીએ. આજકાલના મિલવાળાઓ પોતાના છોકરાનું નામ મિલને આપે છે; અને શેરહોલ્ડરોને તથા કપડું ખરીદનારાઓને પૈસે—અને છતાં તે બેમાંથી એકેની મરજી વગર—પોતાના છોકરાના નામને મિલની ભીંતે કે કપડાને તાકે ચડાવીને તૃપ્તિ અનુભવે છે. પ્રાચીન લોકો સામાન્ય રીતે બાપદાદાના—પિતૃના—વડવાના નામને આગળ કરવાની વૃત્તિવાળા હોય છે.

આજકાલ કવિઓ તેથી આગળ જઈને પોતાના કવિતાનાં પુસ્તકોને પોતાની 'ઘરવાળી'નું નામ આપે છે; અને કવિતાને 'સુંદરી' કે 'પ્રેયસી' માનીને સેવે છે. આર્ય લોકો વાણીને ધેનુ અથવા માતા માનીને સેવતા, એ જોતાં આ પણ એક અર્વાચીનતા જ ને ?

—"અભ્યાસી"

**ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ:** લે. શ્રી. બબલભાઈ મહેતા. પ્ર૦ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વડોદરા. પૃષ્ઠ સંખ્યા ૧૮૪+૨૪. કિં. રૂ. ૧-૮-૦

શ્રી. બબલભાઈ પહેલાં માસરામાં રહ્યા અને પછી તેમણે થામણા ગામને પોતાની પ્રવૃત્તિનું કેન્દ્ર બનાવ્યું. માસરાના અનુભવમાંથી 'મારું ગામડું' ગુજરાતી વાચકોને મળ્યું છે. અને હિંદી વાચકોને તેનો હિંદી અનુવાદ પણ મળ્યો છે. થામણાના અનુભવમાંથી શ્રી. નરહરિભાઈ દ્વારા સંપાદિત 'વર્ધા કેળવણીનો પ્રયોગ' વાચકોને મળી ચૂક્યું છે. હવે બીજા અનુભવમાંથી આ પ્રકાશન વાચકને મળે છે. ઉપરનાં બે પ્રકાશનો કરતાં આ પ્રકાશન જુદી જાતનું છે અને છતાં તે બન્નેનું પૂરક છે. પ્રસ્તાવનામાં શ્રી. મગનભાઈ દેસાઈએ કહ્યું છે તેમ, 'ગાંધીજીની વર્ધાયોજનાની અથવા અહિંસક સમાજ-રચનાના કાર્યક્રમની કલ્પનાની આછી પાતળી ઝાંખી આ બધું સાહિત્ય મળીને આપી શકે.'

ભીંતપત્રોનો જન્મ સત્યાગ્રહની લડતના જમાનામાં થયો. તેમાં આગળ વધીને, ગ્રામકેળવણી માટે તેનો ઉપયોગ શ્રી. બબલભાઈએ કરી બતાવ્યો છે. તેના આ સંગ્રહ ઉપરથી ગ્રામ-સેવકોને માર્ગદર્શન મળશે અને ગ્રામજનતાને સામાન્ય જ્ઞાન મળશે. આમાં કોઈ એક વિષય કે વિષયો ઉપર યોજનાબદ્ધ લખેલું સાહિત્ય નથી. પણ ગામડામાં કામ કરતાં કરતાં રોજ-બ-રોજ ગામ-લોકોને જે કહેવા જેવું લાગ્યું અને જે પાટિયા ઉપર ચડયું, તેનો વર્ગીકૃત એકઠો કરેલો આ સંગ્રહ છે. આથી તેમાં જુદા જુદા વિષયો ઉપર લખેલા લેખો કે નિબંધો નથી. પણ આખા ગ્રામજીવનને આવરી લેતી દૃષ્ટિથી સાદી સરળ નોંધો છે. દરેક ગામમાં લાયક વ્યક્તિ દ્વારા આવું ભીંતપત્ર ચલાવવામાં આવે તો કેટલો બધો લાભ થાય તે આ પુસ્તક વાંચવાથી જણાય છે. આ કામ શાળાના શિક્ષકોએ ઉપાડી લેવા જેવું છે. ગાંધીજીની કલ્પના મુજબ, જો દરેક ગામમાં વર્ધા-યોજનાની શાળા ચાલે તો આવું કામ દરેક ગામમાં તે શાળા કરી શકે; પણ તેવી શાળા, આજની પેઠે, ગ્રામજીવનથી અળગી રહીને નહિ, પણ ગામલોક સાથે જીવંત સંબંધ બાંધીને ચાલતી હશે. તેવી શાળાના શિક્ષકો ભીંતપત્રોમાં અનેકવિધ રંગ પણ પૂરી શકે છે. તેમાં દૈનિક સમાચારના સાર ઉપરાંત, વિદ્યાર્થીઓના કામનો ખ્યાલ આપી શકે છે. વિદ્યાર્થીઓનાં પર્યટનો અને નાની નાની તપાસો અને પ્રયોગોનો ખ્યાલ પણ આપી શકે છે. તેમ જ દેશના અને દુનિયાના પ્રચલિત પ્રશ્નોનું શિક્ષણ પણ તે દ્વારા આપી શકે છે. એ રીતે ભીંતપત્રને લોકશિક્ષણનું કે પ્રૌઢશિક્ષણનું મહત્ત્વનું અંગ બનાવી શકે.

આવું લેખનકામ જેટલું સીધું લાગે છે તેટલું સહેલું નથી. તેમાં ગામલોકોને જેમ તેમ સમજાવી દેવાની વાત નથી. એ કામ શાળામાં ભણાવવા કરતાં જુદી જાતનું અને કદાચ અઘરું પણ છે. તેને માટે વ્યવહારિક જ્ઞાન અને ભાષા પર કાબૂ જોઈએ. લખનારમાં જ્ઞાન સાથે વિવેક, વ્યવહારુ સમજ અને ભાષાશક્તિ બધું હોવું જોઈએ. તે ઉપરાંત ગામલોકમાં તેની પ્રતિષ્ઠા હોવી જોઈએ. તેનું જીવન શુદ્ધ અને ઉદ્યમી હોવું જોઈએ. તો જ તેના શબ્દની, સૂચના અને વિવેચનની ગામલોક પર અસર થાય. શ્રી. બબલભાઈએ સ્વપ્રયત્નથી આવા ગુણો કેળવેલા હોવાથી તેમનું ભીંતપત્ર દીપ્યું અને તેમાંથી આવો સંગ્રહ નિર્માણ થયો.

ભીંતપત્ર છેવટે એક સાધન છે. તેનો ઉપયોગ યોગ્ય વ્યક્તિને હાથ હોય તો તે દ્વારા પ્રજાને ઘણું આપી શકાય છે. તે આ પુસ્તક બતાવે છે. આટલી તેની ઉપયોગિતા હોવા છતાં, ભીંતપત્રનો સીધો લાભ જેને વાંચતાં આવડતું હોય તે જ લઈ શકે એ દેખીતું છે. આપણા દેશમાં સેંકડે દસ કે બાર ટકા માણસ લખી વાંચી શકે છે. એટલે સામાન્ય ગામડાંમાં વાંચનારા તો બહુ ઓછા નીકળે. તેમાંય સ્ત્રીઓ તો ઘણી ઓછી; એટલે તેમને પહોંચવા માટે બીજા રસ્તા શોધવા પડે. અલબત્ત, દરેક કુટુંબના ભણેલા મારફત ભીંતપત્રનાં ખબર અને ટીકા-સૂચનાઓ ઘણાં ઘરોમાં પહોંચી શકે છે. છતાંય, નિરક્ષરને પહોંચવાનું તો બાકી રહે જ છે. તે કામ પ્રાર્થના. સમૂહવાચન, કથાકીર્તન, મુલાકાતો અને વાતચીતો દ્વારા કરવું રહ્યું. બબલભાઈએ આ બાબત પણ વાચકને શક્ય હોય તો, સંગ્રહરૂપે વાનગી પીરસવી જોઈએ.

આજની મોંઘવારીને હિસાબે પુસ્તકની કિંમત ઠીક છે. પૂંઠા પરના ચિત્રની દીવાલ ગામડાના કોઈ ઘરની હોય કે વાંચનાર લોકો ગામવાસી હોય તેમ લાગતું નથી. ભાષાની જોડણી બાબત સામાન્ય રીતે બીજાં પ્રકાશનો કરતાં વિશેષ ધ્યાન અપાયું હોય એમ લાગે છે. તેમ છતાં, આશરે પચાસેક જોડણીની ભૂલો રહી જવા પામી છે. દા. ત. કુવડ, પિશાબ, વહિવટ, ચણુતરી, જયંતિ, હરિફાઈ, વગેરે. કેટલાક શબ્દોની જોડણી જુદે જુદે ઠેકાણે ખરી અને ખોટી બન્ને રીતે કરવામાં આવી છે. પહોંગો એ ઓ ઊંધી માત્રાથી છાપવામાં આવ્યો નથી. આવી બાબતો પર હવે પછીનાં પ્રકાશનોમાં ધ્યાન રખાશે એવી આશા છે.

આવા પુસ્તકમાં નીરક્ષીરનો વિવેક, આવિષ્કાર, અવેર, સુટબાંટ જેવા અઘરા કે તળપદા શબ્દોની સમજૂતી આપી હોય તો સારી.

એકંદરે જોતાં, આ પુસ્તક આપણા સાહિત્યમાં નવી ભાત પાડે છે. બીજી ભાષાઓમાં પણ આવા પ્રકારનાં પ્રકાશન જોવામાં આવ્યાં નથી. એટલે આવું નવા પ્રકારનું ઉપયોગી પુસ્તક, સસ્તું અને સારું બહાર પાડવા માટે પ્રકાશક સંસ્થાને ખરેખર ધન્યવાદ ઘટે છે. આશા છે કે તે આ દિશામાં પોતાનો પ્રયત્ન ચાલુ રાખશે. **વિ.**

**કુમારદેવી** લે૦ શ્રી. લીલાવતી મુનશી. પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. પા. ૮૮, કિં. ૧–૪–૦

ગુપ્તવંશના પ્રથમ સમ્રાટ ચંદ્રગુપ્તની રાણી કુમારદેવીનું જીવન આલેખતા આ નાટકની બીજી આવૃત્તિ આ છે. પહેલી આવૃત્તિ ૧૯૩૦માં થઈ હતી. નાટકના પાત્રાલેખન અને આખી કલ્પનાને માટે સૂચક એવી એની અર્પણ-પત્રિકા છે—'પ્રગતિને પંથે જતી ગુજરાતની સ્ત્રીશક્તિને'.

કુમારદેવી ઐતિહાસિક નામ છે, પણ તેનો ઝાઝો ઇતિહાસ મળતો નથી. તે લિચ્છવી કન્યા છે. ચંદ્રગુપ્ત તેને પરણીને લિચ્છવીઓના સાથથી ઘણું રાજ્ય મેળવે છે. આ ઋણને અદા કરવા ચંદ્રગુપ્ત કુમારદેવીને પોતાની સાથે ત્યારના સિક્કા પર અંકાવવાનું ઠરાવે છે. ઇતિહાસમાંથી મળતી માત્ર આ હકીકતના કોરા કાઠામાં કલ્પના પૂરીને આ નાટકનું વસ્તુ ઘડાયું છે. ઇતિહાસ પરથી રચેલી કહેવાતી ને આવી રીતે સર્જાતી કૃતિમાં સામાન્ય રીતે એમ બને છે કે, સર્જક પોતાના આદર્શ અને કાલના રંગની પીંછી જાણ્યેઅજાણ્યે તેમાં ચલાવે છે. આમ એ વસ્તુલક્ષી કરતાં સ્વલક્ષી વધુ બને છે. આ નાટક પણ એ જાતનું લાગે છે.

નાટક વાંચતાં કોઈ પ્રાચીન ગૌરવશાળી વાતાવરણમાં કે આર્યાવર્તના તે કાળમાં આપણે વિચરીએ છીએ એવું ઓછું લાગે છે. પણ કદાચ એ ઉદ્દેશ લેખિકાની નજરમાંયે ન હોય. જોકે નાટકકળા માટે તો એ જરૂરી ગણાય.

લેખિકાએ આજના જમાનાની ભણેલી અને પુરુષો પેઠે જાહેર કામોમાં ઝંપલાવવાના કોડવાળી નવ-સ્ત્રીને, કુમારદેવીને મિષે, આલેખવા તાક્યું લાગે છે. રાજાની બીજી રાણી મધુમતી જૂના સ્ત્રી-આદર્શની પ્રતિનિધિ છે; કુમારદેવી નવા આદર્શની. રાજા કુમારદેવીને એથી જ પરણે છે કે, તે તેનાં પ્રેમ અને સત્તાની સહભાગિયણ બને. પણ ત્યારે શરૂમાં જ તેની સામે ગણગણાટ અને અસંતોષ શું કામ? આથી રસભંગ થાય છે. પછી રાજાને કેટલાક ખટપટી સામંતો ઝેર આપવાનો પેંતરો રચે છે ને તે મધુમતીના મહેલમાં તેની દાસી મારફત. કુમારદેવી આ જાણી જાય છે ને ઝેર નાંખેલો દારૂ પીતા રાજાને બચાવે છે. પ્રાચીન નાટકોમાં આવે છે તેમ નાયક નાયિકાને નહિ, પણ આમ નાયિકા નાયકને સંકટમાંથી બચાવી પ્રેમગાંઠ સાધે છે. આ ઉલટાવેલી પ્રાચીન યુક્તિ બહુ સારી જામતી નથી. અને એક વાર પુરુષવેશે કુમારદેવીએ મનહરણ કર્યા પછી આ બીજો ખેલ શું કામ પડાય છે? સપત્નીને હરાવવા? ને તે ક્યા એના સંગ્રામના કોટમાં સપત્ની હતી?

અને લિચ્છવી લોકશાહીમાં તો યુદ્ધ સ્વરક્ષા માટે જ હોય એમ જોરથી કહી બતાવનાર કુમારદેવી પરણી કે સામ્રાજ્યના હલ્લાઓ કરવા ઉપર ક્યાંથી ચડી? પતિને રંગે ચડીને? સ્વત્વને તેનામાં ડુબાડીને?

ચાંદબીબી પેઠે કુમારદેવી લડી જાણે છે. રાજાને શત્રુની કેદમાંથી સ્વબળે છોડાવી લાવે છે. તેમાં રાણી ઘાયલ થાય છે. આથી રાજાને પોતાનો પ્રેમ ઠાલવવા માટે સુયોગ મળ્યો. અને તેને અમર કરવા સિક્કા પર પોતાની સાથે સ્થાન આપે છે. કુમારદેવી ઘાયલ પડેલી પડેલી પણ આ બધાથી સંતોષ વ્યક્ત કરે છે. એમ નાટક પૂરું થાય છે.

પ્રશ્ન થાય છે કે સ્ત્રી-હૃદયની કઈ આકાંક્ષા આમાં પૂરી થઈ? કુમારદેવી કઈ જાતનું પ્રસન્ન સ્ત્રી-પાત્ર વાચકને રજૂ કરે છે? એ વિચારતાં કહેવું પડે છે કે, આજના જમાનાની નવ-સ્ત્રીના કોડ જેવું જ એ બધું અસ્પષ્ટ રહે છે. આજે નવ સ્ત્રી એનો આત્મા ખોળે છે. તે સ્ત્રી જ-

છે, પૌરુષ જોતાં તરી પડે છે; તેમ જ કુમારદેવીનું છે. પણ તેનો આદર્શ શો છે તે આ નાટકમાંથી સ્પષ્ટ ઊઠતો નથી. એ રીતે, આ નાટક બહુ સફળ નથી થયું.

શરૂમાં જ કહ્યું કે, નાટકનું વાતાવરણ રચવામાં ખાસ પ્રયત્ન થયો લાગતો નથી. દાસીઓની ભાષા પણ સૌ ઊંચાં પાત્રો જેવી જ ચાલે, એ પણ એને જ સમર્થન કરે છે. આખી કુમારદેવીની વાત સર્જવાને બદલે તેના વીરકર્મને કે એકાદ એવા બિંદુને વચ્ચે રાખીને ચિત્ર રજૂ થયું હોત, તો નાટકની છાપ વધારે સ્પષ્ટ ને ચોટડુ તો બનત જ. આખું જીવન ક્રમશઃ ભાગ્યે જ નાટકમાં આલેખી શકાય. તેને માટે એકાદ રસપૂર્ણ જીવનબિંદુ જ ફાવે. એ રીતે જોતાં અહીંયાં નાટક કરતાં નવલ વધારે ફાવત ખરું ?

**યુવાનોનો બોજ** વ્યાખ્યાતા–પં. જવાહરલાલ નેહરુ, પ્રકાશક–હમારા હિંદુસ્તાન પ્રકાશન, મુંબઈ કિં. બે આના.

આ નાનકડું વ્યાખ્યાન દરેક યુવાને તો વાંચવું જ જોઈએ. યુવાન આવતા યુગનો નાગરિક છે; પણ તેણે તેને માટે કમર કસવી જોઈએ, જોઈતી તૈયારી કરી લેવી જોઈએ. તેનું ભાથું જો વેળાસર ન ભરે, તો આગળ પર તેને જ ભૂખે મરવું પડશે. આની વેળાસર ચેતવણી આપી, પંડિતજી યુવાનોને કયો બોજો આપણો દેશ સોંપે છે તે સમજાવે છે. એ બોજો, ટૂંકમાં કહીએ તો, આખી દુનિયાની ભૂમિકામાં આપણા દેશની સ્થિતિ પૂરી સમજવી અને તેને સુધારવા માટે શું શું ને શા માટે કરવું, તેનો સાંગોપાંગ વિચાર કરી લઈ, તત્કાળ બનતું કરવા મંડવું. આમાં યુવાનોને પંડિતજી જેવા સલાહકાર હિંદમાં ઓછા જ મળે. આ પુસ્તિકા એ રીતે વિદ્યાર્થીઓને ઠીક મદદગાર થાય એવી છે. મ.

**બ્રહ્મચર્યાશ્રમ** [ એક પ્રહસન ] – લે૦ ક. મા. મુનશી પ્ર૦ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિં. રૂા. ૧–૪–૦ પાન ૮+૯૦

ગાંધીજીની આગેવાની સ્વીકારીને શ્રી. મુનશીએ ૧૯૩૦ની સવિનય કાયદાભંગની લડતમાં ભાગ લઈને કારાવાસ વહોરી લીધો તે વખતે યરોડા જેલમાં લખેલા પ્રહસન કે ફાર્સની આ બીજી આવૃત્તિ છે. પહેલી આવૃત્તિ ૧૯૩૩માં પ્રસિદ્ધ થઈ હતી.

૧૯૩૦માં જ્યારે લોકો પહેલવહેલા હજારોની સંખ્યામાં કાયદાનો ભંગ કરીને જેલમાં ગયા ત્યારે ત્યાંનો ફરજિયાત અપરિગ્રહ, સ્વાદવૃત્તિને મારી નાખે એવો ખોરાક, ઇ.ને પરિણામે કેટલાયનાં મન શરૂઆતમાં તો જરૂર અકળાયાં, પણ પાછળથી સંયમ અને સાદગીના ખ્યાલથી આકર્ષાયાં હતાં; અને જેલમાં જો આટલી ઓછી વસ્તુઓથી ચલાવી શકાય છે તો બહાર પણ આટલો સુધારો દાખલ કરીએ તો કેવું, એમ તેમને લાગ્યું હતું. પણ સ્મશાનવૈરાગ્યના જેવો જ કંઈક આ જેલસંયમ તેટલા પૂરતો જ હતો એનું ભાન બહાર આવ્યા પછી થવાને ઝાઝી વાર લાગી નહિ.

પ્રસ્તુત પ્રહસનમાં ઉપલા વર્ગના ગણાતા ઉચ્ચ કેળવણી પામેલા ડૉક્ટર, પ્રોફેસર, બૅરિસ્ટર વગેરે લોકો સત્યાગ્રહમાં ભાગ લઈને યરોડાની જેલમાં 'રાજબંદી' થયેલા છે. સરકારે તેમને 'અ' વર્ગ આપ્યાથી ખાવાપીવાની બાબતમાં તેમને કશી તકલીફ વેઠવાપણું હોતું નથી. જોકે તેમાંના અતિ સુંવાળા અને પ્રતિષ્ઠાના વાહિયાત ખ્યાલ સેવનારા ડૉ. મોટાભાઈ જેવાને એ બાબત પણ અકળામણ થાય છે ખરી.

એટલે જીવનમાં તેમને જે વસ્તુ સૌથી વધારે ખટકતી હતી તે હતી સ્ત્રીસહવાસનો અભાવ. એની માનસિક વેદના ભૂલી જવા માટે તેઓ બ્રહ્મચર્ય દ્વારા અમર માનવનું સર્જન કરવાની આકાંક્ષા સેવતા. તેમના જ એક જેલસાથી ડૉ. માધુભાઈની પ્રેરણાથી તેઓ બ્રહ્મચર્યનું વ્રત લે છે, અને જેલવાસ દરમ્યાન કંઈક માનસિક તેમ જ શારીરિક સ્વસ્થતા ભોગવે છે.

બહાર આવ્યા પછી તેઓ બધા, ડૉ. માધુભાઈએ પોતાની આખી મિલકતને ખર્ચે, નર્મદા કિનારે મહોદ પાસે બંધાવેલા બ્રહ્મચર્યાશ્રમમાં દાખલ થાય છે અને મોટે ભાગે 'મિથ્યાચાર' કરતા જીવન વ્યતીત કરે છે. એક વખતે તેમનો ઘરડો દગિયલ રસોઇયો અચાનક માંદો પડે છે અને બધા બ્રહ્મચર્યવ્રતધારીઓ સાવ લાચાર બનીને તેની ભાણી પેમલીને રસોઈ કરવા બોલાવે છે. આશ્રમમાં સ્ત્રીનું આગમન થતાં તેઓ પોતાના વ્રતથી ચલિત થાય છે અને તેનો અનુનય કરવા લાગે છે. તેમાં હરીફાઈ ઈર્ષ્યા શરૂ થાય છે અને વાત લગભગ મારામારી સુધી પહોંચે છે. પરિણામે આશ્રમના સદસ્યો એક પછી એક આશ્રમની વિદાય લે છે; અને એક દિવસ તેના સંસ્થાપક ડૉક્ટર અને પેમલી એકબીજાને ભેટી પડે છે એવું દૃશ્ય ઊભા રહેલા ભગવાનદાસની નજરે પડે છે અને પડદો પડે છે.

કોઈ પણ જાતની લાયકાત કેળવ્યા વિના કૃત્રિમ વાતાવરણને વશ થઈને લીધેલા બ્રહ્મચર્યવ્રતની — એને તુરગબ્રહ્મચર્ય કહેવું જ વધારે શોભે — ઠેકડી કરીને લેખક અટક્યા હોત તો પ્રહસનનો ઉદ્દેશ સફળ થયો ગણાત. પણ શ્રી. મુનશીએ એટલેથી જ સંતોષ ન માનતાં બ્રહ્મચર્યના ધ્યેયવાદને જ ઉતારી પાડવામાં કૃતાર્થતા માની લાગે છે. તેથી તેમનું પોતાનું ઉપોદ્‌ઘાતમાં આપેલું કથન, 'ગંભીર અને સુંદર વસ્તુની આમાં ઠેકડી' કરવામાં આવી છે, તે જાણ્યે અજાણ્યે સાચું ઠરી બેઠું છે. પ્રં૦

**દરિયાલાલ** લે. શ્રી. ગુણવંતરાય આચાર્ય, પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. બીજી આવૃત્તિ, પૃ. ૨૯૮, રૂા. ૪). •

દરિયો ખેડનાર ગુજરાતીઓની સાહસકથાનો હોઈ, આ ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં એક અનોખી ભાત પાડે છે. એની બીજી આવૃત્તિ થવા પામી છે એ હર્ષની વાત છે. બીજી આવૃત્તિમાં પણ ભાષાના દોષો કે જોડણી સુધારી લેવા તરફ લેવાઈ લાગતી નથી એ બરાબર નથી. બાકી ગ્રંથ રસિક છે ને વાંચવા લાયક છે. ચૂ૦

# માસિક વિવેચન

## બે જૂના જોગી ગયા

છેલ્લા થોડાક વખતમાં ગુજરાતે, ખાસ તો અમદાવાદ જિલ્લાએ, બે પોતાના નિષ્ઠાવાન સેવકો ગુમાવ્યા. બેઉ અપૂરી ગણાય એવી વયે ગયા એ વિશેષ દુઃખની વાત છે. પહેલા ગયા શ્રી. વેણીલાલ બૂચ. અને હમણાં તા. ૧૨મી માર્ચે ગયા શ્રી. ઈશ્વરલાલ કાળીદાસ વ્યાસ. બેઉ ૧૯૨૦ના અસહકારના જમાનાની દીક્ષા પામેલા જૂના જોગી હતા. ભાઈ વેણીલાલે કેટલોક વખત નવજીવન કાર્યાલયમાં કામ કર્યું; ત્યાર બાદ તેમણે વિરમગામને કેન્દ્ર બનાવ્યું ને તે વિભાગમાં મહાસભાનાં કામો કરતા હતા. શિક્ષણમાં રસ લેનાર તે હતા. દેશની બધી સત્યાગ્રહી લડતોમાં તે હતા એ કહેવાની જરૂર નથી. ૧૯૪૨માં પકડાયા પછી ૧૯૪૪માં છૂટ્યા ને થોડા વખતમાં માંદા પડ્યા ને દેહ છોડી. એ તો પચાસેય પૂરાં કર્યાં વગર ગયા!

શ્રી. ઈશ્વરલાલ વ્યાસ ઉત્તમ શ્રેણીના વિદ્યાર્થી અને અભ્યાસી પણ હતા. રાષ્ટ્ર માટેનો તેમનો પ્રેમ અને તેને મુક્ત કરવા માટેની તેમની તમન્ના તેમની વિદ્યા જેવાં જ જ્વલંત હતાં. ભાઈ વિઠ્ઠલદાસ કોઠારીને તેમના પુત્રે તેમના મરણ બાદ મળેલી તેમણે કરેલી કેટલીક છૂટક નોંધો સોંપી છે. તે આ માસિકમાં છાપવા માટે મોકલતાં શ્રી. વિઠ્ઠલભાઈ જે લખે છે તે જ સદ્‌ગતને અંજલિરૂપે નીચે ઉતારું છું.

"શ્રી. ઈશ્વરભાઈ ધંધૂકા તાલુકાના ગાંફ ગામના વતની હતા અને ગ્રેજ્યુએટ થયેલા હતા. તેઓ રાષ્ટ્રીય મહાસભાના આજીવન સેવક હતા. રાષ્ટ્રીય કેળવણીના ક્ષેત્રમાં અને મહાસભાનાં કામોમાં તેમણે છેલ્લાં ૨૫ વર્ષથી ફાળો આપ્યો હતો. ૧૯૨૦મા મહાસભા તરફથી વિવિધ બહિષ્કારની હાકલ પડતાં તેમણે સરકારી શાળાની નોકરી છોડીને રાષ્ટ્રીય કેળવણીના ક્ષેત્રમાં ઝંપલાવ્યું હતું. ગૂજરાત વિદ્યાપીઠની શરૂઆતથી જ તેઓ વિદ્યાપીઠની નિયામક સભામા નિમાયા હતા. રાષ્ટ્રીય કેળવણીનો જુવાળ મંદ થયા પછી તેમણે મહાસભાનું પ્રત્યક્ષ કામ કરવા માંડ્યું હતું. સને ૧૯૩૭માં મહાસભા તરફથી મુંબઈની ધારાસભામાં એ ચૂંટાયા હતા. ધંધૂકા તાલુકા સમિતિના તેઓ પ્રમુખ હતા, અને તે વિભાગ તરફથી તેઓ અમદાવાદ જિલ્લા લોકલ બોર્ડમાં પણ ચૂંટાયા હતા. ૧૯૪૦માં જિલ્લા બોર્ડના પ્રમુખપદે તેઓ ચૂંટાયા હતા, અને ૧૯૪૪ની છેલ્લી ચૂંટણીમાં પણ તેઓ ફરી સભ્ય તરીકે ચૂંટાઈ આવ્યા હતા. યુવાન વયથી તેમને દમનો વ્યાધિ લાગુ પડયો હતો, એટલે તેમની તબિયત સારી રહેતી નહોતી, છતાં સત્યાગ્રહી તરીકે કદીય તેમણે જેલ જવાનું ટાળ્યું નહોતું. છેવટનાં વરસોમાં તો તેમની તબિયત ઘણી નાજુક રહેતી હતી. છતાં જ્યારે પોતાના વિભાગનું કામ આવે ત્યારે તેઓ ઉપાડી લેતા અને થોડા દિવસ ગામડામાં ફરી આવતા. ગાંધીજીના વિચારોમાં તેમને પૂર્ણ શ્રદ્ધા હતી અને આપણી પ્રાચીન સંસ્કૃતિના તેઓ પ્રેમી હતા. ગ્રામજીવનનો તેમને સારો અભ્યાસ હતો.

"તે સારા અભ્યાસી હતા. મરણદિવસના પહેલાંક દિવસ અગાઉ જ ગૂજરાત વિદ્યાપીઠના ગ્રંથાલયમાં, તેમના નિયમ પ્રમાણે, ચોપડીઓ લેવા દેવા આવ્યા હતા. અભ્યાસ કરે તેમાંથી તે નોંધ પણ લખતા, એ તેમના પુત્રે મને બતાવેલાં કાગળિયાં પરથી લાગ્યું. તેમાંથી થોડુંક આ સાથે તમને મોકલું છું, તેનો ઉપયોગ કરી શકો તો લેજો."

મળેલી નોંધોનો ઉપયોગ હવે પછી.

પ્રભુ આ બેઉ સદ્‌ગતના આત્માને શાંતિ આપો.

## ઉર્દૂ પરિષદને ગાંધીજીનો સંદેશો

ગયે મહિને મુંબઈમાં ડૉ. અબદુલ હકના પ્રમુખપદે ઉર્દૂ પરિષદ્ મળી હતી. તેણે ગાંધીજીને નોતરું મોકલ્યું હતું. ગાંધીજીએ તેના જવાબમાં ઉર્દૂમાં નીચે મુજબનો પત્ર લખ્યો હતો:—"તમારો પત્ર મળ્યો. 'અંજુમન-ઈ-તરક્કી-ઈ-ઉર્દૂ'માં હું આવી તો શકતો નથી. એકલા ઉર્દૂ કે એકલી હિંદીનો હિમાયતી હવે હું નથી રહ્યો. હું બેઉની આબાદી ઇચ્છું છું; પરંતુ હું એ પણ ઇચ્છું છું કે, તેઓ આપસમાં મળીને એક બને. મને આશા છે કે મારા કહેવાનો અર્થ તમે સમજ્યા છો."

## વર્ધા હિન્દુસ્તાની સંમેલન

ઉર્દૂ પરિષદ પૂરી થઈ તેને બીજે દિવસે વર્ધામાં અખિલ ભારતીય હિંદુસ્તાની પ્રચાર સંમેલન મળ્યું. અખિલ ભારતીય હિંદુસ્તાની પ્રચાર સભાના મંત્રીએ આ સંમેલનને નોતર્યું હતું. આજની અનેકવિધ તકલીફોમાં પણ ઠીક ઠીક સંખ્યામાં લેખકો તથા વિદ્વાનો પધાર્યાં હતા. ઉર્દૂ તરક્કી માટેની અંજુમનના મંત્રી ડૉ. અબદુલ હક તથા તેના મુખપત્ર 'હમારી જબાન'ના તંત્રી પંડિત કેફીજી પણ હાજર હતા. શ્રી. પુરુષોત્તમદાસ ટંડન માંદગીને કારણે આવી ન શક્યા એ એક દુઃખદ ખોટ લાગી.

સંમેલને હિંદુસ્તાની પ્રચારના કામમાં ચોક્કસ એક ડગલું આગળ ભર્યું એમ સૌને લાગ્યું. ૧૯૪૨ના મે મહિનામાં આ કામનો પ્રારંભ તો થયો, પરંતુ દેશ આગળ તેના સ્વરૂપ અને મહત્ત્વની કાંઈ સમજૂતી આપી શકાઈ ન હતી. ત્યારે તે નહિ થઈ શકેલું કામ આ સભા દ્વારા ઉત્તમ રીતે પાર પડ્યું, એમાં શંકા નથી.

આ કામમાં ગુજરાત રાષ્ટ્રભાષાપ્રચાર સંસ્થાએ આગેવાની લીધી છે, એ આ પત્રના વાચકો જાણે છે. વર્ધા-સંમેલને આજે જેવી ચોખવટ કરી તેવીના અભાવને લીધે, તે સંસ્થાના આ કામના પ્રારંભને વિષે ગુજરાતના પ્રચારકોમાં ભ્રમતી અને વિરોધ પણ રહ્યાં. પણ હવે એને સ્થાન ન હોઈ શકે. રાષ્ટ્રભાષાનું પ્રચારકામ એટલે, સરળ હિંદી અને સરળ ઉર્દૂના આપસમાં મેળરૂપ એવી એક ભાષા હિંદુસ્તાની છે, અને તે બે લિપિમાં લખાય છે,— એનો પ્રચાર કરવો એ છે. ગુજરાતના સૌ પ્રચારકો હવે આ ઢબે પોતાનું કામ આગળ વધારશે એમ આશા રાખવી જોઈએ.

## અતિધનનાં અનિષ્ટ

આજે પૈસાની બારે ફૂટ દેખાય છે. સરકાર પોતાનું યુદ્ધકાર્ય ચલાવવા માટે અઢળક કાગળિયાં વહેવડાવે છે. કહે છે કે, તે કામ અંગે મોંમાગ્યા ભાવ મળી શકે છે. આની અસર પ્રજાના વેપારીવર્ગ પર પણ થયા વગર ન રહે. राजा कालस्य कारणम्। લોકમાનસપ્રવાહ માટે તો એ સનાતન સિદ્ધાંત છે. આનો ભોગ બની આપણો વેપાર ને ધંધોરોજગાર મોટે ભાગે 'કાળો' જ થઈ રહ્યો છે. પણ એ જવા દઈએ. આ બધા ધંધાના મળતરથી જે અણધાર્યાં (?) પરિણામો આવ્યાં છે તે જોઈએ.

મજૂરને આજે મબલક મજૂરી મળે છે. કારીગર, કારખાનદાર ને વેપારી તથા શેઠને ત્યાં ટંકશાળ જ જાણે મંડાઈ છે, એમ કહેવાય છે. આવા અકાળે આવી પડેલા અતિધનનું શું કરવું? અથવા 'કરવું' પૂછવા કરતાં, તેનું શું થાય છે — તેનો કેમ વપરાય છે, એ જ જોવું ઠીક છે.

એક દિશા કદાચ રૂઢિગત જડ ધર્મવિધિ પાછળ ખરચા કરવાની ઊઘડી લાગે છે. અત્યારે યજ્ઞયાગો વગેરે આમ જ વધ્યાં હશે ને? આમાં જૂની પરંપરાથી ફેર પડીને નવીનતા એ આવતી લાગે છે કે, આ વસ્તુ પણ જાહેરાત ને વ્યાખ્યાનબાજીની બનતી જાય છે. પ્રીતિવાસના ઓછી જ છોડી શકાય છે? જમણો હાથ આપે તે ડાબો જાણે એમાં તો શું? આખા જગતે તે જાણવું જોઈએ! એવા જાહેરાતના જમાનામાં આપણે છીએ. શબ્દનાં સેવાકાર્યો પણ આ જ ધનમાંથી પોષાય છે, બીજો ચારો નથી. પણ આ ઉપરથી દાતાઓ પોતાની કાળી ધનપ્રાપ્તિનું કશું આશ્વાસન ન મેળવી શકે. પણ એવું કાંઈક થતું હોય તો નવાઈ નહિ. બલ્કે, ચિહ્નો તો એવાં દેખાય છે કે, આવા ધનદાનને જોરે ધનીવર્ગ એક પ્રકારની નવી સત્તા ભોગવવા ને કબજે કરવા તો નથી લાગ્યો? આ જો ખરું હોય તો, સાચો કહેવાય એવો મૂડીવાદ હિંદમાં હવે શરૂ થાય છે એમ ગણાય.

પણ વિનાશકુમાં નાંખે એવા ખરાબ ખરચ-માર્ગો તો વ્યસનબાજી અને ભ્રષ્ટાચારના ખોળાયા લાગે છે. છાપાં કહે છે કે, અમદાવાદ સુરતમાં આબકારી મહેસૂલ ફાટું બમણું થઈ ગયું! અમદાવાદના મજૂરોની સેવા માટે સતત ચોકીદાર તેમનું મહાજન વિચારમાં પડ્યું કે, શરાબી વગેરેમાં વેડફાતા પૈસા રોકવાને માટે મજૂરોને બચત કરતાં શીખવવું — તેમને માટે સુખાકારી-ભંડોળ તેમાંથી રચવું.

શ્રીમંત શેઠિયા વર્ગમાં કેવા ભ્રષ્ટાચાર ભમ્યા છે, એની જાણ 'જ્યોતિર્ધર'ના એક લેખમાંથી મળે છે. (જુઓ 'પ્રજાબંધુ' તા. ૨૫-૨-'૪૫માં તેનો ઉતારો પા. ૧ ઉપર) આ જો સાચું હોય તો અમદાવાદ પર આગળ ઉપર પ્રભુ રૂઠશે કે શું?

યુદ્ધથી કેવાં કેવાં ભૌતિક અને નૈતિક વિપરિણામો ઊપજે છે તે નિર્લજ્જ અનિષ્ટ લેખાય તો જ તેમાંથી સમાજ કોક દહાડો બચી શકે.

પરંતુ ઉપરની હકીકતો પરથી એક નવો વિચાર સૂઝે છે, તે એ કે, વધારે ધન મળવું એ નર્યું સુખ નથી; છેવટે તો ગુણધન એ જ સુખ છે; તે હોય તો જ પૈસો પણ સુખ, કદાચ દઈ શકતો હોય તો, દે. તેના વગર તે મારક જ નીવડે. સમાજવાદી ફિલસૂફીએ આ ખાસ કરીને ધ્યાન પર લેવા જેવું ગણાય.

## ઉચ્ચ અભ્યાસ અને દેશી ભાષાઓ

'શિ૦ સા૦'ના એક વિદ્વાન વાચક આ એક મહત્ત્વના વિષય અંગે પત્ર લખે છે તેમાં કહે છે,

"'ઉચ્ચ અભ્યાસ અને માતૃભાષા' લેખમાં શ્રી. દેશપાંડેએ ચર્ચેલો સવાલ સાચે જ મહત્ત્વનો છે, અને મોટે ભાગે તેમના કથન સાથે હું સંમત થાઉં છું.

"આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા માટે કદાચ અંગ્રેજીની જરૂર ગણાય ખરી; પણ આંતરપ્રાંતીય પ્રતિષ્ઠા માટે તેની જરૂર કેમ જણાય છે, તે સમજી શકાતું નથી. આ કામમાં તો સંશોધનકારે પ્રાંતીય ભાષાઓ શીખવાં પાછળ સમય ગાળવો આવશ્યક છે ગુજરાતી ભાષા સાથે હિંદી ઉપરાંત મરાઠી અને બંગાળી અથવા દક્ષિણની એકાદ ભાષા શીખવા પ્રયાસ થાય તો સંશોધનકાર્ય દીપી ઊઠશે! કે માત્ર પરપ્રાંતીય અંગ્રેજી વાચકો માટે અંગ્રેજીમાં સંશોધન કરવાથી દીપી ઊઠશે?

"જર્મન, જાપાની કે ચીની આપણી ભાષા કે ભાષાઓ આપણા સંશોધનકાર્યને જોરે શીખવા તૈયાર થાય તેવી મુરાદ સેવતાં અગાઉ, આપણે જ આપણા દેશના બીજા પ્રાંતોની ભાષાઓ શીખી માર્ગદર્શન કરવાની જરૂર છે.

"વળી, જો જર્મન કે અંગ્રેજ આપણા તત્ત્વજ્ઞાનનું રહસ્ય સમજવા સંસ્કૃતનો અભ્યાસ કરી પંડિત બની શકે છે, તો આપણે આપણી દેશી ભાષાઓ શીખી તેમના સંશોધનમાં ફાળો કેમ ન આપીએ?"

પરભાષાનું માધ્યમ અને પરરાજ્યની જોહુકમી ન હોત તો જે દીવા જેવું દેખાત, તે આપણે અથડાતા અથડાતા શીખવું પડે છે. નહિ તો, આપણી દેશી ભાષાઓનું સ્થાન ઉચ્ચ અભ્યાસમાં કેટલું બધું મોટું છે, તે સ્વીકારતાં વાર ન લાગત. અંગ્રેજી તો એવી ગળે બાઝી છે ને માથે વાગી છે કે, જાગ્રત રૂપે તેને અને તેટલી વેગળી કરવાથી જ તેના અતિભારના અનિષ્ટ અને ઘાતક દબાણમાંથી બચી શકીએ. અને છતાં પણ તે કાંઈક તો છતાંય રહેશે જ; તેની સાચી માત્રા તેને વળગ્યે નહિ, પણ તેને 'ફિવટ'-મંત્રથી માપસરમાં રાખ્યે જ મળી શકનાર છે. અને પ્રત્યક્ષ ચિંતા કરવાની જરૂર છે સ્વભાષા અને દેશીભાષાઓના જ્ઞાનના ઉત્કર્ષની. તે તો તેને માધ્યમનું બહુમાન આપ્યે જ શક્ય છે. અને હિંદની અખંડતા અને ખાસ સંસ્કૃતિને માટે પણ દેશી ભાષાઓને ઉચ્ચ અભ્યાસમાં ખાસ સ્થાન આપવું જોઈએ.

આ લખતાં મને એક વાત યાદ આવે છે. ૧૯૩૦ પહેલાંના જમાનામાં એક વાર શ્રી. મણિબહેન પટેલ મહારાષ્ટ્રમાં ગયાં હતાં, ને ત્યાં મરાઠીમાં વ્યાખ્યાન આપ્યું

થઈ. મને યાદ છે ત્યાં સુધી, શ્રી. કાકાસાહેબે ત્યારે કહ્યું કે, આપણું ભાષામંદિર કૃતાર્થ થયું ! શ્રી. સરદેસાઈ, ખરે, રાજવાડે આદિનું ઇતિહાસસંશોધનકાર્ય મરાઠીમાં છે. તેને શું આપણે અંગ્રેજી વાટે જોઈશું ? એમ જ બીજા પ્રાંતોનું સમજવું. ઉર્દૂમાં ગયા સૈકાનો કેટલો બધો અર્વાચીન ઇતિહાસ પડેલો છે; તેને માટે શું કરીશું ? ઉચ્ચ અભ્યાસનો વિચાર જરા દૂર નજરથી ને અંગ્રેજીની તાત્કાલિક ભભકથી બચીને કરવો જોઈએ. તો દેશી ભાષાઓનો અભ્યાસ સ્વતંત્ર ખિલવણી ને ઉત્તેજન માગતી એક મોટી અભ્યાસ-શાખા જરૂર જણાશે. એમાં રહેલી મૌલિકતા તો સ્પષ્ટ છે.

## કેવી શરમાવનારી ખોટ !

દેશી ભાષાઓના અભ્યાસની બાબત ચર્ચાય છે ત્યારે એક ખબર કહેવા જેવી માનું છું. તે એ કે, કાર્યવાહક સમિતિના સભ્ય શ્રી. પ્રફુલ્લચંદ્ર ઘોષે અમદાવાદનગરની તેમની નજરકેદ દરમિયાન સરદાર સાહેબ પાસે ગુજરાતી શીખવા માંડ્યું ને માંદગીના અંતરાય છતાં તેમાં એમણે ઠીક પ્રગતિ કરી લીધી છે. તેમણે તે આગળ ચાલુ રાખવા કેટલાંક ગુજરાતી પુસ્તકો મંગાવ્યાં હતાં. તેની સાથે સારો ગુજરાતી–બંગાળી કે એવો મદદગાર કોશ પણ માગ્યો હતો. તેવો કોશ તો કોઈ જાણમાં નથી, એટલે ન મોકલી શકયો. જવાબમાં શ્રી. પ્રફુલ્લ બાબુ જે અફસોસ કરે છે તે ખરેખર સોંસરો વાગે એવો છે. તે લખે છે, "આજ તો હમારી વર્તમાન હાલત ઐસી બૂરી હૈ કિ હિંદી-બંગલા, યા ગુજરાતી-બંગલા, યા મરાઠી-બંગલા ઐસા કોઈ ભી અભિધાન (કોશ) મિલના મુશ્કેલ હૈ." પણ અંગ્રેજી–દેશીભાષા કોશ માગો તો ?

દેશી ભાષાના આવા કોશોની ખોટ કેવી શરમાવનારી છે ! ભાષાશાસ્ત્રના અભ્યાસને ખાતર પણ આવા આંતર-દેશીભાષી કોશો તો જરૂરના છે. સ્વતંત્ર દેશનો ઉચ્ચ અભ્યાસ આવી પોતાની સ્વતંત્ર દિશાઓ ખોળે ને ખીલે.

## 'પ્રાથમિક શાળાના શિક્ષકોના પગારો'

પ્રાથમિક શાળાના એક હેડમાસ્તર લખે છે :

'જાન્યુઆરી ૧૯૪૫ના 'શિક્ષણ ને સાહિત્ય' માસિકમાં 'શિક્ષકોના પગાર અને તાલીમ' નામના લેખ ઉપરથી, પ્રાથમિક શાળાના શિક્ષકોના પગારોના સ્કેલો કેટલા હલકા છે, તે લખવાનો વિચાર આવ્યો. પ્રાથમિક શાળાના શિક્ષકોના પગારો માટે કંઈ આજકાલની બૂમ નથી, પણ કેટલાયે જૂના વખતથી આ બૂમ ચાલી આવે છે. સને ૧૯૨૩મા 'પ્રાથમિક કેળવણી ઍકટ' ઘડી વહીવટ સ્થાનિક સત્તાધીશ મંડળોને સોંપ્યો, કે તરત જ પગારો ઘટાડવાની વાત આવી, અને પગારો ઘટાડવાનું કલંક બોર્ડોએ લીધું. સને ૧૯૧૮–૧૯ની યોજનામાં શિક્ષકોનો છેવટનો પગાર ૮૮ રૂપિયા હતો તે ૧૯૨૩ની યોજનામાં રૂ. ૬૦ કરવામાં આવ્યો. ત્યાર પછી સ્થાનિક સત્તાધીશ મંડળો 'સાઠે-પરાંજપે' યોજના પ્રમાણે પગારો આપી શકશે નહિ, એમ ઠરાવી શિક્ષકોમાં અંદરોઅંદર વિરોધ-કરાવનારું હાજરી-પત્રક શિક્ષકોના વિરોધ છતાં દાખલ કર્યું. વળી તે ૧૯૩૮થી રદ પણ કર્યું. પાછું ૧૯૩૫માં પગારનું છેવટનું ધોરણ ઘટાડી રૂ. ૫૦ કરવામાં આવ્યું. સને ૧૯૩૯માં ત્રીજું વર્ગ કાઢી નાખી પાછો છેવટનો ગ્રેડ રૂ. ૪૦ નક્કી કર્યો.

હાલમાં બધા જ સરકારી નોકરોના પગારો વધારવાની વાત ચાલી રહી છે. વળી જાણ પ્રમાણે તલાટીઓના સ્કેલ ૩૦થી ૫૫ના કરવામાં આવ્યા છે પણ શિક્ષકોના પગાર વધારવાની વાત તો થતી જ નથી. જ્યાં વધારવાની વાત થાય કે લોકલ ઑથોરિટી અને સરકાર મેળા-લડાઈ કરી વાત ઉડાવી દે છે. અમારી સરકાર અને બોર્ડોને નમ્ર સૂચના છે કે, સને ૧૯૪૧નો સ્કેલ તાકીદે રદ કરી કોઈ સારો પગાર શિક્ષકોને મળે તેવી યોજના બન્નેએ મળી ઘડી કાઢવી, અને તેનો તકીદે અમલ કરવો."

માનું છું કે, ઉપલા પત્રમાં ટાંકેલી હકીકતો બરોબર હશે. બીજા ધંધા કરતાં શિક્ષણમાં મળતર બધે જ ઓછું હોય છે; પરંતુ તેને મર્યાદા હોવી જ જોઈએ. આ માસને અંતે અમદાવાદમાં મળનારું પ્રાથમિક શિક્ષણ સંમેલન આ બાબત વિચાર કરશે જ. અને સારજન્ટ કમિટીની ભલામણો સરકાર સામે પડી જ છે. પ્રશ્ન તો એ જ કે, ખર્ચ માટે પૈસા કયાંથી કાઢવા ? દેશમાં બધે જ સુધારણા અને પ્રગતિનાં કામો થોકબંધ ઊભાં છે; બધાંને ખ્યાલમાં રાખીને પ્રજાના નેતાઓએ કામ કરવાનું છે. અલબત્ત, તેમાં શિક્ષકોના પગારનો પ્રશ્ન અવગણી ન શકાય એવો એક છે, એમ સૌ કબૂલ કરશે.

આ સાથે શિક્ષકવર્ગની એક ફરજ પણ છે. આજે શિક્ષણકાર્ય એક વેપાર જેવું બનતું જાય છે, ટયૂશનની બલા દહાડે દહાડે વધે છે; પરીક્ષાઓની દશા કથળે છે. સારાંશે, શિક્ષકનો ધંધો ચડતો નથી. તે બાબતમાં આપણે શિક્ષકો જ કાંઈ કરીએ તો વળે એમ છે.

અને શિક્ષકોની તાલીમનો પ્રશ્ન પણ આની સાથે જ સંબંધ ધરાવે છે. એકલા પગારની વાત થાય ને તાલીમ બાબતમાં ઉત્સાહ ન દેખાય તો, એ વસ્તુ સમાજ પર સારી છાપ નહિ પાડે, એ ચોક્કસ છે.

આ બધા પ્રશ્નો વિષે અમદાવાદમાં મળનારું સંમેલન કાંઈક સ્પષ્ટ ઠરાવ પર પહોંચશે એવી આશા રાખીએ.

## એક નાનકડો કીમતી હેવાલ

ગુજરાત વિદ્યાપીઠની ગ્રામસેવા સમિતિ તરફથી બોરસદ તાલુકામાં બોચાસણ ગામે વલ્લભ વિદ્યાલય આજ કાલ કરતાં છેલ્લાં પંદરેક વર્ષથી ચાલે છે. અનેક રાષ્ટ્રીય, શિક્ષણસંસ્થાઓ પેઠે તેને પણ, આપણા દેશની ગુલામી સામે લડતા, તડકી છાંયડી ખમવી જ પડે, એ સ્પષ્ટ છે. છેલ્લાં કેટલાંક વર્ષથી તેની આસપાસનાં અનેક ગામડાંનું એ એક ખીલતું જતું સેવાકેન્દ્ર બનતું જાય છે. આ સેવામાં સત્યાગ્રહાશ્રમનાં શ્રી. ગંગાબહેન વૈદનો ફાળો છે તે ત્યાં દવાખાનું અને ગોશાળા ચલાવે છે. જે હેવાલની અહીં વાત કરું છું તે એમની આ બે પ્રવૃત્તિઓનો છે.

(પૂંઠા ઉપર ચાલુ).

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૪–અંક ૪] અમદાવાદ [એપ્રિલ, ૧૯૪૫


## સ્વ૦ શ્રી મહાદેવ દેસાઈનું સ્મારક

[ગુજરાત, મુંબઈ, તથા બહારનાં બસો ઉપર જાણીતાં ભાઈબહેનોની સહીથી નીચેની અપીલ પ્રગટ થઈ છે. જેઓ તેને માન આપી પોતાની ફૂલપાંખડી સદ્‌ગતના સ્મરણાર્થે મોકલવા ચાહે તે નવજીવન પર મોકલી આપે એવી વિનંતી છે.]

સ્વ૦ મહાદેવભાઈ આપણું એક અમોલું રત્ન હતા ગાંધીજી જે અનુયાયીઓને પોતાના ગણતા કે ગણે છે તે બધામાં મહાદેવભાઈ પોતાની અનન્ય ભક્તિથી પ્રિય શિષ્ય, પ્રિય પુત્ર, તેમ પ્રિય સખાનું સ્થાન પામ્યા હતા. તેઓ ભક્ત હૃદયના હતા. ભક્તિયોગની સાથે તેમણે કર્મયોગ તેમ જ જ્ઞાન-યોગનો સુભગ મેળ સાધ્યો હતો. તેથી જ તેમના મરણ પછીના ગાંધીજીના પહેલા ઉદ્‌ગારો એ હતા કે, 'એ તો યોગી હતો.' મહાદેવભાઈ એકનિષ્ઠ યોગીનું જીવન જીવી ગયા છે અને યોગીનું મૃત્યુ પામવા ભાગ્યશાળી થયા છે.

જન્મ ૧-૧-૧૮૯૨



અવસાન ૧૫-૮-૧૯૪૨

૨. તેમનું યોગ્ય સ્મારક કરવાના વિચારો ઘણી વાર રજૂ થયા છે. આપણે તેમનું શું સ્મારક કરી શકવાના હતા? રામચંદ્રજીની પ્રત્યે પોતાની સેવાવૃત્તિથી હનુમાન જેમ અમરપદ પામી ગયા, તેમ આધુનિક ઇતિહાસમાં ગાંધીજીની સાથે તેમણે પોતાનું નામ અને સ્થાન અમર કર્યું છે. ગાંધીજીએ સૂચવ્યું છે કે, મહાદેવભાઈનું સ્મારક કરવા ઇચ્છનારા તેમના મિત્રો તથા પ્રશંસકો તેમનાં આદરેલાં અને અધૂરાં રહેલાં કામો પૂરાં કરવાનાં વ્રત લે અને બીજાઓ પાસે એમના જેવી નૈષ્ઠિક સેવાનાં વ્રત લેવડાવે.

૩. મહાદેવભાઈના આ આદર્શ સ્મારકને પુષ્ટિ આપવાના હેતુથી, તા. ૧૫–૮–'૪૫ પહેલાં દસ લાખ રૂપિયા એકઠા કરવાનું ગુજરાત મધ્યસ્થ સમિતિએ નક્કી કર્યું હતું. શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક ઉદ્યોગ અને જ્ઞાનની મહાદેવભાઈએ અહોનિશ ઉપાસના કરી છે. તે ઉપાસનાને એક આદર્શ તરીકે નજર સમક્ષ રાખી સેવાનું વ્રત લેનારા સેવકોનો સંઘ ગુજરાતમાં ચલાવવામાં તથા એવા જ નવા સેવકોને તાલીમ આપવામાં આ રકમ વાપરવાનું નક્કી કરવામાં આવ્યું છે.

૪. પણ મહાદેવભાઈની સેવાનું ક્ષેત્ર ફક્ત ગુજરાત જ ન હતું. જિંદગી-ભર તેમણે દરિદ્રનારાયણની સેવા આખા દેશમાં કરી હતી. ગાંધીજીએ ગ્રહણ કર્યો છે તે જ તેમનો સેવાનો માર્ગ હતો. ગાંધીજીએ પ્રચલિત કર્યા છે તે સિદ્ધાંતોનો અભ્યાસ કરી, પ્રત્યક્ષ તેનું પાલન કરી, દેશમાં અને જગતભરમાં તેનો પ્રચાર કરવા માટે તેમણે પોતાનું જીવન સમર્પણ કર્યું હતું. અધૂરું મૂકેલું આ કાર્ય વ્યવસ્થિત ઢબથી આગળ વધે એવી યોજના તેમનું યોગ્ય સ્મારક લેખાય.

૫. પોતે ભેગી કર્યે જતા હતા તે સર્વ સામગ્રી, નોંધો, ટિપ્પણ વગેરેની પૂર્ણ તપાસ કરી અનેક ગ્રંથો તૈયાર કરવાની તેમની સતત તીવ્ર અભિલાષા હતી. આ સામગ્રી તપાસી તેમ જ તેને આનુષંગિક વિષયોનો અભ્યાસ કરી સાહિત્યરચનાનું અને ગાંધીજીના જીવનસિદ્ધાંતો પ્રજા સમક્ષ રજૂ કરવાનું જે કાર્ય મહાદેવભાઈએ પોતાનું માનેલું હતું, તે ઉપાડી લેવામાં આવે એ બહુ ઇષ્ટ છે. આ સર્વ પ્રવૃત્તિઓને પોષવા એક કેન્દ્ર મુંબઈમાં કાઢવામાં આવે એ અનેક દૃષ્ટિએ ઉચિત છે. મુંબઈમાં કોઈ યોગ્ય સ્થળે એક ઇમારતમાં જુદા જુદા વિભાગોમાં આ બધું સાહિત્ય એકઠું કરી તેમાં ઉમેરો કરવાની વ્યવસ્થા રાખવી,

તે સાધનો ઉપરથી પુસ્તકો તૈયાર કરવાં, વ્યાખ્યાનો યોજવાં, એ વિષયોમાં સંશોધન કરવું, સંગ્રહાલય સ્થાપવું વગેરે — આ સર્વનો સમાવેશ આ યોજનામાં થઈ શકે. આ સ્મારક મુંબઈમાં ઊભું કરવામાં આવે તો, એ તેનું સ્વરૂપ વ્યાપક થઈ, ઉત્સુક એવા દેશાવરમાં પડેલા તેમના મિત્રો અને પ્રશંસકો તેમાં પોતાનો ફાળો આપી શકે. આ યોજનાને મૂર્ત સ્વરૂપ આપવા માટે રૂપિયા પંદર લાખની રકમની જરૂરિયાત છે.

૬. એટલે બંને યોજનાઓ માટે કુલ ફાળો રૂપિયા પચીસ લાખનો ભેગો કરવાનું ઠરાવવામાં આવે છે.

૭. ઉપર કહ્યું છે તેમ, મહાદેવભાઈએ જીવનભર દરિદ્રનારાયણની સેવા કરી છે. એટલે ગુજરાતમાં તાલીમી તથા સેવાનાં કેન્દ્રો કાઢવાના તેમના સ્મારકમાંથી પણ દરિદ્રનારાયણની સમગ્ર રીતે સેવા થાય અને તેમને કેળવણી મળે, તથા એ સેવા અને કેળવણી દ્વારા આપણાં ગામડાંમાં પડેલા દરિદ્રનારાયણની સ્થિતિમાં સુધારો થાય, એ હેતુ લક્ષમાં રાખી, આ સ્મારકની મુખ્ય વિગતો નીચે પ્રમાણે નક્કી કરવામાં આવી છે:—

[અ] ગાંધીજીએ, આપણી આખી રચનાત્મક પ્રવૃત્તિ ગામડાં સુધી વિકેન્દ્રિત કરી નાખી ગામડાંની સમગ્ર સેવા કરવાના હેતુથી, કાર્યકર્તાઓને ગામડાંમાં બેસી જવાની સલાહ આપી છે. તે મુજબ ગુજરાતનાં ગામડાંમાં બેસી જવા ઇચ્છનારા કાર્યકર્તાઓ તથા સ્વયંસેવકોને સર્વાંગી તાલીમ આપવા માટે મહા-વિદ્યાલયની કોટિનું એક ગ્રામસેવા અથવા ગ્રામસ્વરાજ્ય વિદ્યાલય ગુજરાતમાં સ્થાપવું.

[આ] કાર્યકર્તાઓ તથા સ્વયંસેવકોને જરૂરી તાલીમ આપવા માટે તાલીમી કેન્દ્રો તથા જ્ઞાનવર્ધક અભ્યાસક્રમો — (રિફ્રેશર કોર્સિસ) ચલાવવા.

[ઇ] સમગ્ર સેવાની ગાંધીજીની દૃષ્ટિ મુજબનું રચનાત્મક કાર્ય કરનારા અને બીજાં રાષ્ટ્રસેવાનાં કામ કરનારા સેવકોના સંઘ ગુજરાતમા સ્થાપવા તથા ચલાવવા.

૮. તેમ જ, દરિદ્રનારાયણની સેવાનો ઉદ્દેશ નજર સામે રાખીને, મુંબઈમાં જે સ્મારક કરવાનું તેનું સ્વરૂપ નીચે મુજબ:—

[અ] મહાદેવભાઈના લેખો, નોંધો, ટિપ્પણો વગેરે પુસ્તકના રૂપમાં પ્રગટ કરવાં અને તેમનું જીવન-ચરિત્ર તૈયાર કરી પ્રસિદ્ધ કરવું. મહાદેવભાઈએ એકઠી કરેલી સામગ્રી તથા અન્ય સ્થળેથી બીજી સામગ્રી ભેગી કરી ગાંધીજીના વિચારો, સિદ્ધાંતો, પ્રવૃત્તિઓ બાબત પુસ્તકો અને પ્રકાશનની વ્યવસ્થા કરવી.

[આ] વ્યાખ્યાનમાળા, અભ્યાસમંડળ વગેરે દ્વારા ગાંધીવિચારની પિછાન પ્રજાને કરવી. ગાંધીજીના આર્થિક સિદ્ધાંતોને અનુસરીને માલ ઉત્પન્ન થતો હોય તેનું તથા તેમાં વપરાતાં ઓજારો, તેની ક્રિયા વગેરેનું સંગ્રહાલય સ્થાપવું. આ કાર્ય માટે યોગ્ય કાર્યકર્તાઓ વેતન આપી નીમવા. અને તે સર્વ પ્રવૃત્તિના કેન્દ્ર તરીકે એક ઇમારત બાંધવી.

૯. મહાદેવભાઈ પ્રત્યે જે આદર અને પ્રેમ લોકોમાં છે તે જોતાં આટલી પચીસ લાખની રકમ તો તેઓ સહેજે આપશે. જોકે ઉપર જે કામો ગણાવ્યાં છે તે માટે પચીસ લાખની રકમ બહુ નાની ગણાય. એટલી રકમથી તો આવાં કામોનો આરંભ જ થઈ શકશે. પણ આપણાં કામો મારફત જો સાચી લોકસેવા થઈ શકશે, તો જનતા કામોને તથા મહાદેવભાઈના સ્મારકને સદા જીવંત રાખશે, એવો અમારો પાકો વિશ્વાસ છે.

૧૦. ગરીબોની સેવા એ જ ગાંધીજીના જીવનનું મુખ્ય દૃષ્ટિબિન્દુ છે. અને સ્વ. મહાદેવભાઈએ પણ એ જ આદર્શ પોતાના જીવનમાં ઉતાર્યો હતો એટલે આ સ્મારકની રકમ એ જ કામ માટે ખરચવાની છે.

૧૧. સદરહુ ફંડ એકઠું કરવા, તે માટેની તમામ વ્યવસ્થા કરવા, તથા તે ફંડ ટ્રસ્ટીઓને હવાલે કરવામાં આવે ત્યાં સુધી તે રાખવા બાબતની ગોઠવણ કરવા એક સમિતિ નીમવામાં આવી છે. શ્રી. એમ. એ. માસ્તર તેના પ્રમુખ છે. શ્રી. ઠક્કરબાપા તેના મહામંત્રી છે. નીચેના ભાઈઓ તેના ખજાનચીઓ છે:

અમદાવાદ ખાતે

શ્રી. ગણેશ વાસુદેવ માવળંકર
શ્રી. ભોગીલાલ લાલા
શ્રી મણિલાલ ચતુરભાઈ શાહ

મુંબઈ ખાતે

શ્રી મંગળદાસ પકવાસા
શ્રી મહમદ હુસેન હાસમ પ્રેમજી
શ્રી રામનાથજી પોદ્દાર
શ્રી ભવાનજી અ૦ ખીમજી

અને આ સમિતિના મંત્રીઓ નીચે પ્રમાણે છે:

શ્રી. જીવણજી ડા૦ દેસાઈ અમદાવાદ
શ્રી. મગનભાઈ પ્ર૦ દેસાઈ ,,
શ્રી. રાવજીભાઈ મ૦ પટેલ નડિયાદ
શ્રી. મણિબહેન વલ્લભભાઈ પટેલ
શ્રી. વૈકુંઠ લ૦ મહેતા મુંબઈ
શ્રી. રતિલાલ મ૦ ગાંધી ,,
શ્રી. શાંતિકુમાર ન૦ મોરારજી ,,
શ્રી. ઉમાશંકર દીક્ષિત ,,

૧૨. સદરહુ ભંડોળ માટે ઉપર જણાવેલા ઉદ્દેશો પાર પાડવા, ગુજરાત અને મુંબઈ માટે બે ટ્રસ્ટી મંડળો નીમવાનું કામ ગાંધીજીને સોંપી દેવામાં આવ્યું છે અને તે તેઓ કરશે.

# બાળસૃષ્ટિમાં ડોકિયું

## બાળલીલા

આપણે જેને બાળકોની રમત કહીએ છીએ, તે ખરું જોતાં તેમની રમત નથી હોતી. આપણે મોટેરાઓ કોઈ સભામાં બેસીને રાષ્ટ્રગીતોની ચર્ચા કરતા હોઈએ અથવા પ્રયોગશાળામાં બેસીને કુદરતનું રહસ્ય શોધી કાઢવાના પ્રયત્નમાં તલ્લીન થયા હોઈએ, એ વખતે, આ શું ચાલી રહ્યું છે, તે ન સમજવાથી બાળકો જો આપણી એ પ્રવૃત્તિને 'વૃદ્ધલીલા' કહે, તો તેમાં તેમની જરાય ભૂલ ન કાઢી શકાય. ઊલટું, તેમને એમ કહેવાનો વધારે હક છે. બાળકોને હજી હવે મોટા થવાનું છે. મોટપણનો અનુભવ તેમને નથી હોતો. એટલે મોટપણની પ્રવૃત્તિ વિષે તેઓ ગમે તે કહે તોય તે તેમને શોભે.

પણ આપણે એક વખત નાનાં બાળક હતાં. બાળલીલાનો આપણે અનુભવ લીધેલો છે. આપણાથી એમ ન કહી શકાય કે, બાળકોની આ બધી પ્રવૃત્તિ શા માટે ચાલી રહી છે, તે અમે શી રીતે જાણીએ?

નાનાં બાળકો આ દુનિયામાં આવતાંવેંત તેને અને પોતાની જાતને સમજવાને માટે ભગીરથ-પ્રયત્ન કરતાં હોય છે. મોટી ઉંમરે પાંચ કલાક ભણવું અને બાકીનો વખત રમવું એ આપણો કાર્યક્રમ હોય છે. પણ બાળપણમાં પ્રભુની શાળામાં રમતનો સમય એ જ ધ્યાનપૂર્વક ભણવાનો સમય હોય છે. ઊંઘના તેર કલાક બાદ કરતાં બાકી રહેલો બધો સમય બાળકો કુદરત-ગુરુના હાથ નીચે અખંડપણે ભણતાં જ હોય છે પાછળથી માણસની પાસે ભણવાનો પ્રસંગ આવે છે, ત્યારે તેની નાલાયકી જોઈને ભણવાના કલાકો ઓછા કરવા પડે છે, એટલો જ ફેર!

રમવું અને ભણવું એવો ફરક શા માટે કર્યો હશે એ કોણ જાણે! રમત દ્વારા ભણવું અને ભણવા દ્વારા બધી જાતનો આનંદ અનુભવવો એ જ વાસ્તવિકપણે જીવવું છે.

કેળવણીની આડે જો કોઈ વસ્તુ આવતી હોય તો તે ભાષા છે. નાનાં બાળકોને ભાષા નથી આવડતી હોતી, તેથી જ તેઓ કુદરતની શાળામાં ભણી શકે છે, અને બધી જાતના પ્રયોગો રુકાવટ વિના કરી શકે છે. અભ્યાસક્રમ નિશ્ચિત નથી હોતો, તેથી દુનિયાભરના તમામ વિષયો તેઓ એકીવખતે શીખે છે. આપણી પોતાની વિકૃતિને લીધે આપણે તેમના શિક્ષણને બાળલીલા કહીને અવગણીએ છીએ, એટલું જ!

પ્રકૃતિમાતાને ઘેર બધા જ વ્યવસાયો આનંદમય છે. કુદરતની શાળામાં મળતું દુઃખ પણ અનુભવથી ખીચોખીચ ભરેલું હોય છે. તેથી તે આનંદમય જ હોય છે; અને તેથી મોટપણમાં જે વસ્તુઓ આપણને ત્રાસદાયક, કંટાળો ઉપજાવનારી અથવા ભયાનક લાગે છે, તે કરતાં બાળકોને વિશેષ આનંદ અને ઉત્સાહ લાગે છે. બાળલીલા એટલે જ ઉત્કૃષ્ટ જીવન, કુદરતી પોષણ અને સંપૂર્ણ શિક્ષણ!

## મૂંઝવણ

येरे येरे पावसा, तुला देतों पैसा;
पाऊस आला मोठा, पैसा झाला खोटा!

(આવ રે આવ, વરસાદ. હું તને એક પૈસો આપીશ. વરસાદ તો મોટો આવ્યો ખરો, પણ પૈસો ખોટો નીકળ્યો!)

બાળહૃદયની કેટલી ભારે મૂંઝવણ! એક ગરીબ કુટુંબને ત્યાં આવેલા એક ગરીબ મહેમાને બાળકને એક પૈસો આપ્યો. બાળકનું બધું ધન એટલે તે એકનો એક પૈસો. બાળકને કેટલીય વસ્તુઓ ખરીદવી હતી. પણ પોતાના પૈસા આગળ તેને કોઈ પણ ચીજ પસંદની લાગતી નહિ.

બાળક એક વખત મેળામાં ગયું. ત્યાંની દુકાનોમાં જાત જાતની વસ્તુઓ જોઈને બાળક મનમાં ને મનમાં કહે, 'ભમરડો છે તો બહુ સુંદર, પણ તે લેવા માટે આખો એક પૈસો ખર્ચી નખાય શું? તેના કરતાં પૈસો જ પાસે રાખ્યો હોય તો શું ખોટું? પેલી વગાડવાની સિસોટી લઉં તો આખો દિવસ વગાડતાં વગાડતાં ફરી શકાશે! પણ તેથી શું સીટી માટે પાસેનો પૈસો નાખી દેવાય? એક વાર પૈસો ગયો તે પાછો નહિ આવે.'

દરેક વખતે બાળકે પોતાના કોડના ત્રાજવાના એક પલ્લામાં પૈસો મૂકીને બીજા પલ્લામાં દુનિયાભરની તમામ ચીજો એક પછી એક મૂકીને તોળી જોઈ, પરંતુ કોઈ પણ ચીજ એ પૈસાની તોલે આવી નહિ.

ઉનાળાના છેવટના દિવસો છે. બહાર તડકો કહે કે મારું કામ. ઘરમાં બેઠે બેઠે પણ શરીરમાંથી પરસેવાના રેલા ચાલે છે અને સમય થઈ ગયા છતાં હજી વરસાદ પડતો નથી, એવી સ્થિતિ છે. દર વરસે ઉનાળામાં ખસખસના શાડુ બનાવી આપનાર બા આજે તાવથી હડહડે છે, અને એ જ ઉનાળાની આખરે આકાશે વાદળાંની પિછોડી ઓઢેલી હોવાથી આકાશમાં પવન અને ઘરમાં બા તદ્દન ગૂંગળાઈ ગયાં છે. તે છોકરાને થયું કે, હવે આપણો પૈસો કાઢવો જોઈએ. એ થોડો જ ભક્ત પ્રહ્લાદ કે સંત નામદેવ હતો, કે એની કેવળ પ્રાર્થનાથી વરસાદનું ઉત્તમ હૃદય પીગળવાનું હતું! તેણે વરસાદને તેની ફી આપીને, તદ્દન ડૉક્ટરની માફક, તેને બોલાવવાનું નક્કી કર્યું અને આર્ત વાણીથી તે બોલ્યો,

'येरे येरे पावसा, तुला देतों पैसा! . . .'

મોઢામાંથી શબ્દો બહાર પડ્યા ન પડ્યા એટલામાં આકાશ ગર્જી ઊઠ્યું!

હાથ પર પડતાં ટીપાં જોઈને આનંદિત થયેલો છોકરો બાને આ શુભ વર્તમાન કહેવા માટે ઘર ભણી દોડે છે. એટલામાં મુશળધાર વરસાદ તેને રસ્તામાં જ ઝાપટી પાડે છે. હવે વરસાદને કબૂલ કર્યા મુજબ તેની પૂરી ફી તેને ચૂકવવી જ જોઈએ. હરિશ્ચંદ્રની જેમ આપેલું વચન ખરું કરવામાં આઘા પાછા થવાય જ કેમ? રોજ ખિસ્સામાં પૈસો છે કે નહિ તે કેવળ ફંફોસી જોવાની જ છોકરાને ટેવ પડી હતી. રોજ ને રોજ તેને બહાર કાઢી જોવાથી તે સસ્તો થશે એ બીકે તેણે કદી પણ પૈસો બહાર કાઢ્યો ન હતો. આજે કાઢી જુએ છે તો શું?

પૈસો ખોટો!

પૈસાને ઉલટાવી જોયો, તેની બન્ને બાજુઓ ઘસાઈ ગઈ છે. આ પૈસો છે એ જાણવાનું એકે ચિહ્ન તેના પર ન મળે. મારી હાકની સાથે જ દોડી આવીને મારી બાને સંતોષ આપનાર વરસાદને હવે ફી શી આપું? ખૂબ ચિંતાતુર થઈને તદ્દન ગળગળો થઈને છોકરો કહે છે,

"पाऊस आला मोठा, पण पैसा झाला खोटा!

પૈસો પ્રથમથી જ ખોટો નહિ હોય, મારું નસીબ જ ખોટું, તેથી આટલા સંયમથી સાચવી રાખેલો પૈસો ખોટો નીકળ્યો."

બાલહૃદયની આ કેટલી ભારે મૂંઝવણ!*

**કાકાસાહેબ કાલેલકર**

* 'વનશોભા' નામથી શ્રી કાકાસાહેબે મરાઠીમાં લખેલી નાનકડી નિબંધમાળામાંથી આ લેખો ઉતાર્યા છે

# ગાંધીવાદ શીખવાની ખરી રીત

[ગ્રીષ્મવર્ગોની મોસમ શરૂ થાય છે. દરેક વર્ગમાં ગાંધીજીની વિચારણા અને કાર્યપદ્ધતિ પર વિવરણ માટે વખત કઢાય છે. તે કામ મુખ્યત્વે ભાષણ અને ચર્ચાથી જ ચાલે છે. નીચેના લેખમાં ગાંધીવાદ શીખવાને માટેની 'ઉદ્યોગપદ્ધતિ' કે વર્ધા શિક્ષણ-પદ્ધતિ સૂચવવામાં આવી છે, તે પ્રયોગપાત્ર છે. પંજાબની વિદ્યાર્થીપરિષદને માટે સંદેશા તરીકે મોકલેલા મજકૂરમાંથી તેને અહીં ઉતારી છે. મૂળ હિંદુસ્તાનીમાં જ તે ઉતારી છે, કેમ કે તેને સમજવામાં ભાગ્યે જ કોઈને મુશ્કેલી પડશે એમ માન્યું છે. આ સંદેશો શ્રી. કિ૦ ઘ૦ મશરૂવાળા, નરહરિભાઈ પરીખ, પ્યારેલાલજી અને સ્વામી આનંદ એ ચારના તરફથી મોકલવામાં આવ્યો હતો]

જિન્દગીમેં બહુત બાતેં ઐસી હોતી હૈં જો કિ સિર્ફ બહસ ઔર ભાષણોંસે પૂરી સમઝમેં નહીં આતી; ઉન પર ચલના શુરૂ કર દેં તો હી સમઝમેં આતી હૈં. રચનાત્મક કાર્યક્રમકી કદરકો ભી આપ સિર્ફ ગાંધીવાદ પર કિતાબેં પઢ કર યા વ્યાખ્યાન સુનકર પૂરી સમઝ નહીં પા સકતે. ઉસકા અમલ કરતે કરતે હી પા સકેંગે.

ઇસ લિયે હમ આપસે સિફારિશ કરતે હૈં કિ આપ નીચે બતાઈ હુઈ બાતોં પર અમલ કરના શુરૂ કર દેં:

૧. છોટે છોટે ગરોહ (મંડળ) બનાકર સાથ બૈઠકર નિયમસે ચરખા ચલાના, ઔર ઉસસે નિસ્બત રખનેવાલે સબ કામ સીખના.

૨. છોટે છોટે ગરોહ બનાકર મોહોલ્લે યા દેહાતકી સફાઈ કરના ઔર ઉન્હેં સજા કર સુશોભિત કરના.

૩. બઢાઈ, લુહાર, રાજ આદિ કારીગરોંકે કામોંકો ઇસ હદ તક સીખ લેના કિ ઉનકે ઔજારોંકા ઉપયોગ કરનેકા આપકો મુહાવરા હો જાય, ઔર ઉન લોગોંકે સાથ આપ ઉનકે કામોંમેં હાથ બૈંટા સકેં.

૪. જબ ભી આપકો મૌકા મિલે, કિસાનોંકે સાથ ખેતમેં જાકર ઉનકે સાથ કિસાની કામમેં હાથ બૈંટાના.

૫. છુટ્ટીકે દિનોંમેં કુછ ગાંવોંકો ચુનકર વહાં પર ઐસી કોઈ ચીજ બનાના જો કિ ઉન ગાંવોંકે લોગોંકો હમેશાકે લિયે કામકી હો: મસલન, એકાધ કૂઆ યા પક્કી સડક, યા નાલેકે ઊપર છોટા-સા પૂલ બાંધના, યા બચ્ચોંકે લિયે ખેલ-મૈદાન (ક્રીડાંગણ) ઔર ઉસકા સાજ બનાના, યા બડે પેડ રોપના, યા વહાંકી કોઈ સાર્વજનિક ઇમારત, મન્દિર, મસજિદ આદિકી મરમ્મત, રંગાઈ વગૈરા કરના.

૬. ઐસી કોઈ ચીજ કરનેકે ઉપરાન્ત દેહાતિયોંકો ઇસ પ્રકારકા જ્ઞાન ઔર શિક્ષા દેના જો કિ ઉનકે જીવનમેં લાભ પહુંચાનેવાલી હો. મસલન, ઉનકે રોગોંકે આસાન ઇલાજ બતાના, ઉનકે ધંધોંકે સુધારકી સૂચના દેના, જિસસે ઉનકી આમદની બઢે, ઉનકી ધર્મ, નીતિ, રૂઢિયાં વગૈરામેં સુધાર હો; ઉનકો કિસી પ્રકારકા નિર્દોષ મનોરંજન મિલે.

૭. યહ ભી જરૂરી હૈ કિ આપ છોટે છોટે સ્વાધ્યાય મંડલ (સ્ટડી સર્કલ) બનાએં, ઔર ઉનમેં ગાંધીજીકે વિચારોંકા ઔર દેહાતિયોંકી અનેક રોજમર્રાકી સમસ્યાઓંકા અચ્છી તરહ અભ્યાસ કરેં, ઇર્દગિર્દકે દેહાતકી કુદરતી સાધનસામગ્રીકી જાંચ કરેં, ઔર તરહ તરહકી હિસાબી જાનકારી (Statistics) ઇકટ્ઠી કરેં.

આગે આનેવાલે જમાનેમેં આપ લોગોં પર બહુત બડી જિમ્મેદારી આનેવાલી હૈ. ઇસ વક્ત તો હમ પરતંત્ર હૈં, ઔર દેશકો સ્વતંત્ર કરનેકા બડા ભારી કામ અભી રહા હી હૈ. લેકિન, હમ ઉમ્મીદ કર સકતે હૈં કિ વહ કામ નજદીક ભવિષ્યમેં હો જાયગા. ફિરભી, ઇતનેસે હમારા કામ પૂરા ન હોગા. પરતંત્રતાકી બેડી બડી ભારી હોને પર ભી ઉસકે ટૂટને ભરસે સબ બંધન કટ જાનેવાલે નહીં હૈં. હમારા દેશ અજ્ઞાન, વિષમતા, ગરીબી, રોગ વગૈરા અનેક આપત્તિયોંસે ઘિરા હુઆ હૈ. ઇન સબકે સામને લગાતાર આપકો ઝગડતે રહના હોગા. ઇસ બડે જંગમેં સિપાહી બનનેકી અપેક્ષા ઇન સબ આપત્તિયોંસે જંગ લેના કમ મુશ્કિલ નહીં. ઇસકે લિયે આપ તૈયાર હોં.

ફરવરી, ૧૯૪૫

# શિક્ષકો અને વિદ્યાર્થીમંડળો

રાષ્ટ્રની સર્વવ્યાપી જાગૃતિ જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ આપોઆપ તેના જુદા જુદા વર્ગો પણ જાગવા લાગ્યા છે. એનો ચોખ્ખો દાખલો વિદ્યાર્થીઓ છે. તેમણે જગા જગાએ પોતાનાં મંડળો સ્થાપવા માંડયાં છે. રાષ્ટ્રીય કેળવણીકારો કહેતા આવ્યા છે કે, વિદ્યાર્થી-સ્વરાજની પ્રવૃત્તિ દરેક શાળામાં ચલાવો, કેમ કે, વિદ્યાર્થીને કીમતી તાલીમ આપનારી વસ્તુ તે છે. આ સલાહ કોઈએ માની, કોઈએ ન માની, અને કોઈએ માની ન માની કરી. હવે જમાનાના જોરને પ્રતાપે, વિદ્યાર્થીઓ પોતાની મેળે મંડળો રચવા લાગ્યા છે; તેમને આવડે છે એ ઢબે તેઓ પોતાનું સંગઠન કરે છે; સૂઝે છે તેવાં કામો કરવા મથે છે, અને ગૂંચાય છે ત્યાં આજ દેશની આઝાદીના નાયક-સમા બનેલા મહાસભાના કાર્યકર્તાઓ પાસે પહોંચે છે. કેમ કે, તેમના સ્વાભાવિક નેતા હોવા જોઈતા હતા એવા જે તેમના સરકારી શિક્ષકો, તેમને વિષે, આ બાબતમાં, વિદ્યાર્થી-જગતને કદાચ વિશ્વાસ નથી, એમ લાગે છે. (માનું છું, વર્ગના ભણતરની બાબતમાં તો હજી તે હશે.) અને એ દુઃખદ દશાને માટે શિક્ષકો પોતાનો જ દોષ જોઈ શકે, કેમ કે રાષ્ટ્રની લડતમાં, મન મૂકીને, વર્ગ તરીકે શિક્ષકો છે, એમ કહી શકાય ખરું?

આ સ્થિતિમાં સહેજે કેટલાય શિક્ષકો વિદ્યાર્થી-મંડળની નવી સ્ફુરેલી સંગઠનશક્તિ વિષે વહેમ, વિરોધ, અને હસાકી તથા તુચ્છકારની નજરે જુએ છે.

વિદ્યાર્થી અને શિક્ષકો વચ્ચેના સંબંધની એક બાજુ આ થઈ. શિક્ષકો તરફની ને વિદ્યાર્થીઓ સામે જતી તેની બીજી બાજુ પણ છે, કે હોઈ શકે, એ મને ખબર છે. પણ અત્યારે એક જ બાજુ અહીં માંડી છે, તેનું કારણ નીચેનો એક વિદ્યાર્થીનો પત્ર છે. તેણે મને લખ્યું કે, શિક્ષકો અમારા સંગઠનનો વિરોધ કરે છે. મેં પૂછ્યું, શું કામ? તેનો જવાબ વાળતાં તે નીચેની ખબર આપે છેઃ–

"મારા પિતા સરકારી ડૉક્ટર છે. અમે અહીં વિદ્યાર્થીમંડળ સ્થાપવાનો વિચાર કર્યો, સ્થપાયું પણ ખરું. તમે પૂછ્યું, શિક્ષકો શા માટે વિરોધ કરે? શિક્ષકો અહીં બરાબર શીખવતા નથી. કેટલીક વખત તો મન ફાવે ત્યારે આવે ને મન ફાવે ત્યારે જાય. વિદ્યાર્થીને બાપ સમાન ગાળ દે. આમ ગમે તેમ વર્તે. વિદ્યાર્થીમંડળે આ વાત સામે માથું ઊંચક્યું. આથી શિક્ષકો હંમેશા એની તરફ કરડી નજરે જ જુએ છે. હાલની વાત કહું. એક શિક્ષક શાળામાં જ ઘણી વખત આવતા નથી. આવે છે તો વર્ગમાં શીખવવા જતા નથી. એ શિક્ષકને આ વર્ષે જવું છે, આથી ગમે તેમ વર્તે છે. સ્કૂલબોર્ડ પણ અસહાય છે. કારણ? બીજો શિક્ષક મળે એવો સંભવ જ નથી.

"આવી આવી કેટલીય બાબતો છે જેથી વિદ્યાર્થીમંડળને એમને કહેવાની ફરજ પડી ને કહેવાથી વધુ છંછેડાયા. આથી શિક્ષકોનો વિરોધ છે.

"હમણાં જ કંઈ પણ કારણ દર્શાવ્યા સિવાય રૂા. ૧) નો વધારો (દરેક વર્ગમાં) જાહેર કર્યો જોકે-આ ગામાત શાળા છે. તેને 'ગ્રાંટ' મળતી નથી. તેને ટકાવી રાખવી એ અમારી પ્રથમ ફરજ છે. આથી અમે 'પ્રમુખ'ને પૂછ્યું કે, "શા માટે આ વધારો જાહેર કરવામાં આવ્યો છે?" "ખોટ જાય છે માટે." પણ અમારા ગામમાં વિદ્યાર્થીઓ ગરીબ છે ને આ ફી-વધારો તેમને પરવડે એમ નહોતો. આથી ખૂબ વિરોધ થયો. અમે હિસાબ જોયો ને કહ્યું કે વધારો વાજબી છે ત્યારે શાંત પડયા. પ્રથમ મારો વિરોધ હતો, હજુ પણ છે. કારણ? અહીંયાં બહાર ગામના વિદ્યાર્થીઓ આવે છે. પણ આ વધારો જોઈને અમારી પાસે એક શાળા છે ત્યાં જાય. ને આથી શાળાને એ વિદ્યાર્થીઓ જાય એટલે સંખ્યા તેમ જ ફી ઓછી મળે ને શાળા કદાચ ભાંગી પડે. કારણ કે આ શાળામાં વિદ્યાર્થીઓ ફક્ત ૪૬ છે વર્ગ ૬ છે. શિક્ષક ચાર છે. (૧, ૨ ને ૩ ધોરણ ભેગાં છે.)

"આ બનાવથી શાળા અમારો વિરોધ કરવા લાગી. 'પ્રમુખે' મારા પિતાને પત્ર લખ્યો કે, 'એને અમે વર્ગમાંથી રજા આપીશું.' આથી મારા પિતાએ મારો વિરોધ કર્યો ને એમણે એમ લખ્યું કે, "એ આજથી વિદ્યાર્થીમંડળનો સભ્ય પણ નહીં રહે!"

"આ બધી 'નૉવેલ'ની વાત નથી પણ તદ્દન સાચી છે.

"એક બાજુથી પિતાજી કહે છે કે તું મંત્રી તરીકેનું રાજીનામું આપ. હવે જો હું રાજીનામું આપું તો બીજી જ પળે મંડળ શાળાના હાથ નીચે જાય. શાળા ગ્રાંટ મેળવવા બહુ તલસે છે. આથી અમને આઝાદી માટે યાને દેશ માટે કોઈ પણ જાતનું કાર્ય ન કરવા દે એ સ્વાભાવિક છે."

અને અંતે તે પૂછે છે, આ સંજોગોમાં મારે રાજીનામું આપવું કે શું કરવું? શિક્ષકો છંછેડાવામાં બે કારણના દાખલા પત્રલેખકે આપ્યા છેઃ ૧. શિક્ષકની ગાળ દેવાની કુટેવ, ૨. ફી તથા શિક્ષણ વિષેની ફરિયાદ. તેમાંની પહેલી વસ્તુ જો સાચી હોય તો તે ભારે નિંદ્ય છે. વિદ્યાર્થીને, વિનયથી છતાં દૃઢતાપૂર્વક, ગાળ દેતા શિક્ષકનો વિરોધ કરવાનો અધિકાર છે. તેવા શિક્ષકના વર્ગનો ત્યાગ કરી વિદ્યાર્થીઓ તે જ વખતે તેમના આચાર્ય પાસે ફરિયાદ કરવા જાય, તો તેમાં કંઈ ખોટું નથી.

- ફી તથા શિક્ષણની અવ્યવસ્થા એવી બાબતો નથી. તેમાં આચાર્ય, વિદ્યાર્થીઓના વાલીઓ તથા શાળાની વ્યવસ્થા-સમિતિને ફરિયાદ સાંભળવાપણું અને યોગ્ય દાદ આપવાપણું રહેલું છે. શિક્ષણમાં ફીનો સવાલ એક સામાજિક બલાનું રૂપ પકડતો જાય છે, તેમાં આખા સમાજે જ વિચાર કરવા વારો નજીક આવતો જાય છે. પણ તે અહીં છોડી, પ્રસ્તુત કેસ આગળ જોઈએ. ફી-વધારા અંગે

વિદ્યાર્થીઓએ પોતાના મંડળ તરફથી એની ખબર લાગતા વળગતાને આપીને સમજવું જોઈએ કે, પોતાને કરવાનું પોતે કર્યું છે. તે એવી બાબતો છે કે, તેમાં તેઓ ધારે તોય ઝાઝો ફેરફાર—વાલી અને શાળાસમિતિ કે આચાર્ય વગેરેના સાથ વગર—ન કરાવી શકે.

છેવટે, વિદ્યાર્થીએ રાજીનામું આપવું એ બાબત: શું કામ તેના પિતા રાજીનામું માગે છે? શું કામ આચાર્યે પોતાના વિદ્યાર્થીનો આમ તેજોવધ કરવા તેના પિતાને પ્રેરવા? સારું તો એમ નહિ કે, આચાર્ય તે વિદ્યાર્થીની શક્તિ સમજી તેને યોગ્ય માર્ગ આપે ને બતાવે? વિદ્યાર્થીઓ સમૂહ તરીકે પોતાના પ્રશ્નો વિષે વિચાર કરે ને રજૂઆત કરે, તેથી શિક્ષકો ને સંચાલકોએ ભડકવું ન જોઈએ. એમાં કશું રજ/કારણ નથી કે તે નાહકની ભડક સેવે. ક્યારેક પણ જો આપણું શિક્ષણ પ્રાણદાયી બનવાનું હશે—અને બનવું જ પડશે,—તો શિક્ષકો આજે સરકાર અને શિક્ષણખાતાથી ડરીને જે ચાલે છે, તેમાં સુધારો કરવો જ પડશે. ભય અને લાલચનો ત્યાગ અહીં પણ એટલો જ જરૂરનો છે. ગાંધીજીએ સરકારી ગ્રાન્ટ અને સરકારી કાબૂ સામે હમેશ જે ચેતવણી આપી છે, તેમાં નકામું સરકારી સૂગિયાપણું કે અસહકારવેડા નહોતા. શિક્ષણક્ષેત્રમાં સ્વરાજ તે વગર અશક્ય છે, એ સૌ કોઈ કબૂલશે. સ્વરાજપ્રેમી વિદ્યાર્થીઓ આનો પણ વિચાર કરે, કેમ કે જે તંત્રમાં હાલ તે ભણે છે તેનાં અનેક બંધનોમાં એક બંધન આ સરકારી કાબૂ અને ગ્રાન્ટની લાલચ પણ છે, કે જેમના વિના હાલનું શિક્ષણતંત્ર ચાલે એમ નથી.

મગનભાઈ દેસાઈ

# સ્વ૰ ઈશ્વરલાલ વ્યાસની નોંધો

[સ્વ૰ વ્યાસના પુત્રે શ્રી. વિઠ્ઠલદાસ કોઠારીને આપેલી નોંધો, તેમણે મને આપી છે, તે ગયા અંકમાં હું કહી ગયો છું. તેમાંથી નીચેની અહીં આપું છું. બાકીની નોંધ હવે પછી. અહીં અપાયેલી નોંધો પરથી વાચક એટલું તો જોશે જ કે, શ્રી. વ્યાસ કેવા લગ્ન અભ્યાસી હતા. આ નોંધો મહત્ત્વની ચાલુ હિલચાલો અંગે છે.]

### ૧
### ગુજરાત વિશ્વવિદ્યાલય!

ગાંધીજી આજે ના સદીથી એકઅવાજે ગામડાંના ઉદ્ધારની વાત પોકારી પોકારીને કહી રહ્યા છે. એટલું જ નહિ, પણ તે ખાતર પોતાના પ્રાણ નિચોવી રહ્યા છે. કારણ કે ગ્રામોદ્ધારમાં તેમને ભારતોદ્ધાર દેખાય છે. આ ભારતોદ્ધાર હાલના તેના સંસ્કારવિષયક મંજવાટમાંથી કાયાકલ્પ કરવા જેવું છે. આવે વખતે આપણા પહેલી હરોળના માનવંતા કેટલાક આગેવાનો અને સુશિક્ષિત નેતાઓ ગુજરાત યુનિવર્સિટીની સ્થાપનાની હિલચાલ જોરશોરથી કરી રહ્યા છે.

આ યુનિવર્સિટી આપણી હયાત યુનિવર્સિટી જેવી જ થશે એમ લાગે છે. ગુજરાત યુનિવર્સિટીની રૂપરેખા હજી સંપૂર્ણ રીતે બહાર આવી નથી. પણ હાલની આપણી કે પરદેશની યુનિવર્સિટીની નકલ કરવા સિવાય તે વધારે નિરાળી બનવાનો સંભવ ઓછો છે. તેમાં ગોરી મડમને ગુજરાતી સાડી પહેરાવેલી હશે. એ નબળી પાતળી પણ આર્યમહિલા નહિ હોય. અને હયાત યુનિવર્સિટીઓ પશ્ચિમની તનયાઓ જ છે એમ તો કબૂલ કરવું પડશે.

આપણા અત્યારના શિક્ષિત લોકો સંસ્કારે વર્ણસંકર સમાન બનેલ છે. તેઓ એવી જ યુનિવર્સિટીનાં ધાવણ ધાવીને ઊછરેલ છે. તેમાં તેમનો દોષ નથી. તેમને ભાન નહોતું ત્યારે ધાવણ તેમના પેટમાં ગયેલું હતું. દેશસેવા અને સ્વદેશાભિમાનના મહાન ઝબકારાને લીધે તેમનામાં પોતાની ઊણપોનું ભાન આવ્યું, અને સુધરવાને તેઓ તનતોડ પુરુષાર્થ કરી રહેલ છે. પણ તેથી તે પોતાના લોહીમાં વણાઈ ગયેલ પરદેશી સંસ્કારના ઝેરની ના પાડી શકશે નહિ.

ભાવનગરના દીવાનસાહેબ પવિત્ર નર્મદાતટે કોઈ સ્થળ ગુજરાત યુનિવર્સિટી માટે પસંદ કરવા હિમાયત કરે છે. તો અત્રેના માતબર શેઠ અમૃતલાલભાઈ અમદાવાદ જેવા શહેરને આગળ ધરે છે. બન્ને પોતપોતાના દૃષ્ટિબિન્દુથી સાચા હશે. એકે પુરાણો આર્યવાદનો રસ્તો ચીંધ્યો; બીજાએ અત્યારનો ઉદ્યોગવાદનો રસ્તો ચીંધ્યો. પણ ભારતને અને ગુજરાતને તો આજે ત્રીજી જ વસ્તુની જરૂર છે. અને એ વાત ગાંધીજી આજે ના સદીથી પોકારી રહ્યા છે—ભારતનો ગ્રામોદ્ધાર.

યુનિવર્સિટી એટલે મોટાં મકાનો, પ્રયોગશાળા, પુસ્તકાલય, વ્યાયામશાળા,—વગેરે સામગ્રી ઉપરાંત વ્યવસ્થાપકો અધ્યાપકો અને વિદ્યાર્થીઓ. આ ચિત્રમાં વિદ્યાર્થી છેલ્લો આવે છે. પણ આપણે આજે જરૂર છે, નજર સમક્ષ વિદ્યાર્થી પ્રથમ આવે તેની. આપણે આજે એવા અધ્યાપકોની જરૂર છે કે જેઓ વિદ્યાર્થીઓને પ્રથમ સ્થાન આપીને ભારતનાં ગામડાંમાં મોટાં મકાનો વગેરેના ખટાટોપ વગર ગામલોકોને કેળવી શકે.

આજે દેશને કઈ વસ્તુની ખાસ આવશ્યકતા છે? દેશનો આપત્કાળ શું માગી રહ્યો છે? આપણી શક્તિ અને સાધનોનો અણુએ અણુ આપણે ગામડાંને ઉગારવામાં લગાડવો જોઈએ.* પરદેશી ઝેર ઝપાટાબંધ પ્રજાશરીરના હૃદય સુધી પહોંચી રહ્યું છે. તે બંધ પડે તે પહેલાં

આપણી સેવારૂપી સંજીવની પહોંચાડીને તેને જીવંત રાખવું જોઈએ.

ખરી વાત એ છે કે, જ્યાં સુધી આપણે પરતંત્ર છીએ ત્યાં સુધી આપણે 'સા વિદ્યા યા વિમુક્તયે'ના મંત્રને સાર્થક કરનારી કોઈ વિદ્યાપીઠ કાઢી શકીશું નહિ. એટલે આપણે જરૂર તો છે અત્યારે ગ્રામસેવકનાં તાલીમ કેન્દ્રોની અને ગામેગામ જંગમ વિદ્યાપીઠોની.

૨

## મૉન્ટેસરી સ્વયંશિક્ષણ

ડૉ. મૉન્ટેસરી અત્યારે અમદાવાદમાં શિક્ષણના તાલીમવર્ગો ચલાવી રહ્યાં છે. તેમનું પ્રારંભનું મંગળ પ્રવચન 'શિક્ષણ અને સાહિત્ય'ના વ. ૪, અંક ૧માં પ્રસિદ્ધ થયું છે તે મારા વાંચવામાં આવ્યું. મૅડમ મૉન્ટેસરીના તો આપણે ઋણી છીએ. પણ આપણા શિક્ષણશાસ્ત્રીઓને હું નમ્રભાવે પૂછવાની હિંમત કરું છું કે, તેમણે આપણા પ્રાચીન શિક્ષણશાસ્ત્રનો પરિચય કેળવ્યો છે અને તેનું સંશોધન કર્યું છે ખરું? શિક્ષણ તેમ જ અન્ય સર્વ વિષયોમાં મારી નમ્ર વિનંતિ તો એ છે કે, સારામાં સારી વસ્તુ પણ જો આપણે બીજાની અને બીજા પાસેથી લઈશું અને તેને આપણી અનુરૂપ કરવા ઘડાવીશું તોપણ તે આપણને વાંદરનકલ સમાન રહેશે. જ્યારે આપણી પોતાની ભૂમિકા ઉપર આપણી પોતાની રીતે — પછી બીજાની પ્રેરણા, ઉદ્‌બોધન, સૂચના અને સહાયતાથી — આપણે તેને પ્રાણવાન કરીએ, પ્રગતિવાન કરીએ, દીપાવીએ, તો તે જ અનિષ્ટ બનતી બાબતને ઇષ્ટમાં આપણે ફેરવી શકીશું — આપણે કરવી જોઈએ.

. મૅ. મૉન્ટેસરીએ બાળકના જન્મથી તે સ્વયંશિક્ષણ કેવી રીતે લઈ રહ્યું છે તેનું ચિત્ર પોતાના મંગળ પ્રવચનમાં આપેલું છે.-પણ આપણા સંસારમાં — કમનસીબે હાલમાં લુપ્તપ્રાય થઈ ગયેલ છતાં હજી પણ રિવાજમાં ઘણે ઠેકાણે રહેલ-ગર્ભાધાનસંસ્કાર છે અને આપણા આ જન્મના શિક્ષણનું વાતાવરણ બાંધવાની ફરજ તો આપણને ગર્ભાધાન વખતથી જ કરવાની ફરજ નાંખે છે.

મૉન્ટેસરી વર્ગના તાલીમેચ્છુઓ અને અન્ય શિક્ષણશાસ્ત્રના રસિયાઓને મારી એ સૂચના છે કે, તેમણે આપણા સંસ્કારમાં રહેલ શિક્ષણશાસ્ત્રની નીતિનું સંશોધન કરવું. તેમાં આધુનિક જમાનાને અનુરૂપ યોગ્ય ફેરફાર કરવા અને જેવી રીતે ખાવુંપીવું સ્વાભાવિક છે તેવું જ કેળવવું અથવા "વિકાસ સાધવો" (ડૉ. મૉન્ટેસરીના શબ્દોમાં — ગાંધીજીના શબ્દોમાં માતાના પેટમાં બાળક પેદા થાય છે ત્યારથી —) પણ એટલો જ સ્વાભાવિક છે એ સિદ્ધ કરવું અને તેને બંધબેસતી રચના જનતામાં રચાવવી. તો જ આપણે રાષ્ટ્રને કેળવી શકીશું. બાકી બીજી રીતો બધી મૃગજળમાં પરિણમે છે.

૩

## પુનર્ઘટનાના સિદ્ધાન્તો

પુનર્ઘટનાની યોજનાઓનો રાફડો ફાટ્યો છે. આનંદની વાત છે કે, દરેક ચિંતનશીલ સજ્જન અને સન્નારી યુદ્ધ પછી નવી દુનિયા બનાવવાના મનોરાજ્યમાં રમણ કરી રહેલ છે. હિંદમાં સરકારી અને બિનસરકારી તત્ત્વો કમર કસી રહ્યાં છે. પરંતુ ભિન્ન ભિન્ન વિષયોની ભિન્ન ભિન્ન વ્યક્તિઓ અને સંસ્થાઓ તરફથી પ્રસિદ્ધ થયેલી યોજનાઓ ઊડતી નજરે પણ જોઈએ તો તેની અંદર પોતપોતાનાં સ્થાપિત હિતોનો આશય જણાયા વિના રહેતો નથી. આથી દહેશત રહે છે કે, જ્યારે આચારની ભૂમિકામાં વિચાર પહોંચે ત્યારે બધા એકમત થયેલ નહિ હોય. આથી સર્વે વિચારકોને પ્રાર્થના છે કે, તેમણે પ્રથમ તો અમુક મૂળભૂત સિદ્ધાંતોમાં અથવા પુનર્ઘટનાના પાયાના સિદ્ધાંતોમાં એકમત થવું. આ રહ્યા કેટલાક સિદ્ધાંતો :-

૧. ભારત તેનાં લાખો ગામડાંમાં વસે છે-જન્મે છે, પોષાય છે, જીવે છે અને મરે છે. એટલે ભારતનો ઉદ્ધાર એટલે ભારતના ગામડાંનો ઉદ્ધાર. ભારતની પુનર્ઘટના એટલે ભારતનાં ગામડાંની પુનર્ઘટના.

૨. શહેરો આ લાખો ગામડાંના જીવનને પૂર્તિ કરનારાં, આવશ્યક રક્ષણ કરનારાં અને શોભારૂપ છે, ભારતમંદિરના શિખરરૂપ છે; ગામડાં ઉપર ચડનારાં કે ગામડાંના શિર ઉપરના પથ્થર સમાન નથી; તેમ જ તેને ભક્ષણ કરનાર પણ નથી — ન હોવાં જોઈએ.

૩. ભારતની ગ્રામજનતાનું જીવન, જીવન વિષેના કેટલાક નિશ્ચિત સિદ્ધાંતો પર રચાયેલું છે. એ સિદ્ધાંતોને ધ્રુવતારા સમાન લેખીને આગળ ચાલવું જોઈએ.

આ ભાવના અત્યારે વિકૃત થઈ ગઈ છે, પણ નાશ પામી નથી. તેની વિકૃતિ કાઢી નાખીને સુધારવી જોઈએ.

૪. બહારથી લાદેલી કોઈ પણ યોજના સફળ થશે નહિ. યોજનાનો વિકાસ પ્રજાજીવનમાંથી થવો જોઈએ. તે યોજના આપણી સંસ્કૃતિને પોષક હોવી જોઈએ. ગામડાં એ આપણી સંસ્કૃતિનાં મથકો છે અને રહેવાં જોઈએ.

૫. કોઈ પણ યોજના આપણા ભૂતકાળથી ચાલી આવતી રુચિ, પરંપરાને ધ્યાનમાં લીધા વિના થશે તો તેથી ગોટાળો અને અવ્યવસ્થા ઊભાં થશે અને પરિણામે વિકાસ નહિ પણ નાશ કરશે.

સદ્‌વિચાર પણ, તૈયાર ન હોય તેવાને ગળે પરાણે ઉતારવાથી, આપનાર અને લેનાર બન્નેને નુકસાન કરે છે. માટે પ્રજાની તૈયારી, વાતાવરણ, પરંપરા વગેરે ખ્યાલમાં રાખવાં જોઈએ. તેમાં સ્થાપિત હિતો અને ઊંચે ઊંચે સ્વાર્થમય વિચારો ભરેલા હોય તો તેવા વિચારો તો પ્રજાને ગળે કેમ ઉતારાય?

# શબ્દોના વંશ

### ધાતુસાધિત શબ્દો

પ્રાકૃત અને સંસ્કૃત ભાષાના બંધાય શબ્દો ધાતુ-સાધિત છે. પ્રાચીન વ્યુત્પત્તિશાસ્ત્રી શાકપૂણિ આચાર્ય, સ્થૌલાષ્ઠીવિ આચાર્ય, યાસ્ક આચાર્ય અને પ્રધાન વૈયાકરણ આચાર્ય પાણિનિ વગેરે બધા શબ્દવિદોનો એકસરખો એ મત છે કે શબ્દો બધા ધાતુ-સાધિત છે.

ધાતુ-સાધિત શબ્દોમાં કેટલાક શબ્દો યૌગિક છે. એટલે કે, જે ધાતુ દ્વારા એ શબ્દો નીપજેલા છે તે પોતાના ધાત્વર્થ તરફ વફાદાર હોય છે.

બીજા પ્રકારના કેટલાક શબ્દો રૂઢ અથવા દેશ્ય હોય છે. વળી, તે રૂઢ શબ્દોમાં કેટલાક એવા પણ હોય છે જે બીજી બીજી [1]આર્યેતર ભાષાના પણ હોય છે; કિંતુ આર્યોએ તેમને ગૃહીત કરેલા હોવાથી વૈયાકરણોએ તેમને પોતાના જ સમજી સાધી બતાવવા પ્રયત્ન કરેલ છે. ખરી રીતે તો એવા આર્યોએ ગૃહીત કરેલા પરભાષાના શબ્દોને સાધવાની જરાય જરૂર નથી. બહુ બહુ તો એવા શબ્દો વિશે 'અમુક એક ચોક્કસ ભાષાના છે' એવો નિશ્ચિત ખ્યાલ હોય તો એ પરભાષાના શબ્દોની ભાષા ઓળ-ખાવવી અને તેમનું મૂળરૂપ આપી આર્યોએ તેમનું કરેલું ઉચ્ચારણ સમજાવવું, એટલું જ પૂરતું છે; પરંતુ આપણા વૈયાકરણોને એવા શબ્દો સંબંધે તેમની ચોક્કસ ભાષાનું જ્ઞાન ન રહ્યાથી તેમણે આર્ય શબ્દો અને આર્યેતર શબ્દો એ બધાને એક લાકડીએ હાંકયા છે, એટલે સંસ્કૃત ધાતુપાઠમાંના ધાતુઓ દ્વારા સાધી બતાવ્યા છે. આમ થવાથી એવા પરભાષાના શબ્દોની ઓળખ મુદ્દલ ટકી શકી નથી, એટલે એમનાં મૂળરૂપો સમૂળગાં જતાં રહ્યા છે. 'એઓ કઈ કઈ જુદી જુદી ભાષાના છે' એની સમજ પણ ટકી નથી. જો એવા પરભાષાના શબ્દોનાં મૂળરૂપો અને તેમની ભિન્ન ભિન્ન ભાષાની ઓળખાણ ટકી શકી હોત, તો એવા શબ્દો દ્વારા આપણે એમ ચોક્કસ કહી શકત કે, આર્યો અને આર્યેતરો વચ્ચે જે સંબંધો આવેલા તેમાંના આર્યેતરો અમુક અમુક ભિન્ન ભિન્ન દેશના નિવાસી હતા અને એ રીતે એ પરભાષાના શબ્દો ઇતિહાસકારને ઘણી જ મદદ કરી શકત. હવે નવીન રીતે ભાષાશાસ્ત્રનું ખેડાણ થતું જાય છે એથી એ પરભાષાના શબ્દો વિશે પણ પ્રકાશ પડવા લાગ્યો છે.

યૌગિક અને રૂઢ એ બે ઉપરાંત એક ત્રીજા પ્રકારના પણ કેટલાક શબ્દો છે અને તેવા શબ્દો **મિશ્ર**[2] કહેવાય છે. આ મિશ્ર શબ્દો ઘણે અંશે રૂઢ-દેશ્ય-શબ્દોને મળતા હોય છે.

આપણે એ કહી શકીએ એમ નથી કે, ધાતુઓ[3] દ્વારા શબ્દ સાધવાની પ્રથાનો પ્રથમ આવિષ્કાર કોણે કર્યો. પરંતુ વસ્તુનો—અર્થનો—સ્વભાવ, ક્રિયા, ગુણ અને સંબંધ વગેરે જોઈને અર્થવાચક શબ્દોની વ્યુત્પત્તિ યોજવાની રીત ઘણી જ પ્રાચીન છે અને શ્રી પાણિનિ સુધીના સમયમાં એ પદ્ધતિનો ક્રમવિકાસ વિશેષ થયેલો માલૂમ પડે છે.

ઉદાહરણ માટે અગ્નિ શબ્દ જ લઈએ. અગ્નિ પદાર્થમાં ગતિક્રિયા છે, પ્રકાશનો કે ઉષ્ણતાનો ગુણ છે, અને પોતાની જાતને બીજામાં લઈ જવાનો સ્વભાવ છે. આ ત્રણે ક્રિયા ગુણ સ્વભાવને અથવા ત્રણે ક્રિયાઓને જોઈને [4]શાકપૂણિ નામનો આચાર્ય અગ્નિ શબ્દને સાધિત કરવા ત્રણ ધાતુઓને કલ્પે છે. એ કહે છે કે અગ્નિ શબ્દ ત્રણ ધાતુઓ સાથે સંબંધ ધરાવે છે: અગ્નિ શબ્દનો આદિ 'અ' તેની ગતિક્રિયાનો સૂચક છે અને તે, ગતિ અર્થવાળા 'ઇ' ધાતુમાંથી બનતા 'અયન' શબ્દમાંથી આવેલો છે. પછીનો 'ગ્' વ્યક્ત-પ્રકાશ-અર્થવાળા 'અન્જ' ધાતુ દ્વારા સધાતા 'અક્ત' શબ્દનો છે. (અક્ત શબ્દમાં ક્ છે તેનો ગ્ કરીને અગ્નિમાં જોડવાનો છે.) અથવા બાળવા અર્થવાળા 'દહ્' ધાતુમાંથી નીપજતા 'દગ્ધ' શબ્દનો જે ગ્ છે તેને જ અહીં અગ્નિમાં યોજવાનો છે અને છેલ્લો 'નિ' લઈ જવું અર્થવાળા 'ની' ધાતુનો છે. (ની ધાતુ દીર્ઘ છે તેને અહીં હ્રસ્વ કરીને જોડવાનો છે.) આ રીતે એ શાકપૂણિ આચાર્યને મતે અ+ગ્+નિ એ રીતે અગ્નિ શબ્દ સાધિત થયેલ છે.

મહર્ષિ સ્થૂલાષ્ઠીવના[5] પુત્ર આચાર્ય સ્થૌલાષ્ઠીવિ કહે છે કે, અગ્નિનો સ્વભાવ આર્દ્ર નથી, રૂક્ષ છે—અગ્નિમાં સ્નેહન નથી. એટલે અગ્નિનો 'અસ્નેહન' સ્વભાવ ધ્યાનમાં રાખીને તેઓ કહે છે કે 'અગ્નિ'નો આદ્ય 'અ' નિષેધ-સૂચક છે અને ભીનાશ અર્થવાળા ક્નૂય ધાતુના આદ્ય ક્નૂમાંથી 'અગ્નિ'નો 'ગ્નિ' ભાગ આવેલો છે. (ક્નૂયી શબ્દે ઉન્દે ચ" આ ધાતુના આદ્ય 'ક્નૂ'નો ગ્નિ કરવાનો છે.) અર્થાત્ જેમાં સ્નેહન નથી—ભીનાશ નથી તેનું નામ **અ+ગ્નિ= અગ્નિ. નાસ્તિ ક્નિઃ યસ્મિન્ સ અગ્નિઃ** એ રીતે 'ક્નિ' સાથેના નઞ્ સમાસ દ્વારા અગ્નિ શબ્દ સધાયેલ છે.

પ્રસિદ્ધ નિરુક્તકાર યાસ્ક[6] મુનિ વળી 'અગ્નિ' વિશે નવી જ કલ્પના પસંદ કરે છે. તેઓ કહે છે કે, સર્વ પ્રવૃત્તિઓમાં, એટલે યજ્ઞ વગેરેની પારમાર્થિક ક્રિયાઓમાં તેમ જ શરીરરક્ષણ વગેરેની વ્યાવહારિક પ્રવૃત્તિઓમાં,

જ્યાં જુઓ ત્યાં બધે અગ્નિ જ અગ્રેસર—આગેવાન—પ્રધાન દેખાય છે, વા બધે તેને જ પ્રથમ ઉપસ્થિત કરવામાં આવે છે, માટે તેને—અગ્નિ શબ્દને—યથાર્થપણે અગ્ર+ની એ દ્વારા સાધવો જોઈએ; **અગ્રં નયતિ** એટલે જે આગળ આગળ જાય વા **અગ્રં નીયતે**—જેને આગળ આગળ લઈ જવામાં આવે તે અગ્ર+ની=અગ્રણી. આ અગ્રણી શબ્દનું જ બીજું ઉચ્ચારણ તે અગ્નિ છે.

આ પછીના મહર્ષિ પાણિનિ[7] ગતિઅર્થવાળા અગ ધાતુ દ્વારા અગ્નિ શબ્દને સાધી બતાવે છે. તેઓ કહે છે કે અગ્નિમાં ગતિ છે એટલે **અગતિ ઇતિ અગ્નિઃ** અર્થાત્ **અગ્+નિ=અગ્નિ. નિ** એ પ્રત્યય છે.

આપણા ગુજરાતના પ્રધાન વ્યાકરણકાર આચાર્ય હેમચંદ્ર એમાં એટલું ઉમેરે છે કે અગ્નિમાં ઊર્ધ્વગતિ છે એટલે **"અગતિ-ઊર્ધ્વં" ગચ્છતિ ઇતિ અગ્નિઃ** અર્થાત્ જે ઊંચે ગતિ કરે—ઉપર તરફ ગતિ કરે તે અગ્નિ. આ૰ હેમચંદ્ર અને આ૰ પાણિનિ ઉપર પ્રમાણે અગ્નિ શબ્દને સાધિત કરવામાં એકમત છે.

એ રીતે એક અગ્નિ શબ્દને ઉપર પ્રમાણે ભિન્ન ભિન્ન વ્યુત્પત્તિકારોએ પોતપોતાની ઢબે સાધી બતાવેલ છે. અને એ સાધનાપદ્ધતિમાં વ્યુત્પત્તિની વિદ્યાનો ક્રમિક વિકાસ થયેલો છે. પહેલા શાકપૂણિએ એ માટે ત્રણ ધાતુ ચૂંટ્યા, પછીના સ્થૌલાષ્ઠીવિએ એમ કરવામા વિશેષ ગૌરવ વા અવ્યવસ્થા સમજી એક ધાતુ ચૂંટ્યો અને સમાસ દ્વારા અગ્નિ શબ્દને સાધિત કર્યો મહર્ષિ યાસ્કે પણ અગ્ર અને 'ની' નો ઉપપદ સમાસ કરીને બે પદો દ્વારા અગ્નિને સાધી બતાવ્યો.

ખરી રીતે અગ્નિ એ અખંડ જ શબ્દ છે, પરંતુ સામાસિક શબ્દ નથી, એ દૃષ્ટિને ધ્યાનમાં રાખીને આચાર્ય પાણિનિ અને હેમચંદ્રે તેને એક અખંડ શબ્દ તરીકે યથાર્થપણે સાધી બતાવ્યો. આ રીતે ઉત્તરોત્તર વ્યુત્પત્તિની સાધનામાં વિકાસ થતો આવ્યો છે એમ હું માનું છું.

હેમચંદ્ર પછી અત્યાર સુધીમાં આપણી ભૂમિએ કોઈ એવો પ્રખર વૈયાકરણ વા વ્યુત્પત્તિશાસ્ત્રી નથી નિપજાવ્યો કે જે ઉપરની 'અગ્નિ' શબ્દની સાધનામાં નવી ભાત પાડી શકે. જ્યાં સુધી કોઈ નવી ભાત પાડનારો ન જાગે અને બીજાં બાધક પ્રમાણો ન આવે ત્યાં સુધી આપણે અગ્નિની પાણિનિ અને હેમચંદ્રે બતાવેલી વ્યુત્પત્તિ-સાધનાને પ્રમાણિત કરવાની રહી.

હમણાં જે વ્યુત્પત્તિશાસ્ત્રનું નવું ખેડાણ થવા માંડ્યું છે એ દૃષ્ટિએ અહીં એ વિચારવાનું રહ્યું કે, 'અગ્નિ' શબ્દની સાથે અક્ષરની અને અર્થની અપેક્ષાએ મળતો આવે એવો કોઈ શબ્દ અવેસ્તા ભાષાના ગ્રંથોમાં છે કે કેમ? આર્યશાખાની પ્રાચીન કે અર્વાચીન બીજી કોઈ ભાષામાં છે કે કેમ? અર્થાત્ પ્રાચીન લૅટિન કે ગ્રીક વગેરે ભાષામાં છે કે કેમ? અથવા પ્રાચીન વા અર્વાચીન એવી અનાર્ય શાખાઓની ભાષામાં છે કે કેમ? અથવા ઑસ્ટ્રિક ભાષામાં છે કે નહિ? આ વિશે કોઈ અભ્યાસી પ્રકાશ નાખશે તો વળી અગ્નિ શબ્દની વ્યુત્પત્તિ વિશે જરૂર નવો પ્રકાશ પડશે.

વૈદિક ભાષામાં **અગ્નિ**. પ્રાકૃત ભાષાઓમાં **અગ્ગિ, અગ્ગિનિ, ગિનિ, અગણિ**. સંસ્કૃત ભાષામાં **અગ્નિ**. ગુજરાતીમાં **અગ્નિ, અગનિ, અગન, આગ**. હિંદી ભાષામાં **અગ્નિ, અગન. આગ, આગિ**. મરાઠી ભાષામાં **અગ્નિ, આગ**. બંગાળી ભાષામાં **અગ્નિ, આગુન**. સિંધી ભાષામાં **આગિ**. એ બધાં જુદી જુદી ભાષાનાં પરસ્પર મળતાં આવતાં '**અગ્નિ**' શબ્દનાં ઉચ્ચારણો છે એ ઉચ્ચારણો જોતાં ગુજરાતી, હિંદી, મરાઠી અને બંગાળી ભાષા મૂળે સમાનતાની ભીંત ઉપર ઊભી થયેલી છે અને માત્ર નામતઃ જુદી જુદી જણાય છે, એ પણ હકીકત ખ્યાલમાં લાવવા જેવી છે.

**બ૰ બેચરદાસ દોશી**

## ટિપ્પણો

૧. **દીનાર, તુરુષ્ક, વનાયુજ, પારસીક, બાહ્લિક સાખિ, કારૂષ, લમ્પાક, સુરુણ્ડ, વોક્કાણ, ઉરાણ, સુશ્રુક, વેરુખાન, ઉકનાણ, ખુદ્દાણ** અથવા **ખોદ્દાણ** વગેરે અનેક પરભાષાના શબ્દો સંસ્કૃત-પ્રાકૃત કોશોમાં અને વ્યાકરણોમાં ગૃહીત થયેલા છે. આર્યો અનાર્ય શબ્દોને અને અનાર્યો આર્ય શબ્દોને તે શબ્દોનાં મૂળ ઉચ્ચારણોમાં યથેચ્છ ફેરફાર કરીને બોલતા. એ બાબત મહાપંડિત કુમારિલે વિશેષ વીગતથી પોતાના તંત્રવાર્તિકમાં જણાવેલ છે.—જુઓ 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ' પાનું ૩૬–૪૧

૨. **દશરથ, કૃતાંત, ગીર્વાણ**, વગેરે મિશ્ર શબ્દો છે. મિશ્ર શબ્દોનું પ્રધાન લક્ષણ એ છે કે, તેમાં કોઈ પણ એક પદને બદલે બીજું પદ મૂકી શકાતું નથી. જેમ કે દશરથને બદલે **દશસ્યન્દન** એમ ન ચાલી શકે.

૩. અંગ્રેજી ભાષામાં સ્પીક ઉપરથી સ્પીકર, **લવ** ઉપરથી લવર, રન ઉપરથી રનર, વર્ક ઉપરથી વર્કર. વૉક ઉપરથી વૉકર વગેરે શબ્દો જાણીતા છે.

૪–૫–૬. જુઓ ઋગ્વેદસંહિતા (પ્રથમ ઋચાનું ભાષ્ય) પૃ૰ ૩૩.

૭. જુઓ માધવીય ધાતુવૃત્તિ પૃ. ૫૯

૮. જુઓ અભિધાનચિંતામણિકોશ કાંડ ૪, શ્લોક ૧૬૫

૯. જુઓ ધાતુપારાયણ ધાત્વંક ૮૩, પૃ. ૧૭

# સ્વાધ્યાય

## યોગનો તત્ત્વાર્થ — ૧

યોગનો બાહ્યાર્થ આપણે અગાઉ જોઈ આવ્યા. હવે તેનો તત્ત્વાર્થ જોઈએ. તે બીજા સૂત્રમાં આમ કહ્યો છે — योगः चित्तवृत्तिनिरोधः। યોગ એટલે ચિત્તની વૃત્તિઓનો નિરોધ છે.

યોગ શબ્દ આપણા ધર્મ-સાહિત્યમાં એટલી બધી છૂટથી વપરાયો છે કે, ઉપર ઉપરથી જોતાં, તેના અર્થમાં નર્યું અરાજક કે અનિશ્ચિતતા જ હોય એમ લાગે. યોગના શાસ્ત્રે તે બધામાંથી યોગનું જે મૂળતત્ત્વ, કે જેમાં તેનું યોગપણું રહ્યું છે, તે બતાવવું જોઈએ. આ સૂત્ર કહે છે કે, યોગનો તત્ત્વાર્થ કે તેનું રહસ્ય ચિત્તની વૃત્તિઓના નિરોધમાં રહેલું છે. એટલે, યોગ કહેવાતી અનેક વસ્તુઓ આ રહસ્યને જ અંતર્ગત કરીને યોગપણાને પામે છે એમ થયું. બીજી રીતે કહીએ તો, કોઈ પણ વસ્તુએ યોગ નામ પામવાને માટે વૃત્તિનિરોધની તાકાત પોતામાં રહેલી છે, એમ બતાવવું જોઈએ. યોગના પ્રકારાંતરોમાં સૂક્ષ્મ રૂપે વ્યાપક એવું આ વૃત્તિનિરોધ તત્ત્વ એટલે શું?

આ સમજવા માટે ચિત્તનું સ્વરૂપ કેવું છે તે ટૂંકમાં જાણવું જોઈએ. ચિત્ત એટલે અંતઃકરણ. બહારનાં કરણો — ઇંદ્રિયોથી આપણે શરીર બહાર પડેલા પદાર્થો ગ્રહણ કરીએ છીએ, જેમ કે, આંખ જુએ છે, કાન સાંભળે છે, નાક સૂંઘે છે, ચામડી સ્પર્શે છે, જીભ ચાખે છે, હાથ અડકી કે આણી જુએ છે, પગ પાસે લઈ જાય છે, વગેરે. આ બધા દ્વારા બાહ્ય ઇંદ્રિયો મનને કે આંતર કરણને માહિતી મોકલી આપે છે. જેમ કાચ કિરણને પસાર કરે તેમ. માત્ર ફેર એ કે, તે તે ઇંદ્રિય વિશેષ-ધર્મી કાચ છે. આંખની ત્વચા અને માટી એવાં ઘડાયાં છે કે તે દ્વારા જોવાની ક્રિયા ઉત્તમોત્તમ થઈ શકે છે. તેમ બીજી ઇંદ્રિયોનું સમજવું.

આ માટી કે ત્વચાવિશેષમાં રોગ કે ખોડ આવે, તો તેનો નિર્મળ ધર્મ બગડે. જેમ કે, કમળાવાળી આંખ પીળું જુએ. નબળો કાન અમુક જ જોરવાળો અવાજ પકડી શકે. શરદીથી નાક તેટલો વખત બરોબર સૂંઘી ન શકે. વગેરે.

બાહ્ય પદાર્થના ગ્રહણની આ બધી ક્રિયાઓ જ્ઞાન-તંતુઓ દ્વારા, તેમની જ પેઠે ગ્રહણનું બાકીનું અનેરું કામ કરનારા અવયવ, — અંતઃકરણ — અંદરની ઇંદ્રિય જે છે, તેને પહોંચે છે. શરીરવિદ્યાની ભાષામાં કહી શકાય કે, આ સૂક્ષ્મ એવા અંતઃકરણને જો કોઈ સ્થૂલ એવું અંગ હોય તો તે મગજ અને રોમેરોમ વ્યાપેલું એવું તેનું જ્ઞાનતંતુતંત્ર છે. કોઈ બાહ્ય પદાર્થના જ્ઞાનને પામવાને માટે, બાહ્ય ઇંદ્રિયો (આંખ, કાન, નાક, હાથ-પગ વગેરે) પેઠે જ આ જ્ઞાનતંતુઓ અને મગજ પણ જરૂરનાં છે. આંખનો જ્ઞાનતંતુ બગડે તો છતી આંખે પણ આપણે જોઈ ન શકીએ; અને એથી ઊલટું પણ એટલું જ સાચું છે. શરીરનાં એ બેઉ અવયવો — ઇંદ્રિયો અને જ્ઞાનતંતુતંત્ર — સાબૂત હોય ત્યાર પછી જ આપણે ચેતન-કામ કરી શકીએ. સામાન્યપણે આપણને એમ લાગે છે કે, જોયું કે તરત જાણ્યું, સૂંઘ્યું કે તરત ગંધ ખબર પડી. પણ, એ એકસાથે ને તરતોતરત થતી પૂરી પ્રક્રિયામાં ક્રમ છે, પગથિયાં છે. રોગ-દશામાં આ ક્રમ તરત દેખાય છે. એ પ્રક્રિયા ઉપર કાબૂ મેળવનાર યોગી પણ એ ક્રમ જોઈ શકે છે. અસ્તુ.

આમ, કોઈ પણ ઇંદ્રિય-કાર્યનું પૂરું કે ખરું ભાન, બાહ્યકરણો અને અંતઃકરણ બેઉ મળીને કામ કરે, ત્યારે આપણને થઈ રહે છે.

આમ જે આખો ચેતનાનો વ્યાપાર કે ક્રિયા થઈ તે કરનારું એક સમગ્ર જે માનવ અંગ તેને ચિત્ત કહી શકાય. બુદ્ધિ-શક્તિનું જ બીજું નામ એ છે, એમ કહો તોય ખોટું નથી. બુદ્ધિ એટલે જે વડે આપણને બોધન-ભાન કે જ્ઞાન થાય છે, તે આપણી શક્તિ, કે તે આપણું અંતઃકરણ.

ચિત્ત ત્યારે આ વસ્તુને કહે છે. તેનું પંચીકરણ કરવા બેસવાની જરૂર નથી. સાદી ભાષામાં, ચિત્ત એ આપણી ચેતનાનો, આપણે જીવીએ છીએ એનો, અનુભવ કરાવનારું આપણું અંગ કે શક્તિ છે. તેનું કામ આપણને જ્ઞાન કે બોધન કરાવવાનું છે. જે સાધન વડે આપણે આપણો ચિત્ કે ચેતનાનો વ્યાપાર કરી શકીએ છીએ, તે સાધન એ ચિત્ત.

તેની હયાતી કઈ રીતે આપણને જણાય છે? પવન જેમ વાવાથી, અગ્નિ જેમ દાહથી, સૂર્ય જેમ તેજથી, તેમ આ ચિત્ત-વસ્તુની હયાતી જે દ્વારા જણાય છે તે તેની 'વૃત્તિ' છે. ચિત્ત પોતાનું કામ જે રીતે કે જે દ્વારા કરે છે તેને વૃત્તિ કહે છે. સરોવરમાં જેમ લહેરીઓ ઊઠે તેમ ચિત્તમાં વૃત્તિઓ ઊઠ્યા કરે છે. ચિત્તનો એ ધર્મ જ છે એમ માનો.

વૃત્તિ મોડીવહેલી ઊઠે, રહી રહીને ઊઠે કે ઉપરાઉપરી ઊઠે, જરાતરા ઊઠે કે ઉછાળા મારતી ઊઠે, ઊઠ્યાની કદાચ ખબર પડે કે નયે પડે — પણ તે સતત ઊઠે છે. જેમ પાણીની સપાટી પ્રસન્ન અને સ્થિર દેખાય, છતાં તેમાં અમુક સૂક્ષ્મ મોજાં છે જ; વસ્તુ ગમે તેવી સુંવાળી દેખાય, છતાં સૂક્ષ્મદર્શકથી જુઓ તો તેમાં સૂક્ષ્મ ખાડા-ખૈયા જણાય જ; તે જ પ્રમાણે ચિત્તને માટે છે. તેનો નિર્વાહ તેની અંદર ઊઠતી 'વૃત્તિ' દ્વારા ચાલે છે. આપણી ચેતનક્રિયા વૃત્તિનાં આવાં ઉઠાણ વડે જ ચાલે છે. વૃત્તિ

એ ચિત્તથી જુદી કલ્પી ન શકાય એવો તેનો ધર્મ છે. વૃત્તિના એ સતત ઉઠાણમાં અમુક પ્રકારે અને ઉદ્દેશથી નિયમનનું કે નિરોધ યા રોકવાનું તત્ત્વ આણવું એને 'યોગ' કહે છે. એટલે, જે કાંઈ યોગ કહેવાય તેની કસોટી એ થઈ કે, તે ચિત્તને રોકવામાં કે કાબૂમાં લેવામાં મદદ કરે છે. કાંઈક પણ એવું રોકવાનું કામ કરે તો તે 'યોગ' છે. તેમાં ઓછાવત્તાપણું હોઈ શકે; પણ કાંઈ જ તે ન હોય એ ન ચાલે.

અહીં એક પ્રશ્ન ઊઠશે :—જો વૃત્તિનું લક્ષણ જ છે કે ઊઠયા કરવું, તો તેનો નિરોધ એટલે શું? અને શું કામ? — આ પ્રશ્ન આગળ પર ઉપાડવો લેઈએ.

ક્રમશઃ મગનભાઈ દેસાઈ

# વીસમા સૈકાનાં ઍડમ અને ઈવનું જીવન

(બ્રિટિશ આર્થિક સલામતીની બિવરીજ યોજનાનો સાર)

યુદ્ધ પછી અનેક જાતની પુનર્ઘટના કરવાના મનોરથો ઘણા દેશો કરી રહ્યા છે. હિંદમાં પણ તેવી યોજનાઓ થાય છે. પણ હિંદને તો પોતાના વિકાસ માટે જેની સામે રક્ષણ મેળવવાની જરૂર છે, તેની પાસેથી જ રક્ષણની રજા મેળવવાની છે. રક્ષક જ ભક્ષક બનવાનો ભય છે. એટલે હિંદ સ્વતંત્ર રીતે કામ કરતું ન થાય ત્યાં સુધી તેને માટેની અંગ્રેજ યોજનાઓથી કંઈ વળવાનું નથી પણ સ્વતંત્ર દેશોની વાત જુદી છે; અને તેમાંય યુદ્ધમાં વિજયપંથે રાચતા દેશોની વાત તેથીય જુદી છે. તેઓ જેમ આખી દુનિયાનો કાબૂ પોતાના હાથમાં રાખવાની મહેચ્છા સેવી શકે છે તે જ પ્રમાણે પોતાની પ્રજાની અનેકવિધ ઉન્નતિ કરવાની યોજનાઓ કરી શકે છે અને તેને મૂર્તિમંત કરવાની આશા રાખી શકે છે.

ઇંગ્લંડ મૂડીવાદી છે અને યુદ્ધ પછી પણ મૂડીવાદી રહેશે. પરંતુ મૂડીવાદી તંત્રમાં બને તેટલી તે પોતાની સમસ્ત પ્રજાને સુખી અને સમૃદ્ધ રાખવા ઇચ્છે છે. મૂડીવાદી તંત્ર બળ અને હિંસા ઉપર નભે છે એટલે પોતાના લાભાર્થે બીજાની કેટલી હિંસા કરવી પડે છે તેની તેને ચિંતા નથી હોતી. પોતાનો મર્યાદિત હેતુ સરે એટલે બસ. આ દૃષ્ટિએ ઇંગ્લંડ પોતાની પ્રજાનું હિત વિચારે છે. યુદ્ધ પછી ત્યાંની સમસ્ત પ્રજાની આર્થિક સલામતી સચવાય તે માટે સર વિલિયમ બિવરીજે એક વિસ્તૃત રિપોર્ટ તૈયાર કર્યો છે. તેના નામ પરથી તે બિવરીજ રિપોર્ટ કે યોજનાને નામે ઓળખાય છે. તેમાં ઇંગ્લંડના એકેએક માણસને માંદગી, ઘડપણ, બેકારી, વગેરે જિંદગીના અસામાન્ય પ્રસંગોએ હાડમારી ન પડે તે માટે રાજ્ય તરફથી અમુક મદદ આપવાની યોજના વિચારેલી છે. યુદ્ધ પહેલાં પણ પ્રચલિત કાયદાઓ અનુસાર ત્યાંના લોકોને બેકારી, ઘડપણ, અકસ્માત જેવા પ્રસંગોએ અમુક મદદ મળતી હતી. પણ તે સમસ્ત પ્રજાને માટે સંપૂર્ણ વ્યાપક નહોતી. તેમાં યોગ્ય સુધારાવધારા સર બિવરીજે સૂચવ્યા છે અને તેનો ઘણે અંશે અમલ કરવાનો ત્યાંની સરકારે સ્વીકાર કર્યો છે. આ યોજના મુજબ ત્યાંના માણસને જુદા જુદા કેવી જાતના લાભ મળશે અને જુદા જુદા પ્રસંગે આર્થિક સલામતી કેવી રીતે સચવાશે તે સર રોનાલ્ડ ડેવીસને 'Social Security' નામની પુસ્તિકામાં વાર્તારૂપમાં વર્ણવી છે એ ઉપરથી તે યોજનાનો સારો ખ્યાલ આવી શકે છે. અહીં તે વાર્તા ટૂંકામાં ઉતારી છે.

### ઈ. સ. ૧૯૪૫થી ૨૦૦૦માં ઍડમ અને ઈવનું જીવન

યુદ્ધ પૂરું થયું. ઍડમ નામનો ૨૫ વરસનો એક ખલાસી યુદ્ધ દરમિયાનના પોતાના વહાણવટાના કામમાંથી છૂટો થઈ, પોતાને ઘેર પાછો ફરે છે પણ ઘેર તેને માટે કામ નથી. એટલે સરકાર તરફથી તેને કામ શોધી આપવામાં આવે છે. લંડનના એક કારખાનામાં અઠવાડિયાના ૪ પૌંડની (લગભગ ૫૩ રૂપિયા) મજૂરીથી તેને બૉયલર પર કામ સોંપવામાં આવે છે.

સ્થાનિક નોકરીખાતા તરફથી તેને કામપોથી આપવામાં આવે છે. આ પોથી કારખાનાનો માલિક પોતાની પાસે રાખે છે અને તેમાં દર અઠવાડિયે તેની નોકરી દરમિયાન પોતાના ખર્ચે ટિકિટ ચોડે છે.

રાજ્ય તરફથી મળતી અનેકવિધ સગવડો માટે ઍડમને પહેલાં દર અઠવાડિયે ૧ શિ. ૧૦ પે. સાર્વજનિક ફાળો આપવો પડતો. તેને બદલે હવે ૪ શિ. ૩ પે. આપવા પડે છે. તે એને ભારે લાગે છે. પણ નવા વધારાના લાભોને હિસાબે તેને સાંત્વન મળે છે અને ધીમે ધીમે તે ફાળો આપવા ઉપરાંત તહેવાર વગેરેના ખર્ચ માટે બીજું પણ થોડું બચાવે છે.

ઍડમ માંદો પડે અગર કામ પરથી છૂટો થાય ત્યારે તેની કામપોથી તેને પાછી આપવામાં આવે છે, જે પરથી તે માંદગી કે બેકારીભથ્થું અઠવાડિયે ૨૪ શિ. કાયદેસર રીતે મેળવી શકે. એક વખત ,ભાગ્યવશાત્ એ માંદો પડે છે. પહેલા ત્રણ દિવસ તેને કંઈ મદદ મળતી નથી. પછી તેને મદદ મળવાની શરૂ થાય છે. તેણે ૪૮ અઠવાડિયાં પોતાનો ફાળો બરાબર ભર્યો છે એટલે તેને પૂરેપૂરી મદદ મળે છે. માંદો થવાથી પોતાની નજીકના આરોગ્યકેન્દ્રમાં તેણે જવું જોઈએ. પણ તે જાઈ શકે તેમ ન હોવાથી તેના વિભાગના દાક્તરને બોલાવે છે.

તે તેને માંદગીની ચિઠ્ઠી આપે છે અને તેની માંદગી ગંભીર હોવાથી તેને આરોગ્યકેન્દ્રમાં ખસેડે છે. ત્યાં એમ માલુમ પડે છે કે તેને શસ્ત્રક્રિયા કરવાની જરૂર છે એટલે તેને દસ માઈલ દૂર જિલ્લાની ઇસ્પિતાલમાં લઈ જવામાં આવે છે. એક અઠવાડિયા સુધી તેની પાસેથી કંઈ ખર્ચ લેવામાં આવતું નથી. તેને ઘેર કોઈને પૈસા મોકલવાના ન હોવાથી બીજા અઠવાડિયાથી તેની પાસેથી રહેવાના અને ભોજન ખર્ચના અઠવાડિયે ૧૫ શિ. લેવામાં આવે છે. દવા વગેરેનું કંઈ ખર્ચ તેને આપવું પડતું નથી. તેને માંદગીભથ્થું અઠવાડિયે ૨૪ શિ. મળ્યા કરે છે.

સાજો થયા પછી તેને પોતાનું મૂળ કામ મળતું નથી એટલે તે નોકરીખાતામાં જાય છે. 'હાલ બોઈલરવાળા માટે જગ્યા નથી' એવો જવાબ મળવાથી તે બેકારી ભથ્થા માટે પત્રક ભરે છે અને તેને અઠવાડિયે ૨૪ શિ. મળે છે. કામ મળતા સુધી દર ત્રીજે દિવસે તેને બેકારી પત્રક પર સહી કરવા જવું પડે છે. દરમિયાન કોઈ કામ મળી જાય તો તેને ત્યાં જવાનું કહેવામાં આવે છે. જો તે નવા કામે જવાની ના પાડે તો તેનું બેકારી ભથ્થું બંધ થાય છે. પણ અશક્તિને લીધે ડાક્તરની સૂચના અનુસાર નવા કામે તે જઈ શકે તેમ નથી એટલે તે સ્થાનિક લવાદ મંડળને અપીલ કરે છે. જો તેની અપીલ નામંજૂર થઈ હોત તો તેને ૭ અઠવાડિયાં સુધી બેકારી ભથ્થું મળત નહિ. પણ તેની અપીલ મંજૂર થઈ એટલે તેનું ભથ્થું ચાલુ રહ્યું. તેના પર થયેલી શસ્ત્રક્રિયા પછી તે બોઈલર પર કામ કરવા લાયક રહ્યો નહોતો અને તેને અનુકૂળ કામ મળતું નહોતું. થોડાં અઠવાડિયા પછી નોકરી ખાતાના અમલદારે તેને બોલાવીને કહ્યું કે, તમારે બીજું કોઈ અનુકૂળ કામ પસંદ કરવું પડશે, અથવા તો પછી તમે કોઈ કામ માટે યોગ્ય નથી એ કારણે તમારુ ભથ્થું બંધ થશે. જો તમે સરકારી તાલીમી કેન્દ્રમાં હળવું ઇજનેરી શીખવા જવા તૈયાર હો તો ત્યાં મોકલી આપું. ત્યા સોળ અઠવાડિયાં તાલીમ લેવી પડશે અને પછી તમને યોગ્ય કામ મળશે. તમારુ મુસાફરી ખર્ચ વગેરે તમને આપવામાં આવશે.'

એડમને પોતાનું ઘર છોડીને બીજા ધંધામાં જવાનું પસંદ નહોતું પરંતુ બીજો ઉપાય નહોતો. તેની પાસે એટલી બચત નહોતી કે તે ભથ્થા વગર ચલાવી શકે. જો તે ગરીબ તરીકે રાષ્ટ્રીય રાહત ખાતાની મદદ માગે તો મળી શકે તેમ હતી. પરંતુ ગરીબ તરીકે મદદ લેવાની તેની ઇચ્છા નહોતી એટલે તે તાલીમ લેવા ગયો. તેની માફક સેંકડો સિપાઈઓને તેમ કરવું પડયું હતું.

તાલીમ દરમિયાન તેનું ખર્ચ તેને મળતું. ધીમે ધીમે તેને કંઈક વધારે રકમ મળતી થઈ. ત્યાં ઈવ નામની એક બાઈ બીજા વિભાગમાં તાલીમ લઈ રહી હતી, તેની સાથે પછીથી તે પરણ્યો અને ત્યાં જ કામે લાગ્યો.

ઈવ પણ કામ કરતી હતી એટલે તેના લગ્ન પ્રસંગે, તેની કામપોથીમાં દર ૪૦ ભરેલા હપ્તાએ ૧ પૌંડ લગ્ન ભેટ તેને મળી. લગ્ન પછી પણ તેણે કામ કરવાનું ચાલુ રાખ્યું. તેને પહેલી સુવાવડ થઈ ત્યારે ૭ અઠવાડિયાં અગાઉ તેણે કામ છોડી દીધું અને તેને કારીગર સ્ત્રી તરીકે તેર અઠવાડિયાં સુધી દર અઠવાડિયે ૩૬ શિ. મળ્યા. તે ઉપરાંત દરેક સ્ત્રીના હક તરીકે સુવાવડ મદદના ૪ પૌંડ મળ્યા. સુવાવડનું ખર્ચ તો બધું ઇસ્પિતાલમાં થયું. બાળક ટૉમ સાથે ઘેર ગયા પછી આરોગ્યકેન્દ્ર તરફથી તેને અને બાળકને રોજ મફત દૂધ ઘેર બેઠાં મળવા લાગ્યું.

દર વસન્ત ઋતુમાં એડમ બે અઠવાડિયાંની હકની ચડતે પગારે રજા લઈને ફરવા નીકળતો હતો અને રાષ્ટ્રીય તહેવાર મંડળે સસ્તા દરે કરેલી વ્યવસ્થાનો લાભ લઈને ટેકરીઓમાં કુટુંબ સાથે રહેતો હતો.

ટૉમ પછી મેરી અને એડીથનો જન્મ થયો. પણ હવે ઈવ કારીગર તરીકે કામ કરતી નહોતી એટલે તેને અઠવાડિક ૩૬ શિ. ન મળ્યા પણ સુવાવડ મદદના ચાર ચાર પૌંડ મળ્યા. તે સુવાવડ માટે ઇસ્પિતાલમાં જતી ત્યારે આરોગ્યકેન્દ્ર તરફથી ટૉમની ઘેર સંભાળ રાખવાની વ્યવસ્થા થતી હતી. ટૉમ પહેલું બાળક હોવાથી તેને માટે કંઈ રોકડ મદદ તેમને મળતી નહોતી, પરંતુ બીજા અને ત્રીજા બાળક માટે અઠવાડિયે આઠ આઠ શિલિંગ મળતા હતા. વચ્ચે એડમ માંદો પડી જાય તો માંદગી ભથ્થાના પતિપત્ની માટે અઠવાડિયે ૪૦ શિ. અને બાળક માટે ૮ શિ. મળતા હતા. એડમને પોતાને અઠવાડિયે ૪ પૌં. ૧૦ શિ. મળતા હતા તે ઉપરાંત બે બાળકોના ૧૬ શિ. મળીને તેની કુલ અઠવાડિક આવક ૫ પૌંડ ૬ શિ. થતી હતી. પોતે માંદો પડે તો પતિપત્નીના ૨ પૌંડ અને ત્રણ બાળકોના ૧ પૌં. ૪ શિ. મળીને અઠવાડિયે કુલ ૩ પૌં. ૪ શિ. ઘેર બેઠે મળતા હતા. છોકરાંનું ભથ્થું સલામતી કચેરીમાંથી પિતાને નહિ પણ માતાને મળતું હતું.

છોકરાંને ૧૫ વરસની ઉંમર થતાં સુધી ભથ્થું મળતું હતું. આ ઉંમર પછીથી વધારીને ૧૮ કરવામાં આવે છે. છોકરાંઓ મોટાં થયા પછી દિવસનો થોડો સમય કોલેજમાં ભણી શકે એવી વ્યવસ્થા કરવામાં આવે છે. શહેરનાં છોકરાંઓ માટે ત્રણ ત્રણ માસ માટે ગ્રામવાતાવરણમાં તાલીમશાળાઓ કાઢવામાં આવે છે.

ધીમે ધીમે બાળકો મોટાં થાય છે. પરણે છે અને જુદાં ઘર માંડે છે. એડમ વખતો વખત માંદો પડતો. એટલે ઈવ ફરી કામે ચડે છે. તેને કારીગરની પત્ની તરીકે અઠવાડિક હપ્તા ભરવાની જરૂર નહોતી,: પરંતુ ૬૦ વરસે

પેન્શન મળે અને માંદગીબેકારીના સ્વતંત્ર લાભો મળે તે માટે તેણે પોતાનો અઠવાડિક ફાળો ભરવાનું ચાલુ રાખ્યું.

ઍડમને ૬૫ વરસે અને ઈવને ૬૦ વરસે પેન્શન મળે છે. તે બન્નેને મળી અઠવાડિયે ૩૦ શિ. મળે છે. ઉપરાંત તેમણે ત્રીસ વરસ સુધી અઠવાડિયે ચાર પાંચ શિલિંગ બચાવીને બચતખાતામાં મૂક્યા હતા તેમાંથી તેઓ અઠવાડિયે ૧૫ શિ. લે છે. આ રીતે કુલ ૪૫ શિ. માંથી ૫ શિ. ભાડાના આપીને બાકીના ખોરાકી, કપડાં વગેરેમાં તેઓ ખરચે છે.

આમ શાન્તિથી જીવન ગુજારતાં વીસમી સદીને અંતે ઍડમનું અવસાન થાય છે. એના મરણ પ્રસંગે તેની પત્નીને ૨૦ પૌંડ રાજ્ય તરફથી મળે છે. તેમાંથી તેની મરણ ક્રિયાનું ખર્ચ સારી રીતે નીકળી રહે છે.

આ રીતે માંદગી, બેકારી, અકસ્માત, લગ્ન, સુવાવડ, બાળકોનું ખર્ચ, તેમની કેળવણી અને છેવટે અવસાન સુધીના પ્રસંગોએ, જ્યારે જ્યારે માણસને અસામાન્ય ખરચમાં ઊતરવું પડે છે, તેને માટે બિવરીજ યોજનામા પ્રબંધ કરવામાં આવ્યો છે. તે યોજના અનુસાર પ્રજાનો કોઈ માણસ માંદગી, બેકારી કે ઘડપણને કારણે ભીડમાં રહેવો ન જોઈએ. પોતાની યુવાનીમા પ્રમાણિકપણે કામ કરનાર દરેકને યોગ્ય કામ મળવું જોઈએ. એટલું જ નહિ પણ બીજા પ્રસંગોએ આવી પડતા ખર્ચને માટે સાર્વજનિક પ્રબંધ કરવો જોઈએ.

હિંદમાં આવી યોજનાની વાત કરવી એ હવામા બાચકા ભરવા જેવું લાગે છે. અઠવાડિયે રૂપિયો બે રૂપિયા માંડ કમાતો હોય તે માણસ ફાળો પણ શો આપી શકે? હિંદમાં તો આવી વસ્તુઓ લોકોની દાન અને દયાવૃત્તિ પર છોડી દેવામાં આવી છે. અગર સંયુક્ત કુટુંબને લીધે ઘણા માણસોનો માંદગી અને ઘડપણમાં નિભાવ થાય છે. સાધારણ રીતે માંડ માંડ બે ટંક ભોજન પણ મળતું ન હોય તે માંદગી અને ઘડપણમાં પણ શું કરે? બાળકોને દૂધ અને કેળવણી તો ક્યાંથી જ મળે? ઇંગ્લંડ જેવા દેશમાં અઠવાડિયે સામાન્ય રીતે ૪ પૌં. કમાણી થઈ શકતી હોય ત્યાં આવી મોટી યોજના કરવી શક્ય છે. હિંદ જેવા દેશ માટે હાલ તો એ આકાશકુસુમવત્ છે. પણ આજે ઇંગ્લંડ તે કરી શકે છે અને હિંદ નથી કરી શકતું તેનું કારણ શું? ઇંગ્લંડને પણ હિંદ જેવા દેશોની સંપત્તિ લૂંટવાની ન મળે તો આવાં ભારે ખર્ચ કેટલાં કરી શકે તે મોટો સવાલ છે.

ઇંગ્લંડને આ યોજનાને અંગે ૬૯.૭ કરોડ પૌંડ ખર્ચ કરવું પડશે. એટલે લગભગ ૯૩૦ કરોડ રૂ. થયા. હિંદની આખા દેશની વાર્ષિક આવક ૨૫૦૦ કરોડ રૂ. ગણાય છે ત્યાં આર્થિક સલામતી માટે આવા મોટા ખર્ચની વાત જ ક્યા કરવી? અને ઇંગ્લંડની વસ્તીને હિસાબે હિંદની વસ્તી લગભગ આઠ ગણી; એટલે તે યોજના અનુસાર હિંદમાં કેટલું ખર્ચ થાય, તેનો તો આંકડો પણ મૂકવાની જરૂર નથી. અને છતાય સ્વતંત્ર હિંદને પોતાની પ્રજા માટ સલામતીનો વિચાર નહિ કરવો પડે એમ નથી. અને હિંદ આઝાદ હોય તો પોતાની રીતે ન કરી શકે એમ પણ નથી.

**વિઠ્ઠલદાસ કોઠારી**

# જોડણી સ્થિર છે

કડી હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ એક અવનવું ને તારીફ લાયક મંડળ ચલાવે છે. તેના મંત્રીનો નીચે પત્ર આપું છું, તે ઉપરથી તેનો પરિચય અને તે પત્રમાં જે મુદ્દો એ પૃછે છે તે પણ તેમના જ શબ્દમાં જાણવા મળશે. પત્ર નીચે પ્રમાણે છે:

"શિ૦ સા૦ ના તંત્રીશ્રી,

અમારા મંડળની કશી મોટી ઓળખાણ આપને આપવાની છે નહિ. અમે હાઈસ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓનું સામાન્ય મંડળ છીએ. અમારા તાજેતરમાં સ્વર્ગવાસી થયેલ શિક્ષક શ્રી. મોહનલાલભાઈની પ્રેરણાથી અમે ગુજરાતી જોડણીના નિયમધારી બન્યા છીએ અને તેથી અમે નામે તથા કામે જરા વિચિત્ર લાગે તેવું એક જોડણી-મંડળ સ્થાપ્યું છે. અમારું કામ ગામની લાયબ્રેરીનાં રોજિંદાં કે અઠવાડિક છાપાંનાં મોટા અક્ષરોવાળાં મથાળાં કે જાહેરખબરોની જોડણી ખિસ્સાકોશ પ્રમાણે સુધારી આપવાનું, તથા જે દુકાનદાર ભાઈઓ અમારું કહ્યું માને તેમની દુકાન ઉપરનાં પાટિયાંમાંની જોડણી સુધારી આપવાનું છે અમે અમારા દોસ્તદારો સાથેના પત્રવ્યવહારમા પણ એવી રીત રાખી છે કે, દરેક કાગળને જોડણીની દૃષ્ટિએ સુધારીને લખનારને અવારનવાર પાછો મોકલી આપવો

અમારું કામ કોઈનો સદ્ભાવ પામતું નથી, એ કહેવાની આપને જરૂર નથી. છતાં અમે અમારા મદ્દગત ગુરુ પ્રત્યેના પૂજ્યભાવથી પ્રેરાઈને તેમનું ઋણ ગણી આ કામ ચલાવ્યે રાખીએ છીએ; અને તેથી વાતાવરણમાં કંઈક અસર પડયા કરે છે, એમ અમને લાગે છે.

અમે ગામ-પુસ્તકાલયનાં પુસ્તકોમાં પણ બનતાં પુસ્તકોની જોડણી મંત્રીની પરવાનગીથી સુધારીએ છીએ.

અત્યાર સુધી તો અમારું કામ ટગુમગુ ચાલ્યું, પણ હવે અમારામાંથી જ કેટલાક હતાશ થાય એવું એક કારણ બન્યું છે.

થોડા વખત ઉપર ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનું એક પુસ્તક 'ગ્રંથ અને ગ્રંથકાર' અમારી લાયબ્રેરીમાં આવ્યું. તેમાં જોડણીના નિયમો બાબત સમજૂત આપતો કે ચર્ચા કરતો એક નિબંધ તથા તેને આધારે તૈયાર કરેલો નવો ખિસ્સાકોશ અમારા જોવામાં આવ્યો. તે ઉપરથી જણાયું કે તેના લેખક એમ દાવો કરે છે કે:

૧. વિદ્યાપીઠના જોડણીકોશની જોડણી પણ સતત સુધારતા રહેવાનો અવકાશ તેમ જ નીતિ છે; તથા તે પ્રમાણે નવા નવા સુધારા ગમે ત્યારે સૂચવીને તેની જોડણી બદલવાનો ગમે તેને હક છે.

૨. જ્યાં સુધી ગુજરાતી ભાષાનું શાસ્ત્રીય વ્યાકરણ ન રચાય, તેમ જ ભાષાની વ્યુત્પત્તિ નક્કી ન થાય, ત્યાં સુધી તેની જોડણીની બાબતમાં 'છેવટની' કહી શકાય તેવી સ્થિતિ ન જ આવે; એટલે છેવટની જોડણી ગણીને ગોખવાનું કે અમલમાં મૂકવાનું હજુ અજ્ઞાત દૂરના ભવિષ્ય સુધી મુલતવી રાખવું જોઈએ.

આવા અર્થનું લખાણ વાંચી અમે ચમક્યા, તથા અમને અમારા પ્રયત્નો કંઈક કવેળાના હોય એમ લાગવા માંડ્યું. અમે 'શિક્ષણ અને સાહિત્ય'માં આ બાબત આપના તરફથી કંઈક સત્તાવાર ખુલાસો કે રદિયો આવશે એની અત્યાર સુધી રાહ જોયા કરી. પણ આપના તરફથી કંઈ ખુલાસો બહાર ન પડ્યો.

તો આપને પૂછવાનું કે, આપે શ્રી શાસ્ત્રીએ સૂચવેલા સુધારાઓ માન્ય રાખ્યા છે? તેવા શબ્દોનું લિસ્ટ આપ શિ૦સા૦ માં બહાર પાડો, તો સારું ન થાય?"

પત્રલેખકનો મીઠો ઠપકો હું સ્વીકારું છું. 'ગ્રંથ અને ગ્રંથકાર'માં આવેલો પ્રસ્તુત ભાગ મેં જોયો હતો. તે વખતે જ મને, પત્રલેખક જણાવે છે એવી ભીતિની ગંધ ગયેલી. અને મને થયું કે, કાંઈ લખવું જોઈએ ખરું? પણ મેં માન્યું કે, કદાચ જરૂર ન હોય. હવે જોઉં છું કે, જરૂર હતી, જે લખી જણાવવા માટે આ નવજુવાન માતૃભાષા-પ્રેમીઓને ધન્યવાદ ઘટે છે.

શ્રી. શાસ્ત્રીનો નિબંધ અને શબ્દકોશ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ છાપ્યો છે. ગુજરાતની ઘણીખરી વિદ્યાસભાઓએ જોડણીકોશની પદ્ધતિ, યુનિવર્સિટી અને સરકારે સ્વીકારી, તે પૂર્વે ક્યારથી સ્વીકારી છે; તેમાં એક મુખ્ય સંસ્થા ગુ. વ. સો. છે. અને તેનો સ્વીકાર તે સંસ્થાના મંત્રીએ 'ગ્રંથ અને ગ્રંથકાર'ના પોતાના નિવેદનમાં પણ કર્યો જ છે, એ આનંદની વાત છે. તે કહે છે, "કોઈ કોઈ શબ્દની પં. શાસ્ત્રીને ઠીક ન લાગતી જોડણી સુધારવામાં આવી છે. . . . **એનાથી સંસ્થાની નીતિ બદલાઈ છે એમ કોઈ ન માને."** તો પછી આજે મોંઘવારી ને અછતના જમાનામાં ડેમી ૧૦૪ પાન જેટલો કાગળ-વ્યય શું કામ કરવામાં આવ્યો હશે, તે નથી સમજાતું. વિદ્યાપીઠનો ખિસ્સાકોશ છે જ; ચર્ચાને માટે કાંઈ જરૂરી માનીએ તોપણ નિયમની જરૂરી લાગતી ચર્ચા અને ફેરફારના જ કેટલાક દાખલા બસ થાત. ખેર, અહીં તો એટલું જ કહેવાનું રહે છે કે, જોડણીકોશની સર્વમાન્ય થયેલી જોડણી ગુ. વ. સો.ને માન્ય છે; અને તેમણે આ લેખ પ્રસિદ્ધ કર્યો છે, છતાં તેની કુલ જવાબદારી તેના લેખકની જ છે. આ પ્રકારના વ્યક્તિગત આગ્રહો તો આ સંધિકાળમાં ક્યાંક ને ક્યાંક કેટલાકને રહેવાના, એમ માનવું જોઈએ. જેઓ પોતે એમ સેવવા ઇચ્છે તેમને કોઈ રોકી ન શકે. માત્ર સર્વમાન્ય જોડણીને તેનાથી બાધ ન આવવો જોઈએ.

પત્રલેખક શાસ્ત્રીજીના બે મુદ્દા ટાંકે છે, અને તે જો બરોબર હોય તો જોડણીમંડળનું કામ કવેળાનું ઠરે ને કથળે એમ કહે છે, એ ઉઘાડું છે. પણ શ્રી. શાસ્ત્રીજીના એ બે વિચારો બરાબર નથી.

શ્રી. શાસ્ત્રીજી સમજે છે, કે વિદ્યાપીઠને નામે ઓઢાડે છે, એવી કોઈ નીતિની મને જાણ નથી. કોશમાં એવા કોઈ સુધારાને અવકાશ નથી કે જેથી એકધારી થયેલી જોડણી પાછી અરાજકવાળી થઈ રહે. મને ભીતિ છે કે, શાસ્ત્રી કહે છે એવું જો હોય, તો તો જોડણી અંગે દળી દળીને કુલડીમાં વાળવાનો વારો જ ગુજરાતને નસીબે આવે. એ તો કોઈ ઉપાયે નિવારવું જ જોઈએ. માનવ અને તેનાં કાર્યો હમેશ સુધારાને પાત્ર છે, એ વ્યાપક ન્યાયથી બધું જ સુધારાપાત્ર છે; પણ તેનો અર્થ કામો અધ્ધર રાખવાં, કેમ કે પૂર્ણ થવાનાં નથી, એવો ન કરી શકાય. એ જ સામાન્ય કાયદો જોડણીકોશને લાગે છે. જોડણીની ચર્ચા અર્ધા સૈકાથી ઉપર જેટલી જૂની થયા પછી, તે બધામાંથી વહેવારુ માર્ગ કાઢી નિયમાવલી ઘડાઈ અને તે પ્રમાણે કોશ રચાયો છે. ત્યાર બાદ એમાં ઇન્સાફ-ઇનસાફ, ઇન્કાર-ઇનકાર જેવા આંગળીને વેઢે ગણાય એવા ફેરફાર છેલ્લાં સત્તર વર્ષમાં થયા છે. ખાસ જોડણીને નહિ પણ શૈલીને લગતો એક નિયમ અસ્થાને ને બિનજરૂરી જણાતાં તેને નિયમાવલીમાંથી કાઢી નાંખવામાં આવ્યો, કે જેને લીધે એકે શબ્દની ચાલુ જોડણી ઉપર અસર નહોતી. અને હમણાં ખિસ્સાકોશની ત્રીજી આવૃત્તિમાં, 'શતાબ્દિ'માં 'શતાબ્દી' દીર્ઘ જોઈએ, એ ભૂલ માલૂમ પડતાં, તે સુધારવામાં આવી છે. આ બધા એવા ફેરફારો છે કે, તેમનાથી પ્રજામાન્ય થયેલી નિયમાવલી નથી બદલાતી. અંગ્રેજીના Civilize, Civilise જેવા આ ફેરફારો કદાચ ચાલુ રહે. પરંતુ તેથી શું અંગ્રેજીની જોડણી અસ્થિર છે એમ મનાય? તેથી વિદ્યાર્થી તે ન શીખે-ગોખે એમ કોઈ કહે તો કોણ માને? તેમ જ ગુજરાતી જોડણી માટે છે. ઉપર જણાવેલાના જેવા ફેરફારો છતાં, જોડણીકોશની જોડણી સ્થિર છે ને નિયમાવલીને તોડી નાંખે એવા એકે ફેરફારને માટે સ્થાન નથી.

તેમનો બીજો મત પણ એવો જ લૂલો છે. ભાષા બોલવી અને લખવી એ પ્રથમ અને પ્રાથમિક ક્રિયા છે. વ્યાકરણ ને ભાષાશાસ્ત્ર તેની પછી પછી ચાલે; એમને માટે કોઈ ભાષા બોલી નહીં શકે. અને સમજવાનો મુદ્દો એ છે કે, વ્યાકરણ અને ભાષાશાસ્ત્રનું ખેડાણ થાઓ કે ન થાઓ, છતાં આપણે સૌ આપણી ભાષા શિષ્ટ અને એકધારી રીતે આજ લખવા વાંચવા માગીએ છીએ. તે કાર્યમાં ભાષાવિદો મદદ કરી શકે; પરંતુ પ્રજાને તેઓ પોતાને વાંકે રોકી રાખી ન શકે. અને એક રીતે જોતાં ગુજરાતના ભાષાવિદોને જ પ્રતાપે આપણી જોડણી સ્થિર થઈ ન કહેવાય? તેઓએ જો આ વિષય વર્ષોથી ખેડ્યો

ન હોત, તો ગાંધીજી અને એમના સાથીઓ કઈ મૂડીથી જોડણીને સ્થિરતા આપી શકત? પણ આમાં નરી વિદ્વત્તા કામ નથી દેતી; ઘણી વાર તે તકરારોમાં જ પડી જાય છે. સમસ્ત પ્રજાને એ ન પાલવી શકે; તેને તો વર્તમાનમાં લખવા માટે સ્થિર એકધારી જોડણી જોઈએ. સદ્ભાગ્યની વાત છે કે, એ કામ જોડણીકોશ દ્વારા ગાંધીજીએ આપણી ભાષાને કરાવી આપ્યું છે.

એટલે જોડણીમંડળના મંત્રીને જણાવવાનું કે, જોડણી સ્થિર છે; તમારા સ્વ૦ ગુરુના પુણ્યસ્મરણમાં તમે શુદ્ધ જોડણી માટે ભેખધારી બન્યા છો, એ કાર્ય રોકવા જરાય જરૂર નથી; બલ્કે તેનો ચેપ આખા શિક્ષણ-જગતને લગાડશો, ને તમારી પ્રવૃત્તિને ચેગીલી બનાવશો. એનો જય જ છે.

અને જોડણી સ્થિર થવાથી તેની ચર્ચાનો જે અખાડો જામતો મટ્યો છે, તે બચતશક્તિ હવે વ્યાકરણ અને ભાષાની ઉન્નતિનાં બીજાં અનેક સૂનાં પડેલાં ક્ષેત્રોમાં વાળી શકાશે. એ પણ સારું જ ગણાય. આમ સ્થિર જોડણીથી એ પ્રવૃત્તિઓને પણ ચોક્કસ વેગ મળે છે. ગુજરાતી ભાષાનું શિક્ષણ તો તેના વિના ડગલું પણ ન ભરી શકત.

મગનભાઈ દેસાઈ

# ઇતિહાસનો અભ્યાસ

ઇતિહાસનો અભ્યાસ વર્તમાન પરિસ્થિતિ સમજવા અને ભવિષ્યમાં ભૂતકાળની ભૂલોનું પુનરાવર્તન ન થાય તે માટે કરવાનો હોય, તો તે પ્રકારના અભ્યાસને વધારે વ્યવસ્થિત, સરળ અને સુલભ બનાવવો જોઈએ. માત્ર ૧૮૫૭ના પ્રસંગને તપાસતાં ચાલુ ગૂજરાતી પાઠ્યપુસ્તકોમાં શ્રી. નાનુભાઈ કુંવરજી દેસાઈ કૃત 'આપણા દેશનો ઇતિહાસ' એ પુસ્તકમાં આ પ્રસંગ વિષે કંઈક વિસ્તૃત ઉલ્લેખ છે, અને આશરે પંદરેક પાનમાં એ મહાન બળવાનાં કારણો, એના આગેવાનો, વિસ્તાર અને નિષ્ફળતાનાં કારણોની અભ્યાસપૂર્ણ માહિતી આપવામાં આવેલી છે. આપણાં પાઠ્યપુસ્તકોની આવી દશા છે. આ પ્રસંગના અભ્યાસના પ્રશ્નને બીજી રીતે તપાસીએ તો, ઇતિહાસની પરીક્ષાના પ્રશ્નપત્રોમાં આ પ્રસંગના પ્રશ્નો બિલકુલ મામૂલી અને ઉપર-ચોટિયા જણાશે. કેળવણીના પ્રશ્નમાં રસ લેતા સજ્જનો તેમ જ શિક્ષકોએ આ બાબત તપાસ કરી વિદ્યાર્થીઓનું ધ્યાન ઇતિહાસના અભ્યાસ તરફ દોરવાની જરૂર છે.

ઇતિહાસનો અભ્યાસ કેટલાક ભૂતકાળથી શરૂ કરી વર્તમાન તરફ આગળ વધે છે; કેટલાક વર્તમાન કાળને જ પ્રાધાન્ય આપી ભૂતકાળને અવગણે છે; જ્યારે કેટલાક ભવિષ્યકાળ તરફ જ મીટ માંડી બેઠા રહે છે. આવો અભ્યાસ હમેશાં એકાંગી અને અધૂરો ગણાવો જોઈએ. કોઈ પણ નાગરિકને આજના ધમાલિયા જીવનમાં આવો અભ્યાસ કરવાનું પરવડશે નહિ.

આ કારણથી જ આપણા દેશના આધુનિક કે અંગ્રેજી રાજ્યના અભ્યાસનું મધ્યબિંદુ ૧૮૫૭ના પ્રસંગને ગણવું જોઈએ, એ મેં આ માસિકમાં અગાઉ લખેલું. અને તે માન્યતા સહેજે વિચારતાં સ્પષ્ટ થશે. દા. ત., ૧૯૪૨ની સાલનાં આંદોલનો તપાસવાં હશે તો ૧૯૩૦–૩૨ની સવિનયભંગની હિલચાલનો અભ્યાસ કરવો પડશે. સવિનય-ભંગની હિલચાલ સમજવી હશે તો બારડોલી સત્યાગ્રહની ભૂમિકા સમજવી પડશે અને બારડોલી સત્યાગ્રહ માટે અસહકારનાં પગરણ કઈ પરિસ્થિતિમાં મંડાયાં તે વિચારવું પડશે. અસહકારની દેશવ્યાપી પ્રવૃત્તિ પાછળ જલિયાન-વાલા બાગના અત્યાચારો, ડાયર ઓડ્વાયર પ્રકરણ અને રોલેટ બિલ વગેરે સર્વ અગત્યના બનાવો તેના યોગ્ય ચોકઠામાં નીરખવા પડશે; અને સરકાર તરફથી જે અત્યાચારો ૧૯૧૯માં થયા તેની પાછળનો ઇતિહાસ વિચારતાં ક્રાંતિ અને ભાંગફોડના ઉપાસકોએ પોતાને યોગ્ય જણાતો રસ્તો કેમ લીધો તે વિચાર્યા સિવાય કેમ ચાલશે? —અને ક્રાંતિવાદીઓને સમજવા માટે આપણે ૧૮૫૭ના પ્રસંગ ઉપર જરૂર વધુ ધ્યાન આપવું પડશે. ૧૮૫૭નો પ્રસંગ એવો મહાન, ગંભીર અને અંગ્રેજો તેમ જ આપણે માટે એટલો કરુણ છે કે એ પ્રસંગને આધુનિક ઇતિહાસનું મધ્યબિન્દુ બનાવીને અભ્યાસની પૂર્વાપર રચના કરવામાં બંને પક્ષને હિતાવહ માર્ગસૂચન મળવા સંભવ છે.

વળી ચાલુ જમાનામાં શાળામાં ભણતો વિદ્યાર્થી પણ રાજકારણમાં આવેશ કે આવેગથી ઝંપલાવવા ઉત્સુક હોય છે, પણ તે સમજતો નથી કે પોતાના આવેશ કે આવેગને મિથ્યા વહી જવા ન દેવા હોય તો ઉપર જણાવ્યા મુજબ કોઈ પ્રકારની અભ્યાસભૂમિકા અતિ જરૂરી છે. વિદ્યાર્થી-ઓએ અને શિક્ષકોએ અભ્યાસમંડળો દ્વારા આવું કેટલુંક અગત્યનું જ્ઞાન મેળવી લેવું જોઈએ.

અગાઉ ઇતિહાસ સાથે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવો પડતો, પણ પછીથી ઇતિહાસ સાથે સંપત્તિશાસ્ત્રને જોડવામાં આવ્યું. મારા અભિપ્રાય મુજબ, ગમે તે વિષયનો અભ્યાસ કરવો હશે તેની પાછળ કોઈક તાત્ત્વિક વિચાર અને યોજનાની જરૂર હમેશાં રહેશે; એટલે માત્ર ઇતિહાસના અભ્યાસ સાથે તત્ત્વજ્ઞાનના અભ્યાસને પણ જોડી રાખવાનું યોગ્ય જણાયું નહિ હોય.

આના સમર્થનમાં એક ઉદાહરણ આપું. આપણી સંસ્કૃતિ મુજબ જ્યોતિષનો અભ્યાસ હોય કે ન્યાયનો, સાંખ્યનો અભ્યાસ હોય કે નીતિશાસ્ત્ર અથવા ચાણક્ય-નીતિનો અભ્યાસ હોય, પણ શરૂઆતમાં જ એવું વિધાન કરવામાં આવતું કે, આ શાસ્ત્રના અભ્યાસનું અંતિમ ધ્યેય પરમતત્ત્વની ઝાંખી કરવાનું છે. આ પ્રયોગ ભલે રૂઢ થઈ જવાથી અર્થહીન ભાસતો હોય, પણ તેની પાછળનું

રહસ્ય આપણે પારખી ગઈશું તો કોઈ પણ અભ્યાસની પાછળની તાત્ત્વિક રચના અને યોજનાની જરૂર આપોઆપ સમજાઈ જશે; અને આ સમજણ બાદ ઐતિહાસિક દૃષ્ટિ — જેની વાત અવારનવાર કરવામાં આવે છે પણ આચરણમાં આવતી નથી — પોતાની મેળે જ યોગ્ય સ્થાન પ્રાપ્ત કરી જાગ્રત રહેશે.

માનવબુદ્ધિનો વ્યવહાર રાજસી કે તામસી મટી અથવા ઓછો થઈ જેટલા પ્રમાણમાં સાત્ત્વિકતા તરફ વળશે, તેટલો ફાયદો અભ્યાસીને તેમ જ અભ્યાસની વસ્તુને થવાનો છે.

ઇતિહાસનો અભ્યાસ માત્ર તવારીખોમાં કે રાજકીય દૃષ્ટિથી જ કરવો જોઈએ એવો સંકુચિત મત આજ કોઈક જ ધરાવતા હશે. ઇતિહાસના ઊંડા અભ્યાસને માટે તે તે સંસ્કૃતિનો પણ અભ્યાસ કરવો જોઈએ એવો મત થતો જાય છે. તેથી આપણા દેશના આધુનિક ઇતિહાસની સાથોસાથ આપણી સંસ્કૃતિનો અભ્યાસ આદરવો જોઈએ અને સમાજ, ધર્મ, વ્યવહાર, નીતિ, કર્મકાંડ વગેરે, અને રાજકીય પરિસ્થિતિ તે દરેકનો પાર પામવા વ્યાવહારિક અને કાર્યકુશળ બુદ્ધિનો ઉપયોગ આપણે ઝડપથી કરવો પડશે. સંભવ છે કે, બીજા આગળ વધતા દેશોની માફક આપણે પણ ભૂલો કરી બેસીશું. ભલે ભૂલો કરીએ, પણ તે સુધારવાની તક મળશે તે ઓછો ફાયદો છે? વિખ્યાત જર્મન લેખક ગટે કહે છે : "Thought expands but lames, action animates but narrows." (વિચાર વ્યાપક બને છે પણ લંગડો છે; કાર્યથી જોશ આવે છે પણ તે સંકુચિતતા આણે છે.) આપણે આ બે વમળમાંથી એકેમાં સપડાયા વિના ઝડપથી આગળ વધવું હશે તો સંસ્કૃતિના દરેક ક્ષેત્રમાં જરૂરી ફેરફારો કરવા પડશે અને એ ફેરફારો વિચાર અને અભ્યાસ બાદ થાય તેટલા માટે સમાજમાં આંદોલનો ઊભાં કરવાં પડશે.

આ ટૂંકા લેખના મુદ્દાને સમર્થન કરતો શ્રી. કિશોરલાલ મશરૂવાળાનો અભિપ્રાય ટાંકી આ લેખ પૂરો કરું. મશરૂવાળા 'કેળવણીના પાયા' નામની પોતાની ચોપડીમાં લખે છેઃ—

"જે બનાવથી આપણી પ્રજાની હાલની સ્થિતિ તરફ આવવા પહેલો ધક્કો મળ્યો, તે બનાવથી વિગતવાર અભ્યાસ શરૂ કરવો જોઈએ. દાખલા તરીકે, હિંદુસ્તાનનો ઇતિહાસ યુરોપિયન કંપનીઓના કે ૧૮૫૭ના બળવાના કાળથી શરૂ કરવો જોઈએ."

વિજયશંકર મંછારામ ભટ્ટ

# સ્વ૦ શ્રી ત્રિવેદી સાહેબની જીવનકથા સારુ

[ સંસ્મરણો માટે વિનંતી ]

સ્વ. પ્રોફેસર જયશંકર ત્રિવેદીના અકાળ અવસાનથી જેમ ગુજરાતે એક વિરલ રત્ન ગુમાવ્યું છે, તેમ તેમના સ્નેહીઓને પણ ભારે અંગત ખોટ પડી છે, એ આપણે સહુ અનુભવીએ છીએ. એમનું સ્મારક રચવાની હિલચાલ તો ચાલે જ છે, તે ઉપરાંત તેમના જીવનની સુવાસ બીજી રીતે પણ સચવાઈ રહે એ માટે તેમના સંસ્મરણોનું એક પુસ્તક લખવાનો વિચાર શ્રી. મહાદેવભાઈએ ગમ્યો હતો. તેઓ પણ અકાળે ચાલ્યા ગયા. હવે ત્રિવેદી સ્મારક સમિતિના સભ્યો તથા બીજા મિત્રોની ઇચ્છાથી શ્રી. ચંદ્રશંકર શુક્લે તે કામ માથે લીધું છે. એમાં શ્રી. કાકાસાહેબ કાલેલકરે શ્રદ્ધાંજલિ ( appreciation ) લખી આપવાનું સ્વીકાર્યું છે, અને નવજીવન પ્રકાશન મંદિર તરફથી તે પ્રગટ કરવાનું એના વ્યવસ્થાપક શ્રી. જીવણજી દેસાઈએ માથે લીધું છે.

જેમના અનેક ગુણોનું પ્રતિબિંબ મોટી મોટી ઘટનાઓ કરતાં સાવ નાના નાના ગણાય એવા પ્રસંગોમાં વધારે પડતું, એવા પુરુષના જીવનને લગતા અનેક પ્રસંગો, તો તેમના મિત્રોની સ્મૃતિમાં જ સચવાઈ રહેલા હોય. એ મિત્રો એ પ્રસંગો જેટલા વધારે લખી મોકલે તેટલું જ આ પુસ્તક વધારે શોભે. મુસાફરીની હાડમારીના આજના દિવસમાં લેખકને માટે ઘણા મિત્રોને જાતે મળવું પણ શક્ય નથી. એટલે આપને વિનંતી છે કે, આપ બનતી ત્વરાએ (આ કાગળ મળ્યા પછી વધારેમાં વધારે એક માસ દરમ્યાન) આપના સ્મરણમાં રહેલા એવા પ્રસંગો લખીને નીચેને સરનામે મોકલવા કૃપા કરશોજી. આપની પાસે સ્વર્ગસ્થના કંઈ કાગળો હોય ને તે મૂળ કે નકલ મોકલશો તો વધારે ઉપયોગી નીવડશે. પ્રસંગો તેમ જ કાગળો બન્નેને અંગે નામઠામ તેમ જ ખાનગી વિગતો કાયમને માટે ખાનગી રાખવામાં આવશે, એટલી અમે આપને ખાતરી આપીએ છીએ.

લિ૦ સેવકો

અમૃતલાલ વી. ઠક્કર
(લેડી) પ્રેમલીલા વિઠ્ઠલદાસ ઠાકરશી
( પ્રમુખ. પ્રો૦ જ૦ પી૦ ત્રિ૦ સ્મારક સમિતિ )
દેવચંદભાઈ અ૦ શાહ
ભાઈલાલભાઈ શ૦ પટેલ
નરહરિ પરીખ
ચંદ્રશંકર શુક્લ
જીવણજી દેસાઈ
મનુ જ૦ ત્રિવેદી

સરનામું :

શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ,
શહેરા ભાગોળ, મુ. ગોધરા
અગર
શ્રી. જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ,
નવજીવન કાર્યાલય,
પો. બો. ૧૦૫, અમદાવાદ

# નવું વાચન

**આહાર અને પોષણ:** લે૦ ઝવેરભાઈ પટેલ. પ્ર૦ ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, કિં. ૦–૮–૦.

[બાળકો તથા પ્રૌઢોને સમજાય એવા સરળ સંવાદની ઢબે લખાયેલી, વિજ્ઞાનની આ ચોપડીના આદિ વચન તરીકે ગાંધીજી 'બે બોલ' નીચે પ્રમાણે લખે છે:]

ડૉ. કુમારપ્પાએ અચ્છી પ્રસ્તાવના આપી છે, પછી મારે શું કહેવાનું હતું? પરંતુ ઝવેરભાઈનો મોહ કહો કે પ્રેમ મને થોડો છોડવાવાળો હતો? એમને ખાતર આ પુસ્તિકા હું અથથી ઇતિ સુધી વાંચી ગયો. હું મારા જ જ્ઞાન ઉપર ઝૂઝવા ચાહતો નહોતો. ડૉ. સુશીલા તો મારી પાસે જ હતાં. મેં એમની પાસે બધું વંચાવ્યું, અને થોડી વસ્તુઓ એમને જે લાગી તે બતાવી. ઝવેરભાઈએ એ સુધારી લીધી. એની મતલબ એ થઈ કે, આ પુસ્તિકા ઉપર ડૉ. સુશીલા અને ડૉ. મનુ ત્રિવેદીની મહોર વાગી છે. મને પુસ્તિકા સારી લાગી છે. ભાષા સરળ અને સાદી છે. મને આશા છે કે પુસ્તિકા હજારોની સંખ્યામાં વંચાશે.

સેવાગ્રામ, ૪-૩-'૪૫ **મો૦ ક૦ ગાંધી**

**દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ:** લે૦ શ્રી પ્રાણશંકર સોમેશ્વર જોષી. પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ, મુંબઈ અને અમદાવાદ, કિં. ૩–૮–૦.

પરદેશ ખાતેની હિંદી વસાહતોની હકીકતો આપતું સાહિત્ય ગુજરાતી ભાષામાં બહુ ઓછું છે. 'દ૦ આ૦ની રંગભૂમિ'ના લેખકે તેવું અમુક સાહિત્ય ગુજરાતને આપવા માંડ્યું છે. આ પુસ્તક દ૦ આ૦માં વસતી હિંદી કોમનો વાસ્તવિક ખ્યાલ આપે છે. લેખકે ત્યાંની હિંદી કોમનો ઊંડો અભ્યાસ કર્યો જણાય છે. જીવન ભોગવવાના ઉદ્દેશથી ત્યાં જઈ ચડેલા, છતાં તેમના વિદ્યાર્થી-કાળમાં દેશભરમાં જે રાષ્ટ્રભાવનાનો જુવાળ આવેલો તે ભાવનાથી રંગાયેલા હોવાથી, જીવનની ભોગવાઈઓ સાથે સાથે હૃદયની દેશસેવાની ભાવનાને પણ તેમણે ન્યાય આપ્યો. અને તે પ્રવૃત્તિના પરિણામરૂપે આ પુસ્તક ગુજરાતની સમક્ષ મૂકવાને તેમણે યોગ્યતા પ્રાપ્ત કરી, એમ કહેવાય. તેથી ત્રાહિત માણસ કોઈ પ્રવૃત્તિના નિરીક્ષક તરીકે તેનો ઇતિહાસ આલેખે તેના કરતાં તે પ્રવૃત્તિમાં રચ્યોપચ્યો જન તેનો ઇતિહાસ આલેખે, તે સચોટ અને વાસ્તવિકતાથી ભર્યો હોય એ સ્વાભાવિક છે. આ ઇતિહાસ પણ એવો જ છે. હિંદના રાજકારણમાં રસ લેનારા, હિંદની પ્રતિષ્ઠાની ચોકી કરનારા, હિંદની ભૂતકાળની જાહોજલાલીનાં સ્વપ્નો યાદ કરી મગરૂર થનારાઓ પોતાના ભાઈભાંડુઓની કેવી બેઇજ્જત દશા દ૦ આ૦માં થઈ રહી છે તેનું ધ્યાન આ પુસ્તકમાં વાંચી શકશે.

તેમ જ બ્રિટિશ સામ્રાજ્યના :હિંદી ખેરખાંઓ, બ્રિટિશ ન્યાય અને લોકશાહીના ગુણાનુવાદ ગાનારાઓએ પણ આ પોતાની બેઇજ્જતનું ધ્યાન જાણવું જોઈએ. આ પુસ્તક એની ઠીક ઠીક સામગ્રી પૂરી પાડે છે.

લેખકે દાલની બન્ને બાજુ તપાસીને આપણાં દુઃખ સાથે આપણા દોષ સામે પણ આંગળી ચીંધી છે. તે દુઃખદ આલોચનામાં ત્યાંના આપણા ભાઈઓમાં પ્રવર્તતાં મતભેદ, વ્યક્તિગત ખેંચાખેંચી, સ્વાર્થપરાયણતા, તક-સાધુતા, અને કોમી વેરઝેરનું વર્ણન પણ છે. જ્યાં સામાન્ય આપત્તિમાં બધી હિંદી કોમ છે, ત્યાં વળી કોમી ભેદ શાને હોય? છતાં આપણા દુર્ભાગ્યે અહીંનો કોમી પ્રશ્ન ત્યાં પણ ઊભો થયો છે. આમ હરીફ તત્ત્વને પહોંચી વળવામાં આપણી કમજોરી ક્યાં ક્યાં છે તે લેખકે સરસ બતાવી આપ્યું છે. ઉપરાંત હિંદી યુવકનું સામાજિક ચિત્ર લેખક દોરે છે, તે કંઈ ગૌરવ પેદા કરે એવું નથી. આજે હિંદી યુવક પોતાનું રાષ્ટ્રીય વ્યક્તિત્વ ખોઈ બેસવાની તૈયારીમાં છે. જે વર્ગના ભવિષ્યને ખાતર વડીલો લડી રહ્યા છે, તે એશઆરામ, બેપરવા અને નફટાઈની સુંવાળી સેજ પર સૂઈ રહ્યો છે. યુવકોમાં થોડા અનુકરણીય અપવાદો છે ખરા, પરંતુ તેઓમાં નાચરંગમાં જવું અને પરસ્ત્રીઓ સાથે શરાબની લિજ્જત માણવી વગેરે દુરાચારોની ફેશન થઈ છે. એ બધાનું વર્ણન વાંચતાં સહેજે દિલમાં થાય છે કે, પરદેશમાં આપણાં ભાઈભાંડુઓએ જે સમૃદ્ધિ ભેગી કરી છે તેને ભોગે પણ તેમણે પોતાની સંસ્કૃતિનું અને ચારિત્ર્યનું રક્ષણ કરવું ઘટે છે. સંસ્કૃતિ અને ચારિત્ર્ય સિવાયની વસાહત પ્રજાને અધોગતિમાં નાંખે છે અને તેની ગુલામીની બેડીઓ મજબૂત કરે છે.

આખું પુસ્તક એકંદરે ગૌરવભરી રીતે લખાયું છે. તેમાં કેટલેક સ્થળે લેખકે પોતાની પ્રશંસાનો ઉલ્લેખ કરતા, અન્ય ગૃહસ્થોના અભિપ્રાયો ટાંકવાથી પુસ્તકના લખાણનું ગૌરવ ઘટ્યું છે. તેમ ન થયું હોત તો સારું.

**રાવજીભાઈ મ૦ પટેલ**

**બે ગીતો:** લે૦ કેશવ મ૦ સરવૈયા, ભાવનગર. કિં. ૦–૨–૦.

સોળ પાનની આ નાની ચોપડીમાં બે કાવ્યો છે— 'વીરાનું ગામતરું,' અને 'પ્રછન્ન ભક્ત.' લોકગીત ને

રાસના લયમાં અને કાઠિયાવાડી લોકબાપામાંતે લખાયાં છે. તેથી વાંચવાં-ગાવાં ગમશે. પહેલું 'નીરાનું ગાગતરું' લાંબું કાવ્ય છે. બીજા કાવ્યમાં ગદ્દતા અર્પી રસ જમાવવા પ્રયત્ન થયો છે, પણ તે સફળ નથી. તેના કરતાં પહેલા કાવ્યમાં લેખક વધારે ફાવ્યા છે. તે કાવ્યની કેટલીક પંક્તિઓ રસભરી ગમે તેવી છે. પણ સમગ્રપણે એ કાવ્ય હૃદય ઉપર જોઈએ તેવું જામતું નથી, એ કદાચ, કવિના શરૂના પ્રયત્ન હોય તો, તેને આભારી હશે? બાકી પહેલા કાવ્યનું વસ્તુ અચ્છું પસંદ કર્યું છે.

**મોડાસામાંથી મળેલાં પ્રાચીન શિલ્પ** અને **પ્રાચીન ગુજરાતી કવિતામાં મોડાસા:** લે૦ રમણલાલ સોની.

મોડાસા હાઈસ્કૂલના સામયિક 'અરુણ'નાં પાનામાં લખાયેલા નાનકડા લેખનું આ ચોપાનિયું સચિત્ર છે. તેની વસ્તુ તેના નામ પરથી જ સ્પષ્ટ છે. મોડાસા ઘણું જૂનું ને ઐતિહાસિક ગામ છે. શ્રી. સોની ત્યાંની હાઈસ્કૂલના મુખ્ય શિક્ષક છે. સાથે સાથે આવી સામગ્રી પણ ભેગી કરી તેમણે પ્રજા આગળ મૂકી, તે તેમના વિદ્યાર્થીઓ માટે પણ કરવા જેવું જ ગણાય. પણ કેટલા ઓછા શિક્ષકો એ કરે છે? ગુજરાતમાં ઠેર ઠેર હાઈસ્કૂલો છે; તેમાં વિવિધ વિષયના ગ્રેજ્યુએટ શિક્ષકો કામ કરે છે; તેઓ પોતપોતાના પ્રદેશનાં પુરાતત્ત્વ, ઇતિહાસ, ભૂગોળ, તથા સમાજ વગેરેમાંથી જેનો શોખ હોય તેનો અભ્યાસ સહેજે કરી શકે. તે કરે તો કેટલી બધી કીમતી સાંસ્કૃતિક સામગ્રી આપોઆપ અને વિના ખર્ચે ગુજરાતને મળે? આ ચોપાનિયા પરથી એ વાત ખાસ ધ્યાન ઉપર આવે છે.

**શ્રી શામળાજી:** પરિચયકાર–શ્રી રમણલાલ સોની. પ્ર૦ શામળાજી મંદિરના ટ્રસ્ટી તરફથી શ્રી ચં. શં. બુટાલા.

શામળાજી વૈષ્ણવોનું જૂનું તીર્થ છે મોડાસા પાસે ઈડર રાજ્યમાં તે છે. કાળબળે અનેક મંદિરો ને મકાનો, ઉપેક્ષા કરનાર જનતાથી લાજીને, સીતામાતા પેઠે, ધરતીમાં સમાઈ જાય છે. એવા એક આખા પ્રદેશમાં શામળાજીનું મંદિર તરી આવેલું છે. તેના મંદિરનો કલાકીય પરિચય શ્રી. સોનીએ મોડાસા હાઈસ્કૂલના પત્રમાં આપેલો, તે પ્રકાશકે આ ચોપાનિયારૂપે બહાર પાડ્યો લાગે છે. મોડાસા અંગેના ચોપાનિયા પરથી ઊઠતો (ઉપર જણાવ્યો તે) વિચાર આથી પાકો થાય છે.

મંદિર આસપાસ અઢારે વર્ણો એકઠી થતી હોય એમ લાગે છે. તેમની અલગ અલગ ધર્મશાળાઓ છે. નોંધવા જેવું છે કે, હરિજનોની પણ છે. એ ગરીબ હિંદુ છતાં તરછોડાતી જનતાએ રૂ. ૨૦૦૦) તેમાં ખર્ચ્યાં છે. પણ શામળાજીની આવી ભાવભક્તિને, તે દેવને આગલો કરી બેઠેલા સવર્ણો જાકારો આપે છે! આ મંદિરમાંય હરિજનો છેટા જ રખાય છે! પ્રકાશક ટ્રસ્ટી કહે છે કે, "મંદિરના દરવાજા બહારથી પગથિયા ઉપરથી કાર્તિકી પૂર્ણિમાના રોજ દર્શનનો લાભ (?) લઈ શકે છે." અને તે ઉપરાંત લખે છે, તેઓ "ભેટ પગથિયાં ઉપર કૂંડીમાં મૂકી શકે છે અને તે રકમ બહારના પરચૂરણ કામમાં વપરાય છે." કેમ કે દેવ પણ પોતાને મળેલી 'ભાવ-ભગતિ-ભેટ'થી અભડાય તેથી? હિંદુઓના દેવો પણ આજે ચૂતકી જેવા થઈ ગયા દેખાય છે, તે આ જ પાપે ને? ટ્રસ્ટી તરફથી શામળાજીનો આ પરિચય છપાય છે, એનો અર્થ તે દેવનું માહાત્મ્ય વધારવા માટે ને? તો પછી ટ્રસ્ટીઓએ તેમનું ને તેમના દેવનું આ અપમાનરૂપ કલંક તો પહેલું ધોવું જોઈએ. પ્રભુદરબારમાં સૌ સરખા છે. અને પત્ર, પુષ્પ, ફળ જે કાંઈ ભાવથી તેને અપાય તે તેને વહાલું છે. અપમાન સહીને પણ હરિજનો શામળાજી પાસે જાય છે એ, સવર્ણોની ભાવના કરતાં વધારે સાચી દૃઢતા બતાવે છે એમ નહિ?

**પાંડુ ઝવેરી:** લે૦ રમણલાલ સોની. પ્ર૦ પ્રૈસજી આદેશરા, મોડાસા. બીજી આવૃત્તિ. કિં. ૦-૨-૦ (પા. ૧૬)

લેખક જણાવે છે કે, મૂળ બૌદ્ધ કથા પરથી લખાયેલી હિંદી વાર્તાના ગુજરાતી અનુવાદ પરથી સ્વતંત્રપણે, આ વાત ઘડી છે. કર્મ અને પુનર્જન્મનો સિદ્ધાંત સમજાવતું આ સુંદર કથાનક વાંચતાં રસ પડે છે. વચ્ચે વચ્ચે ઉપદેશાત્મક ભાગ આવે છે ત્યાં લંબાણ ને ભાષા જરાક ખટકે છે, ને તેથી વાર્તારસ જરા રોકાય છે. વાર્તાનો છેલ્લો ખંડ જરા ઉતાવળે આટોપાઈ જતો લાગે છે; તેનું રહસ્ય સહજ સમજાતું નથી. ફરીને જો આ પ્રાચીન લોકપ્રિય કથાનું રૂપાંતર છાપવા વારો આવે, તો તેને વધારે સરળ અને વિશદ કરી, તેની ખોડખાંપણો કાઢી નાંખવી જોઈએ. તેમ કરતાં વાર્તા લાંબી થાય તેનો વાંધો નહિ, ઇષ્ટાપત્તિ સમજવી ઘટે. આ સરસ લોકપ્રિય કથાના બહોળા પ્રચારમાં આથી મદદ જ થશે. તેને સચિત્ર પણ કરી હોય તો સોનામાં સુગંધ મળે.

**શ્રી સ્વાધ્યાય ગીતા:** અનુ૦ શ્રી. નલિન મ. ભટ્ટ, વલસાડ કિં. ૦-૧૨-૦, ટપાલ ખર્ચ ૦-૨-૩ (પા. ૧૯૦+૨૪, પાકું બાંધેલું પૂઠું)

ભગવદ્ગીતાનો મૂળ સાથે સરળ ગદ્ય અનુવાદ આમાં આપ્યો છે. એનું નામ 'સ્વાધ્યાય' સાથે જોડવામાં એ કારણ લાગે છે કે, લોકના પાઠ માટે સ્વાધ્યાય તરીકે ગીતા હોય એવી ભાવના એમાં સેવાય છે. અનુવાદક આ ઉદ્દેશથી ને ગીતાપ્રચાર કરવા માટે ગીતા-સમાજ નામે સંસ્થા ચલાવે છે. આ ચોપડી તેની કાર્યપૂર્તિ તરીકે છે. સંસ્થા એવો ઉદ્દેશ રાખે છે કે, 'બાઇબલ

સોસાયટી' પેઠે, ગીતાસમાજ ઘેરેઘેર અને 'એકેએક શાળા કૉલેજમાં ભણતા વિદ્યાર્થીના હાથમાં સર્વાંગસુંદર ગીતાનું પુસ્તક હોય,' એવું કરવું. પુસ્તક હાથમાં પહોંચે એનો અર્થ તે લેનારને તે માટે પ્રેમ અને આદર હોવો જોઈએ, એ તેમાં સમજી લેવું જોઈએ.

આજની મોંઘવારીમાં ચોપડીની કિંમત ઠીક ઓછી રાખી ગણાય. ચોપડીના પ્રચારમાં એ વસ્તુ મદદગાર થશે.

**સ્વ૦ ચમનલાલ વૈષ્ણવના પત્રો :** પ્રાપ્તિસ્થાન–આઝાદ ભંડાર, ભાવનગર. કિં. ૨–૦–૦.

આ પત્રોની પહેલી આવૃત્તિ 'તેત્રીસ પત્રો' નામથી ને લેખકનું નામ 'અજ્ઞાત' રાખી પ્રસિદ્ધ થયેલી. આ બીજી આવૃત્તિમાં લેખકનું નામ જણાવ્યું છે ને સ્વ૦ ની સ્મારક ગ્રંથમાળાના પહેલા મણકા તરીકે તે પ્રસિદ્ધ કરી છે. આવૃત્તિમાં બેએક પત્ર ઉમેર્યા છે, અને આખું ગ્રંથ-સંપાદન સુધારી લીધું છે. યુવકોની નીતિમત્તાને પોષક એવા આ પત્રસાહિત્યની સમાલોચના આ માસિકમાં પહેલી આવૃત્તિ વખતે આવી જ ગઈ છે, એટલે ફરી જગા રોકવા જરૂર ન હોય.

**અમારાં બા :** પૂ૦ કસ્તૂરબાનું જીવનચરિત. લે૦ વનમાળા પરીખ, ડૉ. સુશીલા નય્યર. પ્ર૦ નવજીવન કાર્યાલય, અમદાવાદ. કિં. ૧–૮–૦.

**ગાંધીજીનો સરકાર સાથે પત્રવહેવાર ૧૯૪૨–૪૪ :** પ્ર૦ ઉપર મુજબ. કિં. ૨–૮–૦ (મૂળ અંગ્રેજી તથા ગુજરાતી અનુવાદ, એમ અલગ બે ગ્રંથો)

આ બે પુસ્તકોની ભેગી નોંધથી કદાચ નવાઈ થશે. પણ એ બેઉમાં રહેલી એકસમાન વસ્તુ ચીંધવાને માટે જ આ નોંધ છે.

બાની જીવનકથા બાપુના જીવનની જોડે અર્ધાંગ પેઠે ઓતપ્રોત છે. તેમાંથી વીણી કાઢી તેનાં જુદાં જુદાં બિંદુઓની સુરેખા આલેખી આપી શ્રી. વનમાળાએ ગુજરાતને આભારી કર્યું છે. જીવનચરિતલેખનમાં પોતાની ભાત પાડે એવી શૈલીમાં લેખિકાનો આ પહેલો પ્રયત્ન સફળ ને આશાપ્રદ છે, એટલું નોંધી મુખ્ય વસ્તુ પર આવું.

ગ્રંથનો બીજો, ને રસિક ખંડ ડૉ. સુશીલાએ પૂ. બાનાં પોતાનાં સંસ્મરણોની માળા ગૂંથીને યોજ્યો છે. આપોઆપ તે સુવાચ્ય ને રસિક થાય જ. લેખિકા પાસે તેને માટે જરૂરી કલમ-બળ પણ છે. આની સાથે, તેમાંથી, સરકારે ગાંધીજીને જે નજરકેદીના જીવનના અંધારપટમાં રાખેલા, તેમાં એક પ્રકારનું ડોકિયું કરવાનું જે મળે છે, એ રસ પણ અચૂક છે. બાના કરુણ અવસાન જોડે સંકળાયેલો એ રસ કરુણ છે; તેની સાથે ગૌણરૂપે લેખિકા આગાખાન મહેલના રાજકેદીઓનું જીવન આલેખે છે, તે આપણા લોકજીવનના પણ એક કરુણ રસનું જ ચિત્ર નથી?

૧૯૪૨–૪૪ વર્ષોનું આપણા દેશનું એક ચિત્ર એ થયું. કેટલાય અજ્ઞાત અટકાયતીઓની આને જ મળતી કરુણ કથાઓ, આપણા પ્રથમ કોટિના અટકાયતીના જ જીવનમાં પ્રતિનિધિત્વ પામે છે.

બીજું પુસ્તક આ સમયનું બીજું પાસું ચીતરે છે, અને તે રાજકારી છે. સરકાર જોડે ગાંધીજી સતત કેવા લડતા રહ્યા છે, અને કેવા કસોટીકર સંજોગોમાં, તેનો આબેહૂબ ખ્યાલ આ દસ્તાવેજી પત્રવ્યવહાર આપે છે. હિંદના આ કાળના ઇતિહાસમાં સરકારે જે અકડાઈ અને તુંડમિજાજી, જબરદસ્તી અને જૂઠવેડા દાખવ્યા છે તેનું, અને સામેથી અસહાય કરી મુકાયેલી પ્રજાનો બંદી નેતા ત્યાં રહ્યાંય તેની જે નમ્ર છતાં અડગ અને સ્વમાનભરી વકીલાત કરીને ઝૂઝ્યાં છે;—આ બેઉ પાસાંનો આ પત્રવહેવાર સચોટ ચિતાર આપે છે.

બેઉ પુસ્તકોનો ગાંધીજીએ પોતે આમુખ લખ્યો છે. ભવિષ્યનો ઇતિહાસકાર આ બે દસ્તાવેજને ભૂલી જઈ ન શકે.

**બાલજગત :** લે૦ વરધભાઈ પટેલ, અંબાલાલ ઇનામદાર. પ્ર૦ વોરા ઍન્ડ કંપની, મુંબઈ: કિં. ૦–૧૦–૦.

કૂચા જેવી નીરસ ઢબે શીખવાતી ભૂગોળને તે દશામાંથી કાઢવાના શિક્ષણ-પ્રયત્નમાં આ મજેદાર સચિત્ર ચોપડી મદદરૂપ થઈ પડશે. અને તે આપવા માટે બાળકો લેખક પ્રકાશકનો ખરેખર આભાર માનશે.

નાનકડી બાળ-ચોપડીમાં આખું જગત ભરવા મથવા કરતાં, ક્રમિક ભાગો પાડી બાલ-જગત-માળા જેવું યોજવામાં આવે તો સારું કે કેમ, એ વિચારવા જેવું છે. ભૂગોળના ઉત્સાહી શિક્ષકોએ પોતાની વિધવિધ સૂચનાઓથી આ ચોપડીને વધુ શોભાવવામાં મદદ કરવી જોઈએ. આપણા જૂના ને કુદરતી ભાગો—ચરોતર, કાનમ, વાકળ, નર્મદાકાંઠો, મહીકાંઠો, સાબરકાંઠો, કચ્છ કાઠિયાવાડના ભાગ—લઈને તેમની પણ આ ઢબની પુસ્તિકાઓ યોજવી જોઈએ. માત્ર શિક્ષણ જ નહિ, આપણો માતૃભૂમિપ્રેમ પણ તેનાથી ખીલશે.

**આંગણાંનાં શણગાર, ઊડતાં ભંગી, વગડામાં વસનારાં :** લે૦—નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર. પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ ને મુંબઈ. દરેકની કિં. ૦–૧૦–૦. પા. અનુક્રમે ૫૬, ૫૦, ૫૯. સચિત્ર.

થોડાંક વર્ષો ઉપર 'ફૂલછાબ'માં આવતાં મજેદાર પક્ષી-વર્ણનો અહીં પુસ્તકાકારે મળે છે કે શું? અંતરીક્ષનાં બાળક સમાં પંખીને માટે સદાકાળથી માનવને એક પ્રકારનાં પ્રેમ ને આકર્ષણ રહેલાં છે. (છતાં કેટલાક

પંખીનો શિકાર કરી તેને ઉદરસ્થ કરે છે એ પણ એક એવા જ — ભલે ક્ષુદ્ર — આકર્ષણથી જ હશે ને?) બાળક તો તેમાં ખાસ આકર્ષાય છે. તેના ફુદકારા અને કલરવમાં તેને પોતાપણાનો ઉમળકો આવે છે. અને પ્રૌઢો પણ તે સુણી કલાનંદ જ માણે છે ને? એની ખાતરી કરવી હોય તો વસ્તીમાં કાન ફોડતો જનરવ અને વાહનોનો ઘરર-રવ યાદ કરવો, અને તેની સામે વનવગડે ને ખેતરોમાં કાન ભરતો પક્ષીઓનો કલરવ જોવો.

પણ આજે ભણેલા ગણાતા લોકો પક્ષીને ઓળખતા નથી, જેમ આકાશના તારાનેય નથી ઓળખતા. તે પરિચય આ પુસ્તકોમાંથી મળશે. એમ એક સારી ગરજ પૂરી પાડનાર આ ચોપડીઓ ઉપયોગી ને આવકારપાત્ર છે.

પક્ષી વિષે મળતી બધી સામગ્રી — કાવ્ય, લોકકથા ને વિજ્ઞાનમાં — વણીને વર્ણન અપાયું છે. તેમાં સાહિત્ય-છટા રેડવાનો પ્રયત્ન ચોખ્ખો છે; તેથી તે બાળક માટે કદાચ ધાર્યું કામ ન દે તો નવાઈ નહિ. બેગામેગો અહીં નોંધતો જાઉં કે, બાળક માટે વિશેષ જરૂરનું એ છે કે, ચિત્રો આબેહૂબ મૂળ રંગમાં અપાય ને તેની સાથે બાળકોના કોઈ કવિનું તેનું ગીત જોડે મુકાય, જે તેઓ હોંશે હોંશે ગાય ને સમજે. પણ તે તો એક સ્વતંત્ર સૂચના થઈ.

મ૦

**ગગનને ગોખે**: લે૦ નિરંજન વર્મા, અને જયમલ્લ પરમાર, પૃ. ૨૮૦, કિં. રૂ. ૩-૮-૦. પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ.

આકાશી પદાર્થોનો પરિચય આપતાં આવાં પુસ્તકો આપણા સાહિત્યમાં ઓછાં છે. આ પુસ્તક તેમાં એક અગત્યનો વધારો કરે છે. લેખકે દેશપરદેશની તારા નક્ષત્રો અંગેની કથાઓ, તેમને પોતાને સૂઝી કલ્પના સાથે વણી દઈ વિવિધ સામગ્રી પીરસી છે. લેખકે કાકાસાહેબના 'જીવનનો આનંદ'નું અનુકરણ કરવાનો પ્રયાસ કર્યો હોય અને સાથે સાથે સાહિત્ય અને કલ્પનાની રંગોળી પૂરતા ગયા હોય, એમ જણાઈ આવે છે. પણ એ તો અધરી કળા છે.

નકશાઓ ઘણા સારા અને ઉપયોગી થઈ પડે તેવા છે. તે સાથે વિજ્ઞાન સંબંધી હકીકતોમાં પણ પૂરતી ચોકસાઈ રાખી હોય એમ જણાય છે. પુસ્તકને અંતે સૂચિએ તેની ઉપયોગિતામાં વધારો કર્યો છે.

બ૦ ગાંધી

**સાભાર સ્વીકાર**

નીચેનાં પુસ્તકો સમાલોચના માટે મળ્યાં છે:

**ધૂઘવતાં પૂર** લેખક: શ્રી.ચુનીલાલ મડિયા; પ્રકાશક: એન. એમ. ત્રિપાઠી-મુંબઈ, ૪-૮-૦. **ઊભી વાટે** લેખક: શ્રી. ગુલાબદાસ બ્રોકર; પ્રકાશક: આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૩-૮-૦. **જનમટીપ** લેખક: ઈશ્વર પેટલીકર; પ્રકાશક: લોકપ્રકાશન લિ. અમદાવાદ, ૩-૦-૦. **આ૦ આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રંથ** સંપાદકો: શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ, શ્રી રતિલાલ મોહનલાલ ત્રિવેદી, શ્રી ઉમાશંકર જેઠાલાલ જોષી; પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ, ૮-૦-૦. **હંસાઉલી** સંપાદક: શ્રી પં. કેશવરામ કાશીરામ શાસ્ત્રી; પ્રકાશક: ઉપર પ્રમાણે; ૧-૮-૦. **અભિધર્મ** વ્યાખ્યાતા: અધ્યાપક ધર્માનંદ કોસંબી; પ્રકાશક: ઉપર પ્રમાણે; ૨-૦-૦. **ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ** લેખક શ્રી રત્નમણિરાવ ભીમરાવ જોટે; પ્રકાશક: ઉપર પ્રમાણે; ૪-૦-૦. **ગુજરાતના પંચમહાલ જિલ્લાના ભીલો** લેખક: પાંડુરંગ ગોવિંદ વણીકર; પ્રકાશક: ઉપર પ્રમાણે; ૨-૮-૦. **Czechoslovak Sokol** પ્રકાશક: એન. એમ. ત્રિપાઠી, મુંબઈ ૨, ૦-૧૨-૦.

---

શિષ્ય ફુંગ-તુએ પૂછ્યું: "માણસો તો બધા જ છે, પણ કેટલાક મહાન છે ને કેટલાક ક્ષુદ્ર છે; આમ કેમ?"

મેન્શિયસે જવાબ આપ્યો: "જેઓ પોતાના મહાન અંશને અનુસરે છે, તેઓ મહાન છે, અને જેઓ પોતાના ક્ષુદ્ર અંશને અનુસરે છે તેઓ ક્ષુદ્ર છે."

*

માણસો ધન અને માનની કામના કરે છે. પણ એ જો સારે માર્ગે ન મળતાં હોય તો જતાં કરવાં જોઈએ. માણસો ગરીબાઈ અને નીચતાને તિરસ્કારે છે પણ એ જો સારે માર્ગે ટાળી ન શકાય તો સહી લેવાં જોઈએ.

*

સત્યની ખોજમાં મંડેલો કોઈ વિદ્વાન જો ખરાબ કપડાંથી અને ખરાબ ખોરાકથી શરમાતો હોય તો તે વાત કરવાને પણ લાયક નથી.

— કૉન્ફ્યૂશિયસ

# માસિક વિવેચન

## રાષ્ટ્રીય સપ્તાહ

એપ્રિલ ૬ઠ્ઠીથી ૧૩મીના સપ્તાહને 'રાષ્ટ્રીય સપ્તાહ' કહેવામાં આવ્યું છે તે બધી રીતે યોગ્ય જ છે; બીજું કોઈ નામ તેનું પૂરું વાચક ન બની શકે.

મુલક જિતાયા બાદ, જો તે પાછો તેના પરદેશી વિજેતા સામે ઊઠે તો તેને દાબવો, ને તેમ ફરી કરવાની ખો ભૂલી જાય તેવો કરપ બેસાડવા કેર કરવો, એ સહજ સમજાય એવી વિજેતાઓની નીતિ છે. હિંદનો અંગ્રેજ વિજેતાય એમાંથી મુક્ત નથી. આ નીતિનો પહેલો પરચો ૧૮૫૭માં અપાયા બાદ, હિંદી પ્રજા કાંઈક ભોળવાય ને અંગ્રેજી રાજની સારાશ તેને હૈયે વસે, એના ચાંપતા ઇલાજો લેવાયા. તે કાંઈક સફળ પણ થયા. પરંતુ સંસ્કારી ને સમજુ પ્રજાને કદી જ કોઠે ન પડી શકે એવી ગેર-કુદરતી ચીજ ગુલામી છે. અને બીજી બાજુએ, પરરાજ્ય ગમે તેટલું સુરાજ્ય બનવા ફાંફાં મારે તોય તે છેવટે પરાયું જ છે, એટલે પોતાના જાન પર આવવા જેવું લાગે તે વખતે જાત ઉપર ગયા વગર એ ન જ રહે. આવું કાંઈક ૧૯૧૭-૮ પછીના આપણા ઇતિહાસમાંથી બતાવી શકાય.

૧૯૧૯ના એપ્રિલની પેલી તારીખો એનો એક દાખલો છે. ત્યારે હિંદી રાષ્ટ્રની આબાલવૃદ્ધ સ્ત્રી-પુરુષ જનતાએ (કોમોના ભેદ વગર) પંજાબમાં ને ખાસ કરીને જલિયાન-વાલા બાગમાં પરરાજ્યની અસહ્યતાનો ચમકો ચાખ્યો. રાજદ્વારી ભેદો ભૂલી જઈ સૌ પક્ષના નેતાઓ એકી-અવાજે તેની સામે પોકારી ઊઠયા. પણ કરવું શું? પ્રજાહૃદયમાં ચચરતા એ ડાઘને કઈ રીતે શામવો? યોગ્ય કાર્યદિશા મળે તો જ એ બની શકે. તે વખતે જૂની કૉંગ્રેસની કાર્યપદ્ધતિ ઓછી નીવડી; તે ઘડી ને આજનો દહાડો, એ જૂની મૉડરેટ નેતાગીરી ત્યારથી ગઈ તે ગઈ.

કુદરત જેમ સમાજકાર્યમાં પણ ખાલીપણું સંભવતું નથી. ગાંધીજીની અહિંસાનીતિએ પેલી ખાલી જગા આપોઆપ લઈ લીધી. ગુપ્તતા અને હિંસાની વાંઝિયા અને ઊનરતી નીતિ તે સ્થાન ન લઈ શકે. અંગ્રેજ રાજ-કર્તાઓ વારંવાર આંગળાં કરડે છે કે, આટઆટલાં વર્ષો થયાં, આટઆટલો દમનનો ડોક પાડીએ છીએ, છતાં આ ગાંધીનો દોર તૂટતો કે ઘટતો કેમ નથી! એનું કારણ ઉપરની બીનામાં મળે છે: ગાંધીજીનું નેતૃત્વ પ્રજાના દાઝ સાથે જડાયું છે; પ્રજાના દાઝને જાગૃત રાખી સ્વતંત્ર કરીને જ એ કૃતાર્થ થઈ શકે છે.

ગાંધીજીએ કહ્યું કે, સરકારનું રાજ્ય પ્રજાના અનિષ્ટ અને દેશદ્રોહી સહકારથી જ ટકે છે; તે આપણે સમજપૂર્વક પાછો ખેંચી લેવો જોઈએ. પ્રજાને આમાં પોતાનાં દોષ અને અપમાનને ધોવાનો સ્વમાન ભર્યો માર્ગ લાગ્યો. ત્યારથી એ વસ્તુ હિંદી પ્રજાકીય રાજકારણનો મૂળાક્ષર બની ગઈ છે.

પણ અસહકાર એકલો તો નકારવાચક વાત થઈ. તે ટકી પણ ન શકે. તેને હકારવાચક બાજુ હોવી જોઈએ. પ્રજા કરે શું? એનો જવાબ ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમ દ્વારા આપ્યો. પ્રજા સરકારના લાખાઘરમાં ન ફસાય એ તો બરોબર. પણ પછી તેણે પોતાનું સ્વતંત્ર ઘર રચવું જોઈએ; તૂટયું ફૂટયું હોય તે બધું સમારી લઈ સાબૂત કરી લેવું જોઈએ; નવી જરૂરો પ્રમાણે તેમાં જોઈતા ખંડો ને સુખ સગવડો તથા રાચરચીલું વસાવી લેવાં જોઈએ. આ અંગે દેશના જીવનની વિધવિધ શાખાઉપશાખાઓમાં પોતપોતાનું છૂટક અને અરસપરસ ખાસ કશા અનુબંધ વગર કામ કરનારા અનેક સમાજસેવકો પેઢીઓથી દેશમાં પાકયા હતા છે. કૉંગ્રેસે પણ પોતાના ઇતિહાસમાં અનેક બાબતોના સુધારા વિચાર્યા હતા આ બધાને એકઝપાટે આવરી લઈ એક આર્ષદૃષ્ટિથી ગાંધીજીએ તે બધી છૂટક વિગતોને રાષ્ટ્રની જીવંત સુધારણામૂર્તિના કલેવરનાં અંગઉપાંગ બનાવી આપ્યાં. દેશની આઝાદી અને સ્વમાનના સંકલ્પના પ્રાણ એમાં પૂર્યા. દરિદ્રનારાયણની સેવા, અહિંસા અને નીતિમત્તાએ તેનો આત્મા ઘડ્યો. સ્વતંત્ર થયે હિંદનું ઘડતર કઈ ઢબે ને કયા માર્ગોએ કરીશું એ ભવિષ્યજીવનની જવલંત રૂપરેખા પણ તેણે દોરી આપી. (તેથી જ આજે હિંદ-સ્વરાજના ઘડવૈયાઓ 'યુદ્ધોત્તર' રચના-યોજના આજ ઉકરડતા નથી, કેમ કે તેમને તે માથામૂંગો રચવાની જરૂર નથી.)

આમ કરીને, ગાંધીજીએ દેશની સર્વતોમુખી અને સર્વાંગીણ સુધારણા અને પુનર્ઘટનાને માટે એક સુસંદ ચીજ દેશ આગળ રાખી. તેથી જ એની આજ ૧૫ બાબતો ગણાની હોય, છતાં તેમાં ઉમેરાને સ્થાન હંમેશ છે જ. માત્ર તેની શરત એટલી કે, જેમ ચેતન શરીરનો ઉમેરો તેને સહજ અને બિનપરાયા ખોરાકથી જ થાય, તેમ આ રચનાત્મક કાર્યમૂર્તિનું પણ છે. દરિદ્રનારાયણને અને દલિતને સેવનાર ચીજ એને સદે; સ્વમાન અને સ્વાશ્રય તથા જાતમહેનત ને પ્રજાકીય ગુણવિકાસ તેને સદે. જે કાંઈ ચીજ ઉમેરાય. તે આ મૂળભૂત તત્ત્વને પરાયી ન હોવી જોઈએ.

આથી જ રચનાત્મક કાર્યક્રમ દેશનાં સર્વ દુઃખોનો અકસીર ઇલાજ છે, એમ કહી શકાય છે. પાર્લમેન્ટરી

કામ એનું એવું નથી; એ એને માટેનું બહુમાં બહુ તો સાધન જ બની શકે. પણ તે સાધનેય જો જનતા રચનાત્મક કાર્યક્રમની પ્રેમી ન હોય, તો બૂઠું નીવડે. ગાંધીજી કે કોઈ પ્રધાન — ભલેને ગમે તેવો પ્રતિભાવાન તે હોય — પ્રજા ઉપર તે લાદી નહિ શકે. તેથી રચનાત્મક કામ તો (પાર્લમેન્ટરી કામ ઊપડે ત્યારે પણ) સદા સામે છે જ. પ્રજા સ્વમાનપૂર્વક પ્રધાનપદાં સંભાળી શકે એ કાળ આવે, તો ત્યારે પણ તે રચનાત્મક કાર્યને જ આગળ ધપાવવાને માટે તેમાં પડશે. કૉન્ગ્રેસ પાસે, હસ્તીમાં રહેવાને, આમપ્રજાની સેવા વગર બીજી તાકાત જ નથી.

આમ ત્યારે રાષ્ટ્રીય સપ્તાહમાંથી અસહકાર અને તેની સક્રિય બીજી બાજુરૂપ રચનાત્મક કાર્યક્રમ ઊપજ્યાં છે. એણે આપણા દેશને ઊંઘમાંથી જગવ્યો, જાગીને શું કરવું તે બતાવ્યું, અને સડેડાટ આગળ ચાલ્યા જવાને માટે પૂરતી લાંબી મજલ પણ આંકી આપી. આપણે આ બધું માન્યું છે, પણ ઘણે ભાગે મૂઢતામાં. તેમાં જ્ઞાનબળ ને શ્રદ્ધાબળ ઓછું છે. તેથી કાર્યબળ જોરવાળું ને ઝીક ઝીલે એવું ટકાવદાર નથી નીપજ્યું. સપ્તાહની યાદ દર વર્ષે એ રટવાને માટે અપાય છે — આપવી પડે છે. તેથી જ એ ન ગમતો અનુભવ આજ ગા સૈકા ઉપર થયા છતાં વરસો-વરસ લેવો જ પડે છે, ને તે યાદ આપવાથી ગાંધીજી થાકતા નથી. મહાન પ્રજાના ને સ્વાતંત્ર્યના ઇતિહાસો એવી જ અખૂટ ધીરજ અને સતત જાગૃતિ ઉપર રચાય છે. મનમાં પ્રશ્ન ઊઠે છે, જલિયાનવાલાનું સાચું સ્મારક જે સ્વરાજ મંદિર, તે આપણે ક્યારે કરી રહીશું?

## વલસાડમાં હિંદુસ્તાની પ્રચાર

તા. ૭–૪–'૪૫ના રોજ વલસાડ કેન્દ્રમાં હિંદુસ્તાની 'પહલી દૂસરી' પરીક્ષામાં પાસ થયેલ પરીક્ષાર્થીઓને પ્રમાણપત્રો આપવાનો મેળાવડો થયો. તે નિમિત્તે તે કેન્દ્ર તથા તેના હિં. પ્રચારક મિત્રોનો પરિચય મેળવવાનો લાભ મળ્યો. ઈ. સ. ૧૯૪૨ સુધી આ કેન્દ્ર વર્ધા-સમિતિની હિંદીપ્રચાર પરીક્ષાઓનું કેન્દ્ર હતું. તે પછી હિંદુસ્તાની પ્રચાર સભા સ્થપાઈ; ભાઈ નાણાવટીએ તેની નીતિરીતિ આ કેન્દ્રમાં કામ કરનાર ભાઈઓ આગળ મૂકી. તેમણે પલકમાં સમજી લીધું કે, જો રાષ્ટ્રભાષા હિંદી રાષ્ટ્રની અખંડતા અને એકતા સર્જવા અને પોષવા તથા વધારવા માટે હોય, તો તેણે બે લિપિમાં લખાતી હિંદુસ્તાનીને સ્વરૂપે જ હવે આગળ વધવું જોઈએ. માત્ર હિંદી અને નાગરીથી કામ લેવાનો કાળ હવે વીત્યો છે; હવે સ્પષ્ટતાપૂર્વક ને મક્કમ પગલે કૉન્ગ્રેસે ૧૯૨૫થી દેશ આગળ મૂકેલી નીતિનો અમલ શરૂ થવો જ જોઈએ. એમ કહો કે, હિંદુસ્તાની પ્રચાર સભાની સ્થાપના આ જ સ્પષ્ટ દર્શનનું પરિણામ હતી. વલસાડના પ્રચારકોએ આ તરત સમજી લીધું, અને ત્યારથી તેમણે ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચારની નીતિને અપનાવી લીધી છે અને તેમાં તેઓ અનુભવે વધુ ને વધુ દૃઢ થતા ગયા છે.

અને તેને તેમણે પોતાના કામથી શોભાવી પણ છે. પ્રચારકોએ જ પરીક્ષાર્થી બનીને ૧૯૪૩-૪માં ૬ સંખ્યાથી શરૂઆત કરી. આજ તે સંખ્યા ૫૦ ઉપર તેમણે વધારી છે, અને સ્થિર ડગે અમે આગળ વધીશું, એવી એમની પૂરી ખાતરી છે. પ્રસ્તુત મેળાવડામાં પ્રમાણપત્રો મેળવવામાં ત્યાંની સાર્વજનિક હાઈસ્કૂલના કેટલાક શિક્ષકો પણ હતા. પ્રચારકામ પોતાથી ને શ્રદ્ધાથી શરૂ થાય તો જ ચેપી નીવડે, એ કાર્યસૂત્રની ત્યાંના ભાઈઓને પૂરી ખબર છે.

અને ત્યાં જ જાણ્યું કે, હિંદુસ્તાની પ્રચારનાં લગભગ ૮૦–૮૫ કુલ કેન્દ્રોમાં, પરીક્ષાર્થીઓની સંખ્યાની દૃષ્ટિએ વલસાડ આજ સારે નંબરે છે. ૧૯૪૨ અગાઉના વર્ધા-સમિતિના હિંદીપ્રચાર જમાનામાં પણ આ દૃષ્ટિએ તેની નામના ઠીક ઠીક હતી. મેળાવડાના મંત્રીએ કહ્યું કે, ૧૯૪૨ બાદ પરીક્ષા—ને-પ્રચારનીતિ સુધારી લીધી તે પૂર્વે વલસાડના પરીક્ષાર્થીઓની સંખ્યા લગભગ અઢીસો ઉપર પહોંચેલી ને તે ૨૦–૨૫ હજારની વસ્તીમાં. એ સંખ્યાથી તે કેન્દ્ર ગુજરાતનાં પહેલાં થોડાંક કેન્દ્રમાં સ્થાન પામ્યું હતું. એ કેન્દ્રના મૂળ પ્રચારક શ્રી. નલિન ભટ્ટ સંસ્કૃતના પ્રેમી છે. ૩૦ વર્ષ ઉપરની જૂની એવી એક સંસ્કૃત પાઠશાળા તે ચલાવે છે. ગુજરાતને માટે સ્થાપવામાં આવેલી વર્ધા–સમિતિમાંથી એમણે રાજીનામું આપ્યું છે. અને હવે તે અને તેમના સાથી-શિક્ષકો એકલગનીથી હિંદુસ્તાની પ્રચારમાં લાગ્યા છે. મેં જોયું કે, શિક્ષણ-કળાના પોતાના જ્ઞાનનો પણ તેઓ ઉપયોગ કરે છે; હિંદુસ્તાની શીખવવા માટે ફાવે એવી પદ્ધતિની તેઓ શોધ કરવા મથે છે. તેને માટે ઘટતા પાઠો કેમ યોજવા તેની ચર્ચા કરે છે. હિંદુસ્તાની પ્રચારના નવા કામમાં આવી ઢબના પ્રવેશથી જ પ્રાણ ફૂંકી શકાય. તેમ કરનારને પછી, પ્રજા અને વિદ્યાર્થીઓ આ કામમાં સાથ નહિ આપે, એવી ભીતિ રહેતી જ નથી, એ વલસાડના આ મેળાવડાના વાતાવરણમાંથી સ્પષ્ટ જણાઈ આવતું હતું.

## એમાંથી શું કરવું?

એક રાષ્ટ્રભાષાપ્રચાર પ્રેમી ભાઈએ મને પત્રથી પૂછ્યું, વર્ધાની પરીક્ષાઓ માટે વિદ્યાર્થીઓ તૈયાર કરવાનું કામ હું કરું કે નહિ? આવો પ્રશ્ન આજના સંધિકાળમાં બીજા ઘણાને થતો હશે, એમ મનાય.

આ પ્રશ્નનો જવાબ સામાન્યપણે ગાંધીજીએ પોતાના 'ગુજરાતમાં હિંદુસ્તાનીનું પ્રચાર કામ' એ નિવેદનમાં તો આપી જ દીધો છે. (જુઓ શિ. સા. વર્ષ. ૪.

અંક ૧. પા. ૨) પરંતુ તેથી આ ભાઈને પૂરી સ્પષ્ટતા ન મળી હોય એમ લાગે છે. પોતાના પ્રશ્નનો તે રોકડો જવાબ માગે છે. એવો જવાબ તો એમના કાર્યના નિયામક કોઈ હોય તો તે દઈ શકે; ત્રાહિત માણસ બહુ બહુ તો પ્રશ્નના મુદ્દા જ સ્પષ્ટ કરી બતાવે, અને પછી કહે, 'યથેચ્છસિ તથા કુરુ.'

આ પ્રશ્નમાં શા મુદ્દા છે? હિંદી સાહિત્ય સંમેલન ઉર્દૂને નોખી ભાષાવત્ માને છે; હિંદીને સ્વતંત્ર બનેલી માને છે. રાષ્ટ્રભાષા તરીકે તેનો પ્રચાર કરવો ને નાગરી લિપિનો રાષ્ટ્ર લિપિ તરીકે, એને તે પોતાનું એક કાર્ય ગણે છે. તેથી સરળ હિંદી+ઉર્દૂના સુભગ સુંદર સમાસરૂપ બનતી એવી હિંદુસ્તાની, કે જે બેઉ લિપિમાં લખાય છે, અને લખી શકાય, તે એણે સ્વીકારેલી રાષ્ટ્રભાષાની વ્યાખ્યા રદ્દ ગણવામાં આવી છે. તે મુજબ વર્ધા સમિતિ હવે કામ કરે છે.

હવે કૉન્ગ્રેસ, હિંદુસ્તાની પ્રચાર સભા, અને ગાંધીજી શું કહે છે તે જોઈએ. ઉત્તર હિંદના કરોડો હિંદુ–મુસલમાન વગેરે સૌ લોકો જે એક પાયારૂપ સરળ બોલીમાં પોતાનો વ્યવહાર ચલાવે છે, અને તે લખવી હોય તો ઉર્દૂ કે નાગરી લિપિમાં લખે છે, એને હિંદુસ્તાની નામ આપે છે, અને રાષ્ટ્રભાષા તરીકે તે જ હોઈ શકે અને છે, એમ કહે છે. એટલે રાષ્ટ્રભાષાનો પ્રચાર એટલે આનો પ્રચાર કરવો જોઈએ. સાહિત્યની હદે આવતાં આ બોલીની બે શૈલીઓ બની છે, એ હકીકત છે એ ખરું. પણ બેઉએ જો આમ-જનતાની સેવા કરવી હોય તો બેઉએ તે જનતાની ભાષાની સરળતા તરફ જવું જોઈએ. એમ કરવું એ તે બેઉના પોતાના જ હિતની વાત છે. એ વસ્તુ તો દેશની બધી દેશીભાષાઓને માટે બોધરૂપ છે; માત્ર અમુક ઉપલા કે ખાસ વર્ગોની જ ભાષા કે શૈલી લેવાથી ન ગુજરાતી, બંગાળી, મરાઠી કે કોઈ દેશી ભાષા આગળ વધી શકે. એટલે ઉપરનો બોધ તો હિંદી અને ઉર્દૂ બેઉ સાહિત્યને દેશની બધી બીજી ભાષાઓ પેઠે સમાન ભાવે લાગુ પડે છે.

અને એમાં જ હિંદુસ્તાની પ્રચારનું પણ કામ આપોઆપ સધાયે છે. એમ થાય તો જે સરળ હિંદી–ઉર્દૂનો સુભગ સંગમ તે ચાહે છે, તેની નજીક પહોંચાય. આથી કરીને અને એ રીતે, હિંદુસ્તાની પ્રચાર સભા હિંદી અને ઉર્દૂના પોતપોતાના પ્રચાર- અને પ્રગતિ- કાર્યને મદદકર્તા સંસ્થા થઈ. હિંદી સાહિત્ય સંમેલનનો હિંદી–નાગરી-પ્રચાર પણ તેમાં છે; ઉર્દૂ અંજુમનનો ઉર્દૂ ભાષા–લિપિ-પ્રચાર પણ એમાં છે. બેઉ સંસ્થાઓ જો આ સમજે તો તેઓ સહેજે અને આપોઆપ હિંદુસ્તાની પ્રચાર સભાને ઉપકારક અને મદદકારી બને. પણ જો તેઓ પોતપોતાની આંશિક પ્રચાર-વસ્તુને જ આખી અને એકલી વાત મનાવવા ને ચલાવવા ચાહે, તો ગોટાળો ઊભો થાય. કેમ કે, 'જ્યાં લગી ભાષાનો દેશકલ્યાણની સાથે સંબંધ છે ત્યાં લગી હિંદુસ્તાની પ્રચાર' એ જ એક ધ્યેય હોઈ શકે છે.

એટલે, રાષ્ટ્રભાષાનો પ્રચાર ચાહનાર માટે નીતિ સ્પષ્ટ છે. હિંદી શૈલી કે ઉર્દૂ શૈલીનો ખાસ અભ્યાસ કરવા માગનાર ખુશીથી હિંદી સા૦ સંમેલન કે ઉર્દૂ અંજુમનનો આશરો લઈ શકે. બાકી તે બેઉ સંસ્થાઓનું કાર્ય જેટલે અંશે રાષ્ટ્રભાષા પ્રચારના કાર્યને સ્પર્શે છે, તેટલા અંશમાં તો એ કામ હિંદુસ્તાની પ્રચાર સભા કરે છે,—હાથીના પગમાં સૌ આવી જાય એ ન્યાયે. આમ જો સમજાય તો પછી, શરૂમાં મેં કહ્યું તેવા પ્રશ્નનો જવાબ, દરેક જણ પોતપોતાની મેળે સહેજે મેળવી શકશે.

## વેરભાવે ભક્તિ?

રાષ્ટ્રભાષાના પ્રશ્નની એક નવી જ છણાવટ શ્રી. કનૈયાલાલ મુનશીના, હિંદી સાહિત્ય સંમેલનની ગઈ જયપુર બેઠકના રાષ્ટ્રભાષા પ્રચાર વિભાગના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં જોઈ. તેમણે તેમાં એવા ભાવનું વિધાન કર્યું કે, "રાષ્ટ્રભાષા હિંદુ મુસલમાનો વચ્ચે વહેવારના માધ્યમ માટે જ નહિ, પણ મૂળે અને મુખ્યત્વે તેની જરૂર સંસ્કૃતકુટુંબી કે સંસ્કૃત જોડે મિશ્ર થયેલી એવી પ્રાંતીય ભાષાઓ બોલતા હિંદુઓ વચ્ચે માધ્યમ માટે પણ છે." (તો પછી તેને રાષ્ટ્રીય કેમ કહેવાય? સો સો એ કોમી ભાષા જ બની રહે ને? ખેર.) અને એવી ભાષા હિંદી જ છે, એમ તેમણે કહ્યું.

આ વિધાનને આગળ ખીલવીને તેમણે કહ્યું કે, હિંદુઓ હિંદીને 'રાષ્ટ્રભાષા' તરીકે, અને મુસલમાનો ઇચ્છે તો ઉર્દૂને (તેમની 'રાષ્ટ્રભાષા' તરીકે કહેવું હોય તો,) તેવી રીતે ખીલવે. આ ઢબે પ્રથમ કામ થાય. પછી જ્યારે બે કોમો એક થશે ત્યારે એ બે ભાષાઓનું જે ભેગું થવાનું હશે તે થશે. એને વિષે અત્યારે ફિકર શું કામ કરવી? બેઉનો સમન્વય કરવાનો વખત ત્યારે આવશે.

રાષ્ટ્રભાષા (!) પ્રચારની નીતિની આ માંડણીથી તો જાત જાતના ને અનેક પ્રશ્નો ઊઠે છે. પણ, તે બધા અહીં છોડીએ. તરત લાગે છે તે એ કે, આ તો ભાષામાં પાકિસ્તાન તો ન હોય? વેરભાવે તેની જ ભક્તિ તો નથી થઈ જતી? કારણ કે, કોમો આભમાંથી એક થઈને વરસવાની નથી. તેને માટે દૂરદેશાથી ને સંકલ્પપૂર્વક કામ કરવું જોઈશે. તેનું એક મોટું સાધન ભાષા છે. તેને બે અલગ પ્રવાહોમાં જોરથી વહેવા માટે વિચારપૂર્વક પ્રયાણ કરવું, એથી કોઈ કાળે તેનો સમન્વય શી રીતે

સંભવે, એ ન સમજાય એવી વાત છે. રાષ્ટ્ર કે પ્રજાની ભાષા કૃત્રિમતાથી નહિ પણ કુદરતી ક્રમે ઘડાય છે. એથી જ તો મૂળ ખડી બોલીનું તેના ભાષકોના નવા સંજોગોમાં ઉર્દૂ રૂપ પ્રગટ્યું. તેને અને હિંદીને અલગ બતાવી તે બે વચ્ચે ખટરાગ ઉશ્કેરવાનું કામ આપણી પરદેશી રાજ-વ્યવસ્થાએ કેટલે દરજ્જે કર્યું છે, એ તો ઇતિહાસકારો ખરોખર બતાવી શકે. અહીં તો એટલું કહેવાનું કે, આપણે એ રાષ્ટ્રઘાતક ખટરાગની કુટિલનીતિમાં ન ફસાઈએ; અને સમજીએ કે બે રૂપે ફંટાયેલી ભાષા-નદીનો પુનઃસંગમ સાધવા માટે જો સમર્થ રસાયણ-બીજ હોય તો તે પ્રજાહૃદયમાં રહેલી એકરાષ્ટ્રભાવના અને માનવ માનવ વચ્ચે નૈસર્ગિક જીવન-મેળની જે સામાજિક ભૂખ હોય છે, તે છે. એને પાયામાં લેવાને બદલે, એ વસ્તુને અવગણવી એ તેને બળાત્કારે ને કાયમી નકારો આપવા જેવું ન થઈ જાય? આજ બે કોમો એક નથી. તો તેમણે તેવી થવાનો કાળ આજ છે. તેનો પ્રયત્ન શાશ્ત્ર ઘટે અને આપણાં બધાં કામોમાં તે અંતર્ગત હોવો જોઈએ. નહિ તો તો તરવા-આવડ્યે—તળાવમાં-પડવા—થાય જેવી વાત થઈ રહે. ભારીવલી શ્રી સેવિકા તાલીમ વર્ગમાં ગાંધીજીએ કહ્યું એમ, "ઓછામાં ઓછું, (એક રાષ્ટ્રભાષાના) આ ક્ષેત્રમાં તો પાકિસ્તાન ન હોવું જોઈએ."

એટલે, રાજકારણ ક્ષેત્રની જેમ જ રાષ્ટ્રભાષા ક્ષેત્રમાં પણ એક અખંડ રાષ્ટ્રભાવનાને રખે આપણે ભૂલીએ. એક રાષ્ટ્રભાષા વગર એક અખંડ હિંદ કલ્પવું પણ અઘરું છે.

## તારક મંડળ

તારક એટલે તારનારાનું નહિ પણ તારાનું જ્ઞાન પ્રસારનારું મંડળ આ છે, એ શરૂમાં જ કહી દઉં. 'તારા-મંડળ' નથી કહ્યું એટલે ફોડવાના 'તારામંડળ'થી ભેદ બતાવવાનો રહેતો નથી. પણ તારાનું જ્ઞાન આપનારું મંડળ તેના આપણા અજ્ઞાનમાંથી તારનારનું મંડળ જરૂર બનવા માગે છે. બીજી રીતે પણ તે તારક હોઈ શકે છે. જર્મન ફિલસૂફ કાન્ટ કહેતો, બે ભવ્યતાઓ આગળ હું ઝાંખું નમાડું છું—એક આપણ અંતરાત્માનું સાન્નિધ્ય અને બીજું તેવી જ તેજકાયાવાળા આભલાના તારા. વિરાટ ભગવાનની કોઈ પ્રત્યક્ષ મૂર્તિ હોઈ શકે તો તે ઉપર આકાશ ને નીચે અફાટ મહાસાગરનું દશ્ય છે. તેનું રહસ્ય તારક બની શકે છે.

ખગોળનો અભ્યાસ બે ત્રણ રીતે થાય છેઃ એક ગણિતવિદ્યા તરીકે; ફલજ્યોતિષ તરીકે; અને ભૂમંડળના અહોરાત્ર કાવ્ય તરીકે. તેમાંનો છેલ્લા અભ્યાસનો નાદ ગુજરાતના શિક્ષણમાં શરૂ કરવાનું માન, મને યાદ છે ત્યાં સુધી, સત્યાગ્રહાશ્રમની રાષ્ટ્રીય શાળા વાટે શ્રી. કાકા-સાહેબને ઘટે છે. શ્રી. હરિહરભાઈ ભટ્ટ મુખ્યત્વે ખગોળ ગણિતના રસિયા; તે પણ એ જ શાળાના એક જૂના શિક્ષક. તે બીજમાંથી આજે ગુજરાતમાં તારાઓ ઉપર બે એક સારાં પુસ્તકો તૈયાર થયાં છે. અને હવે આણંદ મુકામે ઉપરોક્ત મંડળ સ્થપાય છે. મંડળ, તારાના નકશા ને તેનું પુસ્તક તૈયાર કરવા માગે છે. ખગોળનું દ્વિમાસિક ચલાવવા પણ વિચારે છે. અને ભાષણો ને સભાઓ મારફત તારા-જ્ઞાનનો પ્રચાર કરવા માગે છે. સભ્ય થવા માટે રૂ. ૫ ઓછામાં ઓછી ફી ઠરાવી છે. સભ્યને મંડળનું સાહિત્ય મફત અપાશે. વસંત ઋતુનું આકાશ બતાવતો એક નકશો પ્રસિદ્ધ પણ થઈ ચૂક્યો છે.

આ મંડળને એક વિનંતી કે, તે આપણા ગામડિયાએ ગણાતા પણ તળપદા લોકોના તારા-જ્ઞાનને છતું કરે; તેમની તે અંગેની ભાષાને ચાલુ કરે; અને એમ પોતાની પ્રવૃત્તિને એ મૂળ પાયા ઉપર ઊભી કરે.

આ વિષે વધુ જાણવા ઇચ્છનાર, મંત્રી 'તારક મંડળ', ઠક્કર બિલ્ડિંગ, આણંદ, એમને લખે.

## ભારતીય સંસ્કૃતિ નિબંધ હરીફાઈ

'ભારતીય વિદ્યા ભવન, મુંબઈ, ના મહામાત્રે નીચેની જાહેરાત પ્રસિદ્ધ કરવા મોકલી છેઃ

"ભારતીય વિદ્યાભવન તરફથી ભારતીય સંસ્કૃતિને લગતા વિષયો પર નિબંધ હરીફાઈ ૧૯૪૨ની સાલથી શરૂ કરવામાં આવી છે. ધર્મ, ફિલસૂફી, કલા, સાહિત્ય, સ્થાપત્ય, ભારતીય ભાષાઓ, ભારતનો રાજકીય ઇતિહાસ, કે તેની સામાજિક યા આર્થિક રાજવ્યવસ્થા—આ કે આવા અનેકવિધ વિષયો પર સંસ્કૃત, અંગ્રેજી કે હિન્દીમાં મૌલિક અન્વેષણયુક્ત નિબંધો મોકલવા અભ્યાસીઓને આમંત્રણ છે. આ નિબંધો માટે આ વર્ષે પારિતોષિકરૂપે ૭ સુવર્ણચંદ્રકો અને ૭ રૌપ્યચંદ્રકો રાખવામાં આવ્યા છે.

'ભગવદ્‌ગીતા અને તેનું જીવનમાં સ્થાન' એ વિષય પર નિબંધ લખનાર માટે એક સુવર્ણચંદ્રક અને એક રૌપ્યચંદ્રક એમ બે પારિતોષિકો રાખવામાં આવ્યાં છે..'

આ નિબંધો ઑગસ્ટ ૧૯૪૫ પહેલાં ભારતીય વિદ્યાભવનમાં મોકલી આપવા વિજ્ઞપ્તિ છે. વિશેષ માહિતી માટે રજિસ્ટ્રાર, ભારતીય વિદ્યાભવન, ૩૩-૩૫ હારવે રોડ, મુંબઈ ૭, એ સરનામે પત્રવ્યવહાર કરવો."

નિબંધો વિકલ્પ તરીકે અંગ્રેજીમાં શું કામ માગવામાં આવે છે? સંસ્કૃતમાં નિબંધલેખન એક લેખન-પરાક્રમ કદાચભલે લેખાય, બાકી તેની ઉપયોગિતા વિષે શંકા છે. અને ખાસ તો એ વિનંતી કે, આ વિકલ્પોમાં કાંઈ નહિ તો ગુજરાતી ઉમેરી લેવી જોઈએ.

## ઇનામી નિબંધ હરીફાઈ

ફાર્બસ ગુ૦ સભાના મંત્રી નીચેનું જાહેર કરવા મોકલે છેઃ—

સ્વ૦ કરસનદાસ મૂળજી સ્મારક ભંડોળની યોજના મુજબ તમામ ગુજરાતી બોલતાં કોલેજોનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને (આ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૪—અંક ૫ ] અમદાવાદ [ મે, ૧૯૪૫

## રાષ્ટ્રભાષા વિષે વિચાર

[ આ નામથી તાજેતરમાં બહાર પડનારા પુસ્તકની પ્રસ્તાવના તરીકે નીચેના "બે બોલ" ગાંધીજીએ લખી આપ્યા છે; તે ટૂંકમાં છતાં સચોટ રીતે, રાષ્ટ્રના આ એક વ્યાપક અસરવાળા રચનાકાર્યની રજૂઆત કરે છે. આ પુસ્તક થોડાક દિવસમા બહાર પડશે. ]

ભાઈ જીવણજીએ રાષ્ટ્રભાષા ઉપરનાં મારાં લખાણો ને ભાષણોનો સંગ્રહ બરાબર વખતે પ્રગટ કર્યો છે. બધા લેખો તો નથી વાંચી ગયો, પણ પહેલા વીસેક પાના વાંચી શક્યો. મારું પહેલું ભાષણ સન ૧૯૧૭મા થયું ત્યાંથી ઉત્તરોત્તર મેં જે વિચારો દર્શાવ્યા છે તે જ આજે છે. માત્ર આજે વિચારો દૃઢ થયા છે ને તેઓએ વધારે સ્પષ્ટ સ્વરૂપ લીધું છે. હિંદી, ઉર્દૂ ને મેં સાથે જાણ્યાં છે. હિંદુસ્તાની શબ્દનો પ્રયોગ પણ ઘણા પૂર્વથી કર્યો છે. ઇંદોરના હિંદી સાહિત્ય સંમેલનમાં જે મેં ૧૯૧૮ની સાલમા કહ્યું હતું, તે જ આજે કહી રહ્યો છું. હિંદુસ્તાની, એટલે ઉર્દૂ નહિ, પણ હિંદી ઉર્દૂનું રૂડું ઉત્તરના હિંદી સમજી શકે તેવું સંમિશ્રણ ને નાગરી અથવા ઉર્દૂમાં લખાયેલું રૂપ. આ પૂરી રાષ્ટ્રભાષા, બાકી અધૂરી. પૂરી રાષ્ટ્રભાષા શીખનારે આજ તો બંને લિપિ શીખવી જોઈએ ને બંને રૂપ જાણવાં જોઈએ. રાષ્ટ્રપ્રેમ આ નિશ્ચયપૂર્વક માગે છે. જે આ જાણશે તે કમાશે, નહિ જાણે તે ખાશે.

મહાબળેશ્વર
૧–૫–'૪૫

મો૦ ક૦ ગાંધી

## સંસ્થાઓની શિસ્ત

[ કન્યા-કેળવણીની સંસ્થાઓની નીતિરીતિને અંગે કેટલાક પ્રશ્નો શ્રી. કિશોરલાલ મશરૂવાળા તથા નરહરિભાઈ પરીખને પૂછવામાં આવ્યા હતા. તે પ્રશ્નોનો સાર અને તેના તેમણે આપેલા ઉત્તરો નીચે આપ્યા છે, તે શિક્ષણ-જગત તથા બહુજનસમાજને પણ ઉપયોગી અને વિચારપ્રેરક થશે. ]

### પ્રશ્નો

કન્યા વિદ્યાલયોનાં શિસ્ત અને શિષ્ટાચાર તથા વર્તન વગેરેની બાબતમાં સામાન્ય ઢબના કેટલાક મુખ્ય નિયમો ઘડાવા જોઈએ એમ માનો છો? જો હા, તો ઉદાહરણરૂપે તે કઈ બાબતોમાં ને કેવા હોય?

કેળવણીની સંસ્થામાં, અને ખાસ કરીને સ્ત્રી કેળવણી-સંસ્થામાં, સ્ત્રીપુરુષસંબંધ અંગે અમુક નક્કી શિષ્ટાચાર અને સુરુચિના નિયમો આંકેલા હોવા જોઈએ? જો હા, તો તેમાં કઈ બાબતો લેવી જોઈએ?

ગૃહશાળાની ઢબની સંસ્થામાં છાત્રાલય, શિક્ષક-નિવાસ વગેરે હોય. તેના અવરજવર, મેળાપ, સ્પર્શાસ્પર્શ, વગેરે બાબતોમાં છાત્રાઓ, શિક્ષક-શિક્ષિકાઓ, તથા જનતા — સૌને માર્ગદર્શક થાય એવા શિષ્ટાચારના નિયમો ઘડવા જોઈએ? જો હા, તો તે કોણે ઘડવા ઠીક માનો છો? જો ના, તો આ જરૂરી બાબતોમાં નિયમન અને વ્યવસ્થાને અર્થે બીજી કઈ રીત સૂચવો? આવા નિયમો ઘડાય તો યોગ્યતાપૂર્વક તેના પાલનની, સંસ્થા વતી દેખરેખ રાખવાની જવાબદારી કોને શિર હોવી જોઈએ?

વ્યક્તિ પેઠે સંસ્થાએ પણ શિષ્ટાચાર અને શીલપ્રતિષ્ઠાની બાબતમાં શંકા અને કુથલીથી પર એવી સ્થિતિ મેળવવી ઘટે, એમાં સૌ સંમત થશે. એવી સ્થિતિ મેળવવા સારુ, ઉપરની બાબતો ઉપરાંત જે કાંઈ બીજું વિચારવા જેવું લાગે તે જણાવશો.

### ઉત્તર

એવો કોઈ સમાજ નથી હોતો કે જેમાં સ્ત્રીપુરુષ-સંબંધ અંગે શિષ્ટાચાર અને સુરુચિના કોઈ નિયમો જ ન હોય. લેખી નિયમો ન હોય એમ બને. પણ શું યોગ્ય અને શું અયોગ્ય એ વિષે કોઈક પ્રકારનો લોકમત હોય જ છે, અને સાધારણ રીતે સભ્ય સ્ત્રીપુરુષો તે લોકમતને અનુસરીને જ વર્તે છે. જો લોકમત બળવાન હોય છે, એટલે કે તેની વિરુદ્ધ વર્તન કરનાર ગમે તેવો મોટો માણસ હોય, તોયે તેની સામે સમાજના પ્રતિષ્ઠિત માણસો

સંકોચ રાખ્યા વિના પોતાનો અણગમો કોઈ પણ રીતે પ્રગટ કરે છે, તો તે મર્યાદાઓ આગ્રહપૂર્વક પળાય છે. જો લોકમત નબળો હોય છે, એટલે કે પ્રતિષ્ઠિત માણસો મર્યાદાભંગ સામે નિઃસંકોચપણે મોઢામોઢ વાત કે શાસન કરતા નથી, કે પોકાર ઉઠાવતા નથી, પણ તે વિષયને કેવળ કૂથલીનો વિષય બનાવી છાની ટીકા કે ચર્ચા કર્યા કરે છે, તો નિયમો પળાતાં નથી.

મહત્ત્વની વસ્તુ નિયમોને બાધાબદ્ધ કરવા કરતાં લોકમતને બળવાન અને વગર સંકોચે પ્રગટ થતો કરવાની છે. આપણા દેશમાં જે વિવિધ અનર્થો આજે ચાલી રહ્યા છે (જેવા કે, કાળાં બજાર, લાંચરુશવત, કે સ્ત્રીપુરુષનો શિથિલ વ્યવહાર), તેનું કારણ યોગ્યાયોગ્યની બાબતમાં સ્પષ્ટ મતનો અભાવ નથી, પણ અયોગ્યનો ભારપૂર્વક નિષેધ કરનાર લોકમતનો અભાવ છે. પક્ષાભિમાન હોય તો મોટા દોષોને પણ પ્રતિષ્ઠિત ગણાતા માણસો છાવરે છે; પ્રતિપક્ષી હોય તો નિર્દોષ કે નજીવી વસ્તુને પણ મોટું અને વિકૃત રૂપ આપે છે. બેમાંથી એકેને સત્ય કે નીતિની ઝાઝી પરવા નથી હોતી, પણ સ્વપક્ષને બળવાન કરવા પૂરતો તેનો ઉપયોગ કરે છે એટલું જ. આ દંભ છે.

બીજું, મધ્યમ વર્ગના સમાજમાં છેલ્લા બેત્રણ દાયકાથી સ્ત્રીપુરુષમર્યાદાના સંબંધમાં આચારવિચારમાં ઘણો ફરક પડી ગયો છે. જૂનો સમાજ કેટલીક બાબતમાં સાંકડદિલ હતો, અને બદલાયેલી પરિસ્થિતિમાં તે કાળના નિયમોનું અક્ષરશઃ પાલન અગવડભર્યું થયું છે. સાંકડદિલના પ્રતિપરિણામ (રિ-ઍક્શન) રૂપે તથા નવી પરિસ્થિતિના જોરાને લીધે, જૂના નિયમોની વિરુદ્ધ દિશામાં આગ્રહપૂર્વક જવા પ્રત્યે કેટલેક અંશે વલણ ઉત્પન્ન થયું છે. એ પ્રતિપરિણામની અસર હજુ પૂરી થઈ નથી અને સમાજ હજુ સ્થિર વિચારમાં જામ્યો નથી. તેથી કેટલાક દોષો ઉત્પન્ન થયા કરે છે.

આ સ્થિતિમાં આજે બહુ ચોક્કસ નિયમો ઘડી કાઢવા મુશ્કેલ લાગે છે. બેચાર નીતિસૂત્રો સર્વે માન્ય રાખે અને વ્યવસ્થાપક સમિતિ અનુભવે નિયમો બનાવતી જાય તો બસ સમજવું. છતાં, આજે તો એમ જણાય છે કે, કોઈ વ્યવસ્થાપક સમિતિ બહુ ચોક્કસ નિયમો નહીં ઘડી શકે. શુદ્ધિની જાળવણ અંતે તો એકંદર વાતાવરણ, કાર્યકર્તાઓની સમજ અને જવાબદારી અને શુદ્ધિ માટેની ચીવટ ઉપર જ આધાર રાખશે.

સ્ત્રીપુરુષસંબંધમાં એકાંત, શરીર-લગાઈ (= સજાતીય કે વિજાતીય તરુણો કે કિશોરોએ એકબીજાને વળગવું, તે પર પડવું કે બીજી રીતે લાડના ચેનચાળા કરવા), કામોદ્દીપક દૃશ્યો, નાટકો, પુસ્તકો, સંગીત ઇત્યાદિમાં સાથે મળી ભાગ લેવો, ભાઈ-બહેન-મા-બાપ જેવા કૌટુંબિક સંબંધ ન હોવા છતાં તેવા બાંધ્યા છે એવું મનને મનાવી, સગાં ભાઈ-બહેન-મા-બાપ સાથે પણ ન કર્યાં હોય તેવાં લાડ કે લગાડ (intimacy) કરવાની છૂટ લેવી, વગેરેને મલિનતા કે ભયનાં સ્થાનો ગણાવી શકાય. સગાં ભાઈ-બહેન-મા-બાપથીયે કે તેમની સાથેયે અમુક છૂટ તો ન જ લઈ શકાય એવો આગ્રહ ન હોય; તથા પોતાનું શરીર એક પવિત્ર તીર્થ (ગંગાજળ કે મંત્રેલું જળ) અથવા ભૂમિ છે અને આપદ્ધર્મ વિના જેમ તીર્થ કે ક્ષેત્રને થૂંક, મળમૂત્ર, પગનો સ્પર્શ વગેરેથી અપવિત્ર ન કરાય, અથવા પવિત્ર થઈને જ તેને અડાય, તેમ પોતાના શરીરનેયે — જેની જોડે પોતે વિવાહથી સંબંધ બાંધ્યો છે એવાં પતિ પત્ની સિવાય — પવિત્ર રાખવાનો આગ્રહ ન હોય; વળી ભોગની બળવાન ઇચ્છા છતાં ગમે તે કારણસર પરણવાની હિંમત ન થતી હોય;— તો ક્યારેક પણ, જુવાની વીત્યા પછી પણ મલિનતા ઉત્પન્ન થવાનો ડર રહે છે.

બીજી બાજુથી એ પણ ખ્યાલમાં રાખવાની જરૂર છે કે, આપણો આખો સમાજ જ અપવિત્ર વ્યવહારોથી સારી પેઠે બગડેલો છે. જેઓ અનીતિની ઘણી ચર્ચા કરે છે, તેમનો મોટો ભાગ જાતે ચારિત્રવાન હોય છે જ એમ ન કહેવાય. ગામડાંઓમાંયે વ્યભિચારના રોગો (venereal diseases)નું પ્રમાણ ઘણું મોટું છે. "કૂવામાં હશે તેટલું હવાડામાં આવશે." જ્યાં સુધી સમસ્ત પ્રજાનું ચારિત્ર ઊંચું ન વધે ત્યાં સુધી સંસ્થાઓ — જુવાન છતાં કુંવારાં રહેલાં સ્ત્રીપુરુષોની સંસ્થાઓ નીતિશુદ્ધ રહે જ એ શક્ય નથી.

સંસ્કારી કુટુંબ તથા સમાજમાં માતૃભાષાની જેમ બાળક સહેજે સહેજે શિષ્ટાચાર, સુરુચિ અને મર્યાદાના નિયમો શીખે છે. વ્યાકરણના નિયમો ન જાણ્યા કે સાંભળ્યા છતાં જેમ સ્વભાષાના વ્યાકરણ મુજબ જ થોડું મોટું થયેલું બાળક ભાષા બોલવા માંડે છે, તેમ આવા નિયમો વિષે પણ થાય છે. વ્યાકરણની જેમ સદ્વર્તનના નિયમો ઘડી કાઢવા હોય તો ભલે પણ તે ઘડવાનું કામ જેમને એ નિયમો પાળવા છે, પળાવવા છે, તથા જે સમાજ વચ્ચે વસીને કામ કરવું છે, તે ત્રણેના પ્રતિનિધિઓ મળીને કરે, અને તેમાં કાંઈ વિચારભેદ અથવા શંકા રહે તો ત્રણે મળીને, ત્રણેને જેમના મત માટે આદર હોય તેવા કોઈનો નિર્ણય તે બાબત સ્વીકારી વર્તવા બંધાય તો ઠીક. જો કોઈ બીજી રીતે તેને ઘડવાનો પ્રયત્ન થશે તો તે કાગળ ઉપર જ રહેશે.

જે નિયમો સૂચવવામાં આવે તે એવા હોવા જોઈએ કે જે સમગ્ર સમાજને પાળવા માટે ભલામણ કરવા જેવા હોય; માત્ર એકાદ સંસ્થાના અંતર્ગત વ્યવહાર માટે જ નહિ. "સ્ત્રીપુરુષમર્યાદા"માં "સહશિક્ષણ" વાળા લેખમાં જે નિયમો સૂચવ્યા છે તે વિચારી લેવા ઘટે.

સેવાગ્રામ કિશોરલાલ ઘ૦ મશરૂવાળા
૧૪-૧-'૪૫ નરહરિ પરીખ

# શિક્ષણ-જંગતના શિકારીઓ

[ ગયા અંકમાં શ્રી. કાકાસાહેબના બે નાનકડા નિબંધો આપ્યા હતા. નીચેના બે નિબંધો એ જ વિષયનાં બીજાં બે પાસાંમાં ડોકિયું કરાવે છે. ]

## શિક્ષક

પારધીથી જેમ પશુઓ બીએ છે તેમ શિક્ષકથી વિદ્યાર્થીઓ બીએ છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે, માબાપ વિષે આદર, રાજા વિષે નિષ્ઠા, તથા દેવને વિષે ભક્તિ રાખવી, અને ગુરુને વિષે તમારી આ બધી ભાવનાઓ એકત્ર થવી જોઈએ. એક કવિએ ઉત્સાહની પરમાવધિ કરીને કહી નાખ્યું,

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः ।

गुरुः साक्षात् परब्रह्म तस्मै श्री गुरवे नमः ॥

આ કવિ કોઈ ગુરુભક્ત શિષ્ય હતો કે ભક્તિપ્રિય ગુરુ હતો તેની શોધ હજી થઈ નથી.

ઈશ્વરના કરતાં ગુરુ શ્રેષ્ઠ હોવો જ જોઈએ. ઈશ્વર બહુ તો ભક્તપ્રિય હોય છે અને તે પણ કબૂલ કરતાં શરમાય છે. આપણે ઈશ્વરને ભક્તિ અર્પણ કરીએ છીએ ત્યારે તે કહે છે, "न मे द्वेष्योऽस्ति न प्रियः ।"—મને કોઈ પ્રત્યે ખાસ દ્વેષ કે પ્રેમ નથી.

ગુરુને ભક્તિ પ્રિય હોય છે. પરંતુ જેમ આપણને દૂધ ભાવતું હોય તોપણ ગાયને બે લાકડીઓ માર્યા વિના આપણાથી રહેવાતું નથી, તેવી જ રીતે શિષ્ય પાસેથી ભક્તિ વસૂલ કરતી વખતે સોટીનો પ્રયોગ કરવાની બાબતમાં ગુરુને સંકોચ થતો નથી.

પણ, માનવસ્વભાવ કેવો વિચિત્ર છે તે તો જુઓ! જ્યારે ગુરુઓ શિષ્યોને જનાવરોની જેમ હળે જોડતા, તેમ જ શિષ્યે માગી આણેલી ભિક્ષા પણ તેને પેટ ભરીને ખાવા દેતા નહિ, અને ઉપરથી કહેતા, 'लालने बहवो दोषाः ताडने बहवो गुणाः' (લાડ લડાવવામાં બહુ દોષ છે ને મારવામાં બહુ ગુણ છે), ત્યારે વિદ્યાર્થીઓ ગુરુનિષ્ઠાની પરાકાષ્ઠા કરતા!

આજકાલના ગુરુઓ એવા નથી હોતા. શિષ્યોનો રાગ જોઈને તેમની પાસેથી કામ લેવું, શિષ્યોને આરાધ્ય દૈવત સમજવું, શિષ્યોને સન્માનપૂર્વક સંબોધવા, એવો આદર્શ જેમણે પ્રચલિત કર્યો, તે શિક્ષકોને વિષે ગુરુભક્તિ વધવાને બદલે તેમને પોતાના દુશ્મન ગણીને તેમની સાથે વર્ગકલહ જમાવવાની ઇચ્છા આજકાલના વિદ્યાર્થીઓને થાય છે, અને શિક્ષકોની વિરુદ્ધ પોતાના અધિકારોનું સંરક્ષણ કરવાને માટે વિદ્યાર્થી-સંગઠન કરવાનું મન થાય છે!

નિષ્ઠા જાણે ગુલામોનો ગુણ હોય એમ લાગે છે જે કોઈ આપખુદ સુલતાનની માફક વર્તે છે તેને નિષ્ઠા આપોઆપ મળે છે, અને જે મિત્રની માફક વર્તવા જાય છે તેનો કોઈ ભાવ પૂછતું નથી!

પણ આજનો શિક્ષક કહે છે, "ગુલામોના ગુરુ થવા કરતાં બળવાખોરોના મિત્ર થવાનું મને વધારે પસંદ છે. અમે સ્વતંત્રતાની મહત્તા તેમને ગળે ઉતારીએ છીએ તેથી જ તો અમારા વિદ્યાર્થીઓ બંડ કરે છે. ગુરુની વિદ્યા ગુરુને ફળે એમાં કશું જ ખોટું નથી. તેને એવી ખાતરી હોય છે કે, દરેક ધર્મસંસ્થાપક, પેગંબર, જન્મદાત્રી માતા તેમ જ જ્ઞાન અને તેજસ્વિતા આપનારો શિક્ષક—એ બધાની કદર તેમના મરણ પછી જ થવાની હોય છે!"

## ઇન્સ્પેક્ટર-નિરીક્ષક

અગાઉ શિક્ષકો વિદ્યાર્થીઓના શિકારી હતા. પ્રભુથી એ સહન થયું નહિ તેથી તેણે 'શિક્ષકોના શિકારી'ઓ નિર્માણ કર્યા. આ નવા પ્રાણીનું નામ છે નિરીક્ષક!

પરીક્ષક જેમ વિદ્યાર્થીઓને શું આવડે છે તે ન જોતાં શું ન આવડવાનો સંભવ છે તે જોઈને અચૂક અઘરા અને ક્લિષ્ટ પ્રશ્નો પૂછે છે અને છોકરાની કતલ કરવામાં આનંદ માને છે, તે જ પ્રમાણે નિરીક્ષક, શિક્ષકો કેટલી મહેનત લે છે, કેટલા શિષ્યવત્સલ છે, તેમની જ્ઞાનનિષ્ઠા કેટલી છે, એ જોવાને બદલે, તેમ જ જ્ઞાનમાં પાછળ પડેલા શિક્ષકોને પોતાના બહોળા જ્ઞાનનો લાભ આપવાને બદલે, શિક્ષક જ્યારે માંદો હોય અથવા પોતાની વૃદ્ધ માતાને મળવા ગયો હોય, તે જ દિવસે અચૂક દુર્વાસાની જેમ 'अयं अहं भोः' એમ કહેતો આવીને હાજર થાય છે, અને શેરાપોથીમાં જાણે ફાંસીની જ સજા ફરમાવતો હોય એટલી ગંભીરતાથી શિક્ષકનો ગુનો તેમાં નોંધી રાખે છે.

શિક્ષક છોકરાઓને જેમ મારે છે તેમ પ્રેમથી તેમને પોતાની પાસે પણ ખેંચે છે. છોકરાઓને પ્રસંગવશાત્ વઢે છે, તેમ જ ભણાવવામાં તલ્લીન પણ થાય છે. મોડા આવવા માટે છોકરાઓને કલાક કલાક સુધી ઊભા કરે છે તેમ જ માબાપ છોકરાઓના તદ્દન નાનપણમાં લગ્ન કરાવતાં હોય તો છોકરાઓ વતી વચ્ચે પડીને તેમનું રક્ષણ પણ કરે છે જ્યારે નિરીક્ષક તો કેવળ કસાઈની માફક અથવા કોઈ મારાની માફક માત્ર શિકાર જ કરે છે.

એક ભાઈએ મને પૂછ્યું, "નિરીક્ષક એટલે શું?" મેં કહ્યું, "નિરીક્ષક એટલે શિક્ષકોનું પાપ!" શિક્ષકો જો પોતાનો ધર્મ સમજશે અને પોતાની ફરજ બિનચૂક પાર પાડશે, તો આટલો મોટો પગાર અને આમ તેમ દોડધામ કરવા માટે મોટરો આપીને આટલા નિરીક્ષકો નીમવાની જરૂર નહિ પડે. નિરીક્ષકોને કારણે જેટલો પૈસો ખર્ચ થાય છે, તે બધો શિક્ષકોમાં વહેંચી આપવામાં આવે, તો શિક્ષકો કર્તવ્યનિષ્ઠ થવાની બાંયધરી આપશે કે?

શિક્ષકોનું જ પાપ નિરીક્ષકનું રૂપ ધારણ કરીને તેમને કનડે છે, તેને કોઈ શું કરે?

(મરાઠી 'વનશોભા' પુસ્તિકામાંથી)

કાકાસાહેબ કાલેલકર

# વિદ્યાર્થીઓ અને આત્મશુદ્ધિ

આજના નવીન જગતમાં આધ્યાત્મિક અને ધાર્મિક પરિભાષા 'ફૅશનેબલ' નથી; વૈજ્ઞાનિક કહેવાતી ને ગનાતી ભાષા તેવી બની છે. તેથી મથાળામાં વાપરેલો 'આત્મશુદ્ધિ' શબ્દ પ્રથમ દષ્ટિએ ખટકાવી મારે નહિ, તે સારુ તેનો જે સાવ સાદો અને સમજાય એવો અર્થ છે, તે કહીને આગળ ચાલીશ.

આત્મશુદ્ધિ એટલે જાતે પોતાને સારું કરવું-સુધારવું તે. આ લેખનો વિષય છે-વિદ્યાર્થીઓ જાતે કઈ બાબતોમાં સુધરવાને માટે મથે.

આજ કાલ બીજી એક ફૅશન એ છે-અને તેમાં કહેવાતું કેળવણી શાસ્ત્ર પણ સાથ દે છે—કે, ઉપદેશાત્મક ('દાદોક્તિક') પદ્ધતિ સારી નથી, કેમ કે તેનાથી કોઈ ખાસ સુધરે છે એવું નથી; બલ્કે નવ-માનસ તે પ્રત્યે અણગમો ધરાવે છે. તેથી, જાતે સમજવું ને જાત-સુધાર કરવો એટલે કે આત્મશુદ્ધિ એ જૂની દાદોક્તિક પદ્ધતિ કરતાં સારી ગણાય. હું માનું છું કે, એવું તો કોઈ કહેવા નથી માગતું કે, અમારે સુધરવાની જ જરૂર નથી. જોકે, જ્યારે પણ કોઈ દોષ અંગેની કશી ચર્ચા ઊપડે છે ત્યારે, તે દોષનું કારણ અમે નથી, પરંતુ સંજોગો અને સમાજ-સ્થિતિ છે, એવી જાતની દોષને દૂર સેરવવા દ્વારા મનમાં નિરાંત વાળની એ રીત આજે વધી પડી છે ખરી.

પણ હવે વિષય ઉપર આવું. ગયા અંકમાં મેં વિદ્યાર્થી મંડળો અને શિક્ષકોના સંબંધી એક મુદ્દો ચર્ચ્યો હતો તેમાં કહેલું કે, વિદ્યાર્થીઓ સામે જતી એક બાજુ છે, જે શિક્ષકો ને વાલીઓ માંડી શકે છે. જેમ કે, આ બુજરગ લોક એક સામાન્ય ફરિયાદ એ કરે છે કે, મંડળોનુ કામ અને રાષ્ટ્રસેવાને નામે છોકરાઓ ભણતા નથી, અને ચળવળિયાઓને ખોટી નામના મેળવવાનો લાગ મળે છે. વિદ્યાર્થી મંડળ પ્રવૃત્તિ અભ્યાસિતા અને વિદ્યાપ્રાપ્તિની વિરોધી નથી; બલ્કે તેમને પોષવા ને ખીલવવાને માટે છે; પરંતુ જુનવાણી શિક્ષકો ને વાલીઓ સમજી બેઠા લાગે છે એવી રીતની નહિ. માત્ર ગોખવું, આપેલા પાઠ તૈયાર કરી લાવવા, 'ગુરુની શિક્ષા માનવી', 'જવું પાંસરુ ઘેર' વગેરે બાબતો જ જો એમા ગણાય, તો તે જમાનો ગયો છે. પારતંત્ર્ય અને અંગ્રેજી રાજમાં રાચતા અને આરામ ભોગવતા વર્ગોની મનોદશામાંથી નીકળેલી એ શિક્ષણ-વ્યાખ્યા આજ તે યુગની સાથે જવા બેઠી છે — લગભગ ગઈ ગણાય. આજ વિદ્યાર્થી એની સ્વતંત્રતાની વિકાસ-રીત ખોળતો લાગે છે; તેમાં તે ભૂલો સારી પેઠે કરે છે, કરશે પણ. તેમાથી તેને વાળી લાવવાનો રસ્તો પણ નવીન જ હશે. અને નવા જમાનાની માનસદશા જોતા એ રસ્તો આત્મશુદ્ધિનો છે.

આ શબ્દ ગાંધીજીએ આપણા રાષ્ટ્રીય જીવનમાં જાગ્રત કર્યો છે: તેને નવો અર્થ આપ્યો છે, નવી ભાવના આપી છે. વ્યક્તિની આત્મશુદ્ધિ સમજનારા આપણને તેમણે બતાવ્યું છે કે, સામુદાયિક આત્મા જેવી પણ ચીજ છે; દરેક સંગઠિત કે વ્યવસ્થિત અને જીવંત સમૂહને તેનો આત્મા કે જીવંત-કેન્દ્ર હોય છે, કે જેની મૂળ શુદ્ધિ ઉપર જ તે તે સંગઠનની સેવા કરવાની તાકાત અને જિંદગી નભતી હોય છે. તે પ્રમાણે વિચારીને તેમણે હિંદી રાષ્ટ્ર-સમૂહને કહ્યું કે, તમારા જીવનની આટઆટલી બાબતો સુધારો, નહિ તો તમે ખવાઈ જશો; તમારી ગુલામી એમાંથી જ માતબર થઈને તમારી ઉપર સવાર થયેલી છે. આવી વિચારણાના પાયા ઉપર ઊભેલો કાર્યક્રમ તેને જ તેમણે રચનાત્મક કાર્યક્રમ નામ આપ્યું છે.

તે જ ઢબે વિદ્યાર્થી-જગતનો વિચાર કરીએ તો, રાષ્ટ્રનો આ આશાભર્યો ને ઊગતો વર્ગ પોતાના ખાસ કામને અંગે કયો કાર્યક્રમ રાખે? આજ કાલ તેની બાહ્ય બાજુ તરફ વધારેપડતું અને વ્યર્થ જોર ખર્ચાય છે. તેને બદલે વિદ્યાર્થીઓએ 'જરા અંતર દષ્ટિ કરી' જોવાની જરૂર છે. ખરા અને જરૂરી કાર્યક્રમનાં બીજ મોટે ભાગે આ રીતે જ મળે છે. આજે વિદ્યાર્થીઓ બહિર્મુખ વધારે છે, અંતર્મુખ ઓછા છે. એમના રાષ્ટ્ર-કાર્યની શરૂઆત કદાચ એ જ રીતે શક્ય હશે. પરંતુ હવે જ્યારે તેમણે સંગઠિત રૂપે પોતાનું કામ ઉપાડ્યું છે ત્યારે પોતાના વર્ગને માટેના જાત-સુધારના પ્રશ્નોમાં પણ તેઓ પડે, એ માટેનો સમય આવી પહોંચ્યો છે.

આટલી પ્રસ્તાવના પછી, તેમનામાંથી જ એક જણે મને આપેલી ખબરો નીચે ટૂંકમાં ઉતારું છું. તે કરતી વખતે ચેતવણી આપું છું કે, કોઈ વ્યક્તિ પોતાને તે "ટોપી બેસતી આવે, છતાં પહેરી બેસે" નહિ; આ પત્રનો ઉતારો વિદ્યાર્થીજગતમાં — ખાસ કરીને તો કૉલેજ-'વર્ડ'માં ચાલી રહેલા એક ચારિત્ર્ય-ઘાતક દૂષણને અંગે છે. આ વિષે આ માસિકમાં અગાઉ ચેતવણી અપાયેલી જ છે; એક વિદ્યાર્થી તે ધ્યાન ઉપર લે છે અને તેનાથી પ્રેરાઈ વર્તનમાં ઉતારવા મથે છે, તેથી એ નોંધ ફળફૂલ થઈ છે.

આટલી પ્રસ્તાવનાની સાથે હવે તે ખબર નીચે આપું છું:—

"જૂના શિક્ષણ-સાહિત્યના અંક વાંચતાં મારું ધ્યાન વર્ષ ૧ અંક ૧૧ના પાન ૪૩૬ પર લખેલ 'કલમનું બિલ' તરફ દોરાયું છે. તે સંબંધી મારો અંગત, પક્ષપાત સિવાયનો, સાચો અનુભવ રજુ કરું છું.

"કલબની વ્યવસ્થામાં ઘણો બગાડ અને ચોરી તથા ખાઈ જવાનું રહેલાં હોય છે. કલબના મંત્રી થવું એટલે એકાદ 'સૂટ'-ટ્રાઉઝર્સ-પાટલૂન અને પેન ઘડિયાળ તો કરી જ લેવાનાં."

આ હકીકત એકંદરે અને મોટે ભાગે તદ્દન સત્ય છે. આ સાલ હું મંત્રી હતો તે પદ લેવા કેમ પ્રેરાયો તે જાણવા જેવું છે. કૉલેજનું વાતાવરણ નવું નવું અને જાદુઈ જેવું લાગતું. આગલા વર્ગના છોકરાઓ મોટી મોટી વાતો કરી અમને તેમની બહાદુરીનાં વખાણ કરી પ્રેરવા પ્રયત્નો કરતા. આ બધા પ્રયત્નો પેલા 'પદ' લેવા માટે મત મેળવવા માટે જ હતા, એમ હાલ સમજણ પડે છે. તેઓ પ્રથમ ટર્મમાં (સત્રમાં) જો આવા નવા વિદ્યાર્થીઓને ભોળવીને એ પદ મેળવવા ભાગ્યશાળી થતા અને છૂપી રીતે અંધેર પણ ચલાવી શકતા. પણ મેં મહારાજ અને મંત્રીઓની વાતો સાંભળેલી. પ્રથમ સત્રમાં આ લોકોની વ્યવસ્થા, કઈ રીતે પૈસા ખાઈ જતા તે, મહારાજ કઈ રીતે કલબનો માલ ચોરતા, વગેરેનો મેં અભ્યાસ કરવા માંડ્યો અને તેમનું કાવતરું નજરોનજર પકડ્યું. એ લોકો બીજા વિદ્યાર્થીઓના પૈસા પર તાગડધિન્ના કરતા. બીજી કૉલેજોમાં તપાસ કરતાં આમ જ પ્રમાણે ચાલતું માલૂમ પડ્યું. આ જોઈ મારું હૃદય કકળી ઊઠ્યું. મને આ તાગડધિન્ના ખુલ્લા પાડવાનું મન થયું. પણ એકદમ ઉતાવળિયું પગલું ન ભરવું એમ નિશ્ચય કર્યો અને યુક્તિથી કાર્ય પાર પાડવાનું નક્કી કર્યું.

બીજા સત્રમાં વિદ્યાર્થીઓએ, મારા પ્રચાર સિવાય, મારી કાર્ય કરવાની શક્તિ જોઈને, મંત્રી થવા વિનંતિ કરી. આ તક જતી ન કરવી એમ મેં નક્કી કર્યું અને આ પદ સ્વીકાર્યું. અમારી કૉલેજમાં અનેક રસોડાં જુદાં જુદાં ચાલે છે. આજ સુધી જેને જ્યાંથી ફાવે ત્યાંથી માલ લાવતા. જેથી ભાવ એકસરખા ન રહેતા. પરંતુ મેં રેસિડેન્ટ પ્રોફેસરને મળી સર્વેનો માલ અને બીજી જરૂરિયાતો અમુક નક્કી કરેલ માણસ પાસેથી ખરીદવાનું નક્કી કર્યું. કે જેથી સર્વના ભાવ એકસરખા હોઈ શકે અને બિલમાં ક્યાં ફરક પડે છે તે તુરત ખ્યાલ આવે.

આ પ્રમાણે પ્રથમ માસે જ બિલ નીકળતાં વધુમાં વધુ રૂા. ૪૩-૬-૦ નીકળ્યું. અને ઓછામાંઓછું બિલ રૂા. ૩૧-૦-૦ નીકળ્યું. ઓછામાં ઓછું બિલ મારું હતું. મેં જ સર્વ કાર્ય અભ્યાસ અર્થે સ્વીકારેલ અને મારા મિત્ર મૅનેજરને બદલે પ્રથમથી છેવટ સુધી કાર્ય ઉપાડી લીધેલું. આ બનાવથી સર્વની નજર આ તફાવત તરફ ગઈ સર્વ વિદ્યાર્થીઓ અને લાગતા-વળગતા પ્રોફેસરો વિચારમાં પડ્યા. સર્વનાં બિલ બરાબર તપાસવામાં આવ્યાં આપોઆપ બીજા મૅનેજરો અને સેક્રેટરીઓ ખુલ્લા પડ્યા. મને બધાં બિલ બતાવવામાં આવ્યાં. મેં સર્વ જોઈ લીધું. આમ ખુલ્લા પડવાથી તેઓ મારા દુશ્મન બન્યા.

મારું બિલ ઓછું આવવાનું કારણ કે તે તદ્દન પ્રામાણિકતાથી તૈયાર કરેલું, એક પાઈ પણ ખિસ્સામાં મૂકી નહોતી; અને કોઠારમાંથી મહારાજને સીધું સામાન કાઢી આપતો. છતાં કંઈક મહારાજ ખાઈ જતા. કારણ અનાજ અમુક ચોક્કસ પ્રમાણમાં જોઈએ તે ખાસ અનુભવ નહિ. બસ ખર્ચ ફક્ત માસના રૂા રાા હતો વગેરેથી બિલ ઓછું આવ્યું.

આ પ્રસંગ બાદ જૂના અને નવા મૅનેજરો અને મંત્રીઓ મારા સંબંધી અનેક પ્રકારનો ગંદો પ્રચાર અને આક્ષેપો કરવા લાગ્યા. નવા નવા સાચું માનવા લાગ્યા. પરંતુ સાચું જાણતાં મને જ સાથ આપતા. આ પ્રમાણે ચાર માસના કાર્યમાં અનેક પાઠો શીખવાના મળ્યા. મને હજુ પણ ખાતરી છે કે જો મહારાજ અને બીજાઓનો સહકાર હોત તો અસહ્ય મોંઘવારી છતાં રૂા. ૨૮) સુધી બિલ લાવી શક્યો હોત. મારું બિલ આ મોંઘવારી બાદ ઓછામાં ઓછું છે આખાય અમલ દરમ્યાન હું અણીશુદ્ધ પ્રામાણિક રહ્યો છું. મને આ પદ લેવામાં બિલકુલ અંગત સ્વાર્થ નહોતો. મારા વિરોધીઓ પર મેં વેર વાળવાનું સ્વપ્નમાંય પણ વિચાર્યું નથી. આ ટર્મમાં ઘરે આવતાં મારા કટ્ટર વિરોધીઓએ પણ તેમની ભૂલ કબુલ કરી છે અને મને અભિનંદન આપ્યાં છે. તેઓ ખોટા પ્રચારથી દોરાઈ ગયેલ હતા.

ટૂંકમાં તે ભાઈએ જણાવેલ તદ્દન યથાયોગ્ય છે. હજુ પણ તે પ્રમાણેની માન્યતા મંત્રીઓના મગજમાં ઠસી ગઈ છે અને તે પૅન્ટ, પેન વગેરે કાઢે છે. એક ભાઈએ તો વળી રૂા. ૨૦૦) કાઢી વાપર્યા, મારી ધ્યાનમાં છે. મેં તો નિશ્ચય કર્યો છે કે દરેક સત્રમાં એકવાર મૅનેજર બનવું અને પ્રામાણિક બિલ લાવવું જેથી બીજાઓને ડર રહે"

આ પત્ર સો-ટકા આત્મશુદ્ધિના પ્રયત્નનો છે. તે વસ્તુ પણ વિદ્યાર્થીના અભ્યાસની જ છે; રાષ્ટ્રની સ્વતંત્રતામાં તો એ જ ખરો અભ્યાસ છે. ચારિત્ર્ય (એટલે માત્ર નીતિ સદાચાર મનાતી જ વસ્તુ નહિ, પણ જીવનને સાર્થક કરવાના બધા ગુણો, ટેવો, અને આવડતો, તથા તે મુજબનું જીવન-ઘડતર) એ જ વિદ્યાભ્યાસ છે. આજે કહેવાતી વિદ્યા તો ક્યાંક નોકરી કરી ખાવાના ધંધાની ઔદ્યોગિક તાલીમ જ રહી છે. તેનાથી ચારિત્ર્યના અમુક અંશો ઘડી શકાય છે; પરંતુ આજના પરદેશી શિક્ષણતંત્રમાં તે અંશો ભાગ્યે જ ટકી રહ્યા છે. વેપારમય બનેલા જગતમાં એ આખું તંત્ર જ વેપારી ઢબે ચાલવા લાગ્યું છે. એમ ન હોય તો પોતાના જ સહાધ્યાયીઓની સેવાનું કામ કરવા ચૂંટાયેલો વિદ્યાર્થી તેમના જ પૈસા ચાતરી ખાય? આ જ તાલીમમાંથી કહાસ કાળા વેપાર માટે જરૂરી રીઢું માનસ તૈયાર થતું હશે ને? વિદ્યાર્થી-જગત આ બાબત વિચાર કરે; એ બાબતમાં તેઓ જ જાતે પોતાને મદદ કે કાંઈ કરી શકે.

૧૨-૫-૪૫ મગનભાઈ દેસાઈ

મહાપુરુષ હમેશાં સદાચારનો વિચાર કરે છે; ક્ષુદ્ર પુરુષ સુખનો. મહાપુરુષ શાસ્ત્રાજ્ઞાનો વિચાર કરે છે, ક્ષુદ્ર પુરુષ લાભનો.

— કૉન્ફ્યૂશિયસ

# એક શિક્ષકવાળી શાળાઓ અને વર્ગની વિદ્યાર્થીસંખ્યા

થોડા વખત ઉપર શ્રી. હંસાબહેન મહેતાના પ્રમુખપદે અમદાવાદમાં ભરાયેલી પ્રાથમિક શિક્ષણ પરિષદે કેટલાક અગત્યના ઠરાવો કર્યા છે, તેમાંનો એક જે કેવળ બે જણના વિરોધને બાદ કરતાં સર્વાનુમતે થયો હતો, તે વિશેષ વિચારણા માગે એવો હોઈ તેની અત્રે નોંધ લેવી ઇષ્ટ લેખી છે. એ ઠરાવ એવી ભલામણ કરે છે કે, પ્રાથમિક શાળામાં એક શિક્ષકને એકીસાથે ભણાવવા માટે ૩૦થી વધુ વિદ્યાર્થી ન આપવા, અને ૩૦થી વધુ વિદ્યાર્થી જે શાળામાં હોય તે શાળામાં એક શિક્ષકથી કામ ન લેવું; વળી ૩૦થી ઓછી સંખ્યા હોય તોપણ એક શિક્ષકને બેથી વધુ વર્ગો નહિ આપવા. આ ઠરાવ અત્યારે જે પરિસ્થિતિ છે તેના ઉગ્ર વિરોધ રૂપે રજૂ થયેલો છે. અત્યારે પરિસ્થિતિ એવી છે કે, એક શિક્ષક દીઠ ૪૦ વિદ્યાર્થીઓ લેખવામાં આવે છે, અને એ સંખ્યાની મર્યાદામાં રહી શિક્ષકને એકથી વધુ વર્ગો આપવા પડે તો આપવામાં આવે છે. આ મુજબ આપણી અનેક શાળાઓ માત્ર એક-શિક્ષક-શાળાઓ તરીકે કામ કરે છે. ચાલુ સ્થિતિ શિક્ષણની દૃષ્ટિએ સંતોષજનક નથી જ. એક શિક્ષકને ૪૦ વિદ્યાર્થીઓ — અને તે પણ પ્રાથમિક શાળાના — સંભાળવાનું સોંપવામાં આવે તે કાર્ય તે શિક્ષકને માટે ઘણું ભારે છે, એ હકીકતનો ઇનકાર થઈ શકે એમ નથી, અને તેમા પણ જુદાં જુદાં બે ત્રણ ધોરણો મળી એ સંખ્યા બની હોય ત્યારે તો એ કાર્ય લગભગ અશક્ય જેવું જ બની જાય.

આ અનિષ્ટમાંથી ઊગરવાના ઉપાય તરીકે ઉપરોક્ત ઠરાવ યોજાયો હતો, અને જે દૃષ્ટિ એની પાછળ છે તે વિચારવા જેવી છે એનો આપણે સ્વીકાર કરી લઈએ; પરંતુ એ જ પરિષદે જે બીજો એક ઠરાવ પસાર કર્યો હતો તેના અનુસંધાનમાં એ ઠરાવને જો વિચારવામાં આવે, તો આ ઠરાવની મર્યાદા સહેજે જોઈ શકાશે. બીજો ઠરાવ પ્રાથમિક શિક્ષણને ફરજિયાત અને મફત બનાવવાની ભલામણ કરે છે. એટલે આજે શિક્ષણ જેટલું વ્યાપક છે તેથી એનો લગભગ સાત ગણો વિસ્તાર કરવાની એ ઠરાવ ઉમેદ સેવે છે. એ સાથે ત્રીજો પણ એક ઠરાવ પરિષદે કર્યો છે. તે મુજબ હાલ જે ૧૫થી ૪૦નું પગારનું ધોરણ છે તેની જગ્યાએ ૩૦થી ૧૦૦નું ધોરણ રાખવું એવી ભલામણ કરવામાં આવી છે. જો શિક્ષકને થોડું ઘણું પણ પેટિયું આપવું હોય તો આ ઠરાવમાં કરવામા આવેલી ભલામણનો અમલ કરવો જ રહ્યો, અને તે સાથે પ્રાથમિક કેળવણી ફરજિયાત અને મફત હોવી જોઈએ એ પણ, જો પ્રજાને કોઈ પણ ભોગે જીવવું હોય, તેને માટે શ્વાસોચ્છ્વાસ જેટલી અગત્યની વસ્તુ છે. એ બે મુદ્દાઓને તો સિદ્ધાન્ત તરીકે જ આપણે સ્વીકારી લેવા જોઈએ.

આ બે મુદ્દાઓને જો અમલમાં મૂકવામાં આવે તો આપણે કેટલી જવાબદારી લેવી પડે એનો સાદો હિસાબ કરી જોઈએ તો એમ કહી શકાય કે, કેળવણીને મફત અને ફરજિયાત કરવા જતાં આજના કરતાં લગભગ સાત ગણો બોજો ઉઠાવવાનો રહે, અને ૧૫–૪૦ ની જગ્યાએ ૩૦–૧૦૦ નો ક્રમ સ્વીકારતાં લગભગ અઢી ગણો બીજો વધુ બોજો ઉઠાવવાનો રહે; એટલે સરવાળે આજના કરતાં કુલ સત્તર અઢાર ગણો વધુ બોજો ઉઠાવવાની આપણે તાકાત કેળવવી પડે. આ માટે પૈસા ક્યાંથી લાવવા? જો આપણી સરકાર હશે તો આજે કેળવણીના નિભાવ માટે જે આવકનાં સાધનો છે તેના પર પણ તે કાપ મૂકશે — કારણ કે, આજે આબકારી આવકનો સારો એવો હિસ્સો કેળવણી ખાતે વપરાય છે. એટલે આવક તો આજના કરતાં પણ ઓછી થવાની. પણ એથી પ્રજાઘડતરનું કાર્ય કોઈ પણ રાષ્ટ્રીય સરકાર ઘડીભર પણ ખોળંબે નહિ નાખી શકે. એટલે તેને આવકનાં નવાં સાધનો શોધવાનાં રહેશે, અને ખરચ ઉપર અને તેટલી કાતર ચલાવવાની રહેશે. આ દૃષ્ટિએ ખરચની મોટામાં મોટી વિગત તો શિક્ષકોનું વેતન છે. તેના પરનો કાપ એ સીધી રીતે ભલે શિક્ષણ ઉપર ન પડે, પણ પરિણામે તો એ શિક્ષણને જ એટલું 'પાંગળું' બનાવશે. એટલે એમાં તો કોઈ પણ જાતની બાંધછોડ નહિ નભી શકે. વળી ૩૦–૧૦૦ નો ક્રમ સાર્જન્ટ યોજનાથી ઓછો છે [એ યોજના અનુસાર તો ૧૮૦ સુધી લઈ જવાની યોજના છે]. આ ક્રમ સાઠે-પરાંજપે યોજનાને મળતો છે, અને એમાં બાંધછોડને બહુ જ ઓછો અવકાશ છે, એવું સામાન્ય રીતે સૌને લાગશે. એટલે ઉપર જણાવેલી આજના ખરચ કરતાં સત્તર અઢાર ગણો વધુ ખરચ ઉઠાવવાની જવાબદારી તો આપણે માથે ઊભી જ છે.

હવે એ સાથે આપણે ૪૦ ની જગ્યાએ ૩૦ વિદ્યાર્થી રાખવાનું વિચારીએ તો આજે જે કામ એક શિક્ષક વડે થાય છે તે માટે આપણને ૧⅓ શિક્ષક જોઈશે. આ પ્રમાણે એક-શિક્ષક-શાળા ન નભવા દેવાનો સિદ્ધાન્ત સ્વીકારતાં વધી જશે, અને કદાચ આજના એકની જગ્યાએ ૧½ શિક્ષકની આપણને જરૂર રહે. એટલે આપણા ૧૭–૧૮ ગણા બોજાની જગ્યાએ ૨૫ થી ૨૭ ગણો બોજો આપણને ઉઠાવવાનો રહે.

આ વિશેષ બોજો ઉઠાવવાનું અનિવાર્ય જ છે? શિક્ષકો કહે છે કે, અમે ૪૦ જેટલાં બાળકોને નહિ સંભાળી શકીએ. એ માટે તેઓ માધ્યમિક શાળાઓનાં ધારાધોરણ તરફ આંગળી ચીંધે છે. ત્યાં ૪૦ થી વધુ વિદ્યાર્થીઓ સામાન્ય રીતે એક વર્ગમાં નથી રાખી શકાતા. પણ માધ્યમિક શિક્ષણ અને પ્રાથમિક શિક્ષણ

વચ્ચે રોટલો અને ઘીદૂધ અને એકલા રોટલા જેટલો ફરક છે. રાજ્ય ભલે પ્રજાને ઘીદૂધ પૂરાં નહિ પાડી શકે, પણ પ્રજાને રોટલો આપવાનો ઇન્કાર તો તેનાથી નહિ જ થઈ શકે. પ્રાથમિક શિક્ષણ તો પ્રજાને જોઈતો રોટલો છે. આપણી શક્તિ હોય તો ઘી માખણ પણ આપીએ, પણ શક્તિ ન હોય તો ? કેળવણીને વ્યાપક બનાવવી એમાં આપણી રાષ્ટ્રીય શક્તિ, યોગ્યતા અને નિષ્ઠાની કસોટી રહેલી છે. આજના કરતાં અનેક ગણો વધારાનો ખરચ પ્રજાના બધા ભાગના મોટા ત્યાગ વિના કેવળ અસંભવિત છે. એકેએક વર્ગે કંઈ ને કંઈ ભોગ આપવો જ પડશે. એ વખતે શિક્ષક જે આજના કરતાં વધુ સારાં સંજોગોમાં હશે, આજે એને માથે સતત ઝઝૂમતી ચિન્તાઓનો ભાર કંઈક હળવો બન્યો હશે તે કંઈક વધુ બોજ ઉઠાવવા તત્પર નહિ બને ?

આ માટે બીજી પ્રજાઓએ શું કર્યું છે અથવા શું કરે છે તે તરફ નજર કરી લેવી અસ્થાને નહિ લેખાય. ફિલિપાઈન્સ, જે લગભગ આપણા જેવી જ સ્થિતિમાં હતા. તેણે પ્રાથમિક શિક્ષણને વ્યાપક બનાવવાની શરૂઆત ૧૯૦૬મા એક શિક્ષક દીઠ ૮૦ વિદ્યાર્થીથી કરી ' ૧૯૨૪મા એ આંકડો ૫૦ જેટલો થયો, અને ૧૯૩૪ માં ૪૫ જેટલો હતો. ડચ ઈસ્ટ ઇન્ડિઝમાં ૧૯૩૫માં શિક્ષક દીઠ ૫૦ વિદ્યાર્થી હતા, જ્યારે શ્રી. હંસાબહેને શ્રી. પરુળેકરના ટાંકેલા એક વિધાન મુજબ આજે આપણા શિક્ષકને માત્ર ૨૭ વિદ્યાર્થીઓ જ ફાળે આવે છે ! શ્રી. પરુળેકર કહે છે તે મુજબ સંભવ છે કે દુનિયાભરમાં ઓછામાં ઓછી સંખ્યા આપણા શિક્ષકને સંભાળવાની રહે છે.' ૪૦નો આંકડો તો માત્ર નિયમ પૂરતો જ રહે છે. દફતરમા કેટલાંક નામો તો એવાં હોય છે જે કદી પણ શાળાનો લાભ નથી લેતાં. એટલે સંખ્યા પરિણામે શિક્ષક દીઠ ૨૭ની જ રહે છે. જગતના એક ગરીબમાં ગરીબ દેશને આ વિલાસ પરવડે ? ખુદ ઇંગ્લંડમાં પણ સંખ્યા ૪૦ જેટલી છે, અને એક-શિક્ષક-શાળાઓ પણ ત્યાં છે.

આ બાબતમાં ઑસ્ટ્રેલિયાના લોકોએ જે પુરુષાર્થ દાખવ્યો છે તે આપણા જેવી સાધનરહિત પ્રજાએ વિચારવો ઘટે. ઑસ્ટ્રેલિયામાં વસ્તી બહુ આછી આછી વેરાયેલી પડી છે. કેટલીક વખતે તો બે ગામો વચ્ચે ૪૦-૫૦ માઈલ જેટલું અન્તર હોય છે. કેટલીક વાર ગામમાં ઘરો પણ એટલા બધાં ઓછાં હોય કે માત્ર ૩૦-૩૫ જેટલાં બાળકો માટે એકથી સાત ધોરણની શાળા કેમ નભાવવી એ એક પ્રશ્ન થઈ પડે. કેટલીક જગ્યાએ તો માત્ર બે ત્રણ જ ઘર હોય, અને ભણી શકે એમાં બાળકોની કુલ સંખ્યા આઠ દસ જેટલી જ નીકળે. આવાં ગામો ત્યાં ઢગલાબંધ છે! ખરી રીતે જોતાં એને માટે ગામ શબ્દ પણ બંધબેસતો નહિ લેખાય, પણ આ સ્થિતિ ત્યાં વ્યાપક છે. આ બાળકોના અભ્યાસનું શું ? એક પ્રજાની શક્તિની આમાં કસોટી રહી હતી. કુદરતનો ક્રમ એવો છે કે, સામાન્ય રીતે મુશ્કેલી જેવું લેખાય તે ઉત્તમ કોટિના પુરુષાર્થી લોકો માટે એક તક જેવું બની રહે. ઑસ્ટ્રેલિયન પ્રજાના પુરુષાર્થને એક તક મળી. પહેલો સંકલ્પ એમણે એ કર્યો કે, શિક્ષકને સચોટ તાલીમ આપવી, તેની યોગ્યતામાં કાંઈ પણ ઉણપ રહેવા ન દેવી, તેને એક સાથે સાત જેટલા વર્ગો કેમ સંભાળવા તેની પણ રીતસર તાલીમ આપવી. વળી આપણને નવાઈ લાગશે કે, પ્રાથમિક શાળાઓનાં બાળકોને પત્રવ્યવહાર દ્વારા શિક્ષણ આપવાનો પ્રબંધ કરતી પત્ર-વ્યવહાર-શાળાઓ (Correspondence schools) કાઢવાનું ઠરાવ્યું. આ વિચાર પ્રાથમિક શિક્ષણના ઇતિહાસમાં કેવળ નવો જ હતો એટલું જ નહિ, પણ બેહૂદો લાગે એવો હતો. પણ દરેક મહાન કાર્યની શરૂઆત એવી નથી હોતી ? ઑસ્ટ્રેલિયન લોકોએ પોતાની બધી શક્તિ આ પ્રશ્ન પર એકાગ્ર કરી અને, ત્યાંના કેળવણી ખાતાએ બહાર પાડેલા હેવાલ મુજબ, પત્રવ્યવહાર દ્વારા તાલીમ પામેલાં બાળકો જ્યારે માધ્યમિક શાળામાં દાખલ થાય છે, ત્યારે બીજાં બાળકો કરતાં વધુ યોગ્યતાવાળાં માલૂમ પડયાં છે! આ શાળાની યોજના એવી હોય છે કે, દરેક જિલ્લામાં એક નિષ્ણાત શિક્ષક મંડળ હોય છે જે ગામમાં અલ્પસંખ્યાને કારણે શાળા ન થઈ શકે એવા ગામનાં બાળકોને આ શિક્ષકો પોતાના વિદ્યાર્થી તરીકે નોંધે છે. આમાં એક જ શરત સંભાળવાની હોય છે અને તે એ કે, દર અઠવાડિયે બાળકો માટે જે સ્વાધ્યાય મોકલવામાં આવે તે વાંચી ઉકેલી આપવાની પિતા અથવા માતામાં અથવા તો કુટુમ્બના ગમે તે એક સભ્યમાં લાયકાત હોવી જોઈએ! આ અખતરો સફળતાપૂર્વક વર્ષોથી ત્યાં ચાલે છે! આ ઉપરાંત એક શિક્ષિકા એકસાથે પાંચથી સાત ઘેરહો સંભાળે એવી અસંખ્ય એક-શિક્ષક-શાળાઓ ઑસ્ટ્રેલિયામાં આજે મોજૂદ છે.

ટૂંકમાં, આપણી પ્રાથમિક કેળવણીનો પ્રશ્ન એ એક જટિલ રાષ્ટ્રીય પ્રશ્ન છે. સાર્જન્ટ યોજના આદિ યોજનાઓ, જે આપણા પ્રજાજીવનના પૂરા ખ્યાલ વિના તૈયાર થઈ રહી છે તે આપણને અવળે માર્ગે દોરી ન જાય એ સામે આપણે સાવચેત રહેવું ઘટે. શ્રીમતી હંસાબહેને પોતાના વ્યાખ્યાનમાં કહ્યું છે તેમ, એક શિક્ષકને કેટલાં બાળકો સોંપી શકાય એ પ્રશ્ન આપણે ખૂબ ગંભીરતાથી વિચારવો જોઈએ, અને "પ્રાથમિક શિક્ષણ સાર્વત્રિક બનાવવાની ગતિ ત્વરિત કરવી હોય તો દર શિક્ષકે ૪૦થી૫૦ બાળકો લીધા સિવાય છૂટકો નથી. જેમ જેમ શિક્ષકોનું ઉત્પાદન વધે અને આર્થિક સગવડ થાય તેમ તેમ એ સંખ્યા ઓછી કરી શકાય." આ આખો પ્રશ્ન અનેક વિગતોનો હોઈ તેની લંબાણ ચર્ચા અત્રે શક્ય નથી. પણ જેમ પ્રાથમિક કેળવણીને

વ્યાપક બનાવવાના વિચારમાંથી ખડી થતી આર્થિક અકળામણે પૂ. ગાંધીજીને વર્ધા યોજનામાં રહેલા સ્વાવલંબનના તત્ત્વનું દર્શન કરાવ્યું, અને આપણને ઘડીભર તો આભા બનાવી દે એવી યોજના એમણે આપણી પ્રજા સમક્ષ મૂકી, અને તેનો અંશતઃ સ્વીકાર કરાવવામાં તે સફળ થયા, તેમ એ આર્થિક અકળામણમાંથી સફળ રીતે પાર પડી આપણા પ્રજાજીવનને કેમ વધુ પ્રાણવાન અને તેજસ્વી બનાવી શકાય એના શક્ય તેટલા બધા ઉપાયો રાષ્ટ્રીય દૃષ્ટિએ વિચારી લોકમતને કેળવવો એ પ્રત્યેક વિચારવંત નાગરિકની ફરજ છે, અને એ દૃષ્ટિએ એક-શિક્ષક-શાળા અને શિક્ષક દીઠ વિદ્યાર્થીસંખ્યાના પ્રશ્નની વિસ્તૃત ચર્ચા થાય એ ખૂબ જરૂરનું છે.

જીણાભાઈ દેસાઈ

# શિક્ષકોની સુધારણા!

[સ્વ૦ ઈશ્વરલાલ વ્યાસની ગયા અંકથી બાકી રહેલી એક નોંધ]

વિદ્યાર્થીગણની સુધારણા પૂર્વે શિક્ષકગણ સુધરવો જોઈએ એવું તાજેતરમાં 'ગુજરાત સમાચાર'માં પ્રતિપાદન થઈને કેળવણીની સાચી દિશામાં અંગુલિનિર્દેશ થયો છે. રાષ્ટ્રની ઉન્નતિ માટે કેળવણીને સર્વોપરી સાધન માનનારને સાચા પુરુષાર્થ તરફ દિશાસૂચન પણ ઉક્ત લેખમાં થયું છે. પણ પ્રશ્ન એ ઊઠે છે કે, શિક્ષકગણને કયાં સાધનોથી સુધારવો અથવા, બીજી રીતે કહીએ તો, આપણી કલ્પનાના આદર્શ શિક્ષકો કેવી રીતે પ્રાપ્ત કરવા. આ પ્રશ્ન વદતોવ્યાઘાત જેવો યાને 'વૈદરાજ, આપ આપને સુધારીએ' જેવો લાગે છે. શિષ્ય સુધારવા સારા શિક્ષક જોઈએ પરંતુ સારા શિક્ષક મેળવવા શું જોઈએ? આનો ઉત્તર અત્યારના જમાનામાં આપવો સહેલો નથી.

પગાર વધારે આપવાથી સારા શિક્ષકો મળી શકશે? વધારે સત્તા આપવાથી સારા માણસો શિક્ષકો થવા લોભાશે? માન પ્રતિષ્ઠા વધારવાથી પ્રતિભાશાળી વ્યક્તિઓ આ વ્યવસાયમાં પડશે? ખાસ તાલીમ આપવાથી આપણો અર્થ સરશે? આવા સવાલો શિક્ષકસુધાર-વાંછુઓમાં ચર્ચાઈ રહ્યા છે અને થાગડથીગડની નીતિએ નિહાળતાં એ આવશ્યક પણ છે. પણ ઉપરના જેવા સવાલોનો માનો કે આપણે સંતોષકારક ફડચો કદાચ લાવી શકીએ તોપણ તે તલસ્પર્શી સુધારણા નહિ કરી શકે

આપણા દેશમાં આધુનિક યુગના પૂર્વ સમયમાં બ્રાહ્મણો શિક્ષકના વ્યવસાયમાં પડતા. તેમનું પ્રધાન કર્તવ્ય અધ્યયન કરવું અને અધ્યયન કરાવવું એ રહેતું. તેમના વર્ણનો પ્રધાન હેતુ પણ એ ગણાતો. એને માટે જ તેઓ જન્મતા, જીવતા અને મરતા. બ્રાહ્મણ શબ્દથી ભડકી ઊઠવાની જરૂર નથી. જે બ્રાહ્મણો શિક્ષક હતા તેમનાં લક્ષણો કેવાં હતાં એ આપણે તપાસીએ.

પ્રથમ તો તેઓ સ્વતંત્ર હતા. રાજકીય સ્વતંત્રતા પ્રમાણમાં હોય, છતાં માણસ ઘણી બાજુએથી સ્વતંત્ર નથી હોતો. હાલના શિક્ષકોની માફક કોઈના વેતન ઉપર તેમના જીવનનો આધાર નહોતો. તેમની અંગત જરૂરિયાતો એટલી સંયમી હતી કે, તેમનો વ્યવસાય જ એ જરૂરિયાતો કૃતજ્ઞતાપૂર્વક પૂરી પાડતો. તેમના કોઈ નિયામક નહોતા. તેઓ પોતે જ પોતાના નિયામક હતા. તેમના પોતાના વ્યવસાયમાં જ્યારે માર્ગદર્શનની આવશ્યકતા લાગતી ત્યારે પોતાના વ્યવસાયમાં જ જ્ઞાનવૃદ્ધ, અનુભવવૃદ્ધ અને ચારિત્ર્યશીલ નરપુંગવોની સંસદ પાસેથી માર્ગદર્શન માગતા. તેઓ શિષ્યોને પોતાનું સર્વસ્વ ગણતા અને શિષ્યોની પ્રતિભાના પ્રકાશમાં પોતાનાં ઉજ્જ્વળ યશ અને ધન્ય જીવન માનતા. પોતાના વ્યવસાય માટે તેમનામાં આવી પાત્રતા હતી. પણ મનુષ્ય તરીકે તેઓ કેવા હતા? પ્રજાસમૂહમાં ટોચની વ્યક્તિઓ અર્થાત્ ઉન્નતમાં ઉન્નત વ્યક્તિઓ તેઓ હતા. તેઓ ઊંચામાં ઊંચા નૈતિક જીવનના પ્રતિનિધિ હતા. એક વર્ગ તરીકે તેમના જીવનમાં સાદાઈ અને સંયમ, વિદ્યા અને તપ સહજ હતાં. તેમનો ત્યાગ વૈરાગમાંથી જ ઉદ્ભવતો. પ્રાચીન શિક્ષકોની આવી કંઈક આપણી કલ્પના છે.

તેની સાથે આધુનિક શિક્ષકોની વાસ્તવિકતા સરખાવો. પોતાના ધંધામાં ડગલું ભરવામાં પણ પરતંત્ર; પોતે પણ આ ધંધામાં પડવામાં પોતાની જાતને હીન ગણનાર; જનતા તરફથી પોતાને તોછડાયેલા સમજનાર; જરા જાગ્રત થાય એટલે સરકારને બારણે પોતાના પગાર વધારાની જ ધા નાખનાર (આ ધા વાજબી નથી એવું કહેવાનો આશય નથી)—અત્યારનો શિક્ષક કોઈ તુમાખી રાજા પાસે ગોલા જેવી દશા અનુભવી રહ્યો છે. પરિણામે તેની ગુલામ વૃત્તિ વ્યાજ સાથે પ્રજાને પોતાનાં વહાલાં સંતાનોમાં બગાડરૂપે મળે છે. જ્યાં શિક્ષકવર્ગ આવો ત્યાં શિષ્યવર્ગ આત્મબળવાળો કલ્પવો એ રેતીમાંથી તેલ કાઢવા બરાબર છે.

ત્યારે હાલના શિક્ષકને આદર્શ શિક્ષકની દિશામાં કેવી રીતે લઈ જવો? મારા પોતાના વિચારમાં એક રસ્તો આવે છે. આપણે પા સદી પહેલાં રાષ્ટ્રીય માનસનાં ઓછાં હતા. ગાંધીજીએ પ્રારંભમાં રાષ્ટ્રીયતાનું એક જબર આંદોલન ઊભું કરીને આપણા સૌની સુષુપ્તિને ક્ષોભ આપીને જાગ્રત કર્યા આ આંદોલનમાંથી આપણને રાષ્ટ્રીય સેવકો મળ્યા. સેવકોને માર્ગદર્શન કરનારા નેતા મળ્યા. સ્વદેશભક્તિનાં વિરલ ઉદાહરણો મળ્યાં. અને સૌને પ્રેરક આત્મશ્રદ્ધા મળી, જે આજે સમજુ હિંદીને મોઢે મુક્ત

કંઠે કહેવડાવે છે કે, અમે સ્વરાજ્ય અમારા આત્મબળથી પ્રાપ્ત કરીશું. આવો ઇલાજ શિક્ષકસંઘ માટે અજમાવવો જોઈએ.

ચારિત્ર્યશીલ શિક્ષક વિનાની શાળા એ વિદ્યાલય નથી પણ એ ક્માતનું કેદખાનું છે. વિદ્યાલય આદર્શ શિક્ષકોને અભાવે મૃતતુલ્ય થયું છે. સારામાં સારું યંત્ર પણ સારા ઇજનેરને અભાવે નિરુપયોગી જ માત્ર નથી પણ ભયંકર છે. તેમ સારા શિક્ષક વિનાનું વિદ્યાલય મલેરિયાના મચ્છર પેદા કરનાર ગંદા પાણીના ખાબોચિયા તુલ્ય છે.

સમાજનું વાતાવરણ આ બાબતમાં જેમ જેમ સુધરશે તેમ તેમ આપણને ઉચ્ચ કક્ષાના શિક્ષક મળશે. બીજા ઇલાજો આ પાયાના ઇલાજ વિનાના ટકશે નહિ. ગાંધીજી આ બાબતમાં પહેલ કરે ત્યાં સુધી આપણે રાહ જોવી નહિ. ગાંધીજીના તો આવી પ્રવૃત્તિ પર આશીર્વાદ છે. તેમની ગ્રામસેવકની કલ્પના આને મળતી છે. આવો શિક્ષક સમાજથી એક રીતે અળગો નહિ હોય પણ વિદ્યાર્થીઓને કેન્દ્રસ્થાને રાખીને તેને લાગતાવળગતા અથવા ખરું કહીએ તો પોતાના સંબંધમાં આવતી વિશાળ આમજનતા માટે મિત્ર, ફિલસૂફ અને માર્ગદર્શક હશે. ગુજરાતમાં અનેક પ્રશ્નો છણાઈ રહ્યા છે. કેળવણી વિષેની મહત્ત્વની પરિષદો ભરાવાની અણી ઉપર છે. તેવે વખતે તેના મુખ્ય અંગ તરીકે આદર્શ શિક્ષક ઉત્પન્ન કરવા માટે સહાયક વાતાવરણ આમજનતામાં ઉત્પન્ન કરવાની વાત મોખરે રહે એ આવશ્યક લાગે છે. નહિ તો યોદ્ધા વિનાની રણભૂમિ માફક કેળવણીની તમામ ચર્ચા વાતોમાં રહેશે.

બીજા ઇલાજો હશે, છે; પણ તે સૌને સ્થિર કરી શકે તેવો, તેના પૂરના પાયાના ઇલાજરૂપ આદર્શ શિક્ષકની ભાવનાનું પ્રચંડ મોજું પ્રજાની રગમાં પ્રેરવાની વસ્તુ પ્રથમ થવી જોઈએ.

આ પુનઃ નિર્માણના જમાનામાં શિક્ષણની પુનઃ નિર્યોજના વિના રામબાણ ઇલાજ બીજો નથી. પણ શિક્ષક સુધારણા વિના તે ડ્રાઈવર વિનાના એંજિન જેવું થશે.

(સ્વ૦) ઈશ્વરલાલ વ્યાસ

# શિક્ષણમાં અનાસ્થા—એક બૌદ્ધ સંવાદ

[ તત્ત્વરૂપે જોતાં શિક્ષણ એ એક ગૂઢ વ્યાપાર છે, અપ્રમાદ અને પુરુષાર્થમાં છુપેલી આપકળા છે. તે દૃષ્ટિએ જોતાં તેનું પૃથક્કરણ કે પદ્ધતિ સંભવનાં નથી. બાળક જ્યાં સુધી ખરેખર 'માનવ' કહી ન શકાય તેવી 'અબુદ્ધ' અવસ્થામાં હોય છે, ત્યાં સુધી તે પશુપંખીની પેઠે જીવનવ્યાપારની આંતરિક પ્રેરણાઓથી પ્રેરાઈને જ પોતાની પરિસ્થિતિમાંથી અને પોતાના જીવનતંત્રમાંથી જ આવડતો અને માહિતીઓ મેળવતું વૃદ્ધિ પામ્યા કરે છે. તે બધી આવડતો બીજા કોઈના શીખવી તે શીખે છે એમ કહેવાને બદલે એમ જ કહેવું જોઈએ કે, તે પોતાના જીવનતંત્રના નિયમોથી અને આવશ્યકતાઓથી આપમેળે જ શીખે છે

આ વાત જીવન-વ્યાપારને લગતી ક્રિયાઓ પૂરતી સાચી છે પરંતુ તે બધો શરીર-વિકાસ પૂરો થઈ, જ્યાં વાસનાતંત્ર-ભાવનાતંત્રના ઘડતરની વાત આવે છે, ત્યાં જ માનવી શિક્ષણનું સાચું ક્ષેત્ર શરૂ થાય છે. કારણ કે, તે ક્ષેત્રમાં જ મનુષ્યનો ખરેખર ચેતન-વ્યાપાર શરૂ થાય છે. બાળક જીવનવ્યાપારને ઉપયોગી બાબતો જરૂર આપમેળે શીખે, પરંતુ માનવપ્રાણીમાં જ એક એવો વિશિષ્ટ ચેતનાવ્યાપાર સંભવિત છે કે જેમાં તે જીવનવ્યાપારની સાહજિક પ્રેરણાઓની ઉપરવટ જઈ—તેને તોડીફોડી નાખે તેવી પણ વાસનાઓ કે ભાવનાઓ ઊભી કરી શકે. એ ભાવનાતંત્રના ઘડતરમાં આજુબાજુની પરિસ્થિતિ અથવા 'સંગ-સોબત'નો મોટો ફાળો હોય છે. શિક્ષણનું મુખ્ય કામ પણ એ જ છે કે, ભાવનાઓ અને વાસનાઓના તંત્રને એવું શુદ્ધ કરવું કે જેથી તે જીવનના ધ્યેય તરફના પ્રયાણનું અવરોધક ન બને, પરંતુ સાધક બને.

અને શિક્ષણની શક્તિ વિષે અનાસ્થા એ જગાએ જ સંભવી શકે છે. સામાનું વાસનાતંત્ર અથવા ભાવનાતંત્ર ફેરવવું—શુદ્ધ કરવું—એના જેવું મોટું તથા આવશ્યક કામ જેમ બીજું કોઈ નથી, તેમ તેના જેવું ગૂઢ તથા બુદ્ધિથી અગમ્ય એવું કામ પણ બીજું કોઈ નથી. સેંકડો જગદ્‌ગુરુઓ—ઈશ્વરાવતારો આવે છે અને જાય છે; છતાં જગત-જનોની વિપરીત ભાવનાઓ, અને તેથી થતી વિપરીત પ્રવૃત્તિઓ ક્ષણ પૂરતી પણ થોભતી નથી; એ રીતે જોતાં શિક્ષણની શક્યતા વિષે સહેજે અનાસ્થા થાય. અને છતાં વ્યક્તિગત દાખલાઓમાં અમુક પુરુષના સંગથી અમુક વ્યક્તિના દૃઢ-પ્રબળ ભાવનાતંત્રમાં મૂળથી અચાનક ઊથલો જ પલટો થઈ ગયાના દાખલા પણ ઇતિહાસને પાને પાને પડેલા છે. એ આખી વસ્તુસ્થિતિ બૌદ્ધ સાહિત્યની મનોરમ શૈલીમાં નીચેના સૂત્રમાં રજૂ કરવામાં આવેલી છે.]

## લોહિચ્ચસુત્ત

[ દીઘનિકાય-૧૨ ]

બુદ્ધ ભગવાન કોસલ દેશમાં ફરતા ફરતા એક વખત સાલવતિકા ગામે આવી પહોંચ્યા. તે ગામ કોસલ દેશના પસેનદિ રાજાએ પૂરેપૂરા અધિકાર સાથે લોહિચ્ચ બ્રાહ્મણને અર્પણ કરેલું હતું, તથા તેમાં ધનધાન્ય વગેરેની આબાદી સારી હતી.

એ અરસામાં લોહિચ્ચ બ્રાહ્મણ કોઈ કારણથી એવા મતનો થયો હતો કે, "કોઈ શ્રમણ કે બ્રાહ્મણ પોતે કુશળ ધર્મ સમજે કે પ્રાપ્ત કરે; પણ તે બીજાને કાંઈ શીખવી ન શકે. બીજો બીજાને શું શીખવી શકે? અને છતાં તે બીજાને શીખવવા જાય, તો તે જૂની નપો છોડીને

નવી લપમાં પડવા જેવું થાય; તથા તે એક પ્રકારની લોભવૃત્તિ જ કહેવાય. કારણ, કોઈ કોઈને વળી શું શીખવી શકે?"

હવે લોહિચ્ચ બ્રાહ્મણે બુદ્ધ ભગવાન ગામમાં પધાર્યાની વાત સાંભળી. તેણે બુદ્ધની એવી ખ્યાતિ સાંભળી હતી કે, તે અર્હંત્ છે; રૂડી પેરે સંબુદ્ધ છે; વિદ્યા અને આચરણથી સંપન્ન છે; સુગત છે; લોકવિદ છે; કેળવવા યોગ્ય શ્રેષ્ઠ પુરુષોના સારથિ છે; દેવો અને મનુષ્યોના ગુરુ છે; તથા તે દેવોથી માંડીને બ્રહ્મા સુધીના સર્વ જગતનું, તથા શ્રમણ-બ્રાહ્મણ વગેરે વર્ગોવાળી સર્વ પ્રજાનું હાર્દ સ્પષ્ટપણે જાણે છે. વળી તે આદિમાં કલ્યાણકારક, મધ્યમાં કલ્યાણકારક તથા અંતે કલ્યાણકારક એવા ધર્મનો ઉપદેશ કરે છે; તથા તેને માટે કેવળ, પરિપૂર્ણ અને પરિશુદ્ધ એવો સાધનમાર્ગ (બ્રહ્મચર્ય) પણ દર્શાવે છે.

લોહિચ્ચ બ્રાહ્મણે તરત ભેસિક નામે વાળંદને પોતાની પાસે બોલાવ્યો, અને તેને કહ્યું: "ભલા ભેસિક, તું જ્યાં શ્રમણ ગૌતમ આવ્યા છે, ત્યાં જા. ત્યાં જઈને પ્રથમ તો તેમને મારી વતી કુશળ સમાચાર પૂછ તથા પછી કહે કે, 'આપ આપના ભિક્ષુસંઘ સાથે આવતી કાલે ભિક્ષા લેવા લોહિચ્ચ બ્રાહ્મણને ત્યાં જરૂર પધારજો.'"

'વારુ' કહીને ભેસિક વાળંદ ભગવાન પાસે પહોંચ્યો, તથા તેમને લોહિચ્ચ બ્રાહ્મણનો સંદેશો તથા નિમંત્રણ વિધિસર નિવેદિત કર્યાં. ભગવાને મૌન વડે તે નિમંત્રણનો સ્વીકાર કર્યો.

એ વાતની ખબર પડતાં જ લોહિચ્ચ બ્રાહ્મણે બીજે દિવસે વહેલી સવારથી પોતાને ઘેર ઉત્તમ પ્રકારનું ખાનપાન તૈયાર કરાવવા માંડ્યું; અને બધું તૈયાર થતાં ભેસિક વાળંદને પાછો ભગવાનને તેડું કરવા મોકલ્યો.

ભગવાન પણ ભિક્ષાનો સમય થયો જાણી, પાત્ર-ચીવર ધારણ કરી, સંઘ સાથે લોહિચ્ચને ત્યાં પધાર્યા. લોહિચ્ચે આદરસત્કારપૂર્વક ભગવાનને તથા સંઘને સ્વહસ્તે બધી વાનીઓ આગ્રહ કરી કરીને જમાડી. ભોજનવિધિ પૂરો થયા બાદ ભગવાન હાથ તથા પાત્ર ધોઈને, લોહિચ્ચે આપેલા આસન ઉપર બેઠા. લોહિચ્ચ પણ તેમની પાસે આવીને બેઠો.

હવે ભગવાને ભેસિક પાસેથી લોહિચ્ચના પેલા અભિપ્રાયની વાત સાંભળેલી, તેથી લોહિચ્ચને સાચી સમજ આપવાને ઇરાદે પૂછ્યું:

"હે બ્રાહ્મણ, તું આ સાલવતિક ગામમાં રહીને તેનું ઉત્પન્ન ખાય છે, એ તો ખરું છે ને?"

લોહિચ્ચ-હા, ગૌતમ.

ગૌતમ-હવે હે લોહિચ્ચ, કોઈ એમ કહે કે, આ સાલવતિક ગામ લોહિચ્ચ બ્રાહ્મણનું છે, માટે તેની બધી આવક તેણે એકલાએ જ ભોગવવી જોઈએ, બીજા કોઈને તેમાંથી કશું ન મળવું જોઈએ; તો તેવું કહેનારો માણસ તારા આશ્રિતોના પેટ ઉપર પગ મૂકનારો કહેવાય કે નહીં?

"પેટ ઉપર પગ મૂકનારો જ કહેવાય."

"તેવો માણસ તે બધાનો હિતાકાંક્ષી કહેવાય કે અહિતાકાંક્ષી કહેવાય?"

"અહિતાકાંક્ષી કહેવાય!"

"તે અહિતાકાંક્ષી માણસનું ચિત્ત તે બધા પ્રત્યે મૈત્રીભાવનાવાળું કહેવાય કે વૈરભાવનાવાળું કહેવાય?"

"વૈરભાવનાવાળું કહેવાય!"

"વૈરભાવનાવાળો માણસ સમ્યગ્દૃષ્ટિ કહેવાય કે મિથ્યાદૃષ્ટિ કહેવાય?"

"મિથ્યાદૃષ્ટિ કહેવાય!"

"હવે, હે લોહિચ્ચ! મિથ્યાદૃષ્ટિ માણસની બેમાંથી એક ગતિ થાય, એમ હું કહું છું. કાં તો તે નરકગામી થાય, અથવા પશુયોનિ પામે.

"તે જ પ્રમાણે, હે લોહિચ્ચ, કોઈ માણસ એમ કહે કે, કોસલનો પસેનદિ રાજા કાશી અને કોસલનો માલિક છે, તેથી કાશી અને કોસલનું બધું ઉત્પન્ન તેણે એકલાએ જ ભોગવવું જોઈએ, બીજાને તેમાંથી કશું ન આપવું જોઈએ; તો તે માણસ પણ તે રાજાના આશ્રિતો અને સંબંધીઓના પેટ ઉપર પગ મૂકનારો, તેમનો અહિતાકાંક્ષી, તેમના પ્રત્યે વૈરભાવનાવાળો તથા મિથ્યાદૃષ્ટિ કહેવાય કે નહિ?"

"જરૂર કહેવાય!"

"તે પ્રમાણે, હે લોહિચ્ચ, કોઈ માણસ એમ કહે કે, 'કોઈ શ્રમણ કે બ્રાહ્મણ પોતે કુશળ ધર્મ સમજે કે પ્રાપ્ત કરે, પણ તે બીજાને કાંઈ શીખવી ન શકે. અને છતાં તે બીજાને શીખવવા જાય, તો તે જૂની લપો છોડીને નવી લપમાં પડવા જેવું થાય; તથા તે એક પ્રકારની લોભવૃત્તિ જ કહેવાય. કારણ, કોઈ કોઈને વળી શું શીખવી શકે?'— તો તેવો માણસ –

"–જે કોઈ કુલપુત્રો તથાગતે (બુદ્ધે) ઉપદેશેલા ધર્મ તથા આચારને સ્વીકારી, તેમાં પ્રયત્નશીલ થઈ, ઊંચી ભૂમિકાને પ્રાપ્ત કરવાના હોય,–તેમના માર્ગમાં અંતરાય કરનારો, તેમનો અહિતાકાંક્ષી, તેમના પ્રત્યે વૈરભાવનાવાળો, અને મિથ્યાદૃષ્ટિ કહેવાય. અને મિથ્યાદૃષ્ટિ માણસની બેમાંથી એક ગતિ થાય, એમ હું કહું છું. કાં તો તે નરકગામી થાય, અથવા પશુયોનિ પામે

"હે લોહિચ્ચ! ત્રણ પ્રકારના ગુરુ નિંદાને પાત્ર છે. તે ત્રણ પ્રકારના ગુરુની કોઈ નિંદા કરે, તો તે નિંદા યોગ્ય, સત્ય, ધર્મ્ય તથા નિર્દોષ કહેવાય. તે ત્રણ પ્રકાર કયા?

એક પ્રકારનો ગુરુ એવો હોય છે કે, તેણે જે ઉદ્દેશથી ઘરનો ત્યાગ કરી, ભિક્ષુપણું સ્વીકાર્યું હોય છે, તે ઉદ્દેશ તેણે પોતે જ પ્રાપ્ત કર્યો નથી હોતો. અને છતાં બીજા શ્રોતાઓને તે ધર્મ ઉપદેશે છે: 'આનાથી તમારું હિત થશે, આનાથી તમે સુખી થશો ઇત્યાદિ.'

પરંતુ તે શ્રોતાઓ તેનો ઉપદેશ સાંભળવા ઇચ્છતા નથી, તેને પોતાનો કાન ધરતા નથી, કે તેનું કહેવું સાંભળીને તેને લક્ષમાં લેતા નથી; પરંતુ તેના કહ્યાથી જુદે જ માર્ગે વર્તે છે. તેવા ગુરુને જરૂર કહી શકાય કે, જે વસ્તુ મેળવવા તું સાધુ થયો છે, તે વસ્તુ તેં પોતે પ્રાપ્ત કરી નથી, છતાં બીજાઓને ધર્મ શીખવવાનો પ્રયત્ન કરે છે; તેઓ તારો ઉપદેશ સાંભળવા ઇચ્છતા નથી, અને સાંભળે તો તે પ્રમાણે વર્તવા રાજી નથી. એટલે તારો એ વ્યાપાર પેલા કામુક જેવો છે, કે જે તેનો તિરસ્કાર કરતી તથા તેના ઉપર અનુરાગના લવલેશ વિનાની પ્રેયસીનો કામુકતાથી કેડો મૂકતો નથી. અર્થાત્ તારો ઉપદેશવ્યાપાર એ એક પ્રકારની લોભવૃત્તિ જ છે; કોઈ કોઈને વળી શું શીખવી શકે?

હે લોહિચ્ચ! આ પ્રકારના ગુરુ નિંદાને પાત્ર છે; તથા તેમની તે પ્રકારની નિંદા અયોગ્ય નથી.

હવે બીજા પ્રકારના ગુરુ એવા હોય છે કે, તેમણે જે ઉદ્દેશથી ઘરનો ત્યાગ કરી ભિક્ષુપણું સ્વીકાર્યું હોય છે, તે ઉદ્દેશ તેમણે પોતે પ્રાપ્ત કર્યો નથી હોતો અને છતાં બીજા શ્રોતાઓને તેઓ ધર્મ ઉપદેશે છે: "આનાથી તમારું હિત થશે, આનાથી તમે સુખી થશો ઇત્યાદિ." તે શ્રોતાઓ તેમનો ઉપદેશ સાંભળે છે, તથા તે ઉપદેશ લક્ષમાં રાખી તે પ્રમાણે વર્તે છે. તેવા ગુરુને જરૂર કહી શકાય કે, જે વસ્તુ મેળવવા તું સાધુ થયો છે, તે વસ્તુ તેં પોતે પ્રાપ્ત કરી નથી, છતાં તુ બીજાઓને ધર્મ શીખવવા નીકળી પડયો છે; તો તારો તે વ્યાપાર પેલા ખેડૂત જેવો છે, કે જે પોતાનું ખેતર નીંદવા યોગ્ય નીંદામણથી ભર્યું પડયું હોવા છતાં, બીજાનું ખેતર નીંદવા યોગ્ય માની સાફ કરવાના મનસૂબા ઘડે છે. અર્થાત્ તારો ઉપદેશવ્યાપાર એ એક પ્રકારની લોભવૃત્તિ જ છે: કોઈ કોઈને વળી શું શીખવી શકે?

હે લોહિચ્ચ! આ બીજા પ્રકારના ગુરુ પણ નિંદાને પાત્ર છે; તથા તેમની તે પ્રકારની નિંદા અયોગ્ય નથી.

હવે ત્રીજા પ્રકારના ગુરુ એવા હોય છે કે, તેમણે જે ઉદ્દેશથી ઘરનો ત્યાગ કરી ભિક્ષુપણું સ્વીકાર્યું હોય છે, તે ઉદ્દેશ પોતે પ્રાપ્ત કર્યો હોય છે. અને પોતે તે ઉદ્દેશ પ્રાપ્ત કર્યા બાદ તેઓ બીજા શ્રોતાઓને ધર્મ ઉપદેશે છે: "આનાથી તમારું હિત થશે, આનાથી તમે સુખી થશો ઇત્યાદિ." પરંતુ તે શ્રોતાઓ તેમનો ઉપદેશ સાંભળવા ઇચ્છતા નથી, તેમને પોતાનો કાન ધરતા નથી, કે તેમનું કહેવું સાંભળીને તેને લક્ષમાં લેતા નથી; પરંતુ તેમના કહ્યાથી જુદે જ માર્ગે વર્તે છે. તેવા ગુરુને જરૂર કહી શકાય કે, 'જે વસ્તુ મેળવવા તું સાધુ થયો હતો તે વસ્તુ તેં પોતે પ્રાપ્ત કરી છે; પરંતુ બીજાઓને તું ધર્મ ઉપદેશે છે ત્યારે તેઓ તારો ઉપદેશ સાંભળવા ઇચ્છતા નથી, અને સાંભળે તો તે પ્રમાણે વર્તવા રાજી નથી. અને છતાં તું તેમને ઉપદેશ કર્યા કરે છે, એ તારો વ્યાપાર, જૂની લપો છોડી નવી લપમાં પડવા જેવો છે, તથા તે એક પ્રકારની લોભવૃત્તિ જ કહેવાય. કોઈ કોઈને વળી શું શીખવી શકે?'

હે લોહિચ્ચ! આ ત્રીજા પ્રકારનો ગુરુ પણ નિંદાને પાત્ર છે, તથા તેની તે પ્રકારની નિંદા અયોગ્ય નથી.

હે લોહિચ્ચ! મેં જેમને નિંદાને પાત્ર જણાવ્યા હતા, તે ત્રણ પ્રકારના ગુરુ એ પ્રમાણે છે."

ભગવાનનું કહેવું સાંભળી, લોહિચ્ચે તેમને પૂછ્યું: તો પછી હે ગૌતમ! એવો એક પ્રકાર બાકી રહે છે ખરો કે જે નિંદાને પાત્ર ન હોય?

હા લોહિચ્ચ! ગુરુનો એવો એક પ્રકાર છે કે જે નિંદાને પાત્ર નથી; અને તેથી તેના નિંદા યોગ્ય, સત્ય, કે ધર્મ્ય ન કહી શકાય.

તે પ્રકાર કયો?

હે લોહિચ્ચ! ધાર કે, આ લોકમાં એક તથાગત ઉત્પન્ન થાય; તે અર્હત્ હોય, રૂડી પેરે સંબુદ્ધ હોય, વિદ્યા અને આચરણથી સંપન્ન હોય, સુગત હોય, લોકવિદ્ હોય, તથા દેવ-માર-બ્રહ્માયુક્ત સકળ વિશ્વનું અને શ્રમણ-બ્રાહ્મણ વગેરે વર્ગોવાળી સર્વ પ્રજાનું રહસ્ય જાણતો હોય. તેવો તથાગત આદિમાં કલ્યાણકારક, મધ્યમાં કલ્યાણ-કારક, તથા અંતે કલ્યાણકારક એવો ધર્મ સાંગોપાંગ ઉપદેશે, તથા તેને માટે જરૂરી એવો કેવળ, પરિપૂર્ણ અને પરિશુદ્ધ એવો સાધનમાર્ગ (બ્રહ્મચર્ય) પણ પ્રકાશિત કરે.

તેનો તે ધર્મમાર્ગ કોઈ ગૃહપતિ, કે ગૃહપતિપુત્ર કે બીજો કોઈ હલકી કૂખમાં જન્મેલો માણસ સાંભળે. તે સાંભળી તેને તથાગતમાં શ્રદ્ધા પેદા થાય; અને તે એવો વિચાર કરે કે, ગૃહજીવનમાં ગીરદી બહુ છે, તથા રજ બહુ છે. પરંતુ પ્રવ્રજ્યા ખુલ્લી હવા જેવી છે; ઘરમાં રહેનારો માણસ એકાંત પરિશુદ્ધ અને એકાંત પરિપૂર્ણ બ્રહ્મચર્ય (મોક્ષમાર્ગ)નું પરિપાલન કરી શકે એ અશક્ય છે; માટે મુંડન કરી, કષાય વસ્ત્રો ધારણ કરી પ્રવ્રજ્યા લેવી એ જ ઉત્તમ છે. પછી નાની કે મોટી સંપત્તિનો ત્યાગ કરી, કે નાના કે મોટા જ્ઞાતિસમુદાયનો ત્યાગ કરીને, તે ભિક્ષુ બને. ત્યાર બાદ ભિક્ષુના નિયમોને અનુસરી, તે પ્રાણહિંસાનો ત્યાગ કરે, દંડ-શસ્ત્રાદિનો બીજાં પ્રાણીઓ વિરુદ્ધ ઉપયોગ ન કરે, તથા લજ્જાયુક્ત દયાળુ થઈ, બધાં પ્રાણીઓ ઉપર હિતાનુકંપા રાખે; કોઈનું આપ્યા વિનાનું હરગિજ ઉપાડી ન લે, આપેલી વસ્તુઓ જ ગ્રહણ કરે, આપેલી વસ્તુની જ ઇચ્છા કરે, અને એમ ચોરીથી મુક્ત થયેલા શુદ્ધ અંતઃકરણ વડે વર્તે; અબ્રહ્મચર્ય છોડી બ્રહ્મચારી થાય, અને સ્ત્રીસંગથી વિરત થાય; મૃષાવાદ છોડી સત્યવાદી અને વિશ્વાસુ બને; ચાડીચૂગલી છોડી દે, એકની વાત બીજાને કરી લડાઈઓ ઊભી ન કરે, પરંતુ ઊભી થયેલી તકરારો શાંત પાડી સંપ કરાવનારો

થાય; કઠોર વાણી તજી, કાનને ગમે તેવી, હૃદયંગમ વાણી બોલે; વૃથા બકવાદ, ગામગપાટા, નિંદાકૂથલી છોડી, વખત વર્તીને બોલે, સત્ય હોય તે જ બોલે, અર્થયુક્ત બોલે, ધર્મયુક્ત બોલે, વિનયયુક્ત બોલે, તથા હૃદયમાં સંઘરી રાખવા જેવી, દૃષ્ટાંતરૂપ, યોગ્ય વિભાગવાળી અને મુદ્દાસર વાણી બોલે; નકામા વાદવિવાદ, તર્ક કે શબ્દ-ચાતુરીઓ ન કરે; બીજ-વનસ્પતિનો નાશ ન કરે; એક વાર ભોજન લે, રાત્રે-વિકાળે જમે નહીં; નૃત્ય-ગીત-વાદન તથા ન જોવા યોગ્ય દૃશ્યો તમાશાઓ જોવા વગેરે પ્રવૃત્તિ ન કરે; પાસા-સોગટાં-દડા-પિપૂડી-બાણ-ચાળાચસકા-અભિનય-ધારણા વગેરે રમતગમતોનો ત્યાગ કરે; માલ્ય-ગંધ-વિલેપન-ધારણ-મંડન-વિભૂષણથી વિરત થાય; ઊંચી-મોટી પથારીઓ, તેમ જ કીમતી રુંવાળી તળાઈઓ-રજાઈઓ વગેરેનો ત્યાગ કરે; સોનુંરૂપું ગ્રહણ ન કરે; કાચું ધાન્ય વગેરે ન સ્વીકારે; સ્ત્રી-કુમારિકા-દાસ-દાસી-બકરાં-ઘેટાં-હાથી-ગાય-ઘોડા-ઘોડી-ખેતર-બાગ-બગીચા વગેરે ન સ્વીકારે; દૂતકર્મ, ભાંજગડિયાપણું, ભવિષ્ય ભાખવું, શુકન લેવા, વિધિ-હોમ-હવન કરાવવા, જારણ-મારણ-વશીકરણ કરવાં, મંત્ર-તંત્ર-સામુદ્રિક-જ્યોતિષ-વૈદક વગેરેનો ત્યાગ કરે; ક્રયવિક્રય ન કરે; ત્રાજવાથી, કાંસાથી કે માપથી છેતરે નહીં; લાંચરુશવત, ઠગાઈ, દગોફટકો ન કરે; તથા કાપવું-મારવું-બાંધવું-ઠગવું-લૂંટવું-ધાડ પાડવી વગેરે કામો ન કરે.

દેહ ઢાંકવા પૂરતું થાય એટલા ચીવરથી, અને પેટનો ખાડો પુરાય એટલા ભિક્ષાન્નથી તે સંતુષ્ટ થાય. જ્યાં જાય ત્યાં, પંખી જેમ પાંખોના ભાર સહિત જ જાય છે, તેમ પોતાનો જરૂરી સામાન સાથે લઈને જ જાય. આમ તે આર્યશીલથી યુક્ત બનીને પોતાના અંતઃકરણમાં નિર્મળ નિર્દોષ એવા સુખનો અનુભવ પ્રાપ્ત કરે.

આંખ-કાન-નાક-જીભ-સ્પર્શ-મન વગેરે ઇંદ્રિયો પોત-પોતાના વિષયોનો સંબંધ પામે ત્યારે તે તેમાં નિમિત્તનું અને હાવભાવાદિનું ગ્રહણ ન કરે; તથા જે ઇંદ્રિય ઉપર સંયમ ન હોવાથી અભિધ્યા, દૌર્મનસ્ય વગેરે પાપકારક અકુશલ ધર્મ અંતઃકરણમાં પેસવાનો સંભવ હોય, તેનો તે નિગ્રહ કરે. આવા આર્ય ઇંદ્રિયનિરોધથી યુક્ત થઈને તે અંતઃકરણમાં નિષ્પાપ સુખનો અનુભવ કરે.

તે જવા આવવામાં, આમ તેમ જોવામાં, બેસવા-ઊઠવામાં વગેરે સર્વ ક્રિયાઓમાં સાવધાનતાથી (સ્મૃતિ-સંપ્રજન્યથી) વર્તે.

આ પ્રમાણે આર્ય શીલસમુદાયથી, આર્ય ઇંદ્રિય-નિરોધથી, અને આર્ય સ્મૃતિસંપ્રજન્યથી યુક્ત થયા બાદ, તે એકાંતમાં—અરણ્યમાં, ડુંગર ઉપર, ઝાડ નીચે, ખીણમાં, ગુફામાં, સ્મશાનમાં, વનમાં, ખુલ્લી જગામાં, ખડની ગંજી ઉપર — પોતાનું આસન જમાવે; અને ભિક્ષા વગેરેથી પરવારી, પલાંઠી વાળી, દેહને ટટાર રાખી, તથા સ્મૃતિને જાગ્રત રાખીને બેસે. અભિધ્યાનો (પરદ્રવ્યા-સક્તિનો) ત્યાગ કરી, નિર્લોભચિત્ત થાય; વ્યાપાદ(દ્વેષ) છોડી, અદ્વેષચિત્ત થાય; આળસ છોડી નિરલસ થાય; ભ્રાન્તતા છોડી શાંત થાય; અને કુશંકા ત્યાગી નિઃશંક થાય.

આ રીતે ચિત્તને મલિન કરનારાં અને પ્રજ્ઞાને દુર્બળ બનાવનારાં એ પાંચ નિવરણો છોડી દઈને, તે વિષયોથી અને અકુશલ ધર્મોથી પરાવૃત્ત થઈ, એકાંતવાસને લીધે થતા પ્રીતિસુખવાળાં, અંતઃકરણને શાંત કરનારાં, ચિત્તને એકાગ્ર કરનારાં, સમાધિથી પેદા થતા પ્રીતિસુખવાળાં, ઉપેક્ષા, સ્મૃતિ અને સુખવિહારયુક્ત, તથા અંતે સુખ-દુઃખવિરહિત, ઉપેક્ષા અને સ્મૃતિથી પરિશુદ્ધ (ચાર) ધ્યાનો પ્રાપ્ત કરે. પછી તેને દુઃખ, દુઃખનો સમુદય, દુઃખનો નિરોધ, અને દુઃખનિરોધનો માર્ગ બરાબર સમજાઈ જાય. એ જ્ઞાન પ્રાપ્ત થવાથી કામાસવ, ભવાસવ, અને અવિદ્યાસવથી તેનું ચિત્ત મુક્ત થાય; અને પછી તે જાણે કે, જન્મનો ક્ષય થયો, બ્રહ્મચર્યવાસ પૂરો થયો, કર્તવ્ય ખલાસ થયું, અને હવે ઇહલોકમાં મારે ફરી આવવાપણું નથી.

હે લોહિચ્ચ ગમે તે ગુરુ હોય; પરંતુ જેના શિક્ષણ હેઠળ શિષ્ય આવી ઉદાર વિશિષ્ટતા પ્રાપ્ત કરી શકે, તે ગુરુ નિંદાને પાત્ર નથી. એવા ગુરુની જે નિંદા કરે છે, તે નિંદા અસત્ય, અધર્મ્ય, તથા પાપરૂપ છે.

આ સાંભળતાંવેંત જ લોહિચ્ચ બ્રાહ્મણ ભગવાનને ગળગળો થઈ કહેવા લાગ્યો :

હે ગૌતમ! નરક-ખીણમાં ગબડી પડતા માણસના કેશ પકડીને કોઈ માણસ ખેંચી લે, તથા સપાટ પ્રદેશ ઉપર પાછો સ્થિર કરે, તેવી રીતે આપે મને નરકખીણમાં પડતાને બચાવી લીધો છે. વળી હે ગૌતમ! ઢંકાયેલી વસ્તુને કોઈ ખુલ્લી કરી બતાવે, કે ભૂલા પડેલાને રસ્તો બતાવે, કે અંધારામાં દીવાનો પ્રકાશ કરે, તેમ આપે અનેક રીતે મને ધર્મ પ્રગટ કરી આપ્યો છે. આ હું આપ ભગવાન ગૌતમને, ધર્મને તથા સંઘને શરણે આવું છું. આજથી માંડીને મરતા સુધી આપને શરણે આવેલાને આપ સ્વીકારો!

ગોપાળદાસ

જ્યારે આપણે સદ્‌ગુણી માણસોને જોઈએ ત્યારે તેમના જેવા થવાનો વિચાર કરવો જોઈએ; જ્યારે આપણે એથી ઊલટા સ્વભાવના માણસોને જોઈએ ત્યારે અંતર્મુખ થઈ આત્મપરીક્ષણ કરવું જોઈએ.

—કૉન્ફ્યુશિયસ

# આપણે ક્યાં છીએ ? કેમ છીએ ?

'ભૂતકાળમાં હિંદમાં દૂધ દહીંની છોળો ઊડતી હતી. હિંદની ભૂમિ તેનાં બાળકો માટે જ નહિ પણ તેના સર્વ પ્રશંસકો માટે સ્વર્ગ સમાન હતી. તેણે બધાના મન જીતી લીધાં હતાં.' (એસ. સી. મુકરજી)

'હિંદનાં સુંદર મેદાનો સ્વર્ગના બગીચા જેવાં છે. જો એમ કહેવામાં આવે કે સ્વર્ગ હિંદમાં છે તો તમને આશ્ચર્ય થવું ન જોઈએ, કારણ કે સ્વર્ગની પણ હિંદની ભૂમિ સાથે સરખામણી થઈ શકે તેમ નથી.' (૧૪ મી સદીમાં — અબ્દુલ વસફ)

'દક્ષિણ આફ્રિકાના યુદ્ધમાં લૉર્ડ રૉબર્ટ્સ વડા સેનાપતિ તરીકે, ૮૨ વરસની ઉંમરે સક્રિય કામ કરતો હતો તો મહાભારતના યુદ્ધમાં ૮૪ વર્ષની ઉંમરે શ્રીકૃષ્ણ અર્જુનનો રથ હાંકે કે દ્રોણાચાર્ય ૮૫ વરસની ઉંમરે વિરલ યોદ્ધાની માફક બાણયુદ્ધ ખેલે એથી આપણને આશ્ચર્ય થવું ન જોઈએ.' (સી. વી. વૈદ્ય)

આવી સ્વર્ગના બગીચા સમી ને બળવાન દીર્ઘાયુષી લોકોની ભૂમિની આજે શી દશા થઈ છે ? તેના બાળકોને પૂરતું ખાવાપીવાનું કે પહેરવાનું મળતું નથી, તેમ જ લોકો જેમ તેમ જીવે છે અને અકાળે મરી જાય છે. જે દેશ સાધનસામગ્રી, શરીરસંપત્તિ અને સંસ્કૃતિમા મોખરે હતો તે આજે પરાધીન દશામાં પડેલો છે અને તેની ગણના આજે પછાત દેશોમાં થાય છે. આ બાબતનું નીચેના આંકડા આપણને ભાન કરાવે છે:

હિંદના લોકોને પોતાનો જીવનનિર્વાહ ચલાવવા માટે આજે કેટલું ઓછું મળે છે ?

दरेक हिंदीने सरेराश

| | मळे छे | मळवुं जोईए |
|---|---|---|
| ખોરાક | ૧૮૦૦ કેલરી | ૨૮૦૦ |
| દૂધ | ૪ તોલા | ૫૦ |
| કાપડ | ૧૬ ચો. વા | ૫૦ |

જેવી ખોરાક દૂધ અને કપડાની ઊણપ છે, તેવી જ રહેઠાણની હાડમારી છે. શહેરોમાં મજૂરવસ્તાનાં કેટલાક ઘરો તો ઢોરને રહેવા લાયક પણ હોતાં નથી અને થોડા બંગલાઓ બાદ કરતાં, મોટા ભાગનાં મકાનોમાં ભાગ્યે જ જણ દીઠ ૧૦૦ ચો. ફૂ. જગ્યા મળે છે. ગીચ વસ્તી એ તો શહેરોનું દૂષણ જ છે. ગામડાંનાં ઘરોમાં આજુ-બાજુની મોકળાશ હોય, પણ ઘરોમાં તો ભાગ્યે જ મોકળાશ હોય છે એ ઘરો હવા ઉજાસ અને સ્વાસ્થ્યની દૃષ્ટિએ રહેવા લાયક તો નથી જ હોતાં. આ સ્થિતિમાં — અજ્ઞાન અને દારિદ્રચના સામ્રાજ્યમાં — રોગો ઘર ઘાલે અને મરણપ્રમાણ ઊંચું રહે, બાળમરણ ઘણાં થાય અને આયુષ્યમાન ઓછું રહે એમાં શી નવાઈ ? તે કેટલું છે અને કેટલું હોવું જોઈએ તે — આદર્શ તરીકે નહિ પણ બીજા દેશોની સરખામણીમાં — સામાન્ય રીતે કેટલું હોવું જોઈએ તે જુઓ :

| | हालनी स्थितिमां केटलुं छे ? | सामान्य रीते केटलुं होवुं जोईए ? |
|---|---|---|
| જન્મપ્રમાણ દર હજારે | ૩૪.૫ | ૨૦ |
| મરણપ્રમાણ „ | ૨૨.૪ | ૧૫ |
| બાળમરણ દર હજારે જન્મે | ૨૦૦ | ૫૦ |
| સરાસરી આયુષ્યમાન વરસ | ૨૭ | ૬૦ |
| જણ દીઠ વાર્ષિક આવક રૂ. | ૫૬ | ૬૦૦ |
| લખવા વાંચવા પૂરતી કેળવણી ટકા | ૧૨ | ૧૦૦ |

આ રીતે કેળવણી, આરોગ્ય, ઉદ્યોગો, દરેક બાબતમાં આપણે પછાત છીએ. આપણી જણ દીઠ આવક એટલી ઓછી છે કે તેમાંથી ભાગ્યે જ જીવનનિર્વાહ ચાલી શકે. છતાં આપણે જીવીએ છીએ તેનું કારણ તો એ છે કે, તાત્કાલિક મરી જઈએ એટલું બધું ઓછું આપણને મળતું નથી અને જે થોડું મળે છે તેમાં હિંદની આબોહવા અને સૂર્યનારાયણ દેવ કેટલીક પૂર્તિ કરે છે. પણ આ દેશમાં અવારનવાર દારુણ રોગો ફાટી નીકળે છે અને લાખો લોકો તેના ભોગ બને છે, તથા પ્રજાની શારીરિક શક્તિ ઊતરી ગઈ છે અને આયુષ્યમાન ઘણું ઘટી ગયું છે, તે દીવા જેવું છે.

આપણા ખેડૂતો એ દેશની મોટામાં મોટી શક્તિ ગણાય. તેઓ પણ આજે બેહાલ દશામાં છે. તેમની સ્થિતિનો ખ્યાલ નીચેના આંકડા ઉપરથી આવશે :

| | केटलुं छे ? | सामान्य धोरणे केटलुं होवुं जोईए ? |
|---|---|---|
| ખેડુત દીઠ જમીન | ૩ એકર | ૧૫ |
| દેવું | ૧૦૦૦ કરોડ રૂ. | ૦ |
| એકર દીઠ પાક ઘઉં | ૬૬૦ રતલ | ૧૮૦૦ |
| „ „ „ ડાંગર | ૮૦૦ રતલ | ૨૪૦૦ |
| „ „ „ શેરડી | ૧૦ ટન | ૪૦ |
| „ „ „ કપાસ | ૯૮ રતલ | ૩૦૦ |
| દૂધનું ઉત્પન્ન રોજનું (દૂઝણા ઢોર દીઠ) | ૧॥ રતલ | ૧૦ |
| પીતની જમીન | ૨૨॥ ટકા | ૫૦ |

ખેતી અને દૂધનો ધંધો આવી સ્થિતિમાં છે તેનું કારણ શું ? છેલ્લાં સો વરસમાં દુનિયાના બીજા દેશો આગળ વધ્યા અને આપણે કેમ પાછળ રહ્યા ? અકબરના વખતમાં એક રૂપિયાના ૪ મણ ઘઉં અને ૮ મણ બાજરી મળતી, તેને બદલે આજે ૫ શેર ઘઉં અને ૭ શેર બાજરી કેમ મળે છે ? અકબરના વખતમાં ખાદ્યખોરાકીની વસ્તુઓના જેટલા ભાવ હતા તેના કરતાં આજે આઠ ગણા કે તેથીય વધારે ભાવ કેમ છે? અરે ! ૧૯૩૫ ની

સરખામણીમાં આજે ત્રણ ગણા ભાવ કેમ છે? યુદ્ધનું કારણ હોય તો યુદ્ધમાં પડેલા દેશોમાં તેટલા ભાવ કેમ નથી વધ્યા? ખુદ ઇંગ્લંડ અમેરિકામાં સવાયા કે દોઢા જ ભાવ કેમ થયા છે? હિંદમાં નોટોનો ફુગાવો છ ગણો થયો અને ત્યાં દોઢ કે બે ગણો જ કેમ થયો?

આ પ્રશ્નોનો જવાબ શોધીએ તો એક જ છે અને તે એ કે, આપણા દેશમાં આપણે પરતંત્ર છીએ; સ્વતંત્ર દેશો પોતાની પ્રજાના હિતની દૃષ્ટિએ જેવી વ્યવસ્થા કરી શકે છે તેવી આપણે કરી શકતા નથી. તેથી જ આપણે ત્યાં બિનજરૂરી કેટલાંક નકામાં ખરચો થાય છે અને જરૂરી ખરચો પર કાપ મુકાય છે. આના થોડા દાખલા જુઓ:—

| | કેટલું છે? | | કેટલું હોવું જોઈએ? |
|---|---|---|---|
| લશ્કરી ખર્ચ | સરકારી ખર્ચના ૨૫ ટકા | | ૧૦ |
| મોટા અમલદારોના પગાર | જણદીઠ આવકથી | ૬૧૦ ગણા | ૧૦૦ |
| કેળવણીનું ખર્ચ | જણ દીઠ | ૧ રૂા. | ૩૦ |
| દવાખાનાની સગવડ હજાર દીઠ | | ૬૦૦૦ માણસો | ૫૦૦ |

સરકારી તંત્ર સાચી રીતે પ્રજાકીય હોય તો જ આવી ઊણપો દૂર થાય; અજ્ઞાનનો નાશ થાય અને પ્રજા-ઉપયોગી કામોમાં પૈસા ખરચાય; ખેતી અને ઉદ્યોગો આબાદ થાય અને જીવન જીવવા લાયક બને.

પણ બધાય સ્વતંત્ર દેશોમાં પ્રજાના બધા વર્ગોનું હિત જોવાય છે એવું હંમેશાં બનતું નથી. સામાન્ય રીતે સાચી સત્તા થોડા માણસોના જ હાથમાં હોય છે અને દેશની સંપત્તિના મોટા ભાગના ધણી પણ થોડાક માણસો હોય છે. વિશેષમાં જે કંઈ સુખચેન તેમને મળે છે તે પછાત દેશોને ભોગે મેળવેલું હોય છે. આવા પરભોગી અને મર્યાદિત પ્રજાતંત્રનો પણ કંઈ અર્થ નથી. પ્રજાતંત્ર પ્રજાના બધા વર્ગોના હિતમાં અને અંકુશ હેઠળ હોય અને સર્વોદયની દૃષ્ટિવાળું હોય તો જ તેથી લાભ થાય અને સાચી પ્રગતિ થાય.

વિઠ્ઠલદાસ કોઠારી

# 'એ' અને 'તે'

'એ' અને 'તે'ના ઉપયોગમાં કાંઈ ફેર કરવો જોઈએ કે ગમે તેમ વાપરી શકાય? એક વાર મારો એક લેખ તપાસતાં ગાંધીજીએ તેમાં બેચાર ઠેકાણે મારા 'એ'નો 'તે' કરી નાંખ્યો હતો. મેં એમ માન્યું કે એમના કાનને ત્યાં 'એ' સારો નહિ લાગ્યો હોય તેથી તેમ કર્યું હશે. એ વિષે મેં એમને તો કદી પૂછ્યું નથી, પણ ત્યારથી એ પ્રશ્ન મારા મનમાં ઊઠયા કર્યો છે. કાકાસાહેબ તથા કેટલાક 'અસલ' ગુજરાતી લેખકોનેયે પૂછતાં તેમણે તે બંને અભેદરૂપે વાપરી શકાય એવો મત આપ્યો

પણ મને એમ ભાસે છે કે 'એ', એ 'આ' અને 'તે'ની વચ્ચેનું રૂપ છે. હિંદી, મરાઠી વગેરે ભાષાઓમાં જ્યાં 'આ' જ વાપરવો પડે છે, તેવી ઘણી જગ્યાએ ગુજરાતીમાં 'આ' 'આમણે' વાપરવાની રૂઢિ નથી. તેવી જગ્યાએ 'તે' નહિ પણ 'એ' વાપરવો યોગ્ય ગણાય. કેટલીક વાર 'આ' વાપરવો કે 'તે' વાપરવો, તે વિષે શંકા જેવું હોય, ત્યાં પણ 'એ' વાપરવો જોઈએ. પણ જ્યાં 'પેલો' એટલે કે હિંદી, મરાઠીમાં 'તે' જ વપરાય એમ હોય, ત્યાં 'તે' વાપરવો જોઈએ. એક વાત ધ્યાનમાં લેવા જેવી છે કે, 'આ'નો દર્શક સર્વનામ તરીકે ગુજરાતીમાં ઘણો થોડો ઉપયોગ થાય છે. દર્શક વિશેષણ ('આ માણસ') કે ક્રિયાવિશેષણ ('આ ચાલ્યો') તરીકે જ વધારે થાય છે. દર્શક સર્વનામ તરીકે, જ્યાં બીજી ભાષાઓમાં 'આ' (यह, हा, इयम्) વપરાય ત્યાં આપણે ઘણુંખરું, 'એ' વાપરતા થઈ ગયા છીએ.

બેચાર દાખલા આપું.

(ક) "આપણે આપણી રીત સુધારવી જ જોઈએ, ए વાત એમણે ભારપૂર્વક કહી."

અહીં હિંદી–મરાઠીમાં 'એ'ની જગ્યાએ 'આ' જ વાપરવો પડે;* અને 'એમણે' ને બદલે 'આમણે' (इन्होंने-ह्यांनीं) વાપરવો કે 'તેમણે' (उन्होंने-त्यांनीं) તે સંદર્ભ પરથી ઠરાવવું પડે. માટે મને લાગે છે કે, પહેલી જગ્યાએ 'તે' ન વપરાય, અને બીજી જગ્યાએ સંદર્ભ માલૂમ ન હોવાથી 'એમણે' વાપરવો ઇષ્ટ; પણ 'તેમણે' ખોટો નહિ કહી શકાય.

(ખ) "એક વાતનો નિકાલ આવી ગયા પછી તેની ફરી ફરી ચર્ચા કર્યાં કરવી નહિ."

અહીં હિંદી–મરાઠીમાં 'उसकी-त्याची' જ વાપરી શકાય. માટે ગુજરાતીમાં 'એની' ને બદલે 'તેની' વાપરવું ઇષ્ટ.

(ગ) 'ક'વાળું વાક્ય આમ પણ લખી શકાય:

"આપણે આપણી રીત સુધારવી જોઈએ, એમ ए એમણે ભારપૂર્વક કહ્યું."

અહીં સાફ સમજાશે કે 'એમ/એ' ને બદલે 'આમ/આ' પણ મૂકી શકાય. માટે અહીં 'તેમ/તે' વાપરવા ઠીક નથી.

(ઘ) ધારો કે શંકર અને વિષ્ણુ એક જ કામ માટે ઉમેદવારો છે. શંકરને પહેલાં કંઈક આશા અપાઈ હતી, પણ પાછળથી વિષ્ણુને પસંદ કરવાનો વિચાર થયો. શંકર જવાબ મેળવવા ઓરડા બહાર ઊભો છે. ઓરડામાં બે જણ વચ્ચે નીચે મુજબ વાત ચાલે છે:

* ગુજરાતીઓ હિંદી–મરાઠીમાં, यह–तें બોલે છે, એ ભૂલો છે.

એક — આપણે તો પેલાને જ પસંદ કર્યો છે ને?

બીજો — હા, પણ હવે આને શો જવાબ આપવો?

એક — એને પાછો જવા કહી દો. એને કહો કે પહેલો તમારે માટે વિચાર હતો ખરો, પણ હવે વિચાર બદલાયો છે."

અહીં છેલ્લા વાક્યમાં 'એને' ને બદલે 'તેને' વાપરવો કે નહિ? મને લાગે છે કે 'એને' વાપરવો વધારે યોગ્ય ગણાય, કારણ કે, તે 'આ' અને 'તે' બંનેનું કામ આપે છે, અને આ ઠેકાણે શંકરને માટે 'આ' સર્વનામ વાપરવું કે 'તે'–એ વિષે વિકલ્પ થઈ શકે છે. હિંદી-મરાઠીમાંયે આ ઠેકાણે 'इसे-ह्याला' અથવા 'उसे-त्याला' બંને ચાલી શકે.

પણ ત્યારે શું હિંદી-મરાઠીમાં તરજૂમો કરી આપણે એ-તે નો નિર્ણય કરીશું? જેને એ ભાષાઓ ન આવડતી હોય તેણે શી રીતે નિર્ણય કરવો? હું નીચેના નિયમો સૂચવું છું:

(૧) જ્યાં કાનને અટવું લાગે છતાં 'આ' કે 'આ'નું રૂપ વાપરી શકાય એમ હોય ત્યાં 'એ' વાપરવો.

(૨) જ્યાં 'આ' અને 'તે' બંને વાપરી શકાય અથવા કયો વાપરવો તે નક્કી કરવું મુશ્કેલ હોય, ત્યાં પણ 'એ' વાપરવો.

(૩) જ્યાં 'આ' ન જ વાપરી શકાય તેમ હોય ત્યાં 'તે' જ વાપરવો.

(૪) 'એવું-તેવું' 'એટલું-તેટલું' વિષે પણ આ જ નિયમો સમજવા.

૮-૪-'૪૫ કિ૰ ઘ૰ મ૰

# આંખની ઉત્ક્રાંતિ

સાદામાં સાદી આંખ અળસિયાની. અરે' તેને આંખ કહેવી કે કેમ તે જ ન સમજાય. સૂક્ષ્મદર્શક કાચથી જોયા જ કરોને. આમ ફેરવો તેમ ફેરવો. તેની આંખ જડે જ નહિને, છતાં તે અજવાળાથી નાસી અંધારામાં ભરાવાનો પ્રયત્ન કરે છે. પ્રકાશ અને અંધારાનો એ તફાવત તે જાણે ક્યાંથી? બહુ ચોકસાઈથી જોઈએ તો તેની આંખ આપણને ન જડે, પણ પ્રકાશનું ભાન કરાવનારા (Sensory cells) ભાનકોષ તેની ચામડીમાં અહીં તહીં વેરાયલા મળી આવે. આ જ તેની આંખ.

નદી તળાવમાં ધોબીના પથ્થર પડ્યા હોય કે રોડાં પડ્યાં હોય એની આજુબાજુ કેટલાંક જીવડાં નજરે પડે છે. એ રોડાં કે પથ્થર નીચે ભરાઈ જતાં આપણી નજરે ઘણી વાર ચડે. તેમને આંખને ઠેકાણે કાળાં ટપકાં હોય છે. તેને અળસિયા જેવા જ ભાનકોષો હોય છે અને એ કોષની આજુબાજુ ફરતું કાળું ચકરડું હોય છે. એ એટલું નાનું હોય કે આપણને ટપકું જ દેખાય. આટલી સાદી કરામતથી તે જંતુને દિશાનું ભાન થાય છે. અને તેથી જ અંધારી જગા શોધવાનું તેમને સરળ બને છે.

Sea snail (દરિયાઈ ગોકળગાય?)માં આંખની રચના કંઈક વધારે સારી છે. તેના માથાગાં ખાડો હોય છે અને તે ખાડામાં ઘણા ભાનકોષો હોય છે. અને ખાડાની બાજુઓ બધી બાજુએથી કાળી. Haliotis (rarsbell)માં આંખ એવી જ હોય છે. ફક્ત ખાડા, ઊંડા ગોખલા જેવા, અને ઉપરનું છિદ્ર સાંકડું.

છિદ્રવાળા કૅમેરાની શોધ માણસે થોડા સૈકા ઉપર કરી. પણ કુદરતે એ કોયડો વહેલો ઉકેલેલો. તેણે એક જીવની (Pearly nautilus) આંખમાં તેનો જ ઉપયોગ કરી નાખ્યો. આ જીવની આંખમાં એક પેટી અને તેમાં બારીક છિદ્ર, પેટીને તળિયે (Retina) દૃષ્ટિપટ અને તેના ઉપર પથરાયેલા ભાનકોષ. વિકાસક્રમની દૃષ્ટિએ આ આંખ ખૂબ આગળ વધેલી ગણાય. છતાં તેમાં ઘણી ખામી હોય છે. સાંકડા કાણામાંથી જતો પ્રકાશ બહુ ઓછો હોય. એટલે જે છબી આંખમાં પડે તે બહુ ઝાંખી હોય. એટલા માટે તો ફોટોગ્રાફર છિદ્રવાળા કૅમેરા વાપરતા નથી. અને ફોટોગ્રાફરને સંતોષ ન થાય એવા સાધનથી કુદરતને કંઈ સંતોષ થાય? આંખનું છિદ્ર મોટું કરે તો દૃષ્ટિપટ ઉપર છબિને ઠેકાણે પ્રકાશનું ધાબું જ પડે. એટલે છિદ્ર મોટું કરવા ઉપરાંત કંઈક કરવાનું બાકી રહે. એ છિદ્રમાં બાહ્યગોળ કાચ (Convex lens) મૂકવો રહ્યો. જો આમ બને તો વધારે પ્રકાશ આંખમાં જાય અને તેથી છબી સારી ઊઠે. માણસજાત જન્મી તે પહેલાં જ કુદરતે 'લેન્સ'ની શોધ કરેલી અને તેનો આંખમાં ઉપયોગ કરેલો.

દૃષ્ટિપટ ઉપર છબી પડે તો જ દેખાય. અને 'લેન્સ'માં મુશ્કેલી. આને પાછે ચીજોની છબી જુદા જુદા અંતરે પડે. આનો તોડ કેમ લાવવો? આ માટે લેન્સ અને દૃષ્ટિપટ વચ્ચેનું અંતર ઓછુંવત્તું થાય તેમ કરવું રહ્યું, અગર તો આંખની લેન્સ ઓછીવત્તી ગોળ થઈ જાય એવી કરામત કરવી રહી, કુદરતે બંને રીત અજમાવી.

ફોટોગ્રાફરના કૅમેરા માફક ફોકસ ગોઠવવા, લેન્સને આઘીપાછી ખસેડવાની કરામત કેટલાંક પ્રાણીઓની આંખમાં હોય છે. દેડકાની આંખ એવી જ હોય છે. માણસની આંખ તેવી નથી. તે બીજા પ્રકારની છે. તેમાં લેન્સની ગોળાઈ અગર વક્રતા જોવાની વસ્તુના અંતર-પ્રમાણે ઓછીવત્તી થાય એવી ગોઠવણ છે. આંખની આવી ગોઠવણને મેળવશક્તિ (Accommodation) કહે છે. આ શક્તિ આંખ ગુમાવે ત્યારે ચશ્માની જરૂર પડે છે.

આંખનો આ વિકાસક્રમ તપાસીએ ત્યારે આપણને સહેજે સમજાય કે, કોઈ પણ મોટું કામ પહેલે જ પ્રયત્ને સિદ્ધ થતું નથી, ધીમે ધીમે સુધારા વધારા કરતાં જ કાર્ય સંપૂર્ણતા પામે છે. કુદરત પણ તેથી પર નથી.

બંસીલાલ ગાંધી

# યુદ્ધોત્તર કેળવણીની સારજંટ યોજના

દુનિયામાં હાલ ચાલતા પ્રવાહનું અનુકરણ કરીને, હિંદી સરકારે યુદ્ધ પછીની પુનર્ઘટનાનો વિચાર કરવા માટે એક ખાતું ખોલ્યું છે અને રસ્તા, રેલવે, ખેતી જેવા છૂટક છૂટક વિષય ઉપર યોજનાઓ ઘડી છે. તે પ્રમાણે કેળવણી માટે પણ મધ્યસ્થ કેળવણી સલાહકારી મંડળે એક યોજના ઈ. સ. ૧૯૪૪ના જાન્યુઆરીમાં બહાર પાડી છે. તેના મુખ્ય પ્રયોજક હિંદી સરકારના કેળવણી વિષયક સલાહકાર શ્રી. જૉન સારજંન્ટ હોવાથી તે સારજંન્ટ રિપોર્ટ તરીકે ઓળખાય છે. તે રિપોર્ટે દેશ પરદેશમાં કેળવણીકારોનું સારી પેઠે ધ્યાન ખેંચ્યું છે તે યોગ્ય છે. કેળવણીની દૃષ્ટિએ તે ૨૦૦ પાનના નાનકડાં રિપોર્ટમાં કીમતી વિચારો ભરેલા છે.

હિંદની દૃષ્ટિએ કેળવણીના મૂળભૂત સિદ્ધાન્તોનો વિચાર કરી જુદા જુદા કેળવણીના ક્ષેત્રમાં તેનો કેવી રીતે અમલ કરવો તે પણ આ રિપોર્ટમાં બતાવવામાં આવ્યું છે. આ રીતે જુદી જુદી દૃષ્ટિએ તે રિપોર્ટ કેળવણીમાં રસ લેનાર દરેક હિંદીએ ધ્યાનપૂર્વક અભ્યાસ કરવા યોગ્ય છે.

કોઈને પણ સહેજે ખૂંચે એવી તે રિપોર્ટની મહત્વની બાબત એ છે કે, તે આખી યોજનાનો અમલ કરવા માટે ૪૦ વરસની મુદત બતાવી છે. આમ લગભગ બે જમાના સુધી હિંદમાં કેળવણી રાષ્ટ્રવ્યાપી કરવા માટે રાહ જોવી પડે તે કોઈ પણ રાષ્ટ્રપ્રેમી હિંદીને પાલવે નહિ. દરેક હિંદી એમ જ ઇચ્છે કે, રશિયા જેવા દેશોએ થોડા સમયમાં પોતાની પ્રજામાંથી નિરક્ષરતા નાબૂદ કરી અને કેળવણી રાષ્ટ્રવ્યાપી કરી તેમ હિંદમાં પણ થવું જોઈએ. તે માટે નાણાં વગેરેની જે મુશ્કેલી હોય તેનો રસ્તો કરવો જોઈએ. હિંદ સ્વતંત્ર હોય તો લોકમત સંગઠિત કરીને તેનો રસ્તો અવશ્ય કાઢે, પણ આજની પરિસ્થિતિમાં જેવી સ્થિતિ દેશમાં પ્રવર્તે છે તેનો ખ્યાલ કરીને રિપોર્ટના ઘડવૈયાએ તેનો વિચાર કર્યો છે. તેમને નાણાંની મુશ્કેલી લાગે છે. તે ઉપરાંત કેળવણી માટે જરૂરી શિક્ષકો અને ક્ષેત્ર પણ જલદી તૈયાર ન થઈ શકે એમ તેમને લાગે છે. ઉતાવળ કરવા જતાં યોગ્ય શિક્ષકો નહિ મળે અને કેળવણીનું ધોરણ બગડી જશે એમ તેમને લાગે છે. આમા કેટલુંક તથ્યાંશ છે. પણ તે માટે લગભગ અડધા સૈકા સુધી રાહ જોવી પડે તે તો અક્ષમ્ય છે. કેળવણી માટે જરૂરી નાણાંનો પ્રબંધ સરકાર જરૂર કરી શકે છે. લશ્કર માટે હાલ લગભગ ચાર અબજ રૂ.નું વાર્ષિક ખર્ચ કરી શકે છે તો યુદ્ધ પછી ધારે તો કેળવણી રાષ્ટ્રવ્યાપી કરવા માટે તેટલા જ નાણા ખરચી શકે છે. શિક્ષિત લોકોને જરૂરી તાલીમ આપીને યોગ્ય શિક્ષકો પણ થોડા સમયમાં તૈયાર થઈ શકે છે અને તેમ છતાં આદર્શ શિક્ષકો તૈયાર ન થાય તો ચાળીસ વરસ સુધી રાહ જોવી તે કરતાં, બનતી તૈયારી કરીને રાષ્ટ્રવ્યાપી કેળવણીની તાત્કાલિક યોજના કરવી તે યોગ્ય છે. તે માટે ૧૦થી ૧૫ વરસનો સમય પૂરતો ગણવો જોઈએ.

નાણાંની વ્યવસ્થાને અંગે ગાંધીજી તો કહે છે કે, આપણે ઉદ્યોગ દ્વારા કેળવણી આપવી જોઈએ અને તે સ્વાવલંબી હોવી જોઈએ. આ ગરીબ દેશમાં બીજી રીતે રાષ્ટ્રવ્યાપી કેળવણી આપવી મુશ્કેલ છે. તેમાં દેશની સગવડ છે અને કેળવણીની દૃષ્ટિએ પણ કંઈ ખોટું નથી. ઊલટું લાભ પણ છે. રિપોર્ટના પ્રયોજકો ઉદ્યોગ દ્વારા—પ્રવૃત્તિ દ્વારા—કેળવણીમાં માને છે, પણ સ્વાવલંબી કેળવણીમાં માનતા નથી. તેને અંગે તેઓ નીચે પ્રમાણે લખે છે:

૧. 'વિદ્યાર્થીઓ જે વસ્તુઓ બનાવે, તેના વેચાણમાંથી કેળવણીનું ખર્ચ નીકળી રહેવું જોઈએ એ વિચારને બોર્ડ સ્વીકારી શકતું નથી કોઈ પણ પ્રકારની કેળવણીમાં અને ખાસ કરીને નીચલાં ધોરણોમાં તેમ થઈ શકે કે થવું જોઈએ એમ બોર્ડને લાગતું નથી. બહુ બહુ તો એટલી જ આશા રાખી શકાય કે ક્રિયાત્મક કામને અંગે જરૂરી સાધનો વગેરેનું ખર્ચ તેમાંથી નીકળી રહેવું જોઈએ.' (પા. ૮)

૨. 'બોર્ડને ખાતરી થઈ છે કે, વર્ધા યોજનામા વિદ્યાર્થીના કામમાથી શાળાનું ખર્ચ કાઢવા સંબંધી જે આશા રાખવામાં આવી છે ને પૂરી થાય તેમ નથી. કોઈ સંજોગોમાં ને આશા ફળે તેમ હોય તોપણ ને કેળવણીને ભોગે થશે આમ સુયોગ્ય કેળવણીને ભોગે તેમ કરવા બોર્ડ ઇચ્છતું નથી આથી બોર્ડને અનિચ્છાએ એવા નિર્ણય પર આવવું પડ્યું છે કે, હિંદમાં જો યોગ્ય કેળવણી દાખલ કરવી હોય તો બીજા દેશોની માફક હિંદને પણ તે માટે પૈસા ખરચવ જોઈશે.' (પા. ૬૮)

બ્રિટિશ હિંદમાં હાલ એકંદરે ૩૦ કરોડ રૂા. (૧૯૪૦–૪૧) જુદા જુદા પ્રકારની કેળવણી પાછળ ખરચાય છે. તેમાંથી ફક્ત ૧૭ા કરોડ રૂા. સરકાર ખરચે છે. તે રકમમાં જરૂર અનેક ગણો વધારો કરવો પડશે. પણ ગરીબ હિંદને જુદી જુદી અનેક પ્રકારની રાષ્ટ્રના ઘડતર અને ઉત્થાનની યોજનાઓ માટે કરોડો રૂપિયા ખરચવા પડશે, તે બધાનો ખ્યાલ કરીને કેળવણીની યોજના પણ થવી જોઈએ અને તે ટૂંક સમયમાં થઈ શકે તેવી હોવી જોઈએ. કરોડોની રકમનાં ખરચો બતાવીને જમાનાઓ સુધી કેળવણીની યોજના લંબાવવી તે યોગ્ય નથી. આજ સુધી સરકારે તેમ જ કર્યું છે. સ્વ૦ ગોખલેને વાર્ષિક ૪૦ લાખ રૂા. જેવી નજીવી રકમની જોગવાઈ કરી આપવાની પણ ના પાડી હતી. હાલ ૨૭૭ કરોડ જેવી રકમ તુરત કાઢી આપવાની સરકાર ના પણ પાડે. તે વ્યાવહારિક દૃષ્ટિએ મુશ્કેલ પણ હોય. એકલી કેળવણીની યોજનાની દૃષ્ટિએ મુશ્કેલ ન હોય તો બીજી રાષ્ટ્રીય યોજનાઓનો ખ્યાલ કરતાં મુશ્કેલ લાગે, એટલે થોડા ખરચમાં જલદી અમલ થાય તેવી યોજના કરવી જરૂરી છે. અને વિદ્યાર્થી પાસેથી બગાડ કર્યા વિના, કુશળતાપૂર્વક કામ કરાવવા જતાં કેળવણી કથળી જશે એ તો જમાનાઓથી જામેલી

પુસ્તકિયા કેળવણીમાંથી ઊભો થયેલો ભ્રમ છે. વ્યવહારથી અતિરિક્ત ગણિત ગણવું અને વિજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ અને ભાષા શીખવાં, એમાંથી જ કેળવણી મળે છે એવો ભ્રમ હાલ પ્રચલિત છે. એટલે કુશળતાપૂર્વક, જ્ઞાનપૂર્વક કામ કરતાં કરતાં સાચી કેળવણી નહિ મળે એવું કેટલાકને લાગે છે. પણ હાલની કેળવણીથી બાળકો શ્રમવિમુખ થઈ જાય છે તેને બદલે શ્રમપ્રેમી થશે તોપણ દેશને અને વ્યક્તિને લાભ જ થવાનો છે, એમ માનવું જોઈએ. તેથી હાલની કેળવણી કરતાં ગાણુસ, ગુજરાતના એક કેળવણીકારનાં શબ્દોમાં, 'વધારે ખોથડ નહિ નીવડે' એટલું તો ચોક્કસ કહી શકાય. તેનો અર્થ એ નથી કે, બાળકો પાસેથી હદ ઉપરાંત વૈતરું કરાવવું જોઈએ અને કોઈ પણ રીતે શાળાનું ખર્ચ તેમની મજૂરીમાંથી કાઢવું જોઈએ. તેનો અર્થ એટલો જ છે કે, પુસ્તકિયા શિક્ષણ પાછળ વધારે પડતો સમય આપવાને બદલે ઉદ્યોગકામમાં વધુ સમય આપવો જોઈએ અને તે દરમિયાન જુદા જુદા વિષયોની વ્યાવહારિક કેળવણીની સાથે જોડીને, બાળકોની પાસે સમજપૂર્વક કુશળતાપૂર્વક કામ કરાવવું જોઈએ. એમ કરવાથી બાળકોને કામ કરવાની ટેવ પડશે; તેઓ નકામી અર્થહીન વાતો નહિ કરે કે પુસ્તકો વાંચીને પડયા નહિ રહે, શિક્ષણ દરમિયાન શાળાના ખર્ચમાં યોગ્ય ફાળો આપશે; અને શિક્ષણ દરમિયાન મેળવેલી કુશળતા અને જ્ઞાનથી, ભવિષ્યમાં પોતાનો બાપદાદાનો ધંધો કે પોતે પસંદ કરેલો ધંધો ઉજાળશે. આવો કંઈક ખ્યાલ વર્ધા કેળવણીનો છે તે કેળવણીની દૃષ્ટિએ કે વ્યાવહારિક દૃષ્ટિએ અયોગ્ય નથી.

રિપોર્ટની આ એક બે બાબતો અને બીજી પરચૂરણ કેટલીક વિગતો બાદ કરતાં એકંદરે તે રિપોર્ટની વિચારણા, ઉપર જણાવ્યા મુજબ, કીમતી છે એમાં શંકા નથી. તેમાં કરેલાં કેટલાંક વિધાનો અને વિગતવાર ભલામણો સંઘરવા જેવાં છે, તે વિષે હવે પછી વિચારશું.

—ચાલુ

વિઠ્ઠલદાસ કોઠારી

# સ્વાધ્યાય

### યોગનો તત્ત્વાર્થ – ૨

ગયા અંકના લેખમાં અંતે એક પ્રશ્ન પૂછીને અટક્યા હતા:– ચિત્તની વૃત્તિનું લક્ષણ જ જો ઊઠયા કરવું એ હોય, તો તેનો નિરોધ એટલે શું? તેમાં વદતોવ્યાઘાત આવતો નથી? જે બની જ ન શકે એમ કહ્યું પછી તે બનાવવું એમ કહેવા જેવી વાત એ તો થઈ. એટલે જો ચિત્તવૃત્તિ ઊઠયા જ કરે એમ કહો, અને યોગ એટલે તેમનો નિરોધ એમ હોય, તો બે વચ્ચે મેળ ક્યાં?

અને બીજો પ્રશ્ન એ ઉઠાવ્યો હતો કે, જો એવું શક્ય પણ માનીએ તોપણ ચિત્ત-પ્રકૃતિથી વિરોધી લાગતું એ કામ કરવાની જરૂર શી?

આ બે પ્રશ્નો જ ખરું જોતાં આખા યોગશાસ્ત્રના મૂળ પ્રશ્નો છે. અને એની પૂરેપૂરી સમજ આપવામાં જ યોગશાસ્ત્રનો મોટો ભાગ પૂરો થાય છે. આ સમજાવવા માટે તે શાસ્ત્ર ચિત્તનું સ્વરૂપ, તેના ધર્મો, તેના ઘટકો, તેની શક્તિ વગેરે માનસશાસ્ત્રીય પ્રશ્નો વિચારે છે. પણ તેટલું એ માટે પૂરતું નથી; તેથી ઊંડે ઊતરીને યોગશાસ્ત્ર આ જડ અને ચેતનના સમગ્ર વ્યાપારનું પૃથક્કરણ કરી બતાવે છે અને માનવચિત્ત એ આખા સંસારચક્રને કઈ રીતે વિષય કરે છે અને તેમાં કેવી રીતે ને શા માટે પોતાનું કામ કરે છે, તે બધું ઘટાવી બતાવે છે.

યોગશાસ્ત્રનો આ ભાગ તેની ફિલસૂફીનો ભાગ થયો. એ દૃષ્ટિએ જ તેથી તેને યોગ-દર્શન કહેવામાં આવે છે પરંતુ તે કેવળ ફિલસૂફી નથી; તે ખરેખર તો સાધનાનું કે પુરુષાર્થનું શાસ્ત્ર છે. વિજ્ઞાનશુદ્ધ સાધના કઈ હોવી જોઈએ એ બતાવવા માટે જ તે આ ફિલસૂફી-ભાગને છેડે છે; અને એના પાયા ઉપર સચોટ સાધના-માર્ગ બતાવે છે. તેથી કરીને, મનુષ્યે પોતાના જીવનને સાર્થક કરવાને માટે શું કરવાનું છે, મનુષ્યનું ધ્યેય શું છે, તે બતાવીને તેની પ્રક્રિયા પણ તે યોજી આપે છે.

આને માટે યોગશાસ્ત્ર ઉપરના પોતાના શાસ્ત્રીય અન્વેષણનો આધાર લઈ, એ પોતાની ફિલસૂફીના પાયા ઉપર, માનવહૃદયની મૂળ આકાંક્ષાઓ અને તેની પ્રકૃતિનું આખું ઘડતર પણ વિચારે છે. અને એમાંથી કઈ રીતે વર્તતાં તે સફળ થઈ શકે તેનો માર્ગ દોરે છે.

આ માર્ગ બતાવવો એ જ ખરેખર યોગ છે. એનું જ નામ યોગ છે, એ આપણે જોઈ ગયા.*

અને એ યોગનું રહસ્ય એ છે કે, ચિત્તની વૃત્તિઓને રોકવી જોઈએ. પ્રશ્ન એ છે કે, જો ચિત્તની વૃત્તિ ઊઠયા જ કરતી હોય તો તે રોકાય ખરી? અહીં આગળ રોકવાનો અર્થ એવો કરીએ કે, સદાકાળને માટે, તો તો કહી દઈએ કે, એ અશક્ય છે; ચિત્તપ્રકૃતિના ધર્મથી જ એ તો વિરુદ્ધ છે. પરંતુ અમુક ઢબે, અમુક કાળ, અમુક પ્રયોજનને સારુ તેમને વાળવી, કેળવવી, રોકવી, એમ હોય તો એ અશક્ય નથી. બલ્કે યોગશાસ્ત્ર એ જ કરવાનું કહે છે; એ જ એનું પ્રયોજન પણ છે.

એક દાખલો લો — એ જ પાણીની સપાટીનો. પાણીની સપાટી પરનાં મોજાં સદાકાળ ઊઠે છે; પણ આપણે કલ્પી શકીએ છીએ કે, તે બધાં એક સ્થિર અને આત્યંતિક સપાટ જલભૂમિકાની ઉપર જ ઊઠયા કરે છે. આ જલભૂમિકા ભલે દેખાય નહિ, છતાં તે છે જ એમાં શંકા નથી.

* અગાઉના લેખનો તે શ્લોક યાદ કરીએ –
મોક્ષમાં ધ્યેયબુદ્ધિ ને સાધને યોગનિષ્ઠતા;
ઉપાસ્યે કાયદો કો ના, ધર્મનું એ જ લક્ષણ

અને તે ન જ દેખાય એમેય નથી. એક મોજું કલ્પો. તે ટોચે પહોંચે છે; તે જ નીચે ઊતરે છે. નીચે ઊતરી ટોચથી ઊલટી જગાએ ખાડામાં જાય છે. આ બે ગતિઓ કરતાં વચમાં તે પેલી આદર્શ સમાન સપાટ ભૂમિકામાંથી પસાર થાય જ છે. તે વિના મોજું સંભવી જ ન શકે. આનો સમય ક્ષણિક છે; પણ ક્ષણને માટે તે છે એમાં શંકા નથી. વિજ્ઞાનનાં વર્તમાન સાધનો વડે એને જોઈ પણ શકાય. અને એ પણ યાદ કરવું જોઈએ કે, એક જ સ્થાને એકસાથે બે મોજાં નહિ ઊઠી શકે.

બીજો એક દાખલો લઈએ—સિનેમાનું ચલચિત્ર. બધી બાજુથી અંધારાની અંદર, આત્મા જેવી જ્યોતરૂપ દીવો પડદા ઉપર પ્રકાશભૂમિ પાડે છે. આ સ્થિતિ સિનેમાની મૂળ ભૂમિકા છે. પરંતુ એને કોઈ ચલચિત્ર ઓછું જ કહેશે કે કહી શકે? દીવાની ઝલક અને પડદા વચ્ચે ફિલ્મની પટી દોડવા લાગે, ત્યારે ચલચિત્ર થાય.

ફિલ્મની પટી અનેક ફોટાની તરંગમાળા જેવી છે. ક્ષણભર જો તે થોભે તો ચલચિત્ર પણ થોભે, એટલે કે તે ચલચિત્ર જ મટી જાય. થોભતી ક્ષણે પટીનો જે ફોટો દીવાને દેખાડેલો હોય તે જ પટ ઉપર સ્થિર એકાગ્રપણે જોવા મળે.

ફિલ્મની ફોટાવલી એક પછી એક ચાલે છે; કોઈ એકસાથે બે ફોટા આપણે કદી જ નથી જોતા. પણ એક પછી એક ઊઠતી વૃત્તિ જેવા એ ફોટા સમગ્રપણે ચિત્ત ઉપર એક ચલ ચિત્રકથાની છાપ જોનાર ઉપર ઉત્પન્ન કરે છે.

હવે એક ફોટો અને બીજો ફોટો એ બે વચ્ચે શું છે તે જોઈએ. એ બે વચ્ચે કોઈ જ ફોટો તો હોઈ ન શકે; માત્ર મૂળ પ્રકાશભૂમિ, કે જેના ઉપર પેલી ફોટાવલી વિલસતી ચાલે છે, તે જ તે મધ્યકાળે હશે ને? આવી સંધિસ્થિતિ કોઈ ચિત્ર તો નથી જ બતાવતી; એટલે કે આપણે કહી શકીએ કે, તે કાળે ચલચિત્ર નિરુદ્ધ થાય છે. અને એવા સતત ચાલતા નિરોધને લઈને જ ચલચિત્ર શક્ય બને છે; નહિ તો ફિલ્મથી ચલ-ચિત્ર નહિ ઊપજી શકે. ફોટાવલીની પટીનો દરેક ફોટો સામાન્ય છબી જેવો સ્થિર છે; તેમાંથી પ્રકાશ અને ગતિ દ્વારા સિનેમાની સૃષ્ટિ ખડી કરવામાં આવે છે.

ચિત્તની વૃત્તિનું પણ આમ જ છે. તે પણ કદી એક સાથે બે ઊઠી નથી શકતી. તે ઊઠે છે ચિત્તની જ મૂળ ભૂમિકામાં કે જ્યારે બીજી વૃત્તિ નથી હોતી. તે વખતે ચિત્તવૃત્તિ નિરુદ્ધ જ હોય છે, જેમ સિનેમાની પટીના બે ફોટો વચ્ચેનો કાળ.

એટલે હવે આપણને પેલા પ્રશ્નનો ઉત્તર મળે છે. કે, ચિત્તની વૃત્તિઓનું ઉઠાણ કદી બંધ નથી થતું એનો અર્થ એ નથી કે તેમનો નિરોધ નથી થતો. બલ્કે, ચિત્તવ્યાપારમાં આવો ક્ષણિક નિરોધ વૃત્તિના ઉઠાણ પેઠે જ ઓતપ્રોત રહેલો છે. સદાકાળ નિરોધ ન સંભવે; જેમ સદાકાળ ચિત્ત ચાલ્યા કરે એ પણ નથી સંભવતું. વૃત્તિ ઊઠવી એ ચિત્તધર્મની સાથે જ જડાયેલો ધર્મ છે કે તે શમવી. તે શમનક્ષણે ચિત્ત વૃત્તિરહિત હોય છે; એટલે, ઊઠવું ને શમવું, પાછું ઊઠવું ને શમવું, એ વૃત્તિનું લક્ષણ છે. તેથી ઉઠાણ જેમ જ નિરોધ પણ ચિત્તનો સાર્વભૌમ ધર્મ છે, એમ કહેવામાં આવ્યું છે.

હવે બીજો પ્રશ્ન વધારે સ્પષ્ટ થશે; કદાચ જુદે રૂપેય ઊભો થશે. જો નિરોધ પણ સ્વાભાવિક ચાલે જ છે, તો તે પ્રાપ્ત કરવાનો પ્રશ્ન શો? અને તો તો યોગ એ કોઈ પુરુષાર્થનું કામ ન રહ્યું.

અને ધારો કે, એ નિરોધ પુરુષાર્થથી મેળવવા ઇચ્છીએ, તોપણ તેમાં પ્રયોજન શું છે? ટૂંકમાં, નિરોધ-દશા સહજ છે જ તો તેને યોગ–સાધન દ્વારા મેળવવાનું કહેવામાં શો અર્થ રહેલો છે?

આ પ્રશ્ન યોગની વ્યાખ્યાના પ્રસ્તુત સૂત્ર પછીનાં બે સૂત્રોનો પણ વિષય છે. તે હવે પછી.

૧૩-૫-'૪૫ —મગનભાઈ દેસાઈ

# શબ્દોના વંશ

## ધાતુસાધિત શબ્દો—૨

આપણા પ્રાચીન શબ્દશાસ્ત્રીઓમાં બે પક્ષ[1] છે; એક પક્ષ વ્યુત્પત્તિવાદી અને બીજો પક્ષ અવ્યુત્પત્તિવાદી. વ્યુત્પત્તિવાદી પક્ષ શબ્દોનાં મૂળ ધાતુમાં માને છે. તે પક્ષ વ્યુત્પત્તિ શોધતી વખતે ધાતુને જ આગળ કરે છે અને શબ્દોનાં મૂળમાં રહેલા ધાતુને શોધી કાઢી શબ્દમાં 'આટલો ધાતુ-અંશ પ્રકૃતિ-અંશ અને આટલો બીજો અંશ એટલે પ્રત્યય અંશ' એમ શબ્દમાત્ર વિશે દૃષ્ટિ રાખીને પોતાના વાદને અનુસરે છે. વળી, જે કેટલાક શબ્દો એવા છે જેમાં 'આટલો ધાતુ-અંશ અને આટલો પ્રત્યય અંશ' એવું શોધી શકાય તેમ નથી તેવા અત્યંત રૂઢ પ્રાચીન શબ્દોનાં અને આર્યભાષામાં પેઠેલા અન્ય-ભાષાના શબ્દોનાં મૂળ શોધવા પણ તે પક્ષ પ્રયત્ન કરે છે અને તેમાં પણ 'આટલો ધાતુ-અંશ અને આટલો પ્રત્યય–અંશ' એવું નિરૂપણ કરે છે છતાં સાથે સાથે એ પક્ષ એ નિરૂપણને સર્વથા પ્રામાણિક રૂપે સ્વીકારતો નથી અને બીજા બીજા શબ્દોની સાથે જેમનાં મૂળ શોધવાં અશક્ય છે એવા શબ્દો વિષે પણ કેવળ પ્રકૃતિ-પ્રત્યયની કલ્પના[2] કરવી એટલું જ પ્રયોજન એ નિરૂપણનું જણાવે છે, એ સર્વથા અનુચિત છે. ધાત્વર્થ, લોકરૂઢિ અને શબ્દાર્થ એ ત્રણે વચ્ચે જ્યાં વિશેષમાં વિશેષ સમાનતા હોય ત્યાં શબ્દનું મૂળ ધાતુમાંથી શોધવું યુક્ત છે. પણ જ્યાં ધાત્વર્થ લોકરૂઢિ અને શબ્દાર્થ એ ત્રણે વચ્ચે સામ્ય ન જણાય ત્યાં પણ શબ્દોનું મૂળ શોધવા માત્ર ધાતુ તરફ

જ જોવું એ સર્વથા યુક્ત નથી. અને આવે સ્થળે અવ્યુત્પત્તિવાદી પક્ષની દૃષ્ટિએ એવા અશક્ય શોધવાળા પ્રાચીન શબ્દોને જ્યાં સુધી તેમની ખરી વ્યુત્પત્તિ ન જણાય ત્યાં સુધી, અવ્યુત્પન્ન જ કહેવા અથવા તેમનાં મૂળ શોધવા આર્યશાખાની વા અનાર્યશાખાની બીજી બીજી ભાષાના શબ્દોને એવા પ્રાચીન શબ્દો સાથે સરખાવી તેના મૂળનો પત્તો લગાડવો, એ એક જ માર્ગ ઉચિતતમ છે. આ રીતે મારી સમજ પ્રમાણે ભાષાના પ્રદેશમાં વ્યુત્પત્તિપક્ષ અને અવ્યુત્પત્તિપક્ષ એમ બંનેને અમુક અમુક અપેક્ષાએ સ્થાન છે.

અહીં ધાત્વર્થ, લોકરૂઢિ અને શબ્દાર્થ એ ત્રણે વચ્ચેની અધિકાધિક સમાનતાને નજર ઉપર રાખીને પ્રા૦ હો સં૦ ભૂ અને તેને મળતા ગુ૦ ભાષાના 'હોવું' ક્રિયાપદ તથા તે દ્વારા નીપજતાં બીજાં નામો વા ક્રિયાપદો વિશે ટૂંકો વિચાર કરવાનો છે. ગુ૦માં હોય છે, હતું, હશે. હિંદીમાં હોતા હૈ, હુઆ, હોગા. મરાઠીમાં અને બંગાળી ભાષામાં પણ 'હોવું' ક્રિયાપદનાં રૂપો છે પરંતુ તેનાં બધાં ઉદાહરણો આપી શકું એટલું બંગાળી અને મરાઠી મને આવડતું નથી. પરંતુ 'હોઈલ' વગેરે ક્રિયાપદો એમાં પ્રચલિત છે એ અશંક છે. ગુજરાતી ભાષામાં 'હોય છે', 'છે' અને 'થાય છે' એ ત્રણ ક્રિયાપદો વધારે વ્યાપક છે અને તેમના અર્થમાં પણ ભેદક તરતમતા છે, 'છે' ક્રિયાપદ કેવળ 'હયાતી'ને સૂચવે છે; 'થાય છે' ક્રિયાપદ હયાતી સાથે વિશેષ પ્રકારની ક્રિયાને બતાવે છે; અને 'હોય છે' ક્રિયાપદ જે સત્તા સિદ્ધ છે તેને બતાવે છે. 'ગાંધીજી મહાબળેશ્વરમાં છે' એટલે તેઓ ત્યાં કેવળ વિદ્યમાન છે એમ એ વાક્યનું 'છે' ક્રિયાપદ સૂચવે છે. 'ગાંધીજીનો અનુયાયી સત્યાગ્રહી થાય છે' એટલે 'જે અનુયાયી છે તે સત્યાગ્રહી થાય છે' એ રીતે સત્તા–હયાતી–સાથે એક વિશેષધર્મ તે અનુયાયીમાં ભળે છે 'ધર્મનાં ફળ મીઠાં હોય છે' એ વાક્યનું 'હોય છે' ક્રિયાપદ 'ત્રણે કાળમાં ધર્મનાં ફળ મીઠાં જ હોય છે એમાં કશો અપવાદ નથી' એમ સિદ્ધ સત્તાને સૂચવે છે. આ રીતે મારી સમજ પ્રમાણે 'છે' 'થાય છે' અને 'હોય છે'ના અર્થમાં ભેદક વિશેષતા છે, એમ મને લાગે છે. આ વિશે કોઈ શબ્દમિત્ર વિશેષ પ્રકાશ નાખશે તો જરૂર લાભ થઈશ. જેમાં 'હોવું' ધાતુ મૂળમાં છે તેવાં ગુજરાતી ભાષાનાં બીજાં ક્રિયાપદો અને નામો બે પ્રકારના છે: કેટલાકમાં આદિમાં 'હ' શ્રુતિ છે અને કેટલાકમાં આદિમાં 'ભ' શ્રુતિ છે. હોય છે, હતો, હશે, હવા (ક્રિયાપદ) હોવાપણું, હોનહાર, હોનાર, હોનારત વગેરેમાં આદિમાં 'હ' શ્રુતિ છે ('હોનારત' શબ્દમાં 'હો' ધાતુ જણાય છે અને તેનો પ્રધાન અર્થ 'ભવિતવ્યતા' છે એમ મને ભાસે છે.) આ નીચેનાં ક્રિયાપદો અને નામોમાં 'ભ' શ્રુતિ છે, ઉદ્+ભવવું, અનુ+ભવવું, સં+ભવવું, પ્ર+ભવવું, પરા+ભવવું, પ્ર+ભવવું, વિ+ભવવું, ભાવવું–રુચવું, વગેરે અનેક ક્રિયાસૂચક શબ્દોમાં 'ભ' શ્રુતિ છે. ભવ, વિભવ, પરાભવ, સંભવ, પ્રભવ, પ્રભુ, વિભૂતિ, ભભૂતી, ભાવના, ભવ, ભાવ, સ્વભાવ, વિભવ, વૈભવ, વિભાવ, ભૂ, ભવન, ભુવન, ભૂમિ, ભાવુક, ભવાની, ભવિતવ્ય, ભવિતવ્યતા, ભાવી, ભૂત, ભવિષ્ય, ભવ્ય, અનુભૂતિ, સહાનુભૂતિ, ભવતુ, પ્રભાવ, અનુભવ, અનુભવિષ્ણુ, ઉદ્ભવ, ભૂમા, ભવિક, ભવી, ભાવિક આ બધા શબ્દોમાં 'ભ' શ્રુતિ છે અને આ બધા શબ્દોમાં 'હો' ધાતુનો પ્રધાન અર્થ 'સત્તા' સર્વત્ર ઓતપ્રોત છે. જે શબ્દો ઉપર આપ્યા છે તે શબ્દોની સાથે બીજા શબ્દોનો યોગ કરીને અનુભવગમ્ય, અનુભવસિદ્ધ, ભાવાત્મક, ભાવારોપણ, ભાવાર્થ, ભવસાગર વગેરે અનેક બીજા શબ્દો બનેલા છે.

આ રીતે જેમના મૂળમાં એક 'હોવું' ધાતુ છે એવા 'હ' શ્રુતિવાળા અને 'ભ' શ્રુતિવાળા અનેક શબ્દો નીપજેલા છે. એ શબ્દોમાંના કેટલાક રૂઢ પણ છે, જેમ કે ભવ એટલે સંસાર, ભવ એટલે મહાદેવ, ભૂ એટલે જમીન વગેરે.

**બેચરદાસ દોશી**

---

૧. જુઓ હેમધાતુપારાયણ પૃ. ૧ આરંભ.

૨. જુઓ અભિધાન ચિન્તામણિ પૃ. ૧, બીજા શ્લોકની ટીકા.

૩. આપણી ભાષામાં, પ્રાકૃતમાં અને સંસ્કૃતમાં 'વિધવા' શબ્દ છે (પ્રા૦ વિહવા). યાસ્કના સમયથી આનો પદચ્છેદ 'વિ+ધવ' આ રીતે થયેલો છે. 'વિ' એટલે વિના 'ધવ' એટલે પતિ, અર્થાત પતિ નષ્ટ થયેલો એવી સ્ત્રી 'વિધવા' કહેવાય. પરંતુ 'વિ+ધવ' એ પૃથક્કરણ બરાબર નથી લાગતું. બીજી બીજી ભાષાઓમાં પણ આ શબ્દને મળતા જ શબ્દો મળે છે:

| | |
|---|---|
| ઇંડોયુરોપિયન—Widh (કલ્પિત) | લૅટિન—Viduwo |
| | ગોથિક—Widuwo |
| સંસ્કૃત—વિધવા | ઓલ્ડ હાઇજર્મન—Widawa |
| પ્રશ્યિયન—વેદા | મોડર્ન જર્મન—Wittwe |
| (ફારસી—બેવઃ) | ડચ—Weduw |
| લિથુનિયન (જૂની સ્લેવ) —Vidova | ઓલ્ડ ફ્રીઝિયન—Weduwo |
| | ઓલ્ડ ઇંગ્લિશ—Widewe |
| ઓલ્ડ આઇરિશ—Fedb | ઇંગ્લિશ—Widow |

(The Genesis and Growth of English p. 84).

આ બધા શબ્દોમાં 'વિધવા' શબ્દનાં જુદાં જુદાં ઉચ્ચારણો છે. એમ સમજવા માટે જ આ બધાં રૂપો પ્રસિદ્ધ હતાંય અહીં જણાવેલાં છે એ શબ્દોમાંના કોઈ પણ શબ્દમાં 'વિ+ધવ'નો જે અર્થ આપણે કાઢેલો છે તે અર્થ નીકળી શકતો હોય તો 'વિ+ધવ' એ વ્યુત્પત્તિ વાજબી ગણાય અને એવો અર્થ ન નીકળતો હોય તો એ યાસ્કે બતાવેલી વ્યુત્પત્તિ કલ્પિત ગણાય.

# નવું વાચન

**અમારી ઇન્દુનું શિક્ષણ**—લેખક ના. ગ. પટવર્ધન; અનુ: ગણેશરાવ બોકરી; પ્ર. પુસ્તકાલય સ૦ સ૦ મંડળ, વડોદરા. કિં. રૂા. ૨-૦-૦, પાન ૧૬+૨૦૪

બાળકના જન્મથી માંડીને તે પુખ્ત ઉંમરે પહોંચે છે ત્યાં સુધીના તેના જીવનનો વિકાસ શી રીતે થાય છે તેમ જ તે વિકાસને તેનાં માતપિતા શી રીતે સહાયભૂત થઈ શકે છે, તેનો સરસ ચિતાર આપતી લેખકની આત્મકથાના પાયા ઉપર રચાયેલી આ એક નાનકડી કેળવણીવિષયક વાર્તા છે. લેખક પોતે શિક્ષણના એક પીઢ તજ્જ્ઞ છે અને પોતાની કન્યાને પોતાનાં કેળવણીવિષયક મંતવ્યો અનુસાર ઉછેરવાનો પ્રામાણિક પ્રયોગ તેમણે જાતે કરેલો છે. દુર્ભાગ્યે એ કન્યા જુવાનીમાં પ્રવેશ કરવાની સાથે જ ગુજરી ગઈ અને તેની માતા પણ અકાળ અવસાન પામી. તેમ છતાં એ અંગત આપત્તિથી ભગ્નહૃદય ન થતાં લેખકે પોતાના અનુભવનો નિચોડ આ પુસ્તકને રૂપે જનતાને આપીને તેને ઉપકૃત કરી છે.

કેળવણીના પ્રશ્નનો સમગ્રપણે વિચાર કરવામાં લેખકે કોઈ પણ અંગત ગ્રંથિઓ કે પૂર્વગ્રહો આડે આવવા દીધાં નથી, પણ દરેક વસ્તુનું વસ્તુનિષ્ઠ દૃષ્ટિથી પરીક્ષણ અને મૂલ્યાંકન કરવાનો પ્રયત્ન કર્યો છે; ને તેને માટે વાર્તાની શૈલીનું અવલંબન કર્યું હોવાથી અનેક માનસશાસ્ત્રીય સિદ્ધાન્તોનું આકલન સરળ અને સહેલું બન્યું છે. બાલમાનસનું જ્ઞાન મેળવવા માટે આ પુસ્તક બહુ જ ઉપયોગી છે અને તે બહોળા પ્રમાણમાં વંચાવા યોગ્ય છે. કેવળ શાસ્ત્રીય સિદ્ધાન્તચર્ચાના પુસ્તકથી આવું કામ ભાગ્યે જ થઈ શકે. પેસ્ટૉલૉઝીનું "ગર્ટ્રુડે પોતાનાં બાળકોને શી રીતે ઉછેર્યાં" અને રૂસોના 'એમિલી'નું અનુકરણ અહીં નજરે પડે છે; ફેર એ કે પહેલામાં શાસ્ત્રીયતા તરફ વધારે ઝોક છે, જ્યારે બીજાની બુદ્ધિની ચમક અને જુસ્સો અહીં જોવા મળતાં નથી.

બાળકમાં રહેલી સ્વતંત્રતાની વૃત્તિ અને તેની પ્રવૃત્તિપરાયણતા એ બે વસ્તુઓ પર ભાર દઈને, કેવળ નિષેધાત્મક નિયમનને લેખકે વખોડી કાઢ્યું છે. છતાં અમુક એક પંથના અનુયાયીનો આગ્રહ લેખકે બતાવ્યો નથી. રસેલે જેમ નિરાગ્રહી વૃત્તિથી પોતાનું પુસ્તક લખ્યું છે તેવી જ રીતે લેખકે આ પુસ્તક લખ્યું છે.

બુદ્ધિનિષ્ઠપણું તથા સારાસારવિવેક પાને પાને આપણને જોવા મળે છે. ક્યાંક લેખક પોતાની મર્યાદાઓનો પણ એકરાર કરતા નજરે પડે છે. જોકે ઇનામની બાબતમાં બતાવેલી નિખાલસતા નિખાલસતા તરીકે પ્રશંસાને પાત્ર ભલે હોય, પણ તે પામરતાની જ સૂચક ગણાય તેવી છે. (જુઓ, પા. ૫૭-૮)

કેળવણીને અંગેના કોઈ પણ પ્રશ્નને ટાળવાનો લેખકે જરાય પ્રયત્ન કર્યો નથી. કામવિજ્ઞાન કે જાતીય જ્ઞાનના સવાલનો ઉકેલ પણ લેખક બહુ જ કુશળતાથી બતાવે છે. જોકે આ પ્રશ્ન સદાય વિકટ જ રહેવાનો.

આવા સરસ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર એટલું સારું ઊતર્યું નથી. જોકે પ્રકાશકે દરબારી ભાષામાં તેનાં ખાસ વખાણ કરી સોનામાં સુગંધ ભળવાના યોગ જેવું ગણાવ્યું છે. મૂળ મરાઠી ભાષા બહુ જ ઓઘવતી અને સુંદર છે. ગુજરાતીમાં પ્રવાહનો અભાવ ખટકે છે. ક્યાંક લેખકે કેવળ કોશમાં મળી આવતા શબ્દો વાપરેલા જણાય છે તો ક્યાંક સાવ જુદા જ અર્થની પ્રતીતિ કરાવનારા શબ્દો વાપરેલા માલૂમ પડે છે. શબ્દોની પસંદગીમાં ઔચિત્ય જળવાયું નથી. ગુજરાતીમાં 'છાત્રાલય' જેવા શબ્દો રૂઢ થયેલા હોવા છતાં, એ પદ હજુ અપનાવાયા નથી. નૈસર્ગિક 'વિદ્યાર્થી વસતિગૃહ' જેવા શબ્દોને જ વળગી રહ્યા છે.

નવી આવૃત્તિ વખતે અનુવાદની ભાષા તેમ જ ક્યાંક ક્યાંક જોડણી સુધારવામાં આવશે એવી આશા રાખીએ.

પાં૦

**સુવર્ણમૃગ**—લેખક રામનારાયણ નાગરદાસ પાઠક; પ્રકાશક: લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી, ભારતી પ્રકાશન મંદિર, માણેકવાડી, ભાવનગર. કિંમત ૩-૮-૦.

તૃષ્ણાનો માર્યો માણસ સાચી વસ્તુ છોડીને આભાસની પાછળ આંખ મીંચીને પડે છે અને તેને બાથમાં લેવાનો જિદ્દીભર્યો તનતોડ પ્રયત્ન કરે છે. પરંતુ તેની આ આંધળી અને વિફળ દોડને પરિણામે અંતે તેને નિરાશા, વિષાદ અને અસાધ્ય અજંપો જ લાધે છે. મૃગજળની પાછળ પડેલા કયા મૃગની તરસ છીપી છે? આકાશકુસુમ કોને લાધ્યું છે? અજાગલસ્તનમાંથી કોને દૂધ મળ્યું છે? સુવર્ણમૃગની વાર્તા આ સનાતન ઘટનાનું એક સચોટ ઉદાહરણ પૂરું પાડે છે. વાર્તા ટૂંકમાં આમ છે:

જગજીવન કરીને એક ગામડાનો વણિક યુવાન છે. બાપ તેને નાનો મૂકીને મરી જાય છે. પરંતુ ખંત, ઉદ્યોગ અને શ્રમપરાયણ જીવનથી વિધવા માતા, પત્ની તથા બાળક પુત્ર એટલાંના બનેલા પોતાના પરિવારનો નિર્વાહ તે બહુ સારી રીતે ચલાવે છે. નિર્વાહ માટે ખેતી ઉપરાંત તે એક નાનકડી દુકાન પણ ચલાવે છે. પણ એથીયે વિશેષ તો એ કે, પોતાની સહજ ભલમનસાઈ, પરગજુપણું અને મિલનસારપણું વગેરે ગુણોથી ગામમાં તે સૌ કોઈના પ્રીતિપાત્ર થઈ પડે છે. મહેનતમજૂરીથી તે પોતાને જોઈએ તેના કરતાં વધારે ધાન્ય પેદા કરે છે. પ્રામાણિકપણે દુકાન ચલાવીને તેમાંથી થોડી રોકડ કમાણી કરે છે. આમ તેની પાસે જોઈતા પ્રમાણમાં ધાન્ય છે, ધન છે, ઘેર હેતાળ માતા, પ્રેમાળ પત્ની અને ભવિષ્યની આશા સમો પુત્ર

છે તથા ગામમાં સારી નામના પણ છે. આમ જગજીવનનું જીવન સુખી છે, ભર્યું ભાદર્યું છે. તેને કશી વાતની વાણ નથી.

એક દિવસ પોતાનો વધારાનો બાજરો ગાડામાં ભરીને પાસેના શહેરમાં તે વેચવા જાય છે. બાજરો વેચીને તાજેતરમાં જ રંગૂનથી પાછા ફરેલા પોતાના મામાને તે મળવા જાય છે. મામાં રંગૂનમાં વેપાર દ્વારા સારી પેઠે ધન કમાયા છે અને એક મોટું મકાન બાંધીને એ શહેરમાં ભારે દબદબાથી રહે છે. મામાના આ વૈભવવિલાસ જોઈને તેને મુકાબલે જગજીવનને પોતાનું ગામડાનું જીવન તુચ્છ લાગે છે. અને તેના અંતરમાં એવા જ જીવનને માટે કામના પેદા થાય છે—મામાને ત્યાં તેને સુવર્ણમૃગનું દર્શન થાય છે. અને પછી ;—પછી સુવર્ણમૃગ માટેની એની દોડ શરૂ થઈ જાય છે. મામા સાથે રંગૂન જવાનું નક્કી કરીને તે ઘેર આવે છે. ઘેર આવીને તે રંગૂન જવાની વાત કાઢે છે. એની મા, એની પત્ની અને ગામના લોકો રંગૂન જવાની એની વાત સમજી જ શકતાં નથી. એને અહીં શી વાણ છે કે રંગૂન જાય! પણ જગજીવનને શી વાણ હતી તેની બિચારાં એ બધાંને શી ખબર હોય? ઘેર એને ગોઠતું નથી. સુવર્ણમૃગના આકર્ષણ આગળ એનાં બધાંયે આકર્ષણો ઓગળી જાય છે. આખરે, પોતાની માતા, પત્ની, મિત્રો તથા ગામલોકો સૌને નારાજ કરીને તે રંગૂન જવા ઊપડી જાય છે. એ સૌને નારાજ કરવાનો જગજીવનને માટે આ પહેલો જ પ્રસંગ હતો પણ એને એમ કર્યાં વિના છૂટકો જ નહોતો. એક અતિ પ્રબળ વસ્તુ એને ખેંચી રહી હતી.

રંગૂનમાં તેના મામા એક ધનાઢ્ય ગુજરાતી શેઠના સ્ટોરમાં તેને નોકરી અપાવે છે. અહીં પણ ખંત, ઉદ્યોગ-પરાયણતા, પ્રામાણિકતા, વફાદારી અને સ્વભાવની મીઠાશ વગેરેની પોતાની મૂડીથી સ્ટોરના ઉપરી અધિકારીઓનો તથા શેઠનો પ્રેમ સંપાદન કરે છે અને ઉત્તરોત્તર પોતાની પ્રગતિ સાધે છે. થોડા જ વખતમાં તે એ સ્ટોરનો વ્યવસ્થાપક બને છે. દરમ્યાન દેશમાં જઈ તે પોતાની પત્ની તથા પુત્રને રંગૂન લઈ આવે છે.

પછીથી જગજીવન પોતાનો સ્વતંત્ર ધંધો શરૂ કરે છે અને એમાં પણ તે સારી પેઠે ફાવે છે અને ધન સંપાદન કરે છે. હવે તે એક આલેશાન બંગલો ખરીદે છે અને તેમાં તે તથા તેનો પરિવાર ભારે ઠાઠમાઠથી રહેવા લાગે છે. તેના મામાના કરતાંયે તેની સંપત્તિ તથા વૈભવ-વિલાસ ક્યાંયે વધી જાય છે. રંગૂનમાં તે એક આગેવાન અને પ્રતિષ્ઠિત શેઠ તરીકે નામના મેળવે છે અને ત્યાંના અધિકારી વર્ગમાં પણ તે સારી લાગવગ પ્રાપ્ત કરે છે.

પરંતુ લક્ષ્મીદેવી એના ઉપર પ્રસન્ન થયેલાં જણાય છે ત્યાં જ ભાગ્યચક્ર ઊથલો ખાય છે! જાપાનીઓ બ્રહ્મદેશ તથા રંગૂનનો કબજો લે છે અને જગજીવનને પોતાની સઘળી સંપત્તિ મૂકીને પોતાના કુટુંબ સાથે ખાલી હાથે દેશ પાછા ફરવું પડે છે. ગામ આવ્યા પછી તેનો તથા તેના કુટુંબનો ત્યાંની પરિસ્થિતિ સાથે મેળ બેસતો જ નથી. ગામમાં તે હવે પરાયા જેવો લાગે છે. તેની અને ગામની વચ્ચે એક અભેદ્ય પડદો ઊભો થયેલો હોય છે. હવે જગજીવને પોતાની તંદુરસ્તી, પ્રસન્નતા અને સ્વભાવની મીઠાશ ગુમાવી હોય છે અને અસમાધાન, અજંપો તથા વિષાદ તેની મનઃસૃષ્ટિને ઘેરી લે છે. પોતાનું ગુજરાન ચલાવવા માટે હજી તેની પાસે પૂરતું સાધન છે, પણ એનાથી એને સંતોષ નથી અને તે સટ્ટાની લતે ચડે છે. એમાં પણ એ પોતાની પાસેનું રહ્યુંસહ્યું ગુમાવે છે. એની પત્ની તથા ગામનાં સૌ કોઈ એને એ બધું છોડી ગામમાં નિવૃત્ત જીવન ગાળવા સમજાવે છે પણ એની તેના ઉપર કશી અસર થતી નથી અને તેનાં હવાતિયાં ચાલુ જ રહે છે. અને આ રીતે વાર્તાનો અંત આવે છે.

વાર્તા વાંચી રહ્યા પછી પ્રશ્ન ઊઠે છે કે, રંગૂનનો અકસ્માત ન થયો હોત અને જગજીવન શેઠ ઉત્તરોત્તર વધુ ને વધુ ધનવૃદ્ધિ કરતા રહેત તો આ વાર્તા સુવર્ણમૃગના સત્યની દ્યોતક રહેત કે કેમ? અમને લાગે છે કે, એને માટે આવા અકસ્માતની કશી જ જરૂર નથી. 'માનવીને કેટલી ભૂમિ જોઈએ' ('હાઉ મચ લૅન્ડ ડઝ એ મૅન નીડ') નામની પોતાની અનુપમ વાર્તામાં કશા અકસ્માતનો આશરો લીધા વિના જ ટૉલ્સ્ટૉય એ વસ્તુ સચોટ રીતે બતાવે છે. તૃષ્ણાથી પીડાતો માણસ કદી સંતોષાતો જ નથી. ત્રિભુવનની સમૃદ્ધિ પણ એને માટે પૂરતી નથી થતી. દેવતરસ્યાની પેઠે પુષ્કરાવર્તકની વૃષ્ટિ પણ એની એ તરસ છિપાવી શકતી નથી. જેનું ગળું જ કાણું છે તેની તરસ કેવી રીતે છીપે? તેમ જે તૃષ્ણાથી જ હણાયેલો છે તે સંતોષ, સમાધાન અને પ્રસન્નતા કેવી રીતે પામી શકે? અંદરની ઊણપ બહારની વસ્તુઓ કેવી રીતે પૂરી શકે?

બાકી આખીયે વાર્તા સુંદર છે. એની ભાષા અને શૈલી સરળ અને પ્રવાહી છે. આબાલવૃદ્ધ સૌના હાથમાં એ નિર્ભયતા-પૂર્વક મૂકી શકાય એવી છે, અને બીજી બધી વાત જવા દઈએ તોયે એનો એ ગુણ કંઈ જેવો તેવો નથી. **મ૦ બ૦**

**વાચિનીદેવી** લેખક: રા. રા. 'ધૂમકેતુ.' પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. પૃ. ૩૫૨, કિંમત. ૪–૮–૦

ગુજરાતના ચૌલુક્ય રાજાઓના કાળને સ્પર્શતી પાંચ-સાત નવલકથાઓ લેખકે એકબીજીના અનુસંધાનમાં તાજેતરમાં લખી છે; અને હવે તે નવલકથાઓના પુરઃસંધાનમાં એક-બે નવલકથાઓ તે લખવાના હોય તેમ પુસ્તકમાંની જાહેરાત ઉપરથી જણાય છે. આ નવલકથા તેમાંની એક છે. તેમાં ચૌલુક્ય ચામુંડ રાજાના સમયની ઈ. સ. ૧૦૦૯–૧૦૧૦ના વર્ષની બીના આવે છે. પુસ્તક વાંચી રહેતાં જ એવી છાપ પડ્યા વિના રહેતી નથી કે,

લેખકની ટૂંકી વાર્તાઓની હથોટીથી કે બીજી નવલકથાઓના અનુભવથી ખેંચાઈને આ નવલકથા વાંચવા જનારને કદાચ અસંતોષ થશે. મેં પોતે લેખકની કેટલીક ટૂંકી વાર્તાઓ બાદ કરતાં બીજી કોઈ નવલકથાઓ નથી જોઈ. પરંતુ આ પુસ્તકનું ઘડતર જોઈને એમ લાગ્યું કે, તેમના જેવા લાંબા વખતથી આ કામમાં પડેલા કારીગરને હાથે જે સુયોગ્ય, પ્રમાણસર, ઘડતર તથા સૌષ્ઠવની અપેક્ષા રખાય, તે આ પુસ્તક પૂરી નથી પાડી શકતું. એમ લાગ્યા જ કરે છે કે, જાણે લેખક કશી દોડાદોડમાં છે, અથવા તો ડીકન્સની પેઠે તેમને તેમનાં પાત્રો કે તેમની કેટલીક કલ્પનાઓ એકીસાથે ભૂતાવળની પેઠે એવાં વળગી પડેલાં છે કે, તે બધાંથી કંઈક અળગા થઈ તેમાંથી કંઈક અચ્છી કૃતિ નિપજાવી નથી શકતા.

આ પુસ્તક જ જુઓ. તેનાં કુલ ૩૫૨ પાનમાંથી ૨૬૩ જેટલાં પાનમાં તે માત્ર એક જ રાતમાં પાછલા ત્રણ પ્રહરમાં બનતી વાત જ ઉતારે છે; કાં તો તે એક મોટું પુસ્તક લખતા હોવા જોઈએ કે જેનાં આ શરૂઆતનાં એક કે બે પ્રકરણ છે; અથવા તો એમ કહો કે, મોડી રાતના છ-સાત કલાક જેટલા ટૂંકા સમયમાં પાટણ, માળવા અને લાટ જેવાં ત્રણ ત્રણ રાજ્યોના રાજાઓ, યુવરાજો, મંત્રીઓ, સામંતો, સેનાપતિઓ, સૈન્યો, પ્રજાજનો અને ખટપટિયાઓના કામગીરી સમાવીને એક સુઘડ, સુરેખ, અને સળંગ નવલકથા ઊભી કરવાનું તેમનાથી બની શક્યું નથી.

વાર્તામાં જુદાં જુદાં પાત્રો રજૂ કરવામાં આવે છે, ત્યારે શરૂઆતમાં તેમનું દરેકનું એકધારું ભભકભર્યું વર્ણન કરવાની લેખકની શૈલી કંઈક ખટકે છે. એ વાત જવા દઈએ, તોપણ તેવા વર્ણનથી તે પાત્રોને હાથે થવાનાં ભભકભર્યાં કાર્યોની જે વિશિષ્ટ અપેક્ષા વાચકના મનમાં ઊભી થાય છે, તે છેવટ સુધી સંતોષાતી નથી, અને તેથી કરીને બીજા દાખલામાં જે જાતના ધીમા કે અસાધારણ નહીં એવા કાર્યથી પણ વાચક સામાન્ય રીતે તકરાર ન કરે, તે જાતના કાર્યથી પણ વાચક આ દાખલામાં તો અસંતુષ્ટ રહે છે. રા. રા. ધૂમકેતુ જેવા આ ક્ષેત્રમાં રીઢા થવા આવેલા કળાકાર આ વસ્તુ સહેજે સમજી શકશે.

કાર્ય બરાબર રજૂ ન થતું હોવાથી તે કાર્યની પરિસ્થિતિ પણ બરોબર વ્યક્ત થતી નથી. વાચક સહેજે એવી અપેક્ષા રાખે કે, આ જાતના ઐતિહાસિક પુસ્તકના વાચનથી તેને તે કાળના ગુજરાતની અને ગુજરાતીઓની આકાંક્ષાઓ, આદર્શો, રીતિનીતિઓ વગેરેનો ખ્યાલ મળી રહેશે. પરંતુ આ નવલકથામાં પાત્રો અને કાર્યો એક-બીજાને એવાં અટવાવી દે છે કે, નથી એકે પાત્ર પૂરું વિકસતું, કે નથી એકે કાર્ય બરાબર ઊઘડતું. પરિણામે આપણે કોઈ વિશિષ્ટ કાળના વિશિષ્ટ પાત્રોના સહવાસમાં છીએ એવું પુસ્તક વાંચતાં આપણા મનમાં સહેજે નથી ઊગતું.

અંતમાં એક બાબતનો સહેજ ઉલ્લેખ કરી લઉં. રા. રા. ધૂમકેતુએ આ નવલકથામાં અધવચ — કદાચ વગર જરૂરે — એક મહંત અને ભોગ ભોગવીને ભોગાસક્તિ રહિત થવાનો તેનો સિદ્ધાંત ભારે આડંબરથી રજૂ કર્યો છે. રાજમહારાજાને પણ ન મળે કે શરમાવે એવા વૈભવ અને સ્ત્રીભોગોમાં દટાઈ રહેતા તે મહંતને હાથે વાર્તામાં તો એક સામાન્ય દૂત જેટલું જ કાર્ય નીપજે છે. એટલે તેના ભોગસિદ્ધાંતના વર્ણન પાછળ લેખકે જે પાનાં ખર્ચ્યાં છે, તે પાછળ એક અદ્ભુત જીવનસિદ્ધાંત રજૂ કરવાનો સ્વતંત્ર જ આશય હોય, એમ લાગ્યા વિના રહેતું નથી. એ ભોગસિદ્ધાંતની કંઈ ઠેકડી કરવાનો કે તેનાં માઠાં પરિણામ બતાવવાનો આશય હોત, તો તેનું કોઈ કાર્ય નવલકથામાં અંતે દેખા દેત. પરંતુ મહંતની મહત્તા છેવટ સુધી કાયમ રાખવામાં આવી છે. તો શું લેખક આ સિદ્ધાંતને એક શક્ય જીવનસિદ્ધાંત તરીકે લેખે છે, અને તેથી તેને આટલું મહત્ત્વ આપી રજૂ કરે છે? કદાચ તેમનો તેવો આશય નહિ હોય. કશા પ્રયોજન વિના પણ ગમે તે વાતનું માત્ર ભભકભર્યું વર્ણન કરવાની તેમની હંમેશની ટેવથી તે ખેંચાઈ ગયા હશે. અને કદાચ તેમની તેવી ટેવ જ તેમને અસ્ત્રાની પાતળી ધાર જેવા સૂક્ષ્મ અને તેજ છતાં (અથવા તેથી જ) એટલા બધા તીક્ષ્ણ વિવેચક શ્રી. રામનારાયણ વિ. પાઠકને હાથે 'સાહિત્ય-વિમર્શ'માં કરવામાં આવી છે તેવી તીખી ટીકાને પાત્ર બનાવતી હશે.

'અભ્યાસી'

૧. **Bishop Grundtwig by Leonard Kenworthy p. 14, As. 4.**

૨. **Czechoslovak Sokol, p. 31, As. 12**

નાલંદા પ્રકાશન, એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઈ.

પ્રકાશક જણાવે છે કે, પ્રાચીન હિન્દમાં નાલંદા વિદ્યાપીઠ વિવિધ વિદ્યાઓના અભ્યાસ માટે મશહૂર હતી, તે પરથી તે નામે આ ગ્રંથાવલિમાં પૂર્વ અને પશ્ચિમના વાચકો માટે અરસપરસ સાંસ્કૃતિક સમન્વય કરવાની દૃષ્ટિથી, અંગ્રેજીમાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવે છે. ઉપરનાં બે અંગ્રેજી પુસ્તકોમાંથી પહેલામાં ડેન્માર્કની લોકશાળાઓના આદ્ય સ્થાપક બિશપ ગ્રુન્ડવીગની પ્રવૃત્તિઓ અને તેમના જીવનનો પરિચય, અને બીજામાં ચેકોસ્લોવાકિયાની સોકોલ પ્રવૃત્તિનો પરિચય આપવામાં આવ્યો છે. બંને પુસ્તિકાઓ ટૂંકામાં બોધક પરિચય આપે છે. ૧૮ થી ૨૫ વરસના યુવાનો માટે યોજાયેલી ડેન્માર્કની લોકશાળાની (ફોક હાઈસ્કૂલ) પ્રવૃત્તિ અને સોકોલને નામે ઓળખાતી ચેકોસ્લોવાકિયાની વ્યાયામ પ્રવૃત્તિ, એ બંનેએ ત્યાંની પ્રજામાં અદ્ભુત ચેતન આણેલું છે. તે વિષે ટૂંકામાં સામાન્ય પરિચય ઇચ્છનાર અંગ્રેજી વાચક માટે આ પુસ્તિકાઓ ઉપયોગી છે. ખરી રીતે આવી પ્રકાશન સંસ્થાઓ તરફથી પોતપોતાની માતૃભાષામાં પણ આવા પ્રકાશનો પ્રગટ થાય તો જ સામાન્ય વાચકોને પહોંચી શકાય.

વિ૰

# માસિક વિવેચન

## શેનો વિજય થયો?

વિશ્વયુદ્ધનો એક અને લોહિયાળો ભાગ પૂરો થયો. સૌ કોઈ એથી 'હાશ'નો દમ કાઢશે, એમાં શંકા નથી— જેને રાજા મર્યે અંગ્રેજો કહે છે, રાજા ઘણું જીવો, એવો જ અનુભવ યુદ્ધ વિષે પણ જગતને થયા કર્યો છે. પણ એ વળી બીજી વાત થઈ.

યુરોપમાં યુદ્ધ પૂરું થયાને આજને પ્રસંગે માનવતાવાદીઓ માનશે કે, યુદ્ધ એક આપણા સંસારને વળગેલી બલા છે; તેનું નિવારણ તો થવું જ જોઈએ; પણ તે તો થશે ત્યારે થશે; દરમિયાન 'કજિયાનું મોં કાળું'—એ ન્યાયે, આ જગતવ્યાપી ખૂનરેજી ટળી એય એક પ્રભુની કૃપા છે.

જેટલા રાજકારણી આ પ્રસંગે એમ રાજી થશે કે, જગતમાં ઊપજેલા ફાશી—નાઝી—વાદોની બલા ગમે તેમ કરીને પણ ટોકી પાડી; હવે આગળની વાત આગળ ઉપર.

અને હારેલી પ્રજાઓ તથા યુદ્ધમાં સંડોવવામાં આવેલી એવી પરવશ તથા પછાત પ્રજાઓ અત્યારે શો વિચાર કરતી હશે, એ એક નોખું જ પ્રકરણ છે.

યુદ્ધની આર્થિક ભીંસથી ભૂખે ને ટાઢે કે,લાજે મરતા લોકો આશા સેવશે કે, હવે પાછા સુખના દહાડા આવશે; કદાચ દુનિયાના ઉપલા વર્ગના ને કરતા કારવતા થઈ બેઠેલા લોકોને હવે અમારી તરફ જોવાની ફુરસદ મળશે. અથવા કદાચ, તે કચડાયેલા વર્ગો એવી તો દીનદયામણી દશામાં છે કે તેમના મનમાં આવી લાગણી ઊઠવા જેવીય ચેતના ન હોય!

આમ સૌ સૌની રીતે જર્મની ઇટાલી ઉપરના વિજયથી વિચારશે; અને એમાં દરેક પોતાની રીતે વિમાસશે પણ.

ગશાસ્ત્રની ફેંકાફેંકી અને પાગલતામાંથી હવે વિજય હાથ આવ્યો; પણ તે વિજય એટલો જ કે, મારામારીમાં એક પક્ષ જીત્યો; હવે વધુ મારામારી કરવી નહિ પડે. પરંતુ તેથી શાનો વિજય થયો એ હવે જ જોવાનું છે. ઉપનિષદની પેલી વાતમાં આવે છે કે, વિજય તો ઈશ્વરનો હતો, પણ વચલા લોકો તેને પોતાનો માની લઈને ફુલાય છે ને પોતાનો મહિમા ગાય—ગવડાવે છે. આજે 'વિજયદિને' કેટલાઓ પ્રભુને યશ આપે છે ને તેની દુવા તો માને છે; પણ એ, પેલા કેનોપનિષદના ઘમંડી દેવો પેઠે, માનતા ને વર્તતા તો એમ જ લાગે છે કે, વિજય અમારો છે!

ગયું યુદ્ધ નાઝીવાદ ને ફાશીવાદના નાશને માટે ખેલાયું. તેમાં તે બાબતઃ ફાવ્યું. પરંતુ. આ વિજય પૂરો નથી. ખરું જોતાં નાઝી-ફાશી-વાદો સૈકાંજૂના સામ્રાજ્યવાદનાં જ ફરજંદો છે. તેનાં જર્મન, ઇટાલિયન કે જાપાની રૂપો મરે છે એય સારું જ છે. પણ એટલું બસ નથી; રાજદ્વારી મહામારીનું એ આદિ-કારણ જ ટળવું જોઈએ. તો જ આ યુદ્ધનો ખરો ને આખો વિજય હાંસલ થયો ગણાય. તે વિચાર કરતાં એ યાદ આવે છે કે, આ પ્રથમ વિજય મેળવવા માટે ચર્ચિલની અધ્યક્ષતા તળે ચાલતી બ્રિટિશ સરકારે હિંદની પ્રજા પર પાકો કબજો રાખીને જ વર્તવાનું યોગ્ય માન્યું છે. વિજયને દિવસે પણ તે લોકશાહી-વિરુદ્ધ કબજો છૂટવાનાં કશાં ચિહ્ન જણાતાં નથી. કહેવાતા વિજયદિનના આનંદમાં આ એક કલંક હિંદીઓને દેખાયા વગર રહેતું નથી. કેમ કે, તે દૂર કર્યા વગર આ વિજયથી જગતની માનવતાની મૂડી વધનાર નથી, અને યુદ્ધબીજ મરશે કે કેમ એ શંકા જ છે.

## નામમાં જ બધું છે!

ઈ. સ. ૧૯૧૮થી ૧૯૪૫ આવતાં સુધીમાં દુનિયા કેટલી આગળ વધી કે પાછી પડી (જે હોય તે માનવાનું વાચક ઉપર છોડું છું), તેની એક ટૂંકી કસોટી આપવી હોય તો એ કે, 'મૅન્ડેટ' શબ્દ છોડી, 'ટ્રસ્ટ' શબ્દથી વાચિત ઢબે જગતના પછાત દેશોની વ્યવસ્થા થવી જોઈએ, એમ કહેવાય છે. 'મૅન્ડેટ' એટલે આજ્ઞા; તેવી આજ્ઞા (૧૯૧૯ની આવૃત્તિના) રાષ્ટ્રસંઘે ફ્રાન્સ, જાપાન, અમેરિકા, દક્ષિણ આફ્રિકા ૯૦ દેશોને આપી. તે પ્રમાણે વર્તતાં તેઓ એ 'આજ્ઞા'ને સર્વ-મૂક-સંમતિએ ઓહિયાં કરી ગયાઃ આજ્ઞા-પ્રદેશો ખંડિયા દેશો બની ગયા, ને હવે તે, ખાલસા જ કરવા દેવાની વાતો પણ થાય છે.

તેમાંથી ગોરું જગત જાગે છે (?) ને અમેરિકા કહે છે, 'મૅન્ડેટ' નહિ, 'ટ્રસ્ટ' તરીકે સોંપો. ભલો શેક્સપિયર કહી ગયો કે, નામમાં એવું શું બળ્યું છે? પણ આજના તેના રાષ્ટ્રજનોને હિસાબે તે ભોળો હતો. નામમાં જ બધું છે, એમ તેઓ માનતા લાગે છે.

જો શબ્દફેરથી મનફેર ને હૃદયપલટો થઈ જાય તો 'મૅન્ડેટ' બદલી 'ટ્રસ્ટ' કરવાથી જરૂર સાન ફ્રાન્સિસ્કો જગતનો ઉદ્ધાર કરી શકે.

## ભાષાશાસ્ત્રીઓને

વિદ્યાપીઠના જોડણીકોશની નવી આવૃત્તિ તૈયાર થાય છે એ આ અગાઉ જાહેર થયેલું છે. આ વેળા મુખ્ય ઉમેરા તરીકે તેમાં શબ્દપ્રયોગો અને બાકીની વ્યુત્પત્તિ આપવા નિરધાર્યું છે. ઉચ્ચારણ અંગે પણ નિર્દેશ ઉમેરાશે. ઉપલબ્ધ સામગ્રીમાંથી આ અંગે તારવી કાઢવામાં આવ્યું છે. પરંતુ તેથી કાંઈ તે કામ પૂરું ન થઈ શકે; ભાષાપ્રેમીઓ અને તદ્વિદોની મદદ હમેશ જોઈએ. આ વિનંતી એક ચોક્કસ પ્રકારની મદદને માટે કરું છું. સૌને વિનંતી છે કે, અમને તે પૂરી પાડે.

આ અંકમાં એક લેખમાં કેટલાક શબ્દો આપ્યા છે, જેમની વ્યુત્પત્તિ અમને મળતી નથી. તો તે

બાબતમાં જેમની પાસે જેટલા શબ્દોનો ઉકેલ હોય તેઓ તેટલા અમને લખી મોકલી આભારી કરે. તે અંગે વિચારવા જેવું શક્ય સૂચન હોય તો તેય જણાવવા વિનંતી છે. જોડણીકોશ કાર્યાલયમાં આવી સામગ્રી જે એકઠી થશે, તેનો ઘટતો ખપ લેવામાં આવશે. શબ્દો હફ્તાવાર આપતો જઈશ, જેથી હાથપ્રત તૈયાર થતી જવામાં સાથે સાથે મળતાં સૂચનોનો ઉપયોગ થતો રહે. એટલે, નવો અંક બહાર પડે ત્યાં સુધીમાં—એક માસની અંદર જવાબ આપનારા આપે તો સારું. સ્વતંત્ર રીતે પણ જેમની પાસે વ્યુત્પત્તિના અણખેડાયેલા ક્ષેત્રમાં કામ લાગે એવી સામગ્રી પડી હોય તે મોકલે તો આભાર થશે. આમાં મારી નજર સામે આપણા ગુજરાતીના અધ્યાપકો મુખ્યત્વે છે.

## સ્વ૦ મોતીભાઈ અમીનનું સ્મારક

સ્વ૦ મોતીભાઈને ગમે એવું સ્મારક તેમણે જ રચેલી સંસ્થા તરફથી થાય છે એ જાણી સૌને આનંદ થશે. એ દ્વારા ચરોતર ને તેની આસપાસના પ્રદેશને લાંબા વખતથી જરૂરી એક શિક્ષણસંસ્થા પણ મળી રહે છે. આ સંસ્થા સ્વ૦ સાહેબને પ્રિય એવી ચરોતરની સાચી સેવા કરનારી અને તેના સાંસ્કૃતિક જીવનમાં સુસંસ્કારો રેલવનારું બળ બનો, એ પ્રાર્થનાની સાથે નીચેની ખબર મળી છે તે આપું છું:

"વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રણેતા અને ચરોતરના લોકશિક્ષણના પિતા સ્વ૦ મોતીભાઈ નરસિંહભાઈ અમીનના સ્મારક તરીકે 'મોતીભાઈ અમીન પ્રાથમિક શિક્ષક અધ્યાપન મંદિર' ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તરફથી આણંદ મુકામે શરૂ થાય છે.

તા. ૧૧-૬-'૪૫ થી ૪૦ વિદ્યાર્થીઓનો પહેલા વર્ષનો વર્ગ ચાલશે. અધ્યાપન મંદિર અંગે અલગ વિદ્યાર્થી આશ્રમની વ્યવસ્થા પણ કરવામાં આવી છે. દાખલ થવા ઇચ્છતા ભાઈઓ નીચેને સરનામેથી અરજીપત્ર મંગાવી તા. ૩૦ મે પહેલાં પોતાની અરજી મોકલી આપે. ફી દર સત્રે રૂા ૨૫ છે.

શ્રી રા૦ ચ૦ પટેલ, મંત્રી, ચરોતર કેળવણી મંડળ, આણંદ."

## રણજિતરામ ચંદ્રક

એમ લાગે છે કે અનેક પ્રકારની ઘડભાંગ પછી, ગુજરાત સાહિત્ય સભાએ પોતાની વાર્ષિક ચંદ્રક-વરમાળ સુરત કૉલેજના અધ્યાપક અને આપણા એક તલસ્પર્શી ને વિદ્વાન વિવેચક અ૦ વિષ્ણુપ્રસાદ ત્રિવેદીને પહેરાવી છે, જે માટે તેમને અભિનંદન આપીએ છીએ. આ માનને તેઓ ક્યારના યોગ્ય હતા; આટલે મોડે આ આપવાનું સૂઝે છે એ જ કદાચ નવાઈ લાગશે.

એ મોડાપણાનું કારણ આ ચંદ્રકદાન વિષે કશો સરળ કાયદો નથી, એ અમને લાગે છે. આ ચંદ્રક આપવાને માટે એક ધોરી નીતિ હોવી જોઈએ. દર વર્ષે સ્વયંવર જેવી ચિંતા તેને આપવાને માટે ઊભી ને ઊભી ન હોવી જોઈએ. પરંતુ આ માસિકમાં અગાઉ એક વાર સૂચવેલાને મળતી કોઈક ચંદ્રકદાનનીતિ યોજવી જોઈએ. એ ભાગ જ અહીં ઉતારું:

"………ચંદ્રકની પ્રતિષ્ઠાને ખાતર પણ તે આપવાની કોઈક બાંધી નીતિરીતિ હોવી ઘટે. નીચેની ત્રણ વસ્તુ સૂચવવા જેવી… (૧) ચંદ્રક આપવાને માટે વિષયોની ક્રમબદ્ધતા જાહેર કરવી જોઈએ. (૨) આપવાના વર્ષ દરમિયાન, નિશ્ચિત વિષયનાં પ્રસિદ્ધ થયેલાં બધાં પુસ્તકોમાંથી શ્રેષ્ઠને ચંદ્રક આપવો જોઈએ. (૩) શ્રેષ્ઠતા નક્કી કરવાને માટે તે વિષયના તદ્વિદોની પરીક્ષકસમિતિ નીમવી જ જોઈએ, જેથી હાથ ગણવાની જાડી રીત ન લેવી પડે."

(શિ૦ સા. પુ. ૧. પા. ૩૧૯ પરની 'રણજિત ચંદ્રકની પ્રતિષ્ઠા'એ નોંધમાંથી.)

## ગ્રીષ્મવર્ગ વ્યવસ્થાપકોને

વિદ્યાર્થી પ્રવૃત્તિને અંગે ગ્રીષ્મવર્ગ કામ ગુજરાતનું ખાસ લક્ષણ હોય એમ લાગે છે; બીજા પ્રાંતોમાં આ જાતનું ચાલતું જાણ્યું નથી.

આ વર્ષે અનેક વર્ગો ચાલ્યા. તે બધાની માહિતી વિગતે બહાર પડી નથી. તે તે વર્ગોના વ્યવસ્થાપકોને વિનંતી છે કે, તે આ પત્ર ઉપર મોકલી આપે. તે બધાનો એ ખપ છે કે, કેટલા કઈ જાતના વિદ્યાર્થીઓ આ પ્રવૃત્તિનો લાભ લે છે, તે વર્ગોમાં જે અપાય છે તેમાંનું કયું રસિક અને લાભદાયી થાય છે,—એ બધી વસ્તુઓનો વિચાર કરવો જરૂરી છે. એ પ્રવૃત્તિમાં મોટે ભાગે હાઈસ્કૂલોના વિદ્યાર્થીઓ સારો ભાગ લે છે, એમ જાણ્યું. આ સારી આશાદાયક વસ્તુ છે. એમ હોય તો આગળને માટેનું કામ વધારે સારું ને સંગીન કરવા અત્યારથી વિચાર કરવા જોઈએ. તેને માટે વર્ગોની સામગ્રી સૌએ એકઠી કરીને મોકલવા વિનંતી છે. તે સામગ્રીમાં આટલી ખબરો તો આપે જ:—સ્થળ; કેટલા વિદ્યાર્થી કુલ આવ્યા; ક્યાં અભ્યાસ કરનારા તે હતા; તેમનું ટાઈમટેબલ અને અભ્યાસક્રમ; કોણે શું વ્યાખ્યાન આપ્યું તે; કુલ ખર્ચ; તે મેળવવામાં વિદ્યાર્થીએ કેટલો ભાગ આપ્યો; વર્ગ યોજનાર કોણ; ખાસ અનુભવો થયા તે તથા આગળને માટેનાં સૂચનો.

## કન્યા ગ્રીષ્મવર્ગ

આ વેળા બે વર્ગોની ખાસ નોંધ લેવી જોઈએ. એક શ્રી વિઠ્ઠલ કન્યા વિદ્યાલય, નડિયાદ, નો કન્યા ગ્રીષ્મવર્ગ. કચ્છ અને મુંબઈથી પણ તેમાં બહેનો આવી છે. જોયું કે કૉલેજની કોઈ કન્યા આવી નથી. લગભગ ૨૫ બહેનો છે તે હાઈસ્કૂલમાં કે ૭ ધોરણ ભણતી બાળાઓ છે. બેઉ લિપિમાં હિંદુસ્તાની તથા કાંતણપીંજણનો ઉદ્યોગ તે શીખે છે. તેઓ પોતાની રસોઈ જાતે કરી લે છે. સવારથી સાંજ સુધીના તેમના ભરચક કાર્યક્રમમાં સાંજના બેએક કલાક બહારના વ્યાખ્યાતાઓને માટે છે. આ બહેનો સંગીત પણ શીખે છે. જોયું કે, કન્યાઓની ચાલુ કેળવણીમાં આ વર્ગ કીમતી ખોટ પૂરી પાડે છે.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૪—અંક ૬] અમદાવાદ [જૂન, ૧૯[illegible]]

## માંરાં લખાણ વાંચવાની ચાવી

[ 'વર્ણવ્યવસ્થા' નામની ગાંધીજીની ચોપડીની નવી આવૃત્તિમાં પ્રસ્તાવનારૂપે તેમણે લખેલો લેખ આ છે. આ આવૃત્તિ તાજેતરમાં બહાર પડી છે.]

આ પુસ્તક ફરી વાંચવાની મારી પાસે ફુરસદ નથી. હું ફરી વાંચવાની ઇચ્છા પણ નથી રાખતો. મારી પાસે બીજું કામ ઘણું છે.

મારી દૃષ્ટિ છે કે માણસ રોજ આગળ વધે છે અથવા પાછળ પડે છે, કદી સ્થિર રહેતો નથી. જગત આખું ગતિમાન છે. એમાં અપવાદરૂપે કોઈ નથી, કંઈ જ નથી. એટલે હું કાલે હતો એવો આજે છું અને એવો રહીશ, એવો દાવો કરું તો તે ખોટો છે. એવો મોહ પણ મારે ન રાખવો જોઈએ.

આટલું ખરું. મારાં લખાણો કે વચનો એવાં હોવાં જોઈએ કે તે કોઈને ભ્રમણામાં ન નાખે. એના બે અર્થ કે વધારે થઈ શકે એવું હું ન લખું. એટલે કે મારે લખવું, બોલવું, આચરવું, તે સત્ય અને અહિંસાને નજરમાં રાખીને જ. મારી માની સાથે વચનબદ્ધ થયો ત્યારથી હું આમ કરતો આવ્યો છું, એમ કહી શકું. ખરું જોતાં તો હું સમજણો થયો ત્યારથી જ સત્યનો ઉપાસક રહ્યો છું.

પણ આનો અર્થ એ નથી કે, સત્ય અથવા અહિંસાને મેં હમેશાં પૂર્ણપણે જોયાં છે, અથવા તો આજ જોઉં છું. સત્ય અને અહિંસા રોજ વધારે ને વધારે સ્પષ્ટ રીતે જોઉં છું એવી મારી માન્યતા છે. તેથી વર્ણાશ્રમ હું આજે જોઉં છું તેમ હમેશાં જોયો છે એમ ન કહેવાય. વર્ણ અને આશ્રમ હિંદુ* ધર્મની ભેટ છે એમ મેં કહ્યું છે, અને આજ પણ એ વચનને વળગું છું. મારી માન્યતાના નથી રહ્યા વર્ણ, નથી રહ્યા આશ્રમ. એ બન્ને હોવા જોઈએ ધર્મ. એમાં આશ્રમનો તો લોપ જ છે, એમ કહેવાય. વર્ણ કેવળ અધિકારરૂપે જોવામાં આવે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય હોવાનો દાવો તે અહંકાર. જ્યાં ધર્મ ત્યાં અહંકાર કેમ? શૂદ્રની તો ગણતરી જ ક્યાં છે? શૂદ્ર એટલે નીચ? અને અતિશૂદ્ર એટલે નીચમાં નીચ? આ ધર્મ નહિ, અધર્મ કહેવાય.

ગીતાના ચાર વર્ણ આજે ક્યાં? વર્ણથી જાતિ નોખી વસ્તુ છે. જાતિઓ અગણિત છે. તેને સારુ ગીતામાં કે કોઈ બીજા પુસ્તકમાં આધાર હોય એમ હું જાણતો નથી. ગીતામાં ચાર વર્ણ કહ્યા છે, ને તે ગુણ-કર્મ ઉપરથી. ચાર ઉદાહરણરૂપે છે. એટલે ચારથી વધારે પણ કહી શકાય અને ઓછા પણ. આજે તો એક જ વર્ણ વર્તે છે, અને તે શૂદ્રનો અથવા કહો કે અતિશૂદ્રનો—હરિજનનો—અસ્પૃશ્યનો. આ વસ્તુ ખરી છે એ વિષે મને શંકા નથી. બધા હિંદુને આ વાત સમજાવી શકું તો હિંદુ જાતિમાં થતા બધા ઝઘડા શમી જાય. હિન્દુ મુસલમાન વગેરેના કોમી ઝઘડા પણ શમે અને હિન્દુસ્તાનની પ્રજા જગતમાં બહુ મોટું પદ ભોગવે. જેમ ઊંચનીચપણું માનવું ધર્મ નથી, અધર્મ છે, તેમ રંગદ્વેષ પણ અધર્મ છે. ઊંચનીચપણું કે રંગદ્વેષ કોઈ શાસ્ત્રમાં જોવામાં આવે તો તે શાસ્ત્ર નથી. શાસ્ત્ર ધર્મ વિરુદ્ધ વચન ન જ કહે એવો નિશ્ચય કરીને જ માણસે શાસ્ત્રને અડવું જોઈએ.

જાતિભેદે એવી જડ ઘાલી છે કે એના છાંટા મુસલમાન, ખ્રિસ્તી વગેરે બધા ધર્મીઓને લાગ્યા છે. એટલું ખરું કે, પ્રમાણમાં બધા ધર્મમાં વાડાઓ રહ્યા જ છે. એ ઉપરથી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે મનુષ્ય માત્રમાં એ દોષ રહેલો છે. શુદ્ધ ધર્મથી જ એ દોષ ધોઈ શકાય. આવા વાડાઓ, ઊંચનીચપણું મેં તો કોઈ ધર્મપુસ્તકમાં નથી જોયું. ધર્મની દૃષ્ટિએ મનુષ્યમાત્ર સમાન છે,—વધારે ભણેલો, વધારે બુદ્ધિવાળો કે વધારે ધનવાન, અભણ, મૂર્ખ કે ગરીબ કરતાં ઊંચો નથી. જો તે સંસ્કારી એટલે ધર્મથી શુદ્ધ થયેલ હોય તો, પોતાનાં ભણતર, બુદ્ધિ કે ધનથી, પોતાનાં અભણ, મૂર્ખ કે ગરીબ ભાઈ કે બહેનની તે સેવા કરશે, ને પોતે જે પામ્યો છે તે પોતાનાં ભાઈ બહેનને એટલે આખા જગતને આપવા મથશે. જો ધર્મની આ સ્થિતિ છે તો આ ધર્મહીન સ્થિતિમાં વિશેષે કરીને અને સ્વેચ્છાએ અતિશૂદ્ર બનવામાં ધર્મ રહેલો છે. પોતાની પાસેની સંપતનો તે સ્વામી

* હિંદુ નામ અપાયેલું છે. જે હિંદુધર્મને નામે ઓળખાય છે, તેનું નામ માનવધર્મ છે; એટલે મનુષ્યમાત્રનો ધર્મ. એ ધર્મ નિત્ય શોધાય છે. એ અનંત છે. એ નથી કહેવાતા વેદમાં કે નથી કહેવાતી મનુસ્મૃતિમાં. એ માનવ હૃદયમાં છે. અને જેમ તે સંસ્કાર પામે તેમ તેના હૃદયમાં જાગે.

નથી પણ વાલી કે રક્ષક છે. તેનો ઉપયોગ તે જગતને સારુ કરશે. પોતાની મહેનત તરીકે પોતાને ભાગે જે આવે તે જ વાપરશે. આમ થાય તો કોઈ કંગાળ નહિ હોય, કોઈ ધનવાન નહિ હોય, આ વ્યવસ્થામાં સહેજે બધા ધર્મો સમાન ગણાશે; એટલે ધર્મના, જાતપાંતના, ધનિક ગરીબના ભેદ અને ઝઘડા મટશે.

આ સ્થળે આ વિચાર પણ કરવો ઘટે છે. પરતંત્ર પ્રજાનો એક સર્વોપરી ધર્મ એ છે કે પહેલી તકે તેણે પરતંત્રતા કાઢી નાખવી. જે પરતંત્ર છે તે પરાણે અતિશૂદ્ર છે. પછી ભલે તેને ઇલકાબો અપાયા હોય, ન્યાયાધીશ બનાવ્યો હોય કે પટાવાળો હોય, રાજા હોય કે રંક. જેમ વધારે ઉપાધિ તેમ પરતંત્ર રાજ્યમાં વધારે પરાધીનતા. આમ સ્વતંત્રતાને ધર્મની સાથે જોડતાં અને ધર્મને સર્વવ્યાપી રૂપ આપતાં ગયા પૅરામાં બતાવેલી સ્થિતિ સહજ આવવી જોઈએ.

એ સુંદર સ્થિતિ આજ આવો કે કાલ તેની પંચાતમાં જે પોતે ધર્મ પાળવા માગે છે તે નહિ પડે. અને જો ઘણા માણસો તે ધર્મ પાળે તો પરતંત્રતા ટળે એટલું જ નહિ, પણ સ્વતંત્રતામાંય અંધાધૂંધી નહિ રહે. મારા સ્વપ્નાનું આ સ્વરાજ છે. એની મને ઝંખના છે. એ મેળવવાને ખાતર હું જીવવા માગું છું, એ પ્રયત્નમાં મારો દરેક શ્વાસ જાય એમ મથી રહ્યો છું.

આ વિચારોની વિરુદ્ધ જો કોઈ વાંચનાર આ પુસ્તકમાં કંઈ પણ જુએ તો તેટલો સુધારો કરીને પુસ્તક વાંચે.

મારી મહેનત બચાવવાને ખાતર, મારા વિચારોનું જેણે 'દોહન' કર્યું છે અને જેણે તેમ કરવા અતિશય મહેનત કરી છે, તેણે મારા આજના વિચારોનું ટાંચણ મોકલ્યું છે. જો તેમાં સહી કરી શકું તો મારો વખત બચાવી લઉં, એ શ્રી. કિશોરલાલનો ઉદ્દેશ. તેમાં સુધારા વધારા કરવાની તો સહેજે મને છૂટ હતી. પણ એ વાંચતાં મેં જોયું કે, પોતાના સ્વભાવ પ્રમાણે શ્રી. કિશોરલાલ વાંચી ગયા, વિચારી ગયા ને મારા આજના વિચારોની સાક્ષીરૂપે એક નોંધ ઘડી કાઢી. તેમાં જોકે હું સહી ન આપી શકું તોયે એ આની સાથે પ્રગટ કરવી ઘટે છે. એમાં અને મારી 'ચાવી'માં વિરોધ નથી. શ્રી. કિશોરલાલની નોંધ* પુસ્તકના અભ્યાસ ઉપર રચાયેલી છે એટલે વાંચનારને કદાચ વધારે મદદરૂપ થઈ શકે.

સત્યનો જ જય હજો.

મહાબળેશ્વર, ૩૧-૫-'૪૫ મોહનદાસ કરમચંદ ગાંધી

* આ નોંધ આ લેખ પછીના લેખ તરીકે આપી છે.

# 'વર્ણવ્યવસ્થા' ઉપર શ્રી. કિશોરલાલભાઈની નોંધ

એવી એક સૂચના કરવામાં આવી છે કે, ગાંધીજીએ પોતાના લેખોનો સંગ્રહ ફરીથી તપાસી જઈ પોતાના આજના વિચારોને જ પ્રગટ કરે એવી રીતે તેની સુધારેલી આવૃત્તિ જ બહાર પાડવી. આ સૂચના મને બરાબર લાગતી નથી. પણ આ નોંધથી કદાચ સામાન્ય વાચકને મદદ મળશે.

આ પુસ્તક 'વર્ણવ્યવસ્થા' વિષેનું કોઈ સાંગોપાંગ શાસ્ત્ર કે કાયદો નથી. પણ પચ્ચીસ વર્ષ દરમ્યાન ગાંધીજીની ભાવનાઓ અને વિચારોનો કઈ રીતે વિકાસ થયો, તેનો ઇતિહાસ છે. વળી, જોકે તે એકલા જ એના લેખક છે, છતાં કેટલેક અંશે તે પોતાના તેટલા જ હિંદુ સમાજના ઠીક ઠીક ભાગના વિકાસનાયે સાક્ષી છે. જે વસ્તુ આજે પોતે મૂકે તે કરતાં વધારે નબળી રીતે મુકાયેલી હોવા છતાં, તેઓ હિંદુ સમાજને સહેલાઈથી સમજાવી શકતા નહોતા, તે કરતાં વધારે કઠણ વસ્તુ આજે તેને સમજાવી શકે છે. આ બતાવે છે કે એક પેઢીમાં હિંદુ સમાજમાં કેટલી વિચારક્રાન્તિ થઈ છે. સમાજના અભ્યાસી માટે આ સાક્ષી કાયમ રહે એ સારું જ છે. ઉપરાંત, હજુયે આગળ પર પોતાના વિચારોમાં ફરક ન પડે તેની શી ખાતરી? તે સત્યના શોધક હોઈ જેટલું અને જેવું સત્ય પોતાને સમજાતું જાય છે તેમ તેને રજૂ કરે છે, અને વધારે દર્શનની આકાંક્ષા સેવે છે. એટલે વખતોવખત બધા વિષયોના બધા લેખોનું સંશોધન કરાય? આ અસંભવ છે.

દરેક લેખની નીચે તારીખ મૂકેલી હોવાથી, અને અનેક ઠેકાણે પોતાના છેલ્લા વિચારોને જ વધારે સાચા સમજવાની ચેતવણી આપેલી હોવાથી, બુદ્ધિ ચલાવનાર પ્રામાણિક શોધકની દિશાભૂલ થઈ શકે એમ નથી. તે છતાં જો કોઈ માણસ નવા વિચારને છોડી જૂના વિરોધી વિચારને ટાંકે તો સમજવું જોઈએ કે, તે કાં તો ખોટા ઇરાદાથી તેમ કરે છે, અથવા તે હજુ વિચારની એ ભૂમિકામાં જ છે, જ્યાં ગાંધીજી એક કાળે હતા. પ્રામાણિક શોધક ગાંધીજીના વિચારોનું તારણ બનાવે તે જુદી વાત થઈ. જેમ, દાખલા તરીકે, 'ગાંધી-વિચાર-દોહન' માં મેં કર્યું છે.

કોઈનાયે લેખોને જો કોઈ વાચક બેદરકારીથી વાંચે, તેમાં વાપરેલા શબ્દોને લેખકના અર્થમાં નહિ, પણ પોતે માનેલા અર્થમાં જ સમજ્યા કરે અને પછી ગોટાળામાં પડી ટીકા કરવા બેસે, તો તેનો ઉપાય નથી. એવા ટીકાકારો પોતે ગોટાળામાં પડે છે એટલું જ નહિ, પણ મૂળ લેખો ન વાંચ્યા હોય એવા પોતાના શ્રોતાઓ કે વાચકોને પણ ગોટાળામાં નાખે છે. આટલું કહીને, ઉતાવળા વાચકને સાવધ કરવા અને ગાંધીજીના વિચારોમાં ધીમે ધીમે કેવો ફરક પડતો ગયો છે તે દેખાડવાના ઉદ્દેશથી એક દાખલો આપું છું.

બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે વર્ણો, મોઢ-લાડ વગેરે જ્ઞાતિઓ કે ન્યાતો, અને બ્રાહ્મણ-બ્રાહ્મણેતર જેવી જ્ઞાતિઓને આધારે ઊભી કરેલી જાતિઓ કે કોમો-ત્રણે નોખી વસ્તુઓ છે. એ બધા માટે અંગ્રેજી 'કાસ્ટ' શબ્દ વાપરવાથી ગોટાળા ઊભા થાય છે. સાધારણ રીતે ગાંધીજીએ ત્રણેના ભેદો જુદા જુદા શબ્દોથી દર્શાવ્યા છે. કોઈક ઠેકાણે એક-સરખી પરિભાષા ન જળવાઈ હોય અથવા એકને બદલે બીજો શબ્દ વપરાયો હોય, ત્યાં ઘણુંખરું સંદર્ભથી ખુલાસો થઈ જાય છે.

હવે, આ ત્રણ પૈકી, જ્ઞાતિઓના અસ્તિત્વને ગાંધીજીએ આપણા યુગમાં જરૂરી કે ઇષ્ટ માન્યાનું મને યાદ નથી. તેને વખોડવાની ભાષાની કડકાઈ વધતી ગઈ હોય એમ બને. એક કાળે જ્ઞાતિઓને તોડવાની આવશ્યકતા એમને ઇષ્ટ લાગતી હતી, અનિવાર્ય લાગતી નહોતી. આજે તે અનિવાર્ય લાગે છે.

બ્રાહ્મણ—બ્રાહ્મણેતર જેવા જાતિભેદો તો આજની વિકટ રાજકીય પરિસ્થિતિનાં પરિણામો છે. એ જ્ઞાતિભેદોથી ઉત્પન્ન થયેલું અનિષ્ટ છે, અને તેનો ગેરલાભ લેવા માટે ઉત્પન્ન કરવામાં આવેલી આધુનિક સંસ્થાઓ છે. જ્ઞાતિઓના જવાથી જ એ ટળી શકે.

'વર્ણ' વિષેના ગાંધીજીના વિચારો મૌલિક છે. એને જ્ઞાતિઓ સાથે લેવાદેવા નથી; રોટીબેટીવ્યવહાર સાથે નથી. એ ઊંચનીચની ભાવના કે પૈસાની વિષમતા પર નહિ, પણ સામાજિક તેમ જ આર્થિક સમતાના સિદ્ધાન્ત પર અને તેને પહોંચવાના આદર્શ પર ઘડાયેલા છે. અકલ્પનાશીલ વાચક તેને આજે તો તેમનો ગગનવિહાર જ માને એ સંભવ છે. આદર્શવાદી પ્રજા તેને સિદ્ધ કરવા મથે. ગાંધીજીના આદર્શ સમાજમાં યુનિવર્સિટીનો વિદ્વાન આચાર્ય અને ગામડાનો મહેતાજી, સરસેનાપતિ અને નાનકડો સિપાઈ, બાહોશ વેપારી, વાણોતર, મજૂર, ભંગી સર્વે એકસરખા કુલીન ગણાતા હશે, અને સર્વેની ખાનગી આર્થિક સ્થિતિ સરખી હશે. તેથી પ્રતિષ્ઠા કે આવક વધારવા માટે કોઈને એક ધંધામાંથી બીજા ધંધામાં જવાની લાલચ નહિ રહે. અમુક ધંધો કરવાની લાયકાત વારસામાં ઊતરી આવતી હોય કે કેળવણી અને આસપાસના વાતાવરણનું પરિણામ હોય, સેંકડે નેવુંથી વધારે બાળકોની લાયકાત તો બાપીકા ધંધા માટે જ હોવાનો સંભવ છે. તે ધંધો કરવાથી આવક કે પ્રતિષ્ઠા ઓછી ન થાય, તો નકામો જ બીજો ધંધો ચૂંથવાની તેને ઇચ્છા નહિ થાય. જે રીતે આજે, લાયકાત હોય કે ન હોય તોયે, સેંકડો વિદ્યાર્થીઓ યુનિવર્સિટીની ડિગ્રીઓ પાછળ પડે છે, તેમ તે વલખાં નહિ મારે. ગામડાંના બુદ્ધિશાળી જુવાનો ગામડાંઓને ખાલી કરી નાંખતા જોવામાં નહિ આવે. અપવાદરૂપ બાળકો જુદી વૃત્તિવાળા હોય એમ બને. સમાજની બદલાતી જરૂરિયાત મુજબ જુદા ધંધા માટે કેટલાકને પ્રેરણા કરવામાં આવે એ પણ સંભવે. એનો ગાંધીજીની કલ્પનાસૃષ્ટિમાં નિષેધ નથી. કારણ કે તેમની સૃષ્ટિમાં જબરદસ્તી–હિંસા–ને તો સ્થાન જ નથી, અને અપ્રગતિશીલતાનેયે સ્થાન નથી.

જે આજે બ્રાહ્મણ ગણાય છે, પણ બ્રાહ્મણનો ધંધો કરતા નથી, અથવા જે આજે બ્રાહ્મણ ગણાતા નથી, પણ બ્રાહ્મણનો જ ધંધો કરે છે અને તેના આદર્શો મુજબ જ વર્તે છે, તેને કયે નામે ઓળખવા, તે વિષે એક કાળે ગાંધીજીએ વિચારો પ્રગટ કર્યાં છે ખરા. પણ કોને શું નામ આપવું તે ઠરાવવામાં હવે એમને રસ રહ્યો નથી એમ કહી શકાય. સર્વે ધંધાદારીઓના ચાર જ વિભાગ કરવા કે વધારે-ઓછા અને કેટલા તે વિષે એમણે પોતાના વિચારો 'ચાવી' માં પ્રગટ કર્યા જ છે.

કિ૦ ઘ૦ મશરૂવાળા

# શિક્ષણની સોદાગરી

મૅટ્રિક અને બીજી પરીક્ષાઓનું પરિણામ એક સામાજિક ખળભળાટનું રૂપ પકડતું જાય છે. જવાબદાર છાપાં પણ તે વિષે લાંબી ટીકાઓ ને વિચારણામાં ઊતરવા જેવું મહત્ત્વ આપે છે. આ નર્યાં શુદ્ધ શિક્ષણપ્રેમનું પરિણામ નથી જ; તેમાં સારાં માઠાં બીજાં અનેક સામાજિક કારણો પણ છે.

પરીક્ષાએ એટલે કે પદવીએ એક કમાણીના કે ખરું જોતાં નોકરી કરવાના પરવાનાનું રૂપ લીધું છે. એટલે સુધી કે, પાસ થવાને માટે ચોરી કરવી એ તો આજે મામૂલી ભોળપણની રીત બની ગઈ છે; તે કરવાના આબાદ યુક્તિભર્યા અને જાસૂસી કથાનો રસ જમાવે એવા રસ્તા યોજાતા પણ સાંભળવા મળે છે. વિદ્યાર્થીઓને તેમનું સિનેમા-દર્શન આમાં ઠીક મદદેય કરતું હોય તો નવાઈ નહિ. પરીક્ષકોને લાગવગ કે ઓળખાણ પિછાનથી પહોંચવું, એ પણ ખૂબ ચાલ્યું છે. તેમને પેપર ફોડવા માટે નાણાં અપાયાનો દાખલો પણ કાન ઉપર આવ્યો છે. અને કલકત્તાથી તો જુલમની ખબર આવે છે કે, પરીક્ષાર્થીને તેના નિરીક્ષકે ચોરી કરવા કે કશાકમાં રોકયો ત્યારે તે પેલા બિચારા નિરીક્ષકના જાન ઉપર તૂટી પડયો!

આમ શાથી થયું છે? આ વિચાર કરતાં મને એક શિક્ષણ પરિષદમાં એક જાણીતા શાળા-સંચાલકે શિક્ષણ-સંચાલનને માટે વાપરેલો શબ્દપ્રયોગ યાદ આવે છે. તેમણે કહ્યું કે, આ કામને માટે 'educational statesmanship' હોવી જોઈએ—શાળા-સંચાલન પણ એક

રાજ્યવહીવટ જેવી કુશળતાનું કામ છે; તે કરનારમાંય રાજપુરુષના ગુણો હોવા જોઈએ. એ જ શબ્દોને જરાક ફેરવી લઈને કહું તો, ઉપરની આખી બલાનું કારણ એ લાગે છે કે, 'એજ્યુકેશનલ સ્ટેટ્સમૅનશીપ' નહિ પણ આજે ઘણે સ્થળે 'એજ્યુકેશન સેલ્સમૅનશીપ' તો ખૂબ ફાલેલી જોવા મળે છે. શિક્ષણ નર્યો વેપાર કે સોદાગરી બનતું જાય છે. વિદ્યાર્થી ને માબાપો સોદો પકવવાની વૃત્તિથી કામ કરે છે; શિક્ષકો સોદામાંથી બનતો લાભ તાકે છે; અને એમ છેક ઉપર સુધી એકધારી આ શિક્ષણની સોદાગરી વ્યાપી છે.

અને માત્ર નોકરીનું જ પ્રલોભન નહિ; નોકરીનો પરવાનો — એટલે કે કશીય પદવી — હોય, તો લગ્નબજારમાંય ભાવ આવે છે. આમ નર્યા આર્થિકમાં સામાજિક કારણ ઉમેરાયું છે. છોકરો જો વરસે વરસે ન ચડે તો તેની શક્તિ વિષે ઓછપ જણાય; તેથી તેના ભાવ બેસી જાય. માટે માબાપોએ તે ચડતો રહે એ તો ધ્યાન રાખવું જ જોઈએ; "પછી ભણવાનું તો એના નસીબમાં હશે તે થશે'" શિક્ષકોને એવી ચિંતા રહે કે, જો નહિ ચડાવીએ તો સામેની શાળા–દુકાને તે જશે ને ત્યાં તેને ચડાવશે; પરિણામે આપણે 'ડાબુ" ખોઈને ડફોળ શું કામ બનવું'! આપણું શું જાય છે? નહિ ભણે તો તે જાણે; ફી ખોવાનું કારણ નથી. આમ હાઈસ્કૂલોમાં છોકરાઓ ઉપર ઉપર (કે નીચે નીચે?) ધકેલાય છે; ભણતરનું કે પરીક્ષાનું ધોરણ પડતું જાય છે; ટ્યૂશનરૂપી લાંચ પ્રતિષ્ઠિત પદ્ધતિ ને જરૂરી વ્યસન બનતી જાય છે; ચડવું એ જ જ્યાં લક્ષ્ય બને ત્યાં પછી ભણતરની વાત પાછળ રહી જાય છે. પરિણામે, પાધડીનો વળ છેડે આવે તે ન્યાયે, શાળાઓ આવા ધકેલિયા માલની સફાઈ કરવાનું 'કત્લેઆમ' કામ મૅટ્રિક પરીક્ષા પર નાંખે છે. તેનું તંત્ર પણ પેલી 'એજ્યુકેશનલ સેલ્સમૅનશીપ'થી ઓછું મુક્ત હોઈ શકે? એ ક્યાં આ સમાજસ્થિતિથી જુદું છે? વળી તેમને વચ્ચેના કેટલાંક વરસો 'કત્લેઆમ'–વિરોધી ચળવળોનો સામનો કરવો પડ્યો; હજી પણ તે આફત ન જ આવે એમ ઓછું જ છે' તેમણેય ડરી ડરીને ચાલવું જોઈએ. 'બૉમ્બે ક્રૉનિકલ'ના તંત્રી ચિંતાતુર મને અગ્રલેખમા પ્રશ્ન ઉઠાવે છે કે, આ વર્ષે મૅટ્રિકનું પરિણામ ઓછું કેમ આવ્યું? ૫૦ ટકાથી ઊતરીને ૩૮ પહોંચ્યું! શું તેથી વિદ્યાનો વિકાસ અટક્યો? હિંદની પ્રગતિના ટકા બેસી ગયા? આભ તો જાણે ન તૂટી પડ્યું. છતાં તે વિષે વિચાર કરવો જોઈએ ખરો. બહુ ઠાવકાઈથી તે અંગે કહેવાય છે કે, ગયે વર્ષે પરીક્ષકોમાં જે પોલ ચાલતું પકડાયું, તેથી કરીને કાંઈક સુધારો થયો તેનું આ ફળ હોય. બનવા જોગ છે; પણ પોલ નામે નાબૂદ થયું એમ માનવા જેવું ભોળું તો કોઈ નહિ હોય. એને લઈને જ વધતા ટકા કાપવાને તો કદાચ હજીય સ્થાન હશે.

પેલા પોલ પકડાયાથી પરીક્ષકો કદાચ આ વખતે 'કડક' થયા હોય. 'કડક' એટલે? ૫૦ ટકા આપવા કે આવવા જોઈએ એમ માનીએ તો ને? 'કડક' કે 'દયાળુ' (!) નું ધોરણ શું? મૅટ્રિક એ કૉલેજનું પ્રવેશપ્રમાણ છે. ચાલુ મૅટ્રિક થયેલા કૉલેજમાં નભે છે? ત્યાં ધોરણ સચવાયું છે? કૉલેજોનું ધોરણ ચડ્યું છે કે ઊતર્યું છે? સાંભળવા મળે છે કે, ઊતરે છે.

સ્વભાષા મારફતે શીખવાતું જાય છે તેથી અંગ્રેજી કાચું રહે છે! માનો કે તેમ હોય. અને એમ બને જ. તો પછી તેમાં દુઃખ શું કામ? પણ 'કાચું' એટલે? શું કામ જૂનાં ઘસાઈ ગયેલાં ને વસ્તુસ્થિતિએ જોતાં ખોટાં ઠરેલાં ધોરણો હજીય ઘસડચે રખાય? એમ કેમ કોઈ નથી કહેતું કે, રાષ્ટ્રજીવનમાં અંગ્રેજીની જરૂર અને તેના અભ્યાસની પદ્ધતિ તથા ધોરણો બાબત મૂલગત નવેસર વિચાર કરવા કાળ આવી લાગ્યો છે?

આ પ્રશ્નનો વિચાર કરતાં, છોકરાઓ નાપાસ થાય છે તેથી તેમનું દુઃખ જોઈને લાગણિયાળા બની જવાની ભીતિ રહે છે, તેથી સંભાળવાની જરૂર છે. સ્વતંત્રતાપ્રેમી વિદ્યાર્થી પોતા પ્રત્યે રખાતી એવી દયાખાઉ વૃત્તિથી લાજે. રાષ્ટ્રની ભાવી પેઢીને મનથી પણ ખડતલ ને સ્વાભિમાની બનાવવા ચાહનારાઓ પરિણામના છેવટના પાઘડીના વળથી ન ગભરાય. હાઈસ્કૂલોના અભ્યાસ વિષે જે જાણવા મળે છે તે પરથી, નવાઈ તો ઊલટી એમ છે કે, આટલાં વર્ષોથી ૫૦–૫૦ ટકા પરિણામ આવતું, તે શી રીતે? એટલે સમાજદૃષ્ટિએ વિચારનારે તો આખા તંત્રમાં જ ઊંડે ઊતરીને નજર કરવી જોઈએ. તે વગર ભાગ્યે જ કશું કાયમી કે સંગીન કરી શકાય. મૅટ્રિકનું પરિણામ સુધારવાનું કામ પરીક્ષકોને કે મૉડરેટરોને હાથ ઓછું છે; તે કામ હાઈસ્કૂલો, માબાપો અને વિદ્યાર્થીઓના સ્વમાની પુરુષાર્થનું છે. તે કર્યા વગર બીજાં બધાં ફાંફાં છે. એટલું જ નહિ, શરૂમાં આપણે જોઈ એવી, સમાજની સુસ્થિતિને માટે જીવલેણ એબો ઉત્પન્ન થયા કરશે.

પરંતુ જોવા તો એમ મળે છે કે, ગયે વર્ષે પરીક્ષકો વગેરેનું પોલ પ્રગટ થયું, તેથી સરકારે ને યુનિવર્સિટીએ પણ જેને નામોશીભર્યું ગણ્યું, તેને પ્રજા એક અજાજે એવું જ ગણે છે એમ નથી. સાચે જ શિક્ષણ એક સામાજિક ગોદો બની ગયું છે; તેમાંય 'કાટૅલ' અને 'કંબાઈન' જેવું છે; તેમાં ફાવવાના કીમિયા પણ હોય છે. તેને સમાજ કે વ્યક્તિના વિકાસના મુખ્ય સાધનનું પદ નથી રહ્યું; મનુષ્યો ઘડવાનો ઉદ્યોગ એ નથી રહ્યું. પરદેશી રાજ્યમાં આ નવાઈનું કારણ ન બને; પણ સ્વતંત્ર થવા માગતા દેશમાં? કે પછી આપણી સ્વતંત્રતાની તમન્ના પણ એવા જ પોચકા લાગણીવેડા છે?

૯–૬–'૪૫ મગનભાઈ દેસાઈ

# સારજંટ યોજનાના કેટલાક નોંધપાત્ર વિચારો

ગયા અંકમાં સરકારી સારજંટ યોજનાનું સામાન્ય રૂપ આપણે જોયું. હવે આ તેના બીજા હપતામાં, તે યોજનાએ જણાવેલા કેટલાક નોંધપાત્ર વિચારો તારવીને આપું છું. એમની ચર્ચામાં ઊતરવાનો સવાલ નથી.

૧. આ દેશના લોકોની કેળવણી ઉપર આ દેશના ભવિષ્યનો આધાર છે.

૨. કોઈ પણ સમાજ કે રાષ્ટ્રની ઊગતી પ્રજાની કેળવણીમાં, જો શારીરિક યોગ્યતા, બુદ્ધિબળ અને ચારિત્ર પર પૂરેપૂરો ભાર મૂકવામાં ન આવે, તો તે સમાજ કે રાષ્ટ્રની કદી સમૃદ્ધિ થઈ શકે નહિ.

૩. કોઈ પણ અવસ્થાની કેળવણીમાં, બુદ્ધિ અને ચારિત્રની કેળવણી સાથોસાથ થવી જોઈએ.

૪. હિંદની અત્યારની કેળવણીની પદ્ધતિ ઉપર હિંદની ભાવિ કેળવણીનું અસરકારક મંડાણ થઈ શકે તેમ નથી. ખરેખર કેળવણીનું વધારે સારું ચણતર કરવા માટે, અત્યારની રેઢિયાળ પદ્ધતિના ઘણાખરા ભાગનો નાશ કરવો પડશે.

૫. રાષ્ટ્રીય કેળવણીમાં, બધાંય બાળકોને ઓછામાં ઓછી એટલી કેળવણી મળવી જોઈએ કે જેથી કેળવણી લીધા પછી તેઓ પોતાની આજીવિકા મેળવી શકે અને સમાજમાં વ્યક્તિ તરીકે અને નાગરિક તરીકે પોતાની ફરજો અદા કરી શકે. ઉપરાંત જેમનામાં લાયકાત હોય તેમને જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં જવાબદારીનાં સ્થાન સંભાળવાની તાલીમ મળવી જોઈએ.

૬. કેળવણી રાષ્ટ્રીય હોય તો તે આખી પ્રજાને માટે હોવી જોઈએ. હાલની મરજિયાત કેળવણીની પદ્ધતિમાં જે ભયંકર બગાડ થાય છે તે કાયમ રાખવો ન હોય અથવા વધારવો ન હોય તો કેળવણી બધાને માટે ફરજિયાત હોવી જોઈએ. આ રીતે જો કેળવણી દેશવ્યાપી અને ફરજિયાત કરવી હોય તો ન્યાય્ય એ છે કે તે મફત આપવી જોઈએ. અને સામાન્ય બુદ્ધિ એમ કહે છે કે, કેળવણીનો મૂળ હેતુ સિદ્ધ કરવા માટે તે પૂરતા સમય માટે આપવી જોઈએ.

૭. ૬ થી ૧૪ વરસની ઉંમર સુધીની પાયાની કેળવણી એ સળંગ હોવી જોઈએ. જો તેના ટુકડા કરવામાં આવે તો તેની ઘણી ઉપયોગિતા ઓછી થઈ જાય. જો પાંચ વરસ સુધી જ ફરજિયાત કેળવણી આપવામાં આવે અને તે અગિયારમે વરસે પૂરી થાય, તો આજીવિકા મેળવવા માટે કે જીવનની તૈયારીરૂપે તે પૂરતી તાલીમ ગણી શકાય નહિ.

૮. દેશનાં બધાંય બાળકો માટે શાળાઓ ખોલવામાં આવે તોપણ જો સફળતાપૂર્વક શિક્ષણ આપનાર ન હોય તો તેથી લાભ થવાનો નથી. તેથી શિક્ષકો કેળવણીના કામમાં કુશળ હોવા જોઈએ અને તેમને બરાબર પગાર આપવો જોઈએ.

૯. કોઈ પણ અર્વાચીન સમાજમાં પિતા કરતાં માતાને કેળવવાની વધારે અગત્ય છે. અને તેથી કેળવણીની બધી સગવડો સ્ત્રીઓ અને પુરુષોને માટે એકસરખી જ હોવી જોઈએ.

૧૦. રાષ્ટ્રીય કેળવણી નાતજાત કે ધર્મના ભેદ વગર સૌને માટે એકસરખી હોવી જોઈએ.

૧૧. ધર્મના વિશાળ અર્થમાં, બધા પ્રકારની કેળવણીમાં ધર્મની પ્રેરણા મળવી જોઈએ. જે અભ્યાસક્રમના પાયામાં નીતિનો વિચાર નહિ હોય તે અભ્યાસક્રમ છેવટે નિષ્ફળ નીવડશે.

૧૨. રાષ્ટ્રીય કેળવણીમાં પરીક્ષા કોઈ ને કોઈ રૂપમાં હશે, પણ પહેલાં શિક્ષણની પદ્ધતિ નક્કી કરવી જોઈએ અને પછી તેને અનુકૂળ પરીક્ષા રચવી જોઈએ.

૧૩. જો હિંદ કેળવણીની બાબતમાં હજુ પણ પોતાની જવાબદારી નહિ ઉઠાવે, તો સુધરેલી પ્રજાઓમાં તે કાયમનું પછાત રહી જશે. . . . કેળવણીનું ખર્ચ ઓછું કરવાનો વિચાર કરવો એ ખોટામાં ખોટી કરકસર છે.

૧૪. પ્રાથમિક શાળાઓમાં દાખલ થતાં બાળકોમાંથી ચોથા ધોરણ સુધી ૨૦ ટકા બાળકો ટકે છે. એટલે બાકીનાં ૮૦ ટકા પર કરેલું ખર્ચ નકામું જાય છે.

૧૫. ગરીબ ખેડૂતો અને મજૂરો પોતાનાં બાળકોને શાળામાં મોકલવા આનાકાની કરે છે. કારણ કે બાળકોની મજૂરીમાંથી થતી કમાણી જતી કરવાનું તેમને પાલવતું નથી. આ રીતે જે દેશમાં ગરીબમાં ગરીબને પણ પોતાનાં બાળકોની કમાણી પર આધાર રાખવો પડતો હોય તે દેશની આર્થિક વ્યવસ્થામાં ગંભીર ખામી હોવી જોઈએ.

૧૬. ફક્ત વાચન, લેખન અને ગણિતનું શિક્ષણ એ યોગ્ય નાગરિકની તાલીમ માટે હવે પૂરતું ગણાવું ન જોઈએ.

૧૭. અગિયારમે કે બારમે વરસે બાળકો તારુણ્યમાં પ્રવેશ કરે છે ત્યારે તેમનામાં કેટલાક માનસિક અને શારીરિક ફેરફારો થાય છે. તે ધ્યાનમાં લઈને કેળવણીની રીતમાં અને અભ્યાસક્રમમાં તે અવસ્થાએ યોગ્ય ફેરફાર કરવો જોઈએ.

૧૮. બાળમંદિરોમાં બાળકોને અમુક વિષયના શિક્ષણ કરતાં અનુભવની જરૂર હોય છે. સાધારણ શાળાની માફક તેમાં વિષય-શિક્ષણને ભાગ્યે જ સ્થાન હોઈ શકે.

૧૯. હાઈસ્કૂલને આજે કૉલેજના શિક્ષણની પૂર્વ તૈયારીરૂપે ગણવામાં આવે છે, તેમ ન થવું જોઈએ. તે

શિક્ષણ પોતાની મેળે પર્યાપ્ત હોય એમ ગણાવું જોઈએ. . . . એક રીતે જોતાં હાઈસ્કૂલ એ રાષ્ટ્રીય કેળવણીની કરોડ જેવી છે. કારણ કે તેમાં જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રો માટે નિષ્ણાતો અને આગેવાનો તૈયાર કરવાનો પાયો નંખાય છે.

૨૦. સંસ્કારની કેળવણી માટે કોઈ ખાસ માર્ગ છે નહિ. જુદા જુદા વિષયોના શિક્ષણમાંથી બાળકને જેમ કેળવણી મળે છે તે જ રીતે ઉદ્યોગ અને પ્રત્યક્ષ વિજ્ઞાનમાંથી પણ સંસ્કાર અને કેળવણી મળે છે. . . . . એ ભૂલવું ન જોઈએ કે, ઘણા વિદ્યાર્થીઓને, જોકે તેઓ અમુક ધંધામાં પડવાના ન હોય તોપણ, પ્રત્યક્ષ કામ કરવાથી ઘણો લાભ થશે

૨૧. વિદ્યાપીઠોનો હેતુ એ છે કે, સમાજનું બૌદ્ધિક ધોરણ ઊંચું કરવું; પ્રજામાનસને ઘડવું; રાષ્ટ્રીય રુચિને શુદ્ધ કરવી; લોક અભિલાષા માટે સાચા સિદ્ધાન્તોનું દર્શન કરાવવું; જમાનાના વિચારોને વિશાળતા અને સંયમથી અંકિત કરવા; રાજકીય સત્તા ધરાવનારા લોકોના કામમાં મદદરૂપ થવું, અને વ્યક્તિના જીવન-વ્યવહારને સંસ્કારી બનાવવો.

૨૨. હાલની પદ્ધતિમાં પરીક્ષાઓને ઘણું વધારે પડતું મહત્ત્વ આપવામાં આવ્યું છે એ વિષે શંકા નથી. આથી સંકુચિત પુસ્તકિયા શિક્ષણને ઉત્તેજન મળે છે અને સાચો અભ્યાસ થતો નથી તથા મૌલિક વિચારશક્તિ કેળવાતી નથી.

૨૩. પ્રૌઢશિક્ષણનો હેતુ એ હોવો જોઈએ કે, દરેકને પોતપોતાની શક્તિ પ્રમાણે, જીવન પર્યંત, ચાલુ અને પૂરેપૂરી કેળવણી મળ્યા કરે. એટલે કે, દરેક પ્રજાજન નાગરિક તરીકે પોતાની ફરજો બરાબર અદા કરે એવી કેળવણી આપવી જોઈએ. . . . બાળક દોડી શકે તે પહેલાં તેણે ચાલતા શીખવું જોઈએ. આથી કોઈ પણ પુખ્ત ઉંમરનો માણસ કેળવણીનો ઉપર પ્રમાણે વિશાળ અર્થમાં લાભ ઉઠાવી શકે તે પહેલા તેણે લખતાં વાંચતાં શીખવું જોઈએ. . . . લખતાં વાંચતાં શીખવું એ કંઈ કેળવણીનું ધ્યેય નથી તે તો માત્ર સાધન છે. . . . પ્રૌઢોનું શિક્ષણ સાંસ્કારિક અને વ્યાવહારિક બન્ને પ્રકારનું હોવું જોઈએ. તેમના દૈનિક જીવન અને કામની સાથે તેને બરાબર જોડવું જોઈએ.

૨૪ બાળકોના શિક્ષણમાં જે પદ્ધતિ કામમાં આવે છે તે પ્રૌઢોના શિક્ષણમા હંમેશાં કામમા આવતી નથી. આથી શિક્ષકોને તે માટે ખાસ તાલીમ આપવી જોઈએ.

૨૫. કોઈ પણ વ્યાપક કેળવણીની યોજના માટે મહત્ત્વની જરૂરિયાત એ છે કે, પૂરતા શિક્ષકો હોવા જોઈએ અને તેમને તાલીમ આપવા માટે પૂરતી સંસ્થાઓ હોવી જોઈએ. . . . તેમને પૂરતો પગાર મળવો જોઈએ અને શિક્ષકો પર એટલું ઠસાવવું જોઈએ કે, તે ધંધો પોતે કેવળ આજીવિકા માટે કરે નહિ, પણ તે એક સ્વેચ્છાએ સ્વીકારેલું કાર્ય સમજીને કરે.

૨૬. પરણેલી સ્ત્રીઓ અને વિધવાઓને શિક્ષકો તરીકે વધુ પ્રમાણમાં રોકવી જોઈએ. માતૃત્વ અને વિવાહિત જીવનમાંથી એવું જ્ઞાન અને અનુભવો મળે છે કે જે બાળકોની સંભાળ અને કેળવણી માટે અમૂલ્ય થઈ પડે છે.

૨૭. શાળાનું દરેક બાળક તંદુરસ્ત હોય અને તેનો શારીરિક વિકાસ બરાબર થાય એવી દરેક શાળામાં વ્યવસ્થા હોવી જોઈએ. . . . તંદુરસ્ત બાળકો જ કેળવણીનો પૂરેપૂરો લાભ ઉઠાવી શકે છે.

૨૮. હિંદની શાળાઓમાં શિક્ષકો અને બાળકોનાં વાલી વચ્ચે સંબંધનો અભાવ હોય છે એ શોચનીય છે.

૨૯. રાષ્ટ્રીય કેળવણીની યોજનામાં, જેમાં બધાં બાળકો માટે સૌ સૌની શક્તિ પ્રમાણે કેળવણી આપવાની વ્યવસ્થા થતી હોય તેમાં એ સ્વાભાવિક છે કે મૂઢ અને અપંગ માટે પણ વિચાર કરવો જોઈએ.

૩૦. ખરી રીતે, કેળવણી એટલે બાળકને માનસિક, નૈતિક અને શારીરિક જ્ઞાનનો ખાસ ઘૂંટડો પાઈ દેવો એ નથી, પણ બાળકને સમાજને ઉપયોગી થતાં પણ શીખવવું જોઈએ. આથી શાળા મહાશાળાના જીવનનો મહત્ત્વનો હેતુ એ હોવો જોઈએ કે, વિદ્યાર્થીને શાળાની અંદર અને બહાર સામાજિક અને નાગરિક જીવનની તાલીમ મળે.

૩૧. બાળકનામાં જન્મથી સામાજિક દૃષ્ટિ હોઈ શકતી નથી. તેને ધીમે ધીમે એવું ભાન કરાવવું જોઈએ કે, તે એક સમાજમાં રહે છે અને તેના પોતાના ઉપરાંત બીજા લોકો સમાજમાં વસે છે, જેમનો તેણે ખ્યાલ રાખવો જોઈએ.

૩૨. તરુણ અવસ્થામાં શરૂઆતથી જ સમાજસેવાનો વિચાર બાળકોમાં સીંચવો જોઈએ.

૩૩. આનંદ અને ઉત્સવો ફક્ત બાળકો માટે નહિ પરંતુ બધી ઉંમરના લોકો માટે જરૂરી છે આથી રાષ્ટ્રીય કેળવણીમાં તેની વિવિધ રીતે વ્યવસ્થા કરવી જોઈએ અને વિશાળ દૃષ્ટિએ સામાજિક પ્રવૃત્તિઓ યોજવી જોઈએ.

૩૪. કેળવણીની યોજનામા ભણી રહેલા વિદ્યાર્થીઓને ધંધો બતાવનાર ખાતું પણ હોવું જોઈએ.

૩૫. કોઈ પણ કેળવણીની યોજનાનો જો દીર્ઘદૃષ્ટિથી કુશળતાપૂર્વક અમલ કરવામાં ન આવે તો તે સફળ થઈ શકે નહિ.

આ વિચારો કેળવણીની પુનર્ઘટના માટે સામાન્ય સૂત્રો જેવા છે અને કોઈ પણ કેળવણીની યોજનામાં લક્ષમાં લેવા જેવા છે હવે પછી જુદા જુદા પ્રકારની કેળવણી અંગે બોર્ડે કરેલી મહત્ત્વની ભલામણો જોઈશું.

વિઠ્ઠલદાસ કોઠારી

# ક્રાંતિકાર તપસ્વિની શ્રી. નાનીબહેન ગજ્જર

"ગુણાઃ પૂજાસ્થાનં ગુણિષુ ન ચ લિંગં ન ચ વયઃ ।"

સંસ્કૃતનું આ ચરણ સ્વ. શ્રીમતી નાનીબહેને સાચું પાડ્યું છે. માનવીની મહત્તા તેના ગુણ સંસ્કારથી અને તેના કાર્યથી મપાય છે. માત્ર બ્રાહ્મણમાં જન્મ લેવાને કારણે કે પદવીઓ અથવા ખિતાબો મેળવવાને કારણે માત્ર ધનપતિ હોવાને લીધે કે વૃદ્ધત્વને કારણે કોઈ વંદનીય થઈ શકતું નથી. તે માટે જોઈએ છે જીવનની તપશ્ચર્યા. શ્રી. નાનીબહેન બ્રાહ્મણ નહોતાં, પદવીધર નહોતાં, ધનિક પણ નહોતાં; એ તો હતાં માત્ર હિંદુ સમાજની વિધવા—સમાજની સળગતી ચિતામાં નિરંતર બળતી જીવતી સતી. જે જીવનમાં સુખ, આનંદ, હુલ્લાસ, ઊર્મિ કે પ્રકાશને જરા પણ અવકાશ કે આવકાર નથી તે જીવન એમને મળ્યું હતું. પણ એ જીવન વેડફાઈ જવાને નહોતું સરજાયું. જીવનને આવરી લેતા પેલા અંધારા ઓળાઓને તેમણે બળપૂર્વક દૂર હડસેલી મૂક્યા, અને જ્ઞાનની જ્યોત પ્રગટાવી સ્ત્રીજીવનને રૂંધી નાંખતાં ગાઢા તિમિરજાલને ફલેચવાનો પ્રયાસ આદર્યો.

સુરતના સ્વ. કલ્યાણદાસ ગજ્જરનાં પુત્રી અને સુવિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી સ્વ. શ્રી. ત્રિભુવનદાસ ગજ્જરના એ બહેન થાય. શ્રી. નાનીબહેન ઉર્ફે શિવગૌરી ગજ્જર સત્તર વર્ષની વયે વિધવા થયાં. અને વૈધવ્ય પ્રાપ્ત થતાં જ પોતાના જેવી અસંખ્ય બાળવિધવાઓની વિષમ દશાના વિચાર એમને આવવા લાગ્યા. તે પોતાનું દુઃખ ભૂલી ગયાં. ખૂણે બેસીને રડ્યા કરવું ને બીચારાં બાપડાં ગણાઈને જીવન વેડફી નાંખવું એ કુદરતી ક્રમની અવજ્ઞા કરવા જેવું છે, એમ તેમને લાગ્યું. માનવી ગમે તે સંજોગોમાં મુકાય તોયે તે તે સંજોગો પ્રમાણે જીવનનો સારામાં સારો ઉપયોગ કરવો, એ માનવીનું કર્તવ્ય છે. શ્રી. નાનીબહેને પણ એ પ્રમાણે આવી પડેલા સંજોગોનો સદુપયોગ કરવાનો નિશ્ચય કર્યો.

એ અંધકારયુગ હતો એમ કહીએ તો ચાલે. સ્ત્રી-કેળવણી નામની હતી. ચાર પાંચ ચોપડી ગુજરાતી ભણેલી બાળાની ગણના ભણેલી બાળામાં થતી. કુમારી, સૌભાગ્યવતી કે વિધવા કોઈ સ્ત્રીને માટે જાહેરજીવન જેવું કશું હતું જ નહીં. કુલીન ગણાતાં કુટુંબની સ્ત્રીઓ ધોળે દિવસે પણ નોકરના સાથ વિના ઘરની બહાર ચાર ડગલાં પણ જતી નહીં.

એ જમાનામાં, લગભગ સને ૧૮૯૮-૯૯ની સાલમાં, શ્રી. નાનીબહેન અને સુરતના નાગર ગૃહસ્થ સ્વ. શ્રી. રોહતરાયનાં પુત્રી શ્રી. બાળગૌરી મુનશી, એ બે યુવાન વિધવા બહેનોએ સ્ત્રીમંડળ નામની એક નાનકડી સંસ્થાની શરૂઆત કરી, અને તેમાં સ્ત્રીનું જીવન, પોતાના સંજોગો અને દેશહિતનું કોઈક કાર્ય ઉપાડવાના અભિલાષા પર ચર્ચાઓ થતી. એ જ અરસામાં ૧૯૦૦-૧માં સુરતમાં ભયંકર પ્લેગ ફાટી નીકળ્યો ને તેને પરિણામે કેટલીયે યુવતીઓ અને કુમળી બાળાઓ વિધવા બની. આ બનાવથી શ્રીમતી નાનીબહેનના હૈયાને ભારે આઘાત પહોંચ્યો, અને એ આઘાતનું પરિણામ તે સુરતનું 'વનિતાવિશ્રામ.' શરૂઆતમાં એ ચાર બહેનોને પોતાની સાથે રાખીને એ રહ્યાં. ૧૯૦૭માં 'વનિતાવિશ્રામ'ની સ્થાપના કરીને સ્ત્રીકલ્યાણનાં બીજ રોપ્યાં અને સામાજિક ક્રાંતિનો ઝંડો ફરકાવ્યો. આ મંગલ પ્રવૃત્તિને સૌએ કમળકાબેર વધાવી તો નહોતી જ લીધી. તે સંસ્થાની તેમ જ એ બંને બહેનોની ખૂબ ખૂબ ટીકાઓ થતી. આ સંસ્થા વિધવાઓને સ્વેચ્છાચારિણી બનાવશે, અને હિંદુ સંસ્કૃતિનું નામ નિશાન ભૂંસાઈ જશે એવી પણ વાતો થતી' પરંતુ અર્થ વિનાના ખોટા લોકાપવાદથી ડરી જાય એવાં તે બહેનો નહોતાં. તેમનું કાર્ય સાચું હતું. સમાજ-સીતમની ભઠ્ઠીમાં સિઝાઈ જતાં જીવનો પર વાત્સલ્યનું અમૃત સિંચન કરવું એ તેમનું વ્રત હતું. છૂંદાઈ પિસાઈ જતાં એ જીવનોને જ્ઞાનરૂપી વારિથી પોષવા ને સન્માર્ગે વાળવાં એ તેમની મહેચ્છા હતી. આ મહેચ્છાની સિદ્ધિને માટે તેમણે કઠિન તપશ્ચર્યા સ્વીકારી ને આશ્રમની બહેનો આગળ ઉજ્જ્વલ દૃષ્ટાંત મૂક્યું. આશ્રમમાં શિક્ષણ ને સંસ્કાર આપવા ઉપરાંત 'વનિતા વિજ્ઞાન' નામનું એક માસિક પણ એ બહેનોએ કાઢવા માંડ્યું અને એ દ્વારા પોતાના હેતુઓનો પ્રચાર કરવા માંડ્યો. આશ્રમની વગોવણી કરનારાઓ મૂંગાં બન્યાં. આશ્રમની સુવાસ દૂર દૂર સુધી પ્રસરવા લાગી, અને સુરતનો એ 'વનિતાવિશ્રામ' કુમારિકા, સધવા, વિધવા સૌના વિશ્રામ અને આનંદનું સ્થાન બન્યો.

એ આશ્રમમાં કેટલીયે દુઃખી બહેનોને આશ્રય ને આશ્વાસન મળ્યાં. પશુતુલ્ય જીવનમાંથી મનુષ્યજીવનમાં આવવાની તક મળી. સુખ, આનંદ, વિલાસના મસ્તીભર્યા કૌટુંબિક વાતાવરણ વચ્ચે અંધારા ખૂણામાં એકલી તરફડતી ને કદીક છૂપા અનાચાર સેવતી કોઈ બિચારી અસહાય વિધવાને આશ્રમના પવિત્ર ને નિર્વિકાર વાતાવરણમાં નવી હૂંફ ને જીવનનો નવો આનંદ મળ્યાં.

અંધારામાંથી પ્રકાશમાં આવવાનો, અસત્યમાંથી સત્યમાં પ્રવેશ કરવાનો એ ભગીરથ પ્રયાસ હતો. શ્રી. નાનીબહેને તે માટે અથાગ પરિશ્રમ કર્યો અને તન મન ધનથી તેની પાછળ મંડયાં રહ્યાં. તેમનું કાર્ય એવું સંગીન હતું કે, સ્ત્રીહિતચિંતકોને અને સમાજસુધારકોને ઠેર ઠેર આવા આશ્રમોની આવશ્યકતા લાગવા માંડી,

અને પરિણામે મુંબઈ, અમદાવાદ, રાજકોટ વગેરે સ્થળે એમની જ દોરવણી નીચે આશ્રમો સ્થપાવા લાગ્યા. આ આશ્રમોને શ્રી. નાનીબહેન પોતાની શારદા-પુત્રીઓ કહેતાં. આજે મુંબઈ, સુરત, અમદાવાદ, રાજકોટ, ભાવનગર, પોરબંદર, ને બીલખા ગણીને આવી એમની સાત શારદા-પુત્રીઓ દુઃખી અને અસહાય બહેનોનાં જીવનમાં અમૃત-સિંચન કરી રહી છે.

સ્ત્રીજીવનમાં પ્રકાશનાં કિરણો પ્રગટાવનાર એ વનિતા-વિશ્રામો આજે આપણને જુનવાણી લાગે છે. વનિતા-વિશ્રામનું નામ પણ કોઈ કોઈને તો જાણે પ્રતિક્રાંતિકારી લાગે છે! અને, આવા કાર્યની વાતો શી ને તેનાં ગુણ-ગાન શાં, એમ પણ કોઈકને લાગતું હોય તો નવાઈ જેવું નથી. પણ માણસ માત્ર આજ પર જ નથી જીવતો. સમાજ એટલે આજનો જ સમાજ નહીં. એને કાલ પણ હતી અને આવતી કાલ પણ આવવાની છે. કાલના સંજોગો કેવા હતા, કાલે સમાજની સ્થિતિ કેવી હતી, લોકજીવન અને સમાજના આદર્શો કેવા હતા, એ બધું જાણીએ સમજીએ અને પછી કાલે જે થયું તેનો એ વાતાવરણ સાથે મેળ મેળવીએ, તો જ તે કાર્યના ગુણ-દોષની તુલના કરી શકાય.

એટલે જે જમાનાને અંધકારયુગ તરીકે ઓળખાવી શકાય એવા જમાનામાં, અસંખ્ય વિધવા બહેનો જ્યારે અંધારા ખૂણામાં નિરંતરની ચિંતામાં, જીવની સિઝાની હતી ત્યારે, આપમેળે આ કાર્યની શરૂઆત કરનાર નાનીબહેન ખરેખર એક વિરલ વ્યક્તિ હતાં. તેમની દૃષ્ટિ વિશાળ હતી. સ્ત્રીમાત્ર કચડાયેલી, દબાયેલી ને દુઃખી છે અને કેટલીય સૌભાગ્યવતી સ્ત્રીઓ પણ અનેક પ્રકારના સીતમોથી ગૂંગળાઈ રહી છે, એમ તેમને લાગ્યું અને આ તેમની દૃષ્ટિએ જ આશ્રમનું નામ 'વિધવાશ્રમ' રાખવાને બદલે 'વનિતાવિશ્રાંમ' રખાવ્યું હશે એમ હું માનું છું.

જે કાળમાં સ્ત્રી ઉંબર બહાર પગ નહોતી મૂકી શકતી, ઊંચે સ્વરે બોલી નહોતી શકતી, લગ્ન, મરણ કે દેવદર્શન સિવાયના કોઈ પ્રસંગની સ્ત્રીને કલ્પના પણ નહોતી આવતી, તે કાળમાં આ એક મહાન પગલું હતું. તેવા જમાનાની એ ક્રાંતિકારી સંસ્થા હતી અને ક્રાંતિનો પ્રથમ ઝંડો એમણે ફરકાવ્યો હતો. એવાં ક્રાંતિકારી શ્રી. નાનીબહેનને અંજલી આપવી એ પણ ગૌરવ લેવા જેવું છે. સ્ત્રીસમાજ તેમનો ઋણી છે અને રહેશે.

જ્યોત્સ્ના શુક્લ

# કોણ કોને ચડે છે?

"કોઈ તારી આંખ ફોડી નાખે તો સામે તેની ફોડી નાંખજે, કોઈ તારો હાત પાડી નાખે તો સામે તેનો પાડી નાંખજે, એવું તમે સાંભળ્યું છે, પણ હું તમને કહું છું કે દુષ્ટની સામે પતા ના."

મેથ્યુ, ૫,૩૮-૩૯

નાનાસાહેબ (૧૮૫૭) લોહીતરસ્યો ને ઘણો ક્રૂર આદમી હતો, એવી માન્યતા અંગ્રેજ પ્રજામા ઘૂસી છે; અને શાળાઓના એકપક્ષી ઇતિહાસો પરથી કેટલાય હિંદીઓ પણ એમ જ માનતા લાગે છે. એક લેખકે તો નાનાને અશ્વત્થામા સાથે સરખાવ્યો છે'

આ વિષે બરોબર સમતોલનથી વિચાર કરવો હોય તો હાલની બીજી બાજૂય જોવી જોઈએ. કાનપુરમાં અંગ્રેજ સ્ત્રીપુરુષો તથા બાળકોના હત્યાકાંડમાં નાનાસાહેબ સીધી કે આડકતરી રીતે જવાબદાર છે, એનો બચાવ હોઈ ન શકે. પરંતુ એક ઐતિહાસિક વ્યક્તિ તરીકે ન્યાય કરવો હોય તો એ પુરતું નથી; તેને માટે સામેના નાયકો — જનરલ નીલ, નિકલસન, ને અજનાળાના કૂવા વિષે બડાઈ હાંકનાર કૂપર વગેરેની વર્તણૂક પણ નજર સામે હોવી જોઈએ. અને એ ઢબે આપણાં ઇતિહાસનાં પુસ્તકો હવે તો સુધરી જવા જોઈએ.

આ ખૂનખાર પ્રસંગ પર અંગ્રેજી પુસ્તકો ઘણાં છે, અને એક બાજુને ઓછીવત્તી રજૂ કરે છે. પરંતુ તેમા જે નર્યાં એક બાજુનાં છે તેમનો ફેલાવો ઘણો છે; અને એથી ઊલટું, જે હિંદી બાજુની કાંઈક રજૂઆત કરે છે તેને પ્રમાણમાં જાહેરાત ઓછી છે. જેમ કે, ફિશેટનું 'ધી ટેલ ઑફ ધી ગ્રેટ મ્યુટિની' (મહાન બળવાની વાત). એડવર્ડ થૉમ્સન તેને વિષે કહે છે, "રેવરંડ ફિશેટ (એલ એલ. ડી.)ના પુસ્તક જેટલું ધિક્કારપાત્ર બીજું એકે પુસ્તક બળવા ઉપર કદાચ નહિ હોય. પણ તેનું વેચાણ ને અસર પાર વગરનાં થયાં છે!" અને સામેથી થૉમ્સનનું 'હાલની બીજી બાજુ' પુસ્તક વીસેક વર્ષ પર બહાર પડયું છે, પણ ફિશેટ જેટલું તે જાણીતું ન થયું.

હવે નાનાના સમકાલીન પેલા અંગ્રેજો વિષે અંગ્રેજી લેખકોનાં જ લખાણમાંથી મળતી બીના ટૂંકમાં જોઈએ.

અલ્હાબાદના પોતાના એક દિવસના કામનું વર્ણન કરતાં એક અમલદાર આમ લખે છેઃ—

"એક સહેલમા મને અદ્ભુત આનંદ થયો. અમે એક તોપ લઈને સ્ટીમરમાં બેઠા. શીખ અને ગોરા સિપાઈઓ શહેર તરફ ધસ્યા. અમારી સ્ટીમર ઉપરવાસ જતી હતી અને અમો ડાબી અને જમણી બાજુ તોપના ગોળા ચલાવતા હતા. જતાં જતાં અમો છેક ખરાબ ગામોમાં પહોંચ્યા. અમે કિનારે જઈને બંદૂકની ગોળીઓ વરસાવવા માડી. મારી જૂની એનાળી બંદૂકે કેટલાયે કાળિયાઓને સુવાડી દીધા. મને વેર... વાળવાની એની તો ચળ લાગી હતી! અમે બન્ને બાજુનાં ગામોને

આગ લગાડવી શરૂ કરી. જવાળાઓ આકાશ સુધી ઊંચી ચઢતી ચઢતી ચારે કોર ફેલાઈ ગઈ. પવન તેની મદદે આવ્યો. દગલબાજ બદમાસો ઉપર વેર વાળવાનો દિવસ આવી પહોંચ્યો છે એમ સ્પષ્ટ લાગતું હતું. દરરોજ અમે બળવાખોર ગામોને બાળવા અને નાશ કરવાને નીકળી પડતા, અને અમે વેર વાળ્યું છે. × × × લોકોના પ્રાણ અમારા હાથમાં છે. અને હું તમને ખાતરી આપું છું કે અમો કોઈને પણ છોડતા નથી. × × × ગુનેગારને એક ગાડી ઉપર બેસાડી કોઈ ઝાડ નીચે લઈ જવામાં આવે છે. તેના ગળામાં દોરડાનો ફાંસો નાંખવામાં આવે છે. પછી ગાડી ખસેડી લેવામાં આવે છે, અને તે લટકતો રહી જાય છે." (Charles Ball's Indian Mutiny vol (i) p. 257.)

સર જ્યૉર્જ કૅમ્પબેલ લખે છે:—

"અને હું જાણું છું કે અલ્હાબાદમાં બહુ જ ભયંકર કત્લેઆમ ચલાવવામાં આવી હતી......અને ત્યાર બાદ નીલે કત્લેઆમથી પણ ભયંકર વસ્તુઓ કરી. તેણે લોકોને જાણીબૂજીને એવા પ્રકારની યાતનાઓ આપીને માર્યા કે જેવી યાતનાઓ હિન્દીઓએ કદી પણ આપ્યાનો પુરાવો મળતો નથી."*

જ્યારે નીલ કાનપુર આવ્યો ત્યારે ગોરા અને શીખ સિપાઈઓ લૂંટ કરવામાં મશગૂલ હતા. આ બાબતમાં તે પોતે લખે છે:—

"મેં અહીં પગ મૂક્યો ત્યારથી શાન્તિ સ્થાપવા માટે ખૂબ પરિશ્રમ કરવો પડે છે. હું આવ્યો ત્યારે સઘળા લૂંટ કરવામાં મગ્ન હતા. મેં શાન્તિ સ્થાપવા નિયમો ઘડ્યા અને તેનો અમલ સખતાઈથી કરવા માંડ્યો. સૈનિકોનું વર્તન બિલકુલ નિર્લજ્જ હતું. બંડખોર પકડાય કે તરત જ અમે તેનો નિકાલ કરી દેતા. તે પોતાના બચાવમાં સંતોષકારક પ્રમાણ આપી શકે નહિ તો તરત જ તેને ફાંસીએ લટકાવી દેવામાં આવતો. જે જગાએ સ્ત્રીઓ તથા બાળકોની કતલ કરવામાં આવેલી તે ઘરના (બીબી ઘર) ભોંયતળિયા ઉપર હજુ બે ઈંચ જાડો લોહીનો થર જામી રહ્યો છે. આ જગાનો એક ભાગ મેં ખાસ બંડખોરો પાસે સાફ કરાવ્યો. લોહીનો સ્પર્શ કરવો એ ઉચ્ચશ્રેણીના હિન્દુઓ માટે અતિશય ખરાબ કામ ગણાય છે. તેઓના મત મુજબ આવું કાર્ય કરવાથી આત્મા અનંતકાળ સુધી કષ્ટ ભોગવે છે. તેઓ ગમે તે ધારતા હોય પણ આવી સજાઓ વડે એ લોકોને શંકાશીલ બનાવવા એ તો મારો ખાસ ઉદ્દેશ છે."

નિકલસન વિષે એમ કહેવાય છે કે, બળવાખોરોને ઝડપી ફાંસી દઈ ઝટ જીવ જાય તે એને ગમતું ન હતું. તે એવો કાયદો . . . ઘડાવવાની તરફદારી કરતો હતો કે, આ લોકને રિબાવી રિબાવીને મારી શકાય. બીજી ઘણી રીતે અંગ્રેજ લશ્કરના ભૂષણરૂપ નિકલસન કેવું ક્રુર અને રિબામણીશૂરું માનસ ધરાવતો હતો તે આમ સ્પષ્ટ થાય છે.

આવું જ માનસ પંજાબવાળા કૂપર સાહેબનું છે. કાનપુરમાં અંગ્રેજ સ્ત્રી બાળકોનાં શબ એક કૂવામાં નાંખવામાં આવેલાં તેનું સફળ વેર વાળી કૂપરસાહેબ બટાશ હાંકતા કે, જેમ એક કૂવો કાનપુરમાં છે તેવો જ અજનાળામાં છે. લગભગ ત્રણસો (શરણે આવેલા) સૈનિકોને કૂતરાને મોતે મારી આ ગામના કૂવામાં ફેંકી દેવામાં આવેલા.

હવે નાનાના કાનપુરના કૃત્ય વિષે જુઓ :— થોમ્સન અને ગૅરેટ જેવા આધુનિક ઇતિહાસકારો કાનપુરની બીબીઘરની હત્યા માટે બનારસ અને અલ્હાબાદની નીલની વર્તણૂકને કારણભૂત માને છે. એટલે કે, તે કૃત્ય ઉપરનાં વર્ણનોમાં જણાય છે તેવું ઠંડે પેટે ગણતરીભેર કરાયું નહોતું.

વળી કેટલાક ઇતિહાસકારોના મત મુજબ નાનાસાહેબે સ્ત્રી બાળકોની સ્વેચ્છાથી કતલ કરાવ્યાનું જણાતું નથી. તાત્યા ટોપે, આઝીમઉલ્લા, અથવા સૈનિકોના કરકેરાટ આગળ નાનાસાહેબ લાચાર હશે એમ માનવાને ઘણું કારણ છે.

આ પ્રમાણે ત્યારે 'બળવા' સામેના મુખ્ય અંગ્રેજોની વર્તણૂંક વિષે જાણવા મળે છે.

આવા વર્ણનો વાચવાંય આપણને ગમે તેવાં નથી. સ્વ. રમેશચંદ્ર દત્તે વરસો પર લખેલું કે, આવા દાખલા વિદ્યાર્થીઓના પાઠ્યપુસ્તકોમા ન રાખવા ઘટે. આ સલાહ તદ્દન વાજબી છે. પણ એનું પાલન એકપક્ષીય ન હોવું જોઈએ. સામ્રાજ્યપ્રેમી અંગ્રેજ પ્રજાને અને ગુલામ હિંદી પ્રજાને હાલની ફાવતી બાજૂ જ ન બતાવ્યા કરવી જોઈએ. યા તો માનવહૃદયની હીન પશુતાની આ બાજૂ પર ઇતિહાસનાં પાઠ્યપુસ્તકો સાવ પડદો પાડી રાખે, અથવા ન્યાયશુદ્ધ બંને બાજૂ રજૂ કરે.

આ આખા પ્રકરણમાંથી પ્રબળ સૂર તો એ જ સારનો છે કે, વેરથી વેર શમતાં નથી; એનો રસ્તો ક્રાઇસ્ટે ક્રૉસ ઉપર મથાળે ટાંકેલાં વાક્યમાં કહેલો છે તે જ છે. પરંતુ સામ્રાજ્યને અને ખ્રિસ્તને બને નહિ! તો પછી શું થાય? અને શું સામ્રાજ્યના સંચાલનમાં ઓછી નિષ્ઠુરતા હોય છે? ટૉલ્સ્ટોય કહેતા તેમ, મૂડીવાદી અર્થશાસ્ત્ર જેમ નવા જમાનાની સૂક્ષ્મ ગુલામી છે, એમ સામ્રાજ્યવાદી રાજકારણ નવા જમાનાની બેહી માનવ કતલો જ છે — તેનાં શસ્ત્રો ને કતલો જુદી રીતે કામ કરે છે એટલું જ.

વિજયશંકર મંછારામ ભટ્ટ

* Sir George Campbell, Provincial Civil Commissioner in the Mutiny, as quoted in the 'Other Side of the Medal' p. 81.

# ભગવદ્‌ગીતા—એક સ્વાધ્યાય

[શ્રી. ગોપાલદાસ પટેલનો આ મનનીય લેખ આખો એક સાથે આપી શકાત તો અભ્યાસીઓને રસ પડત; પરંતુ તેના લંબાણને લઈને ત્રણેક હપતા પાડવા પડશે એમ લાગે છે. આ પ્રાવેશિક પહેલો હપતો છે. ભારે મનોમંથનને પરિણામે લખાયેલો આ લેખ ગીતાભ્યાસીઓને તો ખાસ વિચારપ્રદ થશે એમ માનું છું. ઇચ્છે તેઓ આ વિષયમાં ચર્ચામાં પણ ઊતરી શકે છે. મં૦]

૧

અભ્યાસકાળમાં પાઠ્યપુસ્તક તરીકે ગીતાજીનો અભ્યાસ કરવો પડ્યો, ત્યારે વધારે૫ડતા ઉત્સાહથી (ગુજરાતી પ્રેસે બહાર પાડેલી આવૃત્તિમાં આવતી) સાતે ટીકાઓ સાથે અભ્યાસ કરી નાખ્યો. પરિણામે 'ગીતા' અને 'ગોટા' એ બે શબ્દો મારે માટે સમાનાર્થ બની ગયા; અને પછીનાં સળંગ બાવીસ વર્ષ સુધી ગીતાની સામું પણ જોવું અશક્ય બની ગયું. સાથે સાથે મનમાં એવી માન્યતા પણ જામી ગઈ કે, જેઓ ગીતાને વખાણે છે, કે રોજ વાંચે છે, તેઓ કાં તો વગર સમજે—બીજાઓ કહેતા અને કરતા હોવાથી—કરે છે, અથવા તો પેલા નાકકટ્ટાઓની વાતની પેઠે, જાતે છેતરાયા હોવાથી બીજાઓને છેતરવા તેમ કરે છે. ગીતાપ્રશંસકોનો કેટલોક વર્ગ તેમાંથી પોતાને ગમતા અમુક વિભાગને જ નજર સામે રાખીને તેમ કરે છે, એ હું જાણતો હતો. પરંતુ મને તે વખતે શાંકર વેદાંતની જ લગની લાગી હતી; અને મેં જોયું કે શંકરાચાર્ય જેવાને પણ ગીતામાંથી સુસંગત રીતે પોતાનો મત બતાવતાં ફીણ પડે છે; ત્યારે ગીતા પ્રત્યેનો મારો અણગમો સવિશેષ વધી ગયો.

ત્યાર પછી, થોડાં વર્ષ થયાં ગીતામાંથી 'અનાવશ્યક' ભાગો પડતા મૂકી, કે બધા શ્લોકો નવેસર ગોઠવી રજૂ કરવામાં આવતાં સંકલનોનો યુગ શરૂ થયો. મને થયું કે, ચાલો, હવે થોડાઘણા પ્રમાણિક માણસો નીકળ્યા ખરા કે જેઓ હિંમતપૂર્વક કહી શકે છે કે, આખી ગીતામાં સળંગ એક સુસંબદ્ધ વસ્તુ રજૂ થયેલી બતાવવી અશક્ય છે. દરમ્યાન હું પોતે તો નાનપણમાં ગોખેલી અને મોટપણે અભ્યાસેલી ગીતાના શબ્દો લગભગ ભૂલી જવા જ આવ્યો હતો; અને કોઈ પણ કારણે હું ફરી ગીતાને હાથ અડકાડવા તત્પર નહોતો.

પણ ભવિતવ્યતાના માર્ગો અકળ્ય હોય છે. છેવટે એક જુદા જ કારણે, ગીતાને લગભગ પચીસ વર્ષ બાદ હાથમાં લીધી; અને તે એવે સમયે કે જ્યારે ગીતાનો અભ્યાસ (આગ બીજા કારણે પણ) મારા હાથ ઉપર ન હોત, તો મારા અંતરમાં જુદી જ બાહ્ય પરિસ્થિતિને કારણે અચાનક ઊભા થયેલા શંકા અને વિચિકિત્સાના વંટોળમાંથી હું કદાચ સાજોસમો બહાર નીકળી શક્યો ન હોત.

આ સ્વાધ્યાયમાં, હું, ગીતાના નવેસર કરેલા એ અભ્યાસ દરમ્યાન મને સમજાયેલી કેટલીક બાબતો રજૂ કરવા ઇચ્છું છું,—એમ માનીને કે, કોઈને તે કંઈક ઉપયોગી થઈ પડશે.

૨

ગીતાનો ઉપદેશ ભલે સનાતન કાળ માટે, તેમ જ "પુણ્યશાળી બ્રાહ્મણો અને ભક્ત રાજર્ષિઓ" ઉપરાંત સામાન્ય જનસમુદાય કહી શકાય તેવા વૈશ્યો, સ્ત્રીઓ અને શૂદ્રો—એમ સમાજ માટે હોય, છતાં તેની રજૂઆત એક ચોક્કસ ઐતિહાસિક કાળમાં, એક ચોક્કસ દેશકાલની પરિસ્થિતિનો સામનો કરવા માટે કરવામાં આવેલી છે, એ નિર્વિવાદ દેખાઈ આવે છે.

આ પરિસ્થિતિનું હૂબહૂ વર્ણન આપણને ગીતામાંથી પોતામાંથી મળે છે. તેને તારવી જોતાં સમજાય છે કે, તે વખતે સામસામે ખેંચાખેંચી કરતા બે-ત્રણ જુદા જુદા આચાર-વિચારના પ્રવાહોથી સમાજવ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ ગઈ હતી:—

(૧) એક બાજુ જુદાં જુદાં શ્રમણ-પંથો ગામેગામ ફરીને સંસારની અસારતા બતાવી-બતાવી, સંસારના બંધમાંથી મુક્તિ અપાવવા, સાંસારિક વ્યવહારમાત્રમાંથી સેંકડો યુવાનો અને યુવતીઓને અકાળ સંન્યાસ લેવરાવતાં હતાં.*

(૨) બીજી બાજુ, જુદા જુદા વૈદિક ક્રિયાકાંડોના પુરોહિતો સમાજનાં ધન તેમ જ કર્તૃત્વને, કહેવાતા સ્વર્ગની પ્રાપ્તિ અર્થે, અથવા જુદા જુદા ઇષ્ટ પદાર્થોની પ્રાપ્તિ અર્થે, 'અન્ય દેવતાઓને' સંતુષ્ટ કરવા માટે કરાતા મોટા મોટા યજ્ઞોને માર્ગે વાળ્યા કરતા હતા.

(૩) ત્રીજી બાજુ કેટલાય મતપંથો 'ઈશ્વર બધાને યંત્રારૂઢ ઘડાઓની જેમ ફેરવે છે, તથા ભક્તોનું યોગક્ષેમ તે જાતે વહન કરે છે; માણસે તો બધા ધર્મો—કર્તવ્યોને તજીને તેને જ શરણે જવાનું હોય છે'—એવી કંઈક મળતી માન્યતાઓ અને શ્રદ્ધાઓ દ્વારા, લોકોના કર્તૃત્વને 'ભક્તિ' એટલે કે પત્ર, પુષ્પ, ફળ, પાણી વગેરે દ્વારા મંદિરાદિમાં કરાતી પૂજા-અર્ચા અને કથા-સ્તવન તરફ ખેંચી રહ્યા હતા.

આમ, મુક્તિ, ભક્તિ અને સ્વર્ગ જેવી બાબતો તરફ પ્રજાના વિચારવંત કે કર્મશીલ લોકોનું કર્તૃત્વ વળી જતાં બાકીનું આખું સમાજતંત્ર (તેના અર્થતંત્ર તથા રાજતંત્ર સાથે) આસુરીસંપદના ધરાકોના હાથમાં આવી પડ્યું

* તેના પ્રકાશ આપણને જૈન-બૌદ્ધકાળમાં (શ્રમણ સંસ્કૃતિમાં) જોવા મળે છે.

હતું. તે લોકો ઇન્દ્રિયગમ્ય જગત, અને ઇંદ્રિય જીવનને જ સત્ય તથા ઉપાદેય માનતા; ઇન્દ્રિયભોગો પ્રાપ્ત કરવા ગમે તેવાં ઉગ્ર તથા ઘોર કર્મો કરતાં જરા પણ ન ડરતા; દંભ, અહંકાર, કામ, રાગ, બલ, દર્પ, ક્રોધ, મદ, માન, પારુષ્ય એ તેમના મુખ્ય ગુણો હતા; નહોતો તેમને કાર્ય-અકાર્યનો વિચાર, કે નહોતી તેમને શૌચ, આચાર કે સત્યની પરવા; તેઓ જગતને સ્ત્રીપુરુષના કામ સંબંધથી જ ઉત્પન્ન થયેલું, ઈશ્વર કે બીજી કોઈ પ્રતિષ્ઠા વિનાનું, અને વિષયભોગરૂપ પ્રયોજન માટેનું જ માનતા. એ "નષ્ટાત્મા, અલ્પબુદ્ધિ"વાળાઓને હાથે જગતનો ક્ષય થાય ત્યાં સુધીનાં ઉગ્ર કર્મો જ પ્રવર્તતાં. તેમની કામવાસના જેટલી દુષ્પૂર હતી, તેટલી તેમની ચિંતાઓ પણ પ્રલયાન્તેય છેડો ન આવે તેવી દીર્ઘ હતી. મોહથી દુષ્ટ સંકલ્પો અને અશુચિ મતોવાળા બની, તેઓ કામભોગ માટે ગમે તેવા અન્યાયો વડે પણ અર્થ મેળવવા ઇચ્છતા.

ટૂંકમાં જેને આપણે ઇહલૌકિક વ્યવહારક્ષેત્ર કહીએ, ત્યાં સર્વ વ્યવહારોનો કાં તો અ-કર્મના આદર્શથી ત્યાગ કરવામાં આવતો, અથવા તો (યા એટલે કરીને) ત્યાં વિ-કર્મનું જ રાજ્ય ચાલતું. વાત આટલેથી જ નહોતી અટકતી. કર્મસંન્યાસવાળાઓમાં પણ વિમૂઢ મિથ્યાચાર જ મોટે ભાગે ચાલતો, અથવા અવશપણે પ્રકૃતિ જ ગુણોથી દોરાઈ જે વિ-કર્મ થાય તે ચાલતું. ભક્તિવાળાઓમાં પણ જુદા જુદા કામો વડે જ્ઞાન હરાઈ જતાં, અલ્પમેધસ્ બની તેઓ પોતપોતાની પ્રકૃતિ મુજબ જુદા જુદા નિયમોમાં સ્થિત થઈ, અનેક દેવતાઓનું શરણ સ્વીકારવાની ખટપટમાં પડ્યા રહેતા; અથવા તો બધું ભગવાન જ કરે છે એવી માન્યતા હેઠળ, શરીરયાત્રા માટેનાં કર્મ પણ છોડી દઈ, ઉલટે સંન્યાસવાળાઓની જેમ વિમૂઢ મિથ્યાચાર અથવા પ્રકૃતિ અનુસાર વિકર્મ જ આચર્યા કરતા. વૈદિક ક્રિયાકાંડવાળાઓ પણ અવિપશ્ચિતપણે વાણીને 'પુષ્પિતા' કરી કરીને, સ્વર્ગ સિવાય બીજું કાંઈ મેળવવા યોગ્ય નથી એવો વાદ ઊભો કરી, કામપરાયણ બની, સ્વર્ગનાં ભોગૈશ્વર્ય માટે ક્રિયાવિશેષબહુલ અનેક યજ્ઞાદિ ક્રિયાઓનું જાળું ઊભું કરી, તેમાં અટવાઈ ગયા હતા. દરમ્યાન આસુરી સંપદવાળાઓએ આદરેલાં રાજ્ય, ભોગ અને સુખ માટેનાં કારમાં યુદ્ધોમાં જુદાં જુદાં કુલોનો ક્ષય, સનાતન કુલધર્મોનો ક્ષય, અને શાશ્વત નીતિધર્મોનો ક્ષય થઈ, અધર્મનો અભિભવ થતાં, ચારે તરફ વર્ણસંકરનો જ વંટોળ ચડી રહ્યો હતો. વ્યર્થ આશાઓથી પ્રેરિત અને શાસ્ત્રવિધિથી ઊલટાં એવાં તેમનાં વ્યર્થ તપકર્મોમાં તેમનું કર્તૃત્વ પણ ઓછું વેડફાતું નહોતું.

૩

આ અવ્યવસ્થિતિમાંથી સમાજને બચાવવો હોય, તથા તેમાં કાંઈક વ્યવસ્થિતિ કે વ્યવસાયાત્મિક 'એક' નિશ્ચયબુદ્ધિ ઉત્પન્ન કરવી હોય તો, જેનું પ્રમાણભૂતપણું સૌ કોઈ સહેજે સ્વીકારે એવા કોઈ પ્રતાપી પુરુષે અથવા પુરુષોત્તમે, વર્ણવ્યવસ્થાની અને વર્ણધર્મની પુનઃસ્થાપના કરી આપીને, સામાજિક આચારવ્યવહારમાંથી વિકર્મને હાંકી કાઢવું જોઈએ; એટલું જ નહિ પણ એ વર્ણધર્મ અનુસાર દરેકને ફાળે આવતા સ્વકર્મના પાલનને સ્વધર્મ જેટલો ઊંચો દરજ્જો આપી, તેને મનુષ્યજીવનના સર્વોચ્ચ ધ્યેયની પ્રાપ્તિ માટેની અંતિમ સાધનારૂપ ઠરાવી, મુક્તિ માટે અન્ય કોઈ પ્રવૃત્તિના સ્વીકારની કે ફાળે આવતા સ્વકર્મના ત્યાગની આવશ્યકતાના પોકારને બંધ કરવો જોઈએ, અથવા ઓછો કરી નાખવો જોઈએ.

આ કામ અમુક કે તમુક શાસ્ત્રની આણ દીધે ઓછું સિદ્ધ થાય? શાસ્ત્રની આણ તો પેલો સાગ્નિ, વેદવાદરત, ત્રૈવિદ્ય કર્મકાંડી પણ દઈ શકે; તેમ જ પેલો કર્મસંન્યાસી પણ દઈ શકે! એટલે 'तस्मात शास्त्रं प्रमाण ते' એમ કહેવા છતાં, તથા 'અશાસ્ત્રવિહિત' કર્મો કે તપોને નિંદ્યા છતાં, ગીતાકારને પોતાનો સંદેશ આપવા માટે પોતાનું નવું જ પ્રમાણ ઊભું કરવું પડે છે. અને તે પ્રમાણ છે 'યોગેશ્વર શ્રીકૃષ્ણ.' ગીતાનો અવતારવાદ, વિભૂતિવર્ણન, અને વિશ્વરૂપદર્શન એ ત્રણે બાબતો એ અર્થે છે. અર્જુન પણ અવતારવાદ, વિભૂતિવર્ણન અને વિશ્વરૂપદર્શન જોયા–સાંભળ્યા પછી જ કહે છે કે, "તમને યાદવ કે સખા માનીને મેં તમારો જે અવિવેક કર્યો હોય, અથવા તમારું અપમાન કર્યું હોય, તે માફ કરો, અને હવે હું તમારું કહ્યું કરીશ!" શ્રીકૃષ્ણ પણ ગીતામાં ઉપદેશક કે તત્ત્વચિંતકની સામાન્ય પદ્ધતિ છોડી, સીધા શબ્દોમાં સંભળાવી દે છે કે, "જેઓ મારા કહ્યા પ્રમાણે શ્રદ્ધા અને અનસૂયાપૂર્વક વર્તે છે, તેઓનું જ ભલું થાય છે; અને જેઓ મારું કહેવું કરતા નથી, તે અચેતસ્ અને સર્વજ્ઞાનવિમૂઢ લોકોને તું નાશ પામેલા જ જાણ!" (૩,૩૧-૩૨). ઉલટે અઢારમા અધ્યાયમાં તો તે અર્જુનને જ ચેતવણી આપે છે કે, "અહંકારથી તું જો મારું કહેવું નહિ માને, તો તું નાશ પામીશ!"

કોઈ પણ શાસ્ત્રકાર પોતાનો મત બીજાને ગળે ઉતારવા એમ ને એમ આવી રીત તો અખત્યાર ન જ કરે. કારણ કે તેથી તેનો આખો હેતુ જ માર્યો જાય. પરંતુ એક અપૂર્વ સિદ્ધાંતને પ્રસ્થાપિત કરવા, તેના સમર્થક તરીકે સ્વયં પુરુષોત્તમને જ વચ્ચે આણવા પડ્યા છે, અને તે પુરુષોત્તમના પુરુષોત્તમપણાનું સમર્થન કરવા જ અવતારવાદ, વિભૂતિવર્ણન અને વિશ્વરૂપદર્શન ગીતામાં સ્થાન પામે છે. બાકી, એમ ને એમ તો બધા જ જાણે છે કે, કોઈ પણ યુગમાં કોઈ પણ અવતારી પુરુષ જ્યારે વસ્તુતાએ પોતાની વચ્ચે વિદ્યમાન હોય છે, ત્યારે તેનો અવતાર તરીકે સ્વીકાર કરી, બધા લોકો તેના કહ્યાનું પાલન કરે છે જ, એમ સામાન્ય રીતે નથી બનતું. તેને

વધસ્તંભે જ ન ચડાવે તો ભાગ્ય! તેથી ઊલટું, ગમે તેવા માણસને પણ, અજ્ઞાન વહેમ કે લાલચના માર્યા, અમુકના કે તમુકના અવતાર તરીકે સ્વીકારી, તેને તન-મન-ધન અર્પવાની વિપરીતતાના દાખલા પણ જોઈએ તેટલા મળે છે.

અને વિભૂતિવાદ! વિભૂતિવાદનો સ્વીકાર તો, પરિણામની દૃષ્ટિએ, તેથી પણ ભૂંડો છે. કારણ કે, વિભૂતિ તો સત્ત્વગુણી પણ હોઈ શકે, રજોગુણી પણ હોઈ શકે, અને તમોગુણી પણ હોઈ શકે. 'પૂર્ણ' પણ હોઈ શકે અને અપૂર્ણ' પણ હોઈ શકે. છતાં શ્રીમદ્ અને ઊર્જિત હોવાથી કોઈ પણ વિભૂતિમાં ઈશ્વરનો આવિષ્કાર માની, તેને સર્વાત્મભાવે આત્મસમર્પણ કરવા જતા કેટલાય લોકો કે પ્રજાઓ પાયમાલ થઈ જવાનાં પ્રમાણ નેપોલિયન અને હિટલર જેવાઓના દાખલામાં મોજૂદ છે.

અને 'હું લોકોના ક્ષય માટે પ્રવૃદ્ધ થયેલો કાળ છું,' 'મેં આ બધાને મારી નાખ્યા છે, તું નિમિત્તમાત્ર થા, તું આ રણમાં ડરવાનો જ છું' એટલું જ કહેવા માટે જેનાં હજાર મુખમાં હજાર જીભો ગણાવવામાં આવી છે, તેવું વિશ્વરૂપ, ભાગ્યે અર્જુન સિવાય બીજા કોઈનામાં વિશેષ ભાવ-ભક્તિ કે સમજ પ્રેરી શકે.

અને તેમ છતાં ગીતા જેવા તત્ત્વચિંતનના પુસ્તકમાં એ બંને બાબતોને ખાસ સ્થાન છે, એ શું સૂચવે છે? એ જ કે, એક ચોક્કસ ઐતિહાસિક કાળમાં ઊભી થયેલી ખાસ પરિસ્થિતિનો સામનો કરવા જે અપૂર્વ સિદ્ધાંત ગીતાકારને પ્રસ્થાપિત કરવો છે, તે સિદ્ધાંતની પ્રામાણિકતા બતાવવા, અવતાર તરીકે સ્વીકારાયેલા શ્રીકૃષ્ણ જેવા પુરુષોત્તમની પ્રમાણભૂતતાની તેને મદદ લેવી પડી છે; અને સાથે સાથે શ્રીકૃષ્ણ જેવા પુરુષોત્તમની અવતારિતાને સમર્થન આપવી પડી છે.

એટલું ધ્યાનમાં રાખવું કે, આપણે, શ્રીકૃષ્ણ અવતારી પુરુષ હતા કે નહીં, તેમ જ તેમણે સ્વમુખે આવો ઉપદેશ આપ્યો હતો કે નહિ, એ જાતની ઐતિહાસિક ચર્ચા અહીં નથી કરતા. શ્રીકૃષ્ણ જેવા પ્રતાપી યોગેશ્વર આવો જ ઉપદેશ આપે, અને તેમણે આપ્યો પણ હોવો જોઈએ, એ નિર્વિવાદ છે. અહીં તો આપણે, ગીતાને એક સ્વતંત્ર શાસ્ત્ર માની, તેમાં આ અવતારવાદ વગેરેનું જે સ્થાન છે, તેથી શું સૂચિત થઈ શકે, એટલું જ સ્વતંત્ર રીતે વિચારીએ છીએ. આગળ વિવરણ હવે પછીના અંકમાં.

ગોપાલદાસ પટેલ

# અક્ષરજ્ઞાન વિ૦ વ્યક્તિવિકાસ

કેળવણી કેવી હોવી જોઈએ એ પ્રશ્ન હાલમાં ઘણો ચર્ચાય છે. કેળવણીનો મૂળ હેતુ બાળકોને ભવિષ્યના ઉપયોગી શહેરીઓ બનાવવાનો હોવો જોઈએ. એક નિષ્ણાત અમેરિકન માનસશાસ્ત્રીએ આ બાબતમાં પોતાના દેશના વિદ્યાર્થીઓ ને શિક્ષણ વિષે લખ્યું છે, તે અહીંના ભણતરને પણ લાગુ પડે છે. તેથી તેના વિચારો ટૂંકમાં નીચે આપ્યા છે.

આ માનસશાસ્ત્રી કહે છે કે, અમેરિકાની હાલની ચાલુ કેળવણીપદ્ધતિ માત્ર ઉપલકિયા જ્ઞાન અને ડિગ્રીઓ જ આપે છે, અને તેનો સંબંધ રોજના વહેવારની સાથે ઘણો ઓછો હોય છે; પરિણામે તે ભણતર વિદ્યાર્થીના વ્યક્તિત્વના વિકાસ માટે ખાસ ઉપયોગી નથી નીવડતું.

આ દૃષ્ટિએ જુદી જુદી કક્ષાઓના વિદ્યાર્થીઓની તેણે તપાસ કરી, તેમાં તેને જણાયું કે, કૉલેજના વિદ્યાર્થીઓ વ્યક્તિત્વની બાબતમાં કંઈ શાળાના વિદ્યાર્થીઓ કરતાં, કે શાળાના ઉપલા વર્ગોના છોકરાઓ નીચલા વર્ગના છોકરાઓ કરતાં વ્યક્તિત્વની પરીક્ષામાં ચડિયાતા નથી હોતા. અરે, કેટલાકનું તો એમ પણ માનવું છે કે, કેટલીક વખત વધારે ને વધારે ભણતર આવી પ્રગતિ કરવાને બદલે વિદ્યાર્થીઓને અવગતિએ પહોંચાડે છે. હવે પહેલાંની માફક ધંધાદારીઓ કૉલેજ ગ્રેજ્યુએટને પોતાને ત્યાં કામે લેવા માટે પડાપડી નથી કરતા. એ લોકો પસંદગી કરતી વખતે ઉમેદવારના અભ્યાસ કરતાં તેની બાહ્ય પ્રવૃત્તિઓ તથા મિલનસારપણું વગેરે ગુણો ઉપર વધારે ધ્યાન આપે છે.

આ બાબતમાં તેણે આપેલા બેએક દાખલાઓ જોઈએ.

એક વિદ્યાર્થી તેની પાસે આવ્યો. તે રસાયણશાસ્ત્ર ભણ્યો હતો અને સારામાં સારી ઇજનેરી કૉલેજમાં પાસ થયો હતો. તેની પદવી જોઈ એક કારખાનામાં તેને સારી જગ્યા મળી. પણ થોડા વખતમાં જ ત્યાંથી તેને એ જગ્યા માટે નાલાયક ઠરાવવામાં આવ્યો. કારણ તરીકે જણાવવામાં આવ્યું કે, તેનામાં કોઈ પણ જાતનું ઉપયોગી કામ કરવાનું વલણ નહોતું. કેળવણીના ક્ષેત્રની બહારના જગત સાથે ઘણો વખત સંબંધમાં નહિ આવવાથી આ વિદ્યાર્થીની સ્થિતિ અત્યંત દયાજનક તેમ જ હાર અને નિરાશાથી ભરેલી થઈ ગઈ હતી. આ વિદ્યાર્થીમાં સામાન્ય કામ કરવાની મૂળ શક્તિ તો હતી, અને જો શિક્ષણ સાથે આ શક્તિને તેણે પહેલેથી કેળવી હોત તો તે ઘણો આગળ આવી શક્યો હોત. તેને બદલે તેણે માત્ર વધારે અને વધારે પદવીઓ મેળવવાનો સહેલો રસ્તો લીધો અને સાથે સાથે જીવનમાં ભણતરના ઉપયોગને બને એટલો દૂર હડસેલતો ગયો. પરિણામે, જ્યારે તેના ભણતરનો

બરાબર ઉપયોગ કરવાનો વખત આવ્યો ત્યારે તે તદ્દન લાચાર બન્યો હતો. બહારના દેખાવ પરથી તે સારા વ્યક્તિત્વનો ખ્યાલ આપતો હતો, પરંતુ તેનામાં પોતાની જ્ઞાનશક્તિ ઉપર વિશ્વાસ નહોતો. અભ્યાસની પાછળ ગાળેલા વખતથી તેમ જ પદવીઓ મેળવ્યાના ખોટા સંતોષથી તેના વ્યક્તિત્વને સખત નુકસાન પહોંચ્યું હતું; પરિણામે તે કોઈ પણ બાબત ઉપર આખરી નિર્ણય કરી શકતો નહોતો.

બીજો એક વિદ્યાર્થી તરતનો જ ગ્રેજ્યુએટ હતો અને કોઈ કામધંધાની શોધમાં તે આ માનસશાસ્ત્રીની પાસે આવ્યો હતો. માનસશાસ્ત્રની પરીક્ષાથી માલૂમ પડ્યું કે, તેનામાં ભણતર પ્રાપ્ત કરવાની શક્તિ સામાન્ય જ હતી અને અંગ્રેજી ભાષા (જેમાં એ પોતાને ઘણો હોશિયાર માનતો હતો) વિષે કંઈક વિશેષ જ્ઞાન હતું. પરંતુ તેનું વ્યક્તિત્વ અનિશ્ચિત તેમ જ કોઈ પણ જાતની ચમક વિનાનું હતું. ટૂંકમાં કહીએ તો તેનું વ્યક્તિત્વ એવી રીતે ઘડાઈ ગયું હતું કે તે પોતે કેળવણી લઈ શકે ખરો, પણ આપી નહિ શકે. તેનામાં ધગશ તેમ જ જોમ જેવી કોઈ વસ્તુ જ નહોતી. તેના વિચારો આછકલા હતા. એકસરખું તે બોલી શકતો નહોતો. તેમ છતા તેને પત્રકારનો ધંધો કરવો હતો. ખરું જોતાં તેની શક્તિ હરીફાઈવાળા જીવનના દબાણ નીચે, કોઈ અર્થભર્યાં કામમાં વપરાય તો જ ખીલી શકે એમ હતું. આથી એ માનસશાસ્ત્રીએ તેને એ ધંધાના વિચારો છોડી દઈ કોઈ છાપખાનામાં કામ કરવાની સૂચના આપી. છ મહિના બાદ તે વિદ્યાર્થી ફરી પેલા માનસશાસ્ત્રી પાસે આવ્યો અને જણાવ્યું કે, પોતે કોઈક માસિક પત્રની નોકરીમા રહ્યો હતો. એ કામ દ્વારા તે ઘણા મનુષ્યોના સમાગમમા આવી શક્યાં હતો. જે કામની તેને પ્રથમ કશી જ માહિતી નહોતી તે વિષે પોતે ઘણું જાણી શક્યો હતો. તેના દેખાવમાં તેમ જ વર્તનમાં ઘણો ફેરફાર પડી ગયો હતો. તેનામાં ધગશ તેમ જ આત્મવિશ્વાસ આવ્યા હતાં. જરા પણ અચકાયા વિના તે વાતચીત કરતો થયો હતો: ટૂંકમાં, તેની શક્તિએ બાહ્ય વિકાસ સાધવા માંડ્યો હતો.

આથી, આ માનસશાસ્ત્રી ઘણા કેસમાં કૉલેજ કે કેવળ ભણતર છોડી, પુસ્તકોનાં મનુષ્યો કરતાં જીવતાંની સાથે સમાગમ કરવા ને પાસેના જ્ઞાનનો કામમાં ઉપયોગ કરવા પણ સલાહ આપે છે અને છે એમ કે, શરૂઆતમાં કેળવણી ઘણી સારી ટેવો સાથે બાહ્ય પ્રવૃત્તિમાં ભાગ લેવાની તાલીમ આપે છે. પણ આગળ જતાં બધો વખત માત્ર સાંભળવા, વાંચવા, ભણવા અને એવામાં જ જાય છે, અને સામુદાયિક રમતગમત તેમ જ ઉપયોગી કામકાજમાં વખત ઓછો અપાતો જાય છે. આ ટેવ નિશાળ તેમ જ કૉલેજમાં જેમ વધતી જાય છે તેમ તેમ વિદ્યાર્થીમાં કામ કરવાની વૃત્તિ ઓછી થતી જાય છે; અને કૉલેજના અભ્યાસ પછી તો તે એટલી વધી ગઈ હોય છે કે, 'તે અભ્યાસ પૂરો થયા પછી પોતે શું કરવું એ વિષે એને કશો જ ખ્યાલ હોતો નથી, અને આ ખ્યાલના અભાવે માત્ર આગળ અને આગળ અભ્યાસ કરવા સિવાય બીજું કશું જ ધ્યેય (?) રહેતું નથી. પરિણામે એ અભ્યાસ તેના વિકાસને હાનિ પહોંચાડે છે.

ભણતરનો મૂળ હેતુ વિદ્યાર્થીઓને કંઈક ઉપયોગી જીવન જીવવાને માટે તૈયાર કરવાનો હોય છે. આમ છતાં, નિશાળના ભણવાના કલાકો, શિસ્ત, તેમ જ નિશાળના કામકાજનો બોજો, એ બધું વિદ્યાર્થીને જીવનની તાલીમ આપવાને બદલે વિદ્યાર્થીને ખરી જિંદગીથી દૂર ને દૂર ખેંચી જાય છે. વિદ્યાર્થી પોતાને તેમ જ આખા સમાજને ઉપયોગી નીવડી શકે, એ ભણતરનો હેતુ હોવો જોઈએ. દિલગીરીની વાત તો એ છે કે, નિશાળમાં વધારે છોકરાઓ ભણી શકે એ કારણે નિશાળનું ધોરણ નીચું કરવામાં આવે છે. પરિણામે જે છોકરાઓ ભણતરના ઊંચા ધોરણને લઈને કંઈક ફાયદો પામી શક્યા હોત તેમને માટે તો સહેલું ભણતર એક 'ઉજાણી' સમાન જ બની રહે છે; તેમની શક્તિ પછી કસાતી નથી.

અસરકારક વ્યક્તિત્વ માટે ફક્ત જુદા જુદા વિષયો બાબત હોશિયારી નહિ પરંતુ થોડાકમાં વધારે અને એકાદ વિષયમાં સૌથી વધારે હોશિયારી પણ જોઈએ છે. હાલની કેળવણીની પદ્ધતિ, કોઈ એક બાબતમાં હોશિયારી અથવા તો ચઢિયાતી પ્રાપ્ત કરવા દેવાને બદલે, જુદા જુદા વિષયોમા વિદ્યાર્થીઓની હોશિયારી પાથરી દે છે. પણ કેળવણીમા ખરો પ્રશ્ન વિષયોનો નથી — એટલે કે કયો વિષય શીખવવો અને કયો નહિ એ પ્રશ્ન કેળવણી માટે મુખ્ય મહત્ત્વનો નથી; એ માનસશાસ્ત્રીનું માનવું છે કે, કેળવણીમાં ઉચ્ચ ધોરણ તેમ જ શિસ્ત એ બેને મહત્ત્વનું સ્થાન છે.

આધુનિક ભણતરનું અતિ નુકસાનકારક પરિણામ, જેમાં પદવીથી ઊછળતો આજનો જુવાન અત્યંત અભિમાન લે છે, તે તેમાંથી પરિણમતી ઉચ્છૃંખલ વૃત્તિ છે. જુવાન વર્ગમાં આ ટેવ તેનાં વર્તનમાં ઘણી જણાઈ આવે છે:— જેમ કે માબાપોને જૂના જમાનાનાં ગણવાં; કોઈ પણ જાતની આભારવૃત્તિ અથવા તો જવાબદારી વિના માબાપના પૈસા, મોટર તેમ જ બીજી કોઈ પણ વસ્તુ વાપરવી; માબાપનો ધર્મ, રાજકીય તેમ જ નૈતિક વિચારો ઉપર તિરસ્કારવૃત્તિ; પોતાના પિતાના ધંધા તરફ, તેમ જ મહેનતમજૂરીના કામ તરફ ઉદાસીનવૃત્તિ વગેરે. પરિણામે આવા વિદ્યાર્થીઓનું કામ તેમ જ પ્રવૃત્તિ અત્યંત નુકસાનકારક બને છે. આ માનસશાસ્ત્રી માને

છે કે, આધુનિક ભણતરમાં વિદ્યાર્થીને મનુષ્યના સાચા સ્વભાવની ઓળખાણ આપવી વધારે જરૂરી છે; તે દ્વારા જ તેમનું જીવન નિઃસ્વાર્થી તેમ જ નિરભિમાની બની શકશે. અને તે અંગે, આ માનસશાસ્ત્રી માને છે કે, ધર્મ સિવાય, ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળની મનુષ્ય-જાતની એકધારી નિઃસ્વાર્થી પ્રવૃત્તિનું એકીકરણ, બીજું કંઈ પણ સાધન કરી શકે તેમ નથી. ધર્મનું બંધન જ મનુષ્યને નિઃસ્વાર્થી તેમ જ સેવાપરાયણ બનાવી શકે છે.•

પ્રમીલા ઈશ્વરલાલ કલાર્ક

• ( Henry, C. Lino ના 'The Return To Religion' પુસ્તકમાંથી 'The Vice of Education' પ્રકરણમાંથી લીધેલા વિચારો.)

# વ્યાકરણ–ચર્ચા

[ આ નવો વિભાગ શરૂ થાય છે, જોકે વસ્તુ-વિષય નવો નથી. તેના નામ પરથી સ્પષ્ટ છે કે એમાં વ્યાકરણના પ્રશ્નો આવશે. વ્યુત્પત્તિ તેનો જ ભાગ ગણાય; એટલે 'શબ્દોના વંશ' તેમાં આવી જશે. વાચકો આ વિભાગને હવે ઉપાડી લઈ ખીલવશે એવી આશા છે. મ૦]

## ૧

## પેલું 'આ' 'એ' 'તે'

શ્રી. કિં૦ ધ૦ મ૦ એ ગયા અંકમાં ઉપાડેલી પેલી 'એ' 'તે' ચર્ચા જરૂરી છે. 'એ' 'તે' જો વિકલ્પે વાપરી શકાતાં ન હોય, તો ભલભલા લેખકો તે બાબતમાં ભૂલ કરતા માલૂમ પડશે.

'આ [સં. अयम्] 'इदम्' પરથી ઘટાવાય છે; એ [સં. एषः] 'एतद्' પરથી; અને તે 'तद्' પરથી.

મરાઠીમાં हा ('આ' 'એ'ને મળતું ગણાતું રૂપ) अदस्, प्रा. अह પરથી બતાવાય છે; तो 'तद्' પરથી જ છે. એટલે કે, વ્યુત્પત્તિથી हा 'આ' 'એ'ને મળતું નથી, પણ તે એકનું કામ મરાઠીમાં આપે છે. પણ મરાઠીમાં એવા બે નિરાળા ઉપયોગ છે ખરા? (ગુજરાતીમાં છે માનીને પૂછું છું.)

સંસ્કૃતમાં इदम्, एतद्, અને अदस् આ ત્રણેનો અર્થ કેવો છે? કમળાશંકર બતાવે છે કે, इदम् સમીપતા બતાવે एतद् વધારે સમીપતા; અને अदस् દૂરને માટે ને तद् પરોક્ષને માટે વાપરાય છે. (વ્યા૦ ભા૦૪, પા. ૧૬૯). ગુજરાતીમાં આ ત્રણે શબ્દો માટે અલગ રૂપો છે; એટલે મરાઠી કે હિંદી ધોરણ લેવાનું ફાવે નહિ; સ્વતંત્રપણે જોવું વધારે સારું.

પહેલું તો એ કે, 'તે' ત્રીજો પુરુષવાચક સર્વનામ છે. 'જે'ની સાથે સંબંધમાં 'તે' આવે છે, તેથી સંબંધક સર્વનામ પણ ખરું. પરંતુ 'તે' દર્શક સ૦ ખરું? સંબંધકતામાં દર્શકતા રહેલી છે, તે પરથી કદાચ ગણીએ. કમળાશંકર તેને 'એ' 'આ' 'પેલું' જોડે દર્શક ગણાવે છે. પરંતુ તેમાં શુદ્ધ દર્શકતા 'એ'ની ગંધથી જ આવતી હોય એમ નથી લાગતું? અને તેથી જ 'એ' 'તે'ના પર્યાયી પ્રયોગની ભૂલ ન થતી હોય?

પ્રશ્ન એ જોવો જોઈએ કે, 'તે' ત્રીજો પુરુષ સર્વનામ છે, ને તેથી પરોક્ષવાચક છે; પણ કોઈ રીતે દર્શક માનવાને કારણ ખરું? જો તેને દર્શક સ૦ ન ગણીએ તો 'એ' સાથેનો ગોટાળો સ્પષ્ટ થાય.

૧. નીચેના દાખલા જુઓ—

'ક્ષર અક્ષર ए બેયને પોતાની શક્તિએ કરીને ધરી રહ્યા છે.'

'વલ્લભમાર્ગની બઢતી થઈ તેનું કારણ ए કે, તેમાં સરસ કવિતા છે.'

'એક વિદ્વાન કહે છે કે કવિતા ए એવો હુન્નર છે કે જે પોતાની પ્રેરણાથી . . . રસજ્ઞાન કરાવે છે.'

આ દાખલાઓમાં 'એ'ને બદલે 'તે' વાપરી ન શકાય એમ લાગે છે. કારણ, જે દર્શકતા 'એ'થી બતાવાય છે, તે 'તે' ન બતાવે, એમ લાગવાથી? તેમ જ નીચેના દાખલામાં 'એવા'નું 'તેવા' ન ચાલે:—

'ક્ષર અક્ષરથી પર एवा પુરુષોત્તમ જે ભગવાન છે, તે જ્યારે જીવનના કલ્યાણને અર્થે. . . .' (અહીં 'તે' બદલે 'એ' પણ ન જ ચાલે ને? જે . . . તે . . . સંબંધક છે.)

૨. આ નીચેનો દાખલો જુઓ:—

'નરસિંહ મહેતો ગરીબ ઘરનો હતો ए તેની ભોજાઈ દળણાં દળતી તે ઉપરથી માલૂમ પડે છે. एना બાપનું નામ કોઈ . . . કહે છે. एना મોટા ભાઈનું નામ . . .'

અહીં આગળ શરૂમાં 'તેની' ત્રી૦ પુ૦ સ૦ વાપર્યા પછી 'એના' સ૦ બદલ્યું, તે શું કામ? અહીં 'તેના' જ જોઈએ એમ નહિ? '. . . દળતી તે . . .' કે 'એ' જોઈએ?

૩. કિં૦ ધ૦ મ૦ એ લીધેલો દાખલો જુઓ.

એક—આપણે તો પેલાને પસંદ કર્યો છે ને?

બીજો—હા, પણ હવે आने શો જવાબ આપવો?

એક—एने પાછો જવા કહી દો. एने કહો કે . . .

ધ્યાન એ રાખવું જોઈએ કે, 'આ' 'પેલું' બે સામસામી દર્શકતાવાળાં સ૦ છે. તેથી જ બીજાના ઉત્તરમાં 'આને' છે, કેમ કે તે સમીપ છે. ખરો મહત્ત્વનો વિચાર 'એક'નો ઉત્તર છે. ત્યાં એ 'એને' કહે છે; 'તેને' ન કહી શકે, કેમ કે એ ત્રીજો પુરુષ નથી. જેને વિષે કહેવું છે તે બતાવવાનું જ કામ 'એક'ને છે, એક જણના મનમાં જે એક છે તેને બતાવવા પૂરતું 'ए'

કામ દઈ દે છે. જેમ કે જુઓ 'એ' વિષેના નિઃશંક દાખલા (૧) માં ઉપર. ત્યાં ક્યાંય 'આ' વિ૦ 'પેલું' નો પ્રશ્ન નથી; પણ નરી અમુક દર્શકતા છે. 'ક્ષર અક્ષર એ બે . . .' એટલે 'એ'માં સમીપતા દૂરતા કરતાં પ્રત્યક્ષ પ્રસ્તુત દર્શકતા બતાવવાનો ખાસ ગુણ હોય એમ ન માનવું જોઈએ ? અને આ કામ પેલો 'તે' ન કરી શકે; આ 'એ' મારફતે જ લેવું દુરસ્ત લાગે છે. એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે, મરાઠીમાં 'પેલું' માટે ખાસ શબ્દ નથી.

(આ, એ, તે) પ્રમાણે (આમ, એમ, તેમ,) (આનું, એનું, તેનું ઇ૦ રૂપો) (આવડું, એવડું તેવડું) (આટલું, એટલું, તેટલું,) (આવું, એવું, તેવું) નો ન્યાય પણ એ તો ઉઘાડું છે. એટલે આ પ્રશ્નનો તોડ 'એ' 'તે'ની દર્શકતા પર આધાર રાખે. જો એક દર્શક સ૦ માનીએ, તો પછી માત્ર કાનને સારું ન લાગવા પર જ ફરક થાય છે એમ ? તેય નક્કી દેખાતું નથી. જેમ કે (૧) વર્ગના દાખલા. વૈયાકરણીઓ આની ચર્ચા કરે એવી આશાએ આ લખું છું.

૨

## શબ્દોનો બેવડો પ્રયોગ

એક વાતે ધ્યાન ખેંચ્યું તેથી તેની વિશેષ ચર્ચા થાય એ હિસાબે આ ચર્ચાપત્ર મોકલું છું. આપણી ભાષામાં એક જ શબ્દ બે વાર વાપરીને ભાત ભાતના અર્થ સધાતા લાગે છે. અને આ અર્થો સાધવામા કાંઈક નિયમ પણ છે, જે તારવવા જોઈએ. નીચે કેટલાક દાખલા ટાંકું છું, તેમાં રસ લઈ ભાષાપ્રેમીઓ પૂર્તિ કરશે, એ આશા છે.

૧. એક પ્રકાર એવો લાગે છે કે જ્યાં સમસ્તતા કે નર્યાપણું કે બહુતા બતાવાય છે. દા. ત;

પીળું પીળું હળદર જેવું.
ચોમાસામા લીલું લીલું જોઈને આંખ ઠરે છે
ઊનું ઊનું ખાશો નહિ.
ઊંડું ઊંડું પાતાળ !
એને તીખું તીખું જ ભાવે છે.
તે ખબર સાંભળી એ પાણી પાણી થઈ ગયો.
બધું પાણી પાણી થઈ ગયું.

૨. આ નીચેના દાખલા વારંવારતા બતાવે છે ?

ખાઉં ખાઉં કરતો રાક્ષસ આવ્યો.
રામ રામ કરો.
માણસ માણસ શું કરો છો ?
કહે કહે-કરવાથી કાંઈ વળશે નહિ.

૩. નીચેના દાખલામાં પ્રત્યેકતા બતાવાતી લાગે છે:-

ગાંડા ગાંડા રહ્યા, ડાહ્યા ડાહ્યા ગયા.
ઝાડ ઝાડ પડી ગયાં, છોડવા રહ્યા.
સૂકલા સૂકલા ચડી ગયા, જાડા જાડા વચ્ચે બેસી પડયા.
જે જે નગરી તે તે ફાવશે.
બધું વચ્ચેથી લઈ તેની તેની જગાએ ગોઠવી દો.
ઊંચે ઊંચે તે બેઠા, નીચે નીચે અમને નાખ્યા.
સારી સારી વસ્તુ એમણે લીધી.
માણસ માણસમાં ભેદ છે.
પિંડે પિંડે મતિ ભિન્ન.
ઘેર ઘેર માટીના ચૂલા.

૪. હવે નીચેનો દાખલો જુઓ—

'ગોરો આવ્યો, શું શું લાવ્યો ?'
કોણ કોણ આવ્યું ?
કોઈ કોઈ ખરાબ નીકળે.
ક્યાં ક્યાં જઈ આવ્યા ?
અમુક અમુક બાબતમાં તેને ગમ નથી.

આમાં શું બતાવાય છે ? પ્રત્યેકતા બતાવે છે એમ ગણાય ? કે કોઈ નવા પ્રકારે વિચાર કરવો ?

ઉપરાંત ક્રિયાપદ ને તેનાં રૂપોના દ્વિત્વનો ઉપયોગ એક અલગ વિચાર બને છે. તે હવે પછી. દરમિયાન આ બાબતમાં રસ લેનારા નવા નવા દાખલા ને પ્રકારો ખોળે ને જણાવે એવી વિનંતી છે. મ૦

૩

## શબ્દોની વ્યુત્પત્તિ કહો

ગયે મહિને થોડાક શબ્દો પૂછ્યા હતા. બે જણના જ જવાબ મળ્યા. વધારે જવાબોની આશાથી આ આગળની યાદી આપી છે. તે શબ્દોના અર્થ વગેરે અંગે જોડણીકોશ જોવા વિનંતી છે.

| | |
|---|---|
| અઇક(-ર)તું વિ૦ | અડવું વિ૦ (૨) સં૦ક્રિ૦ |
| અઇબલા પું૦બ૦વ૦ | અડવો પું૦ |
| અજાડી સ્ત્રી૦ | અડસટ્ટો પું૦ |
| અજોખણી સ્ત્રી૦ | અડંગો પું૦ |
| અટ(-ડ)ક સ્ત્રી૦ ઉપનામ | અડંબો પું૦ |
| અટકળ સ્ત્રી૦ | અડાણો પું૦ (રાગ) |
| અટકવું અ૦ક્રિ૦ | અડાબીડ વિ૦ |
| અટપટું વિ૦ | અડાબી સ્ત્રી૦ |
| અટામણ ન૦ | અડાણું ન૦ |
| અટૂલું વિ૦ | અડાળી સ્ત્રી૦ |
| અ(-આ)ટોપવું સ૦ક્રિ૦ | ગાડાનો અડો, દડો પું૦ |
| અઠાક સ્ત્રી૦ નાડું | અઢળક વિ૦ |
| અઠિંગવું, અઢેલવું સ૦ક્રિ૦ | અણુમ(-ગો)ઢ, અણુગોઠ, -ખ, -હ પું૦ |
| અઠોડી સ્ત્રી૦ | |
| અડુસિયાં ન૦બ૦વ૦ | અણુવટ પું૦ |
| અડકવું સ૦ક્રિ૦ | અણુસારો પું૦ |
| અડધોદ(-પ-સ)ડિયો પું૦ | અતડું વિ૦ |
| અડચણ સ્ત્રી૦ | અતરડી સ્ત્રી૦, -ડો પું૦ |
| અડણ ન૦.(ઢોરનું) | અતરાપી, પું વિ૦ |
| અડદાવો(-ળો) પું૦ | અતલસતું (સડું) વિ૦ |
| અડપલું ન૦ | અથાણું ન૦ |
| અડફેટ સ્ત્રી૦ | અથાવું અ૦ક્રિ૦ |
| અડ(-ઢ)ારૂઢ વિ૦ | આથવું સ૦ક્રિ૦ |
| અડબંગ વિ૦ | અદ(-ધ)રાવું સ૦ક્રિ૦ |
| અડબોત(-થ) વિ૦ (૨) સ્ત્રી૦ | અદિયા પું૦ બેટ |

સમાધિ પામે છે; એમ વૃત્તિનું કાર્ય પૂરું થતાં તે શમે છે ને ક્ષણ-નિરોધ જેવું બને છે, ત્યાં તો પાછી બીજી વૃત્તિ ઊઠે છે.

આટલાં સૂત્રોથી ત્યારે ચિત્ત કેમ કામ કરે છે તે, યોગની પરિભાષામાં, એટલે કે, નિરોધને સમજવાની દૃષ્ટિએ આપણે સમજ્યા. યોગ એટલે ચિત્તવૃત્તિનો નિરોધ; તે વખતે જીવાત્મા પોતાના સ્વરૂપની અવસ્થામાં હોય છે; બીજે બધે વખતે તે વૃત્તિના સ્વરૂપને પામે છે. તે વૃત્તિનું સ્વરૂપ કઈ કઈ જાતનું છે? જેનો નિરોધ કરવો હોય તો તે છે શું એ સમજ્યા વગર તે કેમ થાય? હવે પછી યોગ-વિચાર તે તરફ વળે છે, તે આવતા અંકમાં.

૧૨-૬-૪૫ મગનભાઈ દેસાઈ

# નવું વાચન

**ગીતાગીતમંજરી** લે૦ જુગતરામ દવે, પ્ર૦ નવજીવન કાર્યાલય, અમદાવાદ. પા. ૧૬૪ કિ. ૧-૦-૦

[ગીતાના અધ્યાયો ઉપરથી ગીતરૂપે લખેલો આ 'અનુ-વાદ' છે. તેની પ્રસ્તાવનાના 'બે બોલ' તરીકે ગાંધીજી નીચે પ્રમાણે લખે છે:]

ગીતોમાં 'ગીત' જોવાની સહેલી યુક્તિ મને જડી જ નથી. એટલે એમાં રહેલો રસ ઝટ લૂંટી શકતો નથી. ઘણી વાર એવું બન્યુ છે કે, કોઈ ગીત મને મધુર લાગે એમ કોઈએ ગાઈ બતાવ્યું છે ત્યારે તેમાંથી રસ લૂંટી શક્યો છું ને પછી રહસ્ય પણ ખેંચી શક્યો છું. કોઈ વાર હું પોતે જ સૂર ગણગણી શક્યો છું ને રસ અને રહસ્ય બંને લૂંટ્યાં છે.

આવા માણસના પાસેથી ભાઈ જુગતરામે આશીર્વચનના બે શબ્દો બીતાં બીતાં માગ્યા છે. 'બીતાં બીતા' કેમ કે મારા સમયની કિંમતની તેને ખબર છે, શક્તિની મારી મર્યાદાની પણ ખબર છે.

છતાં માગ્યા છે એનો અર્થ એ છે કે હું ગીતાને આત્માનો શબ્દકોશ ગણું છું. 'મંજરી' પૂરી વાંચી નથી શક્યો, પણ મારી આંખ તો બરોબર ફેરવી ગયો છું. રચના મને ગમી છે. મહેનત લેવાયેલી તરી આવે છે. અધ્યાયોમાંથી જે તેમને ભાવ્યું છે તે પોતાની ઢબે ભાઈ જુગતરામે ગાયું છે. 'મંજરી'ની પ્રસ્તાવનાઓ, પછીનો શબ્દકોશ અને ગીતાબોધ કે અનાસક્તિયોગમાંથી ચૂંટી કાઢેલા પ્રાસંગિક ફકરાઓ અને ગીતાના પ્રાસંગિક શ્લોકો અભ્યાસીને મદદરૂપ થાય એમ છે.

ભાઈ જુગતરામની મજલ પૂરી નથી થઈ. બાર અધ્યાય લગી પહોંચ્યા છે. આપણે આશા રાખીએ કે તે મજલ પૂરી કરી શકશે.

આઠમી મંજરી પછી કાકાસાહેબની 'બે ફેરી' સારુ લખેલાં ગીતો પણ જોડ્યાં છે એ ઠીક થયું છે.

અભ્યાસી એટલું પણ યાદ રાખે કે, ભાઈ જુગતરામ ગીતાને જેવી જાણી છે તેવી અમલમાં મૂકનારા છે, ને તેમાંથી મળતી દૂધની અખંડ ધારામાંથી પાન કરનારા થોડામાંના એક છે. એટલે 'મંજરી'ને સૂંઘવા ઇચ્છનાર જો તેને ગીતાને અનુસરતું અનાસક્ત કર્મ આચરવું હોય અથવા એવા કર્મને સારુ પુષ્ટિ મેળવવી હોય તો જ 'મંજરી'ને અડે.

મહાબળેશ્વર ૨૭-૫-'૪૫ મો૦ ક૦ ગાંધી

**ઊભી વાટે** લે૦ ગુલાબદાસ બ્રોકર. પ્ર૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ. પા. ૨૪૨, કિં૦ ૩-૮-૦

બાર લઘુકથાઓનો આ સંગ્રહ છે. લેખકના આ અગાઉ બે સંગ્રહો પ્રસિદ્ધ થયા છે. તેમાંનો 'વસુંધરા અને બીજી વાતો' આ માસિકમાં અગાઉ ચર્ચાયો છે. (જુઓ, વર્ષ ૩ સપ્ટેમ્બર, ૧૯૪૧, પા ૪૬૯) તેમાં જણાવેલી બાબતો આ સંગ્રહને પણ લાગુ પડે એવી તે છે. આ વાર્તાઓમાં ભાગ્યે જ એકાદ વાર્તા ફરી વાંચવા મન થાય એવી છે. અઠવાડિયે મહિને વાર્તા-વિભાગ ભરવાની ગરજવાળાં છાપાંના ભરની આ વાતો લાગે છે. કુટુંબનાં નાનાં મોટાં સ્ત્રીપુરુષો સૌ સાથે મળીને ન માણી શકે કે વાંચી શકે એવી તેની વિષય-પસંદગી અને શૈલી છે. અને મોટાંમાં પણ, અમુક રીતે રહેતાં મધ્યમવર્ગી શહેરી યુવાનયુવતીઓ જ રસ પામે તો પામે, એવું લાગે છે.

લેખક સ્ત્રી-પુરુષસંબંધ અને જાતીય આકર્ષણને પોતાના વાતોમાં મુખ્ય રસમૂલ બનાવે છે. જ્યાં તેમ ન હોય ત્યાં પણ આડ-વર્ણનો રૂપે આ યુક્તિ દેખા દે. નવું માનસશાસ્ત્ર આવ્યા પછી આ વધી પડ્યું છે; ને બીજું એક એ કે, મનનું પૃથક્કરણ રજૂ કરવા જ જાણે વાત લખાતી હોય એમ, અમુક અંશે ખપની એવી આ કલાયુક્તિ કેટલાકના હાથમાં આખી થઈ બેઠી છે પરંતુ નામ પ્રમાણે કથાએ કથા તો હોવું જ જોઈએ; પણ આ પૃથક્કરણ પીંજનારી શૈલીનું જોખમ જ એ છે કે, કથાને તે પોતાના પોલ નીચે ગૂંગળાવી ન દે, તોય તેને પોતા જેવી પોચી અને હવામાં ઊડી જાય એવી તો કરી જ દે છે. જેમ કે, આ સંગ્રહની 'ધૂમસેર' વાતેય ધૂમસેરમાં ઊડી જાય છે: તેને માટે, તરંગી મનોમંથનમાં બાચકા ભરવા પડે છે.

લઘુકથા કદમાં લઘુ ભલે હો, પણ તેના કથાબિંદુમાં તે અતિ તીક્ષ્ણ — ડુચકા જેવી ટચાક બનવી જોઈએ. આડ-રસની જમાવટથી તે ઊલટી વધુ તીક્ષ્ણ ને સચોટ બનવી જોઈએ પણ કેટલીય વાર બને છે એવું કે, આડ-જમાવટમાં જ એટલાં રસ અને આવડત રેડાય છે કે પછી વાતને માટે તે ઓછાં રહે છે. દા૦ ત૦ આ સંગ્રહમાં 'નીલનું બત' અને 'સુરભિ' વાતો. બેક વ્યભિચારની કથાઓ છે. મૂળ કોક વ્યભિચારના પ્રસંગને જ ચીતરવામાં જાય છે, ને બેક કથાઓમાં કથા જેવું ભાગ્યે જ પછી રહે છે. વાર્તામાં કશું કથન-બિંદુ જ નથી જણાતું. ક્યાંક બિંદુ

હોય છે તો તે પૂરું ખીલતું નથી; મનને એમ રહી જાય છે કે, બસ પત્યું! જેમ કે 'પિતાપુત્ર'. પિતા સામે છંછેડાઈ, લડવાને માટે તીરની પેઠે છૂટેલો પુત્ર પિતાને હાથે રજાઈ ઓઢતાં એકદમ ટાઢો થઈ જાય છે, એ સ્વાભાવિક પર્યવસાન નથી લાગતું. કદાચ જો લેખકે contrast–વિરોધ-દ્વંદ્વની અસર પાડી કામ લેવા ધાર્યું હોય, તો તે નિષ્ફળ લાગે છે. પુત્રને જો પિતાના સ્વભાવ વિષે જ મૂળ ભૂલ થયેલી લાગી, તો તેય વાર્તા દ્વારા ન ઘટી શકે, એવું તેનું નિરૂપણ છે. જુઓ બીજી એક વાત —'અર્ધો કલાક'. દુઃખ અને નાણાભીડનો માર્યો શેરદલાલ ઘરાકને છેતરવા જાય છે, પણ છેતરી શકતો નથી. આવો કુમળો ગુણ વાર્તા વાંચતાં મન ઉપર છપાતો નથી. તેમ જ જુઓ 'ઊંધી વાટે'. જેમ તેમ કરીને કથાના તાંતણા મેળવવા જેવું લાગે છે. શેઠની લથડપથડ કાયા જ અંતે વધારે ધ્યાન પર આવે છે, ને પૈસા આપવા તે દોડે છે એમાં હશે. તેનો પલટો તો ક્યાં રહ્યો, તેના ગાંડપણ જેવું લાગે છે. ને લોકને એથી રાચતા લેખકે અંતે બતાવ્યા છે.

'ત્રણ પત્રો 'ની વાત પત્રરૂપે આલેખાઈ છે. દંપતીના એ પત્રો છે. પતિ જેલમાં છે, તેને વિરહિણી પત્ની લખે છે; પતિ ત્યાંથી જવાબ આપે છે. 'મેઘદૂત'-વેદા તેમાં હોય એ કહેવાની જરૂર નથી. એ પત્રો વાંચીને એમ થાય છે કે, શું દંપતીપ્રેમ પણ કલામા દેખાડવાની ચીજ બનવી જોઈએ? એક જમાનામાં અશ્લીલ ગણાય એવી કામચેષ્ટાઓ સિનેમાએ છચોક જોતા કર્યા; તો તે લખાય શું કામ નહિ? એ તો ઠીક; પરંતુ દંપતીની પડદા પાછળની વાતોય એમ લેવા જેવી? સ્ત્રીઓ પડદા પાછળ ભલે ન રહે, પણ 'પડદાની વાતો' એથી ત્રીજા હૃદયને જણાવવી એ શિષ્ટ સુરુચિ ખરી?

અંતે સંગ્રહની બે વાતો, જે તુલનામા સારી છે: 'ગુલામદીન ગાડીવાળો' અને 'રખડુ' બેઉમાં લેખક સીધા પોતાનું વસ્તુ બહલાવવા પાછળ ધ્યાન દે છે, તો વાર્તા સરળ રીતે જામે છે. ગુલામદીન પોતાની વાત ટાંગો ચલાવતા જ કહે છે, તેમા કુતૂહલથી ટાંગાના ઉતારુ રસ લે છે; પણ જો વચ્ચે વચ્ચે ટીકાને બદલે સમભાવ વધારે હોત તો? પણ લેખકને કદાચ શહેરી નવયુગના વિચારો જોડે જૂના વિચારોનો ફરક પણ ચીતરવો હશે, જોકે તેમ હોય તો એ ઊઠતો નથી. 'રખડુ'ની કથા અધૂરી રહેતી લાગે છે; તેનું વસ્તુ નવલકથાનું લંબાણ માગે એમ લાંબું ચીતરવાથી ટૂંકી વાર્તાનું કદ તેને નાનું પડતું લાગે છે. જે એક ખાસ પ્રસંગ પર લઘુ કથા યોજી છે, તે જ પૂરતું આડ-ચિત્ર અપાત તો ચાલત. વાર્તામાં 'રખડુ'ને ઓળખાવવામાં વાર્તાનાં ૩૨માંથી ૨૪ પાન જાય છે; કથાનો ખાસ ભાગ ૮ પાનમાં પતી જાય છે. રખડુ તેની ધર્મબહેન (?) ની જવાબદારીથી જીવનમાં પલટો લે છે; સામેથી તેનો 'ઉદ્ધારક' વાણિયો ઊતરતો જાય છે; વાચકને એમાં રસ આવે છે, ત્યાં તો વાત પૂરી થઈ જાય છે! લઘુકથાકલાની દૃષ્ટિએ આ દોષ લાગે છે. છતાં આ બે કથાઓ આ ૧૨ કથાની નાયક છે. તેમાંની એકાદને આ સંગ્રહની નાયક નામધારી બનાવી શકાત. પણ આ તો એકને લાગની વાત થઈ.

લેખક જો આ બે વાતોની જેવી શૈલીએ વધારે વાતો લખે તો સારું.

સંગ્રહની કિંમત બહુ છે; પણ આવા સાહિત્યનાં વાચકોને કદાચ એ ન કઠતી હોય. મ૦

**ગુજરાતના પંચમહાલ જિલ્લાના ભીલો,** લે૦ શ્રી. પાંડુરંગ ગોવિંદ વણીકર, પ્ર૦ ગુ. વ. સોસાયટી, અમદાવાદ, પૃ૦ ૨૦૦+૬ કિં. રૂ. ૨–૮–૦

ભીલ સેવા મંડળવાળા શ્રી. વણીકરને હાથે આ પુસ્તક લખાયું છે. તેમાં શરૂઆતનાં ૨૭ પાનાંમાં ટૂંકાણમાં પણ મુદ્દાસર ભીલોનાં સ્વભાવ, રીતરિવાજ, ઘર, ખોરાક, પોષાક, તહેવારો વગેરે સંબંધી માહિતી આપવામાં આવી છે. બાકીનાં ૧૭૩ પાનાંમાં ભીલોનાં લગ્નગીતો, શૌર્યગીતો, ગરબા, કહેવતો, ભૂવાનાં ગીતો, કાયટાનાં ગીતો વગેરે વિસ્તારથી આપવામાં આવ્યાં છે. તે ઉપરાંત ભીલોની ભાષામાં નવેસરથી રચાયેલું ભિલોડી રામાયણ તેના રાગની માત્રા સહિત આપવામાં આવ્યું છે. જુદાં જુદાં ગીતોમાં આવતા અપરિચિત શબ્દોના અર્થ પણ આપવામાં આવ્યા છે. આ રીતે, આ પુસ્તકમાં ગુજરાતના ભીલો વિષે તદ્દન નવી જ અને આધારભૂત માહિતી અને તેમનું કંઠસ્થ સાહિત્ય આપવામાં આવ્યાં છે.

આ જ પ્રમાણે, ગુજરાતની બીજી કોમો — ઠાકરડા, બારૈયા, રાનીપરજ — વિષે પણ આધારભૂત માહિતી એકઠી કરવામાં આવે તો ઉપયોગી થઈ પડે. ઊંચી પદવીની પરીક્ષાઓ માટે નિબંધો લખનારા એવા નિબંધો તૈયાર કરે તે ઇચ્છવા યોગ્ય છે. પણ તે માટે થોડું ઘણું ફરીને પાંચપચાસ પુસ્તકો વાંચીને ઘેર બેઠાં નિબંધ લખી નાખવાથી કંઈ વળે નહિ. તે માટે, પ્રત્યક્ષ અનુભવ અને જૂનાં ગેઝેટિયર અને ઇતિહાસનું સંશોધન તેમાં એકઠાં થવાં જોઈએ.

ઉપરની દૃષ્ટિએ, આ પુસ્તકમાં જે થયું છે તે કીમતી અને ઉપયોગી છે. સંશોધનની દૃષ્ટિએ તેમાં ઘણું વિશેષ ઉમેરી શકાય તેમ છે. માહિતીની સાથોસાથ અનુભવમાં આવેલા પ્રસંગોની ગૂંથણી કરી હોય તો માહિતી વધારે રસિક થઈ શકે. ખેતી, ઉદ્યોગ અને મજૂરોની સ્થિતિ વિષે વધારે ઊંડા ઊતરવું જોઈએ. બીજી પછાત કોમો સાથે જુદી જુદી રીતે સરખામણી કરવી જોઈએ. આજ સુધીના મંડળના કામનો ખ્યાલ આપીને પ્રગતિદર્શક આંકડા આપવા જોઈએ. મંડળે જુદા જુદા ક્ષેત્રમાં તપાસો કરી હોય તો તે પણ ઉતારવી જોઈએ. એમ કલમ,

કિતાબ અને અનુભવનો સુમેળ કરવો જોઈએ. આ રીતે બીજા બોલો અને બીજી કોમો વિષે નિબંધો લખાય તો ઘણું ઉપયોગી કામ થાય. શ્રી. વણીકર પાસે બીજા વિભાગના બોલો વિષે હજી જે માહિતી પડી છે, તેનું સંશોધન તેઓ આગળ ચલાવે અને તેનું પરિણામ વાચક આગળ ધરે એ ઇષ્ટ છે. તેમનો આ પ્રયત્ન જરૂર આવકારપાત્ર છે વિ૦

**અભિધર્મ** વ્યાખ્યાતા : અધ્યાપક ધર્માનંદ કોસંબી. પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. પૃ. ૧૩+૨૩ (સૂચીનાં) કિંમત રૂપિયા બે.

પૂજ્ય ગાંધીજીએ પોતાના શરૂઆતના રાજકીય જીવનનું કેન્દ્ર ગુજરાતમાં રાખ્યું હોવાને લીધે, તથા શરૂઆતમાં જ ગૂજરાત વિદ્યાપીઠ જેવી વિદ્યાસંસ્થાની તેમણે ગુજરાતમાં કરેલી સ્થાપનાને લીધે, ગુજરાતને અનેક અમૂલ્ય લાભો થયા છે. તેમાંનો એક મુખ્ય લાભ મહાન બૌદ્ધ પંડિત ધર્માનંદ કોસમ્બીનું ગુજરાતમાં આવવું, એ છે. તેમના ગૂજરાત વિદ્યાપીઠમાં જોડાવાથી ગુજરાતને અનેક ઉત્તમ બૌદ્ધ ગ્રંથોનો પ્રામાણિક તથા સરળ અનુવાદો મારફત પરિચય મળ્યો છે; એટલું જ નહીં પણ 'બુદ્ધલીલા', 'બુદ્ધચરિત્ર' 'સમાધિમાર્ગ,' 'બૌદ્ધ સંઘનો પરિચય' આદિ સ્વતંત્ર ગ્રંથો મારફત ભગવાન બુદ્ધ તથા તેમના સંઘ અને સિદ્ધાંતોની યથાયોગ્ય માહિતી સુલભ થઈ છે. જગતની ઘણી ગોરી પ્રજાઓ છેલ્લી એક બે વીસીઓથી બૌદ્ધ ધર્મના અભ્યાસ તરફ ખેંચાઈ છે; અને તેમના વિદ્વાનોએ પ્રસિદ્ધ કરેલાં મૂળ પાલી ગ્રંથોનાં પ્રકાશનો તથા અનુવાદો વગેરે મારફત તે લોકોએ ગૌતમ બુદ્ધના ઉપદેશો વિષે ઠીક ઠીક માહિતી મેળવવા પ્રયત્ન કર્યો છે. તે જ અરસામાં ગુજરાતને જગતના અર્વાચીન બૌદ્ધ પંડિતોમાં અગ્રગણ્ય કહી શકાય તેવા વિદ્વાન પાસેથી સીધા સ્વતંત્ર ગ્રંથ મળવા, એ તેનું જેવું તેવું સદ્‌ભાગ્ય કહી શકાય નહીં.

પરંતુ ત્યાર બાદ સાબરમતીમાં ઘણું પાણી વહી ગયું છે. પરદેશી પ્રજાની ગુલામીમાં સપડાયેલી અને તેમાંથી સ્વતંત્ર થવા લડતી પ્રજાની બધી પ્રવૃત્તિઓ રણક્ષેત્રના ધુમાડા અને ઘમસાણથી અસ્પૃષ્ટ રહીને એકધારી ચાલી શકે નહીં. ગૂજરાત વિદ્યાપીઠ શું કે અધ્યાપક કોસમ્બી શું—બધાને એ ઘમસાણની અસ્થિરતા વારંવાર સ્પર્શતી રહી. તેમાં કોસંબીજી ગુજરાત બહાર ગયા. તે ઘણે વર્ષે પાછા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ઉપક્રમથી ગુજરાતમાં 'અભિધર્મ'ને લગતાં આ વ્યાખ્યાનો આપવા પાછા આવ્યા હતા.

અભિધર્મ એ બૌદ્ધધર્મગ્રંથોનાં ત્રણ પિટકોમાંનું ત્રીજું પિટક છે. સામાન્ય રીતે જનસમુદાય બૌદ્ધ સાહિત્યના જે વિભાગથી પરિચિત હોય છે તે સુત્તપિટક છે. તેમાં બૌદ્ધ ધર્મનો ઉપદેશાત્મક ભાગ સંઘરાયેલો છે. विनयपिटक-માં સાધુસંઘના આચારવિચારને લગતી બાબતો છે. જ્યારે આ अभिधम्मपिटकએ એક અનોખી જ વસ્તુ છે. અને તેનો પૂરો અભ્યાસ આખી બૌદ્ધ દુનિયામાં પણ ભાગ્યે ગણ્યાગાંઠ્યા આચાર્યોને હશે. અધ્યાપક કોસંબીજી જ આ વ્યાખ્યાનોના ઉપસંહારમાં જણાવે છે કે, "આ વિશાળ વાઙ્મયનું થોડુંઘણુ જ્ઞાન મેળવવા માટે મારે ભારે શ્રમ ઉઠાવવો પડ્યો છે. એ સાહિત્યનો ટૂંકામાં પરિચય કરાવવા માટે આ વ્યાખ્યાનોની યોજના છે."

ભગવાન બુદ્ધે તેમના સમયમાં આત્મવાદને આધારે નીપજેલાં કેટલાંક કુપરિણામો જોઈને લોકોનું ધ્યાન દુઃખમાંથી બચવાના સીધા માર્ગ ઉપર કેન્દ્રિત કરવા માટે આત્મા વિષેની બધી ચર્ચા ઉપર જ છેદ મૂક્યો. "પોતાની કે બીજાઓની ઉન્નતિ માટે આત્મવાદની જરૂર નથી, એટલું જ નહીં, પણ એ વાદ માણસની ઉન્નતિના માર્ગમાં વિઘ્નકર્તા છે." એવું તે માનતા હતા. પરંતુ આત્મવાદે લોકોના મનમા એવું સ્થાન પરાપૂર્વથી જમાવેલું હતુ કે, આત્માની ચર્ચા છોડવાનું તમે ઠરાવો, તેટલામાત્રથી જ તેને અંગેની વિશેષ ચર્ચાઓમાં તમારે અટવાનું પડે. આથી બુદ્ધ ભગવાને સામાન્ય રીતે જેને આત્મા કહેવાય છે, તેનું વિશ્લેષણ કરી આપીને (विमज्य) તેના રૂપ (જડ પદાર્થ), વેદના, સંજ્ઞા, સંસ્કાર તથા વિજ્ઞાન એવા પાંચ વિભાગ પાડી બતાવ્યા. આ રીતે આત્માનું પૃથક્કરણ કરીને આત્મવાદનું નિરસન કરતા હોવાથી બુદ્ધ 'विमज्यवादी' કહેવાયા. અશોક રાજાના વખતમાં આત્મવાદનો પ્રસાર ખૂબ વધતાં, બુદ્ધના વિભજ્યવાદને વધારે મહત્ત્વ મળ્યુ; અને બુદ્ધ એટલે વિભજ્યવાદી એવો જ અર્થ કરવામાં આવ્યો. એ કારણે તે જમાનામાં આત્માના અઢાર ધાતુઓ રૂપે વિશ્લેષણના અભ્યાસને પ્રાધાન્ય મળ્યું, અને તેની મહત્તા વધી. એ પૃથક્કરણનો વિકાસ 'ધમ્મસઙ્ગણિ' ગ્રંથમાં વધારેમાં વધારે થયો છે. અભિધર્મપિટકમાં 'ધમ્મસઙ્ગણિ' ઉપરાંત બીજાં છ પ્રકરણોનો સમાવેશ થાય છે. પરંતુ ધમ્મસઙ્ગણિ ઉપરથી જ અભિધમ્મની મોટે ભાગે રચના કરવામાં આવી છે.

ચિત્તના ૮૯ કે ૧૨૧ વિભાગ કેવી રીતે થાય છે; તે પ્રત્યેક ચિત્તમાં કઈ કઈ ચિત્તવૃત્તિઓ હોય છે અથવા હોઈ શકે; ચિત્ત અને તેના ચૈતસિક ધર્મો વેદના—હેતુ—કૃત્ય—દ્વાર—આલંબન વગેરેના સંબંધથી કેવી રીતે અસ્તિત્વમા આવે, વગેરે બારીક અને વિસ્તૃત ચર્ચાવાળો આ ગ્રંથસમુદાય અશોકના સમય પછી જ ઊભો થયો છે "અશોકે જ્યારે અનેક વિહારો સ્થાપી, ભિક્ષુઓના યોગક્ષેમની સારી એવી વ્યવસ્થા કરી, ત્યાર પછી આવા ગ્રંથોની રચના કરવાની ફુરસદ તેમને મળી"—એમ કોસંબીજી શરૂઆતમાં જ કહે છે.

આ રીતનું સૂક્ષ્મ વિશ્લેષણ અને તેનું ગણિત એ શ્રમણ સંપ્રદાયોમાં ખાસ ખીલવવામાં આવેલી વસ્તુ છે.

જૈન સંપ્રદાયમાં પણ ભગવતીસૂત્ર આદિ ગ્રંથોમાં તે વાતનું (પણ જુદી બાબતોને લગતુ) ગુમ્ફિત છે. શિષ્યની બુદ્ધિ તીક્ષ્ણ થાય, તેની સ્મૃતિશક્તિ કસાય, અને ધ્યાનાદિથી પરવાર્યા બાદ અપરિગ્રહી સાધુને સિદ્ધાંતના પદાર્થોની આસપાસ જ બુદ્ધિ ફેરવવાનું એક નિર્દોષ તેમ જ પવિત્ર સાધન મળી રહે, એ જ આવા પ્રકારના ગ્રંથોનો હેતુ હોય એમ લાગે છે.

ધર્માનંદજીએ પોતાનાં આ પાંચ વ્યાખ્યાન વડે અભિધર્મપિટકના એ વિષયની રૂપરેખા આપવા પ્રયત્ન કર્યો છે. તેઓશ્રી પોતે જ જણાવે છે તેમ, "અભિધર્મ સાહિત્યનો સારાંશ આપી, એમાંના મુખ્ય મુખ્ય મુદ્દાઓનું બધા સમજી શકે એવી ભાષામાં વિવેચન કરવાનું કામ સહેલું નથી." તેમાં આવી નાની છતાં અર્થે મોટી એની ચોપડી શુદ્ધ રીતે છપાઈ નથી તેથી વાચકને માટે સમજવાની મુશ્કેલી વળી પાછી વધી છે. ૬૦ જેટલાં પાન માટે ૩૭ ભૂલોની યાદી તો તેમણે પોતે જ શુદ્ધિપત્રમાં આપી છે, અને તે ઉપરાંત બીજી તેટલી ભૂલો હજુ પણ સુધારવી બાકી રાખી છે; અને નવાઈની વાત તો એ છે કે, ૩૭ લીટીના શુદ્ધિપત્રમા પણ સ્થળ બતાવવાની કે ભૂલ બતાવવાની બાબતમાં બીજી પાંચ ભૂલો છે. આવા કૂટવિષય ઉપર આવા સારા વ્યાખ્યાતા મેળવીને, તેમની ચોપડીને કંઈક સુવાચ્ય શુદ્ધરૂપે છપાવી પણ ન શકાવી, એ આપણે માટે સારું નથી લાગતું. ગો૦

**આચાર્ય આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રંથ** [ગુજરાતી વિભાગ] પ્રકાશક, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી: અમદાવાદ. પૃ. ૪૫૦, કિં. ૮-૦-૦

ગુજરાતના આ એક મોટા 'આચાર્ય'ની સ્મૃતિને અનુરૂપ ગ્રંથ બહાર પાડીને વર્નાક્યુલર સોસાયટીએ એક આવશ્યક અને ઉપયોગી કામ પાર પાડ્યું છે. સદ્‌ગતના અનેક મિત્રો, સંબંધીઓ અને પ્રશંસકોએ આચાર્યશ્રી સાથેનાં પોતાનાં સંસ્મરણો લખી મોકલીને આચાર્યશ્રીની મૂર્તિને વધુ ઉઠાવદાર બનાવી આપી છે. આ રીતે પોતાના જમાનાના મહાપુરુષનાં સંસ્મરણો ચીવટ રાખી આટલા મોટા પ્રમાણમાં લખી મોકલવાં અથવા ભેગાં કરવાં, એ દરેક રીતે આવકારદાયક છે.

આ ગ્રંથમાં સંસ્મરણો ઉપરાંત આચાર્યશ્રીના સિદ્ધાંતને લગતા મતોની સમીક્ષા કરતા એક-બે લેખો છે, અને ત્યાર પછી કેટલાક વિદ્વાનોએ આચાર્યશ્રીને સ્મરણાંજલિ રૂપે અર્પેલા અભ્યાસપૂર્ણ સ્વતંત્ર લેખોનો સંગ્રહ છે.

આચાર્યશ્રીએ પોતાના જીવનનાં ઉપયોગી સોળ વર્ષ જેટલો સમય બનારસ હિંદુ યુનિવર્સિટીમાં ગાળ્યો હોઈ, તે સમયના તેમના પરિચિતોએ હિંદી કે અંગ્રેજીમાં લેખો મોકલ્યા હશે; તેમાંના હિંદી લેખો તો આ ગુજરાતી વિભાગમાં છૂટે આપી દીધા છે, પરંતુ અંગ્રેજી લેખોનો જુદો બીજો ભાગ પ્રસિદ્ધ થવાનો છે. તે લેખોમાં આચાર્યશ્રીનાં સંસ્મરણોને લગતા લેખો જો હોય, તો તેમનું ગુજરાતી આપવું સારું થાત.

એક વિચાર આવે છે: આવા સ્મારકગ્રંથોના ગુજરાતી અને અંગ્રેજી એવા ભાષાવાર બે વિભાગ પાડવાને બદલે, એકમાં જીવનચરિત અને સંસ્મરણો, અને બીજામાં સ્મરણાંજલિરૂપે અપાયેલા સ્વતંત્ર લેખો એવા વિભાગ પાડ્યા હોય તો સારા નહીં?

જીવનને લગતાં સંસ્મરણોની બાબતમાં પણ એક વિચાર સૂઝે છે. સામાન્ય રીતે, અંગ્રેજોના શાંતિમય રાજ્ય હેઠળ એક ક્રમે એકધારા ચાલ્યા જતા નોકરિયાત હિંદી જીવનમાં વિશેષ કંઈ પાસાં હોતાં નથી. તેમ જ આચાર્યશ્રી જેવા કુશળ અને સફળ અધ્યાપકનાં સંસ્મરણોનો મોટો ભાગ તેમનો વિદ્યાર્થીવર્ગ જ આપે. તે તે બધાંમાં આચાર્યશ્રીના જીવનના એક જ પાસાનું પુનરાવર્તન ઘણું આવ્યા કરે એ બનવા જોગ છે. એટલે એવાં સંસ્મરણો મેળવીને માસિકોમાં જ પ્રગટ કરવામાં આવે, અને આવા સ્મારકગ્રંથમાં શરૂઆતમાં તે બધાનો ઉપયોગ કરી સંપાદકો એક વિસ્તૃત વિગતપૂર્ણ જીવનચરિત્ર ઘડી લઈને જોડી આપે, તો વધુ ઉપયોગી અને રસિક ન થાય? જોકે, આચાર્યશ્રી જેવા પુણ્યપુરુષનાં સંસ્મરણો અનેક મુખે કહેવાય તોપણ તે સાંભળવામાં એક પવિત્ર કથા સાંભળ્યા જેવો નિર્મળ આનંદ આવ્યા કરે છે. 'અભ્યાસી'

**જનમટીપ:**—લેખક: ઈશ્વર પેટલીકર. પ્રકાશક: લોક પ્રકાશન લિમિટેડ, અમદાવાદ. પૃ. ૨૧૬, કિં રૂા. ૩-૦-૦

'પ્રજાબંધુ'માં કકડે કકડે પ્રસિદ્ધ થયેલી આ નવલકથાનો આ પુસ્તકાકાર છે. સુપ્રસિદ્ધ નવલકાર શ્રી ચૂનીલાલ વર્ધમાન શાહે એનું શુદ્ધીકરણ અને સંસ્કરણ કર્યું છે અને શ્રી ઝવેરચંદ મેઘાણીએ અંતરના ઉમળકાથી ઊભરાતો પ્રવેશક લખીને એક સાંગોપાંગ કલાકૃતિ તરીકે એનો પુરસ્કાર કર્યો છે.

બાબર દેવા જેવા બહારવટિયા જન્માવનારી ચરોતરની પાટણવાડિયા કોમના જીવનમાંથી આ કથાનું વસ્તુ લીધેલું છે, અને આલેખન સામાન્યતઃ સુરેખ. સહાનુભૂતિભર્યું વીરપ્રશંસાભર્યું અને ઊડીને આંખે બાઝે એવી વિવિધતાભર્યું હોવાથી શ્રી મેઘાણી જેવાને અતિપ્રશંસા કરવાનું મન થઈ જાય એ સ્વાભાવિક છે. છતાં એટલું તો સ્પષ્ટ જ છે કે, ભાઈ પેટલીકર ઊગતા છતાં એક શક્તિશાળી નવલકાર છે. અને નવલકથા ગુજરાતી સાહિત્યમાં ભાત પાડે એવી રસિક અને તેજસ્વી છે. શ્રી મેઘાણી પોતાની ભાષામાં અસલ કાઠિયાવાડી ભાષાને જે રીતે અપનાવે છે અને કાઠિયાવાડી વાતાવરણ સર્જે છે એ રીતે આ કથાના પાત્રોના મોંમાં એમની અસલ ભાષા સાંગોપાંગ

રહેવા દીધી હોત તો ચરોતરનું વાતાવરણ જમાવવામાં ઘણી મદદ થાત. એમ કરવાને બદલે ચરોતરના પાટણવાડિયા પાત્રોના મોંમાં આ પુસ્તકમાં તો શિષ્ટ ગુજરાતી, ચરોતરી ગ્રામ્ય ગુજરાતી અને 'માળુ' જેવી કાઠિયાવાડી ગુજરાતીનો આછો પણ કઢંગો શંભુમેળો કરવામાં આવ્યો છે; અથવા તો સંસ્કર્તાઓને હાથે લેખક થવા દીધો છે;—જે હોય તે. એ એક દોષ જ ગણાય. કાઠિયાવાડી 'માળુ' ગુજરાતીમાં જ્યાં ત્યાં વાપરી શકાય, પણ ચરોતરી 'હાળુ'ને તો પાટણવાડિયાના મોઢામાં પણ 'માળુ' કરીને જ છાપવું જોઈએ એમ માનવાને કશું જ કારણ નથી.

વર્તમાન રાજકીય અને સામાજિક પરિસ્થિતિનું પ્રતિબિંબ અને સરકારના સડેલા તંત્રનું સચોટ આલેખન એ પણ આ કથાની ઉપયોગિતામાં કલાની દૃષ્ટિએ કાયમી ઉમેરો કરનારાં તત્ત્વો છે. જીવનચર્ચા એ માત્ર કાવ્યનું જ અંગ નથી, સાચા સાહિત્યનું અંગ પણ છે જ.

**ધરતીને મથાળે** અનુવાદક શ્રી. મૂળશંકર મો. ભટ્ટ, પ્ર૦ સાહિત્ય મંદિર, ભાવનગર. પૃ. ૨૧૦, કિં. રૂ. ૩

ઈ. સ. ૧૯૩૭માં રશિયાની સરકારની મદદથી, પ્રો. ઓટો શ્મીડ્ટની સરદારી નીચે, ચાર વિમાનોમાં બેસીને રૂસી સાહસ વીરોની એક ટુકડી ઉત્તર ધ્રુવનો સફળ પ્રવાસ કરી આવી, તેની આ સાહસ કથા છે. મૂળ લેખક બ્રોંટમૅન નામનો એક પત્રકાર છે. અનુવાદ મૂળ સાથે સરખાવી શકાયો નથી, પરંતુ અનુવાદની ભાષા સરળ, પ્રસન્ન અને વેગવંતી છે. અને પુસ્તક અલબત્ત બધા સાહસપ્રેમીઓએ વાંચવા જેવું છે.

ચૂ૦

**પટેલ પટલાણી; જાદુઈ ચક્રી** લે૦ રમણલાલ સોની, પ્ર૦ શરદ કાર્યાલય, મોડાસા. કિં. દરેકના રૂ. ૩; પાન ૧૮૮. સચિત્ર.

જુદે જુદેથી વાંચેલી, સાંભળેલી તે પરથી સ્વતંત્ર ઘડી કાઢેલી અને નવી કલ્પેલી એવી વાતોના આ સંગ્રહો બાળકોને મઝા પડે એવા છે. ભાષા પ્રવાહી છે; સુધારીને વધુ સારી કરવાને અવકાશ લાગે છે. જોડણીની ભૂલો ખૂબ છે, એ આની ભારે ક્ષતિ છે. મ૦

**સાભાર સ્વીકાર**

નીચેનાં પુસ્તકો સમાલોચના માટે મળ્યાં છે:

श्रीमद् भगवद्गीतोपनिषद् वैदिक भाष्यम् भाष्यकारा: श्री १०८ हरिप्रसाद वैदिक मुनय: श्रीमद् भगवद्गीता-माधनभाष्य [ खंड १-२ ] ભાષ્યકાર અને ત્રણે ગ્રંથના પ્રકાશક: શ્રી નલિન ભટ્ટ, વલસાડ. કિ. ૫-૪-૦. **જીવન-દર્શન** દશા અને પ્રકારાદ: શ્રી નલિન ભટ્ટ, વલસાડ કિં. ૨-૦-૦. **ઉપમા** લે. બાલુભાઈ પ્રા. વૈદ્ય, પ્રકાશક, ભારતી સાહિત્યસંઘ-મુંબઈ ૧; અમદાવાદ. કિં. ૨-૮-૦. **પરામી** લે. સ્વ. હરજીવન સોમૈયા પ્ર૦ ઉપર પ્રમાણે, કિ. ૨-૮-૦. **દોલતપરી** લે. નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર, પ્ર૦ ઉપર પ્રમાણે, કિં. ૧-૦-૦. **સોના પદમણી** કિ. ૧-૦-૦ **ઓબોલા રાણી** કિ. ૧-૦-૦ **કંઠે સોહામણું** કિ. ૦-૧૦-૦ **રૂપરૂપનાં અંબાર** કિ. ૦-૧૦-૦. **પ્રેમી પંખીડાં** કિં. ૦-૧૦-૦. બધાના લે૦ પ્ર૦— ઉપર પ્રમાણે. **સાહિત્ય અને પ્રગતિ** સંપાદકો: શ્રી કરસનદાસ માણેક, શ્રી. ગુલાબદાસ બ્રોકર, શ્રી. ઉમેદભાઈ મણિયાર, શ્રી. સ્વપ્નસ્થ, શ્રી. બકુલેશ, શ્રી. ભોગીલાલ ગાંધી. પ્રકાશક: ઉપર પ્રમાણે. કિ. ૩-૦-૦. **બહિષ્કાર** પ્રયોજક: પલાશ પ્રકાશક: આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ. કિ. ૩-૦-૦. **ગુજરાતનો નાથ** લે. ક. મા. મુનશી પ્રકાશક: જીવનલાલ ઍન્ડ સન્સ, અમદાવાદ. કિ. ૫-૦-૦. **કામસૂત્રમ્** ગુજરાતીમાં રજૂ કરનાર: રમણિકલાલ અ. મહેતા. પ્રકાશક: ઉપર પ્રમાણે. કિ. ૫-૮-૦ **હિન્દની પુનઃરચનાની વિચારણા** પ્રયોજક: શ્રીમનલાલ હરજીવનદાસ વજાણી, મુંબઈ. કિ. ૦-૦-૬. **વેદની વિચારધારા** લે શ્રી. રાધાકૃષ્ણન અનુ૦ ચંદ્રશંકર શુકલ, પ્રકાશક: વોરા ઍન્ડ કં. મુંબઈ કિ. ૨-૪-૦. **યુવાનોની સંસ્કારસાધના** લે. અનુ૦ પ્રકાશક: ઉપર પ્રમાણે. કિ. ૧ ૮-૦ **ગાંધીવાદી આર્થિક યોજના** લે. શ્રીમન્નારાયણ અગ્રવાલ અનુ૦ અને પ્ર૦ ઉપર પ્રમાણે. કિ. ૧-૪-૦ **ઉચ્ચ જીવન** —લે. ડૉ. હરિપ્રસાદ દેસાઈ પ્ર૦ શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ કિ. ૦-૨-૦ **ધરતીને ખોળે** —લે. ચૂનીલાલ વ૦ શાહ પ્રકાશક: ઉપર પ્રમાણે. **કર્મનો નિયમ** લે. હરજીવન કા૦ મહેતા પ્રકાશક: ઉપર પ્રમાણે. **આત્મસાક્ષાત્કાર થયેલા એક મહાત્મા સાથેનો પરિચય** —લે. સ્વામી શ્રી કૃષ્ણાનંદજી પ્ર૦ ઉપર પ્રમાણે. કિ. ૦-૪-૦ **પલકારા** —લે. ઝવેરચંદ મેઘાણી પ્ર૦ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય કિ. ૩-૦-૦ **રાણો પ્રતાપ** — (દ્વિજેન્દ્રલાલ રૉય કૃત) અનુ૦ ઝવેરચંદ મેઘાણી. પ્ર૦ ઉપર પ્રમાણે. કિ. ૨-૮-૦ **રઢિયાળી રાત ભા-૩** —સં: ઝવેરચંદ મેઘાણી. પ્ર૦ ઉપર પ્રમાણે કિ. ૧-૮-૦. **રાજા-રાણી** —લે: ઝવેરચંદ મેઘાણી પ્ર૦ ઉપર પ્રમાણે. કિં. ૨-૦-૦. **પૂર્વ અને પશ્ચિમ** —(રવીન્દ્રનાથ ટાગોર કૃત)—અનુ૦ નગીનદાસ પારેખ પ્ર૦ મહાગુજરાત પ્રકાશન મુંબઈ. કિ. ૩-૮-૦ **ભોજ અને કાલીદાસ** — સં૦ લક્ષ્મીનારાયણ મો. પંડ્યા. પ્ર૦ એન. એમ. ત્રિપાઠી લિ૦ કિ. ૪-૮-૦. ટૉલ્સ્ટૉય કૃત **બે નવલકથા** અનુ૦ ચંદ્રશંકર શુક્લ પ્ર૦ મે. વોરા ઍન્ડ કંપની. કિં. ૨-૮-૦. **રસપોળી** —લે. રમણિક અરાલવાળા પ્ર૦ જીવન સાહિત્ય મંદિર, વડોદરા કિં. ૦-૬-૦. **સાંદિપનીનાં રેખાચિત્રો** —લે. અને પ્ર૦ ઉપર પ્રમાણે. કિ. ૨-૮-૦.

# માસિક વિવેચન

## એક અંક પૂરો થયો

સરકારે છેવટે મહાસભાની કારોબારીને, કશી બાંયધરી કે ઠરાવ-પાછા-ખેંચણી વગર, ચૂપચાપ છોડી દીધી છે; અને એમ કરીને, ૧૯૪૨ ઓગસ્ટમાં જે એક પ્રકરણ તેણે શરુ કર્યું હતું, તેનો એક અંક પૂરો કર્યો છે.

આ અંકની સૂત્રધાર સરકાર જ હતી. ત્યારે ગાંધીજી વાઇસરૉયની મુલાકાત માગવાના હતા; તેને બદલે તેમને જેલ આપીને એની શરૂઆત થઈ. જેલમાં રહ્યાં ગાંધીજીએ જ્યારે જ્યારે પ્રસંગ જોયો ત્યારે સતત સરકારને કહ્યું કે, તમે વાત તો કરો! પણ ગયો વાઇસરૉય એ સીધી વાતના જવાબમાં આડું જ બોલતો રહ્યો, ને સામેથી ઊલટી મહાસભાને, તેના નેતાઓને, અને ખુદ ગાંધીજીનેય અડાવવા સુધી પહોંચી ગયો! એમાં તે પોતાનું પ્રાથમિક કામેય ભૂલી ગયો ને દેશના લાખોને માટે કમોતે મરણ આણ્યું. એમ, ગાંધીજીને હિંસાને માટે જગત આગળ જવાબદાર કહેનાર પોતે તો માનવતા જ વીસરી ગયો ને એવી તો હિંસા કરી બેઠો કે જેનો જોટો યુદ્ધ જ છે.

દર થોડે થોડે મહિને એક યા બીજે કારણે કે રૂપે મુલાકાતની આ વાત સરકાર સામે આવી. એમ એ નાટકનાં દશ્યો આગળ ચાલ્યાં, ને જે વાત માની હોત તો થોડામાં પતત, તેને ત્રણ ત્રણ વર્ષ કર્યાં; ને તેથી પ્રજાને જે રગરગાવ્યા કરી એ તો ઉપર જુદું. છેવટે, હવે ગાંધીજીને બોલાવ્યા, મૌલાના સાહેબને બોલાવ્યા, ને દેશનું કામ આગળ લેવામાં મદદની તેમની પાસે માગણી થઈ. આમ એ મુલાકાત ન આપવાના અંકનો અંત આવ્યો છે, તેથી સૌ કોઈ રાજી થાય, એ સ્પષ્ટ છે. હવે પછી કેવો ને કયો અંક ઊઘડશે એ તો 'ભારતભાગ્યવિધાતા' જાણે. એ ગમે તે હો, પણ એક વાત ચોક્કસ ન ભૂલીએ, કે જે શ્રી. જુગતરામભાઈ 'આ અંકને છેડે પૂંઠે મૂકેલા કાવ્યમાં ગાય છે :—

'ભૂલું નહિ શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને—
તમે હજુ ઘેર નથી પધાર્યાં એના ભણકારા.'

સ્વાતંત્ર્ય-દેવી હજી ઘેર નથી પધાર્યાં તે ન ભૂલીએ.

## 'કાળી નોકરી'

'કાળાં બજાર' ને તેના કરવૈયાઓનો કોઈ રીતે બચાવ ન થઈ શકે. પણ બીજી એટલી જ 'કાળી' ચીજ કે જેના વગર 'કાળું બજાર' કદાચ ન ચાલી શકત, તે તરફ પણ આંગળી ચીંધવી જોઈએ.

હમણાં વેવલ સાહેબે જે યોજના જાહેર કરી છે તેનાથી વેપારને શી અસર થશે તે વાત ચાલતી હતી. એક જણે કહ્યું, પ્રજાકીય સરકાર જેટલા પ્રમાણમાં વધુ આવે, તેટલો હિંદી વેપારને તો ફાયદો જ થશે, એમાં બહુ વિચારની જરૂર ન હોય. એક તેમાં ટાપસી પૂરી, હા, પણ-જો એક એક અમુક વેપાર કે વેપારીની વાત કરતા હો તો જુદી વાત. આ ઉપરથી વેપારના એક અનુભવીએ કહ્યું, એમાં તો કાંઈ કહેવાની જરૂર નથી; વેપારી માટે તો ગાંધીજી ઇ૦ જેવા થોડાક બાદ કરો તો બધે કશું અડતું જ નથી; ધનનું જોર તમે જાણો નહિ!

આ એક વાત. હવે બીજી એક: કેરીગાળો ચાલે છે. પારસલમાં રેલવેવાળા ચોરી કરી લે એ તો કાંઈ નવો અનુભવ ન કહેવાય. આજે તે ખૂબ વધ્યું હશે એ ખરું. પરંતુ, ઉપરાંત એમાં 'શિરજોરી'—નફટાઈ જોવા મળે છે. એક રેલવે-માસ્તરને કહ્યું, સાહેબ, આમાં. નો. ત્રીજા. ભાગની કેરી ઓછી છે! જવાબ મળે છે—એય ઉપકાર માનો કે રહી છે! જોઈએ તો તે લઈ જાઓ, નહિ તો ભલે સડી જાય.

અને આમ તમે આજે સરકારી ખાતે ખાતે ફરી વળો, તો આવા ને આથીય ચડિયાતા પાર વગરના દુચકાઓ મળશે. પ્રજામાં લાગણી મેળે તે બધા ચાલતા જ હોય છે.

આ બધા પરથી કહેવાનું એ કે, બજાર જ નહિ, નોકરો ને ખાતાં પણ 'કાળાં' નથી થયાં? બે પરસ્પર છે. અને એ બધુંય ચાલે છે, કારણ કે પ્રજા પાસે લોકમત અને નીતિનું જોર નથી.

## વિજયવાવટા અને શીરોપૂરી

'એ. પી. આઈ.'નો નીચેનો તાર (૧૭-૫-'૪૫ના) 'ટ્રિબ્યૂન' પત્રમાં વાંચ્યો તે વધુ રસથી ધ્યાનપાત્ર હોઈ અહીં ઉતાર્યો છે :—

મે ૧૫, '૪૫, નવી દિલ્હી

"ગઈ કાલે રાતે વિજયદિનની ઉજવણી પૂરા રંગમાં હતી. ભરવાડ જાતનો એક હિંદી—અર્ધનગ્ન ને સૂકલો દેખાતો—'સેનેટ પ્લેસ' (દિલ્હીનો એક જાણીતો ભાગ)ની દુકાન બહાર ફરકાવેલો મોટો એક 'યુનિયન જેક' છાનોમાનો લઈ જતો માલૂમ પડયો. વાવટાને તેણે બગલ નીચે સંતાડયો હતો, ને સરીના ટાંટેલ ભણી તે લઈને ભાગતો હતો. ચોર પેઠની તેની હિલચાલ પરથી આકર્ષાઈને લોકો ટોળે વળ્યા હતા તેમણે એને પકડયો. બીજા લોકો વળી એકઠા થયા, ને તેઓ તેને પૂછવા લાગ્યા. તેના જવાબમાં નીચે પ્રમાણે કથા તે માણસે કહી :—

'મારે પત્ની ને બે બાળકો છે, તે ભૂખ્યાં છે, ને કપડાં પણ તેમને નથી કે પહેરીને બહાર આવી શકે. આજે અમે સાંભળ્યું કે મફત ખાવાનું અપાય છે. પણ મારી સ્ત્રી ને બાળકો તે લેવા આવી ન શકે.

'હું પછી તે અજાણ્યે ગયો; ધરાઈને ખાવાનું મળ્યું; અને પાંચ પૂરી ને થોડો શીરો મારા કુટુંબને માટે લઈ ગયો.

'ઘેર જતો હતો ત્યારે રસ્તામાં આવા રાતા રાતા મોટા કપડાના ટુકડા દુકાનો બહાર લટકતા મેં જોયા.' આજે બપોરના બે વાગ્યાનો હું મારી સ્ત્રી ને બાળકો માટે એક બે એ ટુકડાનો લાગ ખાઈ જાય તો લઈ જવા માટે ભમું છું. અત્યાર સુધી તેમાં હું ફાવ્યો નહોતો.'

માણસના કહેવા પરથી વાત સાચી લાગતી હતી. ટોળામાંથી એક જણ તે માણસને પોતાને ઘેર લઈ ગયો ને સાડી તથા બીજાં કપડાં આપી વિદાય કર્યો."

કપડાં તો થોડાક માસ ચાલશે, પણ શરીરપૂરી નહિ તોય રોટલાનું શું? વિજયદિન તેનો ઉત્તર ન લાવ્યો! હિંદને માટે તેણે એનું વચનેય ત્યારે ક્યાં આપ્યું હતું કે હજી આપે છે?

## આપણે ત્યાં શું છે?

પંજાબના 'ટ્રિબ્યૂન' પત્રમાં (૨૬-૫-'૪૫) માં એક કેળવણીકારે લેખ બહાર પાડ્યો છે. તેમાં તે કહે છે કે, એક પત્રમાં હિંદી વિદ્યાર્થીજીવન આજે કેવું છે તે ઉપર વિચારપ્રેરક એક લેખ પ્રસિદ્ધ થયો છે. "પણ યુ. પી.ના જ કેળવણીકારોના વિચારો એ છે, તેથી આખા હિંદને નામે બોલવું કદાચ અતિશયોક્તિ ગણાય. છતાં, યુ. પી. ને માટે તો તે ધ્યાનપાત્ર છે."

અને એમ જણાવીને તે લેખક યુ. પી.ના વિદ્યાર્થીજગત વિષે જે કહે છે તે પરથી પ્રશ્ન ઊઠે કે, ત્યારે આપણે ત્યાં શું છે? શું એમ જ નથી? તે લેખક આ પ્રમાણે લખે છે:—

"યુ. પી. ની એક યુનિવર્સિટીના 'આર્ટ્સ' વિભાગના વિદ્યાનિધિ ('ડીન')એ યુનિવર્સિટીના વિદ્યાર્થી વિષે ચર્ચા કરતાં કહ્યું, 'વિદ્યાર્થીઓમાં કોઈ વાતમાં ગંભીર રસ ભાગ્યે જ જોવા મળે છે. બૌદ્ધિક વિષયોમાં રસ તો ક્યારનો લાંબા કાળથી ચાલ્યો ગયેલો છે; રાજકારણમાંથી પણ રસ જવા લાગ્યો છે.'' અને આ કથનના સમર્થનમાં તે વિદ્યાનિધિએ કહ્યું કે, અમારી યુનિવર્સિટીના ગ્રંથભંડારમાં લગભગ ૭૦ હજાર ગ્રંથ છે, તેમાં વિદ્યાર્થીઓ ફક્ત કથાસાહિત્યની પરવા કરે છે. ઉપરાંત તેણે કહ્યું, 'સારું સમૂહજીવન ખીલવવા માટે અમે કેટલાંક મંડળો ચલાવીએ છીએ, પણ તેમાં ફાવતા નથી. હમેશ તેમાંથી ચાધર જ થઈને રહે છે, કશી ગંભીર ચર્ચા થતી નથી. કોઈ કશા વિષય પર નિબંધ વાંચવા નીકળી આવે, તો તેમાંથી નીકળે છે એ કે, તે ક્યાંકથી તફડાવેલો હોય; અને આ બધા પછીય તેના પર ચર્ચાનું તો મીંડું જ.' કદાચ કોઈ કહે કે, એ વિદ્યાનિધિ સાહેબ ઘરડા થતા જાય છે અને ઘરડા લોક લગાર નિરાશાવાદી-લક્ષણવાળા તો થતા જ હોય છે. પરંતુ તેમની આ ટીકાઓ પર તે જ યુનિવર્સિટીના એમનાથી નાના એક યુવાને પણ મતું માર્યું છે. અને એણે તો વળી એવી ફરિયાદ કરી છે કે, વિદ્યાર્થીઓમાં એક સામાન્ય માનસિક સુસ્તી કે બેપરવાઈની વૃત્તિ છવાઈ ગઈ લાગે છે. તેને એમ લાગ્યું છે કે, વિદ્યાર્થીઓ સામાન્ય, કે સામાજિક, કે વિદ્યાવિષયક કશા જ જીવનમાં કાંઈ રસ લેતા નથી. તેની સાથે, તેઓ તેમની *માસિક પરીક્ષાઓમાંય કશું ઘોળતા દેખાતા નથી. આની સામે દલીલ કરવામાં આવે કે, આ અભિપ્રાયો આખા વર્ગને લાગુ થતા નથી ને તેમાં દોરાતું વિદ્યાર્થી-ચિત્ર બરોબર નથી. એમ પણ આગળ જઈને દલીલ કરાય કે, અમુક પ્રાંતના વિદ્યાર્થીઓ માટે આ વસ્તુઓ કદાચ હશે, પણ તેથી કાંઈ તે આખા દેશમાં બધે છે એમ ન કહેવાય. છતાં તે આપણા ધ્યાનપાત્ર તો છે જ. અને શિક્ષકો તથા માબાપોએ બેઉએ તેનો ગંભીરપણે વિચાર કરવો જોઈએ."

આપણે ત્યાંના અધ્યાપકો તથા વિદ્યાર્થીજીવનના અનુભવીઓ આ બાબત પ્રકાશ પાડશે?

## પાછું ઊખળ્યું!

મુંબઈ યુનિવર્સિટીની પરીક્ષાઓનું પોલ-પ્રકરણ પાછું ગઈ સેનેટની સભામાં ઉખેડવામાં આવ્યું! અંદાજપત્રમાં પરીક્ષકોના મહેનતાણાની મંગાયેલી રકમ પર કાપ મૂકીને આ કરાયું. છાપાંની ખબર પરથી લાગે છે કે, એક જાણીતા સિન્ડિક (કે સેનેટર?) એમાં સંડોવાયેલા કહેવાય છે, તેથી આમ બન્યું છે.

એટલે આખું પ્રકરણ હવે નરી શુદ્ધિના પ્રેમની વૃત્તિ પરથી બીજે ચડ્યું છે કે શું? એક બાજુ ખોદી ખોદીને નવા કેસની તપાસો મંગાય છે, ત્યારે બીજી બાજુ તપાસાઈ ચૂકેલા ને ગુનાવાર ઠરાવેલા કેસોની એબ-ચોણી ચાલે છે' અને બેઉ પક્ષે નામાંકિત ને વિદ્વાન મનાતાની નામાવલી જોવા મળે છે.

અહીં પણ, શુદ્ધ ભૂલને શુદ્ધ રૂપે કહેવી ને તેને ન છાવરવી, એ ઉત્તમ નીતિને સ્થાન નહિ? યુનિવર્સિટી સેનેટનું બંધારણ પણ સુધારો જ માગે છે.

## ઉત્કલ વિદ્યાપીઠનો ઠરાવ

સિંધ ઓરીસા જેવા પ્રાંતો છૂટા પડતા જાય છે તો તેની સાથે સાથે તેમના સામાજિક, રાજકીય, આર્થિક અને સાંસ્કારિક વગેરે પ્રશ્નો પણ નવા નવા ને નવે નવે રૂપે ઊભા થાય એ સ્વાભાવિક જ હતું. અને તે સારા અને નરસા, જરૂરી અને બિનજરૂરી, કામના ને નકામા, બધી રીતના હોય એ પણ બને જ. કેટલાક પ્રશ્નો તો અણધાર્યા પણ ઊઠે. જેમ કે, હમણાં શ્રી. જેરામદાસે જણાવ્યું કે, સિંધ મુંબઈ પ્રાંતની જોડે હતું ત્યાં સુધી પ્રાંતનાં પત્રોમાં સિંધની ખબરોને સ્થાન ને તેને માટે

ગરજ પણ રહેતી; છુટકારો થવાથી આ એક સારી વસ્તુ બંધ થઈ છે.

ઉપરનો ખ્યાલ હમણાં ઓરીસા યુનિવર્સિટી અંગે એક ખબર વાંચી તે પરથી આવ્યો. છૂટા પડવાની સાથે જ નવા પ્રાંતોમાં પોતાની જુદી યુનિવર્સિટી સ્થાપવા માટે પ્રયત્ન શરૂ થયો; ઓરીસાએ પોતાની સ્થાપી દીધી ને કામ શરૂ કર્યું. તેની સાથે દેશની બધી યુનિવર્સિટીઓ સામે જે કેટલાક મૌલિક સવાલો છે, તે તેની આગળ પણ આવે જ, એ ઉઘાડું છે. તેમાંના એક સવાલમાં આ નૌતમ યુનિવર્સિટીએ તેની બધી 'અમ્મા'ઓને ઘરે બેસાડવા જેવો ઠરાવ કર્યો છે.

પ્રશ્ન એ આવ્યો કે 'ઊડિયા' ભાષાનું સ્થાન શું? આની ખૂબ ચર્ચા ચાલી — ચાલે જ. તેમાં બે પક્ષ હતા, જે સહેજે કલ્પી શકાય એવા છે. એક કહે, ઊડિયાને પ્રાંતની સ્વભાષા તરીકે બધાં વર્ષોમાં ફરજિયાત સ્થાન હોવું જોઈએ. સામેનો પક્ષ કહે, પણ ઊડિયા અંગ્રેજી જેવી ક્યાં છે? ક્યાં તેનું સાહિત્ય, ક્યાં ઊડિયાનું ' આ લોકો પોતાની માને વિષે આમ જ વિચાર કરતા હશે ' ખેર. હર્ષની વાત છે કે એ પક્ષને ઘટતું સ્થાન મળ્યું: ઠરાવ થયો કે અંગ્રેજી સાથે ઊડિયાને પણ ફરજિયાત સ્થાન હોવું જોઈએ. એટલે, ત્યાંનો કૉલેજ વિદ્યાર્થી પોતાની ભાષા બધાં વર્ષો ભણશે. ઊડિયાની પ્રગતિ માટે આ કાંઈ નાની શરૂઆત ન કહેવાય.

પણ હજી આ નિર્ણયે કાચું જ કાપ્યું છે; ભીનું સંકેલ્યું છે કહીએ તોય ચાલે. પરભાષાની સાથે નહિ, તેનાથી આગળ ને પ્રથમ સ્થાને સ્વભાષા છે. તેનો એ હક ત્યારે જ તે ભોગવી શકે, જ્યારે શિક્ષણનું માધ્યમ પણ સ્વભાષા જ થાય. તે થયા પછી અંગ્રેજીને અપાતું ખોટું સ્થાન એની મેળે ઉઘાડું પડશે, ને એવું બેહૂદું અને શરમજનક લાગશે કે ભારેમાં ભારે કટ્ટર અંગ્રેજીવાદી પણ ત્યારે અંગ્રેજીને નહિ બચાવી શકે. પછી અંગ્રેજીને અર્વાચીન ભાષાઓના અભ્યાસ-વિભાગમાં તેને ઘટતું સ્થાન મળશે. દરમિયાન ઉત્કલે જે પગલું ભર્યું છે તે બીજા માટે ધડો લેવા જેવું છે.

સામેથી એક જવાબદારીય ઊભી થાય છે: સ્વભાષાનું જરૂરી સાહિત્ય નથી એ તો અખિલ ભારતીય ઐબ છે. તેને કાઢવાના પ્રયત્નો થાય છે? પ્રાંતો પોતાની યુનિવર્સિટી કરવા ચાહે તેનો અર્થ જ એ છે કે, તેના બાના તરીકે તેઓ આવા પ્રયત્નો કરવા મંડી પડ્યા છે. જૂની ઘરેડનું વાસી ઢબે શિક્ષણ આપતા રહેવાના રૂપાંતરમાંથી નવી યુનિવર્સિટી ન ઊપજી શકે. નવી યુનિવર્સિટીની તૈયારી એટલે આવા પ્રયત્નોની યોજના. આવા પ્રયત્નોની સફળતાની એક ને અનિવાર્ય શરત એ છે કે, સ્વભાષાને માધ્યમનું ગૌરવ આપવા માટેની તૈયારી હોવી જોઈએ. તો જ સાહિત્યની ખોટ સતત સાલશે ને તેથી પ્રયત્ન કરનાર માણસો આડા ચડી જઈ કે ઊઠી નહિ શકે. કોઈક કોક દહાડો સાહિત્ય કરશે. ને ત્યારે સ્વભાષા માધ્યમ બનાવીશું, એ કહી જ ન બનાવવાના ડાળારૂપ નીવડશે, એમ આજે તો નવી યુનિવર્સિટીઓનો ઇતિહાસ પણ બતાવે છે.

## એ અસહિષ્ણુતા હતી?

'શિ૦સા૦'ના એપ્રિલ અંકના (પા. ૮૫) 'જોડણી સ્થિર છે' એ લેખની વાચકને યાદ દેવડાવવાની જરૂર પડી છે. એ લેખ વાંચીને અમદાવાદના 'પ્રજાબંધુ' પત્રમાં શ્રી. 'સાહિત્યપ્રિયે' આ પત્રના તંત્રી ઉપર આક્ષેપ કર્યો કે, તેમણે અસહિષ્ણુતા બતાવી. તે વાંચી મેં તેમને નીચેનો ખુલાસો મોકલેલો, જે તે પત્રમાં પ્રસિદ્ધ થયો હોય તો મારા જોવામાં આવ્યો નથી. એ ખુલાસો આ પ્રમાણે હતો:

તા. ૨૯–૫–'૪૫

"શ્રી. તંત્રીજી, પ્રજાબંધુ,

તા ૨૭–૫–'૪૫ ના અંકમાં શ્રી. 'સાહિત્યપ્રિયે' લખ્યું છે કે, "જોડણી ઉપર ભાષા વ્યાકરણ અને વ્યુત્પત્તિના દૃષ્ટિબિંદુપૂર્વક થતી ચર્ચા ઉપર કંટાળો દાખવવો એ અસહિષ્ણુતા લેખાય. એવી ચર્ચા થવી જ જોઈએ."

આ ટીકા મારા 'જોડણી સ્થિર છે' એ (શિ૦સા૦ એપ્રિલ, પા. ૮૫) લેખ ઉપર છે. જે હકીકતને પાયા વગરની છે ને તેથી મને નાહક અન્યાય કરે છે, તે સારુ આ લખું છું, જે પ્રગટ કરીને આભારી કરશોજી.

મેં ક્યાંય ચર્ચા અંગે કહ્યું નથી. અને કાગળ-ચવળું જે કહ્યું છે તે ચર્ચાના નિબંધ અંગે નહિ પણ "તેને આધારે તૈયાર કરેલા નવા ખરડાઓ" ને માટે છે તેથી તેમાં ભેદ પાડીને મેં જણાવ્યું છે કે, "ચર્ચાને માટે કોઈ જરૂરી માનીએ તોપણ નિયમની જરૂરી લાગતી ચર્ચા અને ફેરફારના જ કેટલાક દાખલા બસ થાય." બાકી "નવો ખરડાઓ" કરવા જવા કાંઈ જરૂર નહોતી

આમાં મેં ચર્ચાબંધી તો ક્યાંય ઇચ્છી નથી. તો અસહિષ્ણુતાની તો વાત જ ક્યાં રહી?"

## વ્યાકરણચર્ચાની જરૂર

શ્રી. રા. વિ. પાઠક 'ગુ. સા. પરિષદ પત્રિકા'માં ગદ્યશિક્ષણ વિષે વાત કરતાં કહે છે, તે યોગ્ય છે ને આ ચર્ચા તે ઉપાડે એવી વિનંતી છે. કાંઈ નહિ તો જે કેટલાક ચર્ચાસ્પદ મુદ્દા તેમણે ગણાવ્યા છે તે સ્પષ્ટ કરે એ તો આમેય જરૂરનું છે. તે કહે છે:—

"આપણે ત્યાં વ્યાકરણશિક્ષણ વિદ્યાર્થીઓમાં અત્યંત અપ્રિય વિષય છે તેનું એક કારણ એ પણ છે કે, આપણે ત્યાં હજી જીવતી ભાષાનું સાચું વ્યાકરણ લખાયું નથી. આપણી બોલાતી ભાષાના કેટલાય ચમત્કારક પ્રયોગો હજી વ્યાકરણે પકડ્યા નથી. આપણે સાધારણ રીતે ગુજરાતી ભાષા ખૂબી વિનાની છે એમ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૪—અંક ૭] અમદાવાદ [જુલાઈ, ૧૯૪૫


## બાલવાડી

[હિંદુસ્તાની તાલીમી સંઘ હવે જન્મથી મરણ સુધીની સમગ્ર કેળવણીનો વિચાર કરી રહ્યો છે. ૭ વર્ષથી ૧૪ વર્ષની ઉંમર સુધીના કુમારો સંબંધમાં તેણે સૌથી પ્રથમ વિચાર કર્યો, અને તે માટે યોગ્ય અને આપણા દરિદ્ર દેશમા વ્યાપક થઈ શકે તેવો અભ્યાસક્રમ શોધી કાઢ્યો. હવે એક છેડે તેણે ૧૪ વર્ષથી મોટી ઉંમરનાઓ માટે અને બીજે છેડે ૭ વર્ષથી નાનાં બાળકો માટે વિચાર કરવા માંડ્યો છે, અને તે માટે તે તે વિષયનાં અનુભવી કેળવણીકારોની સમિતિઓ નીમી છે.

તેમાંની બાલશિક્ષણ સમિતિના એક સભ્ય તરીકે મેં 'બાલવાડી'ની આ કલ્પના રજૂ કરી છે. આ કલ્પનાને વેડછી આશ્રમમાં મેં કેટલીક કંઈક પ્રયોગ પર ચડાવી જોઈ છે. અને જોકે ૧૯૪૨માં અમારો આશ્રમ જપ્ત થતા આશ્રમની ઇતર પ્રવૃત્તિઓની સાથે અમારી બાલવાડી પણ વેરાન થઈ ગઈ, છતાં અમારો ટૂંક મુદતનો પ્રયોગ ઠીક ઠીક આશા આપતો માલૂમ પડ્યો હતો.

સમિતિ પાસે યોજના રજૂ કરતાં પહેલાં કેટલાક બાલજીવન તથા ગ્રામજીવનના ઉપાસક મિત્રોની સાથે તેની છણાવટ કરવાની તક મેં સાધી છે. તે પ્રમાણે શ્રી નાનાભાઈ ભટ્ટ, શ્રી કિશોરલાલ મશરૂવાળા, શ્રી નરહરિ પરીખ, શ્રીમતી આશાદેવી તથા શ્રી આર્યનાયકમ્ જેવાં કેળવણીકારોનો આ યોજનાને છેવટનો ઘાટ આપવામાં કીમતી ફાળો મળેલો છે. પ્રસિદ્ધ કરતાં પહેલાં શ્રી કાકાસાહેબ કાલેલકરના આશીર્વાદ પણ તેને મળી શક્યા છે. તેઓ તાજા જ જેલમાંથી છૂટ્યા છે, અને છૂટવાનો પહેલો જ દિવસ હોવા છતાં તેઓ આ યોજના મારી પાસે ઘણી જ મમતાથી સાદ્યંત સાંભળી અને વિચારી ગયા છે.

આ બાલવાડીની યોજના પ્રસિદ્ધ કરતાં હું અંતઃકરણથી આશા રાખું છું કે, બધા રચનાત્મક કાર્ય કરનાર ગ્રામસેવકો તો પોતપોતાના મથકોમા સુંદર બાલવાડીઓ ઉછેરતા થઈ જશે જ. કન્યાકેળવણીની સંસ્થાઓ જ્યાં ચાલતી હોય ત્યાં પણ આવી બાલવાડી અનિવાર્ય છે એમ હું માનું છું. તે વિના કન્યાઓને બાલસંગોપનની નાજુક કળા કેમ શીખવી શકાય?]

'નઈ તાલીમ' અથવા વર્ધા યોજનાની પદ્ધતિએ બાલશિક્ષણ થાય તેમાં નીચેનાં તત્ત્વોનો સમાવેશ હોવો આવશ્યક છે:—

### ૧. બાલસેવાના શોખીનો દ્વારા

આ કામ પૂરો સમય આપનાર શિક્ષક શિક્ષિકાઓ મારફત કરવું એ ખર્ચાળ અને અશક્ય છે. બાલસેવાનો શોખ ધરાવનાર માતાપિતાઓ અથવા સેવકસેવિકાઓ પોતાની ફુરસદને વખતે બાલશિક્ષણનું કાર્ય કરે તો જ તે દેશવ્યાપક થઈ શકશે.

આવા કાર્યકર્તાઓ મોટે ભાગે અવૈતનિક હશે. વેતન આપવું પડશે તોપણ તે બે ત્રણ કલાકના હિસાબે જ આપવાનું હશે. આ રીતે બાલશિક્ષણનો બોજો અતિશય વધી જવા પામશે નહિ.

### ૨. બાલવાડીનો સમય

આ મર્યાદાનો સ્વીકાર કરી લેવામાં આવે તો બાલવાડી દિવસમાં ફક્ત બે ત્રણ કલાક સવારે, સાંજે અગર બપોરને વખતે ચાલશે.

બાળકોની નાની ઉંમર (૭ વર્ષથી ઓછી) જોતાં, ગમે તેવાં કેળવાયેલાં અને નિષ્ણાત શિક્ષકો મળે તોપણ, તેમને માબાપ અને ઘરના વાતાવરણથી આ કરતાં લાંબો વખત વિખૂટાં રાખવાં, એ તેમની કુદરતી ભૂખને આડું આવનાર હોઈ તેમના સામાન્ય વિકાસની દૃષ્ટિએ હાનિકારક છે?

વળી શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ પણ એક સામાન્ય ઘર પણ એવી એવી પ્રવૃત્તિઓથી ભરેલું હોય છે કે તે બાળકોને માટે કેળવણીનું એક મોટું ધામ બની રહે છે. આ કારણે પણ બાળકોને ઘરથી લાંબો વખત દૂર રાખવાં એ યોગ્ય નથી.

આવી પ્રવૃત્તિઓ ઘરોમાં સવારના લગભગ ૯ વાગ્યા સુધી અને સાંજના ૫ કે ૬ વાગ્યા બાદ ચાલતી હોય છે, અને માબાપ પણ મોટે ભાગે તે જ વખતે ઘરમાં હાજર હોય છે. તેઓનો લાભ બાળકો ગુમાવી ન બેસે એ રીતે બાલવાડીઓનો સમય રાખવો જોઈએ.

### ૩. ઘરોની નજીક

બાલવાડીનું સ્થળ બાળકોનાં ઘરોની નજીક હોવું જોઈએ. બાળકો પોતાની મેળે આવી જઈ શકે અને માતાપિતા સહેલાઈથી તેમની ઉપર નજર રાખી શકે એથી દૂર ન જ હોવું જોઈએ.

બાલશિક્ષણના ઉદ્દેશોમાં એક ઉદ્દેશ એ પણ છે કે, તેની મારફત માતાપિતાઓમાં બાળકો સાથે કેવું વર્તન રાખવું એની સમજણ ફેલાવવી. આ દૃષ્ટિએ પણ બાલવાડીઓ ઘરની નજીક હોય એ ઇષ્ટ છે.

### ૪. સંખ્યાની મર્યાદા

બાલવાડીમાં બાળકોના વર્ગો ભરી તેમને ભણાવવાનો પ્રયત્ન કરવો એ ઘણું જ હાનિકારક અને બંધનરૂપ નીવડશે. દરેક બાળક વ્યક્તિગત રીતે વિકાસકારી પ્રવૃત્તિઓમાં રોકાયેલું રહે એવું વાતાવરણ શિક્ષકે ઊભું કરવું જોઈએ. તેણે દરેક બાળક ઉપર વ્યક્તિગત ધ્યાન આપવું જોઈએ.

તેથી બાલવાડી એ સંખ્યાબંધ બાળકો અને શિક્ષકોવાળી વિશાળ સંસ્થાઓ હોવી ન જોઈએ. એક શિક્ષક એકાદ ફળિયા કે મહોલ્લામાં ૧૫ થી ૨૦ બાળકો એકઠાં કરે, એટલી મર્યાદા બાંધી દેવી જોઈએ.

### ૫. બાલશિક્ષકના સ્વયંસેવકો

બાલશિક્ષકે પોતાના કામમાં પોતાના ફળિયામાંથી બહેનો, વિદ્યાર્થીઓ વગેરેમાંથી પોતાના કામમાં મદદ કરે એવા સ્વયંસેવકો મેળવી લેવાનો પ્રયત્ન કરવો જોઈએ. એમ કરવાથી બાલવાડીમાં રસ જામશે, તેમ જ સ્વયંસેવકોને પોતાને પણ કીમતી અનુભવ પણ મળી રહેશે

### ૬. બાલશિક્ષણનું પ્રથમ સાધન—ચારિત્ર્ય

શિક્ષણના ક્ષેત્રમાં બાહ્ય પરિસ્થિતિનો હિસ્સો ઠીક મોટો હોય છે, પરંતુ બાહ્ય પરિસ્થિતિ કરતાં પણ માતાપિતા, શિક્ષકો આદિ વડીલોનું ચારિત્ર્ય ઘણો જ વધારે અંશે ભાગ ભજવે છે.

આ મોટાઓનું ચારિત્ર્ય એ બાલશિક્ષણમાં તો વિશેષ રૂપે મહત્ત્વ ધરાવે છે, કારણ તે જ બાળકોની સ્થાયી શ્રદ્ધા, સ્વભાવ અને ટેવો બનાવનારી વસ્તુ છે.

મોટી ઉંમરના લોકોમાં ચારિત્ર્યની બાબતમાં શિથિલ રહેવું એ એક રૂઢિ જ થઈ પડી છે. તેથી બાલશિક્ષકે તો આ વસ્તુ ઉપર ખાસ આગ્રહ રાખવાની જરૂર છે.

બાલશિક્ષકે બાળકોની સાથેના વ્યવહારમાં સત્ય અહિંસાનું સૂક્ષ્મ પાલન કરવું જોઈએ. જે વાત પોતે જાણતો ન હોય તે સંબંધમાં ગમે તેવાં ગપ્પાં મારી મોં સાચવી લેનારો તે ન હોવો જોઈએ. 'મને ખબર નથી' એવું બાળકો પાસે કહેતાં શરમ માનનારો ન હોવો જોઈએ. જે વસ્તુ પોતે જાણતો નથી તેમાં તે બાળકોની સાથે મળીને જ્ઞાનની ખોજ કરનાર હોવો જોઈએ. તે બાળકો સાથે પ્રેમ અને ધીરજથી વર્તનાર હોવો જોઈએ. મારપીટ અને ગુસ્સો કરનારો ન જ હોય.

શરીરશ્રમ બાબતમાં તેના દિલમાં તુચ્છભાવ ન હોય એટલું જ નહિ, તે પોતાના જીવનમાં તે સંબંધમાં પ્રયત્નપૂર્વક આદર વધારનાર હોવો જોઈએ.

તેણે બાળકો સાથેના વ્યવહારમાં ઉચ્ચનીચભાવની લેશ પણ ગંધ આવવા દેવી ન જોઈએ.

બાળકોના શિક્ષણમાં સ્પર્ધા, ભય અને લાલચના ટૂંકા દેખાતા રસ્તાઓ તેણે કદી ગ્રહણ કરવા ન જોઈએ.

### ૭. શિક્ષણનાં વાહનો

શિક્ષકના ચારિત્ર્ય ઉપરાંત બાલવાડીના શિક્ષણનાં મુખ્ય વાહનો નીચેનાં હશે:–

**(૧) સ્વચ્છતા** અને સુરુચિપૂર્ણ રચના–શરીર, કપડાં, વસ્તુઓ અને સ્થાનની.

**(૨) ઘરકામો**—વાળવું, પાણી ભરવું, વાસણ માંજવાં, કપડાં ધોવાં, પીરસવું, દળવું, દાણા વીણવા, ઝાટકવું, લીંપવું, ચૂલો સળગાવવો, ફાનસ સાફ કરવાં વગેરે.

**(૩) ખાવું પીવું**–તે તૈયાર કરવામાં બાળકોની મદદ લેવી, શાંતિથી સાથે બેસીને ખાવાની ટેવ પાડવી. ખાવાની સાચી રીત શીખવવી. ભોજન સાથે સંબંધ રાખનારા શિષ્ટાચારો શીખવવા.

ખાવાનું અથવા નાસ્તો દરેક બાલવાડીની પ્રવૃત્તિઓમાં આવશ્યક વિષય તરીકે રાખવાનું બીજું કારણ એ પણ છે કે, ગામડાંઓનાં બાળકોને પૌષ્ટિક તત્ત્વો પૂરતા પ્રમાણમા મળતાં નથી હોતાં, તે ખામી પૂરવી.

**(૪) રાષ્ટ્રીય ગ્રામઉદ્યોગોની સાથે સંબંધ ધરાવતી બાલયોગ્ય પ્રવૃત્તિઓ:**—ખાદીકામને લગતી: કપાસ પીલવો (નાની ચરખીથી), વનવું, તકલીથી કાંતવું, અટેરણ અને ફાળકા પર સૂતર ચડાવવું, બતારું કરવું, દોરી વણવી, સાહડી ગૂંથવી, ઠરડવું, કોકડાં ભરવાં, વ૦ ખેતી કામને લગતી: નીંદવું, ગોડવું, ખોદવું, ક્યારા બનાવવા, કૂંડાં સંભાળવાં, ઝાડને પાણી પાવું, કપાસ વીણવો, લણવું, ઊપણવું વગેરે.

કુંભારકામને લગતી: માટી કેળવવી, રમકડાં બનાવવાં, ચાકડો ચલાવતાં શીખવું, કોડિયાં નળિયાં વ૦ ઉતારવાં, ઈંટો બનાવવી અને પકવવી, ભીંત બાંધવી, ઝૂંપડી બાંધવી.

આ ત્રણ ઉદ્યોગો—ખાદીકામ, ખેતી તથા કુંભારકામ એને બાલવાડીના કાર્યક્રમમાં બુનિયાદી ઉદ્યોગો તરીકે સ્વીકારવા.

તે ઉપરાંત ફળિયામાં ચાલતા ખાસ ઉદ્યોગો, જેવા કે, સુથારકામ, લુહારકામ, દરજીકામ, કડિયાકામ, તેમનો પણ બાલશિક્ષણમાં ઉપયોગ કરી લેવો જોઈએ.

**(૫) ભાષા:** શુદ્ધ ઉચ્ચારણ પર લક્ષ દેવું, બાલ-શિક્ષણમાં અંતર્ગત અનેકવિધ પ્રવૃત્તિઓ સાથે સંબંધ ધરાવતા શબ્દોનો સંગ્રહ વધારતા જવું, શબ્દાર્થોના સૂક્ષ્મ ભેદોમાં કંઈક ઊતરવું.

વાર્તા: શિક્ષકો બાળકોને કહે, તેમ જ બાળકો પોતે કહે.

મુખપાઠ: સુભાષિતો મોઢે કરવાને ઉત્તેજન આપવું

**(૬) કલાશિક્ષણ:** નીચે જણાવેલી પ્રવૃત્તિઓ દ્વારા કલાવૃત્તિ કેળવવી:–

સંગીત, ચિત્ર, રાસ, કવાયત, સંવાદ, નાટક, વાચન.

માટીકામ, બાગકામ,

કક્ષામંડપ સજવા, રંગોળી પૂરવી.

**(૭) ગણિતઃ** કેવળ અંકગણિત કરતાં ગણિતીપણું બાળકોમાં ખીલવવું જોઈએ. તે માટે આવી પ્રવૃત્તિઓ રાખવી :–

માપેલા વાંસ, દોરી વ૦ થી માપ લેવાં,

ત્રાજવાંથી વજન કરવાં;

માપ વગર આંખથી જોઈને અંતર પારખવાની અનુમાનશક્તિ ખીલવવી;

જોખ્યા વિના હાથથી વજન પારખવાની અનુમાન-શક્તિ ખીલવવી.

જમીન પર ભૌમિતિક આકૃતિઓ ચોકસાઈપૂર્વક દોરવી.

**(૮) રમતગમત અને વ્યાયામ :** બાળકોનાં શરીર અને ઇન્દ્રિયોના વિકાસની દૃષ્ટિએ આની યોજના કરવી જોઈએ.

**(૯) સદાચાર :** ખાવું પીવું, મલમૂત્રવિસર્જન, તથા બાળકોના અંગત જીવનની બીજી બધી પ્રવૃત્તિઓ ઉત્તમ રીતે કરવાની ટેવ પાડવી;

એકબીજાની સાથે, મોટાઓની સાથે, અતિથિઓની સાથે, એમ જુદા જુદા સામાજિક સંબંધોમાં કેમ વર્તવું તે બતાવવું;

શાંતિ, પ્રાર્થના, સમૂહ-કામો.

સદાચારોની સૂચનાઓ બહુ જ સીધી અને સંક્ષિપ્ત હોવી જોઈએ. દરેકનાં કારણો બતાવવાં, પણ લાંબાં વ્યાખ્યાનો ન આપવાં. શિક્ષકે પોતે પાલન કરીને સદાચારો શીખવવા.

**(૧૦) સેવા :** બાળકોમાં બચપણથી જ સેવાભાવનાનો ઉદય થાય એવો પ્રયત્ન કરવો જોઈએ. મૌખિક ઉપદેશથી નહિ, પરંતુ બાળકોમાં પોતાથી કંઈક નાની ઉંમરનાં બાળકોને શીખવવાની, મદદ કરવાની જે સ્વભાવસિદ્ધ વૃત્તિ રહેલી છે તેને ઉત્તેજન આપીને, જેમ કે નવડાવવું, ધોવડાવવું, વાળ ઓળી દેવા વગેરે;

ગ્રામસફાઈ;

પશુપક્ષીઓની સેવા : પક્ષીઓને ચણ નાખવી, વાછરડાંને પાણી પાવું, નવડાવવાં, નીરણ નાખવી, ગૌશાળાની સફાઈ;

પાણીની પરબ ચલાવવી અને મુસાફરોને પાણી પાવું.

ઉત્સવો — રાષ્ટ્રીય, ધાર્મિક, પ્રાકૃતિક વ૦. બાળકો પોતે પોતાના ઉત્સવો ઊજવે તેમ જ ગામના ઉત્સવો ચાલતા હોય તેમાં ભાગ લે—મદદ કરે.

### ૮. વાચન તથા લેખન

આજની ચાલતી શિક્ષણપ્રણાલીમાં આ બે વિષયોને સૌથી મોટું સ્થાન રહેલું છે. તેથી આપણા કામમાં તેનું અનુકરણ થઈ જવાનો મોટો ડર છે, તેથી તે બાબતમાં કેટલાક મુદ્દાઓ સ્પષ્ટ કરી લેવાની જરૂર છે:—

(૧) બાલશિક્ષણમાં લેખનને સ્થાન આપવું ન જોઈએ. પરંતુ આગળ લેખનકળા શીખવાની છે એ ખ્યાલમાં રાખીને તેને પોષક થઈ પડે એ રીતે ચિત્રકળા આદિના અભ્યાસક્રમો રાખવા.

(૨) વાચનને બાલવાડીનાં છેલ્લાં બે વર્ષમાં સ્થાન હશે, પણ બીજી અનેક કળાઓના જેવી એક કળા તરીકે જ. તે ગૌણ સ્થાને જ રહેશે. તેને શિક્ષણનું વાહન કદી બનાવવાનું નથી. શિક્ષણનાં વાહનો તો હાથ, પગ, આંખ, કાન આદિ ઇન્દ્રિયો અને તે વડે ચાલતા ઉદ્યોગો એ જ રહે.

બેઠાં બેઠાં કે સૂતાં સૂતાં ચોપડીઓ વાંચ્યાં કરવી અને કોઈ પણ જાતના કામ માટે અભાવ, એ આજે એક સામાજિક દુર્ગુણ બની ગયો છે. બાળકોમાં પણ તેનું અનુકરણ થતું જોવામાં આવે છે. બાળકોમાં આવી કુટેવ ઘૂસી જવા ન પામે એટલી ગૌણ માત્રામાં જ બાલ-શિક્ષણમાં વાચનકલાનું સ્થાન રાખવું જોઈએ.

### ૯. બાલવાર્તા અને બાલગીતો

બાલશિક્ષણમાં આનું સ્થાન સારા પ્રમાણમાં હોવું સ્વાભાવિક છે. તેથી જ તેમનાં સ્વરૂપ સંબંધમાં સ્પષ્ટતા કરી લેવાની જરૂર છે.

વાર્તાઓ અને ગીતો બન્નેમાં હાસ્યરસ વિનોદ સારા પ્રમાણમાં આવી શકે છે, પરંતુ ઘણી વાર હાસ્યરસ ઘણો જ હલકો અને ઢંગધડા વગરનો કરી નાંખવામાં આવે છે, તે હાનિકારક પણ થઈ પડે છે. ગુજરાતી બાલગીતોમાંથી એવાં બે કુગીતોનાં ધ્રુવપદ દૃષ્ટાંત તરીકે આપવાથી મારો આશય સ્પષ્ટ થશે :–

'૧. ખડી લંબીરે મારા દાદાની મૂછ;
દાદાની મૂછ, જાણે મીંદડીની પૂછ'

૨. હોકો વહાલો વહાલો લાગે,
હોકો મીઠો મીઠો લાગે,
વાહ ભાઈ વાહ !

બાલવાર્તાઓનું આજનું પ્રચલિત સાહિત્ય ચતુરાઈ, ઠગાઈ વગેરેના મહિમાથી ભરેલું હોય છે—જેમ કે શિયાળની ઘણીખરી વાર્તાઓ. તેવી વાર્તાઓ રસીલી અને કલાવાળી પણ હોય છે; પંચતંત્ર અને ઈસપ નીતિ જેવા લોકમાન્ય ગ્રંથોની પ્રસાદી છે; છતાં તે બધી બાલશિક્ષણમાં ઉપયોગમાં લેવા યોગ્ય નથી.

તેમ જ બાળકોનાં મનમાં ભય પેદા કરવાવાળી વાર્તાઓ પણ છોડી દેવી ઘટે છે. વાર્તા કહેનારો કેવળ છોકરાંઓને બે ઘડી હસાવવા ખાતર જ ભૂત કે વાઘ કે ચોર ડાકુ કે રાક્ષસોની વાર્તા કહી નાખે છે. પરંતુ બાળકોના મનમાં કોઈ કોઈ વાર તેવી વાર્તાઓ સાંભળીને કાયમની ભય-ગ્રંથીઓ જડાઈ જાય છે, અને મોટી ઉંમર સુધી તેઓ અંધારા આદિથી ડરતાં રહે છે. આવી વાર્તાઓ કહીને કેટલાક લોકો છેવટે 'આ વાત સાચી બનેલી નથી હો,'

એમ કહી દે છે, પણ એટલું કહેવામાત્રથી તેની અસર ઊડી જશે એમ ન માનવું.

હાસ્યરસ જમાવવા માટે અમુક જાતિઓ, ધંધાઓ વગેરેની મજાક ઉડાવનારી વાર્તાઓ પણ કહેવામાં આવે છે—જેમ કે વહોરા, ગરાસિયા, વાણિયા, કુંભાર, હજામ વગેરેની. તે જ પ્રમાણે પશુપક્ષીઓની વાર્તાઓમાં પણ ગધેડું, કાગડો ને એવાં પશુપક્ષીઓ માટે બાળકોનાં મનમાં એવાં ચિત્રો કાયમ અંકાઈ જાય છે કે મોટાં થયા પછી પણ તેઓ તેમને ખરેખર દુષ્ટ અને નકામાં માને છે, અને તેમના પ્રત્યે નિષ્પ્રયોજન નિર્દયતાનું વર્તન રાખે છે.

પશુપક્ષીઓ પ્રત્યે પ્રેમ, સહાનુભૂતિ, મૈત્રી, દયા, સેવાભાવના પેદા કરે તેવી અને ઈસપના જેટલી જ હૃદયંગમ વાર્તાઓ નવા સાહિત્યકારોએ રચવી જોઈશે.

બાળવાર્તાઓ માટે આપણે રામાયણ, મહાભારત, પુરાણો, ઇસ્લામી સંતોની કથાઓ, ખ્રિસ્તી દૃષ્ટાંતો ઇત્યાદિમાંથી ખૂબ મસાલો કાપકૂપ કરીને ગ્રહણ કરવો જોઈશે.

બાળકોના રોજના જીવનોનું સામાન્ય વર્ણન જેમાં આવે એવી વાર્તાઓ પણ તેમને કોઈ પણ અતિકાલ્પનિક વાર્તાના જેટલી જ આકર્ષક લાગે છે, એ અનુભવ પણ બાલવાર્તા અને બાલગીતનો વિચાર કરતાં લક્ષમાં રાખવા જેવો છે.

### ૧૦. બાલશિક્ષણનાં સાહિત્યો

ઉદ્યોગ આદિ શિક્ષણનાં સાહિત્યો એવાં હોવાં જોઈએ કે જે બાળકો સહેલાઈથી ઉપાડી શકે અને વાપરી શકે.

બાળકો જીવનમાં અનેક પ્રકારનાં કાર્યો સારી રીતે કરી શકે એ અર્થે તેમના હાથ, પગ, આંખ, કાન આદિ ઇન્દ્રિયોની શક્તિઓનો વિકાસ કરવો જરૂરી છે. તેથી તેવા વિકાસને પોષક એવાં સાહિત્યો શોધવા અને વાપરવાં જોઈએ.

તેવાં સાહિત્યોનું મોટામાં મોટું લક્ષણ એ છે કે તે બિલકુલ સીધાં સાદાં હોય, શિક્ષકો પોતાના હાથે બનાવી શકે એવાં અથવા ગામડાંના કારીગરો પાસે કરાવી શકે એવાં.

### ૧૧. બાલશિક્ષણનું કામ કોણ કરી શકે?

સુશિક્ષિત સ્ત્રી-પુરુષો તો તે કરી શકે જ. પરંતુ બહુ ન ભણેલાં અથવા બિલકુલ નિશાળમાં ન ગયેલાં એવાં ગ્રામવાસી સ્ત્રી-પુરુષો પણ આ કામ કરવાને યોગ્ય થઈ શકે તેમ છે, માત્ર તેમનામાં બાળકોની સેવા માટે સ્વાભાવિક પ્રેમ હોવો જોઈએ, તેઓ વિનોદી હોવાં જોઈએ, ચીડિયાં ન હોવાં જોઈએ, રમત ગમત, વાર્તા કહેવી વગેરેમાં કુશળ અને કલ્પનાશીલ હોવાં જોઈએ, કામકાજ કરવામાં ઝીણામાં ઝીણી વિગતો પર લક્ષ દેનારાં હોવાં જોઈએ, વ્યવસ્થિત અને સફાઈનાં આગ્રહી હોવાં જોઈએ.

એવાં સ્ત્રી-પુરુષોને ત્રણથી છ માસની તાલીમ આપવાનો પ્રબંધ થવો જોઈએ.

માતાપિતાઓ, કે જેમને બાલવાડીઓ ચલાવવી નથી, તેમને પણ આવી તાલીમ લેવાનું ઉત્તેજન આપવાની જરૂર છે.

બાલશિક્ષણના ક્ષેત્રમાં સંશોધન કરનારા નિષ્ણાતોની કેટલીક સંસ્થાઓ હોય એ જરૂરનું છે, પરંતુ બાલવાડીની સામાન્ય પ્રવૃત્તિને અતિશાસ્ત્રીય બનાવી દેવી ન જોઈએ. બાલવાડીની રોજબરોજની રચના બાલમાનસને લક્ષમાં લઈને તો યોજાયેલી હોય જ, પરંતુ તે એવી હોય કે તે માટે નિષ્ણાતોની જરૂર ન હોવી જોઈએ, બાલપ્રેમી અને કલાવાન સ્ત્રી પુરુષોથી તે ચાલી શકવી જોઈએ.

### ૧૨. બાલસેવા એ ૧૬ મું રચનાત્મક કાર્ય

દરેક ગ્રામસેવક, શિક્ષક, ખાદીસેવક વગેરે રચનાત્મક કાર્ય કરનારાંઓને પોતાના કાર્યમાં બાલશિક્ષણને આવશ્યક સ્થાન આપવાનો આગ્રહ કરવો. ગ્રામસેવાના કોઈ પણ કાર્યમાં પ્રજાનાં પ્રેમ વિશ્વાસ સંપાદન કરવાં એ સૌથી પહેલી જરૂરિયાત છે, અને બાલસેવા એ માતાપિતાંનાં હૃદયોમાં પ્રવેશ કરવાનું સર્વોત્તમ દ્વાર છે.

વળી, બાલસેવાને પોતાનું મુખ્ય કામ બનાવીને તે દ્વારા ગ્રામસેવા કરવી એ પણ ગ્રામસેવાનો એક પ્રકાર હોઈ શકે છે. પંદર-વિધ રચનાત્મક કામોમાં ઉમેરવા યોગ્ય તે ૧૬મું કામ જ છે. તે દૃષ્ટિએ કામ કરનાર સેવકોને પણ ઉત્તેજન આપવું ઘટે.

સર્વ પ્રકારનાં રચનાત્મક કાર્યોની તાલીમ માટે જે અભ્યાસક્રમો રચવામાં આવે તેમાં બાલશિક્ષણની તાલીમને અવશ્ય સ્થાન અપાવું જોઈએ.

### ૧૩. બાલવાડીમાં નોકર ન હોય

સમાજમાં જેમ બીજી જગાઓમાં થાય છે તેમ બાલશિક્ષણની સંસ્થાઓમાં પણ કેટલાંક કામો નોકરો પાસે કરાવવામાં આવતાં જોવામાં આવે છે, જેવાં કે, બાળકોને ઘેરથી તેડી લાવવાં, તેમનાં હાથ મોં ધોઈ દેવાં, તેમને માટે રાંધવું, પાણી ભરવું, તેમનાં વાસણ માંજી આપવાં, ખોદવા જેવાં શ્રમનાં કામો કરવાં, વગેરે.

આ સર્વ કામો આપણે માટે શિક્ષણનાં વાહનો છે, તેથી બાલવાડીમાં તે કદી નોકરોને હાથે કરાવવાં ન જોઈએ, શિક્ષકોએ જાતે બાળકોને સાથે રાખીને એવાં સર્વ કામો શિક્ષણની દૃષ્ટિપૂર્વક કરવાં જોઈએ. બાળકોના નૈતિક વિકાસની દૃષ્ટિએ પણ નોકર રાખવા એ બાલવાડીમાં નિષિદ્ધ મનાવું જોઈએ. સ્વયંસેવકો ગમે તેટલા રાખી શકાય, પણ નોકરો નહિ જ.

### ૧૪. નામ

'નઈ તાલીમ'ના સિદ્ધાન્તો પ્રમાણે ચાલતી બાલશિક્ષણની સંસ્થા માટે 'બાલવાડી' એનો શબ્દ પ્રચલિત કરવો.

જુગતરામ દવે

# ખાદીકામની સરકાર સામે ફરિયાદ

૧૯૪૨ના જુલાઈથી ૧૯૪૪ના જૂન સુધીનો, અખિલ ભારત ચરખા સંઘનો, બે વરસનો ભેગો અહેવાલ થોડા સમય પર બહાર પડયો છે. તેમાં અગાઉના અહેવાલોની માફક ખાદીઉત્પત્તિ, વેચાણ વગેરેના આંકડા આપવામાં આવ્યા છે. પરંતુ સાથે જણાવવામાં આવ્યું છે કે,

'આ બંને વર્ષોમાં ઘણુંખરું રાજકીય અવ્યવસ્થા સતત ચાલુ રહી હતી. કેટલાક પ્રાંતોમાં સરકાર તરફથી ચરખા સંઘ પર કઠોર પ્રહારો કરવામાં આવ્યા હતા; નાના મોટા ઘણા કાર્યકર્તાઓ જેલમાં હતા; ઘણું કામ અસ્તવ્યસ્ત થઈ ગયું હતું; પ્રાન્તિક ઑફિસો પોતાના પ્રાન્તના કામની પૂરી હકીકત મેળવી શકી નહોતી અને *મધ્યસ્થ ઑફિસને પણ પૂરી હકીકત મળી શકી નહોતી.* ભવિષ્યમાં પણ આ હકીકત મળવાની આશા નથી. આથી આ અહેવાલ પૂરી વિગતો સાથે આપી શકાતો નથી.'

આનું કારણ ૧૯૪૨ના ઑગસ્ટ પછીની દેશની પરિસ્થિતિ છે. દેશમાં રાજકીય આંદોલન તીવ્ર રૂપમાં ચાલતું હોય ત્યારે સામાન્ય રીતે આવાં કામને વેગ મળતો આવ્યો છે. પરંતુ આ વખતે ખાદીકામ રૂંધાઈ ગયું. એનું કારણ આ બે વરસ દરમિયાન સરકારની મહાસભાના બધાં કામ પરની કરડી નજર છે. સરકારે દેશનેતાઓને પકડી જેલમાં પૂર્યા, એટલું જ નહિ, પરંતુ કેટલાક પ્રાન્તોમાં ચરખાસંઘની ઑફિસો જપ્ત કરી, ઉત્પત્તિ-કેન્દ્રો બંધ કર્યાં અને ભંડારો બાળી નાખ્યા. જે માલ જપ્ત કર્યો તે બગડવા દીધો અગર ચોરાઈ ગયો. આ સ્થિતિમાં ખાદીકામ ઘણે ઠેકાણે બંધ પડયું અને જે વરસોમાં પ્રગતિની આશા હતી, તે વરસોમાં પ્રગતિ થવાને બદલે પ્રતિગતિ થઈ.

નીચેની માહિતી આ બાબત સ્પષ્ટ કરે છે:—

૧. બિહારમાં ૧૯૪૩ના જાન્યુઆરીમાં ૭૩ ઉત્પત્તિ-કેન્દ્રોમાંથી ઘટીને ૨૭ થયાં હતાં.

૨. સંઘના ૪૦૦૦ કાર્યકર્તાઓમાંથી ૫૫૦ કાર્યકર્તાઓ અને ૧૬ પ્રાન્તિક શાખાઓમાંથી ૧૨ શાખાઓના મંત્રીઓ જેલમાં પુરાયા હતા.

૩. અખિલ હિંદનાં ૧૨૦૦ ઉત્પત્તિ- અને વેચાણ-કેન્દ્રોમાંથી ૪૦૦ બંધ થઈ ગયાં અને તેથી ૧૫૦૦ કાર્યકર્તાઓ બેકાર થયા.

૪. કુલ ૧૫૦૦૦ ગામડાંમાં ખાદીકામ થતું હતું, તેમાંથી ૬૦૦૦ ગામડાંમાં તે કામ બંધ થઈ ગયું.

૫. ૧૯૪૨માં જુદે જુદે ઠેકાણે ૧૪ ખાદીવિદ્યાલયો ચાલતાં હતાં, તેમાંથી ૧ સિવાય બધાં બંધ થઈ ગયાં.

આ રીતે અહેવાલનાં વરસોમાં ખાદીકામને સારી પેઠે ધક્કો પહોંચ્યો હતો. તેનું આંકડાઓ ઉપરથી ચોક્કસ માપ કાઢવું મુશ્કેલ છે. પણ જે આંકડા મળે છે તે ઉપરથી કંઈક ખ્યાલ આવી શકશે:—

| | ૧૯૪૩–૪૪ | ૧૯૪૧–૪૨ની સરખામણીમાં કેટલા ટકા ઓછુંવત્તું |
|---|---|---|
| ગામડાંમાં કામ થયું | ૬,૫૦૩ | – ૩૭ |
| ખાદી ઉત્પન્ન ચો. વા. | ૧,૧૧,૫૩,૭૫૫ | – ૩૦ |
| ,, ,, રતલ | ૩૪,૮૫,૫૯૬ | – ૩૪ |
| ,, ,, રૂ. | ૧,૩૦,૧૩,૮૫૩ | + ૫૪* |
| ,, વેચાણ ,, | ૧,૩૬,૦૬,૯૮૮ | + ૨૦* |
| કારીગરોને કામ આપ્યું | ૨,૬૩,૮૮૧ | – ૨૪ |
| ,, મજૂરી આપી રૂ. | ૭૭,૮૪,૨૭૬ | + ૭૬* |
| કાર્યકર્તાઓ | ૨,૪૩૮ | – ૩૭ |
| ઉત્પત્તિ કેન્દ્રો | ૪૬૪ | – ૪૧ |
| ભંડારો | ૩૨૬ | – ૬ |

ઉપર જણાવ્યા મુજબ, અટકી પડેલી પ્રગતિ હવે ફરી શરૂ થશે એવી આશા છે. ચરખાસંઘે જૂની કેન્દ્રિત પદ્ધતિને બદલે વિકેન્દ્રિત અને સહકારી ધોરણે હવે કામ કરવાનું વિચાર્યું છે. તેથી ખાદીકામનો વિસ્તાર ઘટશે નહિ પણ વધશે અને તે સાચા રૂપમાં ખીલશે, એવી આશા છે.

તેનું ગમે તે પરિણામ આવો, પણ અત્યાર સુધીમાં છેલ્લાં વીસ વરસમાં જે ખાદીકામ થયું છે તે કોઈ પણ સંસ્થાને માટે ગૌરવ લેવા જેવું છે.

| કામ થયું | ૧૯૨૪–૨૫ થી ૧૯૪૩–૪૪ |
|---|---|
| ખાદી ઉત્પન્ન ચો. વા | ૧૮,૭૩,૫૪,૬૬૧ |
| ,, ,, રૂ. | ૯,૩૮,૮૪,૨૦૧ |
| ,, વેચાણ ,, | ૧૧,૯૬,૧૩,૫૧૫ |
| કારીગરોમાં મજૂરી વહેંચી રૂ. | ૫,૬૦,૯૦,૩૬૮ |

આ રીતે, યંત્રોના મોટા ખટાટોપ વગર કે સરકારી સહાય વગર, વીસ વરસમાં રૂ. ૯ કરોડ ઉપરની ખાદી થઈ અને તે દ્વારા ગરીબ પ્રજામાં સાડાપાંચ કરોડ ઉપરાંત રકમ વહેંચાઈ. તેનું કામ આવી સરળ અને વિશુદ્ધ રીતે દુનિયામાં કોઈ સંસ્થાએ કર્યાનું જાણમાં નથી. તેમાં નથી નાતજાતનો ભેદ કે નથી ઊંચનીચનો ભેદ. મુસ્લિમ, હરિજન

* એકંદરે કામ વજનમાં અને વારમાં ઓછું થયું છે, છતાં કિંમત, વેચાણ અને મજૂરી રૂપિયામાં ગણતાં વધારો જણાય છે, કારણ કે મજૂરીના દર તે સમય દરમિયાન બમણા થયા હતા. જો જૂના મજૂરીના દરને હિસાબે ગણીએ તો વત્તાની રકમો ઓછી જ થાય.

અને અન્ય હિંદુઓને તેમાં સરખું સ્થાન છે. કોણ જાણે અનાયાસે ચરખાસંઘના કારીગરોમાં બધી કોમોને લગભગ સપ્રમાણ સ્થાન મળી ગયું છે!

| | ૧૯૪૦ | ૧૯૪૧ | ૧૯૪૩-૪૪ |
|---|---|---|---|
| | (કારીગરોના ટકા) | | |
| હરિજન | ૭ | ૮ | ૭ |
| અન્ય હિંદુ | ૬૨ | ૬૪ | ૭૧ |
| મુસલમાન | ૨૧ | ૨૫ | ૧૯ |
| બીજા | ૧૦ | ૩ | ૪ |

આથી આ કામમાં કોમવાદના ઝઘડાને સ્થાન નથી. આમ છતાં, આ કામને રાજકીય આંદોલન ભેગું ભેળવીને રોળી નાખવામાં હિંદની ગરીબ પ્રજાનો સરકારે ભારે દ્રોહ કર્યો ગણાય. એ રીતે સરકારી દમનને લીધે, અહેવાલનાં વરસોમાં ખાદીકામ અટકી જવાથી, જે ૬૦૦૦ ગામડાંમાં ગરીબ લોકોની રોજી અટકી પડી, તેમની આંતરડી શું કહેતી હશે! આશા છે કે, ફરી એ લોકોની રોજી ચાલુ થશે અને તેમાં ઉત્તરોત્તર વધારો થશે.

વિ૰

# ભગવદ્ગીતા—એક સ્વાધ્યાય

[આ લેખનો પ્રવેશિક વિચાર ગયા અંકમાં આવી ગયો. ત્યાર પછીનો હપતો હવે આ છે.—]

શ્રીકૃષ્ણ જેવા પરમ અવતાર, વિશિષ્ટ વિભૂતિ કે સર્વેશ્વરને વચમાં લાવીને, તેમને મુખે ગીતા કયો અપૂર્વ સિદ્ધાંત કહેવરાવવા માગે છે, તે હવે આપણે જોઈએ. આ મુદ્દા ઉપર આવીએ છીએ કે તરત ઝઘડાઓ અને મતભેદોનો વંટોળ શરૂ થાય છે! ગીતા પરમપુરુષ શ્રીકૃષ્ણે ઉપદેશેલી છે, એ વાતનો સ્વીકાર લોકમાન્ય થાય, તેની સાથે જ, બધા વાદીઓએ લોક આગળ પોતપોતાનો સિદ્ધાંત રજૂ કરતા પહેલાં તેનું સમર્થન ગીતામાંથી બતાવી આપવું જ રહ્યું. આ જગાએ એવો પ્રશ્ન થશે કે, ગીતાકારે જો પોતાનો ઉપદેશ અમુક ચોક્કસ પરિસ્થિતિનો સામનો કરવા જ આપ્યો હોય, તો પછી તેમણે તેના નિરૂપણમાં એવી સંદિગ્ધતા શા માટે રાખી, કે જેથી પછીના વખતમાં તેને આધારે જ મતમતાંતરોનો રાફડો મનસ્વીપણે જામી શકે, અને એ રીતે તેમનો અપૂર્વ ઉપદેશ વાદવિવાદો કે મનસ્વી રહસ્ય-નિરૂપણોના વમળમાં અટવાઈ જઈ, સામાન્ય લોકોને દુર્ગમ જ થઈ બેસે?

મને લાગે છે કે, આ વસ્તુસ્થિતિ જ ગીતાનો ઉગમ એક ચોક્કસ ઐતિહાસિક જરૂરિયાતને કારણે થયો હતો, એ વાત બતાવી આપે છે. કારણ કે, ગીતાકાર જો સામાન્ય શાંત પરિસ્થિતિમાં જ પોતાનો સિદ્ધાંત નિરૂપવા બેઠા હોત, તો તે ઘણા સ્પષ્ટ શબ્દોમાં અને કોઈને પણ સંદેહ ન રહે એ રીતે પોતાનું કામ પાર પાડી શકત; તથા પોતાને અનુકૂળ વાદને અનુકૂળ, અને પ્રતિકૂળ વાદને પ્રતિકૂળ કહીને, સૌ કોઈનું કામ સહેલું બનાવી આપી શકત. શબ્દ અને શૈલીને લગતી તેમની સાહિત્યિક શક્તિ તો અદ્ભુત જ છે; અને કેટલીય વાતો તેમણે જે સચોટતાથી અને છતાં સરળતાથી રજૂ કરી છે, તેનો જોટો એક રીતે ક્યાંય જોવા મળે તેમ નથી. છતાં, એવા ગીતાકાર પોતાને કહેવાની વસ્તુ અમુક બાબતોમાં સંદિગ્ધ રીતે જ રજૂ કરે, એનો કંઈક ખુલાસો હોવો જોઈએ. અને તે ખુલાસો એ છે કે, ગીતાકારે એ વસ્તુ જાણી જોઈને કરેલી છે! ગીતાકાર પોતે પોતાની આ સંદિગ્ધતા જાણતા હતા, તેની કબૂલાત તેમણે પોતાના શ્રોતા તરીકે પોતે જ રજૂ કરેલા અર્જુનને મુખે જ બે વખત કરી છે. અર્જુન શ્રીકૃષ્ણને તેમના ઉપદેશની શરૂઆતમાં જ (ત્રીજા અધ્યાયમાં) કહે છે કે, "તમે તમારું કહેવાનું આમ વ્યામિશ્ર વાક્યોમાં કેમ કહો છો? તમારા કહેવાથી તો ઊલટી મારી બુદ્ધિ મૂઢ બનતી જાય છે! તમે તમારું કહેવાનું ચોક્કસ રીતે (निश्चित्य) અને એક પ્રકારે (एकम्) જ કહોને!" અરે, શ્રીકૃષ્ણ પોતે ઈશ્વરના અવતાર છે એમ અર્જુનને ચોથા અધ્યાયમાં કહી દે છે ત્યાર બાદ પણ, પાંચમા અધ્યાયમાં અર્જુન એ જ આક્ષેપ ફરી કરે છે, અને 'એક' 'નિશ્ચિત' કહો એમ કહે છે.

અને તેનું કારણ છે. ગીતાકારને સમાજધર્મના જે શત્રુઓનો સામનો કરી—પડકારી—હાંકી કાઢવા હતા, તેમને પરાસ્ત કરવામાં, પોતાના પક્ષમાં આવી શકે એવા બધાની મદદ તેમને જોઈતી હતી. સમાજના છેક જ વિઘાતક શત્રુઓને હઠાવવા જતાં, તેમને નાહકના બીજા વેરીઓ ઊભા કરવા નહોતા. તેથી, શ્રીકૃષ્ણ સાંખ્ય, યોગ, વ્યક્ત, અવ્યક્ત, સંન્યાસ, ત્યાગ, યજ્ઞ, વગેરેના બધા પુરસ્કર્તાઓને નારાજ કરવાને બદલે, તેમના વાદો પાછળ કે પરિભાષા પાછળ સમાઈ રહેલા ભાવોને કાં તો વ્યક્ત કરીને, બદલી આપીને, કે નવા પૂરી આપીને, બને ત્યાં સુધી અપનાવતા જાય છે. અલબત્ત, તેમ કરવા જતાં, તે લોકોના વાદો કે પરિભાષા પાછળ રૂઢ થયેલા કે રૂઢ થતા જતા ભાવોને — જો તેઓ પોતાને કહેવાની વસ્તુથી છેક જ વિમુખ હોય તો — તોડીફોડી નાખતાં પણ અચકાતા નથી. પરંતુ પોતાને કોનો સામનો કરવો છે, અને શું પ્રસ્થાપિત કરવું છે, તેની તેમના મનમાં સ્પષ્ટતા હોવાથી, બને ત્યાં સુધી તે નાહકના વિરોધીઓ ઊભા કરવાને બદલે, તેમને પોતાના પક્ષમાં વાળી લેવાનો પ્રયત્ન કરે છે.

તેમના આ પ્રયત્નમાંથી, તેમના પોતાના સંદેશની રજૂઆતમાં સંદિગ્ધતા જેવું ઊભું થયા કરે છે. એક રીતે

ગીતાકારનો આદેશ,' ત્યારે પ્રચલિત હિંદુ આચાર-વિચારથી કંઈક નિરાળો પણ હોવો જોઈએ. ઈશાવાસ્યોપનિષદના આદિમાં ક્યાંક ક્યાંક તેમના જેવા મતનાં વાક્યો નજરે પડે છે; પરંતુ તેથી ઉપરની સામાન્ય હકીકતમાં ઝાઝો તફાવત નથી પડતો. પોતાને કહેવાની વાત ચાલુ પરંપરાથી જુદી છે એવી કંઈક ગંધ પોતાની જાતને હોય, તો જ પરંપરાગત કે આજુબાજુની પ્રચલિત વાતોની છાયા પોતાની વાતની આજુબાજુ ઊભી કરીને, પોતાની વાતની નવીનતાને કે તેના જુદાપણાને કંઈક હળવાં કરી આપવાં પડે.

અલબત્ત, તે વખતે તે બધા વાદો જીવંત હશે; તેથી ગીતાકાર તેમની વસ્તુને આમ બદલતા-મચડતા હશે, તે તેમને સ્વીકાર્ય નહીં પણ થતું હોય; પરંતુ, તે ઉપરથી એટલું જ ફલિત થઈ શકે છે કે, કાં તો તે વાદોનું જોર ઢીલું પડવા લાગ્યું હોવું જોઈએ, અને તેમની સામે વિરોધનો વંટોળ બીજી રીતે પણ જામતો જતો હોવો જોઈએ; અથવા તો ગીતાકારનું વાક્ય એટલું માગ મુકાવતું હોવું જોઈએ કે, તેમણે બદલી આપેલો ભાવ પણ થોડાના અમુક વર્ગને સ્વીકાર્ય થતો હશે

ઉપર જણાવ્યા પ્રમાણે આખી પરિસ્થિતિની સમજૂતી આપવી, એ કદાચ બહુ 'સહેલી' રીત લાગવાનો સંભવ છે. પરંતુ ગીતાકારે જે રીતે એ બાબતને હાથ ધરી છે, તે રીત જોતાં, આ જાતની સમજૂતી તે વસ્તુસ્થિતિને કંઈક સ્પષ્ટ કરી આપે છે, એમ લાગ્યા વિના રહેતું નથી.

યજ્ઞ અને સંન્યાસ એ બેના જ દાખલા લો. ગીતાકાર વૈદિક યજ્ઞકાંડની સીધા શબ્દોમાં નિંદા કરે છે. પરંતુ વેદમાન્ય 'યજ્ઞ' શબ્દ કાયમ રાખી, તેની પાછળ નર્યાં વ્યાવહારિક વર્ણધર્મનાં કર્મ કહેવાય તેવાં કર્મનો જ ભાવ ઉમેરે છે. તે ઉમેરો આપણને અત્યારે ખટકતો નથી; પરંતુ તે વખતના વૈદિકોને પણ નહીં ખટકયો હોય શું? પરંપરાથી યજ્ઞ શબ્દને મળેલી પ્રતિષ્ઠા, યજ્ઞ શબ્દને જ સંઘરી, આમ પોતાના પક્ષમાં મેળવી લેવાની ગીતાકારની રીત વિચિત્ર છે, અને વૈદિક કર્મકાંડનું જોર તૂટવા લાગ્યા પછી જ લોકોના મોટા ભાગને ગળે પણ ઊતરી શકે.

અને કર્મસંન્યાસ એ ઉપનિષદોના વખતથી સ્વીકારાયેલી અને પ્રતિષ્ઠિત બનેલી સંસ્થા હતી. ગીતાકારને કર્મસંન્યાસ કોઈ પણ ભૂમિકાએ માન્ય નથી. પરંતુ તે સંસ્થાની પ્રતિષ્ઠા સામું જોતાં તેને ખુલ્લા શબ્દોમાં તોડી પાડવાનું પણ તેમનાથી બને તેવું નથી. તેથી ગોળ ગોળ ભાષામાં તે બે ત્રણ વખત તેની ચર્ચા ઉપાડે છે. પ્રથમ અધ્યાય ૨-૩૧માં સ્વધર્મરૂપ સ્વકર્મની સાંખ્યનિષ્ઠામાં પણ સ્થાપના કરી, પછી યોગનિષ્ઠાના વર્ણન વખતે વૈદિક કર્મની નિંદા ૨-૪૨થી શરૂ કરે છે; અને ૨-૪૭માં સ્વધર્મરૂપ સ્વકર્મનું સીધું વિધાન કરે છે. પણ પછી ૨-૪૯ થી કર્મસંન્યાસીઓને અભિપ્રેત બુદ્ધિયોગ (જ્ઞાનયોગ)ને આગળ લાવી, બુદ્ધિ (જ્ઞાન)માં જ શરણ શોધવાનું કહી, કર્મને તેના કરતાં 'અવર' ઠરાવે છે. પછી ૨-૫૦માં બુદ્ધિયોગવાળાને ઊંચો ચડાવી, તેને કર્મનાં પાપપુણ્ય લાગતાં નથી, એમ કહી, "તો પછી કર્મયોગ જ કર," એવો નિર્ણય તારવી આપે છે. પરિણામે, ત્રીજા અધ્યાયની શરૂઆતમાં જ અર્જુન આક્ષેપ કરે છે કે, તમે બુદ્ધિને એટલે કે જ્ઞાનને (અર્થાત્ કર્મસંન્યાસને) શ્રેષ્ઠ માનતા હો, તો પછી મને કર્મમાં કેમ યોજો છો? તથા આવું મિશ્ર્યું કેમ બોલો છો? ત્યારે કૃષ્ણ જવાબમાં કર્મસંન્યાસવાળાઓના જ્ઞાનયોગને (અહીં 'બુદ્ધિ' શબ્દ પડતો મૂકે છે, તે લક્ષમાં રાખવા જેવું છે) અને પોતાને અભિપ્રેત કર્મયોગને — એમ બંનેને સરખી નિષ્ઠાઓ તરીકે મંજૂર રાખે છે. પણ કર્મસંન્યાસમાં એક બે વાંધા બતાવતા જાય છે કે, 'કર્મસંન્યાસ કર્યો એટલે બધું પતી ગયું એમ ન કહેવાય; કર્મ કર્યા વિના માણસ રહી ન શકે; એટલે બાહ્ય રીતે કર્મ ત્યાગવા છતાં, મનથી તેના ઘોડા દોડાવ્યા કરવા વડે, મિથ્યાચાર ઊભો થાય; વળી કર્મસંન્યાસ વડે શરીરયાત્રા પણ ન ઘટી શકે'— વગેરે. અને એટલા પૂરતો કર્મયોગને વિશેષ ઠરાવે છે. પરંતુ પાછા સાચા કર્મસંન્યાસની વસ્તુને નકારી ન શકતા હોવાથી, 'यस्तु' (પરંતુ જે) એમ કહી, ૩-૧૭થી 'तस्य कार्यं न विद्यते' (તેને બાહ્ય કર્મ કરવાનું પણ ન રહે). એમ કહી, તેની વસ્તુનો સ્વીકાર કરે છે. પણ પાછા ૩-૧૮માં તેમની આગળ પોતાની દલીલ રજૂ કરે છે કે, 'તમારે શરીરયાત્રા માટે પણ કર્મ કરવાની જરૂર રહેતી નથી (न अर्थव्यपाश्रयः), કારણ કે તમારે જોઈતી વસ્તુ આપોઆપ લોકો પગે પડીને આપતા જાય છે; તેમ જ તમારે કોઈ કર્મ કરવાનો પણ અર્થ નથી, તેમ ન करवानो પણ અર્થ નથી; તો પછી કર્મ કરવાનું જ સ્વીકારો, તો લોક-સંગ્રહ તો થાય!'—એમ કહી, પાછી ચોથા અધ્યાયમાં પાછા કર્મયોગ દ્વારા થતા કર્મબંધનના સંન્યાસની જ વાત આગળ કરે છે. એટલે પાછો અર્જુન પાંચમા અધ્યાયમાં કહે છે કે, "તમે જાણે કર્મયોગ તેમ જ કર્મસંન્યાસ એ બંને વાતો સ્વીકારતા લાગો છો, છતાં તમારો ઝોક કોઈ એક તરફ ચોખ્ખો દેખાઈ જ આવે છે; તો પછી સ્પષ્ટ શબ્દોમાં અમને પોતાને કયું એક ઇષ્ટ છે, તે જ કહી દો ને!" જવાબમાં શ્રીકૃષ્ણ કહે છે કે: કર્મસંન્યાસ અને કર્મયોગ બંને સારા છે; પણ તે બેમાં કર્મયોગ વધુ સારો છે; કારણ કે, કર્મ-સંન્યાસ પણ શરૂઆતમાં કર્મયોગ બરાબર આચર્યા વિના (अयोगतः) સિદ્ધ થઈ શકતો નથી; તેમ જ કર્મયોગ દ્વારા (વચમાં કર્મસંન્યાસનો ગાળો આવ્યા વિના પણ) બ્રહ્મપ્રાપ્તિ થઈ શકે છે; જોકે, કર્મ કરતાં

કરતાં તેમાંથી આસક્તિ અને સંકલ્પો દૂર થતા જાય, ત્યારે ચિત્તને સીધું પરમાત્મામાં લગાડવારૂપ ધ્યાનયોગની ભૂમિકા અવશ્ય આવે જ. આટલેથી એ ચર્ચા ત્યાર પૂરતી અટકી જાય છે. પછી છેક છેવટે અર્જુન ૧૮મા અધ્યાયમાં ફરી પાછો કર્મસંન્યાસ અને કર્મયોગનું (અહીં કર્મયોગ માટે સંન્યાસને મળતો 'ત્યાગ' શબ્દ વાપર્યો છે, તે લક્ષમાં રાખવા જેવું છે,) તત્ત્વ પૂછે છે. શ્રીકૃષ્ણ તે વખતે સંન્યાસની વ્યાખ્યા જ ફેરવી નાખીને કહે છે, કે 'કામ્યકર્મોનો ત્યાગ તે સંન્યાસ; અને સર્વ કર્મફળોનો ત્યાગ તેનું નામ ત્યાગ (કર્મયોગ). જોકે, કર્મયોગની એ વ્યાખ્યા ઉપરથી એવો પ્રશ્ન ઊભો થઈ શકે કે, તેમાં ફળ ત્યાગીને કામ્ય કર્મો પણ કરવાનું (सर्वकर्म) સમાય છે શું? પરંતુ તેનો જવાબ તો આપી શકાય કે, કર્મયોગમાં યજ્ઞાર્થે નિયત કર્મો કરવાનું જ સમાય છે; એટલે કર્મયોગને પણ કામ્ય કર્મોનો ત્યાગ તો અભિપ્રેત છે જ. ૧૮-૩,૪ માં એ વાત સ્પષ્ટ કરીને કહે છે કે, 'दोषवत्' કર્મ ત્યાગવાનાં જ છે; અને યજ્ઞ-દાન-તપરૂપ નિયત કર્મો ત્યાગવાનાં નથી. (યજ્ઞમાં સ્વધર્મરૂપ સ્વકર્મનો સમાવેશ થઈ જાય છે, એ યાદ રાખવું.) પછી સાતમા શ્લોકમાં તે સ્પષ્ટતાથી કહી દે છે કે, નિયત કર્મનો સંન્યાસ ઘટી શકતો નથી; અને મોહથી તેમનો ત્યાગ કરવો એ તામસ ત્યાગ જ છે. ૧૧મા શ્લોકમાં પાછા તે કહે છે કે, દેહધારીથી અશેષ કર્મોનો ત્યાગ સંભવી શકતો જ નથી; તો પછી માત્ર સદોષ કર્મો ત્યાગીને નિયત કર્મ કર્યા કરવાં એ જ યોગ્ય છે. ૪૮મા શ્લોકમાં પાછા તે કહે છે કે, સહજ કર્મ સદોષ હોય, તોપણ ન ત્યાગવું; કારણ કે કર્મમાત્ર કંઈ ને કંઈ દોષથી યુક્ત હોય છે. પછી ૪૯મા શ્લોકમાં તો સંન્યાસ શબ્દનો અર્થ જ 'ફલત્યાગ' એટલો કરી દઈને તે કહે છે કે, એ જાતના સંન્યાસથી જ નૈષ્કર્મ્યસિદ્ધિ, એટલે કે કર્મબંધનનો ત્યાગ, પ્રાપ્ત થાય છે. (કર્મ-સંન્યાસીઓને અભિપ્રેત નૈષ્કર્મ્યસિદ્ધિનો અર્થ પણ અહીં છોડી દેવામાં આવ્યો છે, અને માત્ર કર્મબંધનના ત્યાગ પૂરતો મર્યાદિત કરી દેવામાં આવ્યો છે.) એ રીતની નૈષ્કર્મ્યસિદ્ધિ મેળવ્યા પછી ધ્યાનયોગથી બ્રહ્મમાં લીનતા પ્રાપ્ત કરીને મુક્ત થવાની વાત કરી, મુક્ત થયા પછી પણ સર્વ કર્મો કરવાનું કહી, એ કર્મો કરવા છતાં અવ્યય પદ પામવામાં વાંધો નથી આવતો, એમ તે કહી દે છે. (શ્લો. ૫૬)

શબ્દો અને તેમના અર્થોની આવી હેરફેર, તથા ધીરે ધીરે સામા વાદનાં મૂળિયાં કાપતા જઈ, તેના ખાલી શબ્દમાં પોતાને અનુકૂળ સદંતર નવો ભાવ પૂરી દઈ, તેને ખલાસ કરવાની આવી લાંબી રીતની જરૂર ત્યારે જ પડે, કે જ્યારે એક પ્રબળ વિરોધી સામે લડાઈ આદરી હોય, અથવા પોતાની છેક જ નવી વાત રજૂ કરવાની હોય, તે વખતે બીજાઓને નાહકના દુશ્મન બનાવી દેવા ન હોય. બાકી ખરી રીતે કર્મસંન્યાસની વસ્તુને ગીતાકારે છેક જ ખલાસ કરી છે.

હવે શરૂઆતમાં મેં કહેલી વાતનો મુદ્દો કંઈક સ્પષ્ટ થશે. ગીતામાં સંદિગ્ધતા ઠેર ઠેર રહી છે તે જાણીજોઈને રહેવા દેવામાં આવી છે. પરંતુ તેમ કરવાની જરૂર તે વખતની ચોક્કસ ઐતિહાસિક પરિસ્થિતિમાં ભલે ગમે તેટલી હોય, પરંતુ અત્યારે તો એ બધું આપણને ગીતાનો ખાસ ઉપદેશ કે આદેશ સમજવામાં કાં તો બિનજરૂરી થઈ પડે છે, અથવા તો નડતરરૂપ થાય છે. એ બધી આગંતુક બાબતો ટાળીને, ગીતાકારનો પોતાનો વાદ સીધો જ તારવવાનો પ્રયત્ન કરીએ, તો જરૂર કરી શકાય તેવો છે, અને કરવો પણ જોઈએ. તેનાથી ગીતાનો ખાસ સિદ્ધાંત સ્પષ્ટ પણ થઈ જાય; તેમ જ તેનું કદ પણ ઠીક ઠીક ઓછું થઈ જાય. ઉપર જણાવેલા આગંતુક ભાગો ભલે તત્ત્વચર્ચાના ઇતિહાસકારને ઉપયોગી હોય, પરંતુ સામાન્ય વાચકને તો તે ખરેખર આડખીલી રૂપ બને છે; અને ભાષ્યકારો તથા વિવરણકારોને, ઘણી ચોળાચોળ, મચરડામચરડ, કે માથામારીનું કારણ થઈ પડે છે.

એટલું જ નહીં, પણ સામાન્ય વાચક, ગીતાનો પોતાનો આદેશ સ્પષ્ટ રૂપમાં સમજી ન શકાતો હોવાથી, અવતારવાદ કે યોગક્ષેમવાદ જેવી ભળતી એકાદ બે ભાવનાઓ—કે જેમને તેમના નર્યા સ્વરૂપમાં ગીતાએ વિરોધી છે, તે જ ગીતામાંથી તેને સાંપડે છે, અને ગીતાનો જે ખાસ સંદેશ છે તે, ગીતાનો વાપર તેમ જ ફેલાવો વધવા છતાં, વાતાવરણમાં જામતો જ નથી.

એવી બધી આગંતુક બાબતો, મનમાં સહેજ પણ ગાઠ રાખ્યા વિના, અને અન્વેષણબુદ્ધિથી જ ટાળવા જતાં, મેં જોયું કે, અઢીસોએક શ્લોકમાં ગીતાનો પોતાનો સંદેશ તારવી શકાય છે, અને તેનું સ્વરૂપ સામાન્ય વાચક માટે પણ સ્પષ્ટ થઈ જાય છે. એની વાત હવે પછીના અંકમાં.

**ગોપાલદાસ પટેલ**

"મહાપુરુષ શિક્ષણમાં પોતાના શિષ્યોને માર્ગ બતાવે છે, પણ પોતાની સાથે ઘસડતો નથી: તે તેમને આગળ જવા પ્રેરે છે, પણ દબાવતો નથી, તે માર્ગ ખુલ્લો કરે છે, પણ મુકામે લઈ જતો નથી."

—કોન્ફ્યૂશિયસ

# સારજંટ યોજનાની મહત્ત્વની ભલામણો

આ છેલ્લા હપતામાં સારજંટ યોજનાની મહત્ત્વની ભલામણો કઈ કઈ છે તે ટૂંકમાં લેવાથી આ યોજનાનો ખ્યાલ પૂરો આવી જશે.

## બાળકેળવણી

આ કેળવણી ૩ થી ૬ વરસનાં બાળકો માટે હોય. તે મફત અને મરજિયાત હોવી જોઈએ. તેમાં શિક્ષકો બધી સ્ત્રીઓ હોય. તેમાં બાળકોને લખતાં વાંચતાં શીખવવા પર ભાર ન દેવો, પણ તેમને સ્વચ્છતાની, ખાવાપીવાની સારી ટેવો પાડવી અને બાળકોપયોગી પ્રવૃત્તિ કરાવવી. તે વર્ગો પ્રાથમિક શાળાના મકાનમા ચાલી શકે. શહેરોમાં તેને માટે પુરતી સંખ્યા મળે તો જુદી શાળા પણ થઈ શકે.

૧૯૪૦ની ગણતરી પ્રમાણે બ્રિ. હિંદનાં ૩ થી ૬ વરસનાં ૨૪૪ લાખ બાળકોમાંથી ૩૫ લાખ બાળકો આવી શાળાઓનો લાભ લે, (ઈંગ્લંડમાં પણ આ ઉંમરનાં ૭ બાળકોમાંથી ૧ આવી શાળામાં જાય છે એ હિસાબે) એમ ગણીએ તો બાળમંદિરો માટે વાર્ષિક રૂ. ૩૨૦ લાખ જોઈએ. શિક્ષક દીઠ સરેરાશ ૩૦ બાળકો હશે અને વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખર્ચ રૂ. ૩૧.૮૪ આવશે.

## પ્રાથમિક કેળવણી

૬ થી ૧૪ વરસનાં બધાં બાળકો માટે મફત અને ફરજિયાત હોય. તેનો અભ્યાસક્રમ વર્ધા યોજનાને ધોરણે પણ સરકારી 'બેઝિક' કેળવણી કમિટીના બે રિપોર્ટોમાં કરેલી સૂચનાઓ અનુસાર હોય. આ કેળવણીના બે ભાગ પડે: ધો. ૧ થી ૫ અને ૬ થી ૮. પાંચ ધોરણ પછી વિદ્યાર્થી તે જ શાળામાં આગળ જાય, માધ્યમિક શાળામાં જાય અગર કોઈ ઔદ્યોગિક શાળામાં જાય. તે શાળામાં આગળ ભણે તો તે અભ્યાસને અંતે તે પોતાનો ધંધો કરી શકે અને નાગરિક તરીકે કામ કરી શકે એટલી તાલીમ તેને મળવી જોઈએ.

પહેલાં પાંચ ધોરણમાં અંગ્રેજી મુદ્દલ ન હોય. પછીનાં વરસોમાં હોવું જ જોઈએ એમ ન ગણવું. પણ તે સંબંધમાં તે તે વિસ્તારના લોકોની માગણી પ્રમાણે વ્યવસ્થા કરવી.

શાળામાં બપોરે બાળકોને ભોજન કે નાસ્તો આપવો. બાળકો તે ઘેરથી લાવે, અગર શાળા તરફથી તેની વ્યવસ્થા કરવી ને આપી શકે તેવાં માબાપ તેનું ખર્ચ આપે.

ચાલીસ વરસમાં પૂરી યોજના અમલમાં આવ્યા પછી આને અંગે વાર્ષિક બે અબજ રૂ.નું ખર્ચ થશે. નીચલાં ધોરણોમાં ખર્ચ બાળમંદિર જેટલું આવશે. ઉપલાં ધોરણોમાં શિક્ષક દીઠ ૨૫ વિદ્યાર્થી હશે અને વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખર્ચ રૂ. ૫૫.૩૧ આવશે.

## માધ્યમિક કેળવણી

પ્રાથમિક શાળામાંથી, માધ્યમિક શિક્ષણ માટે ગમે તેમ વિદ્યાર્થીઓને ન લેવા. પણ યોગ્ય વિદ્યાર્થીઓની પસંદગી કરવાનું ધોરણ રાખવું. પસંદ કરેલા વિદ્યાર્થી માટે શિક્ષણ મફત હોય. તેમના ખર્ચ માટે શિષ્યવૃત્તિઓની પણ વ્યવસ્થા હોય. પસંદગીમાં ન આવેલા જેઓ તે શિક્ષણ લેવા માગે તે તેમાં ભણી શકે, પણ તેમણે ફી વગેરે બધું ખર્ચ આપવું જોઈએ. તેવાઓની સરેરાશ માસિક ફી રૂ. ૬ ગણવી. એ રીતે શાળાનો નિભાવ ફીમાંથી નહિ પણ જાહેર ફંડમાંથી થાય.

આ શાળાઓના વિદ્યાર્થીઓમાંથી ૧૦ કે ૧૫માંથી ૧ કૉલેજમાં જાય છે; બાકીના મોટા ભાગના તો ધંધામાં પડે છે. એટલે મોટા ભાગને લક્ષમાં રાખીને અભ્યાસક્રમ રાખવો જોઈએ. અને તે કેળવણીની દૃષ્ટિએ સળંગ પર્યાપ્ત હોવો જોઈએ. આજની માફક ફક્ત કૉલેજની પૂર્વતૈયારી રૂપે ન હોય.

આ શાળાઓ બે પ્રકારની હોય: (૧) શાસ્ત્રીય વિષયોની (૨) ઔદ્યોગિક.

સાહિત્યની માફક ધંધાની કેળવણીમાંથી પણ સંસ્કારની કેળવણી મળી શકે છે. એટલે હાઈસ્કૂલનાં ઉપલાં ધોરણોમાં ધંધાની કેળવણીનો પાયો નંખાવો જોઈએ. હાઈસ્કૂલમાંથી પસાર થયા પછી જેમને કૉલેજમાં જવું હોય તે ત્યાં જાય અને જેમને ધંધાની વધુ તાલીમ લેવી હોય તેઓ તેની તાલીમ લે. તેમને માટે ૧ થી ૩ વરસનો ધંધાનો ખાસ અભ્યાસક્રમ હોવો જોઈએ.

બંને પ્રકારની શાળાઓના નીચલા વર્ગોનો અભ્યાસક્રમ સરખો જ હોય. કળા અને સંગીતનું શિક્ષણ બધાને માટે હોય. ઉપલા વર્ગોમાં છોકરીઓ માટે ગૃહશાસ્ત્રનો વિષય હોય.

બધું શિક્ષણ માતૃભાષા દ્વારા આપવામાં આવે અને અંગ્રેજી ફરજિયાત બીજી ભાષા તરીકે રાખવામાં આવે.

૧૯૪૦–૪૧ની વસ્તી-ગણતરીને હિસાબે ૧૧ થી ૧૭ની ઉંમરના લગભગ ૭૩ લાખ વિદ્યાર્થીઓ હાઈસ્કૂલોમાં ભણે એમ ગણીએ તો તેનું ખર્ચ, ફી વગેરેની આવક બાદ કરતાં, રૂ. ૫૦ કરોડ થશે. શિક્ષક દીઠ સરેરાશ વિદ્યાર્થી ૨૦ આવશે અને વિદ્યાર્થી દીઠ સરેરાશ વાર્ષિક ખર્ચ રૂ. ૧૦૯ આવશે.

## ઉચ્ચ કેળવણી

હાઇસ્કૂલની માફક કૉલેજમાં પણ લાયક વિદ્યાર્થીઓને પસંદ કરીને લેવા. અને જેમને પસંદ કરવામાં આવે તેમના ખર્ચ માટે મોટા પ્રમાણમાં શિષ્યવૃત્તિઓ આપવી.

વિદ્યાપીઠો ફક્ત પરીક્ષાઓ લેવાનું કામ ન કરે, પણ તે પણ સંશોધન અને કેળવણીનું કામ કરે.

કૉલેજમાં પસંદગીના વિષયનો અભ્યાસક્રમ ત્રણ વરસનો હોય. અત્યારનાં પહેલાં બે વરસમાંથી એકના અભ્યાસક્રમનો સમાવેશ હાઈસ્કૂલમાં થાય અને બીજાનો સમાવેશ કૉલેજના ખાસ અભ્યાસક્રમમાં થાય.

૧૯૨૫માં આંતર-યુનિવર્સિટી બોર્ડ સ્થપાયું છે તે સલાહકારક છે. તેને કંઈ સત્તા નથી. મધ્યસ્થ સરકાર તરફથી વિદ્યાપીઠોને મદદ આપવા માટે એક યુનિવર્સિટી ગ્રાન્ટ કમિટી સ્થાપવી જોઈએ.

કૉલેજોમાં, ધંધામાં પડેલા લોકો માટે, વરસમાં અમુક વખત અગર દિવસમાં અમુક વખત વર્ગો ભરવાની વ્યવસ્થા હોવી જોઈએ.

કૉલેજોમાં ૨,૪૦,૦૦૦ વિદ્યાર્થીઓ માટે વ્યવસ્થા કરવી પડશે. વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખર્ચ રૂ. ૪૦૦ ગણીએ તો, ફી (માસિક રૂ. ૨૦/) વગેરેની આવક બાદ કરતાં, આ ખાતે રૂ. ૬૭૦ લાખ જોઈશે.

## ઔદ્યોગિક કેળવણી

ધંધામાં પડનાર લોકોને તાલીમ આપવા માટે અને ધંધામાં પડેલાને દિવસમાં અમુક વખત કે વરસમાં અમુક વખત તાલીમ આપવા માટે ઔદ્યોગિક શાળાઓ હોવી જોઈએ. સાધારણ કારીગરથી માંડીને જુદા જુદા ઉદ્યોગોના નિષ્ણાત તૈયાર કરવાની અને તેના સંશોધનની વ્યવસ્થા પણ હોવી જોઈએ.

ઔદ્યોગિક શિક્ષણની સાથે કેટલાક સામાન્ય વિષયોનું શિક્ષણ પણ આપવું જોઈએ.

આ શાળાઓ કેળવણી ખાતાને હસ્તક હોવી જોઈએ. અને અખિલ હિંદના ઔદ્યોગિક શિક્ષણ માટે એક જુદી સમિતિ હોવી જોઈએ.

ટૂંક સમય અને પૂરા સમયના વર્ગો ચલાવવાનું વાર્ષિક ખર્ચ, ફીની આવક જતાં, રૂ. ૮ કરોડ થશે. તેમાં ૭૫,૦૦૦ વિદ્યાર્થીઓ ભણી શકશે. આ ઉપરાંત ઔદ્યોગિક કૉલેજોમાં બીજા ૨૫,૦૦૦નો સમાવેશ થશે. વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખર્ચ રૂ. ૫૦૦ આવશે.

## સ્ત્રીકેળવણી

સ્ત્રીકેળવણી માટે જુદો વિચાર કરવાની જરૂર નથી. ઉપરની જુદા જુદા પ્રકારની કેળવણીમાં તેનો સમાવેશ થઈ જાય છે. જૂના વિચારના લોકો ધારે છે તેમ, કેળવણીના વિષયમાં જાતીય ભેદ મૂળગત નથી, તેથી બંનેની કેળવણીનો જુદી જુદી રીતે વિચાર કરવાની જરૂર નથી. પણ હાઈસ્કૂલના ઉપલાં ધોરણોમાં બીજા વિષયોની સાથે છોકરીઓ માટે 'ગૃહશાસ્ત્ર'નો વિષય રાખવો.

## પ્રૌઢ કેળવણી

૧. નિશાળ જવા યોગ્ય ઉંમર સિવાયનાં બધાં નિરક્ષર સ્ત્રીપુરુષો માટે આ વ્યવસ્થા હોવી જોઈએ. ૧૯૪૦ની ગણતરી પ્રમાણે આવાં સ્ત્રીપુરુષો ૧૨૭૦ લાખ છે. તે બધાને પચીસ વરસમાં ભણાવી દેવાની યોજના વિચારી છે. તે દરમિયાન કેટલાંક ઘરડાં થઈ જશે, કેટલાંક મરી જશે, એ બાદ કરતાં, પચાસ વરસમાં ૯૦૫ લાખ પ્રૌઢોને કેળવણી આપવાની રહેશે. તેનું વાર્ષિક ખર્ચ રૂ. ૩ કરોડ આવશે.

૨. આને માટે જુદાં મકાનોની જરૂર નથી. શાળાનાં અને બીજાં જાહેર મકાનોનો ઉપયોગ થઈ શકે. અનુકૂળ ઋતુમાં ખુલ્લામાં પણ વર્ગો ચાલી શકે. આમાં લોકગીતો, નાટકો, ઉત્સવો, રેડિયો, સિનેમા, વગેરેનો છૂટથી ઉપયોગ કરવો જોઈએ. પુસ્તકાલયોની પણ સારી સગવડ હોવી જોઈએ. તેને અંગેનું સાહિત્ય પણ બહાર પાડવું જોઈએ.

૩. આ કેળવણી માટે શિક્ષકોને ખાસ તાલીમ આપવી જોઈએ. વર્ગોમાં સંખ્યા ૨૫ થી વધુ ન રાખવી. ૧૯ વરસ નીચેના નિરક્ષર છોકરાઓ અને તેથી મોટી ઉંમરના પ્રૌઢોના વર્ગો જુદા જુદા ચલાવવા. નિરક્ષર છોકરીઓ અને મોટી ઉંમરની સ્ત્રીઓના વર્ગો ભેગા ચાલી શકે. આ કેળવણી એક વરસમાં પૂરી કરવી અને સમયની અનુકૂળતા પ્રમાણે, છૂટક છૂટક ઓછામાં ઓછા સો કલાક આપવી.

૪. પ્રૌઢોને લખવા વાંચવાનું શીખવ્યા પછી, બીજા વિષયોની, સંસ્કારની અને ઉદ્યોગની કેળવણી આપવાનો પ્રબંધ કરવો જોઈએ. એટલે નિરક્ષરતા નાબૂદ થયા પછી પણ પ્રૌઢોને જીવન પર્યંતની કેળવણી આપવાની વ્યવસ્થા હોવી જોઈએ. અને યોગ્ય પ્રૌઢોને થોડો સમય વર્ગો ભરીને કૉલેજમાં શિક્ષણ લેવાની સગવડ મળવી જોઈએ.

૫. પ્રૌઢોની કેળવણી સફળતાપૂર્વક ચાલશે તો માબાપો કેળવણીની ઉપયોગિતા સમજશે અને તેથી બાળકોને માટે કેળવણી ફરજિયાત કરવાનો પ્રશ્ન સહેલો થઈ જશે

## અપંગોની કેળવણી

બહેરાં-મૂગાં-આંધળાં અને મૂઢ કે બીજી રીતે અપંગ બાળકો માટે અલગ અલગ શિક્ષણની વ્યવસ્થા હોવી જોઈએ. તેમને કેળવવા એ રાજ્યની ફરજ છે. તે જ પ્રમાણે ગુનેગારોને પણ કેળવવાની ફરજ છે.

ઇંગ્લંડની માફક આંધળાઓને માટે હિંદમાં કાયદો થવો જોઈએ અને તેમને શીખવવા માટે હિંદની બધી ભાષાઓ માટે એકસરખી બ્રેઇલી પદ્ધતિ યોજવી જોઈએ. તેમને માટે અને બીજા અપંગોને શીખવવા માટે ખાસ શિક્ષકો તૈયાર કરવા જોઈએ.

આવી ખાસ શાળાઓનું ખર્ચ અગાઉ દર્શાવેલી જુદી જુદી કેળવણીના ખર્ચમાં ગણી લીધું છે.

## આરોગ્ય-વ્યાયામ

દરેક વિદ્યાર્થી પૂરેપૂરો તંદુરસ્ત રહે, તેનાં અંગ-ઉપાંગો કેળવાય અને જરૂર પ્રસંગે તેની સારવાર થાય, એવી વ્યવસ્થા દરેક શાળામાં હોવી જોઈએ.

કસરત માટે રીતસર વ્યવસ્થા હોવી જોઈએ. જડ કસરતો કે કવાયત ફરી ફરી કરાવવાને બદલે ચપળતા અને કેળવણીની સાથે આનંદ અને વ્યાયામ મળે એવી રમતો અને કસરતો કરાવવી જોઈએ. તે માટેનો સમય શાળાના કામને અંતે ન રાખવો.

બાળકોમાં સંઘશક્તિ, સ્વચ્છતા અને વ્યવસ્થા-શક્તિ કેળવાય તથા તેમને યોગ્ય ખાવાનું મળે તે માટે, શાળા તરફથી, કે બાળકો પાસેથી ઘેરથી મંગાવીને, શાળામાં ખાવાનું આપવાની વ્યવસ્થા કરવી જોઈએ.

દરેક વિદ્યાર્થીની અમુક અમુક વખતે રીતસર દાક્તરી તપાસ થવી જોઈએ. ખાસ કરીને, દાખલ થતાં, ૧૧મે, ૧૪મે અને ૧૭મે વરસે એમ તપાસ થવી જોઈએ, અને શારીરિક ખોડખાંપણ કે બીમારી હોય તેની વાલીઓની મદદથી રીતસર સારવાર થવી જોઈએ નજીકના દવાખાનામાં વિદ્યાર્થીઓને દવા આપવાની ખાસ વ્યવસ્થા હોવી જોઈએ. શાળામાં પણ સારવારની તાલીમ લીધેલ શિક્ષક સાધારણ ઉપચાર કરી શકે. વર્ષમાં બે વાર વિદ્યાર્થીઓનાં વજન, ઊંચાઈ અને શરીરનાં માપ શિક્ષકોએ નોંધવાં જોઈએ.

આટલા બધા વિદ્યાર્થીઓની તપાસ અને સારવાર માટે એકંદરે ૭,૫૦૦ દાક્તરો અને ૧૫,૦૦૦ નર્સો આ કામ માટે રાખવાં જોઈએ. તે ઉપરાંત ૭,૦૦૦ જેટલા મદદનીશ દાક્તર જેવી તાલીમ પામેલા શિક્ષકો જોઈએ, જેઓ શાળામાં સારવાર કરે, દાક્તરની સૂચનાનો અમલ કરે અને માબાપને અને શિક્ષકોને બાળકોના આરોગ્ય સંબંધમાં સૂચનાઓ આપે.

સ્વચ્છતા દરેક શાળામાં બરાબર જળવાવી જોઈએ. તે માટે રોજ શાળા શરૂ થતાં પહેલાં બધા પોતપોતાને સોંપેલું સ્વચ્છતાનું કામ કરી લે.

પીવાનું ચોખ્ખું પાણી સ્વચ્છ વાસણમાં તાળાકૂંચીમાં રાખવું જોઈએ.

શાળાને અંગે જાજરૂ, પેશાબ માટે વ્યવસ્થા હોવી જોઈએ. ગામડામાં સારડા જાજરૂ (બોર્ડ–હોલ લેટ્રીન) સારું કામ આપે.

### સમાજસેવા અને આનંદપ્રમોદ

૧૪ થી ૨૦ વરસની ઉંમરનાં માટે બ્રિટનની યુવક ચળવળના ધોરણે અખિલ હિંદ યુવક ચળવળ થવી જોઈએ તે દ્વારા યુવકોને આનંદ મળે અને સમાજ-સેવાની તાલીમ મળે. તે માટે યુવક આગેવાનો તૈયાર કરવા જોઈએ. એ રીતે યુવાનોમાં સ્વતંત્ર રીતે કામ કરવાની શક્તિ કેળવાશે અને તેમને ભેગા મળીને કામ કરતાં આવડશે. આ અનુભવ પુસ્તકોમાંથી મેળવેલા જ્ઞાન કરતાં વધારે ઉપયોગી અને કાયમી અસર ઉપજાવનારો થશે. આ કામમાં સ્કાઉટ સંઘ અને વ્યાયામ મંડળો મદદ કરી શકે. તે માટેનું વાર્ષિક ખર્ચ રૂ. ૧ કરોડ ગણ્યું છે.

### વ્યવસાય સહાયક ખાતું

દરેક ધંધાદારી પોતાના માલને માટે બજાર શોધે છે તેમ દરેક કેળવણીની સંસ્થાએ પોતે તૈયાર કરેલો વિદ્યાર્થી કયા કામને માટે લાયક છે તે માબાપને બતાવવું જોઈએ, અને તે પ્રમાણે જગ્યાઓ શોધી આપવાની પણ વ્યવસ્થા હોવી જોઈએ. આ માટે કેળવણી અને ઉદ્યોગ બન્નેના અનુભવી નિષ્ણાતોને રોકવા જોઈએ અને તેઓએ મજૂર મંડળો, માલિક મંડળો અને એવાં બીજાં મંડળોની મદદથી કામ કરવું જોઈએ. આ માટે શરૂઆતનાં વરસોમાં વાર્ષિક ખર્ચ રૂ. ૬૦ લાખ ગણ્યું છે. પછી તેનો સમાવેશ સામાન્ય વ્યવસ્થા-ખર્ચમાં થશે.

### શિક્ષકો

ઉપરની આખીય કેળવણીની યોજનાનો મદાર યોગ્ય શિક્ષકો ઉપર છે. તેમને પૂરતી તાલીમ આપવી જોઈએ અને પૂરતા પગાર આપવા જોઈએ. શિક્ષકનું કામ એ ખાસ ઉપયોગી ગણાવું જોઈએ અને સમાજમાં શિક્ષકને માનનું સ્થાન હોવું જોઈએ.

બાળકેળવણી માટે બધા શિક્ષકો સ્ત્રીઓ જ હોય. તેમાં પરિણીત સ્ત્રીઓ અને વિધવાઓને લેવાને માટે ઉત્તેજન આપવું. પ્રાથમિક શાળાઓમાં નીચલાં ધોરણોમાં ૩/૪ અને ઉપલાં ધોરણોમા ૧/૨ સ્ત્રીશિક્ષિકાઓ હોવી જોઈએ.

શિક્ષક સામાન્ય રીતે મેટ્રિક થયેલો હોવો જોઈએ. તે ઉપરાંત તેને શિક્ષક તરીકે તાલીમ મળવી જોઈએ. કોઈ શિક્ષકને માસિક રૂ. ૩૦થી ઓછો પગાર ન મળવો જોઈએ. ગામડાંમાં રહેવા મફત ઘર મળવાં જોઈએ. અગર ભાડા પેટે ૧૦ ટકા વધુ પગાર આપવો જોઈએ. શહેરોની મોંઘવારી અંગે ૫૦ ટકા સુધી વધુ પગાર આપવો જોઈએ. અને પેન્શન અગર પ્રોવિડંટ ફંડની વ્યવસ્થા હોવી જોઈએ.

જુદી જુદી, કોટિના શિક્ષકોને લાયકાત પ્રમાણે નક્કી કરેલ ધોરણે પગાર મળે. તેમને તાલીમ આપવાનું ખર્ચ વાર્ષિક રૂ. ૪૫૦ લાખ થશે એમ ગણ્યું છે. જુદા જુદા પ્રકારની તાલીમ માટે અલગ અલગ સંસ્થાઓ જોઈશે. શિક્ષક દીઠ સરેરાશ ૧૫ વિદ્યાર્થી હશે. શિક્ષણ-ફી કંઈ લેવામાં નહિ આવે, પણ ભોજનખર્ચ વગેરે વાર્ષિક લગભગ રૂ. ૨૫૦ આવે તે અડધા વિદ્યાર્થીઓ પાસેથી મળશે, એમ ગણ્યું છે.

### ઉપસંહાર

ઉપર પ્રમાણે તે રિપોર્ટના નોંધપાત્ર વિચારો અને ભલામણો છે. તેમાંથી એક બે મહત્ત્વની બાબતો પર શરૂઆતમાં થોડી નોંધ લખી છે. તે ઉપરાંત બીજી કેટલીક બાબતો વિષે પણ વિચાર કરવા જેવો છે

બોર્ડે પ્રાથમિક શિક્ષણ આસ્તે આસ્તે દેશભ્યાપી, મફત અને ફરજિયાત કરવાનું સૂચવ્યું છે; પણ તે ફરજિયાત કરવાનું તંત્ર કેવું હશે તે બતાવ્યું નથી. ફરજિયાત કરવા જતાં અમલદારી ત્રાસ વધી પડે અગર ગરીબ લોકો પર દંડનું બારણું થાય, તો ઓલામાંથી ચૂલામાં પડવા જેવું થાય. માટે પ્રચલિત પરિસ્થિતિનો ખ્યાલ કરીને તેનું તંત્ર બનાવવું જોઈએ.

પ્રાથમિક શાળાનાં પાંચ વરસને અંતે વિદ્યાર્થીઓ માધ્યમિક શાળામાં જઈ શકે એવી વ્યવસ્થા સૂચવી છે. તે હાલની પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણની પદ્ધતિને કાયમ કરવા જેવું છે. હાલ પણ પૂરાં સાત ધોરણની પ્રાથમિક શાળાઓ ઘણે ઠેકાણે હોય છે. પણ તેમાં ચાર ધોરણ પછી બહુ ઓછા ભણે છે. ઘણા માધ્યમિક શાળાઓમાં દાખલ થઈ જાય છે. નવા ધોરણની પ્રાથમિક શાળાનો પૂરો લાભ ઉઠાવવો હોય તો ૬ થી ૧૪ વરસનાં બધાંને માટે એકસરખું પ્રાથમિક શિક્ષણ હોવું જોઈએ. વચ્ચેથી માધ્યમિક શાળામાં જવા દેવાથી શિક્ષણની સળંગતા સચવાશે નહિ અને નવી કેળવણીનો હેતુ સરશે નહિ. એટલે પ્રાથમિક શાળાનું પૂરું શિક્ષણ બધાને મળવું જોઈએ. ત્યાર પછી ત્રણેક વરસનો હાઈસ્કૂલનો અભ્યાસક્રમ હોય, તેમાં કૉલેજની જુદી જુદી શાખાઓ માટે પૂર્વતૈયારી થાય, અગર જે વિદ્યાર્થીઓ ધંધામાં પડવા માગતા હોય તેમને ધંધાની તાલીમ મળે. આ રીતે કરવાથી હાઈસ્કૂલનાં નીચલાં ધોરણો અને પ્રાથમિક શાળાનાં ઉપલાં ધોરણોમાં લગભગ એકસરખી તાલીમ માટે બેવડા વર્ગો ચાલે છે તે નહિ બને અને કેળવણીની સળંગતા સચવાશે.

બોર્ડે રાષ્ટ્રભાષાના સળંગ શિક્ષણની વાત કરી નથી. બેઝિક કમિટીની ભલામણોના સારદોહનમાં તેનો થોડો ઉલ્લેખ આવે છે તે સિવાય આગળ ક્યાંય તેનો ઉલ્લેખ મળતો નથી. વિદ્યાર્થીઓ શરૂમાં થોડી રાષ્ટ્રભાષા ઉપલકિયા ભણે તે પૂરતું નથી. આજના અંગ્રેજીના શિક્ષણની માફક તેનું સળંગ શિક્ષણ આગળ ઉપર પણ મળતું રહેવું જોઈએ અને વિદ્યાર્થીઓ સહેલાઈથી રાષ્ટ્રભાષામાં લેખન વાચન કરી શકે એમ થવું જોઈએ. તેને બદલે, માધ્યમિક શાળામાં અંગ્રેજી ફરજિયાત રાખવામાં આવ્યું છે, તેમાં ચાલતી આવેલી પદ્ધતિને મહોર મારેલી જણાય છે અંગ્રેજીનું આંતરરાષ્ટ્રીય અને સાહિત્યની દૃષ્ટિએ ઘણું મહત્ત્વ છે એમ કહી શકાય. પણ તેથી દરેક હિંદીએ તે શીખવું જરૂરી નથી. ચીન, જાપાન, જર્મની, અને ફ્રાન્સ ઇટાલીના મોટા મોટા માણસોને આપણી પેઠે અંગ્રેજી શીખવાની જરૂર લાગી નથી, તો આપણને શા માટે હોવી જોઈએ? આપણો લગભગ બધો વ્યવહાર અને શિક્ષણ માતૃભાષામાં અને જરૂરિયાત પ્રમાણે રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીમાં ચાલવાં જોઈએ. અર્વાચીન ભાષા તરીકે અંગ્રેજી ભાષા અને સાહિત્ય જેમને શીખવાં હોય તેમને માટે જોઈતી વ્યવસ્થા હોય તો બસ. જેમને પોતાના શિક્ષણને અંગે કે વ્યવહારોને અંગે શીખવાની જરૂર હશે તે શીખશે અને બિન-અંગ્રેજી દેશોના લોકો જેમ વ્યવહાર ચલાવે છે તેમ ચલાવશે. પણ તે પ્રાથમિક શિક્ષણ બાદ સૌને માટે ફરજિયાત રાખવાની જરૂર ન હોય. ફરજિયાત તો માતૃભાષાની સાથે રાષ્ટ્રભાષા હિંદુસ્તાની જ હોય. એટલું ખરું છે કે, હિંદની હાલની રાજકીય પરિસ્થિતિમાં અંગ્રેજીનું પ્રભુત્વ જામેલું છે તે કાઢવું મુશ્કેલ છે. પણ રાજકીય પરિવર્તન થતાં સ્વરાજમાં ઉપર પ્રમાણે તેને સ્વાભાવિક સ્થાન આપવું જોઈશે.

બાળકેળવણી માટે બોર્ડે લગભગ ૩ કરોડનું વાર્ષિક ખર્ચ કરવાનું જણાવ્યું છે. પણ શિક્ષક કદી માતાનું સ્થાન લઈ શકવાનો નથી. એટલે માતાઓ જો કેળવાય તો નાનાં બાળકોને શાળામાં ખેંચવાનો આગ્રહ રાખવો અને તે માટે ખર્ચ કરવું બિનજરૂરી છે. એટલે માતાઓને પૂરતું શિક્ષણ આપવાની વ્યવસ્થા થાય તો બસ છે. તેમ છતાં જ્યાં માતાઓ કામે જતી હોય, પોતાનાં બાળકોને સાચવી શકતી ન હોય, અગર રહેવા કરવાની વ્યવસ્થા સુઘડ અને સ્વચ્છ ન હોય, ત્યાં આવી શાળાઓ ચલાવવી જોઈશે. કેટલાંક માબાપો પોતાનો બોજ ઓછો કરવા માટે પણ બાળકોને બાળમંદિરોમાં મોકલવાનું ઇચ્છે. પણ તેવાંને માટે રાજ્યે ખર્ચ કરવાની જરૂર હોય નહિ. તેવી શાળાઓનું પૂરેપૂરું ખર્ચ તેવાં માબાપોએ ભોગવવું જોઈએ.

સ્ત્રીકેળવણી માટે બોર્ડને કંઈ અલગ વિચાર કરવાની જરૂર લાગી નથી. કેટલુંક સામાન્ય શિક્ષણ સૌને માટે સરખું હોય, એ સમજાય તેવું છે. પણ કેળવણી પૂરી કરીને જીવનસંગ્રામ શરૂ કરનાર કન્યાઓને માટે વિશેષ જ્ઞાન કે કેળવણીની જરૂર નથી એ સમજવું મુશ્કેલ છે. બીજી કેળવણીને જીવનને અનુરૂપ બનાવવાનો પ્રયત્ન થાય છે તો કન્યાઓને માટે કેમ નહિ? જીવનમાં સ્ત્રીપુરુષ માટે જુદા પ્રકારનું જીવન અને ફરજો છે અને રહેવાનાં છે એ નક્કર હકીકત છે, તો તેનો ખ્યાલ કરીને કન્યાઓને વિશિષ્ટ પ્રકારનું શિક્ષણ અને તાલીમ આપવાં જોઈએ કે કેમ, તે વિચારવું જોઈએ.

બોર્ડે રજૂ કરેલા વિચારો અને ભલામણોને અંગે આવા કેટલાક મુદ્દા વિચારવા જેવા છે. યોજનાને મૂર્ત સ્વરૂપ મળતાં એવા પ્રશ્નોની છણાવટ થઈને તેને યોગ્ય સ્વરૂપ મળશે એવી આશા રાખી શકાય. એમ બને કે ન બને તોપણ, જો કેવળ સમય-મર્યાદા ઘટાડીને જેવી છે તેવી યોજનાનો સહાનુભૂતિપૂર્વક અમલ થાય તોપણ હિંદની કેળવણીમાં નવો યુગ શરૂ થશે એમ કહેવું વધારે પડતું નથી.

છેવટમાં, હિંદની સમસ્ત પ્રજાની કેળવણીને અંગે, રિપોર્ટના અંતમાં કહ્યું છે તેમ, સરકાર અને પ્રજાને પ્રખ્યાત ચીની કહેવતની યાદ આપવાની જરૂર છે કે:

'વર્ષનો વિચાર કરતા હો તો દાણા વાવજો;
દસકાનો વિચાર કરતા હો તો વૃક્ષો રોપજો;
સૈકાનો વિચાર કરતા હો તો માણસ ઉછેરજો.'

'શૌર્ય સ્ત્રીપુરુષોના' ઉછેર વિના હિંદ પોતાની ઉચ્ચ ભાવિ અભિલાષા કદી પરિપૂર્ણ કરી શકે નહિ.'

વિઠ્ઠલદાસ કોઠારી

# ચોમાસાનું આકાશ

## વીંછી અને ગંગા

નદીમાં ડૂબતા વીંછીની વાત ઘણાંયે વાંચી હશે. અહીં જે વીંછીની વાત કરવાની છે એ, આકાશમાંની વૃશ્ચિક રાશિની છે. વૃશ્ચિક રાશિ આકાશગંગાને કાંઠે આવેલી છે અને એનો ઘણોખરો ભાગ આકાશગંગામાં ડૂબેલો છે. વાદળ વિનાની અંધારી રાત્રિએ, દૂધિયા રંગનો એક પટો આકાશમાં ઘણી વાર જોવામાં આવે છે. એ જ આકાશગંગા છે.

ચોમાસાના દિવસોમાં (વર્ષાઋતુમાં) દક્ષિણ દિશા તરફ નજર કરશો તો નાનામોટા ચળકતા તારાઓના વાદળ જેવો એ સફેદ પટો પથરાયેલો દેખાશે. એ પટો દક્ષિણ ક્ષિતિજ ઉપરથી શરૂ થઈ અગ્નિ ખૂણા તરફ ઊંચે ચઢતો જણાશે. ક્ષિતિજથી થોડે ઊંચે રહી, અગ્નિથી પૂર્વ તરફ વધતો એ પટો, પછી, ધીરે ધીરે નીચે ઊતરી ઉત્તર ક્ષિતિજમાં મળી જતો દેખાશે. તે પટો એ જ આકાશગંગા.

હવે દક્ષિણ દિશા તરફ જુઓ. બરાબર દક્ષિણ દિશામાં, ક્ષિતિજથી થોડે ઊંચે, આકાશગંગામાં ઊભેલું એક મોટું તારકમંડળ દેખાશે. એ તારકમંડળનો આકાર સાથેના ચિત્રમાં બતાવ્યા પ્રમાણેનો હશે. એ છે આપણી વૃશ્ચિક રાશિ યા વીંછૂડો.




— વૃશ્ચિક —

કેવો ભવ્ય અને મોટો વીંછી છે? આકાશી વીંછી બીજો હોઈ પણ ન શકે ને? એનો પેલો સૌથી વધુ ચળકતો તારો ઊડીને આંખે બાઝે એવો છે. જાણે વીંછીની રાતી આંખ! વૃશ્ચિકના આ રાતા તારાનું નામ પારિજાત છે. પારિજાતના ફૂલની દાંડીનો રંગ પણ આવો જ રાતો હોય છે.

પારિજાતની ઉપર અને નીચે એમ બે તારા આવેલા છે. આ ત્રણે તારા મળીને જ્યેષ્ઠા નક્ષત્ર થાય છે.

જ્યેષ્ઠા નક્ષત્રની ઉપર વક્રાકારે ગોઠવેલા ત્રણ ચાર ચળકતા તારા જોવામાં આવશે. એ અનુરાધા નક્ષત્ર છે.

વૃશ્ચિકનો વળાંકવાળો ભાગ મૂળ નક્ષત્રને નામે ઓળખાય છે. આ મૂળ નક્ષત્ર તે જ વીંછીનો ડંખ; જાણે હમણાં જ ભોંકી દેવાનો હોય તેમ ડંખ ઉગામી વીંછી તૈયાર ઊભો છે!

આકાશમાં આપણે જોઈએ છીએ તે બધા તારા નાના મોટા સૂર્ય છે. તેમાં પારિજાત સૌથી આગળપડતા ઘણા મોટા — વિરાટ — તારાઓમાંનો એક છે. તેની તુલનામાં આપણો સૂર્ય સાવ વામન છે. સૂર્ય આપણી પૃથ્વી કરતાં ૧૩ લાખ ગણો મોટો છે; પણ પેલો પારિજાત આપણા સૂર્ય જેવા ૪૫૦ લાખ સૂર્યોને પોતામાં સમાવી શકે એવડો મોટો છે!

વૃશ્ચિક રાશિથી આખું દક્ષિણાકાશ અને આકાશગંગા શોભી ઊઠે છે. પણ આ સઘળી શોભાનો સાચો શિરોમણિ તો મહાકાય પેલો પારિજાત જ છે.

છોટુભાઈ સુથાર

# વ્યાકરણચર્ચા

### ઓ-કારાન્ત પુંલ્લિંગ શબ્દો

ગુજરાતીમાં ઓ-કારાન્ત પુંલ્લિંગ શબ્દોનાં વિભક્તિનાં રૂપો, ખરું કે, મૂંઝવણ કરાવે છે. ઘોડો શબ્દ લો અને તેનાં રૂપો તપાસો :

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| સંબોધન | હે ઘોડા | હે ઘોડાઓ |
| ૧ લી | ઘોડો | ઘોડા,-ઓ |
| ૨ જી | ઘોડો,-ડાને | ઘોડા (ઓ),-ને |
| ૩ જીથી ૭મી | ઘોડાએ,-ને, થી ઇ. | ઘોડા (ઓ) એ, -ને,-થી ઇ. |

અહીં દેખાઈ આવે છે કે, માત્ર ૧લી ના એકવચન સિવાય બીજાં બધાં રૂપોમાં 'ઘોડા' શબ્દ હોય એમ પ્રત્યયો લગાડાય છે, અને બન્ને વચનોમાં શબ્દની એ જ પ્રકૃતિ રહે છે. માત્ર ૧લીનું એકવચન જ 'ઘોડો' થાય છે. બહુવચનનું સામાન્ય ચિહ્ન 'ઓ' પણ ઘોડાને લાગે છે એ ખ્યાલમાં રાખીએ.

હવે ઓ-કારાન્ત કોઈક તત્સમ શબ્દ લો : જેમ કે ટોકિયો, મોરક્કો, રિકાર્ડો. આ શબ્દોને વિભક્તિના પ્રત્યયો લગાડતાં તેમની પ્રકૃતિમાં કાંઈ ફરક પડતો નથી. ટોકિયોએ,-ને,-થી વગેરે જ કહેવું પડશે. એને બહુવચનનો 'ઓ' લગાડતાં મુશ્કેલ થશે ખરું. અને ઘણું ખરું બન્ને વચનનાં એકસરખા જ રૂપ કરવાં પડશે. આમે 'ઓ' વિકલ્પે જ વપરાય છે.

આથી ઊલટું, આકારાન્ત રાજા, અબ્દુલ્લા જેવા શબ્દો લો. આ શબ્દોનું પ્રથમાનું એકવચન સાધારણ રીતે, રાજા અને અબ્દુલ્લા જ છે. પણ જો તોછડાઈથી બોલવું હોય તો 'રાજો', 'અબ્દુલ્લો' પણ કરવામાં આવે છે. એટલે કે આ-કારાન્ત શબ્દોના પ્રથમાના એકવચનમાં 'આ'નો 'ઓ' કરવાની રીતિ રૂઢિબાહ્ય નથી.

ઓ-કારાન્ત અને આ-કારાન્ત સિવાય બીજાના નરજાતિના શબ્દો પણ તપાસીએ : જેમ કે, નર, હરિ, હાથી, વરુ, ગોખલે, વગેરે. આ બધામાંયે સીધા આ જ શબ્દોને વિભક્તિના પ્રત્યયો લગાડાય છે. ક્યાંયે વિભક્તિના પ્રત્યયો લગાડતાં પહેલાં તેના પ્રથમાના એકવચનના રૂપ કરતાં જુદી પ્રકૃતિ બનતી નથી.

આ પરથી શંકા એ ઊઠે છે કે, 'ઘોડો' જેવા શબ્દોને કેવળ તેની ૧લીના એકવચનનું રૂપ જોઈને, તેને ઓકારાન્ત શબ્દ લેખવામાં આવે છે, તે બરાબર છે ? એ શબ્દોને કાં આ-કારાન્ત ન કહેવા ? અને શું કામ એમ ન જણાવવું કે, સામાન્ય રીતે ગુજરાતીમાં ૧લી ના એકવચનનો કશો પ્રત્યય હોતો નથી, પણ આ-કારાન્ત શબ્દોનો આમાં અપવાદ છે ? એના ૧લી ના એકવચનમાં 'આ'નો 'ઓ' થાય છે. એ અપવાદ પર બીજો અપવાદ એ છે કે, જ્યાં આદર સૂચવવો હોય ત્યાં 'આ' નો 'ઓ' થતો નથી. જેમ કે. રાજા, અબ્દુલ્લા ઇ.

સંસ્કૃત ભણનારાઓમાં નામોની જાતિ યાદ રાખવા માટે તેનું પ્રથમાનું એકવચન બોલવાની રૂઢિ છે. પણ પ્રથમાના એકવચન પરથી શબ્દની પ્રકૃતિ ઠરાવી શકાય નહીં. સામાન્ય રીતે તો (ખાસ કરીને આધુનિક ભાષાઓમાં) તેના સંબોધનના એકવચન પરથી ઠરાવી શકાય ખરી. છતાં, ચાલુ ભાષાઓના વ્યાકરણકારોએ પહેલીના એકવચન પરથી પ્રકૃતિ ઠરાવવાનો શિરસ્તો પાડ્યો છે.

જે ટીકા ઓકારાન્ત પુંલ્લિંગ શબ્દોને લાગુ પડે છે તે જ ઉં-કારાન્ત (ઘોડું) નપું૦ શબ્દોનેયે લાગુ પડે છે. આ સર્વેને આકારાન્ત જ કહેવા જોઈએ. શબ્દકોશોમાં ઘોડો કે કોડિયું શબ્દ ન આપતાં ઘોડા, કોડિયા શબ્દ આપવા જોઈએ. એનાં પ્રથમાનાં એકવચનનાં રૂપો બતાવવાની જવાબદારી કોશકારે ઉપાડવી હોય, તો કૌંસમાં ૧લી એ. વ.-ઓ,-ઉં એમ ભલે આપે.

જેમ ગુજરાતીમાં આ પ્રમાણે શિરસ્તો પડ્યો છે, તેવો જ હિંદુસ્તાની અને મરાઠીમાંયે આવા શબ્દો વિષે પડ્યો છે. આ વર્ગના શબ્દોની ૧લી નું એકવચન બીજી વિભક્તિઓ માટે વપરાતી પ્રકૃતિથી તે ભાષાઓમાંયે જુદું છે. જેમ કે, ૧લી, એકવચન હિં૦ મ૦ બન્નેમાં घोड़ा, બ૦ વ૦ घोड़े, પછીની વિભક્તિના પ્રત્યયો હિં. માં घोड़े (-को,-से ઇ.) પ્રકૃતિને લાગે છે, અને મ૦ માં घोड्या (-याने-याला ઇ.) પ્રકૃતિને લાગે છે. ગુજરાતી અને હિંદુસ્તાનીમાં એક સમાનતા છે કે, પ્રથમાનું બહુવચન એ જ વિભક્તિના પ્રત્યયોની પ્રકૃતિ થાય છે. આ રીતે આ વર્ગના શબ્દોને હિંદુસ્તાની વ્યાકરણકારોએ આકારાન્તને બદલે એકારાન્ત કહેવા જોઈએ, અને મરાઠીમાં વ્યંજનાંત કહેવા જોઈએ.

આ ચર્ચાનું વ્યાવહારિક મહત્ત્વ છે. આ વર્ગના શબ્દો સિવાય બીજા સર્વે શબ્દોમાં પ્રથમાનાં એકવચનનો કોઈ પ્રત્યય ન હોવાથી, બીજી સર્વે વિભક્તિના પ્રત્યયો માટે તે જ પ્રકૃતિ રહે છે. એટલે કે, પરભાષા ભણનાર જે શબ્દ હોય તેને જ વિભક્તિનો પ્રત્યય લગાડવો એવા નિયમની અપેક્ષા રાખે છે. આથી, તે હિ. માં घोड़ेने,-से (કે મરાઠીમાં घोड्याने,-ला) વગેરેને બદલે घोड़ाने,-से, (મ૦ घोडाने,-ला) ઇ૦ બોલવાની ભૂલ કરે છે. આની ભૂલ ટાળવાના ઉપાય રૂપે ડૉ. સુનીતિકુમાર ચૅટરજી

તથા બીજા કેટલાક 'રાષ્ટ્રીય હિંદુસ્તાની' બનાવવાના હિમાયતીઓ ઘોડાને,-મે વગેરે રૂપો જ નિયમસરનાં ગણવાં એવી સૂચના કરે છે.

બીજી બાજૂથી, બિન-ગુજરાતીઓ 'મારા પાસે એક બહુ સરસ ઘોડા હતા' એમ બોલતા સાંભળવામાં આવશે. ઉપરાન્ત, સાચા આ-કારાન્ત નામોની બાબતમાંયે તેઓ ભૂલ કરી બેસે છે. દા. ત. એમને એમ લાગે કે 'મંશરૂવાલા' તો એકવચન હશે. (એને ખબર નહીં કે ગુજરાતમાં પોતાની મેળે જ પોતાને માનથી લખવાની ટેવ છે, એટલે કે,-'વાળા' એ એકવચન નથી. પણ બ૦ વ૦ છે!) '-વાળા' એ૦ વ૦ માનીને માનાર્થે બ૦ વ૦ કરવાની ઇચ્છાથી, '-વાળે' બનાવે છે, અને વિભક્તિના પ્રત્યયો લગાડતાં '-વાળેઓ' કહે તો પાછું એ૦ વ૦ જ લાગે માટે તે સંકટ ટાળવા '-વાળેજીઓ' કરવાની યુક્તિ યોજે છે. આનું કારણ એ છે કે, જે શબ્દ ખરેખર આ-કારાન્ત નથી, તેમને આ-કારાન્ત માનેલા હોવાથી, જે ખરા આકારાન્ત છે તેને એ કારાન્તના નિયમો લાગુ કરવામાં આવે છે.

વ્યાકરણ-લેખકો આનો વિચાર કરશે એમ આશા છે.

(સેવાગ્રામ, ૫-૭-'૪૫) કિ. ઘ. મ.

૨

## શબ્દોનો બેવડો પ્રયોગ

(ગયા અંકથી ચાલુ)

ક્રિયાપદનો બેવડો પ્રયોગ અલગ વિચારવા જેવો છે.

૧. સૌથી પ્રથમ નજર ઉપર આવે છે, સંસ્કૃતના 'ફરી-ફરી-પણું' બતાવતા અર્થના જેવા પ્રયોગ. જેમ કે :-

માગ માગ કરવાથી મળશે નહિ.
'કથા સુણી સુણી ફૂટયા કાન.'
કહી કહીને જીભનો કૂચો વળી ગયો.

ગુજરાતીમાં આવા 'ફરી-પણું' બતાવતા પ્રયોગનું મુખ્ય લક્ષણ એ દેખાય છે કે, તે સંસ્કૃત જેમ ક્રિયાપદ તરીકે નથી થઈ શકતો; કોઈ પણ કૃદંત વાટે જ તે પ્રયોગ આપણી ભાષામાં ચાલી શકે છે.

જેમ કે, 'કહે કહે કરવાથી કોક તો સાંભળશે.' 'કહે કહે' 'કરવાથી'ના કર્મરૂપે આવે છે. આપણે આ વાક્ય નીચે પ્રમાણે નથી યોજી શકતા :—

'કહેવાથી કહેવાથી કોક તો ...'. અથવા 'કહો કહો તો કોક સાંભળશે' એમ ન ચાલે. 'કરવું' કે 'થવું' સહાયમાં લઈને ક્રિયાના કૃદંતરૂપ વાટે જ આ અર્થ સધાતો લાગે છે. પછી 'કરવું, થવું'નાં રૂપાખ્યાનો થઈ શકે છે. જેમ કે 'માગ માગ કરો, કરશો, કરે છે, કરતા હતા,' ઇ૦.

(૨) હવે બીજા કેટલાક દાખલા જોઈએ :-

ખાવું ખાવું ને ના શાનો કહે છે?
કરવું કરવું ને માન માગે છે.
જવું જવું પછી દહાડા માગવા શું કામ?

સામાન્ય કૃદંત બે વાર વપરાય છે; તે તે ક્રિયા વિષે તત્પરતા કે આતુરતાનો ભાવ આણતું લાગે છે.

(૩) હવે આ એક પ્રકાર જુઓ :-

ભીંત પડું પડું થઈ રહી છે.
બૅન્ક આ તૂટી તૂટી, એમ એક વાર તો
લાગ્યું, પણ બચી ગઈ.
મંદિરનું દ્વાર ઊઘડું ઊઘડું હતું ને
તે ત્યાં પહોંચ્યો.
જરી કહ્યામાં તો તે રડું રડું થઈ ગયો.

જાણે ભીંત કહેતી હોય કે 'હું પડું હું પડું' એમ તે થઈ રહી છે. આવો કાંઈક અર્થ દરેકમાંથી ગોઠવી શકાય. વર્ગ (૨)ની આતુરતા જરાક જુદી રીતે અહીં વ્યક્ત થાય છે: તાગડો કે કટોકટી બતાવે છે.

(૪) વળી કેટલાક દાખલા જુઓ :-

આવો, આવો! બહુ દહાડે દેખાયા.
જા જા હવે, મોડું થશે.
બેસ બેસ; જવાય છે.

એમ લાગે છે કે સામાન્યપણે જોતાં, બેવડો પ્રયોગ દરેક સ્થાને અમુક ઢબનો ભાર કે આગ્રહ કે તીવ્રતા બતાવે છે.

આ વિષે શિક્ષકો અને વૈયાકરણીઓ વધુ પ્રકાશ પાડે એવી વિનંતી છે. મ૦

૩

## વ્યુત્પત્તિ કહો

નીચેના શબ્દોની વ્યુત્પત્તિ ખબર હોય તે સૌ લખી મોકલે એવી વિનંતી છે :-

| | |
|---|---|
| અઘાડી સ્ત્રી૦ | અબ(-ભ)ખો પું૦ |
| અઘોડું ન૦ | અબ(-ભ)ળખા સ્ત્રી૦ |
| અઘોતું ન૦ | અભર(-ળ)ખો પું૦ |
| અનાઠ પું૦ | અભાકું ન૦ |
| અનૂરી, અનૂરું | અબુવો, આબયો પું૦ |
| અનોઠી સ્ત્રી૦ | અબૂર વિ૦ |
| અન્યારી સ્ત્રી૦ | અબોખા પું૦ બ૦ વ૦ |
| અપઈ વિ૦ | અબોટ પું૦ |
| અપ્પટ અ૦ | અભડાવું અ૦ક્રિ૦ |
| અપરમાદ પું૦ | અભરખો પું૦ |
| અફરાંડું વિ૦ | અભરાઈ સ્ત્રી૦ |
| અફાટ વિ૦ | અભાખા પું૦ બ૦ વ૦ |

# આદિવાસીઓમાં શિક્ષણની યોજના

[ આદિવાસી કાર્યકર્તા પરિષદમાં વંચેલા એક નિબંધ પરથી ]

દેશમાં નવી કેળવણીના વિચારો જ્યારે મૂર્તિમંત સ્વરૂપ લેતા જાય છે ત્યારે જંગલો અને પહાડોમાં છૂટાં છવાયાં ઝૂંપડાંવાળાં, બહુધા પાંચસોથી પણ ઓછી જન સંખ્યાવાળાં, હજારો ગામડાંમાં વસનારા આદિવાસીઓ-ની કેળવણીનો પ્રશ્ન ભુલાવો ન જોઈએ. આદિવાસી કાર્યકર્તાની નજર હજારેકની વસ્તીવાળા આદિવાસી ગામડામાં ચાલતી લોકલ બોર્ડની એકાદ નિશાળ ઉપર પડે છે ત્યારે ડૉ. એલ્વીને એવી શાળાનું આલેખેલું શબ્દ-ચિત્ર તેની સામે ખડું થાય છે અને તેને મૂંઝવણ થાય છે કે, આ સ્થિતિમાંથી આદિવાસીઓને ક્યારે ને કેવી રીતે બચાવી લેવાશે અને તેમને નવી તાલીમ અને કેળવણી ક્યારે આપી શકાશે. દેશના કેળવણીકારો અને શિક્ષણશાસ્ત્રીઓ પણ આદિવાસીઓની કેળવણીના પ્રશ્ન પ્રત્યે ઉદાસીન રહ્યા છે. કદાચ તેમને આદિવાસીઓ સંબંધી સાચો અને પૂરેપૂરો ખ્યાલ ન પણ હોય અને એ તેમની ઉદાસીનતાનું કારણ હોય; અથવા તો આદિવાસીઓ સંબંધી અધૂરા કે ભૂલભરેલા ખ્યાલથી માની લીધું હોય કે, દેશના અન્ય પછાત વર્ગો અને આદિવાસીઓની સ્થિતિ, રહેણીકરણી, રહેઠાણ અને સંસ્કારિતામાં ફરક નથી અને તેથી તેમની કેળવણી અંગે સ્વતંત્ર વિચાર કરવાની જરૂરિયાત ઊભી થતી નથી. સૌની આ ઉદાસીનતા આદિવાસી કાર્યકર્તાને વધારે મૂંઝવણમાં નાખે છે. જેમ કે, સાર્જન્ટ યોજના, કહેવાતા સરકારી 'Postwar Educational Development in India' રિપોર્ટમાં આદિવાસીઓની કેળવણી સંબંધી એક પણ શબ્દ નથી ' દેશના અઢી કરોડ આદિવાસીઓની પ્રાદેશિક અને સામાજિક સ્થિતિ બીજા વર્ગો કરતાં જુદી હોવાથી તેમના શિક્ષણ માટે ખાસ પ્રકારની યોજના થવી જોઈએ. સૌની સાથે તેમને ભેળવી દેવાથી તેમને અન્યાય થાય છે અને તેમના શિક્ષણનો પ્રશ્ન અણ-ઉકેલ્યો રહી જવાનો ભય રહે છે.

આદિવાસીઓમાં અક્ષરજ્ઞાનપ્રસાર અને કેળવણીના કાર્યમાં મુખ્ય મુશ્કેલીઓ નીચે પ્રમાણે છે :—

શિક્ષણની તાલીમ લીધેલા શિક્ષકો મળતા નથી ને જે મળે છે તે તાલીમ લીધા વિનાના ઉજળિયાત કોમોના હોય છે. તેમને જંગલોમાં કે પહાડોમાં પોતાના સમાજથી દૂર જવું તે 'કાળાપાણીની સજા' જેવું લાગે છે. એટલે એ શિક્ષક હંમેશાં ફિકરમાં હોય છે કે શાળા ઓછી હાજરીને પરિણામે ક્યારે બંધ થાય ને પોતે કાળાપાણીની સજામાંથી મુક્ત થાય. આવા શિક્ષકને નથી કેળવણીનો સાચો ખ્યાલ, નથી આદિવાસીઓની રહેણી કરણી અને રીતરિવાજોનો ખ્યાલ; એને આદિવાસીઓ પ્રત્યે તિરસ્કાર અને ઘૃણા હોય છે. એવા શિક્ષકોથી આદિવાસીઓમાં અક્ષરજ્ઞાનના પ્રસારનું પણ કામ થઈ શકે એમ નથી. આદિવાસી કોમનો વિદ્યાર્થી શાળાન્ત પરીક્ષા પસાર કરીને કોઈ 'સારી' નોકરીની શોધમાં હોય છે અને તેમાં નિષ્ફળતા મળે તો, શ્રી હરિહર ભટ્ટે જણાવ્યું છે, 'કરહનિયા, હાલ્યને માસ્તર થાઉં હું' તે પ્રમાણે, ઉવટે તે 'પંતુજી'નો ધંધો સ્વીકારે છે.

વિદ્યાર્થીઓની નિયમિત હાજરી રહેતી નથી. શિક્ષણ વિષે આદિવાસીને જે ખ્યાલ બંધાયા છે તે અનિયમિત અને ઓછી હાજરીનું મોટું કારણ છે. ભણવાથી 'છોરો અગારા કામનો રહેશે નહિ' એ એક ખ્યાલ, 'ભણીને શું રાજ લેવું છે' એ બીજો ખ્યાલ, 'માસ્તર રાખ્યો છે (નકામો છે)' એ ત્રીજો ખ્યાલ, 'ચાર ચાર વર્ષથી છોરો નિશાળે જાય છે પણ પહેલી ચોપડી પાર કરી ગયો નથી ' એ અનુભવ—આ બધું સાચું છે, અને તેનું કારણ જૂની પુરાણી શિક્ષણપદ્ધતિ અને શિક્ષકની બેદરકારી અને ઉદાસીનતા છે. આદિવાસીઓમાં ઉપર જણાવેલા ખ્યાલોએ ઊંડી જડ ઘાલી છે, એ દૂર કરવાનો પ્રશ્ન આદિવાસી સેવકને મૂંઝવે છે. ઉપરાંત આખા ગામના વિસ્તારમાં પથરાયેલાં છૂટાંછવાયાં ઝૂંપડાંમાં આદિવાસીઓ રહેતા હોવાથી અંતરને કારણે નાનાં બાળકોને રોજ નિશાળે આવવું ગમે પણ નહિ.

નિશાળનું મકાન કે ઝૂંપડું: એકાદ ટેકરી ઉપર બાંગ્યું તૂટ્યું સગવડ વિનાનું, હવા પ્રકાશ વિનાનું ઝૂંપડું આદિવાસીઓમાં જ્ઞાનકિરણો ફેંકવાનું કેન્દ્ર છે! એની આજુબાજુનું અને અંદરનું વાતાવરણ ગૂંગળાવનારું હોય છે. આવા ઝૂંપડામાં શિક્ષક માટે ટેબલ ને ખુરશી તો હોય જ.

એક બાજુ ઉપર ટેબલ ઉપર પગ લંબાવીને ખુરસી ઉપર આરામથી બેઠેલ ઉદાસીન શિક્ષક ને સામે બેઠેલાં આઠ દસ આદિવાસી બાળકો કાં તો આંકના ઘડિયા કે મૂળાક્ષરના ચિત્રપટ ઉપરથી 'કરવતનો ક' 'ખલનો ખ' મોટે રાગડે ગોખતાં હોય, કે પાટીમાં 'ક' કે 'ખ' ઘૂંટતાં ઘૂંટતાં ક અને ખનો આકાર ખાસ્સો ગોળ ભમરડા જેવો થઈ ગયો હોય તોપણ 'કરવતનો ક' અને 'ખલનો ખ'નો જાપ કરતાં હોય. બાળકોનો આ અવાજ મંદ પડે યા તો કંટાળીને થોડો આનંદ મેળવવા બાલસહજ તોફાનમસ્તી કરે એટલે શિક્ષકની સોટી અને એકાદ બાળકના શરીરનું અદ્વૈત સધાય. શિક્ષકનો કઠોર અવાજ, અશિષ્ટ ભાષા, શિક્ષણ આપવાની જરી પુરાણી રીત

બાળકનો વિકાસ કરવાને બદલે તેની શક્તિને કચરી નાખે છે કે વિકૃત કરે છે. આ સ્થિતિમાંથી છૂટવાનો માર્ગ શોધી, તેમનો સર્વાંગીણ વિકાસ સાધવો જોઈએ.

આદિવાસીઓની વિશિષ્ટ પ્રકારની પરિસ્થિતિ જોતાં નીચે જણાવેલા મુદ્દા ધ્યાનમાં લેવાવા જોઈએ :—

૧. આદિવાસીઓની સંસ્કારિતાનો વિકાસ થવો જોઈએ.

૨. જે તત્ત્વો આદિવાસીઓનું આર્થિક અને નૈતિક શોષણ કરી રહ્યાં છે તે તત્ત્વોનો સામનો કરવાની શક્તિ તેમનામાં આવવી જોઈએ.

૩. તેમની આર્થિક સુધારણામાં મદદરૂપ થઈ પડે એવા ઉદ્યોગોને કેળવણીમાં પ્રધાનસ્થાન આપવું જોઈએ.

શિક્ષક કેળવણીનું કેન્દ્ર છે. શિક્ષક પ્રાણવાન, તેજસ્વી અને જ્ઞાની હોવો જોઈએ. એવા શિક્ષકો તૈયાર કરવા જોઈએ. શહેરમાં કે શહેર જેવાં થતાં જતાં ગામડાંઓમાં રહેનાર અન્ય કોમના શિક્ષકો હજુ કેટલોક સમય સુધી તો આદિવાસી પ્રદેશમાં સફળ નીવડવાના નથી. મોટા ભાગના આદિવાસી કોમના શિક્ષકો દ્વારા જ આદિવાસીઓની કેળવણીના પ્રશ્ન ઉકેલાશે, એમ લાગે છે. એમને તૈયાર કરવાને શિક્ષણ તાલીમ કેન્દ્રો, ખાસ આદિવાસીઓ માટે જ, સ્થાપવાં. તાલીમમાં શિક્ષણપદ્ધતિ ઉપરાંત જુદી જુદી આદિવાસી કોમોની રહેણીકરણી, ધાર્મિક માન્યતાઓ, રીતરિવાજો, તેમની સંસ્કારિતાના જુદા જુદા થરો, ગૃહઉદ્યોગો વગેરેનું જ્ઞાન આપવું જોઈએ. શાળાની પરીક્ષા પસાર કરનારને શિક્ષક થવા લાયક ગણવો નહિ. તાલીમ કેન્દ્રની તાલીમ લીધેલાને જ શિક્ષણનું કામ આપવું જોઈએ.

શિક્ષણની પદ્ધતિ પરત્વે નીચે જણાવેલ બાબતોને સ્થાન આપવું જોઈએ.

પાઠ્યપુસ્તકોમાં આદિવાસી કોમો સંબંધી પાઠો હોવા જોઈએ. ઇતિહાસ અને સંગીતના શિક્ષણમાં આદિવાસી વીરોની વાર્તાઓ અને ગીતોને સ્થાન આપવું જોઈએ. ભૂગોળના શિક્ષણમાં આદિવાસીઓ જે જે પ્રદેશોમાં રહેતા હોય તે સંબંધી, એ પ્રદેશોની જંગલોની પેદાશ ને ખનીજ દ્રવ્યો સંબંધી માહિતી આપવી જોઈએ.

અનુકૂળ સંયોગો હોય, એટલે કે આદિવાસી કપાસની ખેતી કરતા હોય, ત્યાં જ કાંતણની પ્રવૃત્તિને શિક્ષણનું મધ્યબિંદુ રાખવું. એ જ પ્રવૃત્તિને શિક્ષણનું મધ્યબિંદુ રાખવાને આગ્રહ ન રાખવો. ખેતીની પ્રવૃત્તિ શિક્ષણના મધ્યબિંદુ માટે ઉત્તમ છે. ખેતી ઉપરાંત શણ ઉદ્યોગ, વાંસઉદ્યોગને સ્થાન આપવું. ટૂંકમાં દરેક પ્રદેશને અનુકૂળ ઉદ્યોગ દ્વારા શિક્ષણ આપવાની પ્રથા રાખવી.

જંગલોમાં રહેવાથી બાળકોનાં આંખ, કાન અને નાકની ઇન્દ્રિયોનો એકપક્ષી વિકાસ થયેલો જોવામાં આવે છે. ઇન્દ્રિયોનો સંપૂર્ણ વિકાસ થાય તે માટે ઇન્દ્રિયોની કેળવણી ઉપર વધારે ધ્યાન આપવું જોઈએ.

નૃત્ય ને તીરંદાજી એ તમામ આદિવાસીઓની સંસ્કારિતાનાં સર્વસામાન્ય લક્ષણો છે. શિક્ષણમાં એ બંનેને સ્થાન આપવું જોઈએ. આદિવાસી નૃત્યમાં ઘણા વિકાસને અવકાશ છે, તે માટે શિક્ષકે પ્રયત્ન કરવો જોઈએ.

શાળાના ચાર વર્ષના શિક્ષણના સમયમાં બાળક સારી રીતે લખી વાંચી શકે, હિસાબ બરાબર ગણી શકે, અન્યાયનો સામનો કરવાની તાકાત કેળવે, પોતાના પ્રદેશની ભૂગોળની માહિતી મેળવે, આરોગ્ય ને સ્વચ્છતાના નિયમો સમજે ને પાળે, ખેતીને એકાદ બે ગૃહઉદ્યોગનું વ્યવહારુ જ્ઞાન મેળવી લે, એટલું જરૂરનું છે, ને તે પ્રમાણે અભ્યાસક્રમ યોજવો જોઈએ. શાળામાં ભણતો બાળક ને ઘરમાં રહેતો બાળક એક જ સ્વરૂપમાં રહે ને શાળાનું શિક્ષણ પુરું કર્યા પછી તે સારો ખેડૂત બને એ ધ્યેય શાળાનું હોવું જોઈએ. સેવાભાવી સંસ્થાઓ આવી શાળાઓ ચલાવી સ્થાનિક લોકલબોર્ડ શાળાઓને માર્ગદર્શન કરે.

શાળાનું મકાન પણ શિક્ષણ આપવાનું એક અંગ છે. આદિવાસી પ્રદેશમાં શાળાનું મકાન ઈંટચૂનાનું પાકું ન જ જોઈએ. આદિવાસી પ્રદેશમાં એના વાતાવરણમાં તદ્રૂપ થઈ જાય એવું સાદું એ હોવું જોઈએ. એકાદ રમ્ય નદીને કિનારે કે આજુબાજુના સૃષ્ટિસૌન્દર્યનું પાન કરતી એકાદ ટેકરી ઉપર પોતાના નાનકડા બાગની અંદર શાળાનું ઝૂંપડું હોય. એ સ્વચ્છ, સુઘડ ને સુંદર હોય. એની ભીંતો તે ઉપર દોરેલાં આછાં આછાં ચિત્રોથી શણગારેલી હોય.

આદિવાસી પ્રદેશની શાળાઓમાં અનિયમિત હાજરી હોય છે, પણ ઉપર જણાવ્યા પ્રમાણે જો શિક્ષણપદ્ધતિ યોજવામાં આવે તો નીરસતા અને આદિવાસી માનસને શાળાનું પ્રતિકૂળ વાતાવરણ છે તે દૂર થશે ને આદિવાસીને શાળા પ્રતિ મમત્વ ઉત્પન્ન થશે ને એની સાથે તે સામ્ય અનુભવશે. શાળાના સમયમાં ને રજાઓમાં ફેરફારની જરૂર છે. ૧૧ થી ૫ સુધી બાળકોને શાળામાં ગોંધી રાખવામાં આવે છે એ જંગલી પ્રથાનો પહેલી તકે ત્યાગ કરવો જોઈએ ને બે કલાકનું બૌદ્ધિક ને બે કલાકનું ઔદ્યોગિક શિક્ષણ આપવું જોઈએ. ઉનાળાની રજાઓને બદલે ખેતીને અનુકૂળ એવી નીંદામણ, કાપણી ને ઓરણીની રજાઓ આપવી જોઈએ.

ઓછી વસ્તીવાળાં ગામડાં હોય તો દર બબ્બે ગામડાં વચ્ચે એક શાળા રાખવી. સવારે એક ગામે ને સાંજે બીજે ગામે શિક્ષક જાય ને શાળા ચલાવે.

ઑસ્ટ્રેલિયાના ઓછી વસ્તીવાળા પ્રદેશમાં ફરતા શિક્ષકની શાળા ફળીભૂત થઈ છે, એ અખતરો આદિવાસી પ્રદેશમાં કરવા જેવો છે.

બપોરનો નાસ્તો અને થોડી શિષ્યવૃત્તિ આપી માબાપોને થોડી આર્થિક રાહત આપવામાં આવે તો શાળાની હાજરી નિયમિત થાય; તે માટે શિક્ષણસંસ્થાઓએ પ્રબંધ કરવો જોઈએ.

આવી શાળાઓ સાથે સાથે અમુક અમુક મધ્યસ્થ સ્થળે આદિવાસી પ્રદેશમાં આશ્રમ શાળાઓની જરૂર છે. આવી આશ્રમશાળાઓનું ભવિષ્યના આદિવાસી કાર્યકર્તાઓ તૈયાર કરવાનું ધ્યેય હોવું જોઈએ. ભીલ સેવા મંડળ, આદિવાસી સેવા મંડળ ૫૦ સંસ્થાઓ આવા આશ્રમો ચલાવે છે. એવી સંસ્થાઓ વધારે પ્રમાણમાં આવા આશ્રમો ચલાવે તે માટે તેમને પ્રોત્સાહનની જરૂર છે. આ આશ્રમોમાં શાળાઓમાં શિક્ષણ મેળવેલા બાળકોની ભરતી કરવી. આ આશ્રમો બાળકોને કેળવણી આપે, સંસ્કારનું સિંચન કરે, ઉપરાંત સંસ્કારનાં કેન્દ્રો બની આદિવાસી પ્રદેશમાં સંસ્કારનો અને જ્ઞાનનો ફેલાવો કરે, આદિવાસીઓને દોરવણી આપે, સલાહ સૂચના આપે ને તેમની સાથે અદ્વૈત સાધે. ટૂંકમાં લોકસેવક, આશ્રમ, શિક્ષક ને શાળા એ ચાર પાયા ઉપર આદિવાસીઓની કેળવણીની યોજનાનું ચણતર થવું જોઈએ.

ભીલ સેવા મંડળ,
દાહોદ — ડાહ્યાભાઈ જીવણજી નાયક

# સ્વાધ્યાય

## વૃત્તિ-વિચાર

અત્યાર સુધીમાં આપણે જોયું કે, ચિત્તના પ્રકૃતિજ ધર્મ આ છે — ઉત્થાન, સમતા કે સમાધિ, અને છેવટે તેનું શમન કે ક્ષણિક નિરોધ; પુનઃ ઉત્થાન, તેના કારણરૂપ વૃત્તિ સાથે સારૂપ્યની પુનઃ સમતા કે સમાધિ, અને પુનઃ તેનું શમન કે વૃત્તિનો ક્ષણ-નિરોધ આમ ચિત્તનું જીવનભર ચાલ્યા કરે છે.

આ ત્રણે વસ્તુ કુદરતી છે. જીવ-માત્રને સહજ છે. એ જ્ઞાનપૂર્વક કે સમજપૂર્વક યા પુરુષાર્થથી થતી નથી; હૃદય કે ફેફસાંના સ્નાયુની જેમ એક પ્રકારની અવશતાથી સ્વયમ્ જ એ થયા કરે છે. એને અંગે જીવે ઇચ્છા કરવાની નથી હોતી, તેના ચિત્તને એનું સંપ્રજ્ઞાન નથી; એક પ્રકારની પ્રકૃતિસિદ્ધ મૂઢતા કે મૂર્છા એને કહી શકાય.

આ જ ચિત્ત-પ્રક્રિયા વડે આપણે આપણો પુરુષાર્થ પણ સાધી શકીએ છીએ. વૃત્તિનું ઉત્થાન, સમાધાન, અને શમન યા નિરોધ દ્વારા જ મનુષ્ય પોતાનાં કામો કરી શકે છે. તેમાંનું ઉત્થાન સામાન્યતઃ આપણે જોઈ શકીએ છીએ; તેનું સમાધાન અને શમન આપમેળે થાય છે, કેમ કે તે તેનું કુદરતી આગળનું પગલું છે; પણ તે સામાન્યતઃ પ્રતીત થતું નથી. પણ આપણે ઇચ્છીએ તેવી વૃત્તિ ઉઠાવીએ છીએ અને આપણા ગમા-અણગમા, રાગ-દ્વેષ કે વાસના પ્રમાણે આપણામાં ઇચ્છાઓ કે સંકલ્પોની વૃત્તિ જાગ્યા કરે છે.

યોગ કહે છે કે, ચિત્તના આ ત્રણે ધર્મોને, સંપ્રજ્ઞાનપૂર્વક અને પુરુષાર્થથી, પોતાના પરમ જીવનસાફલ્યને અંગે કેમ વાપરવા, એ બતાવવાનું મારું કામ છે; — યોગનો ઉદ્દેશ એમાં રહેલો છે. ચિત્તના આ ત્રણે ધર્મો કામના છે; તેમનો વિવેકપૂર્વક ઉપયોગ કરવો, એ પુરુષાર્થ છે; ચિત્તરૂપી અદ્વિતીય એવું માનવ સાધન વાપરવાની જીવન-કલા એમાં સમાયેલી છે.

અને જેવો જીવનનો ઉદ્દેશ તે પ્રમાણે આ સાધન વાપરવાની કારીગરી ને આવડત કે હથોટી નાજુક તથા સૂક્ષ્મ બને છે. સાથે સાથે તે બહુસૂત્ર ને જટિલ તથા ઊંડાણવાળી પણ બને છે. અને ચિત્ત-સાધનની કુશાગ્રતા કે કાર્યશક્તિ પણ તે તે પ્રમાણમાં વધારે ને વધારે જરૂરની હોય છે. જાડું ગોભિયું ઘડવા માટે વાંસલો કે કુહાડી પણ ચાલે; પરંતુ ફર્નિચરની નાજુક ચીજમાં એ ન ફાવે. એ પ્રમાણે સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને છતાં મોટામાં મોટો, દૂરમાં દૂર છતાં નજીકમાં નજીક, એકમાત્ર અસ્તિત્વવાળો અને છતાં નેતિ-નેતિથી વર્ણવવો પડતો, એવો કહેલો જે આત્મ-પદાર્થ, તેને મેળવવા માટે આ યોગ-સાધન તેની સર્વોત્તમ કુશાગ્રતા માગે, ને જીવનની છેલ્લી જટિલતામાંથી પારંગતતાનો પ્રશ્ન સામે ધરે, એ ઉઘાડું છે.

એટલે, પોતાના નિરૂપણમાં યોગ આ મોટામાં મોટી વસ્તુ સુધીનું ધ્યાન રાખે છે; તેથી તેમાં નાની બધી જીવનસિદ્ધિઓની બાબતો આપોઆપ આવી જાય છે. અને એક શાસ્ત્ર કે દર્શન તરીકે, આપણે અગાઉ એક વાર જોયું હતું તેમ, તે આવી વ્યાપક દૃષ્ટિ રાખીને પોતાનું 'અનુશાસન' આપે છે.

તેની શરૂઆત વૃત્તિની ચર્ચાથી શરૂ કરે છે; તે સૂત્રો આ પ્રમાણે છે:—

वृत्तयः पंचतय्यः क्लिष्टाक्लिष्टाः ॥ ५ ॥

प्रमाण–विपर्यय–विकल्प–निद्रा–स्मृतयः ॥ ६ ॥

હમેશ ને પ્રતિક્ષણ પણ ઊઠ્યા કરનારી, ને ચિત્તે ચિત્તે પાછી તે જુદી જુદી હોય, — આવી વૃત્તિની સંખ્યાનો તો પાર ન હોઈ શકે. આકાશના તારાગણ કરતાંય તે કંઈ ગણી છે. તે બધીને સંયમમાં લાવીને નિરોધવાનું બીડું જો યોગ ઝડપે, તો તેણે વૃત્તિના વિજ્ઞાનમાં જવું જ જોઈએ. તે કેટલી છે, કેવી છે, શાથી ઊઠે છે, શું કામ ઊઠે છે, શેની તેના ઉપર અસર છે, તેનાં પરિણામ શાં છે, — આવા આવા અનેક પ્રશ્નો વિચારવા ઘટે. તેને માટે યોગશાસ્ત્રે શરીર-મનનો આહારવિહાર તથા તેમને અંગેનાં વિજ્ઞાનમાં પડવું જોઈએ. અને આ બધું તેણે પોતાના મૂળ ઉદ્દેશને નજરમાં રાખીને કરવાનું હોય.

તેમાં પહેલું વૃત્તિમાત્રના પ્રકાર કેટલા છે ને તેમનો સ્વભાવ શો છે, તે જોવું જોઈએ. એક પ્રબળ વિજ્ઞાનની અદાથી યોગ કહે છે કે, અસંખ્ય એવી ચિત્તવૃત્તિઓ, આપણા સુખદુઃખની દૃષ્ટિએ જોતાં, બે ભાગમાં વિચારી શકાય — કેટલીક ક્લેશકારી હોય છે: જીવને દુઃખ, શોક, પીડા, ગ્લાનિ આદિ કરનારી નીવડે છે; અને એથી ઊલટી એવી કેટલીક અક્લેશકારી, જે આપણને સુખકર, આનંદદાયી, પ્રિય લાગે છે.

વૃત્તિ-વિચારનો આ એક પ્રકાર બૌદ્ધ યોગ-વિજ્ઞાનમાં પ્રધાનપદે રખાયો છે.* બુદ્ધ ભગવાને પોતાનું દર્શન જ આત્મ-અનાત્મક વિવેકના આદિબ્રાહ્મણ-પાયા ઉપર ન રચતાં, પ્રત્યક્ષવાદી ધોરણ શોધ્યું. આપણને દુઃખ છે; તેનું મૂળ તૃષ્ણા છે; આપણા આખા ક્લેશનું કારણ આ છે. માટે તેના ઉપર જ નજર રાખી આપણો પુરુષાર્થ ઘડવો એ સીધું સમજાય એવું છે ને ફાવે. આ પ્રમાણે વિચારીને વર્તતાં જણાય છે કે, ચિત્તના ધર્મો બે પ્રકારનો છે — કુશળ ને અકુશળ. કુશળ ધર્મોનું સંવર્ધન, પરિપોષણ, અને અનુશીલન; અને તેથી ઊલટું, અકુશળ ધર્મોનું દમન, શમન ને નિવારણ; — આ આપણા યોગનું કામ છે ને તેનું પ્રયોજન છે. ઉઘાડી વાત છે કે, જ્ઞાન અને સમજપૂર્વક થતું વર્તન (એટલે કે, તે રીતે ઊઠતી વૃત્તિઓ) ઓછો જ ક્લેશ કરે છે; જેમાં અવિચાર, મૂઢતા, બેપરવાઈ ઇ૦ અવગુણો હોય છે, તેમાંથી નીપજતું વર્તન (કે વૃત્તિઓ) ક્લેશકારી બને છે.

યોગસૂત્ર તેમને માટે 'ક્લિષ્ટ' અને 'અક્લિષ્ટ' એમ બે શબ્દો વાપરે છે.

આ વૃત્તિપૃથક્કરણ મુખ્યત્વે નીતિધર્મને અનુસાર થયું. યોગસૂત્રકાર તેથી આગળ વધીને માનસ-વિજ્ઞાનને આધારે પણ પૃથક્કરણ કરી બતાવે છે, અને કહે છે, વૃત્તિઓ ક્લિષ્ટ હોય કે અક્લિષ્ટ હોય — તેમના પાંચ પ્રકાર છે. તે પ્રકારો આ:—(૧) પ્રમાણ, (૨) વિપર્યય, (૩) વિકલ્પ, (૪) નિદ્રા, (૫) સ્મૃતિ. ચિત્તમાં સંવેદન શરૂ થાય, ટેની વૃત્તિ ઊઠે, તે અંગે મનમાં તર્કવિતર્ક આદિ પ્રક્રિયા જાગે, તે બધાને અંતે નિર્ણય થાય, એટલે આપણને પૂરું સંપ્રજ્ઞાન થાય. આ રીતે પૂરો પ્રત્યય થતા સુધીમાં વૃત્તિની પેલી (ઉત્થાન-સમાધાન-શમન) ત્રણે પ્રક્રિયા થઈ રહે છે. જો આ પ્રક્રિયા વચ્ચેથી કોઈ કારણે અટકે, તો તે વૃત્તિ પૂરી પાકી નહિ; તેથી આપણને તે અંગે અજ્ઞાનની મૂર્છા જ અનુભવમાં આવવાની; અથવા તો એવું સંપ્રજ્ઞાન થાય કે, અમુક વૃત્તિ પૂરી પાકી નહિ, સંપ્રજ્ઞાન અધૂરું રહ્યું.*

આમ સંપ્રજ્ઞાન થવામાં પાંચ પ્રકાર સંભવી શકે છે — છઠ્ઠો નહિ. તેથી યોગસૂત્રકાર કહે છે કે, વૃત્તિ પંચવિધ છે. અને એ નિરોધની દૃષ્ટિએ વિચાર કરીને કહેવામાં આવે છે. નિરોધમાં સંપ્રજ્ઞાન નથી; તે સિવાયની બાકીની બધી ચિત્તદશાઓમાં જે જે સંપ્રજ્ઞાન માનવચિત્તને થાય છે, તેના કુલ પ્રકાર પાંચ સંભવે છે; અને તેથી વૃત્તિ તેટલા જ પ્રકારની છે, એમ યોગ કહી શકે છે. એ પાંચ પ્રકારનાં નામ ઉપર આપણે જોયાં. તે પાંચ પ્રકારમાં સમગ્ર સંપ્રજ્ઞાન કે વૃત્તિકાર્ય કેવી રીતે આવી જાય છે, તેમનો અર્થ શો, વગેરે બાબત આગળ ઉપર.

૧૦–૭–'૪૫ મગનભાઈ દેસાઈ

## સાભાર સ્વીકાર

નીચેનાં પુસ્તકો સમાલોચના માટે મળ્યાં છે:

**વિશ્વદર્શન:** લે. છોટુભાઈ સુથાર, પ્ર૦ ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ કિં. ૧–૪–૦. **દેવકુસુમ:** લે. પારાશર્ય, પ્ર૦ સરસ્વતી પ્રકાશન મંદિર, ભાવનગર કિં. ૧–૦–૦. **સાર્જન્ટ યોજના:** લે. હરભાઈ ત્રિવેદી પ્ર૦ ઘરશાળા પ્રકાશન મંદિર, ભાવનગર, કિં. ૦–૫–૦. **મશાલી:** પ્ર૦ ઉપર પ્રમાણે કિં. ૦–૯–૦. **રોગ અને વહેમ:** લે. ડૉ. જગન્નાથ વોરા, પ્ર૦ ઉપર પ્રમાણે કિં. ૦–૮–૦. **ઘરની વાતો:** લે. પ્રેમશંકર ભટ્ટ, પ્ર૦ ઉપર પ્રમાણે, કિં. ૦–૬–૦.

* જુઓ અ૦ કોસંબીજીકૃત 'સમાધિમાર્ગ', પ્ર૦ ૧

* આ પોતે પણ એક પૂરું સંપ્રજ્ઞાન તો છે જ, એ વળી જુદી વાત. પણ મૂર્છા પણ હોઈ શકે. આ વાત ચર્ચવાનું આગળ ઉપર રાખી અહીં આટલેથી અટકું છું.

# માસિક વિવેચન

## બીજા અંકનો પડદો ઊપડયો

સીમલામાં વેવેલ પરિષદ બોલાવીને સરકારે, પોતે આદરેલા નાટકનો બીજો અંક શરૂ કર્યો છે. આ નાટકને શું નામ આપવું? 'હિંદ-બ્રિટન-સંબંધ'? 'પાકિસ્તાન'? 'સાપ-છછૂંદર'? 'ક્રૂર મશ્કરી'? 'મૂસાબિલ્લી'? પણ ક્યાં એનાં નામો પાડવાનું ફોગટનું ફોગટ માથે લેવું? 'ફાવે તે કહો'—એ એક અનેકરસ નાટક છે એમાં ફેર નહિ.

ક્રિપ્સ પછી વેવેલ યોજના આવી ને હવે એ જવાનો અંક શરૂ થયો. એટલું ઠીક છે કે, પહેલા અંકનું મૂળકટ ને તોફાન શમ્યું છે ને તેમાંથી મહાસભા કુંદનવત્ શુદ્ધતર બહાર આવી છે. હવે આગળ શું, એ તો ભવિષ્યનો કર્તાહર્તા જાણે. આવી એક મોટી ઘટના બને એ નોંધવા પૂરતું જ આ માસિક તેમાં જઈ શકે.

## મહાદેવ સ્મારક ફાળો અને વિદ્યાર્થીઓ

મહાદેવ દેસાઈ સ્મારક ફાળાના મંત્રી શ્રી. જીવણજી દેસાઈએ વિદ્યાર્થી તથા તેમનાં મંડળોને ઉદ્દેશીને નીચેની વિનંતી બહાર પાડી છે. તેમણે શાળા કૉલેજોના આચાર્યોને પણ આ ઢબે લખીને વિનંતી કરી છે કે, આ ફાળામાં શિક્ષણ–અને–સાહિત્ય જગતે તો ખાસ પોતાનું સ્થાન લેવું જોઈએ. વિદ્યાર્થીઓ ને શિક્ષકો આ બાબત ઘટતો વિચાર કરશે ને તેમને શોભાવે એવો જવાબ આપશે એવી આશા છે. મંત્રીએ કરેલી વિનંતી આ છે:—

"શાળા કૉલેજો હવે બરોબર શરૂ થઈ ગઈ, ને તમે તમારા અભ્યાસને કામે લાગી ગયા હશો અને તમારા પ્રતિનિધિઓ ચૂંટીને તમારાં શાળાના કામ માટેની સમિતિઓ પણ નીમી દીધી હશે. અને બહારનું કામ કરવાને માટે તમારાં જગા જગાનાં વિદ્યાર્થી-મંડળો પણ ચાલુ કરી દીધા હશે એટલે હવે નીચેની વિનંતી તમને કરવી જોઈએ:—

સ્વ૦ મહાદેવભાઈ દેસાઈનું નામ તમે બધા જાણો છો. ખરું પૂછો તો તે શિક્ષણજગતની જ એક વિરલ વ્યક્તિ હતા. વિદ્યાભ્યાસ અને શિક્ષણ એમનાં પ્રિય કામો હતાં તે તેમણે દેશની સેવામાં અર્પ્યાં. આમ તે તમારે માટે તો એક આદર્શ વ્યક્તિ ગણાય. એક ઉત્તમ કોટિના વિદ્યાર્થી હોવા ઉપરાંત, તેમણે પોતાનું જીવન પણ દેશસેવા અને સ્વતંત્રતાને અર્પ્યું હતું.

એવા પુરુષને ઘટે એવું જ સ્મારક પણ ગુજરાતે વિચાર્યું છે, એય તમે જાણતા હશો. એવો ઠરાવ કર્યો છે કે, ઑગસ્ટની ૧૫મી પહેલાં—એટલે કે સદ્ગતની પુણ્યતિથિ ઉપર, ગુજરાતમાંથી ઓછામાં ઓછા ૧૦ લાખ રૂપિયા ઉઘરાવવા અને તેમના સ્મારક તરીકે તેનું ટ્રસ્ટ કરવું. આ ટ્રસ્ટનું કામ ગુજરાતના ભાવી દેશ-સેવકો તૈયાર કરવાનું તથા તેમના સેવાસંઘો સ્થાપવાનું ઠરાવવામાં આવ્યું છે. તેના ટ્રસ્ટીઓ પૂ૦ ગાંધીજી નીમશે.

ખરું જોતાં, આ કામ તમારા સેવા-શિક્ષણને માટે છે. તેમાં તમારો ફાળો તો હોવો જ જોઈએ. અને તે ફાળો વિદ્યાર્થી આપી શકે છે.

તમે નીચેની રીતોએ ફાળો આપો તો તે તમને શોભે ને તમારા શિક્ષણરૂપ પણ તે બની શકે:

૧. જાતે મજૂરી કરીને કમાવું ને તે ફાળામાં આપવું. આવી રીતે અપાતી રકમ ભલે નાની હોય, પણ તેની કિંમત ભારે હોય છે.

૨. શાળા કૉલેજોમાં વિદ્યાર્થીઓ બિસ્સાખર્ચ કરે છે તેમાંથી બચાવે ને બચત આપી શકે.

૩. સિનેમાનાં બિલ પણ વિદ્યાર્થીઓ ઠીક ઠીક કરે છે. તેમાંથી પણ સહેજે તેઓ રૂપિયો બે રૂપિયા બચાવી શકે.

૪. કૉલેજોની ક્લબોમાં એક બે મિજબાનીઓ જતી કરીને ક્લબો તરફથી તે બચત આપી શકાય.

ઉપરાંત મંડળ તરફથી ઉઘરાણું કરવાનો સામાન્ય માર્ગ તો છે જ. દરેક શાળા કૉલેજના વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થીમંડળો મળીને આ બાબત ઠરાવ કરે ને કામ ઉપાડે, તો મહિનાની અંદર સહેજે તેઓ સારી રકમ ભેગી કરી શકશે, એમાં શંકા નથી. રાષ્ટ્રની આઝાદીને માટે મરનારને નામે, રાષ્ટ્રપ્રેમી વિદ્યાર્થી-જગત આટલું તો કરી જ દેશે. રાષ્ટ્રીય વિદ્યાર્થીમંડળો તથા શાળા-કૉલેજોની વિદ્યાર્થી-સમિતિઓને વિનંતી છે કે, તેઓ આ કામ ઉપાડી લેશે. એમ ઉઘરાવેલાં નાણાં તેઓ ફાળાના સ્થાનિક કાર્યકર્તાઓ દ્વારા કે સીધાં અમને મોકલી આપી શકે છે."

## કૉલેજિયનોના ચૂંટણી-જંગ

વિદ્યાર્થીઓનાં મંડળોને કરેલી ઉપરની વિનંતી પરથી એક વિચાર આવ્યો. હાલમાં કૉલેજોમાં વિદ્યાર્થીઓ પોતાનાં મંડળોની જે ચૂંટણી કરે છે, તે એક નિહાળવા ને અભ્યાસ કરવા જેવી બીના લાગે છે. એક વીસી ઉપર ભણેલા કૉલેજિયનોને એ કદાચ નવીન લાગશે, કેમ કે ત્યારે આવી કશી ચૂંટણી-જંગની રસાકસી નહોતી. સાંભળ્યું છે કે, હાલ તો ખરેખર એ એક જંગ જ જામે છે, ને ધારાસભા ઇ૦ની ચૂંટણી જેવો જ તેમાં રંગ લવાય છે. એટલે ક્યારે એમાં એની બદીઓ પણ દાખલ થઈ હશે, એમ ખરું? જાણકારો એ ઉપર પ્રકાશ પાડશે?

આ જંગ અંગે ઉમેદવારો ખર્ચ પણ કરે છે. જેમ કે, મત કૅન્વાસ કરવા માટે જાત જાતનાં કાર્ડો ને ચોપડીઓ છપાવી 'મતદારો'માં વહેંચે છે. તે અંગ્રેજીમાં ન હોય તો એને કૉલેજિયન કોણ કહે? 'વોટ ફોર . . . ની રિક્વેસ્ટ વોટ ફોર . . .' વગેરે વગેરે.

આને અંગે એક 'જાહેરનામું' પણ અચાનક જોવામાં આવ્યું. તે ઉપર નજર નાખવા જેવી છે. અલબત્ત તે અંગ્રેજીમાં જ છે. તેનો આ 'દેશી' ઉતારો છે:

"મિત્રો, અમે ગંભીરતાપૂર્વક સોગન ખાઈને વચન આપીએ છીએ કે, .

૧. અમે લોકશાહી સિદ્ધાંતો પાળીશું.

૨. અમારી બધી પ્રવૃત્તિઓ કોમી કે ટોળકી ભાવથી નહિ, પણ રાષ્ટ્રીય ભાવથી દોરાઈને હશે.

૩. હમેશ અમે વિદ્યાર્થીઓનું ભલું ને સ્વમાન સંભાળીશું.

૪. બહુમતીના નિર્ણય પ્રમાણે અમે વર્તીશું. . . . ."

એટલે ત્યારે આવી બાબતોમાં વિદ્યાર્થીઓને જાગ્રતપણે વચન આપવાં પડે છે! તેને તેઓ બરોબર પાળે ને મતદારો જાગ્રત રહીને પળાવે એ જરૂરનું છે.

આવા ચૂંટણી-કામનું ખર્ચ ક્યાંથી કાઢવામાં આવે છે? તે તે ઉમેદવાર જ ભોગવે એમ હશે, કે પછી તેના પક્ષનાં નાણાં હોય છે? કે પછી ઉમેદવાર જીતે ત્યારે વહીવટમાંથી તે તેં ફાવેલાઓ મેળવી લે છે? આ છેલ્લા પ્રશ્નને માટે ક્ષમા ચાહું છું. પણ તેવું બને નહિ જ, એવો વિશ્વાસ નહિ હોવાથી ને તેવો પ્રશ્ન સંભવિત લાગવાથી, તે કહેવામાં સાચો વિદ્યાર્થી-સેવા રહેલી માનીને લખું છું. એ મારો પ્રશ્ન અસ્થાને છે એમ જાણું તો મને ઘણો આનંદ થાય.

## શિક્ષણની પુનર્ઘટના — એક પ્રશ્ન

આ અંકમાં સારજંટ યોજનાનો પરિચય પૂરો થાય છે. શ્રી. સારજંટ સાહેબના એક પદવીદાન-પ્રવચનના અનુસંધાનમાં તેમની યોજનાને અંગે એક વિચાર અગાઉ એક અંકમાં રજૂ કરેલો. એક બીજા સંબંધમાં 'રાષ્ટ્રના શિક્ષણની પુનર્ઘટના' બાબત લખવાનું થતાં, નીચેનો વિચાર રજૂ કરેલો તે આ યોજનાને અંગે ને તેના પરિચયની લેખમાળાની પૂર્ણાહુતિ તરીકે, આપવા જેવો માનું છું:—

"યુદ્ધ બાદ શિક્ષણનું કામ કેમ આગળ ધપાવવું તે અંગે સરકારે યોજનો ફાહાર પાડી છે. તેમાં, અને સામાન્ય રીતે આવી જાતની બધી વિચારણામાં, એક લક્ષણ એ જોવા મળે છે કે, તેમાં ગુણ કરતાં કદ કે જથ્થો વધારવાનો પ્રયાસ મુખ્ય હોય છે:— આટલી નિશાળો વધારવી જોઈશે, આટલા શિક્ષકો જોઈશે, આટલો તેમનો પગાર-ખર્ચ, આટલું અધ્યાપન મંદિરો વધારવાનું કામ, ઇ૦ ઇ૦. આ બધું બિનજરૂરી છે કે કરવાનું નથી એમ કહેવાનો મુદ્દલ આશય નથી. ચાલુ વિચારણાઓમાં આ એક સૂચક અને વિચારવા જેવી બાબત છે, એટલું જ

"સામેથી જોઈએ તો, આમપ્રજામાં ભણવાને માટે ઉમળકો વધતો નથી. પ્રૌઢ શિક્ષણને માટે પડાપડી નથી થતી. દેશની પ્રજાને મનમાં એમ ઊગી નથી ગયું કે, આ વગર આપણે ને આપણું કામ વણસે છે. ભણવું એ કોઈ રીતે એક આમ-ઝંખના બન્યું નથી.

"આથી કરીને ઉપરનો કદવૃદ્ધિનો વિચાર મૂળ પાયા વગરનો લાગે છે. અને સામી બાજુ, શિક્ષણની ગુણપરીક્ષા અને ગુણવૃદ્ધિ માટેની તાલાવેલી ખાસ દેખાતી નથી. પુનર્ઘટનાની વિચારણામાં આ મુખ્ય જરૂરના વિચારને ભાગ્યે જ ઘટતું સ્થાન મળે છે.

"પરિણામે, બને છે એમ કે, ચાલુ દોષિત પ્રથાનું જ મોટું તોસ્તાન આગળને આગળ ચાલતું જાય છે, અને તેને રાષ્ટ્રના શિક્ષણનો વિકાસ માની બેસવાની ભૂલ કે ભ્રમણા ચાલે છે. સારું છે કે, એ રીતે કામ કરતાં જડ ખર્ચની રાખન એક વાગે છે.

"એટલે પુનર્ઘટનાનો સાચો વિચાર, શિક્ષણે રાષ્ટ્રના કામમાં શી રીતે પોતાની ફરજ અદા કરવાની છે, એ દૃષ્ટિને સામે રાખીને કરાવો જોઈએ. ખરી પુનર્ઘટના આ નથી? કેમ કે, જો સાચે સ્વરૂપે શિક્ષણપ્રથાનો વિચાર કરાય ને કામ ચાલે, તો ને તેના બીજને જ જોરે તેનું કદ આપોઆપ વધશે. પ્રજામાં એક વાર શિક્ષણ વિષેની પેલી ગ્લાનિ ને બેપરવાઈ કે ગેરસમજની ટાઢક ગઈ, એટલે આખી પ્રજા ભણવાને માટે પડાપડી કરશે. શિક્ષણમાં આગળ વધવાને માટે, રાષ્ટ્રના માનસમાં આવી કાંઈક ક્રાંતિ પહેલી થવી જોઈએ. તે નહિ થાય તો આજે જે વર્ગો (નોકરી કરી ખાનાર મધ્યમવર્ગ-મુખ્યત્વે) ભણે છે, તેઓ જ તે ભણી ખાવાના ધંધામાં રહેશે. આખા રાષ્ટ્રના માણસો ઘડનાર એક જીવંત ઉદ્યોગ શિક્ષણ નહિ બની શકે. આજે જે વિચારણાઓ ચાલે છે તે બધીમાં આ એક મૂળગત ઊણપ લાગે છે. ને તેથી તે બધી કેમ કરીને રાષ્ટ્રનું શિક્ષણકામ સફળ કરી બતાવશે તે વિષે પ્રશ્ન રહે છે. ખર્ચની અમુક રકમ આપો, પૂરતા પગાર આપવાનું નક્કી કરો, મકાનો ઇ૦ સરંજામ આપો, તે બધાનું બજેટ કરો,—આ હવે ખૂબ વિચાર થાય છે. પણ રાષ્ટ્રમાં શિક્ષણ માટે જે જાતનાં ભાવ કે સમજ યા તેનો અભાવ છે, તે જોતાં, આ બધું વર વિનાની જાન જેવું નથી લાગતું?

"આ ઉપરથી રખે કોઈ માની લે કે, ચાલુ વિચારણાઓમાં ગુણ-વિચારનો સદંતર અભાવ છે, એમ હું કહું છું. તે પ્રત્યે મુખ્ય નજર નથી; જેની પહેલી જરૂર છે તે બાબતમાં આગ્રહ અને વિચાર નથી;—એ રજૂ કરવાનો અહીં આશય છે. અને એ બાબતમાં રાષ્ટ્રના શુભચિંતકોએ પહેલું ન પડવું જોઈએ? સમગ્ર પ્રજાનું ઘડતર એક જ રીતે થઈ શકે છે; ને તે, તેના આત્માને જાગ્રત કરીને. હિંદને જો દુનિયાના સ્વતંત્ર દેશ તરીકે હવે મંડાણ કરવું હોય, તો તેની પ્રજાએ આવી જાગૃતિ ને નવજોશ બતાવવાં પડશે. કોઈ પણ યોજના તેના જ આધાર પર ચાલી શકે. નહિ તો જીવ વગરના દેહ જેવું થવા સંભવ છે." મ૦

## વિદ્યાર્થી અને અસ્પૃશ્યતાનિવારણ

રાષ્ટ્રીય આંદોલનના પવિત્ર પ્રયત્નોમાં વિદ્યાર્થી આલમ શો ભાગ ભજવી શકે, એ જાણવાનો અને તે મુજબ વર્તવાનો પ્રયત્ન કરવાનો વિદ્યાર્થી આલમ માટે એક મહત્ત્વનો પ્રશ્ન છે. સંતોષની વાત છે કે વિદ્યાર્થી આ દિશામાં જાગ્રત થતો જાય છે. રાષ્ટ્ર-ઉપયોગી જુદી જુદી પ્રવૃત્તિઓમાં હરિજનસેવા એક મહત્ત્વનો ભાગ ભજવે છે. અને વિદ્યાર્થી આલમનું તે તરફ ધ્યાન દોરાયું છે. માત્ર હરિજનસેવા નહિ પણ અસ્પૃશ્યતાનિવારણમાં યુવાન વિદ્યાર્થીઓ મહત્ત્વનો ભાગ ભજવી શકે એ નિઃશંક છે.

જુદાં જુદાં સ્થળોએથી આવા દાખલાઓ મળે છે તે જાણીને આનંદ પણ થાય છે. તાજેતરમાં સુરત જિલ્લાના એક ગામડામાંથી મૅટ્રિકની પરીક્ષામાં પાસ થનાર વિદ્યાર્થીના વાલીએ ગામમાં ચાપાણીનો મેળાવડો

સ્યો ! ડીલ આખું જાણે કે રૂના પોલથી જ ભર્યું છે ને હાડકું તો ક્યાંય વાપર્યું જ નથી એવી પોચી પોચી ગાભા જેવી.'' અને પેલો રાણો પાડો પણ જુઓ : "એક દિવસ સૂંડલોએક કોરમું ભરડી ગયો; અને રાત પડી ન પડી ત્યાં તો ઘેરા ઘૂંટેલા ,અવાજે રણકવા માંડ્યો. લખૂડાએ એની આવડી આવરદામાં ભલભલા પાડાઓને હથેળીમાં રમાડી નાખ્યા હતા. પણ તેય આ અવાજ સાંભળી સફાળો ઊઠ્યો :— ' કાળ ચોઘડીએ કોઈ માણસને શીંગડું ભરાવીને ભોં-ભેગો કરી દે, તો જતે જનમારે કાળી ટીલી ચોંટે.''' તે જ પાડાનું આગળનું વર્ણન જુઓ : '' હવે તો રાણો ફાટીને ધુમાડે ગયો હતો. વાડામાંથી બહાર તો કાઢ્યો નહોતો થાતો. પણ આમ દિવસ આખો હાથીની જેમ બાંધી રાખવાનું અને સાંજ પડ્યે અધમણ કડબનો ખુકરડો ભોલાવી દેવાનું કેટલા દિવસ પોષાય ?''

કદાચ એ વધારેપડતી રવાનુકારી કાઠિયાવાડી ભાષાની જ ખાસ શક્તિ હશે. અથવા ભાટચારણોએ સૈકાંઓથી કરેલા ખેડાણનું એ પરિણામ હશે. શ્રી. મડિયાની એ બધા વ્યાપક પ્રયોગોમાંથી પ્રમાણસર પસંદગી કરવાની ઢબ સુંદર છે. અને જુદાં જુદાં અનેક ક્ષેત્રોને વ્યાપી રહેલા તે પ્રયોગોનો ઉપયોગ તે એવી છટાથી કરે છે કે, તેમનું આખું લખાણ રસાળું થઈ જાય છે. શ્રી. મડિયાની રજમાંથી કુલ આઠ વાતોમાં ઓછેવત્તે અંશે આ રીતની કાઠિયાવાડી ઝમક સોળે કળાએ ઊતરી છે; અને એ વાર્તાઓ તમે વાંચો એટલે અચૂક રાજી થાઓ જ. પરંતુ જ્યાં શ્રી. મડિયાની વાર્તાઓનું વસ્તુ આધુનિક જમાનાના ભાવો, પદાર્થો અને પ્રસંગોને સ્પર્શવા જાય છે, અને તેથી તેમની ભાષા માત્ર ગુજરાતી થઈ જાય છે, ત્યાં — જો તે વાર્તાઓનું વસ્તુ કંઈક વધુ આકર્ષણ પૂરું નથી પાડી શકતું, તો — એ વાર્તાઓ ઘણે ભાગે નિષ્ફળ નીવડે છે.

કાઠિયાવાડી ભાષાના પ્રયોગો ગ્રામજીવન પરત્વે વધુ પ્રમાણમાં રૂઢ થયેલા હોય છે. શ્રી. મડિયાના વાર્તાસંગ્રહમાં ૧૬ વાર્તાઓ ગામડાનું વસ્તુ લઈને લખેલી છે. પરંતુ ઉપર જણાવ્યું તેમ, તે બધી વાર્તાઓમાં તે કાઠિયાવાડી પ્રયોગો ઉતારી નથી શક્યા. નર્યા શહેરી જીવનની કુલ છ વાર્તાઓ છે; અને તે છયે આજના યુવાન બોહેમિયનની યુવતી પાછળની દોડને એક યા બીજે રૂપે વર્ણવે છે. બાકીની પાંચ વાર્તાઓનું વસ્તુ ગામડાને તથા શહેરને એકીસાથે મિશ્ર રૂપે સ્પર્શે છે.

ચોપડીના રૅપર ઉપર લેખકના આપેલા ફોટા ઉપરથી તથા ટૂંક. જીવન-વિગતો ઉપરથી જણાય છે કે, તે બાવીસેક વરસના છે, તથા ભણે છે. પત્રકારિત્વ એ તેમનો પસંદગીનો ધંધો છે. એટલે તે એક પત્રકાર-રિપોર્ટરની અદાથી પોતાની આજુબાજુની દુનિયામાં વિહરે છે; તથા જગતના આંતરિક સુખદુઃખ સાથે વિશેષ નિસબત રાખ્યા વિના કે ઊંડાણ જાળવ્યા વિના તેમાંથી નર્યો અહેવાલ કે મશ્કરી વીણી લે છે. મશ્કરીનો તેમને ખાસ શોખ હોય તેમ લાગે છે. તેમની ૨૭ વાર્તાઓમાંથી કુલ ૧૧ વાતો એવા મશ્કરીના પ્રસંગો ઉપર રચાયેલી છે. 'પોટકું' જેવી વાતમાં તો જોકે ગ્રામોફોન રેકર્ડનાં માસ્ટર મૂળિયાની ઢબની જ મશ્કરી નીપજી શકી છે. ગામડાંના વહેમ-વસ્તુ ઉપર પણ તેમણે નવ વાતો લખી છે, અને તેમાંનો મોટો ભાગ મશ્કરીમૂલક છે. પરંતુ ૨૭ વાર્તાઓની એક જ ચોપડીમાં માત્ર મશ્કરીના જ વસ્તુની અગિયાર વાતો, કે ગામડાંના વહેમ-વસ્તુ ઉપર જ નવ વાતો — એ સરવાળે વાંચનારમાં ધરવટ અને અભાવો ઊભાં કરી દે છે, અને લેખકનું વસ્તુ-દારિદ્રય સૂચવે છે. અને એ બધી વાતોમાં કાઠિયાવાડી ભાષાના તળપદા પ્રયોગોની રમઝટ પણ પહોંચી ન શકતાં, કેટલીક વાતો તો પ્રથમ પડેલી સારી છાપને ભૂંસવાનું જ કામ કરે છે. ઘણે ઠેકાણે મશ્કરી બેસાડવા જતાં અસંભવિતતાનું ખુલ્લું દેખાઈ આવતું તત્ત્વ પણ છેવટે કેટલોક રસ બગાડી મૂકે છે.

ચોપડીમાં સાત વાતોમાં ગરીબ-તવંગર, સત્તાવાન -દલિત વગેરે વચ્ચેનો વ્યવહાર વાર્તાનું વસ્તુ બને છે. તે પાછળ લેખકનું કશું 'ઇઝમ' રહેલું કહી શકાતું નથી. શ્રી. મડિયા હજુ જુવાન છે, એટલે દુનિયા તેમને માટે હજુ હરિયાળી છે. કામિની અને કાંચન બંને બાબતોમાં તેમની આશાકૂંપળો હજુ ખીલતી-ફૂટતી છે. એટલું વળી વાચક તરીકે આપણું સદ્ભાગ્ય છે. નહીં તો, કામિની અને કાંચન સિવાય જેમને દુનિયામાં બીજું શ્રેય દેખાતું નથી, અને છતાં તે બાબતમાં જેમને બધી રીતનો છૂટો હાથ મળે તેમ લાગતું નથી, એવા લેખકોએ ટૂંકી વાર્તાને બહાને પોતાની દબાઈ-ગૂંગળાઈ રહેતી કામનાઓ અને ઈર્ષ્યાઓને છૂટીદોર મૂકવા કરેલી કલ્પનાઓના કિસ્સાઓ અને કીનાઓના — ગેરકાયદે અને હીન સંભોગ તથા લૂંટની કલ્પનાઓના — વરસવા માંડેલા વરસાદમાં શ્રી. મડિયાનું પૂધવતું પૂર ઉમેરાયું હોત, તો આપણા કોઈની ખેર નહોતી. આજે વસ્તુસ્થિતિ એવી બની છે કે, મારો યુવાન પુત્ર કે યુવાન પુત્રી સાંજ પડ્યે બહારથી બગલમાં વાર્તાની ચોપડી ખોસીને ઘરમાં પેસે છે, અને પથારીમાં કે આરામખુરશીમાં આળોટતાં ,આળોટતાં, બાકી બધાનું ભાન ભૂલી તેને વાંચવા માંડે છે, ત્યારે વાર્તાકારના ઓઠા હેઠળ કયો અજાણ્યો પુરુષ મારા ઘરમાં દાખલ થઈ, સ્ત્રી અને ધનને લગતી તેની હીન, પામર કલ્પનાઓ એકાંતમાં મારાં પુત્ર-પુત્રીનાં કાનમાં દિવસનો મોટો ભાગ કે મોડી રાત સુધી રેડ્યાં કરે છે, તેની આશંકાથી મારા ટાલકા. માથાના રહ્યાસહ્યા વાળ પણ ઊભા થઈ જાય છે.

અર્થાત્ શ્રી. મડિયા હજુ કામિની-કાંચનની બાબતમાં 'ગેરવલ્લે' નથી પડ્યા. હજુ તો જૂની લોકકથાની

જેમ તેમની રાજ બંગડી જમાદારના હવસને તાબે થવા કરતાં કૂવો-હવાડો વહાલો કરે છે; અને યૌવનને હિલોરે હીંચતી સાંની પણ સંધ્યાના એકાંત માદક વાતાવરણમાં ગળિયારાને શરીર સોંપી દીધા બાદ, બીજી જ ક્ષણે દાદાનું અફીણ ઘોળી-પીને સાસરિયા તરફ વિદાય થવાને બદલે આથમણી દિશાએ સ્મશાનમાં વિદાય થાય છે. જોકે, 'ફાટ ફાટ થતા યૌવનની ચાડી ખાતાં કમખાનાં આભલાં' શ્રી. મડિયાની આંખને વટાવી જઈ શકતાં નથી, તેમ જ લાવણ્ય-સરોવરને કાંઠે કાંઠે 'કોઈએ પાણી પીવું નહીં' એવા હુકમની બજાવણી કરતા ઊભેલા હથિયારધારી ચોકીદારો સામે તેમને ખાસ ચીડ છે; તેમ છતાં મોટર-બસમાં એકવાર નજરે પડી ગયેલી યુવતી ઉપર પોતાની મેળે મનમાં ને મનમાં પ્રેમના ડુંગર ખડકયા પછી, એક વખત સિનેમાગૃહમાં તે પ્રેયસી દ્વારા મળેલા સીધા ખડખડતા — પાણીચા — કે ચિનાઈ સીંગના ખાલી ભૂંગળાના જવાબમાં, તેમની વાર્તાનો પ્રેમી, આજુબાજુની બધી ચિનાઈ સીંગની ખાલી ભૂંગળીઓ ક્રોધમાં વીણીને ઘેર લાવવા જેટલું જ 'ઉગ્ર' પગલું હજુ વિચારે છે. બીજો એક પ્રેમી કોઈ શેઠના બંગલાના ગેરેજ ઉપરની ઓરડીમાં ભાડે રહેતી વખતે સામેની બારીમાંથી દેખાતા નંબલી ઓઢણા અને લાલ પોલકાના 'અણમોટયા' સૌંદર્યનું પાન કર્યા પછી, પોતાને તે બાળાના સાન્નિધ્યમાંથી હાંકી કાઢવામાં આવે છે, ત્યારે પણ લાવણ્ય-સરોવરના હથિયારબંધ ચોકીદારો ઉપર ક્યાનત વરસાવવાને બદલે, કે કરુણ રુદનો અને કકળતા શાપોથી આકાશ ભરી કાઢવાને બદલે, પોતાના પ્રેમની એ અણમોલી ક્ષણને જ પોતાનું જીવનભાથું બનાવી ચાલતો થવામાં સંતોષ માને છે.

કહેવાની જરૂર નથી કે, આવી બધી વાર્તાઓની ભાષા છેક ગુજરાતી છે. કદાચ કાઠિયાવાડી ભાષામાં પરસ્ત્રી અને પરધન પ્રત્યે હીન-પામર લોલુપતા અને તેની મનમાની તૃપ્તિની કલ્પનાઓનાં ગટરીલાં ચિત્રો નહીં ચીતરી શકાતાં હોય; કેમ કે કાઠિયાવાડી ભાષા તો વીરો અને સતીઓના પૂજક ભાટ-ચારણોએ ખેડેલી ભાષા છે; દિલની દિલેરી, વફાદારી, પરાક્રમ, વગેરેનાં ચિત્રોમાં જ તેનો ઝગમગાટ તમે કામે લઈ શકો.

જોકે, ધીમે ધીમે જેમ માણસના સ્વભાવો પણ બદલાય છે કે બદલી શકાય છે, તેમ ભાષા અથવા બોલીની વિશિષ્ટતા કે સ્વભાવ પણ ન જ બદલી શકાય, એવું કાંઈ નથી. કુશળ તથા ચાલાક લેખક એમ ને એમ પણ ભાષાને તેની સ્વાભાવિક લઢણથી બહાર પોતાને કામે ખેંચી જઈ શકે. શ્રી. મડિયામાં એ જાતની શક્તિનાં બીજ છે. તેથી તે કૉલેજમાં નોટિસબોર્ડ ઉપરનું લખાણ વાંચવા પડાપડી કરી ભેગી થયેલી કૉલેજ-કન્યાઓના ટોળાને 'ગુલાબ-મોગરાની નાકાબંધી' કહીને વર્ણવી શકે છે; તથા તેમની પાછળ પગને અંગૂઠે ઊંચા રહી નોટિસબોર્ડમાં ડોકાવતા મિત્રને 'કેમ અહીં વેણીઓ જ સૂંઘ્યા કરવી છે. કે શું' એમ કહીને ટોકી શકે છે. તે જ પ્રમાણે સાંજને વખતે ચોપાટી ઉપર ખેંચાઈ આવેલાં મુંબઈવાસીઓને તે 'સૂંપડે સોવાઈ સોવાઈને આગળ કિનારે આવેલા દાણા'ની ઉપમા આપી શકે છે; જાનૈયાઓની તરસને તે 'ગટ મારવું પડે તેવી તરસ' કહી શકે છે; તથા ભૂખ્યા જાનૈયાઓને જમવાની હજુ 'ભવ એકની વાર' હતી એમ કહે છે. અલબત્ત એ બધા દાખલાઓમાં 'કાઠિયાવાડી' એવું ખાસ કશું નથી; પરંતુ ભાષાની એ રસાળતા તથા ચટક કાઠિયાવાડી જ છે.

શ્રી. મડિયાની ઘણી વાતોમાં એ જાતના રસાળ વર્ણનના ટુકડા પોતે જ એક પ્રકારનો સ્વતંત્ર આનંદ આપે છે. આખી વાતમાં સરવાળે કશો જ પ્લૉટ ન હોય, કે કશું જ પ્રયોજન સધાતું ન હોય, તોપણ એ જાતની ઝમકદાર ભાષાના વર્ણનમાત્રના રસથી જ વાચક આગળ ને આગળ તરબોળ થતો ખેંચાયા કરે છે. અને છેવટે ક્યાંય ન પહોંચતો હોવા છતાં, તેનો જીવ ખાસ કચવાતો નથી.

પરંતુ કદાચ એ વસ્તુને નવી વાર્તાઓનું એક ભયસ્થાન ગણવી જોઈએ. માત્ર છૂટા વર્ણનનો જ રસ, બાકી સરવાળે કશી વાત જ નીપજે નહીં — એ જાતનું વાર્તા-લેખન શાથી ઊભું થાય છે? ઘણા દાખલાઓમાં તો જીવનમાં બીજી કશી વાત જ જડતી ન હોવાથી તેમ બને છે, એમ ચોખ્ખું દેખાઈ આવે છે. પ્રયોજનહીન દેખાતા સમગ્ર જીવનમાં કંઈક પ્રયોજનવાન દેખાતી છૂટીછવાઈ ક્ષણો, ઝટ ઊડી જતી લાગણીઓ અને રડ્યા-ખડ્યા અસંબદ્ધ પ્રસંગો, એ જ તેમનું વસ્તુધન હોય છે. અલબત્ત, તેના ટુચકા કે ટુચકા-ચિત્રો સરસ બની શકે; પરંતુ તેના ઉપર વર્ણનભાર ભરી-ભરીને, કે નકામી ટીપી-ટીપીને તેની ટૂંકી વાર્તા બનાવી દેવી, એ તો એક પ્રકારની વ્યર્થતા જ દેખાય છે. આખી વાર્તા પૂરી થઈ રહે, અને છેવટે માથું ખંજવાળતા જાતને પૂછવું પડે કે, 'માળું આમાં શાનું શું થયું?' — એ જાતના ધસડબોરાને વાર્તા ન કહી શકાય. ભલે પછી તેમાં અમુક વિગતો પૂરતો ઝગમગાટ ભારોભાર ભર્યો હોવાને કારણે એકદમ માણસને કંટાળો ન આવે. પરંતુ આજકાલ ખંડિત, વ્યર્થ જીવનોના જમાનામાં, વાર્તાઓ પણ ખંડિત, પ્રયોજન વિનાની અને વસ્તુ વિનાની મળવાની છે? ભાષાની ભભક કે ઝમક શું વસ્તુશૂન્યતા ઢાંકવા માટે જ કામમાં લેવાવાની છે?

— અભ્યાસી

**ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ**, ઇસ્લામ યુગ, ખંડ ૧, લેખક: રત્નમણિરાવ ભીમરાવ જોટે, પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ પૃ. ૨૯૬, રૂ. ૪—૦—૦

અમદાવાદ અને ખંભાત વિષે અભ્યાસપૂર્ણ સ્વતંત્ર ગ્રંથો રચનાર શ્રી [illegible]

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૪–અંક ૮] અમદાવાદ [ઑગસ્ટ, ૧૯૪૫

## કન્યા અથવા કુમાર આશ્રમ

જ્યાં જ્યાં ગ્રામસેવકો અથવા ખાદીસેવકો અને સેવિકાઓ ગામડાંમાં વસ્યાં હોય, અને કેળવણીમાં રસ ધરાવનારાં હોય, ત્યાં ત્યાં તેમણે પોતાનાં અન્ય કામો સાથે નીચેની પ્રવૃત્તિઓ ચલાવવા પ્રયત્ન કરવો જોઈએ એવી મારી સૂચના છે:–

(૧) કન્યા આશ્રમ

(૨) કુમાર આશ્રમ

(૩) બાલવાડી

પોતાની અનુકૂળતા જોઈને અને પોતાની વૃત્તિને અનુસરીને ત્રણમાંથી એક, બે કે ત્રણે પ્રવૃત્તિઓ ચલાવી શકાય.

જ્યાં બહેનો સેવિકાઓ તરીકે ગ્રામસેવા કરતી હોય, અથવા સેવકોની ધર્મપત્નીઓને સેવા કરવા ઉત્સાહ હોય, ત્યાં કન્યાઆશ્રમો અવશ્ય કાઢવાં.

કન્યા આશ્રમો અથવા કુમાર આશ્રમો ચાલતાં હોય ત્યાં સાથે સાથે બાલવાડી કાઢવાથી બન્ને કામોને પરસ્પર પોષણ મળશે.

આવાં આશ્રમો ચલાવનાર-સેવકોને ખાસ ભલામણ છે કે, પોતાનાં આશ્રમો તથા બાલવાડીઓમાં ખાસ પ્રયત્ન કરીને ગામની પછાત, દલિત કોમોનાં બાળકોને દાખલ કરવાં.

બાલવાડીની રૂપરેખા હું ગયા અંકમાં આપી ગયો છું. આજે કન્યા આશ્રમો તથા કુમાર આશ્રમની આછી રૂપરેખા દોરીશ:–

૧. આ આશ્રમોમાં સામાન્ય રીતે ૭ થી ૧૨ વર્ષનાં કન્યાઓ અથવા કુમારોને દાખલ કરવાં.

૨. તેઓ ગામની નિશાળોમાં જતાં બાળક બાળાઓ હોય, તેમ જ નિશાળે ન જઈ શકનાર પણ ગોવાળિયાનું વગેરે કામ કરનારા પણ હોય.

૩. તેઓ સામાન્ય રીતે નીચે પ્રમાણેનો સમય આશ્રમમાં રહી સેવકના સહવાસનો લાભ મેળવે :–

સાંજે ૭-૩૦ વાગ્યાના અરસામાં વાળુ કરીને આશ્રમમાં આવે. રાત્રે આશ્રમમાં જ સૂએ. સવારે ૮–૦ અગર ૯–૦ વાગ્યે ઘેર પાછાં જાય. દિવસનો વખત તેઓ પોતાના ઉદ્યોગમાં અથવા નિશાળમાં ગાળે.

૪. આ આશ્રમોને નીચે પ્રમાણે કલાકો કામ માટે મળી શકશે:–

૨ ક. સાંજે ૭–૩૦ થી ૯–૩૦
(૯–૩૦ થી ૬-૦ નિદ્રા)
૩ ક. સવારે ૬–૦ થી ૯–૦

——

૫ કલાક

સંજોગો પ્રમાણે પાંચને બદલે ચાર કે ત્રણ કલાકથી પણ સંતોષ માનવો.

દેખીતી રીતે આ આશ્રમો નિયમિત પૂરા સમયની અને પૂરા અભ્યાસક્રમની વર્ધાયોજના શાળાઓ નહિ હોય પરંતુ જે બાળકો વર્ધા યોજનાની શાળાના લાભથી વંચિત રહી જાય છે, તેમને ઘરના અને નિશાળના જીવનમાં રહી જતી ઊણપો ભરાય તેવા સંસ્કારો અને તેવું શિક્ષણ આ આશ્રમોમાં મળશે. બાળકો માટે જે કાંઈ કાર્યક્રમ રાખવામાં આવશે, તે 'નઈ તાલીમ'ના સિદ્ધાન્તો ઉપર જ રચવામાં આવશે.

૬. આશ્રમોની પ્રવૃત્તિઓ નીચે સૂચવી છે, તેવા પ્રકારની રાખવી :–

(૧) સાંજે તેમ જ સવારે પ્રાર્થના. (૨) આશ્રમની સફાઈ અને બીજાં આવશ્યક કામકાજ. (૩) ગામના રસ્તા, ઘર, પશુશાળાઓ, કૂવા, વગેરે જાહેર સફાઈનાં કામો. (૪) નાહવું, ધોવું, વાળ ઓળવા. (૫) વણવું, પીંજવું, કાંતવું. (૬) આશ્રમની શાકભાજી અને ફૂલની વાડીમાં કામ કરવું, તથા મોસમમાં ખેતીનાં કામો કરવા જવું. (૭) નાસ્તો. (૮) સંગીત, તંબૂરો, વાંસળી, તબલાં, ચિત્રકળા વગેરે. (૯) રમતગમત, કવાયત, કસરત. (૧૦) વાતચીત, ચર્ચા, પ્રવચન, વાર્તાકથન અને વાચન મારફત ઉપરની સર્વ પ્રવૃત્તિઓ વિષે તેમ જ ગ્રામજીવન, દેશજીવન, ધર્મભાવના વગેરેનું સામાન્ય જ્ઞાન આપવું.

(૧૧) સુભાષિતો, ગીતો, ભજનો, કાવ્યો, મુખપાઠ કરવાં. (૧૨) આશ્રમમાં ચાલતાં ખાદીકામ જેવાં કામોમાં મદદ કરવી.(૧૩) જોખવું, માપવું, ગણવું વ. મારફત ગણિત શીખવું. (૧૪) બાલવાડી ચાલતી હોય તો, તેનાં બાળકોની સેવા કરવી. (૧૫) ઉત્સવો અને પ્રવાસો.

દેખીતી રીતે આ બધી પ્રવૃત્તિઓ એક જ દિવસના કાર્યક્રમમાં સમાવી ન શકાય. પ્રસંગ અને ઋતુઓ પ્રમાણે જુદી જુદી પ્રવૃત્તિઓ લેતાં રહેવું.

પ્રવૃત્તિઓની યાદી જોતાં જ સમજાઈ જશે કે, અંક ૧ થી ૧૦ સુધીની પ્રવૃત્તિઓ રોજ કરવા જેવી છે, તથા બીજી પ્રસંગ જોઈને કરવા જેવી છે.

૭. આશ્રમોનું સમયપત્રક સામાન્ય રીતે આવું રહેશે:

| | | |
|---|---|---|
| સાંજે | ૭-૩૦ થી ૮—૦ | રમત ગમત |
| | ૮—૦ થી ૮-૩૦ | પ્રાર્થના, પ્રવચન વ. |
| | ૮-૩૦ થી ૯-૩૦ | કાંતણ, સંગીત, સંભાષણ વ. સાથે. |
| | ૯-૩૦ થી ૬—૦ | નિદ્રા |
| સવારે | ૬—૦ થી ૬-૩૦ | દાતણ, શૌચ |
| | ૬-૩૦ થી ૭—૦ | પ્રાર્થના, સંગીત |
| | ૭—૦ થી ૭-૧૫ | વ્યાયામ |
| | ૭-૧૫ થી ૭-૪૫ | આશ્રમ સફાઈ, વાડી વ. |
| | ૭-૪૫ થી ૮-૧૫ | નાહવું ધોવું |
| | ૮-૧૫ થી ૯—૦ | કાંતણ વ૦ |

૮. સફાઈને અંગે આવાં આશ્રમોમાં નીચે પ્રમાણેનાં સાધનો ઊભાં કરવાનો ખાસ પ્રયત્ન કરવો જરૂરી છે:

(૧) નાહવા ધોવા માટે પૂરતા પ્રમાણમાં પથરાઓ તથા પાણી વહી જવા માટે સારી નીકો.

(૨) લઘુશંકા તથા દીર્ઘશંકા માટે પાયખાનાંઓ—ડોલોવાળાં કે ખાડાવાળાં.

આ સાધનોના અભાવે જ્યાં ત્યાં પેશાબ માટે બેસવું પડે અને આસપાસની જગ્યાઓ શૌચ કરીને બગાડી મૂકવામાં આવે એ સ્થિતિ સહન ન જ કરવી. છેવટે કોદાળી કે પાવડાનો ઉપયોગ તો કરવો જ.

૯. નાસ્તા અંગે — બાળકોના ઘરના ખોરાકમાં મોટે ભાગે દૂધ, છાશ, શાક, ફળ અને કાચી પાલાભાજી અને કચુંબરની ઊણપ હોય છે, તે આશ્રમોના નાસ્તામાં પૂરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

આશ્રમની વાડીમાં આ દૃષ્ટિએ ઉપયોગી વનસ્પતિ ઉગાડવી.

૧૦. કાંતણ ઉદ્યોગ અંગે સૂચના: બાળકોનાં પોતાનાં કપડાં તેમના પોતાના કાંતેલા સૂતરમાંથી થઈ રહે એ નજરમાં રાખીને આ ઉદ્યોગ ચલાવવો. તે માટે દરેક બાળકે વર્ષમાં ૨૫ વાર ખાદી માટે પૂરતું થાય તેટલું, એટલે કે ૧૦૦ આંટી સૂતર કાંતવું જરૂરી છે.

૧૧. ખેતીવાડી અંગે સૂચના: બાળકોનાં ઘરોમાં મોટે ભાગે ખેતીવાડીનો ઉદ્યોગ ચાલે છે. આશ્રમમાં આવવાથી તે બેઠાડુ સ્વભાવનો થઈ જાય, અને ખેતીનાં કઠણ કામોનો કંટાળો કરવા લાગે, એ પરિણામ ન જ આવવા દેવું જોઈએ. તેથી વખતોવખત આશ્રમોએ રોપણી, લણણી, ઘાસ-કાપણી, કપાસ-વીણણી, વગેરે ખેતીનાં મોટાં કામોમાં ભળવાના કાર્યક્રમો યોજવા જોઈએ.

૧૨. આવાં આશ્રમોના સંચાલનમાં યાદ રાખવા જેવી એક અત્યંત મહત્ત્વની ચેતવણી આપી મૂકું:

બાળકોને આશ્રમી સંસ્કારો આપવાના અતિ ઉત્સાહમાં સેવકોએ તેમને પોતાના ઘરજીવનથી છેક વિખૂટા પાડી નાખવા ન જોઈએ. તેઓ મોડા મોડા ઘેર જાય અને લૂસ લૂસ ખાઈને પાછા આશ્રમમાં તરત દોડી આવે, એ સ્થિતિ જોઈને રાજી ન થવું. છોકરાઓએ તેમ જ છોકરીઓએ પૂરતો વખત ઘરમાં રહેવું જોઈએ, માબાપ અને ભાઈભાંડુ સાથે કામકાજમાં ભળવું જોઈએ. તેથી આ યોજનામાં સમયપત્રક આપવામાં આવ્યું છે તે કરતાં વધારે વખત લેવાનો લોભ ન જ રાખવો.

જુગતરામ દવે

# હાથરૂમાલ

સંસ્કૃતમાં નોકરને કિંકર કહે છે. કારણ કે, સાચા નોકરમાં કામ કરવાની તત્પરતા હોય છે તેથી તે વારંવાર શેઠને પૂછે છે, 'अधुना किं करोमि?'—હવે હું શું કરું?

કિંકરને પગાર આપવો પડે છે. સૂવાને માટે આઠ કલાકની રજા આપવી પડે છે. અવારનવાર તેને કંટાળો આવે છે, એટલે કે તેનું કોઈ સગુંવહાલું મરી જાય છે, ત્યારે તેને ઘેર જવાની રજા આપવી પડે છે. આમ, કિંકર એ કંઈ પૂરેપૂરો 'કિંકર' હોતો નથી.

મને લાગે છે કે, સાચો કિંકર તો આપણો હાથરૂમાલ છે. વેચાતો લીધો હોય ત્યારથી ખોવાઈ જાય ત્યાં સુધી —મારા હાથરૂમાલ કદી ફાટી જતા નથી. કારણ ફાટી જાય તે પહેલાં તેને ખોઈ નાખવાની કળા મને સિદ્ધ થઈ છે.—હાથરૂમાલ સતત કામ કરવાને માટે સજ્જ હોય છે. હાથરૂમાલનો મુખ્ય ઉદ્દેશ મોઢું લૂછવાનો હોય છે. હું જ્યારે પહેલવહેલો હાથરૂમાલ વાપરવા લાગ્યો, ત્યારે મારી એવી પ્રામાણિક માન્યતા હતી કે, હાથરૂમાલ

ખિસ્સામાંથી બહાર લટકતો રાખવા માટે અથવા ઉંદર દરમાંથી ડોકિયું કરે તેવી રીતે ખિસ્સામાંથી ડોકિયું કરવાને માટે હોય છે. પાન ખાઈને મોઢું રંગવું એ જેમ શોભાનું સાધન છે, સૌંદર્યનું લક્ષણ છે, તેવી જ રીતે કાળા કોટના ખિસ્સામાં હાથરૂમાલ ખોસીને તેનું મોઢું ગોરું કરવું એ પણ સૌંદર્યનું એક લક્ષણ છે, એવી મારી માન્યતા હોવાથી, મોઢા પર પરસેવો છૂટે ત્યારે હાથરૂમાલ ન વાપરતાં હું મારા ધોતિયાના છૂટા છેડાથી જ મોઢું લૂછતો; અને તે વખતે હું કંઈ ભૂલ કે ખોટું કરતો હતો, એમ મને આજે પણ લાગતું નથી. વેદમાં નથી કહ્યું, કે, હાથ, માથું અને સાથળ એ જ ફક્ત દ્વિજ છે અને પગ શૂદ્ર છે? એકલા દ્વિજ જ સંસ્કારના અધિકારી છે. હું હંમેશ મારી ટોપી, હાથરૂમાલ અને કોટ સાફ રાખતો. ધોતિયું તો દેખીતી રીતે જ શૂદ્ર રહ્યું. તેને ધોબી પાસે જઈને તેને હાથે સંસ્કાર પામવાનો અધિકાર કદી પણ ન હતો અને હું પણ ખાસ કાળજીથી ધોતિયું ધોતો નહિ.

એક દિવસ અમારા ગોર મહારાજે તુકારામ મહારાજનો એક અભંગ કહી સંભળાવ્યો :—

जरी तो ब्राह्मण झाला धर्मभ्रष्ट।
आहे तरी श्रेष्ठ तिन्ही लोकीं॥

તે દિવસથી કપડામાં બ્રાહ્મણ જે ટોપી તેને સ્વચ્છ રાખવાની ખાસ જરૂર નથી એમ મને લાગવા માંડયું. કાળી ટોપી પરસેવાથી સાવ ચામડા જેવી થઈ જાય, તોય તે ચાડી ખાવાનું કામ કદી નહિ કરે. આગળ જતાં કોટ પણ કાળો જ કેમ ન હોય એવી દલીલ કરીને હું કોટ સ્વચ્છ ન રાખવાને પંથે ચડ્યો. માત્ર હાથરૂમાલ જ એકલો દરરોજ નહાતી વખતે ચોખ્ખો ધોઈ કરીને હું મારી ઓરડીમાં જ સૂકવવા લાગ્યો.

એક દિવસ મહંમદ કાસમ નામનો એક છોકરો અમારા વર્ગમાં આવ્યો. તેના ખિસ્સામાં કાળા ડાઘાવાળો તપખીરિયા રંગનો હાથરૂમાલ હતો. મને થયું, મહંમદ કાસમ મને ટપી ગયો ખરો!

હાથરૂમાલનો સાચો ઉપયોગ બજારમાંથી શાકભાજી લાવવા માટે છે એમ મને મારા મામાએ કહ્યું હતું. તે બધી ચીજો નોકર પાસે મંગાવતા, પણ માત્ર શાકભાજી સારુ કદી કોઈને કહેતા નહિ. જાતે શાક લાવવાનો તેમનો ધર્મ હતો. એક વખત તેમનો હાથરૂમાલ મારે વાપરવો પડ્યો હતો. તેનાથી મોઢું લૂછવા ગયો તો કોથમીરની એવી સરસ સોડમ આવવા લાગી કે, વિદ્યાલયને બદલે ભોજનાલય જ યાદ આવવા લાગ્યું.

પાછળથી અમારી નિશાળમાં ઘણા ફેરફાર થયા. ડૉક્ટરો આવીને અમારી તપાસ કરવા લાગ્યા. તેને લીધે ઓછામાં ઓછું દર શનિવારે તો પોતાનાં કપડાં સ્વચ્છ રાખવાની અમને ફરજ પડવા લાગી. અકસ્માત થાય તો તાત્કાલિક કયા ઇલાજો લેવા, એ વિષય ડૉક્ટરે અમને શીખવ્યો. કોઈની આંગળી કપાય, કોઈ સાઇકલ પરથી પડીને ઘૂંટણે જખમી થાય, ક્રિકેટ રમતાં નાક ઉપર દડો વાગે અને નસકોરી ફૂટે, તો તરત હાથરૂમાલની ચીંદરડી ફાડીને પાણીથી ભીની કરીને તે વાપરવી, એમ ડૉક્ટરે અમને કહ્યું હતું. અમારા ગણપતના હાથરૂમાલ હંમેશ ફાટી જતા, કારણ તેને પોતાનાં પુસ્તકો હાથરૂમાલમાં બાંધી લાવવાની ટેવ હતી. તેથી તેનાં માબાપ દરરોજ નિયમિતપણે ગુસ્સે થતાં એ તેને સહન કરવું પડતું. ડૉક્ટરે ઉપયોગી પાઠ આપ્યો કે તરત જ ગણપત મને કહે, ડૉક્ટરનો કેટલો ઉપકાર છે! હવે જ્યારે જ્યારે મારો હાથરૂમાલ ફાટશે તે તે વખતે હું ઘેર ગયા પછી કાકાને એમ જ કહીશ કે, વર્ગના એક છોકરાને ઠોકર વાગવાથી તે પડી ગયો, તેથી મેં હાથરૂમાલ ફાડીને તેને પાટો બાંધ્યો.

એક દિવસ રસ્તામાં એક જાહેરખબર મારા હાથમાં આવી. પ્રખ્યાત વૈમાનિક વૅન ટૅસલ પોતાના પ્રચંડ વિમાનમાં બેસીને આકાશમાં ઊડશે અને ત્યાંથી રેશમી છત્રીમાં નીચે ઊતરશે, એમ એ જાહેરખબરમાં જણાવ્યું હતું. અમે એ ગમ્મત જોવા માટે શહેરના મેદાન પર ગયા. વિમાન ભમરડાના આકારનું હતું પણ તેનું કદ તોતિંગ જેવું હતું અને તેની નીચે એક બંધ કરેલી છત્રી ટાંગેલી હતી. છત્રીને દાંડો તેમ જ સળિયા કશું જ ન હતું. માત્ર દોરીઓ હતી અને નીચે એક નેતરની ટોપલી હતી. એ ટોપલીમાં બેસીને વૅન ટૅસલ ઉપર ગયો. સારી પેઠે ઉપર ગયો. અને પછી છત્રીને વિમાન સાથે જે દોરીથી બાંધી દેવામાં આવી હતી તે તેણે કાપી નાખી. વિમાનનું વજન ઓછું થતાં જ તે વાંકું મોઢું કરીને હવામાં તરફડિયાં મારવા લાગ્યું. અને રેશમી છત્રી એકદમ ફૂલીને ફેલાઈ જઈને તેનો ફુગ્ગો થયો. તેને માથે એક નાનકડું કાણું હતું, તેમાંથી હવા જેમ જેમ બહાર નીકળી જવા લાગી તેમ તેમ ટોપલીના વજનથી છત્રી નીચે આવવા લાગી.

તે દિવસે અમને બહુ જ ગમ્મત પડી, વિમાનવિદ્યાનો એક પાઠ લીધા વિના તે દિવસે રાત્રે અમે સ્વપ્નામાં આકાશોડ્ડયન કર્યું. પણ મારી છત્રી અમારા ગામના તળાવમાં પડવાથી હું ઝબકીને જાગી ઊઠ્યો. સ્વપ્નમાં હતો એટલું સારું હતું, નહિ તો ડૂબીને મરી જ જાત!

બીજે દિવસે મેં મારો હાથરૂમાલ લઈને તેને ચારે ખૂણે હાથ હાથ લાંબા દોરીના કકડા બાંધ્યા અને તેમના છેડા એકત્ર બાંધીને તે ગાંઠની સાથે જ એક સરસ પથરો બાંધી દીધો. પછી હાથરૂમાલનો વચલો

ભાગ ચપટીમાં પકડીને મેં મારી આ વિમાની છત્રી આકાશમાં ઊંચે ફેંકી દીધી. જાણે ગોફણનો પથરો! પથ્થર નીચે ઊતરવા લાગ્યો અને હાથરૂમાલ એકદમ છત્રીની માફક આકાશમાં ફેલાઈ ગયો અને અમારો પથ્થર વૅન ટૅસલની છત્રીની જેમ ધીમે ધીમે ધરતી પર અવતર્યો. મારું જોઈને અમારી શેરીના બધા જ છોકરાઓને આ વિદ્યા આવડી ગઈ અને બધા જ હાથરૂમાલો શેરીમાંના નાના મોટા પથ્થરોને પ્રથમ સ્વર્ગારોહણનો અને પછી ભૂમિ પર અવતરણનો એમ બેવડો આનંદ આપવા લાગ્યા.

કોઈ પણ વિદ્યા અધિકાર વિનાના માણસના હાથમાં જઈ પડે તો ઘાતક નીવડે છે. નાનાં નાનાં છોકરાં અમારું અનુકરણ કરીને વિમાનછત્રીઓ ઉડાવવા લાગ્યાં. પણ તેમના પથરા છટકી જઈને બારીઓના કાચ પર અથડાવા લાગ્યા. તરત જ રાજદ્રોહી સાહિત્યની જેમ અમારા હાથરૂમાલો જપ્ત થવા માંડ્યા. રૂમાલમાંનો પથ્થર વાગવાથી કોઈ છોકરાના માથામાં જખમ થાય ત્યારે એ જ રૂમાલનો પાટા તરીકે ઉપયોગ થવા લાગ્યો.

પછી વરસાદની ઋતુ આવી અને અમારો આ આનંદ બંધ પડ્યો.

એ દિવસોમાં પથ્થરના અવતરણ ઉપર એક નિબંધ લખ્યાનું મને યાદ છે. થોડોક ફેરફાર કરીને એ, જ નિબંધ આજે હાથરૂમાલને માટે વાપરી રહ્યો છું એટલું જ! કંઈ સૂઝતું ન હોય ત્યારે મોઢે કરેલા નિબંધોમાં થોડો ફેરફાર કરીને તેને મારી મચડીને બીજા વિષય માટે જેમને વાપરવો પડતો હશે, તેમને તો ઓછામાં ઓછું મારે વિષે સહાનુભૂતિ જરૂર થશે એમ માનું છું.

('બનસોભા'માંથી અનુવાદિત)

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# વિદ્યાપીઠનું એક રત્ન—સ્વ. માવજીભાઈ

કચ્છમાં માંડવી પાસે ગઢસીસા ગામમાં ૧૯–૭–'૪૫ ને બપોરે, પાંચ દિવસની હૃદય-બિમારીની ટૂંક માંદગી ભોગવી અવસાન પામેલા શ્રી. માવજીભાઈ ધરમસી વેદ સાચે આપણી ગૂજરાત વિદ્યાપીઠનું એક રત્ન હતા. ૩૭ વર્ષની નાની વયે એ આપણી વચ્ચેથી ચાલી ગયા, તોયે એટલા ટૂંકા જીવનકાળમાં તેઓ વિદ્યાપીઠના આદર્શોની સાધનામાં બહુ ઉચ્ચ પ્રકારની સફળતા મેળવી ચૂકયા હતા.

ગૂજરાત વિદ્યાપીઠના સંચાલકો કે કાર્યકર્તાઓને ખ્યાલ પણ નહિ હોય કે, માવજીભાઈ એમનામાં એક હતા — એટલું મૂગું અને શાંત એમનું શિક્ષણકાર્ય હતું. ૧૯૨૫માં — ૧૭ વર્ષની નાની વયે — વિદ્યાર્થી જેવા લાગતા માવજીભાઈ મુંબઈ રાષ્ટ્રીય શાળાના બાલમંદિરમાં બાલશિક્ષક તરીકે દાખલ થયા. એમના રાષ્ટ્રીય જીવનનો એ પ્રવેશકાળ હતો, અને ઠેઠ તે ૧૩–૭–'૪૫ના દિવસ સુધી અવિરત અખંડ ચાલુ રહ્યું. થોડા સમય સુધી તો અમે કોઈ માવજીભાઈને ઓળખી શકયા નહિ; પરંતુ એક દિવસ એમની સાથે હું ફરવા ગયો હતો, બસ તે દિવસથી એમના જેવા વિરલ નિરાડંબરી, મૂંગા, સેવક, સાધક અને શિક્ષકના અતિશય નિકટવર્તી સાથી થવાનું સદ્ભાગ્ય મને મળી ગયું. એમને મેં વિદ્યાપીઠના વિનીત થવા ઉત્તેજન આપ્યું. વિનીત થઈ પ્રથમાનો અભ્યાસ પૂરો કરી સ્નાતકની તૈયારી એમણે કરવા માંડી. પરંતુ, પછી તો અમે શાળામાં કાંતણ પીંજણ — ખાદીના કામમાં એટલા બધા ગૂંથાયેલા રહ્યા કે એમણે એમનો સ્નાતક અભ્યાસ છોડી દીધો. એમને એ ગમ્યું પણ ખરું, કારણ કે ખાદીવિદ્યાના એ જીવતા જાગતા વિદ્યાર્થી શિક્ષક થયા, અને છેવટ સુધી એવા જ રહ્યા. તેમના જેવા રેંટિયાના અનન્ય તપસ્વી અને ખાદીશાસ્ત્રના એકનિષ્ઠ અભ્યાસી બહુ જ ઓછા હોય છે.

૧૯૨૫ થી ૧૯૩૦ ના એપ્રિલ સુધી એમણે મુંબઈ રાષ્ટ્રીય શાળામાં શિક્ષક અને ખાદીપ્રચારકનું બહુ સુંદર કામ કર્યું. પછી જ્યારે અમારી શાળા વીલેપાર્લે સત્યાગ્રહ છાવણીમાં ઓતપ્રોત થઈ ગઈ, ત્યારે માવજીભાઈ છાવણીના સૈનિક—કાર્યકર્તા થયા. અમારી શાળાના શિક્ષક વિદ્યાર્થીઓ છાવણીનું આશ્રમવાતાવરણ તેમ જ રેંટિયાપ્રવૃત્તિ સંભાળતા. માવજીભાઈ રેંટિયાપ્રવૃત્તિના પ્રાણ હતા. અને એમની જ અથાગ મહેનતને પરિણામે છાવણી પરાંઓનું ભવ્ય ખાદી સરંજામ કાર્યાલય અને રેંટિયાશિક્ષણકેન્દ્ર થઈ ગયું. માવજીભાઈએ ૭ માસ વીલેપાર્લેમાં કામ કર્યું, પછી તેઓ છાવણીની ઉપછાવણીઓ સંભાળવા ઘણસોળી વિભાગમાં સ્થિર થયા. ત્યાં પણ એમનું કાર્ય રેંટિયાપ્રવૃત્તિનું જ રહ્યું. જેલમાં જવાનો તે વખતે પ્રસંગ ન મેળવી શકયા. ૧૯૩૧ના સંધિકાળમાં પાછા એ છાવણીમાં આવ્યા. વીલેપાર્લેની બહેનો સાથે એમણે ખાદી અને વિદેશીવસ્ત્રબહિષ્કારનું કામ સંભાળ્યું. ૧૯૩૧ના જયંતીસપ્તાહમાં ઉપનગરે ૩૦,૦૦૦ ની ખાદી ૧૫–૨૦ દિવસમાં જ ખપાવી દીધી, એ બધું માવજીભાઈ અને એમના સ્વયંસેવકમંડળના સતત પરિશ્રમ અને

ઉત્સાહભરી ખાદીનિષ્ઠાનું જ શુભ પરિણામ હતું. એ કાર્ય આટોપીને તેઓ પાછા ઘણસોળી વિભાગમાં ગ્રામસેવાનું કાર્ય સંભાળવા ગયા. એ જ અરસામાં ફુપનગર સેવામંડળે (મુંબઈ રાષ્ટ્રીય શાળાનું શિક્ષણમંડળ) પાર્લાની છાવણીમાં ગાંધીવિદ્યાલય શરૂ કરી મહારાષ્ટ્રીય તેમ જ ગુજરાતી યુવકોને ગ્રામસેવાની તાલીમ આપવા માંડી. એ તાલીમના ક્રમમાં પ્રત્યક્ષ ગ્રામસેવાપરિચય મેળવવા વિદ્યાર્થીઓ ઘણસોળી ગયા, ત્યારે માવજીભાઈએ જ એમનું ગ્રામસેવાનું પ્રત્યક્ષ શિક્ષણકાર્ય સંભાળેલું.

,૧૯૩૨ની લડત આવી, અને માવજીભાઈ એક વર્ષની જેલયાત્રાએ ગયા. નાશિક જેલના જુલમો સામે કેટલાક કાઠિયાવાડી યુવકોએ જે સ્વમાનરક્ષણનો યજ્ઞ આરંભેલો તેમાં માવજીભાઈ ભળ્યા અને દંડાબેડી ગૂણી-કપડાંની પ્રસાદી મેળવી, પ્રસન્ન વદને એ યજ્ઞમાં પોતાનું તેજ પ્રગટાવ્યું. ૧૯૩૪મા જ્યારે લડત સંકેલાઈ ત્યારે માવજીભાઈએ ગામડામાં જઈને સ્થિર થવાનું ઠરાવ્યું. તે વખતે અમે પૂ. સ્વામી આનંદ સાથે ગ્રામસેવાકાર્ય અંગે ઘણી વિગતો ચર્ચેલી. તેમનો એવો આગ્રહ હતો કે, અમારે મહારાષ્ટ્રના ગામડામાં ગ્રામસેવા કરવી. પરંતુ અમે ગુજરાત વિદ્યાપીઠના સેવકો હતા. એટલે આખરે પૂ. સ્વામીજીના તેમ જ પૂ. કિશોરલાલભાઈ તથા ગોકુળભાઈના આશીર્વાદ લઈ સુરત જિલ્લાના કરાડી' ગામમાં અમે અમારું કામ શરૂ કર્યું.

માવજીભાઈએ હંમેશાં ગુજરાત વિદ્યાપીઠના શિક્ષક અને સેવક થવામાં જ ગૌરવ માનેલું હતું. તે જ અરસામાં પૂ. બાપુએ 'જંગમ વિદ્યાપીઠ'ના લેખમાં વિદ્યાપીઠના સેવકોના કાર્યનું માર્ગદર્શન કર્યું". માવજીભાઈને એ ખૂબ જ ગમી ગયું. છેવટ સુધી, કચ્છમાં ગયા ત્યાં પણ, એમણે 'જંગમ વિદ્યાપીઠ'ની ભાવનાઓ પોતાના જીવનમાં અને કાર્યમાં મૂર્તિમંત કરવા પૂરેપૂરા પ્રયાસો કર્યા. કરાડીમાં છ માસ અમે કામ કર્યું, તેટલામા માવજીભાઈની તબિયત માટે કાંઠા વિભાગનું હવામાન પ્રતિકૂળ નીવડવા માંડ્યું. માવજીભાઈએ કરાડી છોડ્યું અને કચ્છમાં — પોતાના વતનમાં સ્થિર થયા.

ગઢસીસામાં એમણે રેંટિયાને કેન્દ્રમાં રાખી થોડા જ વખતમાં સુંદર કાર્ય કરી બતાવ્યું. એમના જીવનની અને એમના કાર્યની સુવાસ ચોમેર પ્રસરવા લાગી. ત્યાંના એમના સાથી નારણજીભાઈએ માવજીભાઈના કાર્યમાં પૂરો સાથ આપ્યો. એમના કાર્યમાંથી સેવામંડળ પ્રગટ્યું, માંડવીના કિશોરો જાગ્યા, અને કિશોરમંડળે માવજીભાઈના મૂગા અને તપસ્વી કાર્યને સુંદર સાથ આપ્યો. રેંટિયાપ્રવૃત્તિ, હરિજનસેવા, સફાઈકાર્ય, રસ્તાબાંધકામ, હસ્તપત્રિકા દ્વારા સુંદર લોકશિક્ષણકાર્ય, અને એ બધાને ટપી જતા એમના શાંત તપસ્વી સાધક જીવનમાંથી પ્રગટતું વાત્સલ્યઝરણું, એ બધાંએ માવજીભાઈને ત્યાંની પ્રજામાં એક અને અનન્ય બનાવી દીધા. પૂ. બાપુએ રેંટિયાપ્રવૃત્તિનું સમગ્ર ગ્રામસેવામાં રૂપાંતર કરી દીધું. એમાં પણ માવજીભાઈએ જંગમ વિદ્યાપીઠના આદર્શોનાં જ દર્શન કરેલાં. છેવટના દિવસોમાં 'ચરખાગઢી'ની યોજના ઘડી એમણે ગોસેવા, ગ્રામઉદ્યોગ, હરિજનસેવા, બાળશિક્ષણ, સફાઈ, અને લોકશિક્ષણ પ્રવૃત્તિઓને ચરખાની આસપાસ સાંકળી દેવાની ભવ્ય વિચારણા કરી હતી.

આજે માવજીભાઈ એ બધું કાર્ય અધૂરું મૂકી ૩૭ વર્ષની કુમળી વયે આપણી પાસેથી ચાલ્યા ગયા છે. ગઢસીસા સૂનું થઈ ગયું છે, નારણજીભાઈ પર તો એમના જવાથી વજ્રઘા પડયા છે. સેવામંડળના વાલજીભાઈએ ભારે ઓથ ગુમાવી છે. કિશોરમંડળ સાચા માર્ગદર્શક વિનાનું થઈ પડ્યું છે. ફુપનગર પાર્લા છોડ્યાને એમને ૧૧ વર્ષ થયાં છતા, પાર્લાની બહેનો શાળાના શિક્ષક વિદ્યાર્થીઓ અને છાવણીના કાર્યકર્તાઓ આજે માવજીભાઈની શાંત પ્રેમાળ હૂંફ ગુમાવી બેઠા છે. ૧૯૨૫ થી ૧૯૪૫ સુધી માવજીભાઈએ વિદ્યાપીઠને જ પોતાનું જીવન અર્પણ કરી દીધું હતું, વિદ્યાપીઠના પોતે સેવક છે એમ કહેતાં એ થાકતા જ નહિ. એ વિદ્યાપીઠ આજે વિદ્યાપીઠના પ્રચલિત અર્થમાં ભલે ઊભેલી નથી જણાતી. કેમ કે પૂ. બાપુએ જંગમ વિદ્યાપીઠમાં વિદ્યાપીઠની સાર્થકતા ગણી છે. — અને આજે વિદ્યાપીઠ ગૌરવ સાથે ઠેર ઠેર પ્રકટેલી જંગમ-વિદ્યાપીઠોમાં પોતાનો વિકાસ જોઈ શકે છે. વિદ્યાપીઠનું સદ્‌ભાગ્ય છે કે, એના વાતાવરણમાંથી પ્રગટેલા તેજકિરણોમાંથી એક તેજસ્વી કિરણ ઠેઠ કચ્છના અંધકારમય અરણ્યમાં પહોંચી ગયું હતું.

માવજીભાઈ શિક્ષક હતા, રેંટિયાના તપસ્વી હતા, ખાદીના અનન્ય ઉપાસક હતા, ગ્રામસેવક હતા, વિચારક, ચિંતક અને ઉત્તમ પ્રકારના લેખક હતા. પરંતુ એ બધાને પોષનારી અને ઉજ્જ્વલ કરનારી માવજીભાઈની વિશેષતા તો એ હતી કે, એમણે પોતાના ભાંગતા જીવનને પણ પૂ. બાપુના અહિંસા અને સત્યના રોજરોજના આચરણની ભવ્ય પ્રયોગશાળા બનાવી હતી. વીસ વર્ષના મારા એમની સાથે અતિશય નિકટ પરિચય પરથી હું વિના સંકોચે સાક્ષી પૂરી શકું છું કે, માવજીભાઈના સાધક જીવનની એ અનન્ય પ્રયોગશાળામાં એવી સિદ્ધિઓ એમણે મેળવી હતી કે જે હિંદભરમાં કોઈકે જ મેળવી હશે. એ સિદ્ધિઓને આપણે સમજીએ તો માવજીભાઈ આપણા જેવા માટે ચિરકાળ સુધી પ્રેરણા અને તેજનું પરમ ધામ બની રહે. આપણી વિદ્યાપીઠના એ આજ સુધી ઢંકાયેલા રત્નને ઓળખવાની શક્તિ આપણને મળી રહે એ જ પ્રાર્થના.

ગાંધી કુટિર
કરાડી

દિલખુશ બ. દીવાનજી

# અંગ્રેજ લોકશાહીની આગેકૂચ

કોઈએ નહિ ધારેલું એવું ઇંગ્લંડમાં બન્યું છે: જર્મની ઉપર વિજય અપાવનાર ચર્ચિલની સરકારને, અંગ્રેજ પ્રજા તરફથી, ત્યાંની નવી ચૂંટણીમાં ભારે પરાજય મળ્યો, અને મજૂર પક્ષ લગભગ ૨ : ૧ પ્રમાણમાં સત્તા ઉપર આવી ગયો છે. પરિણામે મેજર ઍટલી વડા પ્રધાન બન્યા અને તેના પ્રધાનમંડળે ઇંગ્લન્ડનું કારભારું હાથમાં લીધું છે. ઇંગ્લંડના ઇતિહાસમાં પહેલી વાર મજૂર પક્ષ આવી બહુમતીથી સત્તા પર આવે છે. અગાઉ ૧૯૩૦-૧ની આપણી લડત દરમિયાન એમ બનેલું, પરંતુ ત્યારે આટલી પાકી ને પૂરી બહુમતી નહોતી, તેથી તે પક્ષ સત્તા પર લાંબું ટકી શક્યો નહોતો.

હિંદુસ્તાનને હિસાબે આ ફેરફારથી કાંઈ નીવડશે કે કેમ, એ સવાલ સહેજે ઊઠે છે. આપણા દેશ માટે વર્ષોથી વિલાયતની પ્રજાની અને તેના રાજદ્વારી પક્ષોની એક જ નીતિ રહેલી છે: તેમના સ્થાનિક પક્ષભેદો હિંદના સવાલમાં જણાતા કે રહેવા પામતા નથી. સૌ આ તેમની સોનાનાં ઈંડાં મૂકતી મરઘીને સાચવી રાખવાને માટે સહજભાવે એકમત થાય છે. વેવલ યોજના ત્યાંના બધા પક્ષોની સહમતીથી જ અહીં આવી હતી, અને તે ઊંચે મુકાઈ તેમાંય સૌ પક્ષે અગાઉથી ધારેલાનું જ પરિણામ હશે એમ મનાય. હવે તે પ્રકરણને અંગે આગળ શું ઊઘડે છે તે જોવાનું રહે છે. પરંતુ, મજૂર-વિજયનો ઇંગ્લંડની પ્રજાને માટે મોટો અર્થ છે એમાં શંકા નહિ.

અને માર્ક્સવાદનો ઇતિહાસ જોઈએ તો તેમાં પણ આ વિજય એક મહાન ચીજ ગણાય, એમ કહેવું જોઈએ.

માર્ક્સે મજૂરરાજની વિચારણા રજૂ કરી ને તે સ્થાપવા માટેની નીતિરીતિ સૂચવી. તેણે માનેલું કે એવી ક્રાંતિ પ્રથમ ઇંગ્લંડમાં થશે; પરંતુ તે પ્રથમ થઈ રશિયામાં. રશિયાના માર્ક્સવાદીઓએ પોતાની ક્રાંતિનું સાધન સશસ્ત્ર બળવો બનાવ્યું. તેને અંગે તેમણે ગુપ્તાઈભેર કામ કર્યું; લોકોમાં પ્રવેશ મેળવ્યો, યાતનાઓ ઉઠાવી. છેવટે ૧૯૧૪-૧૮ની પહેલી લડાઈનો સુયોગ મળી ગયો; તેનો લાભ લઈ, ટ્રોટ્સ્કી લેનીન સ્ટેલીન વગેરેએ ત્યાં મજૂરરાજ સ્થાપ્યું,—જગતના મોટા રાષ્ટ્રોની કકા નજર છતાં સ્થાપ્યું. કળે કળે કામ કરીને તેને તેમણે સ્થિર કર્યું, અને મજબૂત કરતા જઈને, જગતનાં મોટા રાષ્ટ્રોમાં એક તરીકેની ગણના મેળવી.

આ તેમની સફળતાનું એક ચોક્કસ પરિણામ માર્ક્સવાદ પર પણ આવ્યું. તે એ કે, 'વિજ્ઞાનશુદ્ધ સમાજવાદ' એટલે રશિયાનો સામ્યવાદ, અને તેની ચાવી સશસ્ત્ર બળવો જ હોય, એમ જ મનાવા લાગ્યું. લોકશાહીની મતપદ્ધતિને હસી કાઢવામાં આવી, અને ઇંગ્લંડની 'ફેબિયન'-એટલે કે કળે કળે કામ કરતા જવાની મંદગતિ-પદ્ધતિનો કોઈ જાતનો ધરો ન રહ્યો. સમાજવાદી જગતમાં બધે એમ જ વિચાર પ્રવર્ત્યો કે, રશિયાની રીત એ જ એક સાચી ને વહેવારુ છે.

હવે વિલાયતના મજૂર પક્ષે આ બીજા વિશ્વયુદ્ધ વખતે જે જીત મેળવી છે, તે આ ઘર કરી બેઠેલી માન્યતાને ખોટી ઠરાવે છે; તેમ નહિ તોય તેની સામે એક પ્રબળ મોટો પ્રશ્ન તો ખડો કરે જ છે. અને તે એ કે, મત દ્વારા પણ પ્રજાઓ ક્રાંતિ કરી શકે છે, અને તે ધીમી લાગે છતાં સારાંશે ઓછી સિદ્ધિ નથી મેળવતી. અને લોકશાહીની પ્રગતિની નજરે જોઈએ તો, લોહી રેડ્યા વગર ને પ્રજાની સાચી કેળવણીથી જ તે કરી શકાય છે, એ કાંઈ નાનીસૂની સિદ્ધિ નથી. ગયા જમાનામાં લોકશાહી વિષે જે એક પ્રકારની અશ્રદ્ધા જ્યાં ત્યાં ઊપજી હતી, તે આ ચૂંટણી પરથી આજે દૂર થવી જોઈએ.

એ પણ એક સૂચક બીના જ ગણાય કે, ગયા વિશ્વયુદ્ધમાં રશિયા ઉદય પામ્યું, આ યુદ્ધમાંથી વિલાયતમાં મજૂરરાજ ઊપજ્યું છે. રશિયાએ એકસપાટે પૂરા સામ્યવાદના સોટાથી કામ શરૂ કર્યું; ધીમે ધીમે તેમાંથી ખસીને તે એક સશસ્ત્ર રાષ્ટ્રીય પ્રજાવાદ પર આવી રહ્યું છે, ને તેના શરૂમાં કેટલાક મૂલગત ગણાતા સિદ્ધાંતોમાં ભારે છૂટછાટ મૂકી છે. જાણે કે, હવે તે પોતાનું જૂનું પુણ્ય પરવારી ગયું હોય એમ લાગે છે. ત્યારે સામે જોતાં, ઇંગ્લંડ એક મૂડીવાદી ને સામ્રાજ્યવાદી દેશ તરીકે મજૂરરાજ શરૂ કરે છે; તેની નેમ છે કે, તેનું મટી સાચું લોકશાહી સ્વરાજવાદી રાષ્ટ્ર બનવું. રશિયાએ પોતાની ક્રાંતિ કરી તેને જીરવી બતાવી છે ને યશસ્વી કરી છે; ઇંગ્લંડે એ કરી બતાવવાનું ઊભું છે. તેણે પોતાનાં મૂડી ને મૂડીવાદી ધંધાઓને રાષ્ટ્રના સમગ્ર હિતાર્થે કાબૂમાં લેવાનાં છે; તેણે સામ્રાજ્ય મટવાનું છે. આ બે બાબતોમાં સુધરીને જો તે, રશિયાનું સોવિયેટ કહેવાય છે તે પ્રમાણે, ખરેખર પ્રજામંડળ-કૉમનવેલ્થ-બને, તો તેણે પણ માર્ક્સવાદમાં એક સીમાસ્તંભ રોપ્યો ગણાશે.

છાપામાં કોકે ખરું કહ્યું છે કે, ફેબિયન સોસાયટી સ્થાપનાર બર્નાર્ડ શૉ ઇ૦ આજે સફળ થયા છે. એમની સફળતામાં માર્ક્સવાદી મતાધિકાર-પદ્ધતિનો પણ વિજય છે. ઇંગ્લંડના માર્ક્સવાદીઓ, પોતાની પ્રજાના લોહીની પાર્લામેન્ટરી પદ્ધતિને વફાદાર રહીને, સમાજવાદની સ્થાપના કરવાનો માર્ગ કાઢવા મથ્યા; તો આજ સાઠેક વરસે તેમાં તેઓ ફાવ્યા છે. આ કાળ મોટો ન ગણાય. હિંદમાં આપણે સત્યાગ્રહની સીધી અહિંસક ને અમલી પદ્ધતિથી

પરરાજ્યને હઠાવવા મથીએ છીએ; તેમાં જગતની દબાયેલી પ્રજાઓને માટે ભારે આશાનાં બીજ રહેલાં છે, કેમ કે એ રસ્તે તેઓ ગોરાઓની ચૂડમાંથી છૂટી શકે છે. તેમ જ દરેક દેશની આમ પ્રજા — ગરીબ મજૂરિયાત વર્ગ તેમની ખાંધ પર બેઠેલા નજીવ લોકના વર્ગના બોજમાંથી છૂટી શકે છે, એ ઇંગ્લંડની ક્રાંતિપદ્ધતિ બતાવે છે; રશિયાને ખૂનખાર રસ્તે પ્રજાઓએ હવે જવાની જરૂર નથી. એટલે કે, પરરાજ્યમાંથી મુક્ત થવા કે પોતાના રાજમાં સાચું ગરીબોનું સ્વરાજ સ્થાપવાને માટે, હવે, લોકશાહી ઢબની શાંતિમય ને અહિંસક રીત છે. આ મોટી શોધ હિંદ અને ઇંગ્લંડ મળીને આજે જગતની આગળ રજૂ કરે છે.

આ રજૂઆતમાં હિંદ તો જ્ઞાનપૂર્વક પડેલું છે. ઇંગ્લંડ વિષે એમ કહેવું અત્યારે અશક્ય છે. તેણે આ ચૂંટણીમાં જે જાણ્યે અજાણ્યે કર્યું છે, તેમાં આ અર્થ પૂરી શકાય છે. પણ તે પોતે એ સમજે છે? તે તેમ કરી બતાવવાનું છે? તેની નિષ્ઠાની આ કસોટી છે. તેણે જો સામ્રાજ્યનો લોભ સેવ્યો તો નવી દુનિયામાં તે એક પછાત દેશ જ રહી જશે. પરંતુ લોકશાહીના અંતિમ વિજયના દૃષ્ટાંત તરીકે જો તે ઝળકશે, તો રશિયો ગયા યુદ્ધ પછી જેમ ઝળકયું હતુ તેમ હવે પછીના યુગમાં ઇંગ્લંડ ઝળકશે. સામ્રાજ્યની પાપી આવકને જોરે જગતની પ્રથમ હરોળની પ્રજાનું પદ ભોગવવાનો યુગ એને માટે હવે ગયો છે. પરંતુ મજૂર પક્ષે જે નવો જ યુગ શરૂ કર્યો છે, તેને જો તે સમજે ને શોભાવે, તો લોકશાહીની માતા ગણાતા દેશ તરીકેની તેની નામના વધશે. પણ સૈકાંનો લાગેલો ખોટો સામ્રાજ્યવાદી ચસકો તે છોડી શકશે? તે જો ન છોડી શકે તો, જવાહરલાલજીએ તાજેતરમાં કહેલી વાત જ સાચી પડે કે, હવેની દુનિયામાં અમેરિકા રશિયા, હિંદ અને ચીન એ જ ચાર દેશ જગતનું નેતૃત્વ લેશે.

તા. ક. ઉપરનું લખ્યા બાદ, તા. ૧૫-૮-'૪૫ ના રોજ ખબર આવે છે કે, જાપાન છેવટે પડ્યું છે, એટલે યુદ્ધનો અંત આવ્યો છે. પરંતુ તેથી શાનો વિજય થયો એ હવે દેખાશે. ફાશી કહેવાતી સત્તાઓ પડી; પણ ફાશીવાદ સામ્રાજ્ય-વાંછુ જનતાએ યોજી કાઢેલ યુક્તિ હતી. જીતનાર સત્તાઓ સામ્રાજ્યધારી ને સામ્રાજ્યપ્રેમી છે. તેથી યા તો તેઓએ આગળ ઉપર આંતર-દ્વેષથી લડવાનું થશે કે તેઓ ફાશી થઈ રહેશે, ને નવા જ કોક બળે તેમને માત કરવી પડશે. યુદ્ધ લડતી વખતે વિજેતાઓ કહેતા હતા કે, લોકશાહીની જીત માટે લડીએ છીએ. અંગ્રેજી ચૂંટણી એ વાતમાં હાજિયો ભણવા તૈયાર છે. પરંતુ જેઓએ તે નામે કામ હાથમાં લીધું છે, તેઓ પોતાનાં કાર્યોથી શો જવાબ આપે છે, એની ઉપર ભવિષ્યની નેતાગીરી આધાર રાખે છે. હરીફાઈ રશિયા અને અંગ્રેજી-ભાષી પ્રજા વચ્ચે લાગે છે. રશિયા તેમાં નવી મૂડી લઈને ઊતરતું નથી: ૧૯૧૯ થી અત્યાર સુધીમાં તે ઇંગ્લંડના મજૂર પક્ષ જેટલે જ લગભગ આવીને ઊભું છે; વળી તેની ક્રાંતિની ઢબ આજના યુગને નાપસંદ પડે એવી છે. ઇંગ્લંડે મત દ્વારા કામ કરીને, લોકશાહીની શાંત ક્રાંતિની રીત સફળ છે, એમ બતાવ્યું છે. પરંતુ જો તે હવે કાર્યમાં જ હારે તો? પ્રશ્ન એ છે કે, ઇંગ્લંડને તેનો 'સ્ટાલીન' મળી રહેશે? લોકશાહી ઢબે, સામ્રાજ્યને બદલી કાઢી, સ્વાધીન પ્રજાતંત્ર રચનાર કોઈ પાકશે? અંગ્રેજ ચૂંટણી, માર્ક્સવાદના આગળના ઇતિહાસમાં, આ સવાલ ઉઠાવે છે.

મગનભાઈ દેસાઈ

# ત્રણ પુનર્લગ્નો

દેશના વ્યાપક લોકશિક્ષણની યોજનામાં સ્ત્રી-ઉન્નતિ એક બાબત છે, એ સૌ જાણે છે. કસ્તૂરબા સ્મારક ફંડ કાર્યથી આપણા રચનાત્મક કાર્યક્રમની એ બાબતને એક વ્યવસ્થિત કામ કરનારું તંત્ર મળી રહે છે. આથી કરીને, આજ સુધી કેવળ સમાજસુધારાનું એક ખૂણે-પડેલું ગણાતું કામ દેશની પુનર્ઘટનાના વિસ્તૃત ક્ષેત્રમાં પ્રવેશ મેળવે છે, એમ પણ ગણાય. એટલે સ્ત્રીઓના પ્રશ્નો આપોઆપ વધારે વિચારાતા જશે, એ તો સ્પષ્ટ છે. અને તેમાં એક વસ્તુ એ બનતી જશે કે, માત્ર નાતજાત કે જિલ્લા યા પ્રાંતની મર્યાદામાં જે વિચાર થતા, તેમને હવે અખિલ-ભારતીય ભૂમિકા મળતી જવાની. આ પ્રકારનું વલણ, સરકારી ધારાસભાઓમાં ચર્ચાતાં સુધારાનાં બિલ પરથી પણ જણાઈ આવે છે. જેમ કે, જુઓ છેવટની રાવ કમિટીની દેશવ્યાપી તાપસ અને ચર્ચા. કસ્તૂરબા સ્મારક ફંડ કામથી એ વસ્તુ રાષ્ટ્રના સેવકોની આગળ પણ એક પ્રકારની વ્યાપક ઢબે આવે છે, એ ખાસ નોંધપાત્ર છે.

આ વિચાર સૂઝ્યો તાજેતરમાં ગુજરાતમાં થયેલાં ત્રણ પુનર્લગ્નો ઉપરથી. આ ત્રણે લગ્નો પોતપોતાની ખાસિયત તો ધરાવે છે જ; પરંતુ કેટલાક સર્વમાન્ય મુદ્દા પણ ઊભા કરે છે. આ નોંધ તે તરફ ધ્યાન દોરવાને સારુ છે.

આ ત્રણ લગ્નો તે ૧. શ્રી. રા. વિ. પાઠકનું શ્રી. હીરાબહેન મહેતા સાથે લગ્ન; ૨. શ્રી. ઈશ્વરલાલ દેસાઈનું એક વિધવા બહેન સાથે લગ્ન; ૩. શ્રી. ગયાબાઈ તેલીનું ત્રીજી વારનું લગ્ન.

આ ત્રણે જણ કૉંગ્રેસ અને તેના કાર્ય સાથે એક યા બીજી રીતે જોડાયેલા હતા ને છે. ત્રણે જણ સમાજમાં

—તેમની નાતજાતની મર્યાદાઓ બહાર — જાણીતા છે. આ બીનાથી તેમના કાર્યની જવાબદારી વધે, એ તો ઉઘાડું છે. એટલે, તે વિષે છાપાંમાં જાહેર ચર્ચા થઈ, એ બનવા જોગ જ હતું. અને સૌથી વધારે ચર્ચાયું શ્રી. પાઠકનું લગ્ન એ પણ સમજાય એવું છે, કેમ કે તે ગુજરાતભરમાં ઘણાને જાણીતા કહેવાય, અને તેમના કાર્યમાં એક ઉઘાડી જાહેરાત એ હતી કે, ૫૯ વરસે તે ૨૭ વર્ષની એક કન્યાને પરણ્યા. શ્રી. મયાભાઈ તેલીનું કાર્યક્ષેત્ર નવસારી; ત્યાં શહેરીઓની એક સભા મળી ને તેમના કાર્યને વખોડયું; છાપામાં એક પત્રમાં તેની ઘટતી ટીકા થઈ. શ્રી. ઈશ્વરલાલ દેસાઈએ પોતાના કાર્ય વિષે એક નિવેદન બહાર પાડયું, તે ઉપરાંત એ બાબતમાં કાંઈ ચર્ચા થઈ હોય તો જાણ્યામાં નથી. સંભવ છે, સુરતના છાપાંમાં કાંઈક આવ્યું હોય; તો તે જોયું નથી.

સૌથી સારી પેઠે ચર્ચાયું શ્રી. પાઠકનું લગ્ન. રદચાખબ્યા એક બે બચાવ સિવાય બાગ્યે જ કયાંય એમના આ કાર્યને કોઈએ પસંદ કર્યું હોય. અહીં આગળ એ બચાવને કે એ નાપસંદગીને ચર્ચવામાં પડવાની જરૂર નથી. એટલું બસ છે કે, જે બચાવનામાં બહાર પડયાં છે તે પણ બચાવતાં ખચકાતા છે; તેમાં કોઈ રીતની પસંદગીનો તો ધ્વનિ નથી. — તેની ક્ષમ્યતા જ દલીલરૂપે મૂકી છે; અને બચાવની તલાશનો બાગે તે લેખકોને જ પ્રત્યય ન હોય, એમ લખાયેલાં તે લાગે છે. મતલબ કે, ચોમેર આ કિસ્સામાં ઊંડે ઊંડે નાપસંદગી કે જતું-કરવા-પણાની ક્ષમ્યતા કે ઉપેક્ષા જોવા મળે છે.

બાકીના બે કિસ્સામા એક સ્રી છતાં બીજી પરણવાની બાબત છે. એટલે એની વખોડણી તો ઉઘાડી છે. શ્રી. ઈશ્વરલાલે પોતાની પ્રથમ પત્નીને વર્ષોથી ત્યજી છે; ને કેટલાક વખતથી ફરી પરણવા તે ઇચ્છતા હતા. છેવટે એમ તે કરી જ બેઠા. એક જાહેર કાર્યકર્તા હોઈ તેમની પાસેથી અપેક્ષા રખાય કે, જે બહેન સાથે તે પહેલા સંધાયા છે, તેમની જ સાથે રહેવા પોતાની જાતને પ્રયત્નપૂર્વક તે તૈયાર કરે. મને લાગે છે, એમા એમની પોતાની સેવાશક્તિ જ વધારવાની વાત રહેલી હતી. એમની સાથે પુનર્લગ્ન કરનાર બહેન એક જેલ જનારાં કૉન્ગ્રેસ-સેવિકા છે, એમ જાણવા મળે છે. તેથી તો આ કિસ્સો વધુ વિચારમાં નાખી દેનારો બને છે. શ્રી. ઈશ્વરલાલનાં પહેલાં પત્ની શ્રી. ગજરાબહેન ગુજરાતનાં એક સેવિકા તરીકે વરસોથી કામ કરતાં થઈ ગયાં છે; એમણે એ રીતે પોતાને ધન્ય કર્યાં છે

શ્રી. મયાભાઈ અગાઉ પરણેલા તે સ્રી સાધુ થઈ જતાં, વરસો પર ફરી પરણ્યા; એ પત્ની આજ હયાત છે. આ બીજા લગ્નનું સંતાન હયાત નથી. આ કારણ આગળ કરી ત્રીજું લગ્ન તેમણે કર્યું છે, ને કહે છે કે, તેમાં તેમનાં પત્નીની સંમતિ છે. સંમતિની આ બાબત જવા દઈએ; પ્રશ્ન એ છે કે, સંતાનને ખાતરેય છતી પત્નીએ ફરી પરણવું? જૂનો રિવાજ આવી રજા આપે છે. તે આજેય યોગ્ય? જૂનો રિવાજ તો દત્તક-વિધાનનો પણ છે. સંતાનની ખોટ ભાગવી છે એમ લાગે તો શું કામ એ જૂના રિવાજનો આશરો ન લેવો? અને સંતાન તો સ્રીને પણ નથી ને? તેને તો એ વસ્તુ પુરુષ કરતાં ઊંડેથી ને વધારે સાલે છે. તે ફરી લગ્ન કેમ ન કરી શકે? આજે હવે પુરુષે જ આ હક કે છૂટ ભોગવવાનું છોડવું જોઈએ. અને હિંદુઓએ દત્તક લઈને જ સંતાનની ખોટ ભાગવી હોય તો ભાગવી જોઈએ. આવું કર્યાનો દાખલો એક સુખી દંપતીનો મારી જાણમાં છે. અનેક વરસ સાથે રહેનાર દંપતી બીજી રીતે વર્તી પણ ન શકે; જો વર્તે તો તેમાં નરી નિ:સંતાનતાનું જ એકલું કારણ આજના જમાનામાં માનવું અઘરું લાગે છે. અસ્તુ.

આ લખાણ કોઈ રીતે વ્યક્તિગત ચર્ચા અંગે નથી. શરૂમાં કહ્યું એમ, સમાજના આ બાબતના સ્વાસ્થ્યને જો સાચવવું હોય ને આગળ લેવું હોય, તો હવેનો કાળ એવો છે કે, તેવા બનાવો પરથી ઊપજતા પ્રશ્નોને સમાજ-નેતાઓ તે દૃષ્ટિએ ચર્ચે. તેઓ જૂના સ્મૃતિકારોને સ્થાને આજ છે. સમાજ એમની પાસેથી સ્પષ્ટ નીતિ જાણવા માગે છે. લોકમતને કેળવવા માટેય આની જરૂર છે આ બાબતો કેવળ અંગત નથી. સમાજમાં જાણ્યે અજાણ્યે તેનો ધડો લેવાય છે; તેમ નહિ તોય તેના દાખલા તો ગવાય જ. તેથી કરીને, તે વિષેની યોગ્યા-યોગ્યતાનો વિચાર — રાજકારણ ને અર્થકારણનાં ક્ષેત્રોમાં થાય છે તેમ — જાગવો જોઈએ. આ બાબતો નરી નાતજાતની નથી રહી. નાતજાતની નજરે જોઈએ તો, આ પ્રશ્નો સમાજમાં નવા ભણતરવાળા અમુક થરના મધ્યમ કે ઊંચા વર્ગોમાં જ પેદા થનારા છે; આમ-જનતાનો વિચાર તેમાં નથી. પરંતુ, આ વર્ગો જાગ્રત છે, તેઓ અનિચ્છાએ પણ સમાજ-મતને દોરનારા વર્ગો છે.

મનમાં આવ્યું અને ઉભય પક્ષે ગમ્યું તે કરવા દેવું જોઈએ, એમ કહેનારો એક અંગત-વાદી સ્વૈર મત પણ છે. પરંતુ જે કાર્યમાં અન્યાય છે, જે કાર્ય સમાજવ્યવસ્થાની દૃષ્ટિએ આક્ષેપક છે, અને જે કાર્ય રૉબિન્સન ક્રૂઝોના ટાપુમાં જ કરાય નર્યું અંગત રહી શકે, તેવાં કાર્યો અંગે આ અંગતવાદી ફિલસૂફી ભ્રામક છે, તેથી તેનોય વિચાર થવો જોઈએ.

લગ્નનો હિંદુ આદર્શ તેને એક ધર્મસંસ્કાર માનવાનો છે. બે જણની સંમતિ હોય એટલે પછી તે અંગે ચર્ચવાનું રહે નહિ એ દલીલ ધર્મની નથી; કરાર કે કૉન્ટ્રેક્ટની છે. આજે વર્ણનો જ નહિ, આશ્રમધર્મનો પણ લોપ છે; નહિ તો વાનપ્રસ્થને યોગ્ય ઉમરે લગ્ન શાં ને શા માટે? સુધરેલા કે પ્રગતિશીલ મતથી એ નિંદ્ય ગણાતાં આવ્યાં છે.

શ્રી. પાઠક સાહેબના લગ્નમાં શિક્ષક-શિષ્યા-લગ્ન-દોષ છે; મિત્રકુટુંબના અજ્ઞાનમાં કરેલો ગુપ્તતાદોષ પણ ઓછાવત્તો બતાવવામાં આવ્યો છે. આ નોંધ તેની ચર્ચા સારુ નથી. એ ઉપરાંત એક બાબત છે કે જેને લઈને એ સહજભાવે વિચિત્ર ને નવાઈ પમાડતું લાગે છે. આ કારણ હિંદુ સંસ્કારમાં છૂપું રહેલું છે. વૃદ્ધ વયે પરણવું એ ખ્રિસ્તી સમાજમાં વિચિત્ર ન લાગતુ હોય, કેમ કે તેમના ધર્મસંસ્કાર જુદા છે. વળી તેમના સમાજમાં કાયદો અને વ્યવહાર એવાં છે કે, વૃદ્ધ-વૃદ્ધાઓ મરતા અગાઉ પણ પરણે. વારસો ઇ૦ બાબતો પણ તેમાં રહેલી હોય છે. તેમાં કામવાસના પ્રધાનપદે નથી હોતી. પણ હિંદુ ધર્મમાનસ આશ્રમવ્યવસ્થામાં કેળવાયું છે; આજેય તે સંન્યાસને જીવનનું ચરમસ્થાન સમજી મુગ્ધભાવે આદર આપે છે તેથી તે એવી અપેક્ષા રાખે છે — પણ તેની તેને ખબરે નથી પડતી એવી ઊંડી રીતે — કે, વ્યવસ્થિત વિકસતો મનુષ્ય ગાર્હસ્થ્યના પરિપાકરૂપે વાનપ્રસ્થ્ય તરફ જશે. ભલે આશ્રમજીવન-દૃષ્ટિની એ વાત આજે ભાનની ભૂમિકામાં ન રહી હોય; છતાં હિંદુ માનસમાં તે સૂક્ષ્મ રૂપે સુપ્ત સંસ્કારરૂપે રહી લાગે છે. તેથી જ અમુક ઉંમર બાદ ગર્ભાધાન આપણાં સ્ત્રીપુરુષોને શરમાવે છે. તેથી જ મોટી વયનું લગ્ન પ્રથમ ખ્યાલે આપણને નવાઈ અને પ્રશ્ન ઉપજાવે છે. અહીં કહેવાની બાબત એ છે કે, એ સુપ્ત ભાવ જો યોગ્ય હોય તો તેને જાગ્રત કરવો જોઈએ ને પોષવો જોઈએ. એ જો નકામો રહી ગયેલો સાપનો લિસોટો લાગે તો તેમ સ્પષ્ટ થવું જોઈએ. તો એ પણ જાણવું જોઈએ કે, લગ્નને ધર્મસંસ્કારથી કોઈ બીજી રીતે આપણે જોતા થઈએ છીએ. આ બીજી રીત શી છે તે સ્પષ્ટ કરવું જોઈએ; સમગ્ર જીવનસાફલ્યની દૃષ્ટિએ તેનો વિચાર કરવો જોઈએ. આથી મુખ્ય વાત એ છે કે, સમાજનું સ્વાસ્થ્ય જોતાં, આ બાબતમાં આપણે ઉઘાડી આંખે જોતા અને વર્તતા થવું જોઈએ. આપણા સમાજનાં મનોભૂમિકા અને આદર્શ તપાસીને, તેને ઉન્નતિકર એવા માર્ગનું સ્પષ્ટ દર્શન કરાવવાની જવાબદારીમાંથી સમાજનેતાઓ છટકી ન શકે. જે કક્ષાએ આપણા રાષ્ટ્રની વિકાસયાત્રા આવી છે તે જોતાં, આ અતિ જરૂરી કામ છે. જ્યારે પ્રગતિવાદી ગણાતા કૉન્ગ્રેસીઓનાં કાર્યો કુતૂહલ ને પ્રશ્નને પાત્ર બને, ત્યારે તો આ વહેલું ને વેળાસર થવું જોઈએ. એમાં રચનાકાર્યનો પણ પ્રશ્ન રહેલો છે, એ તો આપણે પ્રારંભમાં જ જોયું.

આટલે આવતાં વાચક કદાચ પૂછશે, 'પણ ત્રણે લગ્ન તો થઈ ગયાં, હવે ફોગટ શી ચર્ચા?' આ લેખ તે લગ્નો પરથી ઊપજતા સામાન્ય પ્રશ્ન વિચારવા માટે છે, ને તે ભવિષ્યના મતને કેળવવાની દૃષ્ટિથી. તેમાં કશી અંગતતા હોવી અપ્રસ્તુત છે. અંગત રીતે જ કહેવું હોય તો, જેમને જે ગમ્યું તે કર્યું, ઈશ્વર એમનું ભલું કરો. પરંતુ સમાજે આગળને માટે સ્પષ્ટ સમજણ કરી લેવી ઘટે. એ જ.

૬-૮-'૪૫ મગનભાઈ દેસાઈ

# સ્વાધ્યાય

## સંપ્રજ્ઞાનના પાંચ પ્રકાર

પાંચ વૃત્તિઓમાં ચિત્તનું આખું સંપ્રજ્ઞાન-ક્ષેત્ર આવી જાય છે, એ શી રીતે? બાહ્ય સૃષ્ટિ છે, એ તો ઉઘાડું છે; યોગશાસ્ત્ર તે માને છે. વેદાંત પેઠે તે એમ નથી માનતુ કે, તે મિથ્યા છે. અગાઉ આપણે જોયું કે, યોગ તો સાધના છે; સાધના કરવાની છે આ દુઃખી કે *બંધનકર્તા યા ભોગપાત્ર કે મજેદાર લાગતા* *દૃશ્ય જગતમાં. એટલે, જેમ વૈજ્ઞાનિક માને છે કે, તેના પ્રયોગો ને શોધોને માટેનું મૂળ સાધન જે ભૌતિક પદાર્થ, તે છે જ; તેમ યોગ માને છે કે, દૃશ્ય જગત છે ને તેના સંયોગમાં આવતાં, ઇંદ્રિયો વાટે ચિત્ત-સરોવરમાં વૃત્તિઓ ઊઠે છે; તે વૃત્તિઓને જીવાત્મા કે પુરુષ જુએ છે, જેથી તેને દ્રષ્ટા કે ભોક્તા કહેવાય છે.

આમ થતું જે ચિત્તનું સંપ્રજ્ઞાન તે યથાતથ — બરોબર ખરુ હોય. એટલે કે, ઇંદ્રિયો ને સૂધબૂધવાળા માણસને દેખાય તેવું યથાર્થ હોય — ખોટું કે ભ્રમિત નહિ. આ વૃત્તિ પ્રમાણ કહેવાય છે. (એવાં પ્રમાણ ત્રણ છે — પ્રત્યક્ષ, અનુમાન અને આપ્ત, તે પછીથી વિચારીશુ.)

અથવા તો તે ખોટું કે ઊંધું જ દેખાય — કોઈને કોઈ ઇંદ્રિયદોષ કે વિકારને લઈને. એટલે કે, તેનું જ્ઞાન વાસ્તવિક — વસ્તુ જેવી હોય તેવું નહિ. પણ તેથી વિપરીત કે મિથ્યા યા ભ્રમિત હોય. પણ જેને તેનું જ્ઞાન થાય તેને તો તે ખરુ જ લાગે — તેને તે બાધક કે સાધક બનવાનું જ. તેથી તે એક વૃત્તિ તો થયું જ. પણ તે પ્રમાણ નથી. જેમ કે, કમળાવાળાને બધું પીળું લાગે; અંધારામાં ઠૂંઠું જોતાં તે ભૂત કે ડાકુ યા ચોર છે એમ જણાય; દોરડી કે ટાયર જેવું પડેલું જોઈ તે સાપ દેખાય. આ વૃત્તિને પ્રમાણથી ઊલટી એવી વિપર્યય વૃત્તિ કહે છે.

"विपर्ययो मिथ्याज्ञानम् अतद्रूपप्रतिष्ठम् ॥८॥

(વિપર્યય એ મિથ્યાજ્ઞાન છે; કેમ કે તેની પ્રતિષ્ઠા વસ્તુના રૂપમાં હોતી નથી.)

આ બે સંપ્રજ્ઞાનમાં કોઈની કોઈ વસ્તુનો આધાર હોય છે — બેઉ સંપ્રજ્ઞાન વસ્તુજન્ય છે, અધ્ધર નથી. ફેર એટલો કે, એકમાં બરોબર વસ્તુસ્થિતતા છે, બીજામાં વસ્તુ પરથી ઊઠતો ભ્રમ હોવાથી તે વસ્તુમાં સંપ્રજ્ઞાનની પ્રતિષ્ઠા નથી, એટલે તે મિથ્યા જ્ઞાન બને છે.

*દૃશ્યના બે ઉદ્દેશ યોગ બતાવે છે — 'ભોગ અને અપવર્ગ એટલે કે મુક્તિ.' (યો૦ સૂત્ર ૨-૧૮) એ આગળ આવશે.

પરંતુ કેટલીય વાર, મૂળમાં વાત ખરી ન હોવા છતાં, માત્ર શબ્દ પરથી ખ્યાલ જાય છે, ને તેને આધારે સંપ્રજ્ઞાન કે વૃત્તિ નીપજે છે. મનુષ્ય ભાષા દ્વારા એક નવી શબ્દસૃષ્ટિ જ ઉત્પન્ન કરી શકે છે. તેથી તો એક અલગ शब्दब्रह्म ગણાવવામાં આવે છે, કે જેને પાર કરવું પડે છે. (જુઓ ગીતા ' शब्दब्रह्मातिवर्तते।') આ શબ્દસૃષ્ટિ નરી કલ્પના પણ હોય. પરંતુ ચિત્ત ઉપર તે એક પ્રકારનું સાધક બાધક સંપ્રજ્ઞાન રેડે છે. જેમ કે, એક નવલકથા વાંચીએ; તે કલ્પના જ છે; પરંતુ વાચક તેને ખરી વાત માની બેસે એમ ઘણું જોવા મળે છે. અંગ્રેજીમાં તેને 'ફિક્શન'— બનાવટ, જૂઠાણું, કલ્પના — કહે છે, તે બહુ યોગ્ય છે. આ વૃત્તિનો રૂઢ દાખલો અપાય છે, તે જોઈએ — 'રાહુનું માથું'. રાહુને ધડ પણ છે, ને માથાની વાત કરે છે, એમ આ શબ્દો સાંભળવાથી જ્ઞાન થાય છે. પરંતુ ખરું જોતાં રાહુ માથું જ માત્ર છે— ધડ તેને નથી. છતાં પેલા શબ્દોથી જે સંપ્રજ્ઞાન ઊઠે છે તે વસ્તુસ્થિતિથી જુદું છે. આવી વૃત્તિને વિકલ્પ વૃત્તિ કહી છે. તે ત્રીજો ને અલગ પ્રકાર છે.

शब्दज्ञानानुपाती वस्तुशून्यः विकल्पः ॥९॥

(શબ્દજ્ઞાનને લઈને, પણ વસ્તુના કોઈ પાયા વગર, થતું સંપ્રજ્ઞાન એ વિકલ્પ છે.)

નિદ્રા કે ઊંઘ પણ એક સંપ્રજ્ઞાન છે. ઊંઘીને ઊઠીએ ત્યારે આપણને તે યાદ આવે છે. નિદ્રામાં પડ્યા હોઈએ તે જ કાળે તે નથી જણાતી, કેમ કે ત્યારે તે વૃત્તિ ચાલુ છે. તે વૃત્તિનું લક્ષણ એ છે કે, તે વખતે બીજી કોઈ વૃત્તિ જ નથી હોતી — વૃત્તિનો અભાવ હોય છે. પણ આવો અભાવ પોતે જ એક સંપ્રજ્ઞાન-વિષય બને છે. તેથી જ, ઊંઘમાંથી ઊઠતાં, આપણને ખબર પડે છે કે, આજે સરસ ઊંઘ આવી, કે સ્વપ્નો આવ્યા કર્યાં, કે ગરબડ થઈ તૂટક તૂટક ઊંઘ આવી, વગેરે. આમ ઊંઘ સંપ્રજ્ઞાનનો વિષય બનવાથી તે પણ વૃત્તિ તો ખરી જ.

તેને જુદી ગણવાનું બીજું કારણ એ પણ છે કે, ત્યાં આગળ વૃત્તિનો નિરોધ નહિ, પણ તેનો અભાવ છે, કે જે પોતે ચિત્તનું અવલંબન બને છે ને ઊંઘની વૃત્તિ જગવે છે. એ દશામાં વૃત્તિનો નિરોધ નથી થતો; અમુકેય વૃત્તિ તો છે જ. અભાવના જ્ઞાન પર અવલંબન રાખતી તે વૃત્તિને નિદ્રા નામ આપવામાં આવે છે.

अभावप्रत्ययालम्बना वृत्तिर्निद्रा ॥ १० ॥

જો આપણે નિદ્રામાં પડતું ચિત્ત તપાસીએ તો જણાય છે કે, ખરેખર નિદ્રાનું સ્વરૂપ પણ એ જ છે. કાન, આંખ ઇ૦ ઇંદ્રિયો સીધું જ્ઞાન ન નિપજાવે — એટલે કે, પ્રમાણ, વિપર્યય કે વિકલ્પ વૃત્તિ ન જાગે; મનમાં કશી સ્મૃતિ પણ ન ઊઠે; એટલે ઊંઘ આવી જાય છે.

કથામાં ઊંઘી જનાર કે સૂતા પહેલાં કાંઈક પુસ્તક વાચતાં વાંચતાં ઊંઘી જનારના દાખલા જો તપાસીશું, તો તેમાં અન્ય વૃત્તિઓને હઠાવવાની મુખ્ય ચેષ્ટા રહેલી દેખાય છે. નિરોધ કરવા મથતો યોગી આ દશાનેય પાર કરી જાય છે; પણ તે જગાએ આવતાં ઊંઘી ન જાય તો જ પોતે આગળ વધી શકે. તેથી ઊંઘ તેને માટે એક જીતવાનો કે કાબૂનો વિષય છે.

આમ, યથાર્થ જ્ઞાન થવું (प्रमाण), કે સાવ મિથ્યા વિપરીત જ્ઞાન થવું (विपर्यय), કલ્પનાજ્ઞાન જ થવું (विकल्प), કે એ ત્રણમાંનું એકે ન થતાં કાંધાઈ જવું (निद्रा), એ ચાર વૃત્તિઓ થઈ. પાંચમી અને છેલ્લી વૃત્તિ એ આ ચારનો ચિત્ત ઉપર સંસ્કાર રહે ને તેમાંથી તેમની સ્મૃતિ ચિત્તમાં જાગે તે. એ પણ એક સંપ્રજ્ઞાન-પ્રકાર થયો, એટલે તેને પાંચમી અને છેલ્લી વૃત્તિ સ્મૃતિ ગણવામાં આવી છે. अनुभूतविषयासंप्रमोषः स्मृतिः ॥११॥ અનુભવેલા વિષયનું બરોબર (કાંઈ પણ રહી ગયા વિના) યાદ થવું તે સ્મૃતિ.]

આથી હવે સમજાઈ રહે છે કે, સંપ્રજ્ઞાનમાત્ર કેવી રીતે આ પાંચમાં સમાઈ ગયું. પ્રશ્ન રહે છે, સ્વપ્ન અને મૂર્છા શેમાં આવે? આ વાત આ હપતામાં છોડી, ઊલટમાં સંપ્રજ્ઞાનના વર્ગીકરણ બાબત બીજા પ્રકારો છે, તે ટૂંકમાં સરખાવીને જોઈએ.

આ પંચવૃત્તિનો પ્રકાર યોગે પોતાના નિરોધવ્યાપારની દૃષ્ટિએ યોજ્યો છે. તેમ જ જાણીતો એક પ્રકાર ભર્તૃહરિના નીચેના શ્લોકમાં જોવા મળે છે :—

आहार-निद्रा भय-मैथुनं च
सामान्यमेतत् पशुभिर्नराणाम् ।
धर्मो हि एकोऽभ्यधिको नराणाम्
धर्मेण हीनाः पशुभिः समानाः ॥

આમાં ભર્તૃહરિ પશુઓની સરખામણીમાં મનુષ્યને વિચારીને વાત કરે છે યોગની પાંચ વૃત્તિઓની સાથે તાત્ત્વિક સરખામણી એની ન કરી શકાય; પણ જાડી રીતે જોતાં કહેવાય કે, યોગે ગણાવેલી પ્રથમ ચાર વૃત્તિઓ પશુને પણ છે; સ્મૃતિવૃત્તિ જ એક એવી છે કે જે મનુષ્યને વિશેષ છે, અને ધર્મવિચારનો ઉદય મનુષ્યમાં સ્મૃતિ કે સંસ્કારને લઈને મુખ્યત્વે થાય છે; એ વિષે વધુ આગળ બીજા પ્રસંગમાં જોવાનું આવશે ત્યારે.

વેદાંતમાં ચિત્તની ત્રણ અવસ્થા ગણાવી તે દ્વારા ચોથી તુરીય દશાને યોગની નિરોધ દશા જેવી ગણાવી છે. આ ત્રણ દશા આપણા સંપ્રજ્ઞાનમાત્રને આવરે છે. તે ત્રણ એટલે, જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ કે ઊંઘ. જાગૃતિ અને ઊંઘમાં યોગની પહેલી ચાર વૃત્તિઓ આવી ગઈ. સ્વપ્નને એક સ્વતંત્ર દશા તરીકે વેદાંતે, પોતાના મંતવ્યની જરૂર જોઈને, અલગ કરી લાગે છે. એ ચર્ચા અહીં અપ્રસ્તુત ગણી છોડીએ. યોગમાં સ્વપ્નને કઈ વૃત્તિમાં ગણવું અને મૂર્છાનું સ્થાન ક્યાં, એ આવતા અંક પર.

૧૦–૮–'૪૫ મગનભાઈ દેસાઈ

# ભગવદ્ગીતા—એક સ્વાધ્યાય

[ ગયા અંકથી ચાલુ ]

## ૫

ગીતાનો ખાસ સંદેશ શો છે, તે હવે જોઈએ. અર્જુનનો રથ બે સેનાઓની વચમાં આવીને ઊભો રહેતાં, અર્જુનની નજર બંને સેનાઓના વિસ્તાર તથા ઘટકો ઉપર પડે છે. ક્ષણવારમાં તે જોઈ શકે છે કે, આખા આર્યાવર્તનું નવનીત એ એક જ યુદ્ધમાં ખપી જવા માટે સજ્જ થઈને ઊભું છે. અર્જુનના સ્વભાવ પ્રમાણે તો આ દેખાવ તેને વકરાવી મૂકવા માટે પૂરતો હતો. તે દિવસે વહેલી સવારે જ તેણે પોતાના મોટા ભાઈ યુધિષ્ઠિરને પોતાના પક્ષની નાની સંખ્યા બાબત જરા પણ ચિંતા ન કરવાનું સમજાવ્યું હતું; તથા તેમને ખાતરી આપી હતી કે, દુશ્મન સૈન્ય અને દુશ્મનના પક્ષકારો આપણા કરતાં સંખ્યામાં વધુ તથા ચઢિયાતા હોવા છતાં, માત્ર તે કારણે વિજયની બાબતમાં સહેજે શંકાશીલ બનવાની જરૂર નથી. (ભીષ્મપર્વ, અ૦ ૨૧). એટલે છેક છેવટની ઘડીએ સામા પક્ષની બલવત્તરતા અચાનક નજરે પડતા, તથા પરિણામે પોતાના પક્ષનો સદંતર નાશ સન્મુખ આવેલો જોઈને, અર્જુનમાં વિષાદ થયો, એમ માનવાની સહેજે શક્યતા જ નથી. ઉપરાંત, ભીષ્મ, દ્રોણ, કૌરવો વગેરે સંબંધીઓ, વડીલો અને ગુરુઓ સામે લડવાનું આવતાં તે ગભરાઈ ઊઠયો, એમ પણ કહી શકાય તેમ નથી. કારણ કે, ત્યાર આગમચ તે તેમની સાથે એક-બે વાર યુદ્ધ કરી જ ચૂક્યો હતો. ઉપરાંત ભીષ્મ, કે જેમને અર્જુન આવી આચારની બાબતમાં ગુરુ માનતો, તેમણે પોતે જ પ્રસંગ આવતાં પોતાના ગુરુ પરશુરામ સાથે લડતાં સંકોચ કર્યો ન હતો (ઉદ્યોગપર્વ અ. ૧૭૮–૧૮૫). અર્જુને પોતે થોડા દિવસ અગાઉ દુર્યોધનને જે સંદેશો મોકલ્યો હતો, તેમાં તેણે કહાવ્યું જ હતું કે, 'હે ધૃતરાષ્ટ્રના પુત્ર' પાંડવો દયા લાવીને ભીષ્મનો વધ કરતાં સંકોચાશે, એમ ન માનતો. તું જાણી રાખ કે, ભીષ્મનો તો હું, બધા બાણાવળીઓ અવશપણે જોઈ રહ્યા હશે તે વખતે, સૌથી પહેલો ભોગ લઈશ'' (ઉદ્યોગ૦ અ૦ ૧૬૩). એટલે અર્જુનનો વિષાદ પરાજયની બીકથી કે ગુરુઓ અને સંબંધીઓ પ્રત્યેની આદરબુદ્ધિથી પ્રેરાયેલો હતો, એમ માનવાની જરૂર નથી.

અર્થાત્, અર્જુનનો વિષાદ તો, દરેક પ્રબળ વ્યવહારી માણસને કોઈ ને કોઈ કારણે નજર ઉપરના પડળ અચાનક હઠી જતાં, પોતાના જિંદગીભરના વ્યવહારોની બાબતમાં 'આ બધું શા માટે? આની પછી શું?' એ જાતનો જે મૂલોચ્છેદી મહાપ્રશ્ન થઈ આવે છે, તેવા મહાપ્રશ્નને આભારી હતો. અર્જુને જિંદગીભર પોતાના વર્ણધર્મ કે કુલધર્મને ઉચિત વ્યવહાર ભારે પુરુષાર્થપૂર્વક કર્યો; ભારે તપશ્ચર્યાઓને અંતે અદ્ભુત શસ્ત્રવિદ્યાઓ પ્રાપ્ત કરી; અનેક યુદ્ધો લડીને તથા ઘણાય રાજાઓને જીતીને વિપુલ ધનસંપત્તિ મેળવી (ધનંજય) તથા છેવટે ક્ષત્રિયો માટે સર્વોચ્ચ કર્તવ્ય કહેવાય એવો રાજસૂય યજ્ઞ પણ યથાવિધિ કર્યો. છતાં તે બધામાંથી છેવટે શું નીપજ્યું? છેવટે તેને ભાગ શું કરવાનું કે જોવાનું આવ્યું? આખા ભારતવર્ષનો સર્વનાશ થાય એવું મહાભયંકર યુદ્ધ! ભારે ખુનામરકી! બધા કુલધર્મો અને જાતિધર્મોનો નાશ! અને વર્ણસંકરતાને અંતે આર્યાવર્તના આર્યોના નામનિશાનનું લોપાઈ જવું!

આમ, અર્જુનને પોતાની જીવનભરની પ્રવૃત્તિની વિફળતા અને અર્થહીનતા નજરે ચડી આવતાં, તેના પગમાં આગળ ચાલવા માટે જોર જ બાકી ન રહ્યું; અને છેવટે ધ્રૂજતો ધ્રૂજતો તે ગાંડીવ ધનુષ્ય હાથમાંથી નાખી દઈ, નીચે બેસી પડયો. અને આના કરતાં તો, બધું છોડી, શાંત ચિત્તે મોત આવે તો તે પણ પસંદ કરવામાં એને તેટલો જ અથવા તેથી પણ વધુ અર્થ દેખાવા લાગ્યો!

અર્થાત્ અર્જુન આપમેળે પેલા કર્મસંન્યાસીઓના સિદ્ધાંત ઉપર જ જઈ પહોંચ્યો. તે લોકો આ લોકમાં કે તેના વ્યવહારોમાં કાંઈ સાર ન જોતાં (किं प्रजया करिष्यामो येषां नोऽयमात्मायं लोकः – બૃહ૦ ઉપ૦ ૪, ૪, ૨૨) આત્મારૂપી લોકની પ્રાપ્તિ અર્થે, સર્વ સંસારવ્યવહારોનો ત્યાગ કરી, પ્રવ્રજ્યા લેતા (तेभ्यो व्युत्थाय प्रव्रजन्ति), અને દૂર એકાંતમાં વસી, આત્માના શ્રવણ-મનન-નિદિધ્યાસનમાં જ જીવન વ્યતીત કરતા. વૈરાગ્ય કે તત્ત્વ-વિચાર એ બેમાંથી એકના સપાટામાં આવતાં, સામાન્ય રીતે તે કાળમાં સંસારવ્યવહાર ત્યાગવાનું કે તેના પ્રત્યે ઉપેક્ષાબુદ્ધિ કરવાનું જ બધા કરતા.

પરંતુ આવી કટોકટીની ઘડીએ, યુદ્ધમાંથી વિરામ પામી, પોતાના ભાઈઓનો અને પોતાના સંબંધીઓનો પક્ષ, દુશ્મનોની દયા ઉપર રઝળતો કરી મૂકવો, એ પણ એકદમ શક્ય નહોતું. તેથી દ્વિધામાં પડેલો અર્જુન અસહાયપણે છેવટે પોતાના સારથિ તરીકે ત્યાં હાજર રહેલા શ્રીકૃષ્ણને શરણે ગયો, અને શું કરવું કે શું ન કરવું, તે બાબતમાં તેમનું માર્ગદર્શન પૂછવા લાગ્યો. કહેવાની જરૂર નથી કે, આ રીતે બુદ્ધિને મૂંઝવે તેવા પ્રસંગે શ્રીકૃષ્ણના અભિપ્રાયને વળગી રહેવા જેટલી શ્રદ્ધા અર્જુનને તેમના પ્રત્યે હતી.

શ્રીકૃષ્ણે અર્જુનને આપેલો જવાબ હવે ટૂંકમાં જોઈએ. ઉપર જણાવ્યા પ્રમાણે, આપણે તેમનો પોતાનો મત જ સીધો તારવવા પ્રયત્ન કરીશું. તે મત કઈ આનુષંગિક બાબતોમાં વીંટીને રજૂ કર્યો છે, તે તપાસવાનો કે નોંધવાનો પ્રયત્ન આપણે નહીં કરીએ.

૧. તું ક્ષત્રિય છે, અને તારો 'સ્વધર્મ' ધર્મયુદ્ધ કરવાનો છે. શૌર્ય, તેજ, ધૃતિ, દક્ષતા, યુદ્ધમાં અપલાયન, દાન અને ઈશ્વરભાવ (રાજ્યકર્તાપણું)—એ તારાં સ્વભાવજ કર્મ કહેવાય. ચાર વર્ણો અને તેમના ધર્મો ગુણકર્મના વિભાગથી મેં (ઈશ્વરે) સરજ્યા છે. અને દરેક વર્ણનો પુરુષ પોતાનું સ્વભાવનિયત કર્મ કરે, તો તેથી તેને કશું પાપ (કિલ્બિષ) લાગે નહીં. પોતાનું સહજ કર્મ, બીજાના કર્મની દૃષ્ટિએ સદોષ દેખાતું હોય તોપણ તેને ન તજવું; કારણ કે, બધાં કર્મ કોઈ ને કોઈ દોષથી વીંટાયેલાં જ છે. વળી પોતાના સ્વકર્મને બદલે (અહીં તેને માટે સ્વધર્મ શબ્દ વાપર્યો છે) આપણે પરકર્મ વધુ સારી રીતે અનુષ્ઠિત કરી શકતા હોઈએ, તોપણ, પોતાનું કર્મ કરવા જતાં નિધન (મરણ) આવે તો તે શ્રેયસ્કર છે, પણ પરકર્મ આચરવામાં તો હંમેશાં જોખમ (ભય) જ રહેલ છે. માટે તું તારા પોતાના સુખ-દુઃખ, લાભાલાભ, જય-પરાજય વગેરેનો ખ્યાલ છોડી, સ્વકર્મરૂપ યુદ્ધમાં જોડા. તેમ કરતાં તને 'પાપ' નહીં લાગે.

૨. સ્વકર્મને કોઈ પણ ફળની કામના કે વાસનાથી પ્રેરાયા વિના, તથા સફળતા-નિષ્ફળતાના સુખદુઃખથી વિચલિત થયા વિના આચરવું, એ તેના વડે થતા લેપ (બંધન)માંથી મુક્ત થવાની રીત (કુશળતા) છે. અને એને જ કર્મ પાછળની યોગબુદ્ધિ (એટલે કે ઈશ્વર સાથે યોગ—જોડાણ પ્રાપ્ત કરવાનો ઉપાય) પણ કહે છે. એવી યોગબુદ્ધિવાળો જ સ્વકર્મના આચરણથી થતા પાપ-પુણ્યના લેપમાંથી મુક્ત રહી શકે છે.

[ દરેક કર્મ કર્યા પછી, તે કર્મની બે જુદી જુદી અસરો થાય છે. એક તો બાહ્ય જગતમાં તે કર્મ વડે જે આઘાત-પ્રત્યાઘાત નીપજે છે તે; અને બીજી, તે કર્મ કરનારના સ્વભાવમાં તેનાથી જે (રાગ-દ્વેષ-આસક્તિ-મોહ આદિ) જે સંસ્કારો દૃઢ થાય, અથવા જે નવા સંસ્કારો ઊભા થાય તે. આ બે રીતે કર્મથી બંધન ઊભું થાય છે. હવે કર્મ કરવામાં આપણે એટલું નક્કી કરી લઈએ કે, સ્વકર્મ કહેવાય તેવું કર્મ—નિયતકર્મ—જ કરવું, તો તેનાથી બાહ્ય જગતમાં (ઈશ્વરે) ઊભી કરેલી વ્યવસ્થામાં કશો ગોટાળો ઊભો ન જ થાય, એ ફાયદો છે. બીજી બાજુ, તે કર્મ આપણે આપણી કોઈ ફળવાસનાથી નહીં, પણ સ્વકર્મ માનીને જ—ઈશ્વરનો આદેશ માનીને જ—કરીએ, તો તેનાથી આપણા સ્વભાવમાં પણ રાગ-દ્વેષાત્મક કશો સંસ્કાર દૃઢ ન થાય; પણ ઊલટું ઈશ્વર તરફ પ્રીતિ-ભક્તિ(યોગ) વધે. ]

૩. આમ યોગબુદ્ધિથી સ્વકર્મ આચરવાથી નવું બંધન તો ન જ થાય; પરંતુ જન્મમરણના ચક્રમાં જેને લીધે ફરવું પડે છે, તેવું જૂનું બંધન પણ (ઈશ્વર-પ્રીતિ વધતી જવાથી, અને એ રીતે ઈશ્વરમાં લીનતા પ્રાપ્ત કરવા તરફ નજીક પહોંચતા જવાથી) ઓછું કરવાની સાધના આપોઆપ સધાતી જાય છે. સ્વકર્મ આચરવા દ્વારા એ અંશ પણ બરાબર સધાતો રહે, તે અર્થે શ્રીકૃષ્ણ આ જગાએ યજ્ઞચક્રની ભાવના સ્પષ્ટ કરતા જાય છે. યજ્ઞ પણ એવી વસ્તુ છે કે, જેથી વરસાદ વગેરે બરાબર વરસવા વડે ઇહલૌકિક શરીરનિર્વાહાદિ વ્યવહારો બરાબર ચાલે છે, એટલું જ નહીં પણ, 'यज्ञो वै विष्णुः' એ સૂત્રમાં જણાવ્યા મુજબ, યજ્ઞ એ વિષ્ણુનું જ સ્વરૂપ હોવાથી યજ્ઞ દ્વારા વિષ્ણુનું પણ સીધું પૂજન સાથે સાથે થાય છે. અલબત્ત, ગીતાકાર 'યજ્ઞ' શબ્દનો અર્થ બદલીને, 'પોતાને ફાળે આવતું કર્મ યોગબુદ્ધિથી કરવું તે' એવો કરી લે છે; અને એ રીતનું કર્મ કરીને જીવવાથી ઈશ્વરના ભંડારના ચોર નથી બનાતું, ઈશ્વરના ભંડારીઓ પણ આપણને જોઈતી વસ્તુઓ બરાબર આપ્યા કરે છે, અને એ કર્મ જેમાંથી ઉત્પન્ન થયું છે, અને તેથી તે કર્મમાં જે નિત્ય પ્રતિષ્ઠિત છે એવા ઈશ્વરનું પણ પૂજન સાથે સાથે થવાનો ભાવ ઊભો કરી શકાય છે—એ બાબતો ચોખ્ખા શબ્દોમાં જ સ્પષ્ટ કરી આપે છે.

૪. એ રીતે યજ્ઞભાવનાથી, એટલે કે પોતાને ફાળે આવતું કામ (ફળવાસના વગર એટલું જ નહીં પણ, સુખદુઃખની પરવા કર્યા વિના) ઈશ્વરપ્રીત્યર્થ કર્યા કરવાથી છેવટે ચિત્ત ઈશ્વર તરફ વધુ ને વધુ ખેંચાતું જાય છે, અને તેનાં ભાવભક્તિ ઈશ્વરમાં જ સ્થિર થતાં જાય છે. આ ફળ લાવી આપતી હોવાથી જ, સ્વકર્મને ફળવાસના વગર કરવાની બુદ્ધિને, ગીતાકાર જાણીબૂજીને યોગબુદ્ધિ કહે છે. અને છેવટે (અ૦ ૬, શ્લોક ૩ માં) તે સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે, અત્યાર સુધી કર્મ દ્વારા ચાલતી આવેલી સાધના હવે આગળ શમ દ્વારા (ધ્યાન-સમાધિ દ્વારા) ચલાવવાનું પ્રાપ્ત થાય છે. આવી સ્થિતિને પામેલાને ગીતાકાર 'યોગારૂઢ' એટલે કે ઈશ્વર સાથે સીધો (ધ્યાન) યોગ સાધવાની ભૂમિકાએ આવેલો કહે છે.

૫ છઠ્ઠા અધ્યાયમાં એ ધ્યાનયોગનું વર્ણન ગીતાકારની અદ્ભુત શૈલી અને ભાષામાં સચોટ આપવામાં આવ્યું છે. તેનું અહીં પુનરાવર્તન કરવું જરૂરી નથી. એ ધ્યાન-યોગને અંતે ઈશ્વરમાં લીનતા (ભક્તિ) વધતાં વધતાં છેવટે બ્રહ્મસાક્ષાત્કાર થાય છે; અને સાધનાનો આખો ક્રમ પૂરો થાય છે.

૬. ધ્યાનયોગની બાબત આવતાં, મનોનિગ્રહ, ઇંદ્રિય-નિગ્રહ વગેરે બાબતો, તેમ જ યોગસાધનાનો ક્રમ પૂરો થતા પહેલાં અધવચ મૃત્યુ થાય તો શી ગતિ થાય—વગેરે બાબતો વચમાં ચર્ચાઈ જાય છે. એ વિભાગમાં આવતા મનોનિગ્રહવાળા શ્લોકો ગીતાના સારામાં સારા શ્લોકો છે, અને સત્યાગ્રહાશ્રમની પ્રાર્થનામાં તે નિત્યપાઠની વસ્તુ બન્યા છે.

૭. ધ્યાનયોગની પ્રક્રિયા દરમ્યાન, તેમ જ તેને અંતે બ્રહ્મસાક્ષાત્કાર પછી પણ, સ્વકર્મ અથવા યજ્ઞ-દાન-

તપરૂપી કર્મ       જરૂર નથી; ઊલટાં તે રાખ્યાં હોય તો તે પાવન કરનારાં છે. ઉપરાંત બીજાં અલ્પબુદ્ધિ મનુષ્યોને માર્ગદર્શક થઈ પડે છે.

૮. આ પછી આવતી રાજવિદ્યા, ત્રિગુણવિદ્યા, ક્ષર અક્ષર વિભાગ, ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ વિભાગ, પુરુષોત્તમવર્ણન વગેરે બાબતો ઈશ્વરમાંથી જીવ-જગતની સૃષ્ટિ કેવી રીતે થાય છે, અને ઈશ્વર બધે કેવી રીતે વ્યાપી રહેલો છે, તેની સમજ આપવા માટે છે. તે બધી બાબતોની રજૂઆત દરમિયાન પણ ગીતાકારની શૈલી અને ભાષાની ખાસિયતો તેમની પરાકાષ્ઠાએ પહોંચે છે. પરંતુ તેમની વિગતમાં ઊતરવાની અહીં જરૂર નથી. જીવે ઈશ્વરમાં લીન થઈ, તેની સાથે એક થઈ જવાનું છે, એટલી વાત તેમાંથી અહીં પ્રસ્તુત છે.

૯. આપણી આ રીતની તપાસને અંતે ગીતામાં કયો 'યોગ' (ઈશ્વરમાં લીન થવાનો ઉપાય) મુખ્યત્વે બતાવ્યો કહેવાય, એવો પ્રશ્ન આપણી આગળ સહેજે આવે. ગીતામાં કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ, અને અનાસક્તિયોગ વગેરે છે, એમ જુદાં જુદાં પ્રતિપાદનો આપણી સૌની સમક્ષ મોજૂદ છે. એ કોઈને નિષેધ્યા વિના પણ, આપણે આપણી તપાસ દરમ્યાન લક્ષમાં આવેલા મુદ્દાઓને નજર સામે રાખીને કહેવા પ્રયત્ન કરીએ, તો એમ કહી શકીએ કે, ગીતામાં 'ધ્યાનયોગ'નું જ મુખ્ય પ્રતિપાદન છે. કર્મયોગ રૂડી પેરે આચરીને તેનાથી મળતી (નૈષ્કર્મ્ય) સિદ્ધિ પ્રાપ્ત કર્યા બાદ, કર્મને નહીં પણ શમને અર્થાત્ ધ્યાનને આગળની સાધનાનું કારણ ગીતા બતાવે છે, અને પછી તેને અંતે ઈશ્વરમાં રહેલી 'નિર્વાણપરમા' શાંતિ, આત્મદર્શન, પરમતુષ્ટિ, આત્યંતિક સુખ, તત્ત્વમાં નિશ્ચલતા, સર્વોત્તમ લાભની પ્રાપ્તિ, બ્રહ્મરૂપ થવું, બ્રહ્મસંસ્પર્શ–એમ સર્વોત્તમ અને અંતિમ ધ્યેયની પૂરેપૂરી પ્રાપ્તિ થતી વર્ણવે છે. એટલું જ નહીં પણ જે કર્મફલત્યાગરૂપ કર્મયોગનું ગીતાકાર આટલું બધું સમર્થન કરે છે, તેની પૂરેપૂરી સિદ્ધિ પણ તે ધ્યાનયોગથી જ થતી બતાવે છે. બારમા અધ્યાયનો બારમો શ્લોક એ દૃષ્ટિએ અગત્યનો છે. તેને જરા વિગતે તપાસીએ.

તે શ્લોક પહેલાંના આઠમા શ્લોકમાં જણાવ્યું છે કે, ઈશ્વરમાં જ મન અને બુદ્ધિ પ્રવેશ કરાવી દેવાં (તલ્લીન કરી દેવાં), એ જ ઈશ્વરમાં એક થવાનો ઉપાય છે. પરંતુ એવી સ્થિર તલ્લીનતા એમ ને એમ પ્રાપ્ત ન થાય. તેને માટે ખૂબ 'અભ્યાસયોગ' કરવો જોઈએ. એ 'અભ્યાસયોગ' પણ એમ ને એમ પ્રાપ્ત ન થાય. તેને માટે ઈશ્વરની પૂજા-અર્ચારૂપ પુષ્કળ કર્મ આચર્યું હોવું જોઈએ. અને તેવું ઈશ્વરની સીધી પૂજા-અર્ચા રૂપી કર્મ પણ ત્યારે જ જોઈતી તીવ્રતાએ પહોંચ્યું હોય, જ્યારે પોતાનાં રોજનાં કર્મ ફળવાસના ત્યાગીને ઈશ્વર પ્રીત્યર્થ કર્યાં કર્યાં હોય.

આમ ધ્યાનને આખી સાધનાના ક્રમમાં અંતિમ પદે મૂક્યા, પછી ૧૨મા શ્લોકમાં પાછા શ્રીકૃષ્ણ કહે છે:- જ્ઞાનપૂર્વક અભ્યાસ દ્વારા જ ધ્યાન સિદ્ધ થઈ શકે; અને એ ધ્યાન સિદ્ધ થાય ત્યારે જ, પૂરેપૂરો કર્મફલત્યાગ પણ સિદ્ધ થઈ શકે. (ધ્યાનાત્ કર્મફલત્યાગઃ). આગ બીજા અધ્યાયમાં તેમણે જેમ એક ચકરાવો રજૂ કર્યો હતો કે, વિષયોની કામનાનો ત્યાગ થાય, તો જ પરમાત્માનાં દર્શન થાય, અને પરમાત્માનાં દર્શન થાય, ત્યારે જ વિષયોનો રસ પૂરેપૂરો નિવર્તે; તેવી જ રીતે અહીં ફલત્યાગપૂર્વક કર્મ કર્યાં હોય તો ધ્યાન સિદ્ધ થાય, એમ કહીને પાછા કહે છે કે, ધ્યાનથી જ પૂરેપૂરો કર્મફલત્યાગ પણ સંભવે.

એટલું જ નહીં પણ, ૧૮મા અધ્યાયમાં (શ્લોક ૪૫ થી) છેવટના ભાગમાં પોતાના કુલ મંતવ્યનો સંક્ષેપ ફરી કહી બતાવે છે, ત્યાં પણ તે આ જ ક્રમ રજૂ કરે છે. પ્રથમ તો શ્લોક ૪૫-૪૬ માં તે કહે છે કે, સ્વકર્મમાં નિરત રહેવા વડે અને ફલવાસનાના ત્યાગ વડે (શ્લો. ૪૯ માં જણાવેલો 'संन्यास') ઈશ્વરનું અર્ચન કરી, માણસ નૈષ્કર્મ્યસિદ્ધિ (શ્લો. ૪૯: અર્થાત્ કર્મબંધનમાંથી મુક્તિ) પ્રાપ્ત કરે છે. અને એ સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી, જ્ઞાનની પરા નિષ્ઠારૂપ બ્રહ્મપ્રાપ્તિ શી રીતે થાય છે, તે ટૂંકમાં (समासेन) જણાવવાનું કહી, શ્રીકૃષ્ણ ઇંદ્રિયનિગ્રહ, એકાંતસેવન, લઘુ આહાર, અને શરીર–વાણી–મનનો સંયમ, અને વૈરાગ્યપૂર્વક નિત્ય ધ્યાનયોગમાં પરાયણ થવાનું કહે છે. અને તેના વડે અહંકાર, બલ, દર્પ, કામ, ક્રોધ, અને પરિગ્રહરૂપી ષડ્રિપુઓમાંથી મુક્તિપૂર્વક બ્રહ્મપ્રાપ્તિની લાયકાત, તથા ધીમે ધીમે તલ્લીનતા વધતાં વધતાં બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થઈ, તેમાં પ્રવેશ થાય છે, એમ કહે છે. અલબત્ત, એ પ્રવેશ પામ્યા બાદ પણ સર્વ કર્મો ઈશ્વર-પ્રીત્યર્થે કર્યા કરવાનું કહેવાનું તે ચૂકતા નથી (શ્લો. ૫૬). ફરી પાછા ૫૭મા શ્લોકમાં તે કહે છે કે, બુદ્ધિયોગ એટલે કે કર્મયોગ વડે ધ્યાન સિદ્ધ કર (मच्चित्तः सततं भव); અને એ ધ્યાનથી તું સર્વ દુર્ગાણિ–દુર્ગમ માર્ગ તરી શકીશ. આટલું કહી, તે પાછા અર્જુનને કહે છે કે, આમ છતાં અહંકારથી તું 'કર્મ નહીં કરું' (નહીં લડું) એમ જે કહે છે, તે તારો નિશ્ચય મિથ્યા છે; કારણ કે, પ્રકૃતિને વશ થઈ, તારે કર્મ તો કરવાં જ પડશે. પ્રકૃતિરૂપી ઘટમાળમાં જ્યાં સુધી આપણે જોડાયેલા છીએ, ત્યાં સુધી આપણે તેના વડે ઘડાની પેઠે સતત ફર્યા કરવાનું જ છે. તેમાંથી છૂટવાનો માર્ગ ઈશ્વરમાં તલ્લીન થવું (શ્લો. ૬૨) એ જ છે. આટલું કહીને શ્રીકૃષ્ણ કહે છે: 'આ મેં તને ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન કહી દીધું; હવે તને ઇચ્છા હોય તેમ કર'. છેવટે ૬૫મા શ્લોકમાં અર્જુન પોતાને અત્યંત

(દૃઢમ્) પ્રિય છે, એટલા માટે તેને સર્વ ગુહ્યતમ એવું પરમ વચન ફરીથી (ભૂયઃ) કહે છે કે, તું મારે માટે યજ્ઞ (કર્મ) કરનારો થઈ, મારો ભક્ત થા અને મારામાં લીન મનવાળો (મન્મનાઃ) બન, તો તું મને જ પામીશ, એની હું તને ખાતરી આપું છું, કારણ કે તું મને પ્રિય છે.

અર્થાત્ સર્વત્ર શ્રીકૃષ્ણ ફલવાસના વિનાના સ્વકર્મ વડે ઈશ્વરપૂજા, અને પછી ધ્યાન વડે તેમાં તલ્લીનતા, અને તે દરમ્યાન અને પછી પણ સ્વકર્મનું આચરણ, એ સિદ્ધાંત ગીતામાં રજૂ કરે છે; અને ધ્યાનને અંતે જેટલી ધ્યેયસિદ્ધિ (બ્રહ્મરૂપ થવું) માને છે, તેટલી જ સાધનસિદ્ધિ પણ (ધ્યાનાત્ કર્મફલત્યાગઃ) માને છે. તેટલે દરજ્જે મુખ્યત્વે ગીતાનો 'યોગ' (ઉપાય) 'ધ્યાનયોગ' જ કહેવાય.

(૧૦) આ બાબત ઉપર આટલો ભાર મૂકવાની જરૂર બીજે એક કારણે પણ છે. આજકાલ આપણા દેશજીવનની આવશ્યકતા અનુસાર કર્મયોગ શબ્દ 'સ્વયંસેવા' કહી શકાય તેવી સામાજિક અને રાજકીય પ્રવૃત્તિઓ પૂરતો રૂઢ થતો જાય છે. એ અનેક રીતે સારી તેમ જ સાચી વાત છે. જે જમાનામાં પરદેશી ગુલામી હેઠળ આર્થિક અને સામાજિક વ્યવસ્થાના પ્રતીકરૂપ વર્ણવ્યવસ્થા સદંતર નાશ પામી ગઈ હોય, તે જમાનામાં દરેક સ્ત્રીપુરુષને શૂદ્રવર્ણનો ધર્મ (પરિચર્યા —જાતમહેનત અને સેવા), અને પરદેશી સત્તા સામે ઝૂઝવા રૂપ ક્ષત્રિયધર્મ દાખવવાં આવશ્યક બને જ. અને આપણા યુગપુરુષે પણ એ બે વાતો સૌને માટે નક્કી કરી આપી જ છે. (તેમ વૈશ્યવર્ણના ધંધાઓમાંથી સરકારી નોકરી અને પરદેશી માલના વેપારને પણ છેકી આપ્યાં છે,) પરંતુ એ સેવારૂપ કર્મ ગમે તેટલું સ્વ-પરને હિત કરનારું હોય, પણ તેની પાછળ ઈશ્વરમાં તલ્લીન થવાની વૃત્તિ ન હોય, તથા તેના મુખ્ય પ્રયોજન તરીકે અને અંતિમ સિદ્ધિ તરીકે ઈશ્વરમાં 'પ્રવેશ' ન સ્વીકારાયેલો હોય, તો તે શાસ્ત્રમાન્ય (ગીતાનો) કર્મયોગ નથી. ગીતાનો કર્મયોગ એ એક આખી સળંગ પ્રક્રિયા છે. માત્ર સમાજને કે તેના હિતને 'દેવતા' માની તેની અનન્ય સેવા શક્ય છે. પણ ગીતાને તે 'અન્ય દેવતા'ની સેવા અમુક મર્યાદામાં અને અમુક રીતે જ માન્ય છે. [૭, ૨૦]

ગોપાલદાસ પટેલ

# ૧૮૫૭ના ભીતરમાં

આપણા ગુજરાતમાં તો એવું બન્યું છે કે, પંડિત જવાહરલાલ કે સરદાર પટેલ ચાલુ બનાવોને ૧૮૫૭ના બનાવો સાથે સરખાવે ત્યારે જ આપણને લાગે કે, ૧૮૫૭ની સાલમા સ્વાતંત્ર્ય અને સ્વરાજ્ય માટે એક મહાન પ્રયાસ કરવામા આવેલો. કેટલાયે અભ્યાસીઓને પણ મેં આ બાબતમાં ઘોર અજ્ઞાન સેવતા જોયા છે. અભ્યાસીઓ જ્યારે આવા મહાન બનાવોને લોકશિક્ષણની દૃષ્ટિએ ન વિચારે, તો આમ જનતા અજ્ઞાન જ રહે ને!

આપણે સદ્ભાગ્યે એક જ અઠવાડિયામા બે લોક-નેતાઓએ પોતાનાં ભાષણોમાં ૧૯૪૨ના અત્યાચારોને ૧૮૫૭ના અત્યાચારો સાથે સરખાવ્યા છે, અને પંડિતજી કહે છે તેમ, શરમની વાત તો એ છે કે આપણા જ ભાઈઓ આપણને કચડી નાંખવામાં સહાયભૂત બન્યા!

હિન્દના ઇતિહાસમાં એમ શીખવવામા આવતું કે ૧૮૫૭નો બળવો ચરબીવાળા કારતૂસોને લીધે અને તાર-ટપાલ વગેરે સુધારાઓ બાબત હિન્દીઓની વહેમભરી દૃષ્ટિને લીધે થયો. આમ શરૂઆતમાં કારતૂસોની બનાવટમાં ચરબીનો વપરાશ થયો હોવાનું ઇન્કાર કરવામા આવેલું, પણ પછીથી હિન્દી સરકારના કાગળો તપાસતાં એમ સિદ્ધ થયું કે, કારતૂસની બનાવટમાં વપરાતો ચીકણો પદાર્થ ગાયની અને સૂવરની ચરબી મેળવીને બનાવાતો. આવી કબૂલાત લગભગ અર્ધા સૈકા ઉપર કરવામાં આવેલી, પણ આપણાં પાઠ્યપુસ્તકોમાં આ હકીકત સરળ અને સ્પષ્ટ સ્વરૂપમાં આવતાં ઘણો સમય લાગ્યો. અંગ્રેજ ઇતિહાસકાર કે લખે છે:

"એ વાતમાં તો કાંઈ શંકા જ નથી કે, એ ચીકણો પદાર્થ બનાવવામાં ગાયની ચરબીનો ઉપયોગ કરવામાં આવ્યો હતો."

(Kay's Indian Mutiny Vol. I, p. 381)

લૉર્ડ રૉબર્ટ્સ બળવા વખતે હિન્દમાં હાજર હતો. તેણે લખ્યું છે: "મિ. ફૉરેસ્ટે હિન્દી સરકારના કાગળો તપાસ્યા છે અને તે પરથી સાબિત થાય છે કે, કારતૂસ બનાવવામાં જે ચીકણો પદાર્થ વપરાતો હતો તે બન્ને નિષિદ્ધ પદાર્થો—ગાયની અને સૂવરની ચરબી—મેળવીને બનાવવામાં આવતો હતો, અને આ કારતૂસો બનાવવામાં સિપાઈઓની ધાર્મિક ભાવનાની એટલી તો અવગણના કરવામા આવતી હતી કે માની પણ ન શકાય."

(*Forty-one Years in India by Lord Roberts, p. 431*)

આ વિષે પ્રસિદ્ધ ઇતિહાસકાર લેકી લખે છે:

"સિપાઈઓની માન્યતા પૂર્ણપણે સાચી હતી એ ભયંકર અને શરમભરેલી હકીકત છે. એ બનાવ ઉપર નજર કરતાં અંગ્રેજોએ શરમ સાથે સ્વીકારવું જોઈએ કે વિપ્લવ કરવો એ જો ન્યાય્ય હોય તો આ . . . સિપાઈઓને વિપ્લવ કરવાને જેટલાં ન્યાય્ય કારણો હતાં તેથી વધુ . . . ભાગ્યે જ હોઈ શકે."

( The Map of Life by W. E. H. Lecky pp. 103-104 )

ઉપરના ઉતારાઓ સ્પષ્ટ છે અને અંગ્રેજ ઇતિહાસકારોના પ્રામાણિક અભિપ્રાય પ્રમાણે ગાય અને સુવરની ચરબીનો ઉપયોગ હિન્દીઓની માન્યતાઓને અવગણીને કર્યાનું જણાય છે.

આમ હિન્દી સૈનિકોમાં લગભગ સૈકાજૂના અસંતોષે જે ઘર ઘાલ્યું હતું તેમાં ચરબીવાળી કારતૂસો બળતા અંગાર સમી આવી પડી અને બળવાનો સંદેશ ઠેર ઠેર પહોંચી ગયો.

પણ આટલી જ હકીકત ઉપરથી બળવાનાં કારણોની બાબતમાં બિલકુલ અયોગ્ય ઝોક શરૂઆતથી જ લૉર્ડ લૉરેન્સે આપેલો છે. બળવાના સમયમાં ભવિષ્યના હિન્દના હાકેમ લૉરેન્સ સાહેબ પંજાબના ચીફ કમિશ્નર હતા. તેમણે બળવાનું મૂળ ચરબીવાળી કારતૂસોમાં જ જોયું છે, અને આ કારણથી તે સમયના રાજપુરુષોએ સંતોષ માન્યો અને હિન્દનાં સ્ત્રી-પુરુષોને તેમના ભાવિના નિર્માણ-કાળમાં અંધારામાં રાખવામાં આવ્યાં. આમ છતાં કે અને મૅલેસને લૉરેન્સ સાહેબે ઉત્પન્ન કરેલા વિચારનો ભ્રમ સીધી, સાદી અને તલસ્પર્શી ભાષામાં ભાંગી નાંખ્યો, અને જવાબ વાળતાં બે જ શબ્દોમાં બળવાનાં કારણોને સમાવી દીધાં: મૅલેસન લખે છે:

"બળવાનું સાચું કારણ બે જ શબ્દોથી આપી દેવાય — વિશ્વાસની ખોટાઈ (Bad Faith) — બેઈમાની. આપણા . . . સિપાઈઓના મનમાં વહેમ ઊઠ્યો તેમાં આપણી બેઈમાની હતી. હિન્દુ રાજાનો દત્તકવિધાનનો જરૂરી જે ધાર્મિક વિધિ તેનો આપણે કરેલો ઇન્કાર; અવધ, સાગર, અને નર્મદાના પ્રદેશ તથા બુંદેલખંડમાં, ત્યાંના લોકોને સાવ અપરિચિત એવાં જટિલ ધારાધોરણો તળે સમસ્ત પ્રજાને આપણે ઓચિંતી લાવી દીધી તે; દેશીઓને મન કાયદા કરતાં વધારે પવિત્ર એવા એમના જે રીતરિવાજો તેમાં આપણે પાડેલા ગાબડાં — આ બધાથી મોટા જમીનદારો અને ગામડાની પ્રજા અંગ્રેજ રાજ સામે ઉશ્કેરાઈ ઊઠી."

( History of Indian Mutiny by Malleson Vol. III, pp. 472-73, Published in 1880)

આ પ્રશ્ન પરત્વે જસ્ટિસ મૅકાર્થી લખે છે:

"સાચી વાત તો એ છે કે, ઉત્તર અને વાયવ્ય હિન્દમાં ઘણે ભાગે અંગ્રેજ સત્તાની વિરુદ્ધ દેશી કોમોએ બળવો કર્યો હતો . . . ચરબીવાળાં કારતૂસોનો ઝઘડો તો એ સ્ફોટક પદાર્થ ઉપર અકસ્માત આવી પડેલો તણખો હતો. . . . એ તો એક રાષ્ટ્રીય અને ધાર્મિક યુદ્ધ હતું."

( History of Our Own Times by Justice Mac Carthy Vol. III )

વળી એક બીજો ઇતિહાસકાર લખે છે:

"પણ વસ્તુતઃ ચરબીવાળાં કારતૂસે તો જુદાં જુદાં અનેક કારણોને લીધે લાંબા કાળથી જે સુરંગ તૈયાર થઈ રહી હતી તેને સળગાવનાર દીવાસળીનું જ કામ કર્યું હતું."

( Medley's, A Year's Campaign in India from March 1857 to March 1858 )

આમ ૧૮૫૭નો પ્રસંગ ધાર્મિક કે રાષ્ટ્રીય યુદ્ધ હોય કે ન હોય તે વિષેની ચર્ચામાં ઊતર્યા સિવાય, કે અને મૅલેસને બેઈમાની વિષે કરેલો ઉલ્લેખ સંપૂર્ણ તપાસીએ, તો અસંતોષના સાચા મૂળ તરફ આપણે ઝટપી કૂચ કરી શકીશું. રાજકીય, સામાજિક અને લશ્કરના અસંતોષ ઉપર છૂટક છૂટક ભાર મૂકી બળવાનાં કારણોને ભિન્ન-ભિન્ન રીતે ન દર્શાવતાં, તે બધાંય કારણોને આલેખી, તે સર્વેની સામુદાયિક અસર મિતાક્ષરી ભાષામાં દર્શાવવામાં આવેલી છે અને આ સમર્થ ઇતિહાસકારનો અભિપ્રાય આપણે તેમ જ આપણા રાજકર્તાઓએ દૃષ્ટિ સમક્ષ રાખવા જેવો છે.

લૉર્ડ લૉરેન્સનો અભિપ્રાય આપણે ઉપર વિચાર્યો. હવે તેના ભાઈ સર હેન્રી લૉરેન્સ — જે કદાચ જીવતો હત તો ભવિષ્યના હિન્દનો હાકેમ થાત અને જે લખનૌમાં બળવાની શરૂઆતમાં જ ભોગ થઈ પડ્યો — તેનો અભિપ્રાય કેવો હતો તે જોઈએ. તેણે પોતાના વિશાળ અનુભવના તારણરૂપે ઘણા પત્રો ગવર્નર જનરલ ઉપર લખેલા. તા. ૧લી મે ૧૮૫૭ના એક પત્રમાં એ લખે છે:

"મને સિપાઈઓની પરિસ્થિતિ વિષે ઘણા કાગળો મળ્યા છે. તેમાંના ઘણાખરા અત્યારના અસંતોષના મૂળમાં કારતૂસો અથવા બીજું કોઈ નિર્દિષ્ટ કારણ જણાવતા નથી, પણ સરકારનાં કૃત્યોથી જન્મેલા સર્વવ્યાપી અસંતોષને જ જણાવે છે, અને આનો લાભ બળવાખોરોએ ચતુરાઈથી લીધો. આ મારો અભિપ્રાય છે."

ઉપરના પત્રમાં આગળ જતાં સર હેન્રી જણાવે છે કે, સિપાઈની પ્રતિષ્ઠા પહેલાંના જેટલી રહી નથી અને આના સમર્થનમાં તેને કેટલાયે સિપાઈઓ સાથે વાતચીત થયેલી તેનો ઉલ્લેખ કરી 'જનરલ સર્વિસ ઍન્લિસ્ટમેન્ટ ઍક્ટ'ની સિપાઈઓ ઉપર ઘણી જ અસર થયાનું જણાવે છે. જે નવા સિપાઈઓ લશ્કરમાં જોડાતા, તેમણે હિન્દની બહાર પણ હુકમ થતાં જવું પડશે, એવી જોગવાઈ ઉપર જણાવેલા કાયદામાં કરવામાં આવી હતી, એટલે જૂના સિપાઈઓ તો એમ માનવા લાગેલા કે, નવા સિપાઈઓએ લીધેલા સોગન (Oath) આખીયે પલટણને લાગુ પડશે. સિપાઈઓનો આ ભય તેમની સાથેનું કંપની સરકારનું વર્તન જોતાં છેક અકારણ ન હતો. સર હેન્રી લૉરેન્સ તરફ હિન્દી સિપાઈઓ માન અને પ્રેમની નજરે જોતા, પણ સર હેન્રી કોઈ પણ પ્રકારના ભુલાવામાં કે ભોળપણમાં ફસાયેલો ન હતો. બળવા અગાઉ પાંચ

વરસ ઉપર એમ કહેલું કે, જો સાવચેતી રાખવામાં નહીં આવે તો હિન્દી સૈનિકો આપણી સામે થઈ જશે; અને બન્યું પણ તેમ જ. આમ કેટલાયે દૂરદર્શી અમલદારોની ચેતવણીઓને અવગણવામાં આવેલી.

કે અને મેલેસનનો સ્પષ્ટ અભિપ્રાય હોવા છતાં ૧૮૮૩ની સાલમાં રાઇસ હોલ્મ્સના (Riec Holmes) બળવાના ઇતિહાસમાં છેલ્લા પ્રકરણમાં મૅલેસનથી જુદો અભિપ્રાય દર્શાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. એ લખે છે : "ઇતિહાસ અને સામાન્ય બુદ્ધિથી જોતાં જણાશે કે, બળવાની પાછળ બળવો કરવાનું યોગ્ય કારણ હોવું જોઈએ. આવું કારણ બ્રિટિશ સરકારે આપેલું છે ?" આ સવાલનો જવાબ નકારમાં જ કલ્પી લઈ આગળ વધતાં આ લેખક જણાવે છે કે, અંગ્રેજ સરકારનો વહીવટ ખરાબ ભલે હશે, પણ અગાઉના વહીવટ કરતાં સારો જ વધુ સારો હતો. આ ઉપરથી તે એવા નિર્ણય ઉપર આવે છે કે, સિપાઈઓને બળવો કરવાનું કાંઈ જ કારણ સરકારે આપેલું નહીં તેથી, અને હિન્દમાં અનેક ધર્મો અને જાતિઓ હોવાથી, અંગ્રેજો સામે સફળ સંગઠન હિન્દીઓથી સાધી શકાયું નહિ; માત્ર કેટલીક આગળપડતી વ્યક્તિઓએ સ્વાર્થ ખાતર જ બળવામાં ભાગ લીધેલો.

ફિરોઝ સાહેબની "મહાન બળવાની વાત"માં જેમ સત્ય અને અર્ધસત્યોનું મિશ્રણ કરવામાં આવ્યું છે તેવું જ ઉપરના રાઇસ હોલ્મ્સના અભિપ્રાય વિષે પણ છે. પણ આ ઝીણવટભરી ચર્ચામાં ન ઊતરતાં હિન્દી સિપાઈઓમાં છેક ૧૭૬૪ની સાલથી કેવો ઉગ્ર અસંતોષ ચાલુ હતો તે બતાવવાનું બીજા લેખ ઉપર મુલતવી રાખી આ લેખ પૂરો કરીએ.

વિજયશંકર મંછારામ ભટ્ટ

# વ્યાકરણચર્ચા

## 'આ, એ, તે'

'શિક્ષણ અને સાહિત્ય'માં 'આ, એ, તે' વિશેની ઉપયોગી ચર્ચા વાંચી. એમાં ઉપયોગી થાય એ દૃષ્ટિએ તદ્વિષયક નિયમો મોકલી આપું છું:–

"૪. સર્વનામોમાં 'આ, એ, તે' એ ત્રણ ક્યાં વાપરવાં એમાં વ્યવસ્થા સામાન્ય રીતે જળવાતી નથી.

'આ' નજીકના પ્રત્યક્ષ પ્રાણી પદાર્થ વગેરેને માટે પ્રયોજાય છે; જેમ કે :

આ અહીં બેઠા છે

આમને કશું કહેશો નહિ

આમાં બંને જુદાં વાક્ય છે. પણ પ્રથમ એક વિશે કહી, પછી એને વિશે સંગત રીતે કહેવાનું ચાલુ રહે છે ત્યારે 'એ' પ્રયોજાય છે, જેમ કે :

આ અહીં બેઠા છે એમને કશું કહેશો નહિ. કહેશો તો એઓ ખૂબ ગુસ્સે થઈ જશે. એમની વાત ન્યારી છે.

'આ' જેમ નજીકના પ્રત્યક્ષ પ્રાણી પદાર્થ વગેરેને માટે વપરાય છે, તેમ સ્વતંત્ર રીતે 'એ' દૂરના દેખાતા યા ન દેખાતા પ્રાણી પદાર્થ વગેરે માટે પ્રયોજાય છે; જેમ કે :

એ ત્યાં બેઠા છે

'તે' ત્રીજા પુરુષના સર્વનામ તરીકે પ્રથમના વાક્યમાં વપરાય છે; જેમ કે :

હું તો તેમને જ આ વાત કરીશ એઓ એ લક્ષ્યમાં લેશે કે નહિ એ હું કહી શકતો નથી

હું જે કાંઈ તેમને કહીશ તે એમને ગળે નહિ ઊતરે

દ્વિરુક્તિમાં બધા જ પ્રસંગે 'તે' પ્રયોજાય છે; જેમ કે :

મેં તેમની પાસેથી ઘણા પ્રસંગો સાંભળ્યા તે તે પ્રસંગો આજે પણ મારી આંખ સામે ખડા થઈ જાય છે.

વાક્યમાં સાપેક્ષતાનો અર્થ હોય ત્યારે, 'જે' વપરાયું હોય કે ન વપરાયું હોય, 'તે' જ આવે; જેમ કે :

હું જે કાંઈ તેમને કહીશ તે એમને ગળે નહિ ઊતરે. હું કહું તે એણે કરવું જ જોઈએ.

**સૂચના**–એકવાર મુખ્ય સર્વનામ તરીકે 'તે' આવી જાય પછી એને માટે વધુ કહેવાતાં 'એ' જ વપરાય એ ઉપરનાં ઉદાહરણોથી સ્પષ્ટ થઈ જશે. તેમ એકવાર કોઈ પણ નામ વપરાઈ ગયા પછી, એને માટે કહેતાં પણ 'એ' જ વપરાય.

**'એ'નો વિશેષ ઉપયોગ**–કોઈ એક શબ્દ કે આખા વાક્યની સમાન વિભક્તિએ સર્વનામ વપરાય છે તે 'એ' જ છે; જેમ કે :

મુંબઈ એ મોટું શહેર છે

વાણિયો મરતું નામ મરી ન પાડે એ ખરું કે ?

આવા પ્રસંગમાં કદી 'તે' ન વપરાય.

નજીક માટે 'આ' અને દૂર માટે 'એ' ક્રિયાવિશેષણ તરીકે પણ વપરાય છે; જેમ કે :

આ રહ્યો હું. (Here I am.)

એ રહ્યો તે. (There he is.)

આ સર્વસામાન્ય રૂઢિ પ્રમાણે આવું, એવું, તેવું અને તે તેના ઉપરથી થતા બીજાં વિશેષણો અવ્યયો વગેરેનો પ્રયોગ થાય છે.

'તેમજ' આ ઉભયાન્વયીનો સ્વતંત્ર પ્રયોગ સમજી એને એ જ રીતે પ્રયોજવું; એ જ રીતે વાક્યારંભે 'તેમ.'"

આ સર્વનામોના પ્રયોગોમાં કેળવાયેલા લોકોમાં ખૂબ કૃત્રિમતા છે. 'એ'ને અશિષ્ટ સમજી હાંસીહાંસીને 'તે'નો ઉપયોગ કરવામાં આવે છે. મધ્યમ તેમજ નીચલા થરની પ્રજામાં આ સર્વનામો વધુ સ્વાભાવિક રીતે પ્રયોજાય છે, એ તરફ નિયમો નક્કી કરનારા વિદ્વાનોનું હું ધ્યાન ખેંચું છું.

શ્રી. મશરૂવાળા તેમ જ શ્રી. મગનભાઈએ લાવી આપેલા નિયમો સ્વાભાવિકતા તરફ લઈ જનારા છે, એમ એ જ કારણે મને લાગ્યું છે.

કેશવરામ કા. શાસ્ત્રી

તા. ક. સંસ્કૃત ભાષામાં इदम् અને एतद् સર્વનામનો વાક્યમાં એકવાર ઉપયોગ થયા પછી, તેમ કોઈ નામનો ઉપયોગ થઈ ગયા પછી इदम्–एतद् વાપરવાનો પ્રસંગ આવતાં જ एनत् રૂપ ( एनम्, एनौ, एनाम्, एने, एनान्, एनाः, एनानि, एनेन, एनया, एनयोः ) વપરાય છે. બરોબર એ જ રીતે આજે 'એ'નો પ્રયોગ ગુજરાતીમાં જોવામાં આવે છે. એ જ કારણે એવાં સ્થળોમાં 'તે'નો પ્રયોગ તરત ખટકે છે.

# શરદ ઋતુનું આકાશ

શરદ ઋતુ સામાન્ય રીતે શ્રાવણી પૂર્ણિમાથી શરદ પૂર્ણિમા સુધીની લેખાય છે.* આ ઋતુના આકાશનું મોટું આકર્ષણ તેની આકાશગંગા છે. શરદ ઋતુમાં રાતના નવ દસ વાગ્યે આકાશ તરફ નજર કરશો, તો બરાબર માથા ઉપર થઈ, ઈશાનથી નૈઋત્ય તરફ જતો એક સફેદ પટો દેખાશે. એ જ આકાશગંગા છે. એનું બીજું નામ મંદાકિની છે.



ગામડાના લોકો તેને 'સ્વર્ગ નરકના ગેરટા' કહે છે. બરાબર માથા ઉપર નજર કરશો તો આકાશ ગંગામાં બે ફાંટા જેવું જણાશે. અહીં ગંગા બે ધારામાં વહે છે. બંને ધારા ઠેઠ નૈઋત્ય સુધી પહોંચી પછી મળી જાય છે. એક અંગ્રેજી કવિએ, મેઘધનુષ્ય પૃથ્વીથી સ્વર્ગ સુધીનો રસ્તો બનાવે છે એમ કલ્પ્યું છે. આપણી જનતાને આકાશગંગામાં સ્વર્ગ અને નરકના રસ્તા દેખાયા છે, એમાં કઈ ભાવના પ્રતિબિંબિત થઈ હશે ?

બરાબર નૈઋત્ય દિશામાં ગંગાસ્નાન કરતો વીંછી (वृश्चिक) પડ્યો છે. મહાપ્રતાપી યોદ્ધો જરા આરામ લેવા આડો પડ્યો હોય એમ, એ ક્ષિતિજ ઉપર લાંબો પથરાઈને પડેલો જણાશે. આ રાશિને, કામ-વીંછીને પોતામાં સમાવી લેનાર, રણશય્યા પર સૂતેલા ભીષ્મ પિતામહ, અને આકાશગંગાને દાદાને પાણી પાવા, પાતાળ ફોડી, અર્જુને ઉત્પન્ન કરેલી સ્નેહ-ગંગા (જીવન-ગંગા) સમજીએ તોય શું ખોટું છે?

વૃશ્ચિકના ડંખની પાસે જ, આકાશગંગામાં અર્ધું ડૂબેલું, નવ દશ એકસરખા તેજસ્વી તારાઓનું એક ઝૂમખું દેખાશે. એમાં ચાર ચાર તારાઓનાં બે જૂથ, વચ્ચે આવેલા બે તારાઓની પડખે ગોઠવાયેલાં દેખાશે; જાણે ઊંટ ઉપર લાદેલા ગુણા. આ મંડળનું નામ ધનુ રાશિ છે. ધનુ રાશિના વૃશ્ચિક તરફ આવેલા ચાર તારા-વાળા જૂથનું નામ છે પૂર્વાષાઢા નક્ષત્ર અને બીજા જૂથનું નામ છે ઉત્તરાષાઢા નક્ષત્ર.

ધનુ રાશિ વૃશ્ચિક જેવી ભવ્ય નથી, પણ બીજી રીતે એનું ઘણું મહત્ત્વ છે. ધનુ-રાશિ આગળ આકાશગંગા જેવી ચમકતી અને સુંદર દેખાય છે એવી બીજે નથી. વળી સૂર્યનું ઉત્તરાયન (ઉપર તરફ જવું) પણ આ રાશિમાં જ થાય છે. આને લીધે પણ એની ખૂબ મહત્તા લેખાય છે.

આપણે ત્યાં 'ધનારક મનારક' (ધનાર્ક મીનાર્ક)માં શુભ કામો લેવાતાં નથી. 'ધનુ'ને આપણે ભૂલથી 'ધન' કહીએ છીએ. ધન (ધનુ) રાશિમાં સૂર્ય પ્રવેશ કરે, ત્યારે ધનાર્ક અને મીન રાશિમા પ્રવેશ કરે ત્યારે મીનાર્ક થાય છે.

હવે જરા માથા ઉપર નજર કરો. એકબીજાથી ઠીક ઠીક અંતરે આવેલા, ખૂબ તેજસ્વી ત્રણ તારા તરત તમારું ધ્યાન ખેંચશે. આમાંના બે તારા આકાશગંગામાં છે અને ત્રીજો બહાર. બહારના તારાનું નામ અભિજિત છે. ગંગામાં આવેલા બે તારા પૈકી ઈશાન તરફનો તારો हंसपुच्छ છે અને બીજો શ્રવણ છે. ત્રણે તારામાં અભિજિત સૌથી વધુ તેજસ્વી છે. એનો નીલ શ્વેત રંગ આંખને અને મનને ગમી જાય એવો છે. પણ એ ત્રણે તારાથી બનેલા મોટા આકાશી ત્રિકોણનું દૃશ્ય તો એથીયે વધુ સુંદર — અનુપમ — છે.

છોટુભાઈ સુથાર

*અંગ્રેજી તારીખ પ્રમાણે શરદ ઋતુનો સમય ૨૩ ઓગસ્ટથી ૨૪ સપ્ટેમ્બર સુધીનો ગણાય છે

# એક સૂચક ભયચિહ્ન

તા. ૨૨-૧૨-'૪૧ ના 'હિંદુ' પત્રની નીચેની કાપલી, ત્યારની મારી પાસે સંઘરી રાખેલી, આજેય વાચક આગળ મૂકવી જોઈએ, એવી મહત્ત્વની છે. તેના લેખક શ્રી. કુપ્પુસ્વામીની ઓળખ તેમાં જ પ્રારંભે છે. ઉપરાંત જણાવું કે, તે વર્ધા શિક્ષણ યોજનાના પ્રેમી છે અને તે યોજના શરૂ થઈ ત્યારે જે તાલીમવર્ગ, ચર્ચાપરિષદો ૪૦ વર્ધામાં થયેલાં, તેમાં ભાગ લેનાર એક હતા. તેમણે જ્યારે જોયું કે, તે યોજનાની એક મોટી ને (મારે મન) ભારે ક્રાંતિકારી બાબતમાં ભલભલા પણ ભૂલ ખાય છે કે લોકને ભૂલમાં નાંખવા માગે છે, ત્યારે તેનાથી અકળાઈને તે બાબત તેમણે ગાંધીજીને લખી અને તેમનો સ્પષ્ટ મત આવ્યો તે 'હિંદુ'માં પ્રસિદ્ધ કર્યો. તે વાંચ્યો મેં તે સંઘરી લીધો અને પહેલી તક મળતાં તે જ અરસામાં તે ગાંધીજીને બતાવી, તે હેવાલ બરોબર છે કે કેમ તે પૂછ્યું. તેમણે મને કહ્યું કે, આ કાપલીનો હેવાલ બરોબર છે ને મારે તેમાં કાંઈ સુધારવાનું નથી.

તે કાપલી નીચે પ્રમાણે છે:—

"શ્રી એન. કુપ્પુસ્વામી આયંગર, એમ. એ., એલ. ટી. નિવૃત્ત થયેલા અધ્યાપક, ટ્રેનિંગ કૉલેજ, ત્રિવેન્દ્રમ,— એ લખે છે:–

'શ્રીનગર (કાશ્મીર)માં મળેલી કેળવણી પરિષદમાં પ્રશ્ન ઊઠયો કે, વર્ધા યોજનાની શાળાઓના પાંચમા ધોરણમાંથી વિદ્યાર્થીઓ માધ્યમિક શિક્ષણમાં — એટલે કે અંગ્રેજી શાળાઓમાં — જાય, એ ગાંધીજીએ અને હિંદુસ્તાની તાલીમી સંઘે ભલામણ કરેલી પાયાની કેળવણીની યોજના સાથે સુસંગત છે ખરું? આ બાબતની શંકા દૂર કરવાને માટે મેં ગાંધીજીની મુલાકાત મેળવી અને તેમને જણાવ્યું — યુ. પી. અને કાશ્મીરની શિક્ષણ સમિતિઓ તથા મધ્યસ્થ સરકારનું શિક્ષણ સલાહકાર મંડળ, એ બધાં આ પ્રકારની પાંચમે વર્ષે ફંટામણીની ભલામણ કરે છે; આ સમિતિઓ તથા મંડળ વગેરે બધામાં અનેક આગળપડતા કૉંગ્રેસીઓ તથા તાલીમી સંઘના કેટલાક સભ્યોએ પણ મેમ્બર તરીકે કામ કરેલું છે. આથી કરીને, ઘણા લોકો એમ માનવા લાગ્યા છે કે, ગાંધીજીએ બતાવેલી પાયાની કેળવણી એક જાતનું ઊતરતું શિક્ષણ છે ને તે ગામડાના ગરીબો માટે છે; અને એમાં એવી ગણતરી છે કે, આમજનતા નોકરી આદિ જે ઊજળા ધંધા છે તેમાં ઉપલા વર્ગોની સાથે હરીફાઈ ન કરે. આ ખ્યાલને જો વધતો જવા દેવામાં આવે, તો વર્ધા શિક્ષણ યોજનાને મૂળમાં જ તે હાનિ. તે જ વખતમાં તેમને ખબર પડી કે, 'નેશનલ પ્લેનિંગ કમિટી'એ પણ આ ફંટામણી મંજૂર રાખી છે। આથી તો વાત વળી વધારે કથળી.

(પરિષદના?) મંત્રીએ આ સ્થિતિનું સમર્થન કરવા એવી રીતે પ્રયત્ન કર્યો કે, કોઈ ધની લોક તેમનાં છોકરાંને 'બીજી જાતનું' શિક્ષણ આપવા માગે, તો તેમને રોકી તો ન જ શકાય.

મેં તેના જવાબમાં કહ્યું કે, પ્રશ્ન એ નથી કે તે લોકોને આપણે રોકી શકીએ, કે ન રોકી શકીએ. આપણે તેને ન રોકી શકીએ તોપણ તે ઉપરથી એમ નથી સિદ્ધ થતું કે, આપણે તેમાં સંમત થવું જોઈએ.

ગાંધીજીએ જવાબ આપ્યો: "ધનિક કે અણસમજુ લોકો ગમે તેમ કરે, કૉંગ્રેસીઓ ગમે તે કહે કે ગમે તે કરે; મારી પાસે, સમજાવટ સિવાય બીજી કોઈ સત્તા નથી. મારા મનમાં મને મુદ્દલ સંદેહ નથી કે, ૭ વર્ષની પાયાની કેળવણી પૂરી કર્યા પહેલાં, તેના પાચમા ધોરણથી અંગ્રેજી શાળામાં વિદ્યાર્થી ફંટાય, એ વસ્તુ મેં સૂચવેલી પાયાની કેળવણી પદ્ધતિને અસંગત છે"

મેં વિનંતી કરી કે, આ ગાંધીજીનો વિચાર બને તેટલો વધારે પ્રસિદ્ધ કરવામાં આવે. ગાંધીજીએ મને તરત તેવી રજા આપી."

શ્રી. કુપ્પુસ્વામીએ આખો મુદ્દો ટૂંકમાં છતાં એવી સચોટ રીતે મૂક્યો છે કે, વધુ કશું-કહેવાની જરૂર નથી. અંગ્રેજીને પાયાની કેળવણીનાં સાત-આઠ વર્ષમાં સ્થાન ન હોય એ કોઈ રીતનો અવહેવારુ ગગનવિહાર નથી. એમાં ઉપલા વર્ગોને કોઠે પડી ગયેલી નરી સ્વાર્થી નજર જ હોય એમ લાગે છે. બાકી સરકારી સમિતિએ કહ્યું છે કે, પાયાની શાળામાં અંગ્રેજી ન હોય.* તેમાં સુધારો (કે કુધારો?) કરવો પડે છે, એ આવતા સ્વરાજને માટે સૂચક ભયચિહ્ન છે. સમાજે એનો વેળાસર વિચાર કરી રાખવો જોઈએ. મ૦

* અને એ જ દશા સારજંટ યોજનામાં પણ કાયમ રહે છે. તેમાં પણ પાંચ વર્ષ બાદ અંગ્રેજી શાળાઓમાં જઈ શકાય, ને અંગ્રેજી ત્યાં ન જ હોય એવું નથી.

## વિનંતી

સરદારશ્રી વલ્લભભાઈ પટેલના જીવનચરિત્ર માટેની સામગ્રી એકત્ર કરવાનું નક્કી કરવામાં આવેલું હોવાથી સરદારશ્રીના બાળસ્નેહીઓ, સહાધ્યાયીઓ, મિત્રો, સહકાર્યકરો તથા તેમના નિકટના પરિચયમાં આવેલા સૌને તેમના જીવનપ્રસંગો તથા તેમના જીવન સંબંધી અન્ય માહિતી નીચેને સરનામે અમને મોકલી આપવા આગ્રહપૂર્વક વિનંતી છે. આ ઉપરાંત જેમની પાસે તેમના જીવન ઉપર પ્રકાશ પાડતા તેમના પત્રો તથા જીવનચરિત્રને ઉપયોગી બીજી જે કાંઈ સામગ્રી હોય, તે પણ અમને મોકલી આપવા વિનંતી છે. તેમના પત્રોની નકલ કરી લઈને તે જેમના હશે તેમને પાછા મોકલી આપીશું. અમને આશા છે કે, લાગતાવળગતા સૌ આ મહત્ત્વના કાર્યમાં અમને સહકાર આપશે.

તા. ૨૨-૮-'૫૧
નવજીવન કાર્યાલય
પો. ઑ. ૧૦૫
અમદાવાદ

લિ. સેવક
જીવણજી દેસાઈ

# માસિક વિવેચન

## નવમી ઑગસ્ટ

આપણી સ્વાતંત્ર્ય-કૂચમાં નવમી ઑગસ્ટ અમર સ્થાન ભોગવે છે, એમાં તો હવે આપણા વિરોધીઓય વાંધો નહિ લઈ શકે. એમાં શું એવું છે? તે વિચારતાં તરત ઑગસ્ટ પહેલી પણ યાદ આવે છે; તે દિવસ લોકમાન્યના તર્પણનો દિન છે. અને લોકમાન્ય આ નવમી-ઑગસ્ટ ભાવનાના આદિપિતા સમાન છે. હિંદની સ્વાતંત્ર્ય-કૂચે, ૧૮૫૭ની નિષ્ફળતા બાદ, લગભગ એક પેઢી તેમાંથી પાછા નીકળી આવવામાં કાઢી. ૧૮૮૫માં પાછો પ્રજાકીય આત્મા અખિલ ભારતીય રાષ્ટ્રીય મહાસભાનું શરીર ધારીને અવતર્યો. ઇતિહાસકારો બતાવે છે કે, એ જન્મનું દાયણકામ કરવામાં અંગ્રેજ અમલદારો અને વાઇસરૉયનો હાથ હતો: હિંદી પ્રજા ઉપર જો રાજ્ય કરવું હોય, તો તેના મનમાં શું ચાલે છે તે જાણવું જોઈએ; કેમ કે, રાજ્યપદ્ધતિ ગમે તેવી ('કરી') 'શાહી' હોય, છતાં પ્રજામતને તે ઉવેખી જ ન શકે; તેને પામવાનો અને તેની રૂખ જોઈ તેની જોડે વ્યવહાર કરવાનો પ્રકાર ભલે દરેક પ્રજા ને તેની 'શાહી' પોતપોતાનો યોજે. આ સનાતન રાજ્યસૂત્રમાંથી કૉંગ્રેસનો જન્મ થયો. ૧૮૫૭માં જો કોઈ હાર્યું તો તે હિંદી રજવાડાં હાર્યાં હતાં, હિંદી પ્રજા નહિ. તેને કબજે લેવાના કાર્યનો પ્રારંભ અંગ્રેજ રાજ્યકર્તાઓએ રજવાડાંને પૂરાં માત કર્યાં પછી જ કર્યો છે. એમાં તેઓ ન ફાવ્યા, એ દીવા જેવું બતાવનાર દિન એટલે નવમી ઑગસ્ટ.

પ્રજાજીવનનું સૂત્ર છે કે, જે પ્રજા પાસે પોતાની જીવનદૃષ્ટિ નથી તે નાબૂદ થાય છે. હિન્દી કૉંગ્રેસના સંસ્થાપકો પાસે આ દૃષ્ટિ અમુક રૂપે શરૂથી હતી; તે હતી તેથી તો એ સંસ્થા એક સતત વિકાસી વસ્તુ બની શકી છે. શરૂમાં આ દૃષ્ટિ એવી સમજાઈ હતી કે, હિંદ અને બ્રિટનનો જે રાજા-પ્રજા તરીકેનો સંજોગ થયો છે તે એક ઈશ્વરી સંકેત છે; એટલે કે, તેમાં શુભ જ રહેલું છે. આ ભાવના આજે ગમે તેવી હાસ્યાસ્પદ અને બાલિશ લાગે, છતાં તે ત્યારના માનસ માટે સમજાય એવી અને કાંઈક તેના ઇતિહાસમાંથી નીપજેલી હતી, એમાં શંકા નથી. એ બતાવવાનું અહીં સ્થાન નથી; પ્રસ્તુત વાત જ આગળ ચલાવીએ.

ઉપરની ભાવના અંગ્રેજ રાજ્યકર્તાઓનેય ગમતી. કેમ ન ગમે? રજવાડી હિંદને ડાહ્યું કરવા વેલેસ્લી વગેરેએ જે લશ્કરી સહાયકારી નીતિ આરંભી હતી, તેમાં રહેલ તત્ત્વની જ અનુરૂપ આવૃત્તિ આ હતી. તેને જ જો હિંદી પ્રજાએ અપનાવી હોત તો તેમાંથી હાર સિવાય બીજું પરિણામ ન આવત. પરંતુ હિંદી પ્રજાનો આત્મા સાબૂત હતો; હિંદના રાજાઓ પેઠે પ્રજામાં ભોગવિલાસ અને બેજવાબદારીનો સડો નહોતો; તે તો અંગ્રેજ રાજ્યનાં બૂરાં પરિણામો અને દુઃખોની ભઠ્ઠીમાં એક સરખી તવાતી હતી. તેથી ઉપરની સમજની અસત્યતા તરત ઉપર તરી આવી. તેનું દર્શન કરી, પ્રાચીન હિંદી પ્રજાને છાજે એવી અને તેના પૂર્વ ઇતિહાસને આગળ સાંધી આપે એવી, નવી ભાવના દેશ આગળ મૂકવાનું કામ લોકમાન્યે કર્યું છે. 'હિંદ છોડી ચાલ્યા જાઓ'ના આદિ ઋષિ તે છે. ૧૯૪૨ની નવમીએ જ્યારે આ મંત્ર ગાંધીજીએ દેશને આપ્યો, ત્યારે તેમની વાટે, ખરું જોતાં, લોકમાન્યનો અને અખિલ હિંદનો સાચો આત્મા બોલી રહ્યો હતો. આજે કેટલાય પોથી-પંડિતો લોકમાન્ય અને ગાંધી ઉપર શાસ્ત્રાર્થો કરે છે; પરંતુ ખરેખર જો *લોકમાન્ય આજે જીવંત હોત તો તે ગાંધીજીના રાજકારણમાં* અને દેશે નવમી ઑગસ્ટે જે નવ-પ્રસ્થાન કર્યું છે, તેમાં ઓતપ્રોત રહેલા છે. જો લોકમાન્ય જોઈ શકતા હશે, તો તેમનો આત્મા દેશની આ નવા તબક્કે પહોંચેલી સ્વાતંત્ર્ય-કૂચને જોઈને, ખરેખર તૃપ્ત થતો હશે.

૧૯૪૨થી ૧૯૪૫ 'એ ત્રણ વર્ષો કેવાં ગયાં' ખરું પૂછો તો, ૧૯૩૯થી ૧૯૪૫નો આખો યુદ્ધગાળો જ ગણવો જોઈએ. આ વર્ષોમાં મિત્રરાજ્યોએ લોકશાહી માટે યુદ્ધ માંડયું એમ કહેવાય છે, જોકે હવે તો તે ઓછું સંભળાવા લાગ્યું છે. આપણા દેશે તો ખરેખર લોકશાહી માટે યુદ્ધ માંડયું. અને આ સાચું 'લોકયુદ્ધ' હજી ખડું છે. અહિંસક યુદ્ધોને-'સીઝ ફાયર'—તલવાર મ્યાન કરવાની હોતી નથી; તે તો શાંતિમાં શું કે અશાંતિ લાગની હોય તો તેમાં શું, પોતાની એકધારી લડાઈ ચલાવ્યે રાખે છે. હિટલર અને હિરોહીટોની પાસે 'પૂરી શરણાગતી' માગી શકાય, અને ગાંધી પાસે નહિ, તે આથી જ. એવાને કાજે હારવાનું નથી. સત્યાગ્રહ તો કદી હારે જ નહિ, તે આથી જ શરત માત્ર એટલી કે, તે અહિંસક સત્યાગ્રહ હોવો જોઈએ. ગયાં ત્રણ વર્ષોમાં આ દૃષ્ટિએ જેવી અને જેટલી ભૂલ કરી, તેવી ને તેટલી નબળાઈ, કાયરતા, અને નિષ્ફળતા તથા હારણબુદ્ધિ આપણે જરૂર અનુભવી. આજે એ ઝાકળની જેમ ઊડી જવા લાગી છે, કારણ પ્રજાકીય યુદ્ધના અહિંસક આત્માને પાછો આપણે પિછાનવા લાગ્યા છીએ. અને તેથી આજે પાછા આપણે સ્વસ્થ બન્યા છીએ અને કહીએ છીએ કે, નવમી ઑગસ્ટ ભાવના હિંદી હૃદયની ભાવના છે—હિંદી હૃદયમાં તેને ઈશ્વરે જડેલી છે. જાણ્યે અજાણ્યે પણ હિંદી પ્રજા તેનું જ અનુશીલન કરશે. તેથી જ આજ કોઈ પણ પક્ષ કે વિચારક વ્યક્તિ એમ કહેનારાં નથી રહ્યાં કે, હિંદમાંથી અંગ્રેજી રાજ ન જાય. હિંદ-બ્રિટનની ગાંઠનો

રૂપ બનેલી એવી આ બે વ્યક્તિઓની વાટે અર્વાચીન હિંદે પોતાના પ્રાચીન સનાતન પ્રગતિતત્ત્વને ભાળ્યું છે.

## ગાંધીજી અને હિંદીપ્રચાર સમિતિ

છેવટે ગાંધીજીએ હિંદી સાહિત્ય સંમેલનની પ્રચાર સમિતિમાંથી રાજીનામું આપ્યું છે. ખરું જોતાં સૂક્ષ્મ રૂપે તો તેમને જ્યારે અલગ હિંદુસ્તાની પ્રચાર સભા સ્થાપવી પડી ત્યારથી જ તે અપાયેલું હતું એમ સમજવું જોઈએ. પરંતુ તે વખતે એવી આશા હતી કે, હિંદી-નાગરી-પ્રચારના આગ્રહવાળી વર્ધા સમિતિ હિંદુસ્તાની પ્રચારની વ્યાપક રાષ્ટ્રીય દૃષ્ટિ માન્ય રાખી, પોતે તેને સહાયકારી બનીને વર્તશે. પરંતુ એ આશા વ્યર્થ ગઈ લાગે છે. એટલે, તેમણે સ્થૂલ રૂપે પણ રાજીનામું આપ્યું, તે તે સારું જ થયું.

કાર્યની દૃષ્ટિએ પણ એની જરૂર હતી. ગુજરાતમાં હિંદુસ્તાની પ્રચાર કાર્ય ૧૯૪૩માં શરૂ થયું, ત્યારે ગાંધીજી તથા 'ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચાર'ના પ્રમુખ શ્રી. કાકાસાહેબ જેલમાં હતા અને હિંદુસ્તાની પ્રચાર સભા કામ કરી શકતી નહોતી. તેથી એવો બુદ્ધિભેદ કરાયો કે, આ કાર્ય તેમને સંમત નથી. ૧૯૪૪માં ગાંધીજી બહાર આવ્યા,* હિંદુસ્તાની પ્રચાર સભા કામ કરતી થઈ. એટલે આ બુદ્ધિભેદ સાફ થવા લાગ્યો: ગુજરાતનું નવું કામ સાચી રાષ્ટ્રીય નીતિ પ્રમાણે છે એમ જાહેર થયું.

છતાં બુદ્ધિભેદે બીજું રૂપ લીધું અને તે એ કે, ગાંધીજી વર્ધાસમિતિના એક સભ્ય છે, એટલે તેનું પ્રચારકામ પણ એમને મંજૂર છે! હમણાં થોડા જ વખત ઉપર આવી બુદ્ધિભેદી જાહેરાત ગુજરાતના એક છાપામાં આવેલી તે એક મિત્રે બતાવી હતી. હવે એ પણ નહિ ચાલી શકે, એ સારું જ થયું. લોક સામે સ્પષ્ટ રજૂઆત થવી જોઈએ કે, રાષ્ટ્રભાષાના પ્રચારકામમાં આપણે શું કરવું જોઈએ. લોકોને તે સમજાવવું પણ પડશે; જાતા કેટલાય ખ્યાલોને દૂર કરવાના પણ તેમાં આવશે. એનું જ નામ *રાષ્ટ્રની ગુલામીનું રહસ્ય છે. આપણું દરેક સ્વમાનકાર્યનું રહસ્ય જ* આ જાતનું છે. તેથી તો અંગ્રેજ ગુલામીમાંથી મુક્ત કરનારી અકસીર માત્રા તે ગણાય છે; અને જ્યારે જ્યારે રાષ્ટ્ર ગૂંચવાય છે ત્યારે ત્યારે તે અવ્વલ કાર્યને આપણે ભૂલ્યા એ જ તેનું કારણ છે, એમ જણાવતાં ગાંધીજી થાકતા નથી. હિંદને એક રાષ્ટ્ર ઘડવાના મનોરથીઓ માટે હિંદુસ્તાની પ્રચાર એક પ્રબળ સાધન છે. હવે રાષ્ટ્રભાષાનો વિચાર અને કોમભાષાનો વિચાર અલગ છે, એ સ્પષ્ટ થવું જોઈએ. જો હિંદીને હિંદુઓની અને ઉર્દૂને મુસલમાનોની કોમભાષા ગણીને વર્તવાનું હોય, તો કોમભાષા રાષ્ટ્રભાષા નથી. વળી સ્વભાષા અને રાષ્ટ્રભાષાની વચ્ચે ત્રીજી એવી કોઈ ધર્મસાંપ્રદાયિક કે કોઈ જાતની બીજી ભાષાની જરૂર નથી. ગાંધીજીના રાજીનામાથી રાષ્ટ્રભાષાપ્રચાર માટે હવે હિંદુસ્તાની પ્રચાર સભા જ એક અખિલ ભારતીય સંસ્થા છે, એ સ્પષ્ટ થાય છે; અને એ સારી વાત છે.

* હવે કાકાસાહેબ પણ બહાર આવી ગયા છે ને તેમણે ય ગુજરાતના હિંદુસ્તાની કાર્યને પ્રમાણ્યું છે.

## 'કોડિયા'ને આવકાર

શ્રી. નાનાભાઈ ભટ્ટના તંત્રીપદે, ગ્રામદક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર તરફથી, 'કોડિયું' માસિક ઑગસ્ટની પહેલી તારીખે બહાર પડ્યું છે, એને અમે હૃદયપૂર્વક આવકાર આપીએ છીએ. શરૂમાં શ્રી. સ્વામી આનંદે ગુરુદેવ ટાગોરના 'કોડિયા'ની ભાવના બતાવતા, એક શ્લોકનો અનુવાદ મોકલેલો તે ટાંક્યો છે. આ રહ્યો તે શ્લોક:—

> "આથમતો રવિ પૂછે, 'મારું
> કાર્ય હવે આ કરશે કોણ?
> સુણી સૃષ્ટિ સૌ રહી સ્તબ્ધ ત્યાં
> ચિત્ર સમાન બનીને મૌન.
> હતું કોડિયું ખૂણે, સળવળ્યું,
> કહે વિનયથી જોડી હાથ—
> 'સુખે સિધાવો, કાર્ય બજાવીશ
> યથાશક્તિ હું, હે દિનનાથ!'"

ખરું-હિંદ એટલે ગામડાં;-ત્યાં જ્ઞાનસૂર્ય આજે તો આથમ્યો જ કહેવાય; અને શહેરોમાં જ્યાં ઊગ્યો મનાય છે ત્યાં તે તેનો માત્ર આભાસ જ છે. તેવે પ્રસંગે કેળવણીનું જ મુખ્ય કામ લઈને શ્રી. નાનાભાઈ 'કોડિયું' શરૂ કરે છે, એમાં કેટલું ઔચિત્ય છે તે બતાવવાની જરૂર નથી. રાષ્ટ્રની શિક્ષણ-પ્રથા વિષે બોલતાં, પેલે દિવસે, અમદાવાદમાં, વડોદરા બી. ટી. કૉલેજના શ્રી. મેનને અફસોસ કર્યો કે, ગયાં ૧૫૦ વર્ષો, રાષ્ટ્રીય શિક્ષણપ્રથા ને પદ્ધતિ નિર્માણ કરવાની દૃષ્ટિએ, પરાગતિનાં નકામા જેવાં ગયાં છે; હવે આપણે શિક્ષકોએ વેળાસર કામે લાગીને આપણી પ્રજાના માનસને ફાવે એવી પદ્ધતિ, પ્રયોગો કરીને, મેળવી લેવી જોઈએ; નહિ તો 'મૉન્ટેસોરી'; *'ડૉલ્ટન' અને 'પ્રૉજેક્ટ' જેવી પશ્ચિમી પદ્ધતિઓ*— ફાવે ન ફાવે તોય—આપણા લોકને ગળે વળગાડવામાં આવશે; આપણે તે બધા પરથી આપણને ગોઠે તેવું રૂપ શોધી લેવું જોઈએ. આવી પદ્ધતિઓની શોધ કરવાના કાળમાં, શ્રી. નાનાભાઈના તંત્રીપદે ચાલુ થયેલ 'કોડિયું' પોતાનો કીમતી ફાળો આપશે, એમાં શંકા નથી. એ દૃષ્ટિએ જોતાં તેમણે પોતાના અનુભવો લખવાનું શરૂ કર્યું છે, તે 'કોડિયા'ની એક ચોખ્ખી સેવા ધ્યાન પર આવ્યા વગર નથી રહેતી. અમે આ નવા સહયોગીની પૂરી સફળતા ઇચ્છીએ છીએ.

## અણુ-બૉમ્બ

ઝેરી ગૅસને અમાનુષી શસ્ત્ર ગણનારા ગોરાઓ પીળા જાપાન પર પરમાણુ બૉમ્બની સાક્ષાત્ આગ વરસાવત

પાછા પડયા નથી! તેમાં વર્ણભેદ તો કારણ નથી ને? પણ એ જવા દઈએ. વરસોથી વિજ્ઞાનીઓ અણુના વીજ-કણોને છૂટા પાડી શકાય, તો અપાર શક્તિ નિપજાવી શકાય એમ કહેતા હતા. છેવટે તેમાંના કેટલાકે, છૂપી રીતે, છેલ્લાં ૭ વર્ષમાં, અબજો રૂપિયાને ખર્ચે, આ કામ કર્યું છે, એમ છાપાંમાંથી જાણવા મળે છે. અને તેનું પ્રયોજન યુદ્ધનો સર્વભક્ષી સંહાર સાધવો એ છે! આ ગાંડું ખર્ચ પણ તેથી જ થઈ શક્યું ને! વિજ્ઞાનને તટસ્થ માનનારાઓ આથી સાવધાન થજો

છાપાંમાં આ ભસ્માસુર બૉમ્બનાં, કોલમો ભરી ભરીને, વર્ણનો આવે છે. વિજ્ઞાનીઓ તેની ખૂબીઓના ગોળા ગબડાવે છે; સામાન્ય લોકો આભા બનીને આશ્ચર્યવત્ તે વાંચે છે ને વાતો કરે છે. લોકોમાં કોરું વૈજ્ઞાનિક કુતૂહલ જગવી, આ માનવતાઘાતી શસ્ત્ર સામે સહજભાવે મનુષ્ય હૃદયમાં જાગે એવી જે અરેરાટી, તેને દાબવા તો પ્રચારખાતાં નથી માગતાં ને? આ શસ્ત્રની સેતાનિયતથી સૌએ ત્રાસવું જોઈએ. તેથી જ આ લાંબાં વર્ણનોમાં કેટલીક ટૂંકડી ખબરો ખરેખર શાતાદાયી લાગે છે:– સર સી. વી. રામન ને કેટલાક આ અણુશક્તિને રચનાનાં કામોમાં વાપરવાની વાત કરે છે.* પણ એ તો થાય ત્યારે થાય. ત્યાં તો આ ભસ્માસુર જગત ઉપર છૂટોદોર થઈ ગયો તેનું શું? વિલાયતના કેટલાક પાદરીઓએ વડા પ્રધાન ઍટલીને તથા પ્રેસિડેન્ટ ટ્રુમેનને તાર કર્યો કે, '(અણુ-બૉમ્બની) અઘોર ત્રાસનીતિથી મિત્રરાજ્યોની આબરૂને ડાઘ લાગ્યો છે. કૃપા કરી આ બૉમ્બનો વાપર બંધ કરાવો.'! રોમથી પોપ તરફથી પણ આવી જ ભાવના પ્રગટી લાગે છે: "આ બૉમ્બના ભોગ બનતા સૌ કોઈને માટે કૅથલિક ધર્મને એકસમાન દયાભાવ છે; તે એમાં કોઈ ભેદભાવ કરી શકતો નથી, . . . યમના આ અસ્ત્રનો અત્યાર સુધીમાં જે ઉપયોગ થયો છે તેના કરતાં, તેની શોધથી માનવજાતના ભવિષ્ય પર જે ઘોર અંધારું વર્તે છે, તેનાથી વૅટીકન પર ઊંડી અસર થઈ છે."

માનવતાપ્રેમી ને શાંતિપ્રેમી સૌ કોઈને આ શોધથી એવો જ થરેરાટ વછૂટે છે. ઈશ્વરની દયા છે કે, જાપાન વેળાસર સમજી ગયું ને હથિયાર હેઠાં કરી, આ સંહાર-લીલાને સમેટવી. પણ જ્યાં સુધી જગતનાં મુખ્ય રાષ્ટ્રોમાં સામ્રાજ્યવાદી શોષણ-પ્રેમ છે ને ગોરાઓનો ગુરુભાવ છે, અને તેઓ આવાં અસ્ત્રોની શોધના ઇજારદાર છે, ત્યાં સુધી ખરી નિરાંત તો માનવજાતને ન જ મળી શકે. સરહદ પ્રાંત પર 'નૈતિક અસર' પાડવા બૉંબ વરસાવેલા તેમ આવાં અસ્ત્રોની 'નૈતિક અસર' નહિ યોજાય એવી ખાતરી કોઈ આપે છે ખરું?

## શ્રી. સુભાષ બાબુ

જાપાન રેડિયો જગતને ખબર આપે છે કે, આપણી મહાસભાના એક વખતના રાષ્ટ્રપતિ શ્રી. સુભાષચંદ્ર બોસ વિમાનના અકસ્માતથી ગુજરી ગયા છે. આ ખબરથી આખા દેશમાં સૌ કોઈને દુઃખ થયું છે. થાય જ. આઈ. સી. એસ.નાં માન, આરામ અને આપખુદ રાજવીપણાના ભોગ છોડી, દેશની સેવામાં તન મન ને ધનથી તે લાગ્યા હતા; ભલે તેમનો રસ્તો પ્રજામતથી નિરાળો થતો ગયો હતો. છેવટનાં કેટલાંક વર્ષોથી તો રાષ્ટ્રીય મહાસભાની નીતિરીતિથી જુદી રીતે તેઓ વિચાર કરતા થયા હતા. પણ એ બધું તેમના મરણથી અંત પામે છે. અને અમેરિકન ફિલસૂફ પ્રો. વિલિયમ જેમ્સે કહ્યું છે તેમ, "માણસમાં બીજી નબળાઈઓ ગમે તેવી હોય, તેનો વાંધો નથી. પણ જે સેવાક્ષેત્ર પોતે પસંદ કર્યું, તેમાં જો જીવનું જોખમ ખેડવા પણ તે તૈયાર હોય તો તે બીના તેને હમેશને માટે પુનિત કરે છે." શ્રી. સુભાષબાબુ આ પુનિતતા કમાઈને ગયા છે. જો પુનર્જન્મ હોય—અને હિંદુઓ તો માને જ છે,—તો સુભાષબાબુ નવે અવતારે પાછા હિંદની સેવા કરવા આવશે, એમાં શંકા નથી. મરણ આગળ માનવ રાગદ્વેષો ઓગળી જાય,—જવા જોઈએ. ચાલુ સરકારને પણ આ નિયમ લાગુ પડે છે. પ્રભુ સદ્‌ગતને શાંતિ આપો. મ.

## અસ્પૃશ્યતા-નિવારણ માટે

અખિલ હિંદ હરિજન સેવક સંઘની મધ્યસ્થ સમિતિની બેઠક ગઈ તા. ૧૪-૧૫ મી ઑગસ્ટના દિવસોમાં વર્ધામાં મળી ગઈ. તેમાં પંજાબ, બંગાળા, સિંધ, મધ્ય હિંદ, રજપૂતાના, કાઠિયાવાડ, ગુજરાત, મુંબઇ, કર્ણાટક, મહારાષ્ટ્ર, આંધ્ર, મદ્રાસ, મલબાર અને ત્રાવણકોરના પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. સમિતિના સભ્યોને સેવાગ્રામમાં પૂ. ગાંધીજી જોડે વાર્તાલાપનો લાભ ઘણે વખતે મળ્યો. અને તેમણે હરિજન કાર્યકર્તાઓ આગળ હરિજન પ્રશ્ન વિષે ઘણી અગત્યની વાતો કરી. હરિજન સેવક સંઘની હરિજનો વચ્ચે થઈ રહેલી રચનાત્મક પ્રવૃત્તિની ઉપયોગિતા ઉપર તો તેઓશ્રીએ ભાર દીધો જ. પણ અસ્પૃશ્યતા-નિવારણનાં ધ્યેયની પ્રાપ્તિ અર્થે તમામ હરિજન કાર્યકર્તાઓએ પોતાનાં અંગત જીવનમાં, ઘરો પડી શકે તેવાં પગલાં લઈને બીજા સવર્ણ ગણાતા વર્ગને તે તરફ દોરવા તેમણે સલાહ આપી. 'સાચા હરિજન સેવકની આ પછી કસોટી શું હશે,' એવા એક પ્રશ્નના જવાબમાં ગાંધીજીએ જણાવ્યું કે, તે જો કુટુંબ અને બાળકોવાળો હોય તો પોતાનાં બાળકોનો લગ્નસંબંધ

* અને ખરેખર આવી રાક્ષસી શક્તિઓ આપણા સંસારને ને તેની પ્રગતિની જરૂર છે? સાદી સહજપ્રાપ્ત શક્તિઓ જ સલામત નથી? પણ એય પ્રશ્ન જ તો દઈએ

હરિજન બાળકો જેરૂ પુખ્ત વયે બાંધતાં તેને સંકોચ થવો ન જોઈએ પંક્તિભેદના અભાવની વ્યાખ્યા સમજાવતાં પૂ. ગાંધીજીએ જણાવ્યું કે, માત્ર બધી કોમોના માણસો સાથે જમવા બેસે એટલાથી તે મરતી નથી. પણ હરિજનના હાથે રાંધેલું અગર તેણે પીરસેલું અન્ન જમવાનો વાંધો ન હોઈ શકે, એવો અર્થ કરવો જોઈએ. પ્રચારની આવશ્યકતા તેમણે સ્વીકારી, પરંતુ પ્રચાર મામૂલી માણસો મારફતે થાય તો તે બિન-ઉપયોગી થતાં—પૂ. પં. માલવીજી જેવાની મદદ આવી બાબતોમાં શોભે તેમ તેમણે જણાવ્યું.

હરિજન સેવક સંઘની બેઠકમાં થયેલા ઠરાવોમાં એક ઠરાવ એવો થયો છે કે, દરેક પ્રાંતે ચાલુ વર્ષમાં હરિજનોને સામાજિક હક્ક અપાવવાની દૃષ્ટિએ પોતાના પ્રાંતમાં ગમે તે એક વિભાગ પસંદ કરીને ત્યાં આ જાતની ઝુંબેશ ઉપાડવાનો પ્રયત્ન કરવો. ડૉ. આંબેડકરે તાજેતરમાં એક પુસ્તક લખ્યું છે, તેમાં હરિજન સેવક સંઘની પ્રવૃત્તિ સંબંધમાં સત્યથી વેગળા અને અધૂરી માહિતીવાળા આક્ષેપો કર્યા છે, તેનો યોગ્ય રદિયો આપવાનું સંઘે ઠરાવ્યું છે.

× × ×

**પરીક્ષિતલાલ મજમુદાર**

# નવું વાચન

**બે નવલકથા** મૂળ લેખક: લિયો ટૉલ્સ્ટૉય. અનુ૦ ચંદ્રશંકર શુક્લ, પ્ર૦ વોરા ઍન્ડ કંપની, મુંબઈ. કિં૦ ૨-૮-૦ પા. ૧૯૮+૮

ગાંધીજીના ગુરુસ્થાને ગણાય એવા ત્રણ પુરુષો — કવિ રાજચંદ્ર, રસ્કિન, ને ટૉલ્સ્ટૉય. ગુજરાતનું ધ્યાન આ ત્રણ જણ તરફ વળ્યું તેમાં પ્રધાન કારણ આ લાગે છે. આથી રાજચંદ્રને વિષેની નરી સાંપ્રદાયિક દૃષ્ટિ વિશાળ બની. રસ્કિન વિષે જાણ્યા છતાં, આપણી ભાષામાં તેનું ભાગ્યે જ કાંઈ હજી સુધી ઊતર્યું છે. ગાંધીજીનું સારદોહન 'સર્વોદય' એક ગણો તો ગણો. કદાચ, એનું કારણ એ કે, તે વાર્તાકાર નહીં પણ નક્કર વિચાર અને મૌલિક તત્ત્વ-દૃષ્ટિ રજૂ કરનાર હતો, તેથી લલિત કહેવાતા સાહિત્યના ભૂખ્યાઓને ઓછો ભાવે. ટૉલ્સ્ટૉય એવા હોવા ઉપરાંત કથાકાર; એટલે તેમની કથાઓ ગુજરાતીમાં ઊતરવા લાગી. વચગાળામાં એ અટકી પડેલું તે પાછું આ ચોપડી દ્વારા શરૂ થાય છે, એ સારી નિશાની છે. ટૉલ્સ્ટૉયની સાહિત્યિક શક્તિ અને કલા વિષે તો કહેવાનું જ શું હોય? અનેક નકામી અને ઘણી વાર દમ વગરની ને અનિષ્ટ વાતો વાંચવા કરતાં આ વાંચવી સારી જ છે. રશિયન ખેડૂજીવન અને મધ્યમવર્ગી જીવન આપણે ત્યાંનાને ઘણું મળતું આવે છે. તેથી ટૉલ્સ્ટૉયની વાર્તાઓનું વાતાવરણ આપણને પરાયા જેવું નથી લાગતું. અનુવાદની ભાષા પૂરી પૂરી સમર્પક નથી વહેતી. કિંમત જરા વધારે ગણાય.

**વેદની વિચારધારા** મૂળ લેખક: સર સર્વપલ્લી રાધાકૃષ્ણન; અનુ૦, પ્ર૦ ઉપર મુજબ. કિં૦ ૨-૪-૦ પા. ૧૫૪ (પાકું પૂંઠું)

રાધાકૃષ્ણનના જાણીતા અંગ્રેજી ગ્રંથ 'ઇંડિયન ફિલૉસૉફી'ના વેદો અંગેનાં બે પ્રકરણોનો અનુવાદ આ છે. આ આખો ગ્રંથ અનુવાદક ગુજરાતીમાં ઉતારવા ધારે છે, એ આવકારપાત્ર છે. મૂળ ઉલ્લેખનો અને જરૂરી ટિપ્પણો સાથે ગ્રંથ ગુજરાતીમાં ઊતરે છે, એ તેની કિંમતમાં વધારો કરે છે. ગુજરાતી દ્વારા ઉચ્ચ અભ્યાસ કરવામાં આવાં પુસ્તકો મદદરૂપ થશે. સામાન્ય ગુજરાતી વાચકને રાધાકૃષ્ણન જેવા જગ-જાણીતા વિદ્વાને લખેલો ઇતિહાસ મળે છે એય સ્તુત્ય જ છે. શિષ્ટશાસ્ત્રીય ગ્રંથોના શુદ્ધ અને પ્રામાણિક અનુવાદો ભાષાને સમૃદ્ધ કરનારા ગણાય.

**યુવાનોની સંસ્કાર-સાધના** સર સર્વપલ્લી રાધાકૃષ્ણનનાં વ્યાખ્યાનોના અનુ૦, પ્ર૦ ઉપર પ્રમાણે. કિં. ૧-૮-૦, પા. ૧૫૨ (કાચું પૂંઠું)

રાધાકૃષ્ણનનાં લખાણો તથા વ્યાખ્યાનો ગુજરાતીમાં ઉતારવાની શરૂઆત વિદ્યાપીઠ તરફનાં આ બે પ્રકાશનોથી થઈ—૧. 'જગતનો આવતી કાલનો પુરુષ', ૨. 'કલ્કી'. એક પુસ્તક ગુજરાતે વધાવી લીધાં. તે પરથી અનુવાદકે તેમનાં બીજાં પુસ્તકો તૈયાર કરવાનું કામ ઉપાડ્યું; તેમાં આ પુસ્તકમાં શિક્ષણસંસ્થાઓ કે પદવીદાન સમારંભોમાં આપેલાં કેટલાંક વ્યાખ્યાનોનો સંગ્રહ થયો છે. અનુવાદકે અનુવાદ માટે એક પ્રવાહી શૈલી પોતાની કરી છે; આ અનુવાદમાં તે જોવા મળે છે.

જેમ જેમ ઉચ્ચ અભ્યાસમાં ગુજરાતી દાખલ થાય, તેમ તેમ નર્યાં કથાવાર્તા કે કલ્પનાનાં પુસ્તકો પૂરતાં નહીં લાગે. નીવડેલા લેખકોના ગ્રંથોના પ્રામાણિક અને શુદ્ધ અનુવાદો પણ એ અભ્યાસમાં સ્થાનપાત્ર ગણાય રાધાકૃષ્ણનનાં પુસ્તકો એ રીતે બહુ યોગ્ય છે. અને આ અનુવાદોની ખરી કસોટી ને યોગ્યાયોગ્યતા એવા અભ્યાસથી જ જણાય.

**Masaryk's Path and Legacy** — ડૉ. એડવર્ડ બેનીસ. નાલંદા પ્રકાશન, એન. એમ ત્રિપાઠી પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. પા. ૩૪. કિં. ૧-૪-૦ (સચિત્ર)

યુરોપના નાનકડા નવ રાષ્ટ્ર ઝેકોસ્લોવેકિયાના પ્રથમ પ્રમુખ અને રાષ્ટ્રપિતા સમા મૅસરીક ૧૯૩૭માં ગુજરી ગયા. તે પ્રસંગે તેમના પ્રમુખપદના વારસ ડૉ. બેનીસે જે પ્રવચન કરેલું તેની આ ચોપડી અંગ્રેજીમાં છે.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૪-અંક ૯] અમદાવાદ [સપ્ટેમ્બર, ૧૯૪૫

# ‘સૂતરને તાંતણે સ્વરાજ’

૧

## ખાદી માટે સૂતરનું ચલણ શું કામ?

ભાઈ ભારતન કુમારપ્પા હાલમાં પ્રવાસમાં છે ત્યાંથી લખે છે –

"લોક પૂછે, ગાંધીજીએ આ શું કર્યું છે? તે ખાદીને મારી નાખશે. અમે તેમની શિખામણથી ખાદી પહેરવાનું પણ લીધું; હવે તેવા લોક શું કરે? અમે કાંતતાં જાણતા નથી, ને નથી તે શીખવા માગતા. ખાદી બદલે સૂતર આપવાનો નિયમ ગાંધીજીની સખતાઈ બતાવે છે."

ભાઈ ભારતનનો પત્ર અંગ્રેજીમાં છે, તેનો સાર આ મેં આપ્યો છે.

લોકોએ સમજવું જોઈએ કે, સૂતરના તાંતણા પર જો સ્વરાજ નિર્ભર છે, તો કાંતવાની મારી માગણીમાં સખતાઈ નહિ લાગવી જોઈએ; બલ્કે કાંતવામાં તેમને ખૂબ પ્રેમ પેદા થવો જોઈએ. જેઓ એને સખતાઈ સમજે છે તેઓ, અહિંસા કેમ કામ કરે છે, તે જાણતા નથી. હિંદમાં હું (આફ્રિકાથી) પાછો આવ્યો, ત્યારથી બૂમો પાડી પાડીને કહ્યા કરું છું કે, જો અહિંસાથી સ્વરાજ લેવું હોય, તો આપણી પ્રવૃત્તિમાં કાંતણ તો હોવું જ જોઈએ. મરહૂમ મૌલાના મહમદઅલી કહ્યા કરતા કે, રેંટિયો આપણી બંદૂક છે ને સૂતરનાં કોકડાં આપણી ગોળીઓ છે; તે જ ગોળીઓ મારફત આપણે સ્વરાજ મેળવીશું. તે વાત આજ એટલી જ ખરી છે.

અનુભવથી મેં જોયું છે કે, જો શહેરોમાં તથા ગામડાંમાં ખાદી સાર્વજનિક થવાની હશે તો તે સૂતરથી જ મળવી જોઈએ. આજે તો દર રૂપિયે એક આનાનું જ સૂતર માગવામાં આવે છે. એ તો શરૂઆત છે. જ્યારે લોક સમજી લેશે, શીખી લેશે, ત્યારે તો કાંતેલા સૂતરની જ ખાદી આપવામાં આવશે. મને ઉમેદ છે કે, લોકો પોતે આગ્રહ કરીને, સૂતરની જ ખાદી લેશે. એમ ન થયું ને લોકો ચિડાઈને જેમ તેમ સૂતર આપીને ખાદી લેશે, તો અહિંસાથી સ્વરાજ લેવાનું હું અસંભવ માનું છું. સ્વરાજ માટે પ્રયત્ન તો કરવો જ પડવાનો. તે માગવાથી નથી મળી શકતું. બંદૂકથી એક જાતની સ્વતંત્રતા મળી શકશે, પણ તે સ્વરાજ નહિ હોય; અને ન તેમાં મને કોઈ રુચિ હશે પરંતુ દારૂગોળાથી સ્વરાજ લેવાની કલ્પનાથી જ મારું માથું ઘૂમવા માંડે છે ને મારી સામે મુસીબતોનો પહાડ ખડો થઈ જાય છે. જેઓ દારૂગોળાથી સ્વરાજ લેવા ચાહે છે તેમને માટે આ લેખ નથી. તેઓ શું કામ ખાદી પહેરે? તેમની દૃષ્ટિમાં ખાદી નકામી ચીજ સિદ્ધ થઈ શકે છે. પરંતુ આ લેખના વાચકો જો એમ માનતા હોય કે, ગામડાંમાં ખાદી વણાવીને શહેરીઓને પહોંચાડી શકાય છે, પણ ગામડાંના લોકો પોતે તેને પહેરવાના નથી, તો એવી સ્થિતિમાં ખાદીની શક્તિ ક્ષીણ થઈ જશે. ગરીબોનાં ઘરમાં ખાદી બે પૈસા પહોંચાડે તેથી આખું જ આપણું પેટ ભરાવાનું છે!

એવી શંકા ઊઠી છે કે, આમ વિચાર કરવાથી એવું થશે કે, ગરીબોની ખાદી તો મરી જશે અને શહેરોના કેટલાક તેના શોખીનોની ચીજ એ રહેશે; કેમ કે તેઓ જ જાતે કાંતીને ખાદી વણાવી લેશે. આ વિચાર અજ્ઞાન બતાવનારો છે.

લોક જીવતા રહેવા ખાય છે, શોખને સારુ નહિ. તેઓ કપડાં પહેરે છે શરીર ઢાંકવા, શોખ માટે નહિ. તેથી જેમ ઘેર ઘેર ચૂલો છે તેમ જ ઘેર ઘેર રેંટિયો હોવો જોઈએ, ને દરેક તંદુરસ્ત માણસે કાંતવું જોઈએ ત્યારે જ સૌ ખાદી પહેરી શકશે અને સ્વરાજ લઈ શકીશું. ખરું જોતાં, જે અપંગ છે તેમને માટેય તંદુરસ્ત લોકોએ કાંતવું જોઈએ.

લોકો ખેલવા માટે ક્લબ ‘ખેલ-ઘર’ બનાવે છે અને ત્યાં પોતાનાં શરીર ને પૈસા બેઉ બગાડે છે. તો શું એવાં સ્વરાજ-ઘર કે રેંટિયા-ઘર ન બની શકે, કે જ્યાં જઈને લોકો પૂણીઓ બનાવી શકે, કાંતી શકે, અને સૂતરને બદલે ખાદી પણ લઈ શકે? સીધી વાત તો એ છે કે, ઇચ્છા ન હોય ત્યાં વિરુદ્ધ પક્ષની કંઈ દલીલો સૂઝે છે અને ઇચ્છા હોય ત્યાં તેટલી જ અનુકૂળ દલીલો સૂઝે છે. એવી પ્રબળ ઇચ્છા થયા પછી લોક, પૈસા ખેલની પેઠે, રેંટિયો છોડી જ નહિ શકે. જે ઇચ્છા ખેલને માટે કામ દે છે તે શું સ્વરાજને માટે કામ નહિ દે?

સૂતરની ખાદી લેવાની સામે એક જબરી દલીલ એવી અપાય છે કે, જો શહેરીઓ પોતાનું જ સૂતર આપે તો ગરીબોની ખાદી મરી જશે. જે કાંઈ થોડુંઘણું કામ ખાદી દ્વારા થાય છે તેય બંધ થઈ જશે, અને ગામડાંના લોકને ખાદી પહેરેલા જોવાનું તો તદ્દન સપનું જ રહી જશે. આપણે એમ માની પણ લઈએ કે, શહેરીઓએ આળસથી કે ગુસ્સામાં આવીને ખાદી પહેરવાનું છોડી દીધું ને ગામડાંના લોકે મજૂરી ન મળવાથી, કાંતવા વણવાનું બંધ કરી દીધું; તો તેનાથી દેશને કઈ એવી મોટી હાનિ થઈ શકે? આમ જો ગરીબોનો સૂતરનો ધંધો બંધ થઈ જાય, તો તેઓ બીજો ધંધો કરશે ને કોઈ ને કોઈ રીતે પોતાનું પેટ ભરશે. એમ લાખો લોક ભલે કરી લે;— આજ તે કરે જ છે; પરંતુ કરોડો તો એમ નહિ કરી શકે.

આજે બીડી વાળનારાઓ કાંતનારથી ચાર કે વધારે ગણા પૈસા કમાય છે. મિલોમાં જનારા મજૂરો ઠીક ઠીક માલદાર બની ગયા છે. એનો અર્થ એ થાય છે કે, જેઓ આજે ભૂખે મરે છે તેઓ વધારે ભૂખની પીડા સહીને મરશે અને જે ગરીબ લોક ધન કમાય છે તેઓ પણ એમના પર સવાર થશે. ઘણી મિલો બને ને શહેરો વધે તો તેથી આખો હિંદુસ્તાન સમૃદ્ધ નહિ બને; પણ કરોડો લોક ભૂખથી ને તેનાથી થનારા રોગોથી મરશે. આને જો બધા શહેરીઓ ખુશીની વાત માને, તો પછી મારે કશું કહેવાનું પ્રયોજન રહેતું નથી. એ સ્થિતિમાં હિંદમાં હિંસાનું રાજ્ય થશે, અહિંસા ને સત્યનું નહિ; અને હું કબૂલ કરીશ કે, તે સ્થિતિમાં ખાદીને કોઈ સ્થાન નહિ રહે ને ન રહેવું જોઈએ. તે સ્થિતિમાં સૌએ લાચારી કે ખુશીથી લશ્કરી તાલીમ જ લેવી જોઈશે. પરંતુ હું જે કાંઈ કહું છું તે તો ભૂખે મરનારા કરોડો લોકની વાત છે. તેમને જો જીવતા રાખવા હોય, હૃષ્ટપુષ્ટ બનાવવા હોય, તો રેંટિયાને જ કેન્દ્ર બનાવવો પડશે અને સ્વેચ્છાએ કાંતવું જોઈશે. અહિંસાનું શસ્ત્ર લોકના હાથમાં લાચારીએ ન રાખવામાં આવે. તેથી, મારી દૃષ્ટિએ તો, સૂતર લેવાનો રિવાજ જ સાર થયો છે તે ચાલુ રાખવો જ છે એટલું જ નહિ, તેને આગળ પણ લેવો છે. ઉપલાં કારણોથી જો બધા ખાદી-ભંડાર બેસી જાય અને ખાદી પહેરનારા ખાદી છોડી દે, તો તેમાં હું સત્યનો વિજય માનીશ. કેમ કે ત્યારે હું એમ સમજીશ કે, લોકો ખરું જોતાં અહિંસામાં માનતા નહોતા ને અજ્ઞાનને લઈને ખાદી પહેરતા હતા, ને એવી આત્મ-વંચના કરતા હતા કે ખાદીથી સ્વરાજ મેળવીશું. હું જાણું છું કે, એવી ખાદીથી સ્વરાજ મળી શકતું નથી. તો પછી લોકોને શું કામ ધોખામાં પડયાં રહેવા દઉં? અને જો સ્વરાજ મળ્યું પણ, તો તે મળ્યા બાદ પણ, લોકો આવી ખાદીને ફેંકી દેશે. તેમ થાય તો સ્વ. ચિંતામણિની ભવિષ્યવાણી સાચી પડશે કે, ગાંધીના મરણ બાદ લોકો ખાદી ને ગાંધીની એટલી ધૂળ કરશે કે, ઘરોમાંથી રેંટિયા કાઢીને એનાં લાકડાંથી તેના શરીરને બાળશે. જો હાથ-સૂતરમાં સાચેસાચ અહિંસાનાં દર્શન નથી, તો જીવતો છું ત્યાં જ મારી ભૂલ સુધારી લઈ રેંટિયાનું લાકડું શું કામ ન બચાવી લઉં? પરંતુ એ ભવિષ્યવાણીને હું સાચી માનતો નથી. લોકો સમજી ગયા છે કે, હિંદના કરોડો લોકો હિંસાથી સ્વતંત્રતા મેળવી શકવાના નથી. આ દુનિયામાં હિંદુસ્તાનનું સ્થાન બહુ મોટું છે, અથવા આગળ પર તેવું થનાર છે; અને તે તો અહિંસાથી જ થઈ શકે છે. જો અહીંના કરોડો લોકો અહિંસાના ઉપયોગનું પ્રત્યક્ષ દર્શન કરાવવા ચાહતા હોય, તો તેમણે રેંટિયાને કેન્દ્રમાં માનીને જ ચાલવું જોઈશે. અને શહેરીઓમાં સ્વતંત્રતાની ભાવના વધારે છે, તેથી તેમનો ધર્મ છે કે, તેઓ આ વાત સમજીને અહિંસક સ્વરાજ મેળવવાને માટે ખૂબ કાંતે ને ખાદી પહેરે.

મો. ક. ગાંધી

(મૂળ 'હિંદુસ્તાની' પરથી, 'ગ્રામોદ્યોગપત્રિકા' જુલાઈ, '૪૫)

૨

## ખૂટતી કડી

ગ્રામોદ્યોગપત્રિકાના તંત્રી મને લખી જણાવે છેઃ—

"મને ભીતિ છે કે, આપનો ગયો લેખ (ઉપર ખંડ ૧ તરીકે જે આપ્યો છે તે) ગળે ઊતરે એવો નથી. આપની આખી દલીલ એક વાત પર નિર્ભર છે, ને તે એ લેખમાં અનેક વાર આવી છે, કે, દરેક જણ કાંતે નહિ તો અહિંસક સ્વરાજ અશક્ય છે પરંતુ આ મુદ્દાની વાત કદી સમજાવવામાં નથી આવી. પણ માનીને ચલાય છે ને તેને વારંવાર કહેવામાં આવે છે. બધી જાતના લોકોએ (વધારે ભણતરવાળા ધંધા કરનારાએ પણ) પોતાની જરૂરના કાપડ માટે શું કામ રેંટિયો લેવો જોઈએ એ વાતને અને અહિંસક સ્વરાજને શો સંબંધ છે, એ જો આપ ન બતાવો તો, જેઓને પ્રામાણિકપણે લાગે છે કે, અમારો વખત કાંતવા કરતાં વધારે લાભદાયી રીતે અમે વાપરી શકીએ છીએ છતાં, ખાદી જોઈએ તો કાંતો એવી આપની માગણી જરા વધારેપડતી છે, તેવા લોકોને આપની દલીલ ગળે ઊતરશે નહિ. તેથી આપની દલીલમાં ખૂટતી આ એક કડી આવતા અંકમાં આપશો ને બતાવશો કે, અહિંસક સ્વરાજ આપણે કાંતણ મારફત શી રીતે મેળવી શકીએ."

આ વેળા હું અંગ્રેજીમાં જવાબ લખું એ વધારે સારો રસ્તો છે. અંગ્રેજી નહિ જાણનારા વાચકોમાં આ "ખૂટતી કડી" જાણવા માગનારા વાચકો હશે કદાચ, તોય તે થોડાક જ. અને તેનું સાદુંસીધું કારણ એ છે કે, તેઓ કાંતણ અને અહિંસા-દ્વારા-સ્વરાજ વચ્ચેના સંબંધ વિશેની મારી દલીલ જાણે છે. સ્વરાજ બેમાંથી એક રીતે મળી શકે — યા તો હિંસક કે પછી અહિંસક કાર્યથી. હિંસક કાર્ય તો આપણે જાણીએ છીએ. અચૂક એમાં એ તો આવે જ કે, વિનાશ કરવાનાં આધુનિકમાં આધુનિક શસ્ત્રાસ્ત્રોની તાલીમ અને તેમાં સમાતી બધી

વસ્તુઓ. સર્વાનુમતીએ આ તો છોડવામાં આવ્યું છે. નર્યો બંધારણીય માર્ગ અહિંસક તો છે, પણ તે ક્યારનો કાલગ્રસ્ત થઈ ચૂક્યો છે. સામે ખડી ઊભેલી સશસ્ત્ર તૈયારીઓ આગળ આ માર્ગેથી સ્વતંત્રતા મળી શકે એમ માનવું એ તો વહેમ જ છે. એટલે પછી સ્વાતંત્ર્ય મેળવવાનું સાધન એક જ બાકી રહે છે અને તે અહિંસાનું. આ અહિંસક પ્રયત્નને માટે તૈયાર થવા માટે, હિંદીઓએ કઈ તાલીમ કે કયું કાર્ય હાથ કરવું જોઈએ? એ તો સિદ્ધ કરી બતાવવામાં આવ્યું છે કે, હિંદનાં ગામડાંનાં ઝૂંપડાંમાં તૈયાર થતા કાપડનો તેનો મુખ્ય ઉદ્યોગ અને તેની સાથેના તેના અનુષંગી બીજા ઉદ્યોગો નાશ પામ્યા ત્યારે હિંદની સ્વતંત્રતા ગઈ. એ પરથી ઉઘાડી વાત છે કે, એ વસ્ત્ર-ઉદ્યોગ અને તેની જોડેના બધા ધંધાઓ પાછા ચાલુ કરવા જોઈએ, અથવા તો અહિંસા જેટે એજ આરતો હોય એમ બીજા ધંધાર નવી કરવા જોઈએ. ફરી ચાલુ કરવાની જ વાતનો વિચાર થતો હતો અને તે સારુ અંગ્રેજોને, કે કહો કે આધુનિક પદ્ધતિને, અનુસરી, માનવ-મજૂરીને બદલે યંત્રબળ વાપરવાના પ્રયત્નો કરવામાં આવતા હતા. તે પદ્ધતિ મેં રદ બાતલ કરી, કેમ કે તે હિંસામાર્ગની છે; અને તેને બદલે માનવ-મજૂરીને સ્થાન આપવાનું વિચાર્યું, કેમ કે તે અહિંસામાર્ગ છે. આ બેની વચ્ચે ઝઘડા અત્યારે ચાલે છે. મારો મત એવો છે કે, પૂરા થતા આ યુદ્ધે હિંસાની નાદારી સ્પષ્ટ સિદ્ધ કરી દેખાડી છે. હવે અહિંસાની સફળતા સિદ્ધ કરી બતાવવાનું કામ ઊભું છે. હિંદનો કેન્દ્ર-ઉદ્યોગ યંત્રબળથી ફરી જીવતો કરવાનું એક જ રીતે શક્ય છે, અને તે એ કે, પશ્ચિમ પાસે સાધનસામગ્રીને અંગેની જે ઉપજાઉ બુદ્ધિ છે તેને આંટે એવી શક્તિ આપણે બતાવવી જોઈએ. અને આ જો બની શકે, તો હિંદની આમ-જનતા આજ કરતાં જરાય વધારે સુખી થશે નહિ. અને આ મારા કથનની સાબિતી સારુ હું કશી દલીલ કરતો નથી; કેમ કે પુસ્તકાકારે પ્રસિદ્ધ થયેલાં મારા લખાણોમાંથી એ જોવા મળી શકે છે.

એટલે ત્યારે એમ થયું કે, આ દેશનાં સ્ત્રી-પુરુષો તથા બાળકોની મોટી સંખ્યાએ જો અહિંસક કાર્ય કરવાનું છે, તે રેંટિયો છે, કે જેના વડે પેલો નાશ પામેલો વસ્ત્રઉદ્યોગ ને તેના અનુષંગી ધંધાઓ પાછા મળી જાય. આમ જો વિચારીએ તો, રેંટિયો સહેજે અહિંસાનું સર્વોત્તમ પ્રતીક બની જાય છે. સ્વરાજનું સાધન જો એને બનવાનું છે, તો સ્વાભાવિક છે કે તેનો વિકાસ સરકારી કે કોઈ બીજા આશરા તળે ન થવો જોઈએ. જરૂર પડે તો, સરકાર કે મિલો ચલાવવામાં હિતધારી એવા મૂડીવાદીના વિરોધ છતાં, તેનો વિકાસ થવો જોઈએ. જેમ મિલમાલિકો ને એમને મળતા થોડા ઉપલા વર્ગોના પ્રતિનિધિ છે, તેમ રેંટિયો ગામડાંનાં કરોડોનો પ્રતિનિધિ છે.

તંત્રીજી પૂછે છે, "માની લઈએ કે, રેંટિયો અહિંસાથી સ્વરાજ લાવવાને માટે છે, પરંતુ તેના કરતાં વધારે ઉપયોગી ધંધામાં રોકાયેલો માણસ, કે જેને કાંતવું ગમતું નથી તેવા માણસ પણ, તેવાએ શું કામ કાંતવું જોઈએ?"

આનું કારણ લાભાલાભરહિત કરતાં માનસિક વધારે છે. ગામડાના લોકો શહેરીને અનુસરવામાં દેવાઈ ગયા છે; એટલે સુધી કે, પોતાના ગામડામાં રહી પોતાની હાલત સુધારી લેવાને બદલે તેને છોડી તેઓ શહેરનાં ધોલકાં વધારતાં કરે છે; — આજે પ્રવાહ આવો ચાલે છે. જો દરેક જણ, અહિંસાથી સ્વરાજ લેવાને સારુ, અમુક વખત કાંતણ માટે નક્કી રાખે, તો કાંતણ માટે વાતાવરણ પેદા થાય; અને જો આજે ખાદી એક વેપારવણજની વસ્તુ છે તે મટીને તેને બદલે આપણા પહેરવેશની એક ચીજ બને, તો મિલ-કાપડ કે બીજા કોઈ કાપડ જોડેની એને હરીફાઈ કરવાનો પ્રશ્ન ન રહે. અને ગરીબમાં ગરીબ ને તવંગરમાં તવંગર સૌ કોઈ જરાય મુસીબત વગર ખાદી વાપરી ને પહેરી શકે. પં૦ જવાહરલાલજીએ ખાદીને 'આપણી આઝાદીનો લેબાસ' કહ્યો છે, એમાં જરા આશ્ચર્ય થવા જેવું નથી.

**મો. ક. ગાંધી**

[ લેખને અંતે ગ્રામોદ્યોગપત્રિકાના તંત્રીએ નોંધ મૂકી છે કે:—

ગાંધીજીએ ખૂબટી ઐતિહાસિક કડીને સમજાવી છે. ખાદીભાવના ખાદી પહેરવાથી પૂરી નથી થતી. ખાદી તો એક પ્રતીક હવે બની છે. રચનાત્મક કાર્યના ૧૪ મુદ્દા એમાં સમાય છે; ના, બધા જીવનહિતોમાં તે વ્યાપવી જોઈએ. વ્યક્તિ તેમ જ સમાજની સ્વયંપૂર્ણતા તે સૂચવે છે. જેમ ખાદીધારી મિલકાપડ તજે, તેમ જ તે યંત્રોદ્યોગી માલ પણ ન વાપરે. તે આપણે વાપરીએ તો કારીગરો બેકાર બને. આજનાં યુદ્ધો આર્થિક કારણોએ થાય છે. જો પરદેશી માલ વાપરીએ તો પરદેશી કારખાનાંવાળાના લોભને આપણે આકર્ષીએ; તેથી તેમની હકૂમતને નોતરીએ છીએ. આમ આપણે યુદ્ધ અને ગુલામીને લાગ કરી આપીએ. એટલે અહિંસક સ્વરાજનું પહેલું ને જરૂરી પગલું એ છે કે, ખાદી અને ગ્રામોદ્યોગી ચીજો જ આપણે વાપરવી જોઈએ.

હિંસક વ્યવસ્થામાં કવાયત અને કૂચ વગેરે તાલીમ હોય માટે જરૂરી છે; તેથી સિપાઈમાં તેના ઉપરી અમલદારો જે શિસ્ત માટે તેને મુખ્ય મોટે પાયાનો ગુણ તેનામાં કેળવાય છે; તેવી જ રીતે અને શિસ્ત-સંયમની તાલીમ લેવા માટે (અહિંસક વ્યવસ્થામાં) દૈનિક કાંતણ છે. એટલું કહું કે કંતાઈજનું તે લાગે તેટલી તો કોઈની તેની શિસ્ત-સંયમ કેળવવાની શક્તિ વધારે અગાધ. અહિંસક પાયા ઉપર સ્વરાજ સ્થાપવાને માટે આત્મસંયમ જરૂરનો છે.]

('ગ્રામોદ્યોગપત્રિકા' ઑગસ્ટ, '૪૫)

# अथातो धर्मजिज्ञासा।

[ 'સેવાધર્મ '* નામે શ્રી સીતારામ પુરુષોત્તમ ઉર્ફે આપ્પા સાહેબ પટવર્ધનના મરાઠી પુસ્તકની પ્રસ્તાવના. ]

શ્રી આપ્પાસાહેબ પટવર્ધને બે તપ સુધી પોતે અંગીકાર કરેલા વ્રતનું એકનિષ્ઠાથી આચરણ કરી, અનેક પ્રકારની મુશ્કેલીઓ અને કષ્ટોનો મુકાબલો કરતાં કરતાં છેવટે તેમાં યશ અને પ્રતિષ્ઠા મેળવ્યાં છે. મૂળથી જ વિદ્યાવ્યાસંગી પરંપરામાં જન્મેલા; નાનપણથી કેળવાયેલી સ્વાધ્યાયની ટેવ; તેમાં તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના ખાસ વિદ્વાન; અધ્યાપકની મનોવૃત્તિ; ઝીણી ઝીણી ચર્ચાઓ કરનાર યુવકો અને પંડિતોની સોબતમાં નિત્ય જીવન; કોંકણના એકાંતવાસમાં મળેલી મનનની અનુકૂળતા; અને પોતાના તેમ જ બીજાના અનુભવોનો મનમાં ભરાયેલો ખજાનો. આ બધાના પરિપાક રૂપે તેમને હાથે પોતાના સ્વકર્મના શાસ્ત્ર જેવું આ પુસ્તક લખાય, એમાં આશ્ચર્ય માનવા જેવું નથી.

'સઈનો દીકરો જીવે ત્યાં સુધી સીવે'. એટલે, જીવે ત્યાં સુધી સીવે, તો જ તેની રગેરગમાં સ્વકર્માચરણના સંસ્કારો 'ઊગટ્યા' છે એમ કહી શકાય. એને સીવવામાંથી શું મળે છે એ પ્રશ્ન, બિનમહત્ત્વનો ન હોય તોયે, એક એટલો જ પ્રશ્ન નથી એને સીવવા સિવાય બીજું કશું ફાવે જ નહીં, ગમે જ નહીં, તેનાથી કરાય જ નહીં, એ ભાનના સ્વકર્માચરણની ભાવના છે. એવી ભાવનાથી પ્રેરાઈને જ લાખો ખેડૂતો ખેતી ફાયદાકારક ન થતી હોવા છતાં તેને હઠપૂર્વક વળગી રહે છે. પ્રકૃતિના ગુણોમાંથી ઉત્પન્ન થતું આ સ્વકર્માચરણ વર્ણધર્મનું મૂળતત્ત્વ છે. એ તત્ત્વનું સંશોધિત રૂપ — એટલે કે વિશુદ્ધ ભાવે કરેલું સ્વકર્માચરણ — એને આપણે આ જમાનામાં 'સેવાધર્મ'ને નામે ઓળખીએ છીએ, અને તે અર્થમાં જનસેવા, દેશસેવા, સેવક વગેરે શબ્દો વાપરીએ છીએ.

'સેવા' સ્વકર્માચરણનું જ સંશોધિત રૂપ હોવાથી, તે એક વૃત્તિ જ છે. વૃત્તિ એટલે જન્મથી અથવા તે પછી પ્રાપ્ત થયેલા સંસ્કારોથી નિર્માણ થયેલી શરીર, મન અને બુદ્ધિની સમાજોપયોગી અથવા વિશ્વોપયોગી પાત્રતા. વૃત્તિ એટલે ઉપજીવિકાનું સાધન અથવા ધંધો. એ તો એના પરિણામને મહત્ત્વ આપી આરોપાયેલો લાક્ષણિક અર્થ છે. બધા જ ન હોય તોયે, સમાજને ઉપયોગી લાગનારા ઘણા ખરા ધંધાઓ મૂળે સમાજજીવનની કાંઈક ઊણપ અથવા દુઃખનાં દર્શનમાંથી ઉદ્ભવેલી સેવાવૃત્તિમાંથી નિર્માણ થયેલા જણાય છે. તે ઊણપ કે દુઃખને દૂર કરવા માટે પ્રથમ કેટલાક પરોપકારવૃત્તિના ભલા માણસોને 'સ્વયંસેવા' કરવાની વૃત્તિ થાય છે. એના બદલામાં પોતાને કશો લાભ મળે — એક નારિયેળ કે પાનસોપારી પણ મળે — તો તેયે ન ખપે, એ રૂપે તે પ્રગટ થાય છે. એ સેવાવૃત્તિ તેમના જીવનનાં અન્ય કર્મો અને વ્યવસાયો ઉપરાંત — એક પુરવણી રૂપે — પ્રથમ પ્રગટ થાય છે. પણ જ્યારે એ ઊણપો અથવા દુઃખો સમાજજીવનની એક નિત્યની જ બાબત બની જાય છે, અને તેને પહોંચી વળવા માટે અનેક માણસોની જરૂર ઊભી થાય છે, ત્યારે બીજું પગથિયું 'ખડી સેવા'નું આવે છે. એટલે કે તે ઉપર કહેલા 'સ્વયંસેવકો' તથા બીજા કેટલાક માણસો, પોતાના નિત્ય વ્યવસાયોને છોડી દઈ, એ ઊણપો કે દુઃખો દૂર કરવા માટે, પોતાને આઠે પહોર તૈયાર રાખે છે, અને તેમના કામની કદર કરનારા સમાજના બીજા લોકો તેમને તે માટે અનુકૂળતા તેમ જ તેમના જીવનનિર્વાહની વ્યવસ્થા કરી દે છે, અને તેમને પ્રતિષ્ઠા પણ આપે છે. તેમનું સેવાકામ તથા તેમની ઉપજીવિકા એ બે વચ્ચેના પ્રમાણને બજારભાવનો કોઈ ન્યાય લાગુ પડતો નથી. અને ઘણું ખરું, તેઓ પણ પોતાનું જીવન પોતાની કદર કરનારા લોકોની ઉદારતાને પોષે એવું સાદું અને પવિત્ર રાખે છે.

જે ઊણપો અથવા દુઃખો દૂર કરવા માટે પરોપકારવૃત્તિથી આ સેવાકાર્ય ઉત્પન્ન થયું, તે જો સમાજમાં ઘણા ફેલાયેલા અને સદાયે ટકનારા દોષો હોય, અને તે દૂર કરવાનું કામ કોઈ ખાસ પ્રકારની આવડત, કુનેહ, અને શિક્ષણની ઉપર આધાર રાખતું થાય, તો તે 'ખડી સેવા'માંથી એક નવો વર્ણ અથવા ધંધો ધીમે ધીમે પેદા થાય છે. વકીલ, દાક્તર, નર્સ, ધર્મોપદેશક, પુરાણી, શિક્ષક વગેરે અનેક ધંધાઓ અને તેમાંથી ઉત્પન્ન થયેલા બીજા ઉપધંધાઓ આ રીતે મૂળ 'સ્વયંસેવા', પછી 'ખડી સેવા' અને અન્તે 'ધંધા'ની સ્થિતિએ પહોંચ્યા છે.

'સ્વયંસેવા'ની સ્થિતિમાં નિર્વાહનો પ્રશ્ન ઊઠતો જ નથી. આર્થિક બદલાની છાયાથીયે તે 'પરબારી' રહે છે. 'ખડી સેવા'માં આર્થિક બદલો કેવળ તેને સેવા કરવાની સુગમતા કરી આપવાની મર્યાદામાં રહે છે. બજારભાવ સાથે તેનો ઓછો સંબંધ હોય છે. પરંતુ જ્યારે તે ધંધાની સ્થિતિએ પહોંચે છે, ત્યારે તે સમાજની જરૂરિયાત તો પૂરી પાડે છે, પણ તેની 'સેવા' તરીકેની પ્રતિષ્ઠા ઓછી થઈ જાય છે, તે બજારની વસ્તુ બને છે, અને અધોગતિએ પહોંચે તો અપ્રતિષ્ઠિત પણ થાય છે.

આમ 'સેવા' એ સ્વકર્માચરણનું સંશોધિત રૂપ અને શરૂઆતમાં એક નવા વર્ણ અથવા ધંધાનું આરંભસ્થાન છે. દેખીતું છે કે, સમાજજીવનની જે ઊણપો અથવા દુઃખો કાયમ જેવાં હોય — જેવાં કે, અજ્ઞાન, રોગ, ગંદકી, અન્યાય, વિષમતા, સંસ્કારવિહીનતા, વિદ્યા-કળા-વિહીનતા વગેરે — તેમના નિવારણનું કાર્ય કેવળ 'સ્વયંસેવા' તરીકે લાંબો વખત સુધી નભી શકે નહીં. જતે દહાડે તેને 'ખડી સેવા'નું રૂપ પ્રાપ્ત થવાનું જ. એટલે કે, તે જ કામને આઠે પહોર કરનારા માણસોની

---

* પ્રકાશક: મહારાષ્ટ્ર ગ્રંથભંડાર, કોલ્હાપુર કિં ૨-૦-૦

જરૂર લાગવાની, અને તેથી તેમને તેમ કરવાની સુગમતા કરી આપવાનો પ્રશ્ન પણ ઊભો થવાનો જ. 'ખડી સેવા'ની સ્થિતિમાં હોય ત્યાં સુધી જ સેવાકાર્યનું રૂપ શુદ્ધ અને પ્રતિષ્ઠાપાત્ર રહેવાનો સંભવ, અને ત્યાં સુધી જ તેના આચરનારાને તે સ્વકર્મ દ્વારા ઉપાસનાનું અને શ્રેયઃપ્રાપ્તિનું સાધન છે, એવો તેને વિષે સંતોષ થવાનો સંભવ રહે છે. પણ જ્યારે તે 'ખડી સેવા' બજારનો ધંધો બને છે ત્યારે, તે દ્વારા સ્વકર્માચરણ થતું હોય અથવા વર્ણધર્મ પળાતો હોય તોપણ, તેમાંથી 'स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः' એ વાક્યનો અનુભવ અથવા સંતોષ મેળવવો સંશયાસ્પદ થાય.

જેમણે એમ માન્યું કે, સ્વકર્માચરણ ભલે અમુક હદ સુધી મનુષ્યની ચિત્તશુદ્ધિમાં સહાયક થાય, પણ તે દ્વારા 'सिद्धिं विन्दति'નો અનુભવ થવો અશક્ય જ છે, તેમણે શ્રેયઃપ્રાપ્તિના અંતિમ પગથિયા રૂપે સંન્યાસને અનિવાર્ય માન્યો, અને ગીતાના એથી જુદા તાત્પર્ય તરફ ખેંચનારા શ્લોકોને સંન્યાસને અવિરોધી થાય એમ સમજાવ્યા. અને, હજાર બારસો વર્ષ સુધી હિંદુ જનતા એકીવત્તી તે સંસ્કારને વળગી રહી છે.

એ હજાર બારસો વર્ષ દરમ્યાન, 'જ્ઞાનદશા' સિદ્ધ કરીને પાછા સ્વકર્માચરણ અથવા 'સાંસારિક કર્મો'માં પડનારા 'સહજસ્વરૂપ જ્ઞાનીઓ'નોયે એક સંપ્રદાય ચાલતો રહ્યો. પણ તે 'સહજાવસ્થા' ઘણી વાર દબાયેલી વાસનાઓની તૃપ્તિ કરવા માટે અવલંબેલા એક પ્રકારના દંભનું ઢાંકણ માત્ર બની; અને, ભલે મૂઠીભર લોકોને થોડો વખત પોતા પાછળ તે ઘસડી શકી હોય, તોય તેની પ્રતિષ્ઠા ઝાઝો વખત ટકી શકી નહિ, અને એ સંપ્રદાય નૈસર્ગિક પ્રેરણાથી સ્વકર્માચરણ કરનારા માનવસમુદાયને કોઈ શુદ્ધ માર્ગ બતાવી શક્યો નહીં. ગીતાએ કહ્યું છે કે, 'जोषयेत् सर्वकर्माणि विद्वान् युक्तः समाचरन्' પણ આ જ્ઞાનીઓએ તે મુજબ કર્મોનો 'समाचार' (सम्यक् आचार) કરી ન બતાવ્યો, તેમ તે કર્મોનું 'जोषण' એટલે 'શોધન' પણ કરી ન બતાવ્યું. કારણ કે તેમનું 'સહજાવસ્થા'નું તત્ત્વજ્ઞાન તેમને ગુણ અને દોષ, નીતિ-અનીતિ, વગેરે સર્વે 'ત્રિગુણાત્મક વિચારો'ને બાલિશતા ઠરાવવા તરફ લઈ ગયું, અને ઘણી વાર સ્મૃતિ-ધર્મોની ડહાપણભરી મર્યાદાઓનું પણ ઉલ્લંઘન કરવા તરફ ખેંચી ગયું. આમ તેમનું સ્વકર્માચરણ પણ જનતાને ઝાઝું માર્ગદર્શક થયું નહીં. ઊલટું, તેમનામાંના કેટલાકના જીવન પરથી લોકોએ એમ જ માન્યું કે, શ્રેયાર્થી અને સંસારીનો માર્ગ જુદો જ હોવાથી, જે માણસ સંસારની પ્રવૃત્તિઓને શ્રેયાર્થી જીવનને અનુકૂળ કરવા પ્રયત્ન કરે છે, તે સમાજનું નુકસાન કરતો હશે અથવા દંભ કરતો હશે.

હજાર બારસો વર્ષ સુધી આવા અનુભવમાંથી પસાર થયેલા હિંદુ સમાજને આ વિષયની ફરી વિચારણા કરવાની જરૂર હતી જ. લોકમાન્ય ટિળકે પોતાના ગીતાભાષ્ય દ્વારા એ વિચારનો આરંભ કર્યો. 'નિષ્કામતા'ની સૂરત પૂરી પડે તો સ્વકર્માચરણ, સંન્યાસની અપેક્ષા વિના, સંસિદ્ધિનું પૂર્ણ સાધન બની શકે છે, એવો ગીતાના ઉપદેશનો સાર છે એટલું જ નહીં, પણ તે પર જ ગીતાનો વધારે ભાર છે — એમ તેમણે સમજાવ્યું.

પણ નિષ્કામતા એટલે શું? એનું આધ્યાત્મિક સ્વસંવેદ્ય રૂપ શું, અને બાહ્ય વ્યાવહારિક રૂપ શું? સમાજનાં વિવિધ કર્મોમાં તેનો અમલ કરવા માટે કઈ મર્યાદાઓ અને ધર્મોનું પાલન આવશ્યક છે? એ બધી તપસીલો ઉમેરવાની બાકી રહે છે. 'નિષ્કામતા' એવી સૂક્ષ્મ વસ્તુ છે કે, આવી તપસીલો છતાંયે માણસ પોતાને છેતરી શકે, તપસીલોનું રતીભાર વધારેપડતું પાલન કરતાં છતાં સકામ કર્મો હોઈ શકે. તો પછી તેવી તપસીલો ન હોય ત્યારે સામાન્યબુદ્ધિનો શ્રેયાર્થી સ્વકર્માચરણ દ્વારા સંસિદ્ધિની આશા રાખે એ બાહુબળથી દરિયો તરી જવાની આશા રાખવા બરાબર ગણાય. ભૌતિક સુખો પાછળ પડેલા અને સાચ-જૂઠની પરવા કર્યા વિના, લડાઈ-ટંટા-હરીફાઈ તથા સર્વે પ્રકારનાં છળકપટનો આશ્રય કરી, ભૌતિક સ્વાર્થ અને સુખ શોધતા માનવસમાજમાં, સ્વકર્મ દ્વારા, એટલે કે, પોતાનાં અને સમાજનાં ભૌતિક સુખોને જ મુખ્યત્વે વધારવાને પ્રયત્ન કરનાર માણસને શ્રેયની સિદ્ધિ કેમ થઈ શકે? લોકમાન્યે જૂના વિચારમાં પરિવર્તન કરાવનારું બીજારોપણ તો કર્યું, પણ તેને અનુસરી કર્મમાર્ગનું આ જમાના માટેનું આવશ્યક શોધન કરી દેખાડવા જેટલું તે જીવ્યા નહીં.

એ આરંભ ગાંધીજીએ કર્યો. અથવા વધારે ચોક્કસપણે કહીએ તો આરંભ કર્યો સદ્‌ગત ગોખલેએ અને વિકાસ કર્યો ગાંધીજીએ. એમણે આ જમાનાના હિંદી સમાજજીવનમાં અનેક ઊણપો અને દુઃખોનું સામટું દર્શન કર્યું. અને તે દરેકના ઉકેલ માટે જુદા જુદા પ્રકારની સત્ય, અહિંસા અને યમ-નિયમો પર આધાર રાખનારી સેવાઓ — 'રચનાત્મક કાર્યક્રમ'ની સંસ્થાઓ — ઉત્પન્ન કરી. પચીસ વર્ષના ગાળામાં તેમાંની ઘણીક 'સ્વયંસેવા' 'ખડી સેવા' અને 'ધંધો' ત્રણે ભૂમિકાઓમાંથી પસાર થઈ, અને એકીવખતે ત્રણે પ્રકારના સેવકોનું કર્મક્ષેત્ર બની. એમાંથી સ્વકર્મયોગ કેવી રીતે 'સેવા'નું અથવા શ્રેયનું સાધન મટી જઈ, 'ધંધા'નું અથવા પેટભરુ વેપારનું સાધન બની જાય છે, તેનું નિરીક્ષણ કરવાનુંયે મળ્યું. શ્રી આપ્પાસાહેબે પોતાના નિરીક્ષણનો લાભ આ પુસ્તક દ્વારા આપણને આપ્યો છે. સમાજોપયોગી કર્મમાર્ગમાં રહીને મનુષ્ય કઈ રીતે તેને સ્વપરશ્રેયનું સાધન બનાવી શકે, તેનું એમણે જાણે એક દર્શન અને તેનું ભાષ્ય જ રચ્યું છે.

એ ભલે સર્વાંગપૂર્ણ ન હોય; એમના કેટલાક વિચારો

ફરી વિચારવા જેવા હોય એમ પણ બને; પણ કર્મ દ્વારા સંશુદ્ધિનો રીતસર માર્ગ રજૂ કરવાની એ શરૂઆત કરે છે. સમાજનો કોઈ પણ ધંધો પોતાનાં ભૌતિક સુખો વધારવા માટે કરવો તથા પોતાને વધારેમાં વધારે ભૌતિક સુખો પ્રાપ્ત થાય એ રીતે કરવો, અને તેને સમાજ-જીવનની કોઈ સાચી ઊણપ અથવા દુઃખ દૂર કરવા માટે કરીને અમુક એક મર્યાદામાં રહી તેમાંથી નિર્વાહ મેળવવો — એ બેની વચ્ચે જે ભેદ છે, તે સ્વકર્મછંદ અને સ્વકર્મ-યોગ એ બે વચ્ચે છે. શ્રી. આપ્પાસાહેબનું ભાષ્ય સંપૂર્ણ ન હોય તોયે, એટલું બતાવવા માટે પૂરતું છે કે, સમાજજીવનની ઊણપ કે દુઃખ દૂર કરનાર કોઈ પણ ધંધો જો 'સેવાધર્મ' સમજીને ચલાવવામાં આવે, તો તે સ્વકર્મયોગ બની શકે. તેથી ઊલટું 'સેવા'રૂપે મનાયેલી આજની કોઈ પ્રવૃત્તિ જો પોતાનાં ભૌતિક સુખો વધારવા માટે જ કરવામાં આવે, તો તે પણ એક 'ધંધો' જ બની જાય. તેથી આ પુસ્તક માત્ર 'સેવકો' માટે જ છે, એમ રખે કોઈ માને.

હું આશા રાખું છું કે, 'સેવકો' તથા બીજા વાચકો પણ આ પુસ્તક વાંચશે અને આ માર્ગને વધુ સ્પષ્ટ અને ઉજ્જવળ કરશે.

સેવાગ્રામ
૨૯–૩–'૪૫

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# 'બુદ્ધિ'-વિકાસ એટલે?

કેળવણીમા ઉદ્યોગની કેળવણીને જ્યારથી વધુ ને વધુ મહત્ત્વ આપવામાં આવતું ગયું ત્યારથી ઔદ્યોગિક અને બૌદ્ધિક કેળવણીના ઝઘડાઓ શરૂ થયા છે. ગાંધીજીએ એમની વર્ધા કેળવણીમાં ઉદ્યોગને સૌથી વધારે સ્થાન આપ્યું ત્યારે તો કેળવણીકારો અને શિક્ષકો બહુ જ વિચારમાં પડી ગયા કે, ઉદ્યોગની કેળવણીને આટલું બધુ સ્થાન અપાશે તો વિદ્યાર્થીઓના બુદ્ધિવિકાસનું શું થશે! બુદ્ધિવિકાસ વિષેની આ શંકા આજની પુસ્તકિયા કેળવણીનો હઠીલો વારસો છે. ઉદ્યોગ અને બુદ્ધિને કશો મેળ જ નથી એવી ભૂમિ પર આ શંકા ઊભી થાય છે. હાથપગ હલાવ્યા વિના વિષયોનું જ્ઞાન પુસ્તકો મારફત મેળવવું, એથી જાણે બુદ્ધિનો વિકાસ થઈ જતો હોય એમ બધા માની બેઠા છે. ઘણા વિષયો વિષે ઘણું જાણે અને તે માટે ઘણાં ઘણાં પુસ્તકો વાંચે એ જ બૌદ્ધિક વિકાસમાં બહુ આગળ ગયેલો વિદ્વાન ગણાય છે. આ ભ્રમ એટલો બધો વ્યાપક અને એટલો બધો દૃઢ થઈ ગયો છે કે, એ જાતના બુદ્ધિવિકાસને જે સ્વીકારે નહિ તેને કેળવણીનો કક્કો પણ આવડતો નથી એવું જ ઘણા માને છે.

આપણે માનવજીવનના વિકાસ અને વ્યવહારોનું સૂક્ષ્મ રીતે અવલોકન કરીશું તો આપણને ખ્યાલ આવશે કે, જેને આજનો કેળવાયેલો વર્ગ બુદ્ધિવિકાસ ગણે છે તેમાં ભાગ્યે જ કોઈ પણ પ્રકારની બુદ્ધિનો કોઈ પણ પ્રકારનો વિકાસ થાય છે. વિષયોનું જ્ઞાન અને પુસ્તકોનું વાચન આપણું માહિતી-જ્ઞાન જરૂર વધારે છે. પરંતુ એથી કંઈ આપણી બુદ્ધિ ચપળ થાય જ છે એવું હંમેશાં નથી હોતું. જે જે વિષયનું જ્ઞાન મળે તે તે વિષયમાં તીવ્ર જ્ઞાન — માહિતી મેળવનારની તે જ્ઞાનની આવડત પૂરતી બુદ્ધિ ચાલતી હોય. પરંતુ ગણિતવિશારદ કે ઇતિહાસ-પારંગત કે ભાષાપંડિત કે તત્ત્વજ્ઞાનચિંતક જીવનના ઝંઝાવાતોમાં પોતાની બુદ્ધિનો ભાગ્યે જ ઉપયોગ કરી શકે છે. જીવનવ્યવહારમાં કેળવાતા કૌશલ્ય કે નિપુણતામાં શાળામાં ઠોઠ નીવડેલા વિદ્યાર્થીઓ હોશિયાર ગણાતા એમના સાથીઓ કરતાં ઘણા વધારે આગળ વધેલા હોય છે. ગણિતમાં જેની બુદ્ધિ ચાલતી નથી તે જીવનની મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢવાની ભારે શક્તિ બતાવી શકે છે.

જીવનવ્યવહારમાં ડગલે ને પગલે જે શક્તિનો ઉપયોગ કરવો પડે છે એ જ સાચી બુદ્ધિ છે. એ બુદ્ધિના પ્રયોગોના પ્રકારો અનેક છે અને પેલા માહિતીજ્ઞાન સાથે એનો સંબંધ ઓછામાં ઓછો હોય છે. જીવન સાથે પૂરી રીતે સંકળાયેલા બુદ્ધિના પ્રયોગો તો જીવનનાં કાર્યો સાથેની અથડામણોમાંથી જાગતા માનસિક વ્યાપારોમાં પ્રગટે છે. એ માનસિક વ્યાપારો આવા હોય છે:

૧. જીવન અને સમાજનાં નાનાં મોટાં કાર્યોનું અવલોકન કરવાની શક્તિ.

૨. એ અવલોકન પ્રસંગે વસ્તુઓનું સૂક્ષ્મનિરીક્ષણ કરવાની ટેવો.

૩. અવલોકન-નિરીક્ષણમાંથી ઉદ્ભવતા વિધવિધ પ્રશ્નો અંગેની જિજ્ઞાસાવૃત્તિ.

૪. અવલોકન-અનુભવમાંથી જે કંઈ મળે છે તેને ઝટ સમજીને ગ્રહણ કરવાની શક્તિ.

૫. જીવનના વ્યવહારોમાં અને વ્યાપારોમાં જે કંઈ આવા સજ્ઞાન સમજણપૂર્વકના અનુભવો થતા જાય છે તેનો વધુ ઊંડો અભ્યાસ કરવાની વૃત્તિ જાગે છે. આવી સંશોધનશક્તિ ખીલે છે એટલે પ્રસંગો, ઘટનાઓ અને

વસ્તુઓનો વધુ ઊંડો અભ્યાસ થવા માંડે છે. એ અભ્યાસ જીવન સાથે જીવંત રીતે સંકળાયેલો રહે છે. જીવનનું વિજ્ઞાન આ રીતે નિર્માણ થતું જાય છે.

૬. બુદ્ધિના પ્રયોગો અથવા ગતિમાન નીવડતા માનસિક વ્યાપારો સમગ્ર જીવન અને સમાજ સાથે એટલા બધા સંકળાયેલા છે કે તે આટલેથી જ અટકતા નથી. જીવનને યોગ્ય રીતે સમજવાનું વિજ્ઞાન અનુભવ, અવલોકન અને જીવંત સંશોધનમાંથી ખીલતું હોય છે. એટલે આમાંથી પ્રગતિ-શક્તિ જાગે છે. જીવનમાં પ્રત્યેક બાબતમાં આગળ વધવાની સ્વયંસ્ફુરણા થાય છે અને તે અંગે જરૂરી સૂઝ કેળવાતી જાય છે.

૭. જીવનવિજ્ઞાનની આ પ્રગતિશક્તિ સૂત્ર છે. જીવનના કાર્યો અંગે સાચાખોટાનો ભેદ સમજવાની વિવેકશક્તિને એ પ્રગટાવે છે. આ વિવેકશક્તિ બુદ્ધિવિકાસનું સૌથી મહત્વનું સ્વરૂપ છે. માનવ-જીવનમાં રહેલી નાની મોટી શક્તિઓની ઓળખાણનું અને તેના સદુપયોગનું મુખ્ય પ્રેરક બળ આ વિવેકશક્તિ જ નીવડે છે.

૮. જીવનના સદ્‌વિકાસનું પ્રેરક બળ વિવેકશક્તિ છે, તો વિવેકશક્તિ જેને સત્ય ઠરાવે છે તેને જીવનમાં અમલી સ્વરૂપ આપવા માટે સંકલ્પબળની જરૂર છે. આ સંકલ્પબળ અથવા નિર્ણયશક્તિ જ આખરે બુદ્ધિવિકાસની અંતિમ કસોટી નીવડે છે.

જીવનના વ્યવહાર અને જીવનના વિકાસની દૃષ્ટિએ બુદ્ધિ અને તેના વિકાસના આવા સ્વરૂપને આપણે ઓળખી શકીએ છીએ. જીવન તો સતત ચાલુ રહેતા અનેકવિધ કાર્યોની અખંડ અને અવિરત પરંપરા માત્ર છે. જીવનનું આવું પ્રત્યેક કાર્ય કરતી વખતે બુદ્ધિના કંઈ ને કંઈ નાના મોટા, ઓછા વત્તા, સાચા ખોટા પ્રયોગો કરવા જ પડે છે — પ્રત્યેક કાર્ય સાથે કંઈ ને કંઈ માનસિક વ્યાપાર સંકળાયેલો જ છે. આજે જેને બુદ્ધિશાળી વિદ્વાનવર્ગ ગણીએ છીએ તેઓના જીવનમાં જીવનવ્યવહારનાં ઘણાં કાર્યો બીજાઓ કરે છે. પરંતુ બીજાને પણ તે કાર્યો કરવાનાં તો રહે જ. કંઈ ને કંઈ પરિશ્રમ કર્યા વિના માનવજીવન ચાલી જ શકતું નથી. જો કહેવાતા બુદ્ધિશાળી લોકો એવા પરિશ્રમો જાતે કરતા નથી તો એઓ પારકા શ્રમ પર જીવે છે અને દેખીતી રીતે સ્વતંત્ર હોવા છતાં એમના જેવા ‹પરાવલંબી (Parasites) અને પરજીવી લોકો ભાગ્યે જ બીજા હોય છે. આવા બુદ્ધિજીવી વર્ગના બુદ્ધિના વિકાસમાં રહેલાં સાચાં તત્ત્વો વણખીલેલાં જ રહે છે. અથવા ખીલે છે તો સ્વાર્થ સારુ બીજાની શક્તિનો દુરુપયોગ કેમ કરવો એમાં જ તેનો તામસી વિકાસ થાય છે. આને, બુદ્ધિવિકાસ ન કહેતાં શોષણ કરનારા બુદ્ધિવાદનો રોગ જ સમજવો જોઈએ. કેળવણી જો સદ્‌વિદ્યા છે, અને વિદ્યા જો મુક્તિની હોઈ શકે, તો બુદ્ધિવાદમાં કેદ થયેલી આજના કહેવાતા બુદ્ધિશાળી વર્ગની કેળવણી એ કેળવણી નથી, પરંતુ કેળવણીની વિડંબના માત્ર છે. જીવન, સમાજ અને જગત આખું આવી વિકૃત કેળવણી લઈ અવિદ્યાની માયામાં ભટકાયા જ કરે છે. એ અવિદ્યા જ છે એટલે એ મુક્તિને પંથે નથી. જગતનાં — સમાજનાં અને જીવનનાં જે અનિષ્ટો આજે સર્વનાશમાં બધાને જ ભરખી રહ્યાં છે, તેનાં સૂક્ષ્મ અવલોકનો કરીશું તો એમાં આ અવિદ્યા, આ શ્રમવિહોણી બુદ્ધિ, આ નિષ્ક્રિય અને વાંઝણી કેળવણી જ કારણભૂત જણાશે. આપણા ઋષિઓ એટલા જ માટે માનતા હતા કે,

બુદ્ધિः कर्मानुसारिणी

કર્મ, ઉદ્યોગ, પ્રવૃત્તિ કે જીવનનો ગમે તે વ્યવહાર એમાં શ્રમ અને જાતમહેનત ન હોય તો તે બધા જીવનની સ્થૂલ સગવડો ભલે સંતોષે — એમાંથી જીવતું ચૈતન્ય તો પ્રગટતું જ નથી.

પરંતુ નર્યો પરિશ્રમ, ઉદ્યોગ કે જાતમહેનત પણ જીવન-વિકાસની સાચી શક્તિ ન જ પ્રગટાવી શકે. આજના સમાજમાં બુદ્ધિજીવી વર્ગ જે શ્રમજીવી કરોડોની મહેનત-મજૂરી પર રહે છે તે શ્રમજીવીઓ સતત પરિશ્રમ, ઉદ્યોગ કે કાર્યમાં રોકાયેલા રહ્યા છતાં, એમની બુદ્ધિનો કશો વિકાસ થતો નથી. એમનાં કર્મો પણ જડ છે; એમાં ચૈતન્ય જેવું ભાગ્યે જ જણાય. બુદ્ધિવિકાસમાં રહેલાં સાચાં તત્ત્વો આવા પ્રવૃત્તિ-ઉદ્યોગથી ભાગ્યે જ ખીલી શકે છે. બુદ્ધિજીવી અને શ્રમજીવી વર્ગોમાં વહેંચાયેલી આજની સમાજમાં બુદ્ધિ, કર્મ, ઉદ્યોગ અને પ્રવૃત્તિ બધું જ જડ થતું ગયું છે. પરિશ્રમવિહોણી બુદ્ધિ જડ છે તો 'સ્વયં'વિકાસની સ્વતંત્ર પ્રેરણા વિના પ્રગટેલો શ્રમ મહેનત કે મજૂરી વેઠ છે, વૈતરું છે, નરી ગુલામી છે. આથી આજની સમાજરચનામાં સાચી બુદ્ધિ કે સાચો પરિશ્રમ કશું દેખાતું જ નથી. વધારે ઊંડા ઊતરીને તપાસીશું તો બુદ્ધિ કે પરિશ્રમ કંઈ જુદાં તત્ત્વો કે જુદી વસ્તુઓ નથી. એ તો એક જ સિક્કાની બે બાજુઓ છે. જ્યાં સાચી બુદ્ધિ છે તેમાં સાચો પરિશ્રમ સંકળાયેલો જ છે. જ્યાં સાચો પરિશ્રમ થાય છે ત્યાં સાચી બુદ્ધિ એની પાછળ રહેલી જ હોય છે. જગતના સંત પુરુષોના જીવનમાં આ બંનેનો સુમેળ હોય છે એટલે જ એઓ જગતનું કલ્યાણ કરતા ગયા છે.

બુદ્ધિવિકાસ અને ઉદ્યોગ કે પ્રવૃત્તિનો આ રીતે આપણે વિચાર કરીશું તો ઉદ્યોગમય કેળવણીમાં જ सा विद्या या विमुक्तये ના ધ્યાનમંત્રનો સાક્ષાત્કાર થાય છે. વર્ધા કેળવણીમાં આ ઉદ્યોગને જ ઘણું મહત્વનું સ્થાન આપીને પૂ. ગાંધીજીએ કેળવણીનો અંતરાત્મા પ્રગટ કર્યો છે.

દિલખુશ બ. દીવાનજી

# મારી ઝંખના

यज्जातीयो यादृशो यत्स्वभावः
पादच्छायासंश्रितो योऽपि कोऽपि ।
तज्जातीयस्तादृशस्तत्स्वभावः
श्लिष्यत्येनं सुंदरो वत्सलत्वात् ॥

— શ્રીકૂરથલવાર

એક તામિલ વૈષ્ણવ ભક્તનો આ શ્લોક છે. એનો અર્થ એવો છે:—

'ભગવાનનાં ચરણની છાયાનો જેણે આશ્રય કર્યો છે તેને ભગવાન સુંદરરાજ વત્સલભાવે ભેટે છે. ભક્ત જે જ્ઞાતિનો, જે સ્વભાવનો, તેમ જ જેવો હોય, તે જ્ઞાતિનો, તે સ્વભાવનો અને તેવો જ દેવ તેને માટે બની જાય છે.'

મદુરા પાસે આવેલા જાણીતા 'અળગાર' મંદિરની ભગવાન વિષ્ણુની મૂર્તિ બહુ પ્રાચીન કાળની સ્થપાયેલી છે. તે મૂર્તિનું નામ 'સુંદરરાજ' છે. દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભાના પદવીદાનસમારંભ માટે હું મદ્રાસ ગયો, ત્યારે મદુરામાં મીનાક્ષીદેવીનાં દર્શન સારુ જઈ આવ્યો. તે વખતે તેથી ૮ માઈલ દૂર આવેલા એક ડુંગર ઉપરના સુંદર સ્થાને વસતા આ સુંદરરાજનાં દર્શન પ્રભુકૃપાથી મને થયાં. કારણ કે, મીનાક્ષીના મંદિરની જેમ સુંદરરાજનું મંદિર પણ હરિજનોને માટે ખુલ્લું થયું છે. મૂર્તિનું નામ દર્શાવે છે તેમ, સાચે જ તે સુંદર છે અને પંઢરપુરના પાંડુરંગની યાદ કરાવે છે. સુંદરરાજે માત્ર પોતાના હાથ કેડ ઉપર મૂકેલા નથી; બાકીનો ઠાઠ બધો પાંડુરંગ જેવો જ છે. કોતરકામ, ભવ્ય ગોપુર, વગેરે દક્ષિણની વિશેષતાઓ તો છે જ. તે તો પાંડુરંગને મળી નથી; બાકી વત્સલતા તેવી જ છે. પાંડુરંગની જેમ સુંદરરાજ પણ ત્યા 'ચિત-ચોર' સંજ્ઞાથી જાણીતા છે. પાંડુરંગની પ્રસિદ્ધિ પણ સુંદરરાજના ભક્તમંડળમાં છે. તેમાંના એકે પાંડુરંગનું વર્ણન આમ કર્યું છે:

मा यात पान्थाः पथि भीमरथ्यां
दिगंबरः कोऽपि तमालनीलः ।
विन्यस्तहस्तोऽपि नितंबबिम्बे
धूर्तः समाकर्षति चित्तवित्तम् ॥

— 'પથિકો, ભીમા નદીને રસ્તે જશો મા. ત્યાં શામળા વર્ણનો કોઈ દિગંબર વસે છે. કમર ઉપર હાથ મૂકી તે ઊભો છે. છતાં એ એવો ધૂર્ત છે કે લોકોના ચિત્તરૂપી વિત્તને હરી લે છે.'

પાંડુરંગ અને સુંદરરાજ બન્ને મળીને એક જ દેવ થાય છે. પરમાત્માનો સ્વભાવ પરમાત્માને કદી છોડે નહિ — કરુણાશીલ, કૃપાળુ, ભક્તવત્સલ, નાતપાંત ન જુએ તેવો, નામદેવના શબ્દોમાં "सर्वांलागीं घावें समान दर्शन" (સર્વને આપીએ સમાન દર્શન) એવી વૃત્તિનો. સુંદરરાજના મંદિરમાં હરિજનપ્રવેશ થવાથી તેના પ્રત્યેની નામદેવ તેમ જ કૂરથલવારની લાગણી તૃપ્ત થઈ એમ ગણાય. પાંડુરંગનું તેમ ક્યારે થશે? ત્યાં મનુષ્યમાત્રને ક્યારે પ્રવેશ મળશે?

નામદેવ જાતે લુંટફાટના ધંધાવાળા, તેથી તેમના વખતમાં શરૂમાં તેમને મંદિરમાં પ્રવેશ મળ્યો ન હતો. તેથી

पतितपावन नाम ऐकुनी आलों मी दारा ।
पतितपावन न होसि म्हणुनी जातों माघारा ॥

(પતિતપાવન નામ સાંભળી આવ્યો મંદિરદ્વાર;
પતિતપાવન તું નથી તો જાઉં પાછો ઘેર.)

એવો નામદેવને સત્યાગ્રહ કરવો પડ્યો હતો. એમના પૂરતો એ સત્યાગ્રહ તે વખતે સફળ નીવડ્યો. પણ હવે સમગ્ર હરિજનો તરફથી બધાય ભક્તજનોએ નામદેવ જેવો જ સત્યાગ્રહ કરવો જરૂરી છે. એટલે કે, હરિજનોએ મંદિરમાં પૂસી જવું એમ નહિ; એ તો દુરાગ્રહ થશે; પણ જ્યાં લગી હરિજનોને પ્રવેશ ન મળે ત્યાં લગી ભક્તમંડળીએ મંદિરમાં ન જવાનો સત્યાગ્રહ કરવો જોઈએ.

એવો સત્યાગ્રહ મારો તો સતત ચાલુ જ છે. મારી પાંડુરંગ ઉપરની ભક્તિ મારું હૃદય જ જાણે છે. મૂર્તિના દર્શનમાં મારી શ્રદ્ધા છે. જ્ઞાનેશ્વર વગેરે સંતોના સત્સંગમાં મારું અત્યાર લગીનું જીવન વીત્યું છે. પણ હજુયે, મારી ઇચ્છા હોવા છતાં, પાંડુરંગનાં મારી આંખે દર્શન કરી શક્યો નથી. "જ્યાં સુધી હરિજનોને તારા મંદિરમાં પ્રવેશ ન મળે, ત્યાં સુધી હુંયે મારી જગ્યાએ જ સારો", એવું હું પાંડુરંગને કહ્યા કરું છું. મારી ઝંખના એ જાણે છે. અને તેને પણ એવી જ ઝંખના હશે, એ વિષે મને શંકા નથી.

"काळी घोंगडी, काळी काठी, काळा दोरा कंठीं;
बोली महाराची थेट मराठी, गांडीस लंगोटी;
पायीं वाहणा, मोठा शाहणा, पतितपावन नाम जयाचें."

(કાળી કાંબળી, કાળી સોટી, કાળો દોરો કંઠે;
બોલી મહારની ઠેઠ મરાઠી, કેડે ધરી લંગોટી;
પગે પગરખાં, શાણો છે બહુ, પતિતપાવન જેનું નામ.)

(મરાઠી પરથી, ૫–૪–'૪૨) વિનોબા ભાવે

# સાધ્ય અને સાધન

સાધ્ય અને સાધનનો સનાતન કોયડો હમેશાં મનુષ્યો સામે ઊભો જ હોય છે. આજે આપણા જગતની સ્થિતિ એવી છે કે, તેનાં સમજણ અને ફેરફાર માટે, સાધ્ય શું, સાધન શું અને બંનેનો આંતર સંબંધ શો છે, એ ન જાણીએ તો ભાગ્યે જ, આપણે આજ જે ચક્કરમાં પડ્યા છીએ, તેમાંથી બહાર નીકળી શકીશું.

૧

સાધ્ય શું એનો અર્થ પહેલાં તપાસી લઈએ. ગ્રીસના પ્રખ્યાત ફિલસૂફ ઍરિસ્ટૉટલે કહ્યું હતું કે, શિવ તે છે જેની આકાંક્ષા દરેક જણ રાખે છે. તે પરથી આપણે કહીએ કે, સાધ્ય તે છે જેનો વિચાર દરેક માણસ કરે છે. મનુષ્યનું માનસિક ઘડતર જ એવું છે કે આદર્શનો ખ્યાલ તેને માટે અપરિહાર્ય છે. માણસોનો મોટો ભાગ પોતાની ઇચ્છાનુસાર જીવન વ્યતીત કરવા મથે છે. વૃત્તિઓ પણ તદ્દન આંધળી નથી હોતી. પરિણામનું થોડું પણ ભાન તેમાં હોય છે. આદર્શનું ભાન ન હોય એવી મનની સ્થિતિ કલ્પવી કઠણ છે.

નૈતિક દૃષ્ટિએ, સાધ્ય એ બુદ્ધિથી નિર્માણ કરેલી વસ્તુ છે. તેથી તે નૈતિક પ્રમાણ તરીકે કામમાં આવી શકે છે. તેનો ઉપયોગ એક ગજ તરીકે કરાય છે: તેની મદદથી આપણે આપણું કાર્ય માપી શકીએ અને જાણી શકીએ કે, આપણે જે પ્રમાણે વર્તવું હતું તે કેટલે અંશે કરી શક્યા. બુદ્ધિસિદ્ધ કર્મનું વિશેષ એ છે કે, તે મુખ્યતઃ ધ્યેયલક્ષી હોય છે, અને ધ્યેયનું ભાન સાધ્ય વિના શક્ય નથી.

આવું જડ સૃષ્ટિમાં નથી હોતું ત્યાં તો એક બનાવ અપરિહાર્ય રીતે પરિણામ નક્કી કરી નાંખે છે. ઉત્ક્રાંતિના પહેલા તબક્કામાં પણ સાધ્ય પહેલેથી જોવાયું નથી હોતું. મનુષ્ય ફક્ત જ્યારે ઉત્ક્રાંતિનાં પગથિયાં ચઢે છે, ત્યારે જ તે સાધ્યથી વાકેફ થાય છે અને આગળ વધતાં તે તેને માટે બહુ કાળજીવાળો બને છે. એટલે ઉત્ક્રાંતિનો ઇતિહાસ એ યાંત્રિકવત્તામાંથી ઉદ્દેશવાદમાં પરિવર્તનનો છે. અણુ, જીવાણુ, પશુ, જંગલી મનુષ્ય અને સંસ્કૃતિમય મનુષ્ય, એ બધાં ક્રમવાર સાધ્યને વધુ ને વધુ મહત્ત્વ આપે છે. અણુને તો સૃષ્ટિના નૃત્યમાં પોતાના સાથીનું જ ધ્યાન રાખવાનું. સ્થિર પાણીનાં ખાબોચિયાંમાં પડેલા જીવાણુને તો તેનાં તરતા નાનાં જીવડાંની જ ચિંતા કરવાની; તેને આબોહવામાં શો ફેરફાર થશે તેની ફિકર ભાગ્યે જ કરવાની હોય છે. પશુ પોતાની જરૂરિયાતોની તૃપ્તિથી જ સંતોષ પામે છે. જંગલી મનુષ્યને પોતાના નિકટ સંબંધીઓની ફિકર હોય છે. શૅર-બજારમાં જોડા સાફ કરનારને તો વરસાદનો દિવસ જ આવકારદાયક થઈ પડે છે, શૅરબજારની ઊથલપાથલ કે વરસાદની સારી માઠી અસર ભાગ્યે જ તેને સ્પર્શે છે. આથી ઊલટું સાંસ્કૃતિક માણસ 'આગળ અને પાછળ જુએ છે અને જે નથી તેની ઝંખના કરે છે!' એના ઉત્તમ વિચારો એ છે જે દૂરના ધ્યેયને વ્યક્ત કરે છે.

આમાંથી એક મહત્ત્વની વાત એ નીકળે છે કે, મનુષ્ય જેમ ઊંચે ને ઊંચે ચઢતો જાય છે તેમ તે સાધ્ય માટે વધુ ને વધુ ચિંતા રાખતો થાય છે, અને સાધ્ય અને તેની વચ્ચેનું અંતર પણ વધુ ને વધુ છેટું થતું જાય છે. આદર્શો એ આકાશના તારા જેવા છે, એમ એક કવિએ કહ્યું છે. એમાં કવિની કલ્પના કરતાં ડહાપણનો ચમકારો વધુ છે.

સંસ્કૃતિની શરૂઆતથી તે આજ સુધી તત્ત્વજ્ઞાનીઓ, ચિંતકો, રાજનીતિજ્ઞો અને નેતાઓએ સમાજ આગળ અનેક આદર્શો મૂક્યા છે. એમ પણ કહી શકાય કે, જેટલાં માથાં તેટલા આદર્શો પણ હોય. આ ખાસ કરીને સંસ્કૃતિની શરૂઆતમાં ખરું. પણ આદર્શોનો ઇતિહાસ એ છે કે, મનુષ્યો પોતાની સંકુચિત ભાવના અને ટૂંકી દૃષ્ટિમાંથી આગળ વધતાં અમુક વ્યાપક આદર્શો નિર્માણ કરતા આવ્યા છે. જુદી જુદી વ્યક્તિઓએ, જુદા જુદા સમાજોએ, જુદા જુદા વખતે અને જગ્યાએ, એક યા બીજા આદર્શ રજૂ કર્યા હોય છે. પણ જે વ્યક્તિઓએ પોતાને અમુક કાળ કે પોતાને અંગત વાતાવરણમાંથી મુક્ત કરીને આદર્શોનો વિચાર કર્યો છે, તેઓએ તો આપણને લગભગ સરખા જ આદર્શો આપ્યા છે. એટલે ધ્યેયો, ખાસ કરીને અંતિમ ધ્યેયો, શાં હોવાં જોઈએ, એમાં તો મહાન વ્યક્તિઓ સંમત થાય છે. અને ધ્યેયનું નિર્માણ કરવામાં ચતુરાઈ કરતાં ડહાપણ, સંકુચિત મનોદશા કરતાં સમગ્ર જીવનની દૃષ્ટિ, અને પૂર્વગ્રહ કરતાં તારતમ્યબુદ્ધિની વધુ જરૂર હોય છે.

આમ, આપણે અત્યાર સુધીમાં બે ચીજો નક્કી કરી: એક એ કે, સાધ્યનો પહેલેથી વિચાર કરવો ઘટે; અને બીજી એ કે, કેટલાંક ઉદાત્ત ધ્યેયો માટે મહાન માણસો સંમત છે. હવે આપણે સાધન વિષે થોડોક વિચાર કરીએ.

૨

સાધન એ સાધ્ય તરફ જવાનો માર્ગ છે. આપણા આદર્શોનાં એ ઓજારો છે. આદર્શોના અમલને બીજા શબ્દોમાં સાધન કહી શકાય. સાધ્યને પામવાની પ્રવૃત્તિ એ સાધન છે.

હવે દરેક સાધ્ય પોતાનું જ સાધન સૂચવે છે. દાખલા તરીકે, આપણે અમેરિકા જવું હોય તો આપણે જહાજ કે વિમાનનો જ વિચાર કરીશું; ટ્રામગાડી કે બળદગાડીનો નહિ જ કરીએ. કેરી જોઈતી હોય તો ભીંડાનાં બીજ ન વવાય. કહેવાનો આશય એ છે કે, જે સાધનોનો ઉપયોગ

થાય તેના ગુણ સાધ્યની સાથે સંગત હોવા જોઈએ. કારણ કે, સાધ્યને સિદ્ધ કરવા જે સાધનો વપરાય છે, તેનો સ્વભાવ સાધ્યના સ્વભાવને નક્કી કરે છે. બીજી રીતે કહીએ તો, અમુક સાધ્ય માટે અમુક જ સાધન જોઈએ અને તે સિવાયનાં બીજાં નહિ ચાલે. તેથી સાધ્ય ગમે એવું ઉચ્ચ હોય તોપણ તેને માટે ગમે તે સાધન વાજબી છે એમ ન માની શકે. નહિ તો સાધ્યને માટેની મહેનત નકામી જાય અને સાધનનો જુલમ વર્તી રહે. જે સારું કરવાનું છે એમ કહી ન છાજતા માર્ગો લે છે, તે તો સેતાનને એવી આશાએ લાંચ આપે છે કે, તેને એ સ્વર્ગમાં લઈ જશે. આધુનિક ઘટનાઓ આ સ્પષ્ટપણે બતાવી આપે છે. ગઈ લડાઈમાં લડાઈને પરિણામે ન્યાય, સ્વતંત્રતા અને સમાનતા સ્થાપશે એવી આશાએ સઘળા લડ્યા હતા; પણ તેમાં સાધનો એવાં ઉપયોગમાં લેવામાં આવ્યાં કે સાધ્ય કોઈ ઊલટા જ પ્રકારનું નિર્માણ થયું. આ લડાઈમાં વપરાતાં સાધનો પરથી પણ એમ વ્યક્ત થાય છે કે પાછું તેવું જ નાટક ભજવવાનું છે.

પણ સાધનનો પ્રશ્ન પહેલી નજરે લાગે છે એટલો સહેલો નથી. સાધ્ય જેટલું ઉચ્ચ, ઉદાત્ત અને સૂક્ષ્મ, તેટલું જ મુશ્કેલ તેને યોગ્ય સાધન શોધવાનું હોય છે. સ્ટેશને જઈ ગાડીમાં બેસવાનું તો સહેલું છે, પણ કઈ બાજુ જતી ગાડીમાં બેસવું એ જાણ્યે જ આપણે મથકે પહોંચી શકીએ. આને લીધે જ માનવસમાજના મોટા ભાગને દોરવણીની જરૂર હોય છે, અને આને લીધે જ જવાબદાર નેતાઓ સાધનની યોગ્યતાને માટે વારંવાર આગ્રહપૂર્વક પોકારે છે

૩

આપણી નબળાઈને લઈને, સાધ્યને આપણે પ્રાથમિક, માધ્યમિક અને અંતિમ એમ ત્રણ વિભાગોમાં વહેંચી શકીએ. છેલ્લા વર્ગનાં ધ્યેય તો નિરંતર એક જ હોય છે અને બાકીનાંને આપણે સાધ્ય તરફ જતાં પગથિયાં અથવા માર્ગદર્શક સ્તંભો, જે આખરે સાધ્ય તરફ લઈ જાય છે, તે ગણીએ. આ જ અર્થમાં સાધ્યનો અર્થ સાધન કરી શકાય. આવું વિભાગીકરણ આપણી સગવડ માટે જ છે અને તેથી તેની યોગ્યાયોગ્યતા તેથી વધુ નથી. આવી રીતે સાધન ભિન્ન ભિન્ન હોઈ શકે. ધ્યેય દિલ્હી જવાનું હોય તો તેને માટે મુંબઈ, રંગૂન, હોંગકોંગ અને પૅરીસમાં રહેતા માણસો માટે સાધન એવાં હોવાં જોઈએ કે ધારેલે ઠેકાણે પૂગી શકાય. તેથી સાધ્ય તરફ જતા રસ્તા, ક્યાંથી શરૂ કરવું, એની ઉપર અવલંબે છે. સાધ્ય અને જ્યાંથી મજલની શરૂઆત કરવાની હોય તે જગ્યાની વચ્ચે જેટલું વધુ અંતર, તેટલી જ સમાજ-સુધારાની ઉતાવળ હોવી જોઈએ. આ જ કારણને લીધે એક નેતાને બીજા નેતા કરતાં સમાજસુધારાની વધુ ધગશ હોય છે. સાધ્ય જેટલું ઊંચું તેટલું અંતર એની વચ્ચે હોય છે, અને આ અંતર જેટલું વધુ તેટલી વધુ ચટપટી તેને થાય. જેમ અંતર લાંબું તેમ તે વધુ તન્મય બને છે. આવી રીતે ઉચ્ચ ધ્યેય રાખવાનો લાભ એ થાય છે કે, સમાજસુધારામાં વધુ રસ લેવાય છે અને તે માટે પ્રયત્ન પણ વધારે કરવો પડે છે. તેથી સાધ્ય જેટલું ઊંચું અને કઠિન તેટલી જલદી પ્રગતિ થાય છે.

પણ એ પરથી એમ નથી કહેવાનું કે, પ્રત્યક્ષ વસ્તુસ્થિતિ નથી જોવાની. સમાજની સંસ્કૃતિની કક્ષા, તેની શક્તિ અશક્તિનું માપ, અને નવા સુધારા પચાવવાની તેની સ્થિતિની જાણ, એ બધું શરૂઆતમાં વિચારી જોવું જોઈએ. નહિ તો નવા સુધારા યાંત્રિક રીતે ઉપરથી લાદવામાં આવે તો તે ન પચે અને તેનાં પરિણામ માઠાં આવે. ફક્ત ઉત્સાહી એવા સમાજ-સુધારકે આ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. બીજમાંથી ફળ થાય છે તેવી રીતે, સાધનમાંથી સાધ્ય સ્વાભાવિક રીતે ઉદ્‌ભવવું જોઈએ. ઠોકી બેસાડેલું ધ્યેય આવું હોતું નથી, અને તેથી સાધ્ય પાછળ જે આશય રહેલો છે તે પરિપૂર્ણ થતો નથી. એટલે જો સમાજની શક્તિ ઘણે ઊંચે ચડવાની ન હોય, તો ઊંચી આકાંક્ષાઓને થોડી ઉતારીને સાધ્ય નક્કી કરવામાં જ ડહાપણ છે. સ્વતંત્ર રહેવું હોય તો હમેશાં જાગ્રત રહેવું જોઈએ, અને જો એમ ન થઈ શકે તો સ્વતંત્રતા નામની જ કહેવાય અને સ્વચ્છંદતા પણ થઈ જાય. તેથી સ્વતંત્રતાને થોડો વખત ભૂલી જઈ હમેશાં જાગ્રત કેમ રહેવાય તેનો જ પ્રયત્ન કરવો, અને તે જ જાણે ધ્યેય હોય તેમ વર્તવું. આમ સુધારા કરતાં વખત લાગે જોઈએ, જોકે આવી રીતે થયેલા સુધારા સ્થાયી અને સંગીન હોય છે જ. અંગ્રેજીમાં કહેવત છે કે, રોમ એક દિવસમાં બંધાયું ન હતું.

'જેમ વધુ હિંસા તેમ ઓછી ક્રાંતિ' એ વિધાન બરાબર સમજીએ તો બીજા મુદ્દાઓની પણ ચોખવટ થાય છે. પહેલાં તો એ કે, હિંસા એ સાધ્ય માટે અયોગ્ય સાધન છે. બીજું, એ સમાજે સાધવાના મુખ્ય ઉદ્દેશ અહિંસાના મૂળમાં ઘા કરે છે. અમુક સાધ્યને પામવા માટે જે સાધનો વપરાય છે તે એવાં ન હોવાં જોઈએ કે જે બીજા આદર્શોને પ્રતિકૂળ હોય. આમ એક ડગલું આગળ વધી પાંચ છ ડગલાં પાછળ જવું એ પ્રગતિ ન જ કહેવાય. સાધન એવાં હોવાં જોઈએ કે તે સાધ્ય તરફ આપણને લઈ જાય, અને બીજાં સાધ્યોને હાનિ કરતાં ન હોય. મનુષ્યો પણ સાધનના અંગ હોઈ તેઓ પણ લાયક હોવા જોઈએ. આની લાયકાત જુદા જુદા સંજોગોમાં જુદી જુદી હોઈ શકે. આ અને આવી બીજી ઘણી ચીજો એટલી આંતરિક અને અરસપરસ રીતે સંકળાયેલી છે કે તે ખરા નેતાનું કામ ઘણું જ મુશ્કેલ બનાવી મૂકે છે. જે નેતાઓ જીવનનાં વિધવિધ અંગોનું

આંતર અવલંબન, અને પરસ્પર અસર જોઈ શકે છે, જેઓ જીવનના કોઈ પણ મોરચાને હાનિ નહિ પુગાડતાં બધા જ મોરચાએ સફળ ચઢાઈ કરી શકે છે; તેઓ જ હરહમેશ સમાજને ફરી પાછી પીછેહઠ ન કરે એવી રીતે પરમ સાધ્યની આગળ અને આગળ લાવી શકયા છે. આવી વિરલ વ્યક્તિઓ જૂજ જ પાકે છે. "संत बिरला संसार" કબીરે સાચું કહ્યું છે.

આ બધું જો આપણે હંમેશ ધ્યાનમાં રાખીએ તો ખચીત જગત કોઈ જુદું જ હોય.

**સામ મી૦ નેકસાતખાન**

# સુંદર ચિત્ર

સુંદર ચહેરાની એવી વ્યાખ્યા કરવામાં આવે છે કે, હસતી વખતે જે ચહેરો વધારે સારો લાગે તે સુંદર. કેટલાક ચહેરા પ્રથમ દર્શને તદ્દન સામાન્ય જેવા લાગે છે, પણ પ્રસન્નતાનું થોડુંક સ્મિત ઝળકતાં જ જોનારને વશ કરી લે છે. આવા ચહેરા એક વાર જોવામાં આવે એટલે કાયમના યાદ રહી જાય છે.

સુંદર ચિત્રનું પણ કંઈક આના જેવું જ છે. જે ચિત્ર જોતાં મન પ્રસન્ન થાય છે, જે ચિત્ર એક વાર જોયા પછી ફરી ફરી જોવાનું મન થાય છે, અથવા જે ચિત્ર એક વાર જોવાની સાથે જ ખૂબ ગમી જાય છે—મનમાં ઠસી જાય છે, તે ચિત્ર સુંદર છે એમ જાણવું. કાશ્મીરનો મહાકવિ ક્ષેમેન્દ્ર કહે છે, 'औचित्यं रससिद्धस्य स्थिरं काव्यस्य लक्षणम्।' (રસથી તરબોળ કાવ્યની ખરી અને કાયમની ખૂબી તેના ઔચિત્યમાં હોય છે). આ જ કસોટી સુંદર ચિત્રને પણ લાગુ કરી શકાય. રસ અને ઔચિત્ય એ બે ગુણોને લીધે જ ચિત્ર સુંદર બને છે.

યરોડાની જેલમાં હતો ત્યારે એક અંગ્રેજી સાપ્તાહિકમાં એક વૃદ્ધ સ્ત્રીનું ચિત્ર મારા જોવામાં આવ્યું હતું. ડોસી એટલી બધી સુકાઈ ગઈ હતી કે જાણે ખારેક. પણ તેની આંખમાં અનુભવની ગંભીરતા અને સ્થિર થયેલા ચૈતન્યની ચમક હતી; અને તેના મોટા પરની કરચલીઓ જાણે પચાસ પોણોસો વરસનો ઇતિહાસ એકેએક વિગત સાથે કહેતી હોય એવી લાગતી હતી. આ મૂર્તિમંત વાર્ધક્યને જોઈને ચિત્ત અતિ નમ્ર બન્યું. બાઈ કોઈ 'કાતવડી' કે ખારવાની જાતની હતી. કેળવણી કે સંસ્કાર તો તેને ક્યાંથી મળ્યાં હોય? જુવાનીએ જે કંઈ લાવણ્ય તેને આપ્યું હશે તેમ જ ઘડપણે જે કંઈ અનુભવ-સમૃદ્ધિ તેનામાં આણી હશે, તે જ તેની મૂડી હતી.

ચિત્ર જોયા પછી મારાથી રહેવાયું નહિ, અને મેં મારા મિત્ર શ્રી રવિશંકર રાવળને કાગળ લખ્યો અને 'આ ચિત્ર તરફ તમારું ધ્યાન ગયું છે કે?' એમ પુછાવ્યું. તેમણે વળતો જવાબ આપ્યો કે, 'હા, અખિલ જાગતિક હરિફાઈમાં આ ચિત્રને ઇનામ મળેલું છે.' અનેક જુવાનોને ચિત્રકળાની દીક્ષા આપનારા ચિત્રગુરુને આ ચિત્ર ગમ્યું એટલું જ નહિ, પણ દુનિયાના ચિત્રરસિકોને પણ આ ચિત્ર સર્વોત્તમ લાગ્યું, એ જાણીને મારો આનંદ બેવડો થયો.

જે ચિત્ર જોઈને આપણો આનંદ બીજાને આપવાનું મન થાય, બીજાનો અભિપ્રાય જાણી લેવાની ઇચ્છા થાય, અને એવો કોઈ માણસ ન મળે તો ચિત્તમાં ચટપટી થાય, તે ચિત્ર સુંદર છે, એમ જાણવું.

વડોદરામાં એક મિત્રને ત્યાં એક નાનકડું સાદું ચિત્ર છે. પેન્સિલથી કે કોલસાના કકડાથી દોરેલું એક ભિખારીની છોકરીનું ચિત્ર તે છે. આંખો સાવ ભાવનાશૂન્ય, કંઈક ગભરાયેલી; તમે ઊભા નહિ રહેવા દો, હાંકી કાઢશો, એવી ભીતિ એ આંખોમાં કાયમનું ઘર કરી બેઠેલી છે; મોઢું થોડું ઉઘાડું છે, જાણે જીવતા રહેવાની ધૃષ્ટતા કરી તે માટે માફી માગતું હોય ને; અને વાળ જાણે વરસાદના સપાટાથી વેરણછેરણ થયેલા ખેતરમાંના ઘાસ જેવા! એ ચિત્ર નહિ પણ ગરીબાઈ, દીનતા અને નિરાશા માનવજાતિનો અન્યાય અને કઠોરતાની દુનિયા આગળ જાહેરાત કરવા માટે, મૂર્ત સ્વરૂપ લઈને ઊભી હોય એમ જ લાગતું હતું. મેં જે થોડાં જીવંત ચિત્રો જોયાં છે તેમાંનું આ એક હતું. એ ચિત્રની નીચે કોઈ જર્મન કવિતાની બે પંક્તિઓ લખેલી છે. તેનો અર્થ મારાથી સમજાયો નહિ. પણ આવા બોલતા ચિત્રની નીચે ભાષાનાં વચનો લખવાં એ ચિત્રકાર અને પ્રેક્ષક બન્નેનું અપમાન કરવા જેવું છે, એમ મને લાગ્યું. મરેલાને જીવંત કરવાની અને આખા દુનિયાને અસ્વસ્થ કરી મૂકનારી નિરાશાની શક્તિ એ ચિત્રમાં પ્રતીત થતી હતી. કોઈ એક જ સુંદર ચિત્ર બતાવો એમ જો કોઈ મને કહે તો, એ ચિત્રને હું આગળ ધરું. સુંદર ચિત્ર સૌંદર્યનું જ ચિત્ર હોવું જોઈએ, એવું કંઈ નથી. એસિડ જેમ જ્યાં પડે ત્યાં દઝાડીને ચામડી ખોતરવા માંડે છે, તે જ પ્રમાણે જે ચિત્ર હૃદયની ભાવનાઓને ઉત્તેજિત કરીને હૃદયને કોતરવા માંડે છે તે ચિત્ર સુંદર છે, એમ જાણવું.

**કાકાસાહેબ કાલેલકર**

('વનશોભા'માંથી અનુવાદિત)

હજુ પૂરતો વિકાસ પણ ન પામ્યું હોય — પરિપક્વતાની વાત તો દૂર જ રહી — ત્યારથી તેની જોડે વેઠ કાઢી, તેને પરાણે ભાન ઊભું કરાવી, તેની પાસે વિચાર-પ્રજનન કરાવવું, એ અત્યાચાર તેમ જ દુરાચાર બંને છે.

યાંત્રિક ક્રિયાઓ અને વ્યાપારો શરીરના અવયવો મારફતે નાનપણથી કરાવવા માંડીએ તો અભ્યાસથી — મહાવરાથી તે અવયવોની તે ક્રિયાઓ કરવાની શક્તિ, કુશળતા અને ઝડપ વધે છે; પરંતુ પ્રજનન-વ્યાપારની બાબતમાં તો તેથી ઊલટું જ સત્ય છે, એ કહી બતાવવાની ભાગ્યે જ જરૂર હોય. તેમાં તો તે વાતને ચેતનામાંથી જેમ બને તેમ દૂર રાખી, જુદા જુદા માર્ગો અને ઉપાયો વડે બાળકની કર્તૃત્વશક્તિ અને સર્જનશક્તિને બીજાં યોગ્ય ક્ષેત્રોમાં વાળી દેવાનો જ પ્રયત્ન કરવાનો હોય છે. અર્થાત્, કાંઈ પણ સીધો પ્રયત્ન કરાવવાનો હોય, તો તેને ભૂલવાનો — નહિ કે તેને અભ્યાસવાનો કે તેનો મહાવરો કરવાનો.

શારીરિક પ્રજનન-તંત્રની જેમ જ માનસિક પ્રજનન-તંત્રને પણ વારંવાર ઉપયોગથી ખીલવવાનો કે વિકસાવવાનો સીધો પ્રયત્ન ન હોઈ શકે. સીધો પ્રયત્ન તો પ્રજનનનો ખ્યાલમાત્ર ભૂલી, શ્રવણ-સત્સંગાદિ માર્ગોએ પરિપુષ્ટ થવાનો — પરિપક્વ થવાનો જ હોઈ શકે. શરીરની જેમ મનનું પણ અકાળ પ્રજનન પિતા-પુત્ર બંનેની બાબતમાં આફતરૂપ જ નીવડે છે.

૪

આપણે બીજી કળાઓની બાબતમાં શું કરીએ છીએ? આપણે જાણીએ છીએ કે, ચિત્રકળા એ સ્વૈરકળા છે. સ્વૈર એ અર્થમાં કે, ચિત્રકારની કલ્પનાના ઉડ્ડયનને તમે કોઈ રીતે બાંધી ન શકો. અને છતાં ચિત્રકળા શીખવવાની શરૂઆત સ્વૈરતાથી નહિ, પણ યોગ્ય પ્રતીકોને બરાબર ઘૂંટવાથી — સામી વસ્તુનું સીધું સફળ અનુકરણ કરવાથી થાય છે. ચોપડીઓ ઉપર આજકાલ જે ઉટપટાંગ મરોડથી નામો લખાય છે, તે કળા કહેવાય છે. પરંતુ તેનું સીધું શિક્ષણ શરૂઆતથી હોઈ શકે છે? સીધું શિક્ષણ તો સામો જે મરોડ હોય તેને બરાબર ઘૂંટવાથી — તેનું જ બરાબર અનુકરણ કરવાનો પ્રયત્ન કરવાથી જ શરૂ થાય છે. પછી જ્યારે તેનો હાથ સ્થિર થાય, ત્યારે પોતાની જુદી જુદી કલ્પના અનુસાર સ્વૈર ઘાટો તે ચીતરી શકે, નવા કલ્પી શકે, તથા તેમને યથાયોગ્ય કાગળ ઉપર પીંછીથી ઉતારી શકે.

સંગીતમાં પણ જુઓ. તે પણ સ્વૈર-વિહારની કળા છે. ગાયક જ્યારે 'ખીલે' ત્યારે તે કયા આરોહ-અવરોહ — તાન-પલટા લેશે તે કહી શકાય નહિ; અને એમ જ્યારે તે સ્વૈર-વિહાર શરૂ કરે છે, ત્યારે જ રાગ 'જામે' પણ છે. પરંતુ તેથી સંગીત કંઈ એ સ્વૈર-વિહારથી શીખવવામાં આવે છે? નહિ જ. સંગીત શીખવવાની શરૂઆત તો સા-રે-ગ-મનાં હિસાબસર ગોઠવેલાં ચોકઠાં ઘૂંટવા-ઘૂંટાવવાથી જ થાય છે. તેમ કરતાં કરતાં પછી યોગ્ય કાળે તેનામાં એવું એક સમજબિંદુ જાગે છે, કે જે વડે તે સ્વૈર રીતે વિહાર કરી શકે છે, અને છતાં તે 'કાયદેસર' જ હોય છે.

વિચાર-કળાની બાબતમાં પણ તેવું જ છે. તેની શરૂઆત સ્વૈરતાથી ન હોઈ શકે. શરૂઆતમાં તો વિદ્યાર્થીએ બીજાં સુયોગ્ય બીબાંને ઘૂંટવાનું-ગોખવાનું જ કામ કરવું જોઈએ. ત્યાર પછી યથાકાળે તેને સમજબિંદુ પ્રાપ્ત થતાં, તે પોતાનો ધાર્યો વિહાર કરી શકે.

અને તેમ છતાં તમે હાઈસ્કૂલ-કૉલેજમાં નાના છોકરાને કે અબુધ યુવાનને કાચી અવસ્થાએ કોઈ પણ વિષય ઉપર વિચાર જાહેર કરવાનું કહો છો, ત્યારે વસ્તુતાએ શું થાય છે? શરૂઆતમાં તો તે દિગ્મૂઢ થઈ જઈ, પોતાની હોજરીમાં જે કંઈ પડેલું હોય છે તેને માત્ર ગભરામણનો માર્યો ઓકી કાઢે છે. એ ઓકરણમાં પચેલું શુદ્ધ સત્વ કશું નથી હોતું; નર્યો વિકાર અને રોગ હોય છે. પછી શિક્ષકે કર્યા કરેલી ખુશામદ અને વાહવાહથી તથા આપેલા આશ્વાસનથી તે ધીરે ધીરે આવા અપરિપક્વ ઓકરણથી ટેવાતો જાય છે; અને એવું એવું જલદી તથા ગમે ત્યારે ઓકી શકાય તે માટે ગમે તેવી માહિતી ગમે ત્યાંથી ઉઝરડી લઈ, પેટમાં નાખ્યા કરે છે; અને પછી વાગોળ્યા વિના કે પચાવ્યા વિના (કારણ કે પચાવવા માટેની આંતરિક શક્તિ જ હજુ તેનામાં જામી નથી હોતી) પાછી અપરિપક્વ સ્થિતિમાં જ તેને ઓકી નાખે છે. હું સમજી નથી શકતો કે, આ જાતના ઓકરણથી વિદ્યાર્થીને, શિક્ષકને, કે સમાજને શો ફાયદો થાય છે? જે હાનિ થાય છે, તે તો થોડું નિરીક્ષણ કરવાથી વગર કહ્યે સમજી શકાય તેમ છે.

યોગવાસિષ્ઠકાર વિચારને જ તત્ત્વસાક્ષાત્કારનો એક મુખ્ય માર્ગ માને છે. અને તે યોગ્ય છે. યોગ્ય વિચાર અને તત્ત્વસાક્ષાત્કાર એ બે વચ્ચે કશો વસ્તુગત ભેદ કલ્પી શકાતો નથી. અર્થાત્ વિચારને આપણે એટલી મોટી ચીજ ગણીને, તેનો વિકાસ અને પરિપક્વતા સાધવાની યોજના કરવી જોઈએ. એ રીતે જોતાં, જેને જીવન-સાધનાનો ચરમ પુરુષાર્થનો માર્ગ કહેવામાં આવે છે, તે અને વિચારતંત્રના વિકાસ તથા પરિપક્વતાનો માર્ગ પણ એક જ હોવા જોઈએ; અને તેનું આયોજન એટલી ગંભીરતાથી થવું જોઈએ.

તેને બદલે હાઈસ્કૂલ-કૉલેજમાં ગમે તેવા — કહેવાતા શિક્ષકને હાથે કરાવાતો આ વિચાર-પ્રજનન-વ્યાપાર ગંભીર વિચારણાને પાત્ર છે. કાચી વયે એ રીતે દુરાચાર કરીને નમાલા બનેલા અને લવાઈ ગયેલા યુવાનમાં પછી સર્વતોમુખી - સર્વતોભદ્ર વિચાર કરવાની શક્તિ જ ઊભી ન થઈ શકે.

આજકાલ લાલ-પીળા સરમુખત્યારો પોતાની પ્રજાના બધા વિચારક-અવિચારક વર્ગને દંડાથી ફાવે તેમ હાંકી શકે છે, તેમ જ દુનિયાની ગમે તે મોટી વાતને ભૌતિક ઠરાવી આપી, સમાજની સહેલી કરી આપનાર કૉમ્યુનિઝમ જેવા સિદ્ધાંતોને આજનો યુવાનવર્ગ બહુ જલદી વરી બેસે છે, એ બધાનું મૂળ શું આપણી વિચાર-શક્તિનો હ્રાસ નથી? અને જો હોય, તો તેનું મૂળ છેક શાળા-કૉલેજને છેડે પેલા અણઘડ શિક્ષકને હાથે અકાળે કરાવાતા પ્રજનન-વ્યાપારમાં નથી?

એક વાચક

# 'પાકિસ્તાન' વિષે જાણવા જેવું

હાલમાં 'પાકિસ્તાન' વિષે ઘણી વાતો થાય છે. તે અંગે જાણવા સમજવા જેવી કેટલીક હકીકત નીચે આપી છે :–

૧. હિંદમાં અલગ કોમી મતાધિકાર ૧૯૦૯ની સાલથી બ્રિટિશ સરકારે દાખલ કર્યો. તેનો સાત વરસ સુધી અમલ થયા પછી કૉંગ્રેસે મુસલમાનોને સંતોષવા માટે ૧૯૧૬માં 'લખનૌ કરાર'થી તેનો સ્વીકાર કર્યો અને કોમી એકસંપી મેળવી. ૧૯૨૦–૨૧ની ખિલાફતની ચળવળ સુધી અને ત્યાર બાદ થોડા વખત સુધી આ સંપ ટક્યો. પણ પછી પાછું કોમી અસંતોષે જુદું સ્વરૂપ લીધું અને તેને પરિણામે ૧૯૪૦ના માર્ચમાં મુસ્લિમ લીગે હિંદના ભાગલા પાડવાનો 'લાહોરનો ઠરાવ' કર્યો.

૨. આ બાબત મુસ્લિમ લીગના ૧૯૪૦ના 'લાહોર ઠરાવ'માં નીચે મુજબ શબ્દો છે :–

'ભૌગોલિક દૃષ્ટિએ એકસરખા પ્રાદેશિક વિભાગોને જરૂરી પ્રાદેશિક ફેરફારો કરીને એવી રીતે જુદા પાડવા, જેથી વાયવ્ય અને પૂર્વ દિશાના મુસ્લિમ બહુમતીવાળા વિભાગો સ્વતંત્ર થઈ શકે.'

૩. રાષ્ટ્રીય મહાસભાની કારોબારી સમિતિનો ઠરાવ (એપ્રિલ ૧૯૪૨):—

'કૉંગ્રેસ હિંદની આઝાદી અને એકતાને વરેલી છે. તેમાં કંઈ પણ ભંગ પડે તો આજની દુનિયામાં—જ્યારે લોકો અનિવાર્યપણે મોટાં સમવાય-રાજ્યો કરવાના વિચારો સેવી રહ્યા છે ત્યારે—સૌ કોઈને નુકસાનકારી નીવડે. ભાગલાનો વિચાર જ અતિ દુઃખદ છે. છતાંય કારોબારી સમિતિ કોઈ પણ પ્રદેશના લોકોને તેમની ચોક્કસ પ્રદર્શિત કરેલી ઇચ્છાની વિરુદ્ધ હિંદના સમવાયતંત્રમાં બળજબરીથી રાખવાનો વિચાર કરી શકે નહિ.'

૪. અખિલ હિંદ મહાસભા સમિતિનો (અલ્લાહાબાદનો) ઠરાવ (મે ૧૯૪૨):—

'કોઈ પણ પેટારાજ્ય કે પ્રદેશના લોકોને હિંદના સમવાયતંત્રમાંથી છૂટા પડવાનો અધિકાર આપીને દેશના ભાગલા પાડવાનો વિચાર જુદાં જુદાં રાજ્યો કે પ્રાન્તો કે એકંદરે આખા દેશને માટે ભારે હાનિકારક નીવડશે. તેથી મહાસભા આવી કોઈ દરખાસ્તને કબૂલ કરશે નહિ.'

૫. મુસ્લિમ લીગનો ઉપરનો ઠરાવ થયા પછી તેના તરફથી પાકિસ્તાનની કોઈ ચોક્કસ ને સવિસ્તર યોજના બહાર પડેલી નથી. સર સિકંદર હયાતખાન, ડૉ. અબ્દુલ લતીફ, મામદોતના નવાબ જેવાએ પોતપોતાની અલગ અલગ કલ્પનાઓ આપી છે, પણ તેમાં એકમેળ નથી.

૬. ગાંધીજી સાથેના જનાબ ઝીણાના પત્રવ્યવહારમાં સિંધ, સરહદ પ્રાન્ત, બલુચિસ્તાન, પંજાબ, બંગાળા અને આસામને પાકિસ્તાનના પ્રાન્તો તરીકે જુદા પાડવાની વાત કરેલી મળે છે. તે પ્રાન્તોની વસ્તી (૧૯૪૧) નીચે મુજબ છે :–

| | | | |
|---|---|---|---|
| ક્ષેત્રફળ | ૨૬૩૮૮૧ ચો. મા. | બ્રિ. હિંદના | ૩૪% |
| કુલ વસ્તી | ૧૦૬૪ લાખ | ,, ,, | ૩૬% |
| મુસ્લિમ વસ્તી | ૫૮૬ ,, | | |

**પ્રાન્તવાર વસ્તી** (લાખમાં)

| | કુલ વસ્તી | મુસ્લિમોની વસ્તી | વસ્તીમાં મુસ્લિમોના ટકા |
|---|---|---|---|
| ૧. બંગાળા | ૬૦૩ | ૩૩૦ | ૫૪.૭૩ |
| ૨. પંજાબ | ૨૮૪ | ૧૬૨ | ૫૭.૦૭ |
| ૩. આસામ | ૧૦૨ | ૩૪ | ૩૩.૭૩ |
| ૪. સરહદ | ૩૦ | ૨૮ | ૯૧.૭૯ |
| ૫. સિંધ | ૪૫ | ૩૨ | ૭૦.૭૫ |
| કુલ | ૧૦૬૪ | ૫૮૬ | ૫૫.૦ |

આમાં નોંધવા જેવું એ છે કે, આસામમાં મુસ્લિમોની બહુમતી છે નહિ. પંજાબ અને બંગાળામાં પણ બધા જિલ્લાઓમાં એકસરખી સ્થિતિ નથી.

૭. ઉપરના પાંચ પ્રાન્તોમાંથી—

બંગાળાના ૨૮ જિલ્લામાંથી ૧૭ માં
પંજાબના ૩૦ ,, ૧૩ માં
આસામના ૧૪ ,, ૧૩ માં

હિન્દુઓની બહુમતી છે. એટલે તેઓને પણ આત્મ-નિર્ણયનો અધિકાર હોય; તે તેમની પાસેથી છીનવી શકાય નહિ.

૮. મુસ્લિમ લીગની માગણીને સંતોષવા વિચારાયેલી રાજાજીની યોજના પ્રમાણે, ઉપરના પ્રાન્તોમાંથી હિંદુ બહુમતીવાળા જિલ્લા જુદા પાડીને મુસ્લિમ બહુમતીવાળા

જિલ્લાના જુદા પ્રાન્તો બનાવવામાં આવે, તો તે પ્રાન્તોની વસ્તી નીચે મુજબ થાય છે:—

| | | | |
|---|---|---|---|
| કુલ વસ્તી | ૬૮૨ લાખ | | |
| મુસ્લિમો | ૪૯૫ ,, | વસ્તીના | ૭૩ % |
| બીજા | ૧૭૭ ,, | ,, | ૨૭ % |

આમાં મુસ્લિમોની સંખ્યા બ્રિ. હિંદના મુસ્લિમોના ૬૨.૩ % થાય છે. અખિલ હિંદમાં મુસ્લિમો ૬૪૪ લાખ છે તેના ૫૨.૪૩ ટકા થાય છે.

૯. ઉપરની ગણતરીએ

| | મુસ્લિમો | બીજા |
|---|---|---|
| હિન્દુ બહુમતીવાળા પ્રાન્તોમાં | ૧૩ | ૮૭ |
| મુસ્લિમ ,, ,, | ૭૩ | ૨૭ |

આજે આખા બ્રિ. હિંદમાં મુસ્લિમો ૨૬.૮૪ ટકા છે; તેટલા જ ટકા મુસ્લિમ બહુમતીવાળા પ્રાન્તોમાં હિંદુઓ અને બીજા મળીને થાય છે. એટલે લઘુમતીઓનો પ્રશ્ન તો પાકિસ્તાની પરિસ્થિતિમાંય ચાલુ જ રહે છે.

૧૦. દેશી રાજ્યોમાં હિંદુ-મુસ્લિમોનું પ્રમાણ નીચે મુજબ છે:

| | હિન્દુઓ | મુસ્લિમો |
|---|---|---|
| કાશ્મીર | ૨૨.૩ | ૭૭.૭ |
| હૈદરાબાદ | ૮૯.૬ | ૧૦.૪ |
| દેશી રાજ્યોમાં કુલ | ૮૬.૧ | ૧૩.૯ |

દેશી રાજ્યોમાં દોઢ કરોડ મુસ્લિમો છે. બ્રિ. હિંદ કે દેશી રાજ્યોમાં દરેક જગ્યાએ મિશ્ર વસ્તી છે અને લઘુમતીનો પ્રશ્ન દરેક જગ્યાએ છે.

૧૧. દેશી રાજ્યો અંગે, ૭૭ ટકા મુસ્લિમ વસ્તીવાળા કાશ્મીરનું ને ૮૯ ટકા હિંદુ વસ્તીવાળા હૈદરાબાદનું શું થાય, એ એક મોટો પ્રશ્ન છે

૧૨. શીખોની કુલ ૫૦ લાખની વસ્તી, તેમાંથી ૩૭ લાખ પંજાબમાં વસે છે. મુસ્લિમ બહુમતીવાળા ૧૭ જિલ્લામાં તેમાંથી ૧૭ લાખ વસે છે. તેઓ પાકિસ્તાનની યોજનાનો વિરોધ કરે છે.

૧૩. હિંદમાં વસતા મુસ્લિમોમાંથી ૮૭ ટકા મૂળ હિંદુ હતા અને તેથી કેટલાકનાં નામઠામ, પહેરવેશ અને રીતરિવાજ હિંદુઓને મળતા છે. એક મુસ્લિમ લેખકના કહેવા પ્રમાણે, હિંદના મુસલમાનોમાંથી ૮૦ ટકાની ધાર્મિક માન્યતાઓ અને રૂઢિઓ વેદાન્ત ધર્મને મળતી આવે છે.

૧૪. છેલ્લાં ૩૦ વરસમાં હિંદમાં મુસ્લિમોનું પ્રમાણ નીચે મુજબ વધ્યું છે:

(વસ્તીના ટકા)

| — | લાખમાં બ્રિ. હિંદ | બ્રિ. હિંદ | પંજાબ | બંગાળા |
|---|---|---|---|---|
| ૧૯૧૧ | ૫૭૪ | ૨૩. ૫ | ૫૪. ૮ | ૫૨. ૪ |
| ૧૯૨૧ | ૫૯૪ | ૨૪.૦૭ | ૫૫.૩૩ | ૫૩.૯૯ |
| ૧૯૩૧ | ૬૭૦ | ૨૪.૬૯ | ૫૬.૫૫ | ૫૪.૮૭ |
| ૧૯૪૧ | ૭૯૪ | ૨૬.૮૪ | ૫૭.૦૭ | ૫૪.૭૩ |

૧૫. હિંદુ વધુમતીવાળા પ્રાન્તોમાં મુસ્લિમોનું પ્રમાણ નીચે મુજબ છે:

| | | | |
|---|---|---|---|
| મુંબઈ | ૯.૨૧ | મધ્યપ્રાંત | ૪.૬૬ |
| મદ્રાસ | ૭.૯ | બિહાર | ૧૨.૯૮ |
| યુ૦ પી૦ | ૧૫૩ | ઓરીસા | ૧.૬૯ |

આ ૭ પ્રાન્તોમાં ૧૯૯ લાખ મુસ્લિમો છે. તે સિવાયના બીજા હિન્દુ વિભાગોમાં ૧૦૦ લાખ છે. તે ઉપરાંત દેશી રાજ્યોના ૧૫૦ લાખ જુદા.

૧૬. પાકિસ્તાનના પ્રાંતો જુદા પડે તોપણ બાકીના વિભાગોના સાડા ચાર કરોડ મુસલમાનો ઘરબાર લઈને મુસ્લિમ પ્રદેશમાં ચાલ્યા જાય એ શક્ય નથી. એટલે એમને હિંદુઓની સાથે જ રહેવાનું ચાલુ રહે. તે જ પ્રમાણે મુસ્લિમ બહુમતીવાળા વિભાગોમાં વસતા બે કરોડ હિન્દુઓને પણ છે ત્યાં જ રહેવાનું થાય. એટલે *પાકિસ્તાની યોજનામાં પણ બધી કોમોએ સાથે રહ્યા વગર છૂટકો નથી.*

૧૭. હાલ કલ્પાતા પાકિસ્તાની પ્રાન્તો જુદા પડે તો તે પ્રાન્તોની અર્થવ્યવસ્થા બરાબર ગોઠવાઈ શકે એમ નથી. હિન્દુ બહુમતીવાળા ભાગો જુદા પડે તો બાકી 'ફોતરાં' રહે, એવા જાણીતા સાહેબના શબ્દો છે. તેમના જણાવ્યા પ્રમાણે, પાંચે પ્રાન્તો અકબંધ જુદા પડે તો જ તેમની સધ્ધરતા ટકી શકે. આત્મ-નિર્ણયનો અધિકાર દરેક કોમને એકસરખો હોય; તો લો તે પ્રાન્તો કોઈ સંજોગોમાં અકબંધ છૂટા પડી શકે એમ છે નહિ. અને છૂટા પડતાંય લઘુમતીઓનો પ્રશ્ન તો ઊભો જ રહે છે. એ બન્ને બાબતો આ અંગે વિચાર કરવા માટે ગહત્ત્વની છે.

૧૮. હિન્દની કુદરતી રચના પ્રમાણે મુસ્લિમ વિભાગો હિંદમાંથી સ્વાભાવિક રીતે જુદા પડતા નથી. રેલવે, વેપાર, નદીઓ વગેરે સળંગ છે.

૧૯. દુનિયાના ઘણાય દેશોમાં જુદી જુદી કોમો સાથે મળીને ધંધો રોજગાર કરે છે અને પોતાનું રાજતંત્ર ચલાવે છે. હિંદનો ઇતિહાસ પણ એવા પ્રસંગોથી ભરપૂર છે. તેમાં ભેદ પાડવાથી અવનવા પ્રશ્નો ઊભા થશે, અને દુનિયામાં હિંદનું સ્થાન આજે છે તેના કરતાં પણ ઊતરતું થશે.

૨૦. ઉપરની રીતે જોતાં ૧૯૦૯ થી અલગ મતાધિકારથી શરૂ થયેલી ખરાબી આગળ વધારવાથી લાભ નથી, — નથી કોઈ પ્રાન્તને કે નથી કોઈ કોમને.

૨૧. આપણે જોયું કે, લઘુમતીઓના હિતનું રક્ષણ આજે કરવું પડશે અને પાકિસ્તાન થાય તો ત્યારે પણ કરવું પડશે. તો આજે જ કેમ નહિ? તેવા ઉપાયો શોધવા બેસીએ તો તેનો તોટો નથી. દુનિયાના બીજા દેશોએ તે અજમાવ્યા છે. આપણે પણ તેમાંથી બોધપાઠ લઈ શકીએ. એ શક્ય બનવા સારુ, જરૂરનું એ છે કે, કોમી એખલાસ થવો જોઈએ, પરસ્પર ભય કે અવિશ્વાસ જવાં જોઈએ. કોઈ પણ રાજદ્વારી ફેંસલાનો પાયો આ હોય તો તે પાકો ગણાય.

અને એ પણ જરૂરનું છે કે, લડાઈ મારનાર કે સળીઓ કરનાર ત્રીજો પક્ષ તેમ કરતો અટકવો જોઈએ. એખલાસ હોય તો તે ન ફાવે, અને તે હોય તો એખલાસનો માર્ગ સાફ ન થાય, એ આંટી હવે તો ટળવી જોઈએ.

વિઠ્ઠલદાસ કોઠારી

# વ્યાકરણચર્ચા

## ૧

## વ્યાકરણ અંગે એક પ્રશ્ન

નીચેનો પ્રશ્ન એક 'ભાષાપ્રેમી'એ મોકલી આપ્યો છે. વિદ્વાનો તેની ચર્ચા કરી ઉકેલ દેખાડે એવી વિનંતિ છે.

"શુદ્ધ લેખન કરવામાં એક શંકા ઊઠે છે, તેના સમાધાનને માટે આ લખું છું.

૧. નીચેનાં વાક્ય જુઓ — 'વાનપ્રસ્થ થતાં સુધી એમણે કારભાર કર્યો.'

'આ સૂત્રો નંદશંકરને પણ માન્ય હોવાં છતાં, તે ગંભીર પ્રકૃતિના હોવાથી . . . .'

આ વાક્યોમાં, અનુક્રમે, થતા કે હોવા પ્રયોગ સાચો કે છે તે? અને તે પદોનું વ્યાકરણ — પદચ્છેદ શો?

૨. (માણસે) 'ઘરભંગ થવું', 'અંતર્ધાન થવું'; (અમુક પદ) 'અધ્યાહાર હોવું' — આવા પ્રયોગો આપણી ભાષામાં ચાલુ છે. સંસ્કૃત વ્યાકરણથી દોરાઈ જઈ કોઈ તેને ખોટા ઠરાવે; પણ તે આપણી ભાષામાં ન ચાલે. તેવા પ્રયોગોની શી સમજૂતી આપી શકાય? સંસ્કૃતમાં 'સ્ત્રી-રૂપ'ને ધોરણે તેમને આપણે સમજાવી શકીએ? અને તેવા પ્રયોગોમાં 'ઘરભંગ' ઇ૦ નું વ્યાકરણ શું?"

## ૨

## ઓ-કારાન્ત પુંલ્લિંગ શબ્દો

જુલાઈના 'શિ. સા.'માં શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ ઓ-કારાન્ત શબ્દોની પ્રકૃતિ સંબંધી ચર્ચા કરી છે, તેમા એમણે નીચે પ્રમાણે મંતવ્યો રજૂ કર્યાં છે:-

૧. ઓકારાન્ત શબ્દોને ૧લી વિભક્તિ સિવાયના પ્રત્યયો લાગે છે ત્યારે આકારાન્ત થઈ જાય છે. (આમાં ટોકિયો, મોરક્કો, રિકાર્ડો જેવા તત્સમ શબ્દો અપવાદ છે.)

૨. પ્રથમાનાં રૂપે પરથી જ સાધારણ રીતે આપણે ઓકારાન્ત શબ્દોની પ્રકૃતિ ઠરાવીએ છીએ. આને બદલે બીજી વિભક્તિઓના પ્રત્યયો જેને લગાડીએ છીએ તેને જ આપણે શબ્દની પ્રકૃતિ ગણવી જોઈએ; એટલે કે, ઘોડો નહિ પણ ઘોડા, અને ઘોડા શબ્દનું પ્ર એ. ૧. નું રૂપ તે ઘોડો, એમ ખુલાસો આપવો જોઈએ.

૩. આ જ દલીલ ઉ-કારાન્ત શબ્દોને પણ લાગુ પડે છે.

અહીં શબ્દની પ્રકૃતિ નક્કી કરવાનો સવાલ તેમણે ઉઠાવ્યો છે. એમની દલીલોને બીજી રીતે મૂકીએ તો વિભક્તિ આદિના) પ્રત્યયો લાગ્યા પહેલાંનું શબ્દનું રૂપ તે શબ્દની પ્રકૃતિ. આ વાત લાગે છે તો સાચી, પણ એ સરળતાથી માની શકાતી નથી. કારણ, શબ્દની પ્રકૃતિ પ્રથમ અસ્તિત્વમાં આવે છે, પ્રત્યયો પછીથી. એટલે પ્રત્યયોને નજર સમક્ષ રાખીને શબ્દની પ્રકૃતિ ઠરાવવા બેસવું એ અવળી ગંગા વહેવડાવવા જેવું લાગે છે. શબ્દોનું વિભક્તિના પ્રત્યય વિનાનું સ્વતંત્ર અસ્તિત્વ હોય છે. અને શબ્દોનાં એ પ્રકૃતિરૂપો વપરાય છે પણ ખરાં. આપણે ઘોડો શબ્દ જ લઈએ.

અ. ઘોડો વ્યુત્પત્તિની દૃષ્ટિએ સં. घोटक શબ્દ ઉપરથી ઊતરી આવ્યો છે; घोटक — घोडउ — ઘોડો. આમ શાસ્ત્રીય દૃષ્ટિએ જોતાં એ શબ્દની પ્રકૃતિ ઘોડો જ છે.

આ. તે ઉપરાંત શબ્દની પ્રકૃતિ જાણવાની બીજી રીત છે. રસ્તા પર ઘોડો જતો હોય અને આપણે કોઈને પ્રશ્ન પૂછીએ, "આ શું જાય છે?" જવાબ મળશે, "ઘોડો." કોઈ રૂઢિચુસ્ત વૈયાકરણી આ વાક્યને વિસ્તારીને આ પ્રમાણે સમજાવશે: 'ઘોડો (જાય છે)', અને કહેશે કે ઘોડો પ્ર. એ. વ.નું રૂપ છે. પરંતુ પ્રો. યેસ્પરસન (Jespersen) જેવા ભાષાશાસ્ત્રીઓ આવાં વિધેય વિનાનાં વાક્યોને, એઓ સંપૂર્ણ અર્થ વ્યક્ત કરતાં હોઈ, વિસ્તાર્યા વગર જ સ્વતંત્ર વાક્યો તરીકે સ્વીકારવાના મતના છે. એવી રીતે સ્વીકારતાં શબ્દની પ્રકૃતિ ઘોડો જ ઠરે છે.

ઇ. વળી વ્યાકરણનું જરા પણ જ્ઞાન ન હોય એવાં બાળકો કે અભણ સ્ત્રીપુરુષો આ શબ્દનો પ્રયોગ જે રીતે કરે છે તે રીતે જોતાં પણ શબ્દની પ્રકૃતિ ઘોડો જ ઠરે છે. આવો વર્ગ તત્સમ શબ્દોનો પ્રયોગ પણ એ રીતે જ કરશે ને કહેશે કે, "ટોકિયામાં બૉમ (બૉમ્બ) પડ્યા." વગેરે. લોકભાષામાં શબ્દનો પ્રયોગ એ જ, કદાચ, શબ્દની પ્રકૃતિ નક્કી કરવાની સાચી રીત છે, વ્યાકરણના પ્રત્યયોને ગાળતાં જે રૂપ બાકી રહે તેને પ્રકૃતિ ગણવાની નહિ. બોલાતી ભાષાની અવગણના થઈ શકે નહિ.

પરભાષાભાષીઓને સરળ થઈ પડે એ વ્યાવહારિક સગવડ ખાતર કોઈ એક ભાષામાં સહજ રીતે જન્મેલું પ્રકૃતિરૂપ કે પ્રત્યયરૂપ બદલાવી શકાય નહિ. ડૉ. સુનીતિકુમાર ચેટરજી જેવા વિદ્વાન ભાષાશાસ્ત્રી જે 'બજાર હિંદી'ને પ્રમાણ ગણવાનો યત્ન કરે છે તે આ દૃષ્ટિએ વિચારી જોવા જેવો છે. આ તર્કને આગળ ચલાવીએ તો અંગ્રેજીમાં — કે બીજી કોઈ પણ ભાષામાં — પૂર્વે નહિ કલ્પેલા એવા ફેરફાર કરવા પડે!

આ જ ચર્ચા ઉ'કારાન્ત શબ્દોને લાગુ પડે છે.

શારદા મંદિર,
કરાંચી

દુષ્યન્તરાય ડોલરરાય પંડ્યા

# શર્મિષ્ઠા અને બક

આસો મહિનો એટલે આનંદનો મહિનો. 'નવરાત્રથી રાસ થઈ દશેરા, શરદપૂર્ણિમા અને દિવાળી સુધી એનો આનંદનો રસ રેલાય છે. દિવાળીના દિવસોમાં પૃથ્વી ઉપર હજારોની સંખ્યામાં દીવા પ્રગટે છે અને એમની જ્યોત મનુષ્યહૃદયમાં ચેતન પ્રકટાવે છે. આવે સમયે આકાશ તરફ દૃષ્ટિ કરનારને, ત્યાં પણ, દીપક અને દીપમાળાઓ દેખાય છે. જાણ્યે અજાણ્યે, મનુષ્ય આ આકાશી દીપકો તરફ આકર્ષાય છે અને એમને ટમકતા જોઈ પૃથ્વીના દીવાઓ સાથે એમની તુલના કરવા બેસી જાય છે.

આકાશમાં સદાકાળ દિવાળી હોય છે. વિવિધ રૂપરંગવાળા તારકો આકાશનો અંધારપટ હંમેશાં અજવાળતા હોય છે. પણ આ આકાશી દીવડા પૃથ્વીના સામાન્ય દીવાઓની પેઠે એક ને એક જ સ્થળે રહી પ્રકાશતા નથી; એ બધા ફરતા રહે છે. આને લીધે એક ઋતુમાં જે તારા આપણે જોયા હોય તે બધા, બીજી ઋતુમાં, પશ્ચિમ તરફ થોડા સરકેલા જણાશે.

ગયે મહિને આપણે જેનાં દર્શન કર્યાં હતાં તે તારકત્રિપુટી—હંસપુચ્છ, અભિજિત અને શ્રવણ—પશ્ચિમ તરફ ઢળી ગઈ છે. એમની સાથે સાથે આકાશગંગા પણ પશ્ચિમ તરફ ખેંચાઈ આવી છે. આકાશગંગામાં અર્ધું તરતું ધનુમંડળ અત્યારે ક્ષિતિજ સુધી પહોંચી ગયું છે. થોડો વખત રાહ જોઈને શોધવા જઈશું તો એનો પત્તો નહિ ખાય. એ ક્ષિતિજની નીચે ડૂબકી મારી ગયું હશે.

'મૃત્યુ એ જ જીવન છે' એવું જ્યાં હોય ત્યાં ડૂબતાને કોણ બચાવે? ધનુ રાશિને છોડીને ચાલો ત્યારે આપણે આકાશગંગાને કાંઠે કાંઠે ઉપર ચાલવા માંડીએ. એ રીતે આગળ ચાલતાં આકાશગંગાને એક કાંઠે બેસી સ્નાન કરતા શ્રવણનાં દર્શન થશે. થોડા આગળ વધીશું ત્યારે ગંગાની મઝધારે સ્નાનાનંદ લૂંટતા હંસપુચ્છનાં દર્શન થશે. હંસપુચ્છ, અત્યારે, આકાશગંગાની બરાબર મધ્યમાં આવ્યો છે. હંસપુચ્છની આજુબાજુના થોડા ચળકતા તારાઓને ધ્યાનમાં લઈએ તો ક્રૉસ (+) જેવો એક આકાર ઊભો થતો જણાશે. આ ક્રૉસને આપણે ક્રૂસ કહીએ છીએ. ત્યાં એ કોનો વધસ્તંભ સૂચવતો હશે? અજ્ઞાનનો કે પ્રકાશનો?

હંસ અને હંસપુચ્છના દર્શન કરી ઈશાન તરફ નીચા ઊતરીશું તો M જેવો આકાર બનાવતું પાંચ તારાનું એક મંડળ આકાશગંગામાં હિલોળા લેતું જણાશે. એ મંડળનું નામ શર્મિષ્ઠા છે. શર્મિષ્ઠા-મંડળમાં ત્રણ તારા તેજસ્વી છે અને બે સહેજ ઝાંખા. ઈશાન ખૂણામાં એના જેવું સુંદર બીજું એકે તારકમંડળ અત્યારે નથી. શર્મિષ્ઠા તરફ થોડી વાર સુધી ધ્યાનથી જોતાં માલૂમ પડશે કે ચકડોળનાં પારણાંની માફક એ ઝોલાં ખાતું ઉપર ચડતું જાય છે. શર્મિષ્ઠાનું અંગ્રેજી એક નામ 'ખુરશી' છે તે, આ રીતે તો નહિ કલ્પાયું હોય?



શર્મિષ્ઠાની આકાશગંગા

શર્મિષ્ઠા આગળની આકાશગંગા ધનુની આકાશગંગા જેવી ભવ્ય નથી, પણ આકર્ષક તો છે જ. આ સાથે આપેલું શર્મિષ્ઠાની આકાશગંગાનું ચિત્ર એના મોહક હોવાની ખાતરી આપશે.

શર્મિષ્ઠા અને આકાશગંગાને છોડી, જરા દક્ષિણ તરફ એક ઊડતી નજર ફેંકી લઈએ.

બરાબર દક્ષિણ દિશામાં એકલું અટૂલું એક તારકમંડળ ઊભેલું છે એ જોયું? એ બક છે. બક એટલે બગલો. પણ બગલો તો નદીકિનારે હોય; અહીં એ ક્યાંથી આવી ચઢ્યો? બગલાનું ભક્ષ છે માછલી. બકની ઉપર અગ્નિ ખૂણામાં એક સુંદર ચળકતો તારો છે. એનું નામ છે મીનાસ્ય. મીનાસ્ય એટલે માછલીનું મોં. મીનાસ્યનો તારો યામ્યમત્સ્ય મંડળમાં (દક્ષિણની માછલી) આવેલો છે. મીનાસ્ય સિવાયના યામ્યમત્સ્યના બધા તારા ઝાંખા છે. આ મીનાસ્યને જોઈ, માછલી મળવાને લોભે, આ બગલાભાઈ અહીં તપ તપવા તો નહિ આવ્યા હોય!



બક

બકમંડળમાં બેત્રણ સિવાય બીજા બધા તારા ઝાંખા છે. આ ઝાંખા તારાઓને જોડતી વાંકીચૂકી લીટીની એકબાજુ એક ઝાંખો તારો અને બીજી બાજુ એક ચળકતો તારો છે. ઝાંખા તારાને બકપુચ્છ અને ચળકતા તારાને બકચક્ષુ કલ્પીએ તો બકની ચાંચ મીનાસ્યથી ઊલટી દિશામાં

આવેલી જણાશે. શું ત્યારે બકને શિકાર કરવાની ઇચ્છા નથી?! જરા થોભો. બકમંડળના છેક નીચેના ત્રણ તારા જુઓ. એમને, શિકારની ઉત્સુકતામાં બકે ઉઠાવેલા એક પગનો પંજો કલ્પીએ તો શિકારને છેતરવા મથતા આ બગભગતનું ચંચુ-રહસ્ય તરત જ ધ્યાનમાં આવી જશે.

ગમે તેમ હો, પણ આ રહસ્ય-શોધનની ચિંતામાં, આકાશગંગામાંથી સમૃદ્ધ ઉત્તર દિશા લેવાનો લોભ છોડાવી, વેરાન લાગતી દક્ષિણ દિશામાં આટલા સમય સુધી આપણું ધ્યાન આકર્ષી રાખનાર બક ભલે અદ્દલો લેખાય, પણ એનું એકાંત નિરર્થક નથી જ.

છોટુભાઈ સુથાર

# નવું વાચન

**દેવકુસુમ** [ ૪ ટૂંકી દેવવાર્તાઓ ] લેખક: 'પારાશર્ય'; પ્રકાશક: સરસ્વતી પ્રકાશન મંદિર, ભાવનગર. પૃષ્ઠ (નાના કદનાં) ૧૦૦; કિંમત ૧-૦-૦

મહાભારત, કઠોપનિષદ, અને મેઘદૂતની ટીકામાં આવતી દેવલોકોને લગતી આ ચાર વાર્તાઓ, ખુદ વ્યાસજીનું ('પારાશર્ય') તખલ્લુસ ધારણ કરીને, લેખકે નવેસર કહી બતાવવા પ્રયત્ન કર્યો છે. પ્રાચીન કથાઓને આ રીતે નવેસર કહી બતાવવાના લેખકોને રહેતા આકર્ષણ વિષે, તથા તે 'નવેસર'માં લેવામાં આવતાં કેટલાંક 'અર્વાચીન' લક્ષણો વિષે મેં 'પ્રાચીના'ના અવલોકન વખતે કંઈક ચર્ચા કરી હતી. આ વાર્તાઓ પણ મારા તે નિરૂપણને જ કદાચ વધુ સમર્થન આપે છે.

શરૂઆતમાં જ જણાવી લેવું ઠીક થશે કે, આ ચોપડીની ચાર વાર્તાઓમાંથી 'નચિકેતા' અને 'મૃત્યુ'વાળી બે વાતો તો લગભગ સીધા અનુવાદ જેવી જ છે મેઘદૂતવાળી વાત ('અભિશાપ') પણ ટીકામાં આવતી વાતને જ અનુસરે છે; એટલે પ્રાચીન પાત્રોના કાર્યો અને તેમની પાછળના હેતુઓને નવેસર લેવા-આરોપવાનો કંઈક મુખ્ય અને સ્વતંત્ર પ્રયત્ન હોય, તો તે નહુષવાળી વાતમાં છે. અને તે વાત ચોપડીનાં કુલ ૧૦૦ પાનમાંથી ૬૨ પાન જેટલો ભાગ રોકે છે.

મહાભારતની મૂળ વાતમાં રસબિંદુ સીધું અને સ્પષ્ટ છે. નહુષ સ્વર્ગાધિપતિ ઇંદ્ર બનવાને સર્વથા લાયક હતો, અને ઇંદ્ર પોતે બ્રહ્મહત્યાદિ પાપો આચરીને સ્વર્ગમાંથી નાસી છૂટવાનો જ અધિકારી બન્યો હતો. આથી, ઋષિઓ વગેરેએ નહુષને જ પોતે પોતાનાં તપનું બળ આપીને સ્વર્ગાધિપતિ ઇંદ્ર બનાવ્યો. તેણે પોતાનું ઇંદ્ર-પદ સારી રીતે શોભાવ્યું પણ ખરું. દરમ્યાન ઇંદ્રાણી માટે ઝઘડો પડ્યો. ઇંદ્ર-પદની સાથે સાથે જ, તે પદને જ વરેલી શચિ-ઇંદ્રાણીએ નહુષને પોતાના અધિપતિ તરીકે સ્વીકારવો જોઈતો હતો. દેવો પણ એ બાબતમાં સંમત હતા. માત્ર શચિ પોતે સ્વર્ગનું સ્ત્રીજન હોવા છતાં એકપતિ-વ્રતપણાની ભાવનાવાળી બની હતી, અને તેની એ ઉત્તમ ભાવનાથી તે દેવપુરોહિત બૃહસ્પતિની ઓથ પણ મેળવી શકી. શચિમાં આસક્ત બનેલો નહુષ નારીની પાતિવ્રત્ય-ભાવના અને બ્રાહ્મણનું બ્રહ્મતેજ, એ બંને એકીસાથે અવગણવા ગયો, અને અજગરપણું પામ્યો.

આપણા નવા વ્યાસજી હવે આ મૂળ વાર્તા ઉપર પોતાનો હાથ અજમાવે છે. પ્રથમ તો તે દેવો તેમ જ બ્રાહ્મણો એ બધાં પાત્રોનાં કાર્યોમાંથી અલૌકિકપણું કે ચમત્કારિક શક્તિની વાતનો છેદ ઉડાવી દે છે; અને ત્યાર બાદ નહુષ અને તેના પ્રત્યે આસક્ત થયેલી સ્વર્ગની રૂપસુંદરીઓના પ્રેમનો એક ત્રિકોણ — અરે, ચતુષ્કોણ યોજે છે. ત્યાં સુધી તો બધું બરાબર ચાલે છે; પરંતુ પછી દેવલોકના બ્રાહ્મણોને તેમની નાલાયકીને કારણે નહુષ તરફથી દાન-દક્ષિણાદિ મળતાં બંધ થતાં, તેઓ નહુષને હાંકી કાઢી, તેની જગ્યાએ, નાસી ગયેલા ઇંદ્રને જ પાછો લાવવાનું કાવતરું રચે છે. નાસી ગયેલા ઇંદ્ર તરફ જ વફાદાર રહેવા માગતી ઇંદ્રાણી શચિનો તેઓ પોતાના કાવતરામાં હાથા તરીકે ઉપયોગ કરે છે; (બાકી, નહુષને ઇંદ્રાણી સોંપી દેવામાં બૃહસ્પતિને બીજો કશો વાંધો નથી!) અને પછી તે ઇંદ્રાણીના કહેવાથી બ્રાહ્મણો વડે ઊંચકાતી પાલખીએ ચડી નિઃશસ્ત્રપણે આવતા નહુષને રસ્તા વચ્ચે જ વાટમાં છુપાયેલા ઇંદ્રના હથિયાર વડે પીઠ પાછળ ઘા કરાવી, તેઓ પૂરો કરાવે છે ' આમ આખા કાવતરામાંથી લેખક અગસ્ત્ય (કે જેને તેમણે બળવી સપ્તર્ષિમાંનો એક ગણ્યો છે), તેના બ્રહ્મતેજ અને અભિશાપની વાત ઉડાડી દે છે, અને તેની જગાએ ભાડૂતી મારાઓ વડે આપણી પૃથ્વી ઉપર જેમ ન ગમતા માણસનું 'કાટલું' કઢાવાય છે, તેવી કોળી-વાઘરીના બરની જ યોજના કલ્પે છે.

પણ છેવટની પરાકાષ્ઠા આવે છે, ઇંદ્રાણીથી પોતાથી. આપણી આ નવી ઇંદ્રાણી પોતાનો મૂળ પતિ પાછો મેળવવા માટે નહુષ વિરુદ્ધના બ્રાહ્મણોના કાવતરામાં સામેલ થયા બાદ, પોતે જ નહુષના પ્રેમમાં પડી જાય છે! અને છેવટની ઘડીએ નહુષને ચેતવી દઈ, ઇંદ્રનો તથા પાલખી ઉપાડનારા અને કાવતરામાં ભળેલા સૌ બ્રાહ્મણોનો ઘાટ ઘડાઈ જાય તેવું પગલું ભરે છે. પરંતુ નહુષ તેની એ ચેતવણીને ઈર્ષાળુ તિલોત્તમા વગેરેની બનાવટ ગણી કાઢી, ઇંદ્રાણીની શરૂઆતની માગણી મુજબ નિઃશસ્ત્રપણે જ ઇંદ્રાણીને 'મહેલે' આવવા જાય છે, અને દરમ્યાન ઇંદ્ર વડે તેના ઝરૂખાની સામે જ મરાય છે. તે રીતે તેને મરતો જોઈ, ઇંદ્રાણી 'વક્ષઃસ્થળ ઉપર હાથ મૂકી, મુખ ફેરવી' ઝરૂખામાંથી શયનખંડ તરફ દોડી જાય છે.

આ રીતે પુરુષશ્રેષ્ઠ આગળ ઝલઝલી—રૂપની ઠુમાખીભરી કે પાતિવ્રત્યની ગેલછાભરી—રૂપસુંદરીઓએ મ્લાન થતા જવું. એ મુદ્દાને જ લેખક આખી વાર્તાનું રસબિંદુ બનાવે છે. આજકાલની એ ફેશન છે, અને શ્રી. મુનશી એ બાબતના આદ્ય દ્રષ્ટા છે. જોકે, શ્રી. મુનશી બ્રાહ્મણોના બ્રહ્મતેજને પણ આ રીતે ઉતારી પાડીને, તેમને નર્યા દાન-દક્ષિણાના લોભી તથા સામાન્ય કાઠી રજવાડાં જેવી પામર યોજનાઓના જ સામર્થ્યવાળા કરી મૂકે કે કેમ તે શંકા પડતું છે.

નચિકેતાની વાર્તા કઠોપનિષદનો જ સીધો અને અધૂરો [એક જગાએ (પા. ૧૨, લીટી ૧૨–૧૬) તો ખોટો કે સંદિગ્ધ] અનુવાદ છે. વાર્તામાં સ્ત્રી વિના રસ ટપકે જ નહિ; અને તે રસ પણ સ્ત્રીહૃદય પુરુષશ્રેષ્ઠના ચરણોમાં અમળાઈ-મચડાઈને આળોટતું હોય ત્યારે જ વધારે ટપકે, એટલે વાતની શરૂઆતમાં તેમ જ અંતમાં કુમાર નચિકેતા ઉપર પ્રેમ રાખતી એક પ્રેયસી અને તેનું નચિકેતા માટે ઝૂરતું હૃદય ઉમેરી આપવામાં આવ્યાં છે. તે અર્થે યમરાજના બ્રહ્મવિદ્યાના ઉપદેશ ઉપર સારી પેઠે કાપ મૂકવો જ પડે, અને તે મુકાયો પણ છે.

મૃત્યુવાળી વાત લગભગ મહાભારતની વાતનો જ સીધો અનુવાદ છે, એટલે મૂળ વાર્તાની પેઠે અનુવાદમાં પણ સ્વાભાવિક રીતે જ કશું વાર્તાબિંદુ નથી. તેની સરખામણીમાં ટૉલ્સ્ટૉયની ૨૩ વાર્તાઓમાં આવતી 'મહેનત–મૃત્યુ–વ્યાધિ'વાળી વાત વધુ સફળ કહેવાય.

મેઘદૂતવાળા યક્ષની પૂર્વકથા બહલાવવાની શી જરૂર હતી, તે સમજાતું નથી. કારણ, તેમાં બહલાવીનેય તમે સંભોગશૃંગારના વર્ણનને જ બહલાવી શકો; અને આપણા લેખક તેમ કરવા જતાં, તે પતિપત્નીઉપર જે વિરહદુઃખ આવી પડ્યું, તે વહોરી લેવામાં તે બંનેએ ફરજભંગ જેવું કશું અઘટિત નહોતું કર્યું, ઊલટું તદ્દન સ્વાભાવિક વસ્તુ સ્વાભાવિકપણે કરવા જતાં તેમને નાહક પોતાના "બૉસ"ની જોહુકમીના શહીદ થવું પડ્યું, એવો ભાવ નિષ્પન્ન કરી મૂકે છે.

—અભ્યાસી

**ગુજરાતણોની શરીરસંપત્તિ** : લેખક : રણજિત પટેલ, પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃષ્ઠ ૧૧૭; કિંમત દોઢ રૂપિયો.

પુસ્તકના નામ ઉપરથી એમ માનવાને કારણ મળે કે, પુસ્તકની અંદર ગુજરાતની સ્ત્રીઓની તંદુરસ્તી, બીજા દેશ કે બીજા પ્રાન્તોની સાથે સરખાવી, લેખકે કાંઈક અનુમાન તારવ્યાં હશે અને તેની ચર્ચા કરી હશે. પરંતુ આવી આશા રાખનારાઓને નિરાશા મળવાનો સંભવ છે. લેખકને પોતાને એ તુલનાની આવશ્યકતા લાગી છે, છતાં એવી માહિતી આજકાલ ગુજરાતમાં ઉપલબ્ધ નથી કહી, ગુજરાતણોને છોડી હિંદની હરકોઈ સ્ત્રીના જીવનને લાગુ પડે એવા વિવિધ પ્રશ્નોની ચર્ચામાં એ ઊતર્યા છે.

આ ચર્ચા સ્ત્રીના આરોગ્યને ધ્યાનમાં લઈ કરી છે અને તેમાં લેખકે ખૂબ સફળ મહેનત કરી છે એમ કહેવાય. આંકડાઓ એ આ પુસ્તકની વિશેષતા છે. જન્મ, આયુષ્ય, મૃત્યુ, બાળલગ્ન, વિધવા, બાળમરણ, રજોદર્શન, ખોરાક, આવક, કેળવણી, વજન-ઊંચાઈ-છાતી વગેરે પ્રમાણોનાં ઘણાં કોષ્ટકો આપી, ચર્ચામાં તેનો સુંદર ઉપયોગ કર્યો છે. પરંતુ અહીંજ કદાચ વાચકને ગુજરાતના જુદા આંકડાઓ જાણવાની ખૂબ ઉત્કંઠા રહે.

નારી-જીવન ઉપર અસર કરતાં કારણોની પાછળ, પુસ્તકનો શરૂઆતનો સારો સરખો ભાગ રોકાયેલો છે. લગ્ન, કુટુંબ અને સમાજમાં સ્ત્રીનું સ્થાન, આર્થિક પરિસ્થિતિ વગેરે વિષયો છૂટથી ચર્ચ્યા છે અને પાછળથી તેના ઉપાયો પણ બતાવવા પ્રયત્ન કર્યો છે. ઋતુધર્મ, સગર્ભાવસ્થા, પ્રસૂતિકાળ જેવા સ્ત્રીને લગતા વિષયો વિષે ખાસ એક પ્રકરણ રોક્યું છે અને તેમાં આહાર, પાણી, સ્વચ્છતા વગેરે વિષયો સ્પર્શ્યા છે.

ઉપરના વિષયોની લેખકની ચર્ચા ખૂબ દિલસ્પર્શી છે. છતાં કેટલેક ઠેકાણે લેખક ઉત્સાહમાં ને આવેશમાં એટલા બધા તણાઈ ગયા છે કે તેમના ઉપર, સત્કારલેખક ડાહ્યાભાઈ જાનીના શબ્દોમાં કહીએ તો, અતિશયોક્તિ, અતિવ્યાપ્તિ, અધીરાઈ અને સમાકારપણાનો આરોપ આવે. છતાં એકંદરે આખા પુસ્તકની શૈલી સુંદર અને સુવાચ્ય છે. નવમું પ્રકરણ તો જરૂર એક ઉત્તમ નિબંધ કહેવાય.

લેખક પોતે ડૉક્ટર કે વૈદ્ય નથી છતાં સ્ત્રીના રોગનાં કારણો, લક્ષણો ને ચિકિત્સામાં (પ્રકરણ દશમું) ઊતર્યા એ અજુગતું લાગે છે. ન તો આવા ઉતારાથી એ વિષયને ન્યાય આપ્યો કહેવાય, ન તો એ ઉતારા પ્રમાણભૂત છે કે નહિ તેનો એ ન્યાય કરી શકે. હું તો એમ પણ માનું છું કે, આવા રોગોનાં લક્ષણ ચિકિત્સા અને સારવારને લગતો વિષય આવાં પુસ્તકોની મર્યાદાની બહાર ગણાવો જોઈએ, બહુ તો એવા રોગોને અટકાવવાના પગલાંનું સૂચન થઈ શકે.

સાથે સાથે બીજી પણ ઊણપ, મને જે લાગી છે તે, બતાવી દઉં. સ્ત્રીજીવન વિષેનું શિષ્ટ ગુજરાતી સાહિત્ય હજી અલ્પ જ રહ્યું છે. આ પુસ્તક એમાં એક આવકારલાયક વધારો છે. લેખકમાં જોમ છે, ધગશ છે, એક પ્રકારની વિશિષ્ટ શૈલી પણ છે. જો ધારતે તો તેઓ શરીરવિજ્ઞાન, બ્રહ્મચર્ય, સંતતિનિયમન, જાતીયજ્ઞાન અને બાળ-મરણ ઉપર ફક્ત નોંધ નહિ લખતાં વિશેષ લંબાઈથી લખી શકત. આ વિષયોની ચર્ચાની જેટલી યુવાન વયની સ્ત્રીઓને જરૂર છે તેટલી જ જરૂર પુખ્ત વયની સ્ત્રીઓને માટે પણ છે.

આવી જ એક ઊણપ "આહાર—ખોરાક" વિષે પણ બતાવી શકાય. આપણે ત્યાં સ્ત્રીનું મુખ્ય સ્થાન, પછી ભલે તે ગમે એટલું ભણેલી-ગણેલી હોય, રસોડામાં રહેવાનું. એટલે એના ઉપર કુટુંબનાં નાનાં-મોટાના પોષણનો આધાર રહેવાનો કહીએ તો ખોટું નહિ. ગુજરાતમાં વપરાતા ખાદ્ય પદાર્થો અને બનાવવાની રીત ધ્યાનમાં લઈ, તેના ઉપર પ્રમાણભૂત યોગ્ય સુધારા-વધારા બતાવવામાં આવે એ આજકાલ જ્યારે ખોરાકનો પ્રશ્ન ખૂબ ચર્ચાઈ રહ્યો છે ત્યારે ખૂબ હિતાવહ છે. આશા છે કે લેખકને આ પ્રશ્નોની યથાર્થતા સમજાય.

ડૉ. મણિલાલ દેસાઈ

**ગુજરાત જ્ઞાનમાળા** પ્ર. ઘરશાળા પ્રકાશન મંદિર, ભાવનગર

સ્વ. ગિજુભાઈનું કંઈક કાયમી સ્મારક કરવાના હેતુથી ભાવનગરની પ્રજાએ રૂ. ૫૦૦ ઉઘરાવીને ઘરશાળા પ્રકાશનને સોંપેલ છે. તેમાંથી આ જ્ઞાનમાળા શરૂ કરવામાં આવી છે. તેનો ઉદ્દેશ ગુજરાતની જનતાને ઉપયોગી સાહિત્ય આપવાનો છે. યોજના એવી છે કે, દર ત્રણ માસે ત્રણ પુસ્તકો બહાર પાડવાં. નીચેનાં પુસ્તકો એ યોજના મુજબ બહાર પાડવામાં આવ્યા છે. તેની ભાષા એકંદરે સહેલી અને સરળ છે. પણ કિંમત બહુ ભારે નથી? દરેક પુસ્તકની પાછળ વધારે મહેનત કરવામાં આવે અને તેનું સંપાદન બરાબર થાય તો પુસ્તકો વધારે ઉપયોગી થઈ શકે. ગુજરાતની જનતાને આવા પુસ્તકોની ખૂબ જરૂર છે, પણ તે યોગ્ય રીતે યોજનાપૂર્વક તૈયાર થયેલાં હોવાં જોઈએ. તે પુસ્તકો ટૂંકમાં હવે જોઈએ:

**મશાલી** પા. ૪૮, કિ. ૦–૯–૦

સ્વ. ગિજુભાઈની ચોથી પુણ્યતિથિ નિમિત્તે તૈયાર કરેલ એક હસ્તલિખિત અંકમાંથી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં સ્વર્ગસ્થના સંબંધમાં આવેલા કેટલાક ભાઈઓ અને એક બહેને બાળકેળવણી વિષે અને સ્વર્ગસ્થની વિશિષ્ટતાઓ સંબંધમાં ટૂંકા ટૂંકા લેખો લખ્યા છે, તે વાંચવા લાયક છે.

**ઘરની વાતો** લે. પ્રેમશંકર ભટ્ટ પા. ૩૨, કિ. ૦–૬–૦

આમાં બાળઉછેરના કેટલાક મહત્ત્વના મુદ્દાઓ પર માબાપોનું ધ્યાન ખેંચેલું છે, અને બાળકેળવણીનું કેટલું મહત્ત્વ છે તે ઠસાવવા પ્રયત્ન કરેલો છે. તેમાં બાળકેળવણીનો સાંગોપાંગ વિચાર નથી કે કોઈ યોજના નથી. લેખક પોતે કહે છે તેમ, 'બાળકના ઉછેર બાબત અહીં લખેલા વિચારો આછાઅવળા છે. તે અધૂરા પણ હશે.' પણ આ વાતો માબાપોનું ધ્યાન ખેંચવા પૂરતી સરળ રીતે રજૂ થયેલી છે. મારકણાં અને વઢકણાં માબાપો તે વાંચે તો તેમના વિચારોને જરૂર કંઈક ધક્કો લાગે.

**સાર્જન્ટ યોજના** – લે. હરભાઈ ત્રિવેદી, પા. ૨૦, કિ. ૦–૫–૦

હિંદ માટેની યુદ્ધોત્તર કેળવણીની યોજના તરીકે પ્રખ્યાત થયેલી સાર્જન્ટ યોજનાનો આમાં સાર આપેલો છે. તેમાં યોજનાના મહત્ત્વના મુદ્દાઓ ટૂંકામાં તારવવામાં આવ્યા છે. લેખકે પોતાના વિચારો ભેગા ગૂંથ્યા છે, એટલે મૂળ યોજનાનું કેટલું છે અને લેખકનું કેટલું છે તે જુદું પડતું નથી. પા. ૭ ઉપર 'આપણા દેશમાં ૨૨૦૬ માંથી ૧ વિદ્યાર્થી વિદ્યાપીઠમાં જઈ શકે છે' તે સાથેના આંકડાઓની રજૂઆતમાં ભૂલ જણાય છે. બાકી સારદોહન વાંચવું ગમે તેવું સરળ છે. વિ૦

**રોગ અને વહેમ** લે. ડૉ. જગન્નાથ વહોરા. પા. ૪૮ કિંમત ૦–૬–૦ પ્ર૦ ઘરશાળા, ભાવનગર.

લેખક પ્રસ્તાવનામાં લખે છે " . . . ભયંકર નામ અપાતાં ચિહ્નો પાછળ સાદા રોગ કેવા હોઈ શકે અને સાદાં ચિહ્નો પાછળ કેવા ભયંકર રોગો હોઈ શકે તથા તેમના સાદા ઇલાજો શું હોઈ શકે, તેની વાત સામાન્ય જનતાને સમજાવવાનો આ પુસ્તકનો હેતુ છે." આ હેતુને બર લાવવા માટે પુસ્તકનું કદ ઘણું નાનું પડે, અને નાના કદને લઈને જ કેટલીક બાબતો સમજાવી ન શકાય તે દેખીતું છે.

રોગ, રોગી, અને ડાક્ટરો વિષેના વહેમમાં એવું બનવા સંભવ છે કે, ડાક્ટરને રોગી માટે તેમ જ રોગીને ડાક્ટર માટે પૂર્વગ્રહ બંધાય. દરદો માટે સૂચવેલા ઉપાયો એવા છે કે કોઈ પણ સામાન્ય ડાક્ટર તે જાણતો હોય અને સામાન્ય જનતામાંનો કોઈક તેનો ઉપયોગ કરે તો અર્થ કરતાં અનર્થ જ વધારે ઉત્પન્ન થાય.

પાન. ૩૨. (૩) 'શરીર પર જે અનેક જાતનાં ચાઠાં, ચાંદાં, ગૂમડાં, જોવામાં આવે છે, તે ખરજવા, ઉપદંશ, અને શીળસને બાદ કરતાં બધા જ ચામડીના રોગો છે. એ રોગો ચામડી પર જ યોગ્ય દવા લગાડવાથી મટે છે.' સ્ટ્રેપ્ટોકોક્કી, સ્ટેફીલોકોક્કી અગર તો ટાઈફોઈડ જેવા દરદોના ટોક્સીનને અંગે ચામડી પર થતા વિકારો એ લેખકની નજર બહાર ગયા જણાય છે. આવાં જ દરદોમાં કોઈ ડાક્ટર સિવાશેર અથવા કોઈ પીવાની દવા આપે તો આ પુસ્તક વાંચનાર દરદી ચોપડવાની દવાનો જ આગ્રહ રાખે એવું ન બને?

પા. ૩૭ "આવા શીળસ અથવા તો વિકારમાં એક જુલાબ તથા સાબુના ફૂલ ખૂબ જ ફાયદો કરે છે. એનું અતિશય જોર હોય તો ઍડ્રેનાલિનનું ઇન્જેક્શન લેવું. . . . કોઈ વાર કેલ્શિયમ અને થાયોસલ્ફેટના ક્ષારો

અજમાવવા પડે છે." જુલાબ તથા સાબુના ફૂલનો નિર્દેશ સમજી શકાય. બાકીના ઇલાજો સામાન્ય વાચકને માટે નકામા ન ગણાય? અને ડાક્તરને તે સિવાયની બાબતો સમજાવવાની જરૂર ખરી?

માનસિક રોગો વિષેના વહેમોમાં ગણાવેલા રોગો બધા માનસિક છે? હિસ્ટીરિયા માનસિક રોગ ગણી શકાય, પણ મેનિન્જાઇટિસ, પ્લેગ, શીતળા, ઓરી ઇ. દરદોને માનસિક રોગોમાં ગણાવી શકાય નહિ.

પા. ૪૪ (૩) '. . . સાધારણ નિયમ એવો લાગે છે કે પતિપત્નીનાં શરીરબંધારણમાં જેમ વધારે તફાવત તેમ સંતતિનો સંભવ વધારે.' આ હકીકતની સાથે શરીરબંધારણ કઈ દૃષ્ટિનું તેનો કંઈ ખ્યાલ આપ્યો નથી.

આવી આવી ઘણી અસ્પષ્ટ હકીકતો પુસ્તકમાંથી તારવી શકાય. તેમાં પુસ્તકના કદનો દોષ હોવા સંભવ છે. વિજ્ઞાનને લગતી બાબતો ઘણી જ સ્પષ્ટ અને કાંઈ પણ ગેરસમજ ન થાય એવી રીતે મૂકવી જોઈએ. નહિ તો વહેમ કાઢવાને બદલે તેથી ઊલટા જ પરિણામનો ભય રહે.

**વિશ્વદર્શન** (તારક પરિચય) લેઃ- છોટુભાઈ સુથાર, પ્રકાશક- ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ કિંમત ૧-૪-૦

"સારા તારક નકશા હોય તો અભ્યાસીઓને તારકદર્શન કરવામાં રસ પડે એ હેતુથી પ્રેરાઈ તારકમંડળે ઋતુ ઋતુનો એક એવા છ નકશા તૈયાર કરવાનું ઉપાડ્યું છે. એ તારા-નકશા કેવી રીતે વાપરવા એની માહિતી આપવા આ પુસ્તિકા તૈયાર કરી છે." કશા પણ આડંબર વગર પોતાના વિષયને સીધી રીતે સ્પર્શતું આ પુસ્તક વિદ્યાર્થીને ઉપયોગી થઈ પડશે. મહત્ત્વના તારામંડળના પરિચય આપવા ઉપરાંત પરિશિષ્ટો અને સૂચિ ધ્યાન ખેંચે છે.

**કંઠે સોહામણાં, પ્રેમી પંખીડાં, રૂપરૂપનાં અંબાર**: લેખકઃ —જયમલ્લ પરમાર ને નિરંજન વર્મા. પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ. દરેકની કિ. ૦-૧૦-૦

પક્ષી પરિચય ગ્રંથાવલિની છ પુસ્તિકાઓ પૈકીની આ ત્રણ છે. આવા સાહિત્યનો આપણી ભાષામાં અભાવ હોઈને આ પ્રકાશન સાચે જ આવકારદાયક છે. તે બાલ-સાહિત્ય નથી; કિશોરમાંના કેટલાકને તે આકર્ષી શકે ખરું. પણ સાચે જ તે પ્રૌઢ સાહિત્ય છે.

પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાના શિક્ષકો આ પુસ્તકોનો છૂટથી ઉપયોગ કરી શકે. આ ગ્રંથમાળાનાં પુસ્તકો દરેક શાળાના પુસ્તકાલયે વસાવવાં ઘટે —શિક્ષકોના ઉપયોગ માટે.

**દોલતપરી; ચૌબોલા રાણી; સોના પદમણી.** લેઃ નિરંજન વર્મા ને જયમલ્લ પરમાર. પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ. દરેકની કિં. ૧-૦-૦.

કિશોર ગ્રંથાવલિના પહેલા વર્ષનાં છ પ્રકાશનમાંની આ ત્રણ પુસ્તિકાઓ છે. કિશોરો આ વાર્તાઓ રસથી વાંચે એવી તે છે. અને એટલા પૂરતી લેખકની સફળતા ગણી શકાય. બાકી કિશોરને યોગ્ય વાતાવરણ આ વાર્તામાં નથી; સંસ્કાર, ઘડતર, કે કોઈ પ્રેરણા કિશોર વાચક આમાંથી ભાગ્યે મેળવી શકે.

પંજાબ, બુંદેલખંડ તથા રાજસ્થાનની આ લોકકથાઓ છે, એમ લેખક જણાવે છે. અને તે સાચે જ લોકકથાઓ છે. દેશ દેશની લોકકથાઓમાં અદ્ભુત સામ્ય જોવામાં આવે છે. તેવું જ આમાં પણ છે. એરેબિયન નાઇટ્સ, નવલશા હીરજી અને એવી બીજી જાણીતી વાર્તાઓ સાથે આમાંની કેટલીક વાર્તાઓ ઓછેવત્તે અંશે મળતી આવે છે. પણ તેમાં લેખકનો દોષ નથી. લોકકથાઓમાં એ કંઈ નવું નથી, અને એ સામ્ય રહેવાનું જ. લોકકથાના અભ્યાસીને આવા સંગ્રહ ઉપયોગી થઈ પડે ખરા.

લખવા વાંચવાનું સાધારણ જ્ઞાન હોય એવો વિશાળ લોકસમૂહ—ખેડૂતવર્ગ નવરાશના સમયે દિલ બહેલાવવા રસપૂર્વક આ કથાઓનો છૂટથી ઉપયોગ કરી શકે. અને આ વાર્તાઓ કિશોર કરતાં તે વર્ગને બંધબેસતી ગણાય.

બ૦ ગાં૦

---

**સાભાર સ્વીકાર**

નીચેનાં પુસ્તકો સમાલોચના માટે મળ્યાં છેઃ

**શ્રીગીતા-શ્રવણ**: શ્રાવયિતા અને પ્રકાશકઃ નલિન મ. ભટ્ટ, કિ. ૧-૦-૦. **હૃદયપોકાર**: સંપાદકઃ નંદલાલ ભોગીલાલ શાહ, પ્રકાશકઃ રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ કિં. ૧-૦-૦. **શ્રી અંગાચરણે**: સંપાદક અને પ્રકાશકઃ ઉપર પ્રમાણે. કિ. ૦-૮-૦. **જલબિંદુ**: લેખકઃ શ્રી ધૂમકેતુ. પ્રકાશકઃ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ કિ. ૩-૦-૦. **શૌર્યનાં તેજ**: લેખકઃ મનુભાઈ જોધાણી, પ્રકાશકઃ ઉપર પ્રમાણે. કિં. ૨-૮-૦. **સોરઠી શૂરવીરો**: લેખક અને પ્રકાશકઃ ઉપર પ્રમાણે. કિ. ૦-૧૨-૦. **શરદબાબુની બાળવાતો**: અનુવાદકઃ રમણલાલ પી. સોની. પ્રકાશકઃ ઉપર પ્રમાણે. કિ. ૨-૪-૦. **સોરઠ, તારાં વહેતાં પાણી**: લેખક ઝવેરચંદ મેઘાણી, પ્રકાશકઃ ઉપર પ્રમાણે. કિં. ૪-૮-૦. **જગતમાં જાણવા જેવું**: લેખકઃ છોટાલાલ માનસિંગ કામદાર, પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; કિ ૦-૧૦-૦. **જૈન ખગોળ-ગણિતની સત્યતા!! ભાગ ૧ લો**: લેખકઃ મુનિશ્રી રતનલાલજી મહારાજ; પ્રકાશકઃ શાહ મણિલાલ ઊજમશી, રામનગર, સાબરમતી, અમદાવાદ. કિં ૦-૫-૦.

# માસિક વિવેચન

## ઘણું જીવો

ગાંધીજીની ૭૬મી વરસગાંઠને દિવસે અંતરમાંથી પહેલો ઉદ્‌ગાર એ ઊઠે છે, 'ઘણું જીવો, બાપુજી.' એમનું સંકીર્તન કરવાની જરૂર નથી. એક વાતનો આનંદ જરૂર વ્યક્ત કરવો જોઈએ અને તે એ કે, ગુજરાતે આ ટાંકણે તેમને ચરણે ધરવાને માટે આંકેલી, શ્રી. મહાદેવભાઈ સ્મારકની રકમ પૂરી કરી આપી છે. ધનની ભેટ છેવટે બીજા નંબરે આવે એવો એક અનોજ છે; છતાં આ રકમ સામાન્ય ગુજરાતીના સદ્‌ગતને માટેના પ્રેમની અને ગાંધીજી માટેના આદરની અચૂક નિશાની છે. આ રકમ એકઠી કરીને વરસગાંઠની જે ભેટ ગુજરાતીઓએ ગાંધીજીને ચરણે ધરી છે, તે આવા ઇચ્છામરણી પુરુષોને વધુ જીવવાને માટે ઇચ્છા કરાવે, એવી પુણ્યવસ્તુ છે.

## સુધરેલા જંગલી

ક્યાંક વાંચેલી એક વાત યાદ આવે છે:

વહાણવટાનું નવું સાધન હાથ લાગતાં ગોરાઓ દુનિયા ખૂંદી વળ્યા તે કાળની એ છે. કોઈ ગોરો વહાણવટી એક ટાપુ ઉપર ખીલીઓ કે એવી કાંઈક નિર્જીવ ચીજ ભૂલી ગયો. ટાપુના કાળા આદિવાસીને થયું, આ ખરે કાંઈક નવીન હાથ લાગ્યું; લાવને તેને વાવું, જેથી તેનું ઝાડ થશે ને તે વધારે પાકશે. તેણે તે વાવ્યું. શું ફળ આવ્યું તે વર્ણવવાની જરૂર નથી.

આ વાર્તા કહીને તે લેખક એ આદિવાસીની પ્રાથમિક જંગલી દશા વર્ણવવા માગતો હતો. તેમાં તે આદિવાસીના વિજ્ઞાનનું અજ્ઞાન હાંસીપાત્ર છે. પણ આપણે સુધરેલા પણ તત્ત્વતઃ એવી જ એક ભૂલ નથી કરી રહ્યા? આપણે શાંતિનાં ફળ જોઈએ છે. કુદરતમાંથી આપણા વિજ્ઞાનીને હાથે જડ ખીલા જેવી સ્ફોટક શક્તિઓ ને મારક બીજે ગણી આવ્યાં. આપણે પેલા જંગલીના જેવા ભોળપણમાં જ માન્યું કે, તે વાવ્યે શાંતિ વધશે! લડાઈ વાવ્યે કશું જ ન ઊગે, કોરી લડાઈ જ ખીલા જેવી ઊભી રહે, એ તો હવે ઉઘાડું દેખાય છે.

પણ આ માનવસમાજ-વિજ્ઞાન ન સમજનારને સુધરેલ માનવો જોઈએ! શબ્દોની વ્યાખ્યાઓ કરવાનો હક આપણા હાથમાં જ છે ને? પણ આ સુધરેલા જંગલીપણાના ભોગ બનતી કાળી, પીળી, ગોરી વગેરે મૂક આમ-પ્રજાને પૂછીએ તો? એ અણુશક્તિ નહિ, પણ માનવહૃદયની દયા ને-ન્યાય-શક્તિ ચાહે છે.

## અણુ-બૉમ્બ વિષે વધુ

અણુ-બૉમ્બ વિષે ભાત ભાતની ને વધુ ખબરો આવતી જાય છે. હવે માનવહૃદય તેની ચિંતા વ્યક્ત કરવા લાગ્યું છે. પણ તે બેઉ રીતે— દૈવી ઢબે અને આસુરી ઢબે પણ. દૈવી ઢબ તો ઉઘાડી છે:— આ ભસ્માસુરને કેમ શામવો. યુદ્ધના વલોણામાંથી નીકળેલા આ અણુ-બૉમ્બરૂપી ઝેરને કોક નીલકંઠે ધારણ કરવું જોઈએ. આસુરી ઢબેય ઉઘાડી છે:—આ શક્તિને કેમ કરીને સ્વાર્થમાં વાપરવી. અમેરિકાથી સાંભળવા મળે છે કે, ત્યાં એવો કાયદો વિચારાય છે કે, જે કોઈ આ બૉમ્બનું રહસ્ય પારકાને કહી દેશે તેને દેહાંત દંડ મળશે. પણ, પં૦ જવાહરલાલજીએ હમણાં (૨૬-૮-'૪૫) લાહોરમાં એક વ્યાખ્યાનમાં કહ્યું એમ, "બે ત્રણ એ બૉમ્બથી આખું લાહોર ને તેનાં ૮ લાખ માણસોને હમેશની શાંતિ ભેગાં કરી દેવાય, એવી આ પ્રચંડ શક્તિને બીજી સત્તાઓ પણ જલદીથી શોધી કાઢશે,"—એ સાચું પડવા જેવી વાત લાગે છે. સ્ટાલીને તેના વિજ્ઞાનીઓની ખાસ મંડળીને કામ સોંપ્યું છે કે, '૭ માસમાં તમારે અણુ-બૉમ્બ તૈયાર કરવો જોઈએ.' આની શોધ કરનાર મંડળનો પોતે અધ્યક્ષ બન્યો છે. એક બાજુ સુલેહ-શાંતિ-સ્થાપનનોય તે સભ્ય, અને એક બાજુ આનોય!

૨૯-૮-'૪૫ના "ટાઇમ્સ ઑફ ઇંડિયા'માં હિંદી વિજ્ઞાની ડૉ. ભાભાનું એક ભાષણ છે. અણુ-બૉમ્બ અંગે વિજ્ઞાનીઓનીય બુદ્ધિ કેમનીક કામ કરે છે, તે જોવા જેવું છે. એંજિનો ને વિમાનો ચલાવવા ને કંઈ કંઈ કામ લેવામાં તે વાપરવાના નુસખા તેમનાં મગજ શોધે છે. પરંતુ ડૉ. ભાભાએ તો કમાલ કરી. તેમના વ્યાખ્યાનના ઉપરના હેવાલમાં એક એવું છે કે, અણુ-બૉમ્બ વાપરવામાં અમેરિકાએ ૫૦ કરોડ ડૉલર ખરચ્યા; આ રકમ લડાઈના ૧૦ દિવસના ખર્ચ બરાબર છે; પણ તેનાથી કેટલું બધું ખર્ચ બચ્યું? ને કેટલા ઓછા જાન લેવા પડ્યા! (ખાતરી છે? કોણે જાણ્યું?)

ગયા અંકમાં, 'અણુ-બૉમ્બ'ની નૈતિક અસરો પણ બતાવાશે, એમ લખેલું ત્યારે ખબર નહોતી કે, આટલા ઝપાટાથી ને એક હિંદી એ કહી બતાવશે. એટલે યુદ્ધમાં અણુ-બૉમ્બ તો વપરાય જ એમ ને? ક્યાંયથી હજી એમ કોઈ વજનદાર વક્તવ્ય નથી જોવા મળતું કે, આ સેતાની શસ્ત્ર માનવ-જગતમાં તો વપરાય જ નહિ.

ડૉ. ભાભાના વ્યાખ્યાનનું મથાળું છે— 'વિજ્ઞાન-જગતની જોટાજોડ રહો.' અણુ-બૉમ્બ વિજ્ઞાન-જગતની વિભૂતિ છે કે કતલી અને ખૂની જગતની? વિજ્ઞાન પોતાને હવે તો નીતિ-અનીતિ કે સારાસારના કાંટાથી મુક્ત કે નિરપેક્ષ જગતનું વાસી નહિ બતાવી શકે. એ પહેલેથી જ એવું નહોતું; પરમ વિદ્યા સિવાય કોઈ વિદ્યા એવી ન હોઈ શકે. આ યુદ્ધે વિજ્ઞાનનો એ બુરખો દૂર

કર્યો છે. ટૉલ્સ્ટૉય તેમના ‘કળા એટલે શું’માં વિજ્ઞાન વિષે કહે છે તે અહીં યાદ આવે છે:—

"આજના વિજ્ઞાનીઓ એવું વિધાન કરે છે કે, અમે દરેક વસ્તુનો પક્ષપાત વગર અભ્યાસ કરીએ છીએ. . . . આ વિધાન તો માત્ર તત્ત્વરૂપે કરાય છે, બાકી વ્યવહારમાં દરેક વસ્તુનો અભ્યાસ નથી થતો, અને જે કરાય છે તે નિષ્પક્ષતાથી તો કયાંય દૂર હોય છે કેમ કે, વિજ્ઞાનમાં તેનો જ અભ્યાસ કરાય છે કે જે વિજ્ઞાનના કામમાં રોકાનાર (અને રોકનાર પણ કહેવું જોઈએ.—મ.) લોકોને એકબાજુથી જરૂરનું હોય છે અને બીજી બાજુથી તેમને જે મજેદાર ને આનંદક લાગે છે. અને વિજ્ઞાનમાં રોકાનાર ઉપલા વર્ગના લોકોને સૌથી વધારે જોઈએ છે એ કે, જે તંત્ર તળે તેમના ખાસ હકો કાયમ રહે છે તે ટકે. . . . આપણું વિજ્ઞાન પાણીની પ્રોધશક્તિને કામમાં લેવાનું ને તે દ્વારા કારખાના ચલાવવાનું શક્ય કરે છે તે માટે, કે તે વડે પર્વતોમાંથી બોગદા ખેદી કાઢીએ છીએ તે માટે, આપણે ખૂબ આનંદ અને ભારે ગર્વ માનીએ છીએ પરંતુ દયાપાત્ર એમાં એ છે કે, પ્રોધની શક્તિને આપણે ગરીબોના લાભમાં નહિ પણ ભોગવિલાસની સામગ્રી કે માનવઘાતક યુદ્ધનાં શસ્ત્રાસ્ત્રો પેદા કરનાર મૂડીવાદીઓને સમૃદ્ધ કરવામાં જોઈએ છીએ. બોગદાં, કાપવાને માટે જે સુરંગસામગ્રીથી પર્વતો ઉડાડીએ છીએ, તેમને જ આપણે યુદ્ધો માટે વાપરીએ છીએ, કે જેમાંથી અટકવાનો આપણો ઇરાદો નથી એટલું જ નહિ, પણ જેમને આપણે અનિવાર્ય ગણીએ છીએ અને સતત જેમને સારુ તૈયારીઓ કરીએ છીએ."

## શહેર વિ૦ ગામડું

માનવવસવાટની શહેરી પદ્ધતિ અને ગ્રામીણ પદ્ધતિના ગુણદોષ વિષે એક નવું જ વિચારબિંદુ અણુ-બૉમ્બે આપ્યું છે. ‘ગ્લોબ’ના ખબરપત્રીનો લંડનથી તા. ૨૨-૮-’૪૫નો નીચેનો તાર છાપામાં (ટ્રિબ્યૂન ૨૬-૮-૪૫) વાંચ્યો, તે પરથી આ બિંદુ જાણવા મળે છે. તેમાં કહ્યું છે:—

"અણુની શોધમાં નિકટનો સંબંધ ધરાવનાર એવા પ્રો. નેવીલ મોટ (બ્રિસ્ટલ યુનિવર્સિટી) કહે છે કે અણુબૉમ્બના અસ્તિત્વને લીધે બધા દેશોને મોટાં શહેરોના વિકાસની બાબત ફરી વિચારવી જોઈશે. તેમણે કહ્યું કે, નાના ગામોમાં નાની વસ્તીના સમાજોનું જીવન શક્ય બનશે. તેમણે એમ કહ્યું કે, ૫૦૦ વર્ષ પૂર્વે જ્યારે લોકો છૂટક છૂટક બધે વેરાયેલા ધરતી પર વસતા હતા ત્યારે અણુબૉમ્બ ભૂજબજ અસર જ કરી શકત."

## હિંદીને કપડાં નથી!

એક જમાનામાં જ્યાંથી લાખો વાર કાપડ દેશ દેશાવરની નગ્નતા ઢાંકવા બહાર જતું, તે બંગાળમાં કાપડને અભાવે બહેનોને ઘર સેવીને બેસી રહેવું પડે છે, આપઘાત કરવો પડે છે; ને હવે જાણવા મળે છે કે, શિક્ષકો ને વિદ્યાર્થીઓ અર્ધનગ્ન કે ફાટલા તૂટલાં ચીંથરેહાલ કપડે શાળામાં આવે છે! પરદેશી રાજ્યે પરદેશી કાપડથી આપણને અપંગ કર્યાં એ તો એક મોટો પ્રજાકીય અપરાધ અંગ્રેજ પ્રજાએ કર્યો છે; પરંતુ તેમની કેળવણી-પદ્ધતિથી જેવા અપંગ કર્યાં તે તો તેને કયાંય ટપી જાય છે. નહિ તો ૨૫ વર્ષથી ખાદીને માટે કહેતા રહેનાર ગાંધીજીનાં દેશભાંડુઓની આ દશા હોય! વર્ધા યોજના દેશ આગળ આવ્યે પણ આઠેક વર્ષ થયાં. તેણે પણ કહ્યું કે, કાંતણપીંજણને કેન્દ્રમાં રાખીને શિક્ષણ આપો. ત્યારે તેને હસનારા હવે પણ તેમાં રહેલી જીવંતતાની એક વિશેષતા જોશે? અન્ન અને વસ્ત્રની બાબતમાં સ્વાવલંબન — સરકારનું પણ અવલંબન નહિ — એ લોકશાહી હિંદનું પાયાનું તત્ત્વ નહિ બને, તો ખરું સ્વરાજ સ્થાપવું ને ટકવવું અઘરું લાગે છે. અને આ વસ્તુ તો લોકશાહી તત્ત્વથી પણ સમજવા જેવી છે. મોટાં કેન્દ્રસ્થ તંત્રો વ૰ લોકજીવન સ્વતંત્ર ન જ રહી શકે; તે નોકરશાહી-વશ બને. તેથી પણ વિકેન્દ્રણ વગર લોકશાહી માટે બીજો આરો નથી.

## સ્વતંત્ર પ્રજાનો એક જરૂરી ગુણ

એક વાચક નીચેની કાપલી મોકલી આપે છે, તે સૌને પણ જણાવવા જેવી હોઈ, નીચે ઉતારું છું:

(એસોસિયેટેડ પ્રેસ ઑફ અમેરિકા)

નૉટિંગહામ (ઇંગ્લૅન્ડ)

૨૦-૭-૧૯૪૫

‘મેથોડિસ્ટ (એક પ્રૉટેસ્ટન્ટ ખ્રિસ્તી સંપ્રદાય છે) પરિષદે આજે ઠરાવ પસાર કરીને, બ્રિટિશ પ્રજાના "અંગત કે વૈયક્તિક વર્તનમાં આવેલી નૈતિક અધોગતિ"ને માટે તેની સખત ટીકા કરી છે.

‘ઠરાવમાં જણાવ્યું છે કે, લગ્નની પવિત્રતાની ભાવના નબળી પડતી જાય છે; અને વળી તે ઠરાવ કહે છે કે, વ્યભિચારની — લગ્ન બહારની — સંતતિ અને લગ્નબાહ્ય સેવામાં સંતતિનિયમનનાં સાધનોનો ઉપયોગ સાબિત કરે છે કે, સ્ત્રીપુરુષસંબંધ બાબતમાં કેટલી બધી અનિયમિતતા પ્રવર્તે છે; અને છૂટાછેડાના દાખલાની સંખ્યાની વૃદ્ધિ એમ બતાવે છે કે, લગ્નની પવિત્રતાની ભાવના નબળી પડી છે અને લગ્નસંબંધની અંદર બેવફાઈ કે વ્યભિચારની માત્રા વધી છે.

‘દારૂબાજી અને જુગટું દેશમાં વધી વધતાં જાય છે, એની પણ ટીકા તે ઠરાવમાં કરવામાં આવી હતી.’

આ ઉપરથી રખે કોઈ એમ માને કે, તે પ્રજામાં બધે ને ઘણે ભાગે આવો અધઃપાત આવી ગયો હશે. જેમ નીરોગી રહેવા ઇચ્છનાર સમજુ માણસ પોતાનાં આહારવિહાર ને તંદુરસ્તી પર નજર રાખે જ, તેમ જ સમાજ-શરીર પર નજર રહેવી જોઈએ. ઉપરના જેવા ઠરાવો આવી નજરનું પરિણામ છે. સ્વતંત્ર પ્રજાઓનો

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૪–અંક ૧૦] અમદાવાદ [ઑક્ટોબર, ૧૯૪

## ગુજરાતના સરદાર

૧

ગાંધીજી ઈ. સ. ૧૯૧૫માં આફ્રિકાથી સ્વદેશ પાછા આવી અમદાવાદમાં વસ્યા તે અગાઉ, ગુજરાતમાં એક સુસંબદ્ધ પ્રદેશ તરીકે પોતાનું ખાસ ગણાય એવું કોઈ પ્રજાકીય કે રાષ્ટ્રીય જાહેરજીવન જેવું હતું, એમ ભાગ્યે કહી શકાય. તેનો ઉદય, આપણા દેશને માટે પણ ભારે મહત્ત્વની બનેલી એવી ગાંધીજીની સ્વદેશમાં પધરામણી થઈ, ત્યાર પછીનો છે. અને તે વસ્તુ મુખ્યત્વે બે પુરુષને આભારી છે—ગાંધીજી અને સરદાર વલ્લભભાઈ પટેલ. ગુજરાતનો ભવિષ્યનો ઇતિહાસકાર આ પ્રમાણે વિધાન કરશે એમાં ભાગ્યે કોઈ સંદેહ લાવી શકે. ગુજરાતનું પ્રજાજીવન જાગ્રત કરી તેને ઘડવાની આ બહુમૂલી ભેટનું રહસ્ય સમજવું, એમાં સરદારના વ્યક્તિત્વની અને જાહેરજીવનની ચાવી રહેલી છે.

આ નવ-ઉદયના પ્રણેતા તરીકે મેં બે વ્યક્તિઓને ગણાવી. પરંતુ ખરેખર એ બે વ્યક્તિઓ છે? ગાંધીજીનું એક વિરલ લક્ષણ એ છે કે, રાષ્ટ્રજીવનના આપણા અનેક ધુરંધરો જોડે, તેઓનાં જેવાં વ્યક્તિત્વ અને પ્રતિભા તે પ્રમાણે, તેમની જોડે દૂધમાં સાકર પેઠે મળીને તેઓ એક બની શકે છે; અને તે એવી રીતે કે, સારાંશે, તે વ્યક્તિને અને રાષ્ટ્રને,- બેઉ જો છૂટા હોય અને તેમના તરફથી દેશને જે સેવાલાભ મળે, તેના કરતાં વધારે મળે છે. આવો ઉદાત્ત રસાયણી સમાસ સાધવાનું જીવન-રસાયણ ગાંધીજી પાસે છે; એ છેલ્લાં ૩૦ વર્ષના આપણા આઝાદીયુગના લોકજીવનમાં એમનો એક અદ્વિતીય ફાળો છે.

આપણા જાહેરજીવનમાંથી આ વસ્તુના ચોકબંધ દાખલા આપી શકાય એમ છે. એનો એક ઉત્તમોત્તમ દાખલો આ બે જણનો છે—સરદાર અને મહાત્મા. ગાંધીજીનું આ વિષે એક કથન છે ને-તે મને જેવું યાદ છે તે પ્રમાણે મારા શબ્દોમાં અહીં ઉતારવામાં કશો વાંધો માનતો નથી. તેમણે એક વાર કહેલું કે, હું જે કરતો હોઉં તેમાં વલ્લભભાઈનો સાથ તો છે જ, અને તે જે કરે તેમાં તે હંમેશ માને જ કે મને ખેંચી જ શકે છે. સાચે જ, આખા જગતને માટે આજે આદર્શરૂપ અને સંદેશધારી બનેલા એવા મહાત્મા અને ચણુચણુતી વ્યવહારદક્ષતા અને અચૂક પરિણામદષ્ટિનો પ્રબળ પ્રત્યક્ષવાદ ધરાવનાર સરદાર—એમનું મિશ્રણ આપણા રાષ્ટ્રને માટે એક અજબ રસાયણશક્તિ છે. અણુની શક્તિના જેવું જ રસપ્રદ અભ્યાસક્ષેત્ર માનસશાસ્ત્રી અને સમાજશાસ્ત્રીને આ બે વ્યક્તિઓના સમાસજીવનમાંથી મળી શકે એમ છે. અમે ગુજરાતના કાર્યકર્તાઓ આ બે અમારા સ્વજનોને એકમૂર્તિ માનીને જ વર્તતા આવ્યા છીએ. મહાત્માના આદેશોને અમલમાં મૂકવાને માટે, એમના આદર્શ-વિહારને જીવનની ધરતી પર ઉતારી ઝગહળતો કરવાને માટે, અમારે માટે સરદારનું નેતૃત્વ એક અનિવાર્ય માધ્યમ થઈ રહેલું છે. (અને એમ જ આખા દેશ માટે પણ કંઈક અંશે નથી થયું? પણ એ વસ્તુ અહીં વચ્ચે ન આણું.) ગુજરાતના કાર્યની જો કાંઈ ખાસિયત દેશ બાબતો હોય તો તે ઉપરની એ વાતમાં સમાયેલી છે, એમ હું માનું છું.

આ કહું છું ત્યારે એક લાક્ષણિક પ્રસંગ યાદ આવે છે. થોડાં વર્ષ પરનો જ તે છે. પૂના મહાસમિતિમાં જેને રાજાજી–ઠરાવ નામ મળ્યું છે તે થયો, ત્યાર પછીની એ વાત છે. ગાંધીજીએ નિર્ભેળ અહિંસા પર ભાર દેવાની સલાહ આપી હતી. ૧૯૨૩-૪ના સરદારના સાથી-યોદ્ધા શ્રી. રાજાજીએ કેવળ પ્રત્યક્ષ વ્યવહાર પર એવો જ ભાર દઈ નીતિ રજૂ કરી હતી. અને એક વાર આ નીતિ ફાવી; સરદારે પણ તેમાં તથ્ય જોયું. જાહેર જીવનમાં પહેલી વાર ગાંધીજી અને સરદાર વચ્ચે દૃષ્ટિભેદ જગતને જોવા મળ્યો. બેઉને માટે આ પ્રસંગ મર્મસ્પર્શી દુઃખદાયક હતો. પણ બેઉએ રાષ્ટ્રના હિતની દૃષ્ટિથી તેની બરદાસ કરવી જ જોઈએ.

તે વખતે અમે ગુજરાતના બધા કાર્યકર્તાઓ મળ્યા હતા. સરદારે સૌને બોલાવ્યા હતા. આ દૃષ્ટિભેદ વિષે વિચાર કરવાનો હતો. એના લાંબા ઇતિહાસમાં પડવા માટે આ સ્થાન નથી, અહીં તેમ કરવું પ્રસ્તુત પણ નથી. પ્રસ્તુત કહેવાનું અમારામાંથી એક જણનું તે વખતનું એક ટૂંકું વચન છે. સભામાં ઊઠી તેમણે કહ્યું, 'સરદાર-સાહેબ, આપણે બાપુની કેડે છીએ; એને માટે અમે

છે તે કર્યાં કરવું એ જ ઉઘાડી નીતિ થઈ. એ ટૂંકી દલીલ એમણે હંમેશ માની છે ને ગુજરાતના કાર્યકર્તાઓને એ જ નીતિ શીખવી છે. હિંદનું રાજકારણ એમને એક સતત યુદ્ધરૂપે જ જણાય છે; અને અત્યારે તો છે પણ એમ જ. એને માટે વ્યૂહ રચવાની હથોટી એમને સહજ છે. યુદ્ધનો મોરચો કયો છે એ સ્પષ્ટ થાય એટલે તેને માટે લોખંડી વ્યૂહ રચતાં એમને આવડે છે. તેમના જેવા પ્રત્યક્ષ વસ્તુસ્થિતિને પામી જનારને જ આવી શક્તિ કામ દઈ શકે. આ એમની શક્તિ બારડોલીમાં સોળે કળાએ પ્રગટી. ને ત્યારે જ ગાંધીજીને એમને 'સરદાર'નો ઇલકાબ આપવાનું સૂઝ્યું. એ ઇલકાબથી એમણે સરદારની શક્તિ અને એમના વ્યક્તિત્વને ટૂંકમાં વર્ણવી દીધાં છે.

બારડોલીમાં યુદ્ધનો મુદ્દો ચોખ્ખો હતો—ખેડૂતો અન્યાયી મહેસૂલ નહિ આપે. એને કેમ પહોંચી વળવું એનો જે વ્યૂહ એમણે રચ્યો, તે એક મઝેદાર સંગઠન-કથા સ્વ. મહાદેવભાઈએ અમર કરી છે; અહીં તેમાં પડવાની જરૂર નથી. વ્યૂહકાર અને તેમના સાગરીતો નાકાં સાચવીને અડીખમ બેઠા છે, એ મર્યાદામાં એ વ્યૂહ અભેદ્ય હતો. પણ સરકાર એમને જ ઉપાડી લે તો? ૧૯૨૮ની સરકાર, ત્યાર બાદનાં વરસોમાં જેવી ગાંડી અને અરાજક રીતે વર્તતી આવી છે, એવી ત્યારે નહોતી બની. તેને અને પ્રજાને બેઉને માટે આ પ્રયોગ નવો જ હતો. સરકારે માઝા મૂકી નહિ; સરદારને તથા તેમના પ્રમુખ સાથીઓને ઊંચકી લીધા નહિ. પણ ઊંચકી લીધા હોત તો? તો પછી શું કરવું, છતાંય સત્યની લડત કેમ ચાલે અને જીત જ જીત મળે, એ વિદ્યા આપણા દેશમાં માત્ર ગાંધીજી જાણે છે. એ સ્થિતિ અમુક પ્રકારની ગૂઢ શ્રદ્ધા માગે છે; સત્યાગ્રહ માટે ગાંધીજી જેને ઈશ્વરમાં શ્રદ્ધા જોઈએ કહે છે તે આ વસ્તુને લીધે. તેથી દેશમાં જ્યારે જ્યારે આ પ્રકારની ઘડી આવી છે ત્યારે ત્યારે દેશ તેમની પાસે જ પહોંચ્યો છે. સરદારની શક્તિ પણ પ્રત્યક્ષ વ્યૂહ-સંગઠન પાર ન જઈ શકે; ત્યાં તેમણે હમેશ ગાંધીજીને પાસે ઊભેલા જ માન્યા છે. બારડોલીમાં તો તેવી જરૂર ન પડી; પણ રાજકોટ આનો ઉત્તમ દાખલો છે. તે દાખલો તાજો જ હોઈ તે વર્ણવવા જરૂર નથી.

૩

આ આપણા વલ્લભભાઈ છે. તે સરદાર છે, સેનાપતિ છે. પોતાની ફોજ ઉપર તે એક ઉત્તમ સેનાપતિને શોભે એવું વાત્સલ્ય રાખે છે. ફોજના નાનામાં નાના સૈનિકને તે ઓળખે છે—ઓળખવા ઇચ્છે છે; તેનાં સુખદુઃખમાં મમતાપૂર્વક ભાગ લે છે. ઉપરછલી નજરે કડક લાગતા સરદારની આ બાજુ તેમની જોડે કામ કરનારને ખબર છે. અને જેલમાં એમની સાથે રહેલાઓને એમનું જે કુટુંબભાવી વાત્સલ્ય જોવા મળે છે, એ તો એમના વ્યક્તિત્વનું એક નોખું જ પ્રકરણ બને એવું છે.

આ ગુણોની બીજી બાજુ સામાવાળિયાઓને જોવા મળે છે. અહિંસક સેનાપતિ પણ સામા પક્ષને ડર તો ઉત્પન્ન કરે જ; ભલે તેનો પ્રકાર જુદો હોય. શત્રુ પ્રત્યે પણ પ્રેમ રાખવો એ ખરું; પરંતુ તેનો અર્થ એ-કે, દુશ્મનનેય ન્યાય આપવો, પણ તેના પેચમાં ન આવવું; તેના ઉપર વેરઝેરથી ન વર્તવું; દુશ્મન હોવું તોય દાના હોવું જોઈએ. તેથી દાનો દુશ્મન ગમે; તેની જોડે લડવામાં મજા આવે. પરંતુ જો તે દાનાઈ ન રાખે તો શું? એનોય ક્યાસ અગાઉથી રાખીને જ કુશળ સેનાનીએ ચાલવું જોઈએ. સરદાર એ ઢબે હમેશ સજ્જ રહે છે; તેથી તેમને પાછા પડવા વારો સહેજે આવી શકતો નથી. લડનાર પોતાના સરંજામને કદી વેરવિખેર રાખે ખરો?

હિંદનો પ્રશ્ન આજે જે કક્ષાએ આવ્યો છે, ત્યાં આગળ આવા પુરુષની મોટી જરૂર છે. સામે પડેલા કામને એક યુદ્ધના વ્યૂહ પેઠે જોવું, તેને પહોંચી વળવા માટે બધું બળ એકઠું કરી તેને ઘટતા બધા મોરચા ઉપર ગોઠવી દઈ એક સુસમન્વિત મોરચો બનાવવો, એ જ આજે આપણું રાજકારણ છેલ્લાં કેટલાંક વર્ષોથી થઈ પડ્યું છે. તેથી જ સરદારની પ્રતિભા બારડોલીમાં જે પ્રગટી તે જોતાવેંત દેશે તેમને ઊંચકી લીધા. આ જ પ્રતિભાએ પાર્લામેન્ટરી કામમાં પણ કામ દીધું. મતદાર-શક્તિને પણ ઘટતા મોરચાઓ ઉપર ફેંકવી દઈ અભેદ્ય વ્યૂહ કરવો જોઈએ; નહિ તો પહેલાં જેમ કાઉન્સિલો દેશનું હીર ખાઈ જતી તેમ ખાઈ જાય. તેથી જ ૧૯૨૩-૪ માં કાઉન્સિલ જવા સામે ઝૂઝનારા સરદાર ૧૯૩૫ પછી એ મોરચાના સંરક્ષક થઈને બેઠા છે. અને કોણ કહેશે કે, તેને એમણે આઝાદીનો એક મોરચો જ નહોતો બનાવ્યો? કોંગ્રેસ પ્રધાનમંડળ-યુગનો ટૂંકો ઇતિહાસ પણ જુઓ તો. કેટલી કેટલી અંગ્રેજ જોહાકીનાં કોટડાં એ દરમિયાન તૂટી ગયાં હતાં? આ ભૂમિકાથી અને આ દૃષ્ટિથી તે કામ થયું હોવાથી જ તેને છોડતાંય વાર ન લાગી; કાઉન્સિલો પ્રધાનપદાં તેને લીધે જ સોનાનાં પિંજરે ન થઈ શક્યાં.

હવે પાછો એક યુગ વીત્યો છે. જે કામમાં ગાંધીજીને જ ગમ છે તેવા કામનાં ૫-૬ વર્ષ હવે પૂરાં થયાં છે. આજે હવે પ્રત્યક્ષ બલાબલનો વાસ્તવ ક્યાસ કરી લઈને તેમાંથી અને તે વડે સાચી રાષ્ટ્રશક્તિને પ્રગટાવી બતાવવાની છે. સામે કુનેહબાજ વકીલ અને યુદ્ધી ખાધેલ સેનાપતિ ને તેની નોકરસેના છે. તેવે વખતે સરદાર જેવા પુરુષોનું કામ છે. વ્યૂહ રચવાની આવડત; જોઈએ તેવી સીધી સાદી ને ટૂંકી તીક્ષ્ણ વાણી,—અને તે કામ પૂરતી, બાકી મૌન; કામને પહોંચી વળવા માટે જરૂરી [illegible] વિશ્વાસ અને સાથીઓનાં મોંઘામૂલાં ને ખાનદાન ઓથ અને હૂંફ; અને આ બધા ઉપરાંત, આ બધી સામગ્રી આપણા નેતા પાસે છે, એવો પ્રજાના હૃદયમાં વિશ્વાસ બેસવો—જનતાની એવી શ્રદ્ધાભક્તિ;—આ બધું સરદાર

પોતાની સેવા અને પ્રતિભાથી આજે કમાયા છે. એ કમાણી એમણે ગુજરાતને પ્રયોગભૂમિ બનાવીને કરી છે. તેથી ગુજરાત જાગ્યું છે, ને તેના વ્યવહારદક્ષ લોકને જોઈતા સરદાર મળ્યો છે. આજે દેશની સેવામાં જે સ્થાને એ બિરાજે છે, તેથી ગુજરાત ગૌરવ સાથે કૃતકૃત્યતા અનુભવે છે. દેશની સેવામાં સરદાર શતાયુ થાઓ એ જ એક ઊર્મિ દરેક હિંદીના મનમાં આ દિને પ્રગટ છે.*

મોરારજી દેસાઈ

* મુંબઈ શહેરમાં ઊજવાનાર સરદારની ૭૦મી જયંતી નિમિત્તે બહાર પડનાર અભિનંદન ગ્રંથ માટે લખેલો લેખ.

# તાલીમી છાવણીઓ

તાલીમી છાવણીઓ આજકાલ હવામાં ગુંજે છે. આપણી આજની પરિસ્થિતિમાં લાંબા સમયના વર્ગો કરતાં ટૂંકા સમયના વર્ગો કદાચ વધારે સગવડભર્યા હોય. લાંબા સમયનું વ્યવસ્થિત શિક્ષણ પણ જરૂરી તો છે જ. આજે ટૂંકા સમયના વર્ગો દેખીતી રીતે સફળ જણાય, તેના ઉત્સાહમાં વ્યવસ્થિત શિક્ષણનું મહત્ત્વ ભૂલી ન જવું જોઈએ.

આ વર્ગોના વ્યવસ્થાપકો ઉપર હું એક વસ્તુ ઠસાવવા માગું છું કે, વર્ગમાં આવનાર દરેક વિદ્યાર્થીને ઓછામાં ઓછી એક વસ્તુ એવી શીખવવી જોઈએ અને તેનું એવું સિંચન કરવું જોઈએ કે તે ઘેર ગયા પછી પણ એને જાળવી રાખે. તે તેનો પ્રચારક ન થાય તોપણ ઓછામાં ઓછી તેના અંગત જીવનમાં એ વસ્તુ વણાઈ જવી જોઈએ.

હમણાં ચાલતી છાવણીઓ ઉપરાંત એક જુદા પ્રકારની છાવણીઓ પણ ગોઠવવી જોઈએ એમ મને લાગે છે. તે છાવણીઓ ગ્રામવાસીઓ માટે હોવી જોઈએ અને તેમાં તેમને કાંતણ અને તેને અંગેની ક્રિયાઓ, અંગત અને સામુદાયિક સ્વચ્છતા, અને આરોગ્યવિષયક તાલીમ આપવી જોઈએ. તે ઉપરાંત ઉપયોગી વિષયો પર તેમની સાથે સાદી અને જીવનપોષક વાતો કરવી જોઈએ. વાર્તાના વિષયોનો ગ્રામજીવન અને ધંધાઓ સાથે સીધો સંબંધ હોવો જોઈએ. તેનો હેતુ લોકમાં અસંતોષ અને નિરાશા ઉત્પન્ન કરવાનો કે તેમના ધારી લીધેલા શત્રુઓ પ્રત્યે નકામો તિરસ્કાર પેદા કરવાનો ન હોય, પણ તેમની સ્થિતિમાં સુધારો કેવી રીતે કરવો તે બતાવવાનો હોવો જોઈએ.

છાવણી દરમ્યાન આખો વખત બધાએ સામુદાયિક જીવન ગાળવું જોઈએ. એટલે કે, બધાએ રાતદિવસ છાવણીમાં રહેવું જોઈએ. વર્ગ જે ગામમાં ચાલતો હોય તે ગામના રહેવાસી વિદ્યાર્થીઓએ પણ આખો વખત છાવણીમાં રહેવું જોઈએ. વર્ગના કાર્યક્રમમાં રોજ ૪ થી ૫ કલાક સખત મજૂરીનું કામ હોવું જોઈએ. વ્યવસ્થાપકોએ તે ગામની અગાઉથી તપાસ કરીને ક્યાં ક્યાં કામ કરવા જેવાં છે તે નક્કી કરી રાખવું જોઈએ. કોઈ ઠેકાણે નાળું બાંધવાનું હોય, કોઈ જગ્યાએ કૂવો ખોદવાનો હોય કે કૂવો સમારવાનો હોય, અથવા કોઈ જગ્યાએ શાળા માટે છાપરું બાંધવાનું હોય. આ કામ એવું હોવું જોઈએ કે જે ૪૦ થી ૫૦ જણની ટુકડી નક્કી સમયમાં પૂરું કરી શકે. કામ નક્કી કરીને તેની બીજી વિગતો પણ અગાઉથી વિચારી રાખવી જોઈએ અને સાધનસરંજામ ભેગો કરી તૈયાર રાખવો જોઈએ, જેથી વર્ગ શરૂ થયા પછી કામ શરૂ કરવામાં વિલંબ ન થાય. છાવણીવાળાઓ આ રીતે રોજ ૪–૫ કલાક મજૂરી કરે એટલે ખાવાપીવાનું તેમને મફત મળવું જોઈએ.

છાવણીની આંતરિક વ્યવસ્થા, રસોઈ, જાજરૂસફાઈ અને વાળવા ઝૂડવાના કામ માટે રોજ અઢી કલાક જેટલો સમય જોઈએ. ત્રણેક કલાક કાંતણપીંજણ માટે જોઈએ. અને ત્રણેક કલાક નાહવાધોવા અને ખાવાપીવાના વગેરે અંગત કામ માટે જોઈએ. આ સિવાય બાકીનો વખત ઉપર દર્શાવેલી વાતો, ગીતો, પ્રાર્થના, રમતગમત અને નિર્દોષ મનોરંજન માટે રહે. આ બધા કાર્યક્રમમાં એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે, તેમને જે કંઈ આપવામાં આવે તે એટલું રસિક અને ઉપયોગી લાગવું જોઈએ કે તેનો લાભ ઘેર ગયા પછી તેમના આડોશી-પાડોશીને આપે.

છાવણીમાં દાખલ થવાની શરતોમાં એટલું રાખવું જોઈએ કે, વિદ્યાર્થીઓ નાતજાતના ભેદ વિનાના સામાન્ય રસોડામાં જમે અને જાજરૂસફાઈ પણ કરે; તેમનામાં મજૂરી કરવાની શક્તિ હોવી જોઈએ અને શારીરિક તપાસ કરાવીને કંઈ ઉપચાર કરવાની જરૂર હોય તો તે કરાવવાની તૈયારી હોવી જોઈએ. દરેક વિદ્યાર્થીની રીતસર શારીરિક તપાસ કરાવીને જેઓ ચેપી રોગવાળા હોય તેમને જુદા રાખવા જોઈએ અગર ઘેર મોકલી દેવા જોઈએ. આવા વર્ગો સ્ત્રીઓ અને પુરુષો માટે ભેગા ચાલે તેમાં હું વાંધો જોતો નથી. ફક્ત બન્નેને માટે અલગ છાવણીમાં રહેવાની યોગ્ય વ્યવસ્થા હોવી જોઈએ.

આ જાતના વર્ગો પ્રત્યક્ષ પદ્ધતિથી શિક્ષણ આપવાનો એક પ્રકાર છે એમ મને લાગે છે.

(ગ્રામોદ્યોગ પત્રિકા, જુલાઈ '૪૫) કિ. ઘ. મ.

# ફાશી-વૃત્તિ

'ફાશીઝમ' હવે એક વાદ નથી રહ્યું, પણ લગભગ વૃત્તિ જેવું ગણાવા લાગ્યું છે. આ ફાશી-વૃત્તિનાં અનેક લક્ષણોમાં એક લક્ષણ એ મનાય છે કે, ચર્ચા કે ટીકાથી ડરવું. આ ચર્ચા-ભયનું મૂળ કારણ એ અપાય છે કે, ફાશીવાદ એક પ્રકારનો સર્વજ્ઞ- કે સર્વસત્તા-વાદ છે; ટીકાથી શીખવાનું સુધરવાનું કે સમજવાનું મળે છે ને તેથી લોકકાર્ય કરવા વધારે અનુકૂલતા પડે છે, એમ એને નથી લાગતું. તેથી તે તેને અનિષ્ટ ગણી ટાળવા તિરસ્કારવા કે દાબવા દંડવા જ તાકે છે.

લોકશાહીમાં અને ફાશીવાદમાં મોટો ફેર હોય તો આ એક છે; સાચી લોકશાહીવૃત્તિ સામાવાળા ટીકાપક્ષ વગર ગૂંગળામણ અનુભવે છે. ફાશી-વૃત્તિ ટીકાથી છંછેડાય છે ને હરકેરાઈ પડે છે; તેને એમાં અઘટિત દખલ લાગે છે.

આને અંગે નોંધપાત્ર એક વાત હમણાં વિલાયતમાં બની લાગે છે. અગાઉ એક અંકમાં એક લેખમાં બતાવ્યું હતું કે, અંગ્રેજ લોકશાહી કઈ રીતે આજે આગેકૂચ કરે છે. બ્રિટનની હાલની મજૂર-સરકારનો નાયક મેજર ઍટલી છે; પરંતુ દેશના મજૂર પક્ષનો નેતા પ્રો. લાસ્કી છે. તે તરીકે પ્રો. લાસ્કી દેશના પ્રજામતને કેળવવા સીધો પ્રજા પાસે પહોંચે છે; બીજી બાજુએ વડા પ્રધાન તરીકે એટલીને સરકારી નીતિરીતિ ઘડી તેનો અમલ કરવાનો હોય છે. સ્વરાજ ભોગવતી સ્વતંત્ર પ્રજાઓમાં પણ સરકારી મત અને પ્રજાકીય મતમાં, તાત્કાલિક અમલ કરવાનાં પગલાંને અંગે, કેટલોક ભેદ રહેવાનો જ. આ ભેદ જો એવો હોય કે, પ્રજામતે તેનો જાહેર એકરાર કરવો જોઈએ, તો તેમાં એક નાજુકાઈ એ આવે કે, પક્ષના લોકમત અને તે જ પક્ષના પ્રધાનમંડળ વચ્ચે વિસંવાદ પડે. ત્યારે શું પ્રજામત ચૂપ રહે? કે પછી કુલડીમાં ગોળ ભાગવાની નીતિ રાખવી? લોકશાહી રાજતંત્ર ચલાવવામાં આ પ્રકારની આંટીનો વિચાર સામાન્યપણે કરવો પડે છે. તે અંગે પ્રો. લાસ્કીએ પોતાના મજૂર પક્ષની કૉન્ગ્રેસમાં ઉચ્ચારેલું વાક્ય વિચારવા જેવું છે :- "લોકશાહી હિલચાલનું જીવન ચર્ચા છે, અને મિત્રો તરફથી આવતી ચર્ચા કરતાં વધારે મદદગાર ચર્ચા બીજી નથી હોઈ શકતી."

અહીં આગળ એમ પૂછી શકાય કે, શું ચર્ચા કે ટીકા, ગમે ત્યારે ગમે તેવી ને ગમે તેટલી, સારાને જ. માટે હોય છે, એમ માનવું? ફાશીવાદને ન્યાય આપવા ખાતર કહેવું જોઈએ કે, તે વાદ આવી છાકીદાર ને દીર્ઘસૂત્રી ચર્ચા અને ટીકા સામે જ છે; બાકી, કશીય ચર્ચા કે ટીકા વગર તો હિટલર કે ટોજોય ભાગ્યે જ કામ કરી શકતા હશે. દરેક માનવપ્રવૃત્તિ પેઠે, આ ટીકા ચર્ચાનેય વિવેક અને મર્યાદા હોવાં જ જોઈએ. જેમ નર્યો ચર્ચા-ભય અમાનવી કે અસામાજિક દુર્ગુણ છે, તેમ જ નરી ચર્ચા-કે-ટીકાખોરીના અખાડા પણ તેવો જ નકામો વ્યાપાર ગણાવો જોઈએ. વળી એની પાછળ હમેશાં કામનું-હોવાપણું જ હોય છે એમ નથી; પ્રચલિત અર્થના રાજકારણમાં ઈર્ષ્યા અને મત્સર કે અસૂયા પણ અમુક ભાગ ભજવે છે. અને જ્યાં સેવાને બદલે સત્તા અને પદની મારામારી હોય, ત્યાં ટીકા અને ચર્ચાને એક સોંઘાસફરા હથિયાર તરીકે વાપરવાનું ફાવતું આવે છે.

પરંતુ, આ તો એક જરૂરી સાધનના દુરુપયોગના રસ્તા થયા; તેથી કરીને તે સાધન જ જતું ન કરી શકાય. તે સામેની વૃત્તિને જ શરૂમાં આપણે ફાશી-વૃત્તિ કહી આવ્યા. આવા દુરુપયોગોને લાંબો ગાળો મળે, તો તે એમની મેળે ફાંસાઈ પડી હેઠા પડે છે. લોકશાહીએ એવી ધીરજ રાખવી જોઈએ, ને ભૂલવું ન જોઈએ કે; ચર્ચાઓ પણ કશાય ફરિયાદના કે એબના કારણનાં ચાંદાં મળે, તેના પર જ જીવી શકે છે.

આ ચાંદાં સાચે જ ચાંદાં હોય, તો માખની પેઠે ટીકાએ તેમના પર બેસીને બતાવી આપવા દ્વારા એક સેવા જ કરી છે, એમ માનવું જ જોઈએ. એ ચાંદાં સાચાં ન હોય તો તે લોકને સ્પષ્ટ બતાવવું જોઈએ, અને એથી એમનું નિવારણ થઈ જાય. એમ બેઉ રીતે જોતાં, લોકશાહી માટે ખાસ વિમાસવાનું કાંઈ કારણ નથી; ચર્ચાથી તે માતબર જ થઈ શકે. અને પ્રો. લાસ્કી કહે છે તેમ, તે જો મિત્રની હોય, એટલે કે રચનાત્મક ઢબે ને કામને મદદ કરવામાં સલાહસૂચના કે સાવચેતી રૂપે અપાઈ હોય, તો તો પૂછવું જ શું? આપણે જો લોકશાહીના ગુણો ખીલવવા હોય, તો આવી આવી સામાજિક વર્તનોની બાબતોમાં પણ ઊંડા ઊતરીને સદાચાર ઘડવા જોઈશે. અને એ ગુણો વૈયક્તિક સદાચારનાં જ સામાજિક રૂપાંતરો હોઈ, તેમના પાયામાં વ્યક્તિનો ગુણવિકાસ અને નાગરિક તરીકેની જ તેની કેળવણી રહેલી હોય છે. સમાજ અને વ્યક્તિમાં વિચ્છેદ નહિ, પણ એકસૂત્ર ઓતપ્રોતતા રહેલી છે, એ ફિલસૂફીનું જ નહિ, લોકશાહીનું પણ સૂત્ર છે. ફાશીવાદ કે સામ્યવાદનો એનાથી ભેદ જ એ છે કે, આ બે વાદો વ્યક્તિને રાષ્ટ્રની દાસ માને છે; તે દાસત્વ ઉપરાંત એનામાં વધારે વ્યક્તિત્વ કોઈ હોય. તો તે યા તો ભ્રમ છે કે રાષ્ટ્રદ્રોહ છે, એમ ગણાય છે. અને તેથી ઝનૂનભેર તે સામે જેહાદ ઉગામાય છે. લોકશાહી વૃત્તિ આની સામે છે.

હવેનો જમાનો જગતભરમાં આ મુદ્દાના સવાલ પર જો જાગ્રત નહિ રહે, તો ભલે ટોજો હિટલર આદિ ગયા, તેમની નીતિ તો નવે રૂપે ને આંખમાં ધૂળ નાંખતી રહેશે, એ સામે સંભાળવાની જરૂર છે. મગનભાઈ દેસાઈ

# ક્રાન્તિના પાયા

( સેવાગ્રામ સમગ્ર ગ્રામસેવા છાવણીમાં તા. ૧ અને ૨ ફેબ્રુઆરી ૧૯૪૫ ને રોજ શ્રી. કિ. ઘ. મ. એ કરેલાં વિવેચનો )

## ૧ સામાજિક અને આર્થિક

પહેલાં તમે એટલું તો સમજી જ જશો કે, ગામડાંની સેવા માટે મારા જેવા શરીરવાળો આદમી ચાલી ન શકે. આ છાવણીમાં તમને જેવું જીવન ગાળવું પડે છે, તેથી અનેક ગણું વધારે કઠણ જીવન ગુજારવાની તમારામાં શક્તિ હોવી જોઈએ. અને, તે થોડા દિવસ માટે નહીં, પણ વર્ષો અથવા આખી જિંદગી સુધી.

ગામવાસીઓનું જીવન ઘણું સખત હોય છે. કેટલાક એમ માને છે કે, ગામડાંના માણસનું જીવન સાદું હોવાથી તે તંદુરસ્ત અને મજબૂત હોય છે. મારું માનવું એવું છે કે, ૧૮ વર્ષનો ગામાતી કોઈક વાર ૨૨-૨૩ વર્ષના શહેરી જુવાન જેવો દેખાય છે ખરો; પણ જેને આપણે ૬૦-૬૫ વર્ષનો ડોસો હોવાની કલ્પના કરીએ, તેવા કોઈ ગામાતીની ઉંમરની ગણતરી કરવા બેસીશું, તો તે ઘણી વાર ૪૦-૫૦ વર્ષનો જ હોવાનું માલૂમ પડશે. આનો અર્થ એ કે, તેની જુવાની જેટલી જલદી ફૂટતી માલૂમ પડે છે, તેટલી જ જલદી તે પૂરી પણ થઈ જાય છે. આનું એક કારણ બાળલગ્ન હોય, પણ મુખ્ય વસ્તુ તો ગરીબાઈને લીધે પેટભરે અન્ન ન મળવું, શરીરભર કપડું ન મળવું, સારું મકાન ન હોવું અને ગંદકીમાં જીવન વીતવું — એ જ છે.

આ કમીઓમાં સૌથી મહત્ત્વની કમી તો મને અન્નની જ જણાય છે. જેટલું અને જે જાતનું ખાવાનું દેશને જરૂરી છે, તેટલું પેદા નથી થતું, અને જે થાય છે તે પરતંત્રતા તથા સમાજની ખોટી વ્યવસ્થાને લીધે તેના પેદા કરનારાઓને મળતું નથી. આથી, આપણું પહેલું કામ યોગ્ય ખાદ્યોની પેદાશ વધારવાનું અને તે દરેકને મળી શકે એવી રાજ્ય-અને સમાજ-રચના નિપજાવવાનું છે. ભણેલા-ગણેલાની ફરજ છે કે તે ખેતીની સુધારણામાં ગામવાસીને મદદ કરે. પણ તેવા ભણેલા ક્યાં? કૉલેજ તથા યુનિવર્સિટીઓમાંથી નીકળેલા લોક આ કામ કેટલુંક જાણે છે? તેમને તો ચરખાની માળ તૂટી જાય તો બીજી કેવી રીતે વણી લેવી અથવા ગાંઠ છૂટી જાય તો શી રીતે બાંધવી તે પણ શીખવાની રહી છે. અભણ ખેડૂતને ખેતીની બાબતમાં જેટલી આવડત છે, તેના કરતાં ભણેલાની આવડત જ નહીં, માહિતીયે ઓછી હોય છે.

વાત એ છે કે, આપણે વિદ્યાઓ તો ઘણી શીખ્યા છીએ, 'સાયન્સની થિયરી'ઓ પણ જાણીએ છીએ, ભોજન, વસ્ત્ર, ઘર, પુસ્તકો, રાચરચીલું વગેરેને રસિકપણે સજાવવા અને ઉપભોગ કરવાની કળા પણ બેઠી છે, પણ જે મૂળ વસ્તુઓ પર આપણું જીવન નભે છે — એટલે કે, અનાજ, શાક, ફળ, કપડાં, મકાન વગેરે, તથા બીજી જરૂરી વસ્તુઓ પેદા કરવાની ન તો આપણને આવડત છે, ન માહિતી, ન શારીરિક શક્તિ.

આ બધાં અભણ અને ઓછી બુદ્ધિના લોકોનાં અને હલકા દરજ્જાનાં કામો છે એમ આપણે માન્યું છે. આપણી હાલત વાર્તામાંના પેલા પંડિતો જેવી છે. જેમણે દુનિયાની બધી ભાષાઓ અને વિદ્યાઓ શીખી હતી, પણ તરતાં શીખ્યા નહોતા, અને તેથી નદી ઊતરતાં નાવ ઊંધી વળી જવાથી ડૂબી મૂઆ! તેઓ ચર્ચા કરતા હતા કે તેમની હોડીનો મૂર્ખ ખલાસી ભણેલો ન હોવાથી તેનું પોણું આયુષ્ય પાણીમાં ગયું હતું. પણ એ જાણતા નહોતા કે તેમણે પોતે તરતાં ન શીખી આખુંયે જીવન પાણીમાં ખોયું! ત્યારે, હું તમને એ સમજાવવા ઇચ્છું છું કે, જે વસ્તુઓ પર આપણું જીવન નભે છે, તેને પેદા કરવા, વધારવા, અને સુધારવાનાં કામોમાં કુશળતા પ્રાપ્ત કરવી, એ આપણી પહેલી કેળવણી હોવી જોઈએ.

આપણે બધા દેશને સ્વતંત્ર કરવા અધીરા થયા છીએ. સ્થૂળ ભાષામાં સ્વતંત્રતાનો અર્થ વિદેશી રાજ્યને કાઢવું એમ સમજીએ છીએ. આપણે એક એવી ક્રાન્તિ ઇચ્છીએ છીએ કે જે આપણને અંગ્રેજી રાજ્યના પંજામાંથી છોડાવે. પણ આ બાહ્ય ક્રાન્તિ થઈ શકે તે પહેલાં આપણે આપણા પોતામાં ક્રાન્તિ લાવવી જોઈશે. એક જમાનો હતો જ્યારે આપણે એમ માનતા કે, આપણું આંતરિક જીવન ભલે જૂને ચીલે ચાલતું રહે, છતાં આપણે રાજકીય ક્રાન્તિ કરી શકીએ. પણ આપણે સમજી લેવું જોઈએ કે આ ભૂલ છે. આપણા ખાનગી અને વ્યક્તિગત, તેમ જ આપણા સામાજિક, આર્થિક અને ધાર્મિક — બધાયે પ્રકારના જીવનમાં મોટી ક્રાન્તિ થવાની જરૂર છે. આ બધાંની સાથે સાથે જ રાજકીય ક્રાન્તિ પેદા થવાની છે. આ મોટી વસ્તુ જો સમજી લઈએ તો ગાંધીજીએ બતાવેલાં રચનાત્મક કામોનું મહત્ત્વ સમજી જઈશું. વિવિધ રચનાત્મક કામોમાં આ જ સઘળી ક્રાન્તિઓની વિગતો છે. ક્રાન્તિનું એક પણ ક્ષેત્ર એમણે છોડ્યું નથી, અને દરેકમાં તેમણે આપણા જૂના વિચારોને બદલાવ્યા છે.

હરિજનસેવા, હિંદુ-મુસ્લિમ એકતા, આદિવાસી સેવા — એ આપણી ભૂરી અને સંકુચિત રૂઢિઓ, ધાર્મિક માન્તાઓ ઊંચનીચ વિષેની સામાજિક કલ્પનાઓમાં ક્રાન્તિ કરાવવાનો કાર્યક્રમ છે. ન્યાતજાત, આભડછેટ, ઊંચનીચ, હિંદુ-મુસલમાન વગેરે ભાવનાઓ કાઢી એક નવા પ્રકારનો સમાજ પેદા કરનારી મહાન ક્રાન્તિની જરૂરિયાત ગાંધીજીએ જોઈ છે, અને તેથી તે દરેક પાછળ તેમણે ખૂબ મહેનત લીધી છે. એ મહેનતનું એ ફળ

આવ્યું છે કે, માણસમાત્ર સરખા છે, કોઈ ઊંચ નથી કોઈ નીચ નથી, એવા સમભાવનો હવે આપણામાં સંચાર થવા લાગ્યો છે, અને આ છાવણીમાં આપણે બ્રાહ્મણ – વાણિયા – ઢેઢ – ભંગી – ચમાર – મુસલમાન – ખ્રિસ્તી બધા એકસાથે એકઆસને વગર સંકોચે પ્રાર્થના કરવા તેમ જ કામ કરવા, બેસવા ઊઠવા તેમ જ ખાવા પીવા તૈયાર થઈ શક્યા છીએ. આ ક્રાન્તિ આખા દેશમાં વ્યાપી જવી જોઈએ.

આ જ રીતે આર્થિક ક્ષેત્રમાં પણ ગાંધીજી વિષમતાને દૂર કરી ગરીબ–તવંગરની વચ્ચેનું અંતર કાઢવા કે ઘટાડવા પ્રયત્ન કરી રહ્યા છે. બધાયે ધર્મોના સાધુપુરુષો તો કહી ગયા છે કે, નોકર અને દીકરાની વચ્ચે ભેદ ન કરવો પણ બન્નેને સરખી રીતે માનવા અને પોષવા. પણ નોકર પ્રત્યે આપણું વર્તન કેટલું જુદું હોય છે તે આપણે જાણીએ છીએ. ગાંધીજી હાલ તો એટલો જ પ્રયત્ન કરે છે કે, આપણે તદ્દન આર્થિક સમાનતા ન લાવી શકીએ તોયે આટલું તો કરીએ જ કે ખેડૂત, મજૂર તથા નોકરને ઓછામાં ઓછી એટલી રોજી અપાવીએ કે જેથી તેનું ભરણ–પોષણ, શિક્ષણ વગેરે સારી રીતે અને સરળતાથી ચાલી શકે. દરેકે જાતે કાંતવા અને સફાઈ-કામ કરવા પર ગાંધીજી જે આટલો ભાર મૂકે છે, તેમાં ગરીબ અને તવંગરને એક સૂત્રમાં પરોવવાનો ઉદ્દેશ છે. જેમ ઇસ્લામમાં નમાજ વખતે મસ્જિદમાં અમીર અને ફકીર, માલિક અને મજૂર બધાને એકસાથ બેસવાનું હોય છે, તેમ આ કામો પણ એવાં સમજવાં જોઈએ કે જેમાં ધન કે હોદ્દાનો ફરક કરી શકાય નહીં.

–ઘર, ગામ અને સગાસંબંધીઓથી દૂર આવેલી આવી છાવણીમાં તો આપણે આ સુધારક કાર્યક્રમ ખૂબ ચાલી શકે છે. અહીં આપણે 'જગન્નાથની યાત્રા' સમજી લઈને ભેદભાવોને ભૂલી વરતીએ છીએ, કહાર (નોકર–ભાઈ) સાથે ખાઈએ–પીએ છીએ, અસ્પૃશ્ય સાથે ઊઠીએ–બેસીએ અને હાથમાં હાથ મેળવીનેયે ચાલીએ છીએ, મુસલમાન અને ખ્રિસ્તી સાથે નાસ્તો લઈએ છીએ, પાયખાના-સફાઈ અને ઝાડુકામમાં ભંગી પણ બનીએ છીએ. અહીં નિયમપૂર્વક રોજ ૨–૩ કલાક રેંટિયોયે ચલાવીએ છીએ અને બીજાંયે મહેનતનાં કામ કરીએ છીએ, પણ ઘેર ગયા પછી આમાંની કેટલી ચીજો આપણા જીવનમાં કાયમનું સ્થાન મેળવશે? તેટલીનો જ સાચો ઉપયોગ થશે. તેમ થયા વિના આપણે આગળ વધી શકવાના નથી. જ્યાં સુધી આ સુધારાઓને આપણે આપણી પોતાની જાગૃતિ કે ઇચ્છાથી નહીં કરીએ, એને આપણા જીવનનાં અંગ નહીં કરી મૂકીએ, ત્યાં સુધી આપણી દશા સુધરવાની નથી.

અહીંની બે જ વાતો જો તમે ઘેર જઈ જાતે કરતા રહેશો, અને તેનો તમારાં ઘર પડોશી અને મહોલ્લા-ઓમાં પ્રચાર કરશો તોપણ હું માનીશ કે તમે અહીં આવી પૂરતું લઈ ગયા. એ બેમાં પહેલી વસ્તુ સફાઈની છે. સફાઈકામ કરવા વિષે આપણામાં જે ઘૃણા છે, તેને દૂર કરો, અને તમે જાતે તથા તમારાં છોકરાં–છૈયાંને એ કામમાં જોડો અને તેનો પાસ આસપાસ ફેલાવો. બીજી ચીજ તે રેંટિયો. અહીં તમે કાંતવાની સર્વ ક્રિયાઓ શીખી લીધી છે, તેને ભૂલશો નહીં, પણ તેને તમારા નિત્યકર્મોનો એક ભાગ બનાવી રાખો, અને લોકોમાં તેનાં મૂળ રોપો. આ બે વસ્તુઓ આપણી સામાજિક અને આર્થિક ક્રાન્તિના પાયા છે.

(ચાલુ) કિ. ઘ. મશરૂવાળા

# સંગીતની સંસ્કારિતા

[રાજકોટ રાષ્ટ્રીય શાળામાં ગાંધી જયંતી નિમિત્તે ગોઠવાયેલા સંગીતના જલસા વખતે શ્રી. કાકાસાહેબ કાલેલકરે આપેલું પ્રવચન ૧-૧૦-૪૫]

સંગીતના પ્રવાહમાં તણાતાં જે આનંદ થાય છે તેને હું તો હવાઈ જહાજની મુસાફરી સાથે સરખાવી શકું. એ મુસાફરી જાતે ન કરી હોત તો આ ઉપમા મને ન સૂઝી હોત.

દોડતાં દોડતાં પગતળેની જમીન છોડી દેવી અને જાણે કલ્પનાની પાંખ ઉપર સવાર થઈને આકાશમાં ઊંચે ઊંચે જવું, અને ત્યાંથી એક નવું જ દૃષ્ટિબિંદુ કેળવી, માણસની દુનિયા વ્યાપક રૂપમાં નિહાળવી. અને એ દુનિયા પર છવાયેલી વાદળાંની ગંધર્વસૃષ્ટિમાં વિચરવું અને જાણે એટલાથીયે સંતોષ ન પામીને એ સૃષ્ટિથી પણ ઊંચે ઊડીને વાદળાંના ગોટેગોટા સૂર્યપ્રકાશમાં ચળકતા જોવા, અને વાદળાંથી પણ ઊંચે એવી વિરલ હવામાં વિહાર કરવો, એ આનંદને જો સરખાવી શકાય તો શુદ્ધ સાત્ત્વિક વાતાવરણમાં કેળવેલા હિંદુસ્તાની સંગીતની હૃદય પર થતી અસર સાથે જ સરખાવી શકાય.

અને જ્યારે આવી ગંધર્વનગરીની મુસાફરી પછી તરત જ ગાંધર્વસંગીતની લહાણી મળી જાય તો એવે વખતે ઉપમાન કયું અને ઉપમેય કયું — એનો નિર્ણય કરવામાં મૂંઝવણ થાય તો આશ્ચર્ય શું?

સંગીત એ એક એવી વસ્તુ છે કે જે પાર્થિવ હોવા છતાં અપાર્થિવ અસર કરી શકે છે. એની ઉત્પત્તિ ગળામાં છે. એનો આસ્વાદ કાનથી લેવાય છે. પણ એ વસ્તુ છે તો હૃદયની. સંગીતનો આનંદ હૃદયમાં જન્મે છે અને હૃદયથી જ સેવાય છે.

કેટલાક લોકો સંગીત માટે અનેક વર્ષોની મહેનતે ગળું કેળવે છે, આંગળાં કેળવે છે, અને છતાં સંગીત ખીલવવા

માટે મુખ્યત્વે હૃદય કેળવવાનું હોય છે, એ વાત તેઓ જાણતા જ નથી. એમને જો સારામાં સારું સંગીત મળે તો એનો તેઓ પ્રામાણિકપણે શુદ્ધ સંગ્રહ કરી શકે છે, પણ હૃદયની કેળવણીને અભાવે સંગીતની ભાવનામાં તરબોળ થઈ શકતા નથી. એવાઓને માટે જૂના કવિઓએ સુધારસ પીરસતી કડછીની ઉપમા આપી છે. કડછી પીરસે છે તો અમૃતરસ, પણ એને પોતાને એનો સ્વાદ લેતાં આવડતું નથી. આપણા દેશમાં એક એવો જમાનો આવી ગયો કે જ્યારે અમુક લોકોએ ધંધાદારીને અર્થે ઉત્તમમાં ઉત્તમ સંગીતનો સંગ્રહ કર્યો, પણ સંગીત ઉપરાંત બીજું કશું કેળવ્યું જ નહિ. એવા લોકોની એટલી જ સાધના પણ જો ઊંડી થઈ જાય તો સંગીતના દિવ્ય નાદની મસ્તી તો તેઓ અનુભવી શકે, પણ ભાવનાની સમૃદ્ધિ કેળવેલી ન હોવાથી તેઓ હૃદયાકાશમાં વિહાર ન જ કરી શકે.

ભાવનામય સંગીતની એ કળા આપણા પ્રાચીન કવિઓએ અને સંતોએ કેળવી હતી. અને તેથી જ તેઓ ઉત્તમમાં ઉત્તમ રાગદારી સાથે અને શ્રવણરુચિર શબ્દાવલી સાથે નાજુકમાં નાજુક તેમ જ ભવ્યમાં ભવ્ય એવી ભાવનાઓ અને કલ્પનાઓનો સમન્વય સાધી શક્યા. એ લોકોની પરંપરા જેટલે દરજ્જે કાયમ રહી તેટલે દરજ્જે આપણી સંસ્કારિતા આપણે જાળવી શક્યા.

પણ વચમાં આપણી પડતીનો એવો એક કાળ આવી ગયો કે જ્યારે લોકોએ માન્યું કે, સંગીત અને એના જેવી બીજી કળા મેલી વસ્તુ છે, શિષ્ટ સમાજે એનો દૂરથી જ આસ્વાદ લેવો ઘટે, એનો ત્યાગ કરી શકાય તો એથીય સારું. એમ કરીને આપણે સમાજનું હિત સાધ્યું નહિ, ઊલટું આપણો સમાજ સંગીતવિહોણો થઈ, આંતરિક ઝઘડા, વિખવાદ અને દ્વેષનો ભોગ થઈ પડ્યો. સંગીત એટલે સુમેળ. એ જો જીવનમાંથી નીકળી જાય તો જીવનમાં કોલાહલ સિવાય બાકી શું રહેવાનું હતું?

સંગીત એ કંઈ વિલાસની વસ્તુ નથી, મોજશોખનો મસાલો નથી. શુદ્ધ સંગીત હૃદયનો જરૂરી ખોરાક છે. શુદ્ધ સંગીત શુભ ભાવનાઓનું પોષણ છે. એવા સંગીતથી આત્માને મોકળાશ મળે છે, સામાજિક સદ્ગુણો કેળવવા માટે સંગીતનું વાતાવરણ ઘણી મદદ કરે છે.

સાબરમતીમાં આશ્રમની સ્થાપના થઈ ત્યારથી સ્વર્ગસ્થ મગનલાલભાઈ આશ્રમ માટે કોઈ સંગીતશાસ્ત્રી માટે તલસતા હતા. મેં એમને ગાંધર્વ મહાવિદ્યાલય સૂચવ્યું. આશ્રમને લાયક શુદ્ધ ચારિત્ર્યવાળા સંગીતશાસ્ત્રી આપણને એ સંસ્થામાંથી મળી શકે એમ મેં કહ્યું. એમણે ત્યાં જઈ માગણી કરી અને અમારા સદ્ભાગ્યે નારાયણરાવ ખરે જેવા સાધુપુરુષ અમને મળ્યા. એમની નિર્મળ વૃત્તિ, એમનો સેવાભાવ, અને સંસ્થા પ્રત્યેની એમની નિષ્ઠા, આ ત્રણેય ગુણોને કારણે તેઓ બધાના માનીતા થઈ ગયા. સંગીતકળામાં તેઓ પ્રવીણ હતા જ. આશ્રમમાં આવ્યા પછી તેમણે સંગીતશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કર્યો અને આશ્રમના આદર્શોનું ધ્યાન અને પાલન કરીને હૃદયની સિદ્ધિ પણ મેળવી. અનેક લોકોએ એમને અનેક રીતે લલચાવ્યા, પણ એમની સંગીતનિષ્ઠા અને આશ્રમનિષ્ઠા અડગ જ રહી. આશ્રમમાં રહ્યા રહ્યા એમણે પોતાના ગુરુની, ગુરુની સંસ્થાની અને પોતાના ગુરુભાઈઓની ઓછી સેવા નથી કરી.

ગુજરાતમાં આશ્રમની સ્થાપના થઈ ત્યારથી જ આ પ્રાન્તમાં સંગીતવિદ્યાનું પુનરુજ્જીવન જોરથી શરૂ થયું એમ કહી શકાય. અમારા પંડિતજી ગુજરાતમાં અનેક ઠેકાણે ફર્યા અને એમણે આશ્રમભજનાવલીનાં ભજનો સમાજમાં વાવ્યાં. અમ આશ્રમવાસીઓને તો સવાર સાંજની પ્રાર્થના દ્વારા સંગીતનો લાભ મળતો જ હતો. કેટલાંય નાનાં મોટાં સ્ત્રીપુરુષો સંગીત શીખવા લાગ્યાં, પણ પંડિતજીની સંગીતવિદ્યા નિષ્ઠાપૂર્વક ગ્રહણ કરી, અમારા પુરુષોત્તમે. આજે પંડિતજીનું સ્મરણ કરાવે એવું સંગીત એનામાં અને એણે ઉત્પન્ન કરેલા વાતાવરણમાં મળી શકે છે. પંડિતજીની દીકરી મથુરીએ પણ પિતાનો વારસો આગળ ચલાવ્યો છે. આશ્રમના એક હરિજન વિદ્યાર્થીએ પણ પંડિતજી પાસેથી સંગીતનો વારસો મેળવ્યો છે. પણ પંડિતજીની સંગીતનિષ્ઠા તો ખાસ પુરુષોત્તમમાં પ્રગટ થયેલી જોઉં છું.

આવા સંગીતના સંસ્કારો જે શહેરને ઉપલબ્ધ થાય, તે ભાગ્યશાળી જ ગણાય. શુદ્ધ હવાપાણી, તાજો અને પૌષ્ટિક આહાર અને તેજસ્વી કેળવણી – એ પ્રજા માટે જેટલી જરૂરી વસ્તુ છે, તેટલી જ ઉન્નત સામાજિક સંગીતની પણ પ્રજાને આવશ્યકતા છે. લોકોએ આવી સગવડનો વધારેમાં વધારે લાભ લેવો જોઈએ.

ભૂખ્યો માણસ અકળાયેલો હોય છે. એને પેટ ભરીને ખાવાનું મળે એટલે એને આગળ વધવાનું, અને પુરુષાર્થ સાધવાનું મન થાય છે; આપણે હાથે કંઈ પરાક્રમ થઈ શકશે એવો આત્મવિશ્વાસ માણસમાં આવી જાય છે, તેવી જ રીતે જ્યાં નિર્મળ સંગીતનું વાતાવરણ હોય છે ત્યાં જ સમાજને ઉચ્ચ આકાંક્ષાઓ સેવવાનું મન થાય છે. ઘણાં લોકોને એકત્ર કરી શકાય, ઉન્નતિને રસ્તે એમને વાળી શકાય, અને કળિયુગમાં સત્યયુગ દાખલ કરી શકાય, એ જાતની શ્રદ્ધા પેદા કરતી વખતે સંગીતની ઘણી મદદ મળી શકે છે. સંગીતનું એ રહસ્ય જાણતા હોવાથી જ આપણા સંત કવિઓએ પ્રાર્થનામાં અને ધાર્મિક સાધનામાં સંગીતને મહત્ત્વનું સ્થાન આપ્યું. ગગનવિહારી પક્ષીઓની અને અધ્યાત્મ-વિહારી સંતોની સાધના અને ઉપાસના સંગીત વગર ખીલતી જ નથી. જૂના વખતમાં યુદ્ધ જેવી પ્રવૃત્તિમાં પણ લોકોને ભેગાં કરવા માટે અને એમનો ઉત્સાહ ટકાવી રાખવા માટે સંગીતની મદદ અતિ આવશ્યક ગણાતી.

લોકતંત્રના આજના જમાનામાં મોટા મોટા જનસમુદાયને જાગ્રત કરવા માટે, ભેગા રાખવા માટે, અને કોઈ ઉત્કટ ભાવનાથી ભાવિત કરવા માટે વેગશાળી સંગીત જ વપરાય છે. આદર્શ સમાજનો સાક્ષાત્કાર કરવા-કરાવવા માટે પણ આજકાલ જાત જાતની ભાતવાળી આકૃતિઓનો વિસ્તાર, વિવિધ પ્રકારના રંગોની ફૂલગૂંથણી અને હૃદયને નવી નવી સંભાવનાઓનો સાક્ષાત્કાર કરાવનાર ધ્વનિસૃષ્ટિની સંમિશ્ર સંગતિ ઉત્પન્ન કરવામાં આવે છે. સંગીતવિદ્યા માટે આ એક નવું જ ક્ષેત્ર ઉદ્‌ભવ્યું છે. આમાંથી નવા યુગની ઉત્પત્તિ થાય તો જરાય આશ્ચર્ય નહિ.

ભાવના સાથે જ્યારે સંગીતનો મેળ થાય છે ત્યારે સંગીતમાં પ્રાણ ફૂંકાય છે, સંગીત યાંત્રિક મટી જીવતું થાય છે અને નવી નવી ભાષામાં બોલવા માંડે છે. આજનો જ દાખલો લઉં, મેં ઝિંઝોટી રાગના અનેક અલંકારો સાંભળ્યા છે, એ રાગની અનેક ચીજો મને પરિચિત છે. પણ આજે ઝિંઝોટી રાગના જે મેં આલાપો સાંભળ્યા તેમાં સ્વરોની કેવળ કસરત ન હતી, પણ ભાવનાઓનું સુંદર સરખું દર્શન હતું. આ એક નવી જ વસ્તુ મને અનુભવવાને મળી.

પણ હું સંગીતકળાનો વિજ્ઞ નથી માટે મારે વધારે વિગતોમાં ઊતરીને વાત ન કરવી ઘટે. આજનો તિલંગ રાગ પણ હૃદયને હચમચાવે એવો હતો. બાળકોને આવું વાતાવરણ હંમેશાં મળે તો એમને હૃદયની સંસ્કારિતા એની મેળે મળી જવાની.

આધ્યાત્મિક સાધનાનું સ્થાન સંગીત ન લઈ શકે એ દેખીતી વાત છે. કેવળ સંગીતને જોરે ચારિત્ર્યની આર્યતા કેળવાશે એમ ન કહેવાય. પણ જ્યાં એવા પ્રયત્નો થતા હોય ત્યાં સંગીતની મદદ ઘણી ઘણી થઈ શકે છે.

કેવળ વ્યાયામની દૃષ્ટિએ જોઈએ તોપણ વ્યાયામને જો સંગીતનો સહયોગ મળી જાય તો વ્યાયામ પણ માણસને ઉત્તમ રીતે સદે છે, સ્નાયુઓની કસરત ચાલતી હોય એ વખતે જો સંગીત ચાલતું હોય તો માણસના મજ્જાતંતુઓને સુંદર આરામ મળે છે, ખોરાક મળે છે, અને પ્રમાણમાં વધારે વ્યાયામ કરવા છતાં એની માઠી અસર થતી નથી.

અને એ વ્યાયામ જ્યારે નૃત્યનું રૂપ પકડે છે, ત્યારે તો સંગીતની મદદથી ખીલવેલું નૃત્ય શરીરના એક એક અંગને સમપ્રમાણથી ખીલવે છે, અને આદર્શ જીવનની, ભલે આછી પણ સચોટ ઝાંખી કરાવે છે. રાજકોટના નાગરિકો! આવા સંગીતના વાતાવરણને ઈશ્વરનો પ્રસાદ સમજી એનું સેવન કરજો. **કાકાસાહેબ કાલેલકર**

# સ્વાધ્યાય

## ચિત્તની ભૂમિકાઓ

વૃત્તિવિચારમાં સ્વપ્ન અને મૂર્છાનું સ્થાન કયાં છે એ વિચારે આપણે ગયા લેખમાં અટક્યા હતા. આ વિચારવા માટે આપણે ચિત્તની ભૂમિકાઓ વિષે નવું જોવું જોઈશે. વૃત્તિઓ દરેક ચિત્તમાં ઊઠ્યા કરે છે; પરંતુ જેવું ચિત્ત તે પ્રમાણે તે ઊઠવાના પ્રકારમાં ફરક પડે છે. વાંદરા જેવા ચંચળ ચિત્તમાં અને એકાગ્ર ચિત્તમાં ફરક છે, તે વૃત્તિઓનો નથી, પણ તે તે ચિત્ત જે ભૂમિકામાં રહીને કામ કરે છે તેનો ફરક છે. ચંચળ ચિત્ત દોડાદોડ કર્યા કરે છે; એકે વિષય પર ઠરતું નથી — ઠરે છે તો જરા વાર ઠર્યું ન ઠર્યું ને ઊડી જાય છે. એથી ઊલટું જ એકાગ્ર ચિત્ત વર્તે છે. બન્નેમાં જે વૃત્તિઓ ઊઠે તે તો પેલા પાંચ જ પ્રકારની છે: તેમાં કાંઈ ફરક નથી પડતો. પરંતુ ફરક છે તે તે ચિત્તભૂમિમાં. બીજ એક હોય છતાં જમીનના ભેદે તે ઓછુંવત્તું ફૂલેફાલે એના જેવો આ ફરક છે.

આવી ચિત્તભૂમિઓ યોગાચાર્યો પાંચ ગણાવે છે — ૧. ક્ષિપ્ત, ૨. મૂઢ, ૩. વિક્ષિપ્ત, ૪. એકાગ્ર, ૫. નિરુદ્ધ.

ક્ષિપ્ત ચિત્ત સાવ અસ્થિરને કહે છે. તેનું ચિત્ત વૃત્તિના વિષયોમાં આપોઆપ જાણે ફેંકાયા કરે છે. જાણે કે તેમાં કશું જાગ્રત નિયમન જ ન હોય!

પરંતુ આ ચિત્તભૂમિમાં વર્તનાર માણસને તે દોડાદોડીની ખબર રહી શકે છે. તેની એ વૃત્તિઓ દોડતાં છતાં સ્મૃતિપટ પર પહોંચે છે. જોકે, એમ બને કે ભાનપૂર્વક તેમને બધીને યાદ કરી ન શકાય. પરંતુ ક્ષિપ્ત ચિત્ત એવી રીતે ભાગ્યે જ યાદ કરવા તકલીફ લઈ શકે છે.

ઓછે કે વત્તો સમય અને કોઈક કોઈક વાર દરેકને ક્ષિપ્ત ચિત્તના આવા વર્તનનો અનુભવ તો હશે

પરંતુ ચિત્તની બીજી મૂઢ ભૂમિકા એવી છે કે તે વર્તે ત્યારે ચિત્તમાં શું ચાલે છે તેનો આવો કશો પ્રત્યય પણ આપણને નથી પડી શકતો; જાણે કે સ્મૃતિનો ત્યાં ભ્રંશ — નાશ થઈ જાય છે. મૂર્છા આ દશાની ઘટના છે. મૂર્છાનું મૂળ લક્ષણ એ છે કે, તેને વશ થનાર માણસને જાતે તેની ખબર ન પડે; સામો માણસ તેને કહે કે, 'ભાઈ તું તમ્મર ખાઈને પડ્યો હતો; ને તેને અમુક મિનિટ થઈ', ત્યારે તેને ખબર પડે છે. અને તોય પણ એ વસ્તુ તે જો પોતાની યાદદાસ્તમાં ખોળવા જશે, તો ત્યાં નહિ જડે. એટલે, મૂર્છા એવો અનુભવ છે કે જેને વૃત્તિ વિષય નથી કરી શકતી; જાણે કે ચિત્તની ચાલુ ગાડી એકદમ (કોઈ ને કોઈ રોગ કે આવેગ યા આઘાત કે આંચકાને લઈને) તેના ચીલામાંથી ઊંચકાઈ જાય છે, ને તેથી ચાલુ પ્રક્રિયામાં તેનું સ્મરણ સરખું રહેતું નથી. તે કાળે કોઈ ચિત્તનું નવું જ પડ ઊખડી આવતું હશે, કે જેનો જગતના વ્યવહારના ચાલુ પડ જોડે વિચ્છેદ કે વિયોગ

છે; તે પડ ક્યાંક નીચે દટાયેલું હશે. મૂર્છા, લવરી, ગાંડપણ;- ઇ૦ આ જાતની મૂઢ ચિત્તભૂમિના આવિષ્કારો ગણાય. તે થાય તેની આપણને પોતાને ખબર નથી પડતી; પારકાના પ્રત્યય પરથી જ આપણે તે જાણી શકીએ છીએ. આથી આ બધાં ચિત્તની મૂઢ ભૂમિનાં વ્યંજનો વૃત્તિવિચારમાં નથી આવતાં. કેમ કે વૃત્તિ તો સ્વપ્રત્યય કે જાત-ભાન વગર સંભવી ન શકે. આ વ્યંજનો શરીર મનની રોગદશાનાં છે અને તેથી તેમને શરીરરોગ પેઠે ઠીક કરવાં જોઈએ છે.

અર્વાચીન યુરોપીય માનસશાસ્ત્રમાં ગાંડપણ ઇ૦ જેવાં મૂઢ રહેતાં ચિત્તનાં વ્યંજનોનો અભ્યાસ થવા લાગ્યો છે. તેમાં એક એવી પરિભાષા યોજીને આ બધું સમજાવાય છે કે, ચિત્ત કોઈ ને કોઈ કારણે ચાલુ પોતાના કામથી વિયુક્ત થઈ જાય છે — જગતના પ્રત્યક્ષ વ્યવહારથી વિખૂટું પડીને કામ કરે છે. એનાં કારણો પણ ચિત્તના કામનું સ્વાસ્થ્ય જાળવવામાંથી જ ઉદ્ભવે છે; પરંતુ શરીરનું સ્વાસ્થ્ય જાળવવા માટે જ જેમ રોગ થાય છે, એ ન્યાયે. અહીં આપણે એ કારણોમાં ન પડીએ. જણાવવાનું એટલું છે કે, ચિત્તની આ વિયુક્તતા મૂઢ ચિત્તભૂમિમાં આવે છે એમ સમજી લઈ શકાય. આપણા માનવ વ્યવહાર અને માનવ જીવનના સાફલ્યની દૃષ્ટિએ જે ચાલુ ચિત્તતંત્ર ચાલે છે તેમાં ભાન ન રહેવું અને લાકડા પેઠે પડી રહેવું કે લવરી કરવી કે ગાંડપણ દાખવવું, એ બધું આ મૂઢભૂમિ છે. મૂર્છા એમાં આવી જાય. એ કોઈ રીતે વૃત્તિવિચારમાં બેસી શકતી લાગતી નથી.

સ્વપ્નનું એમ નથી. તે સ્મૃતિ વાટે આપણા જ્ઞાનનો વિષય બની શકે છે. ઊંઘમાંથી ઊઠી આપણને યાદ આવી શકે છે કે, આજે ઘણાં સ્વપ્ન આવ્યાં, આવાં આવાં તે આવ્યાં. એ બધાં યાદ ન રહે એમ બને; પરંતુ સ્વપ્ન યાદ રહી શકે છે, રહે છે, એટલે કે તે સ્મૃતિ તરીકે ચિત્તમાં ઊઠી શકે છે. તેથી તેને વૃત્તિવિચારમાં સ્થાન છે. આપણા અગાધ સ્મૃતિ-સંચયમાંથી નિદ્રાવૃત્તિનો સંકર થવાથી (કે તે વૃત્તિની ભૂમિકામાં કહો તોય વાંધો નહિ.) જે જે વૃત્તિઓ જાગે છે તે સ્વપ્નસૃષ્ટિ બને છે. મૂર્છાકાળમાં મૂર્છાનું કોઈ નવું ચિત્ત કામ કરતું હશે કે કેમ, એ કેમ કહી શકાય? કેમ કે સ્મૃતિપટ પર તેનું ભાન જ નથી અંકાતું. પરંતુ સ્વપ્નકાળમાં તેનું પોતાનું ચિત્ત હોય છે, તે પોતાના વિશેષ દેશ કાળ અને પરિમાણમાં છતાં, લાગણીઓ અનુભવે છે; આ આપણ સૌને ખબર છે. એટલે કે, સ્વપ્નભૂમિનું ચિત્ત ચાલુ વ્યવહારથી વિયુક્ત દશા તો ભોગવે છે, પરંતુ જાગ્યે તેની ખબર પડે છે. આથી મૂર્છા પેઠે વિયુક્ત દશામા હોવા છતાં, સ્વપ્ન વૃત્તિક્ષેત્રની બહાર નથી. તે દશામાં દેશ કાળ — સ્થળ, ઘટના ઇ૦— વગેરેનો ગોટાળો કે વિપર્યય થઈ જાય છે, કે જે નિદ્રામાં નથી થતો. સ્મૃતિનો આ રીતે નિદ્રા દરમિયાન વિપર્યય સાથે સમાસ થઈ જવો, એ સ્વપ્નનું લક્ષણ લાગે છે. તે સ્મૃતિવૃત્તિનો એક પ્રકાર માની શકાય. અહીં આગળ ભેગાભેગી એ પણ જોતા જઈએ કે, પાંચે વૃત્તિઓનાં જુદાં જુદાં સંમિશ્રણો પણ (permutation-combination) સંભવી શકે છે. સ્વપ્ન એક આવું સંમિશ્રણ છે.

છેવટે મૂઢતા કે મૂર્છા અંગે એક વાત વધુ જોઈ લઈએ. વાયુથી કે એવાં શારીરિક કારણોથી તમ્મર આવી જાય એ જવા દઈએ, પરંતુ માનસિક કારણોએ પણ મૂઢતા આવી જાય. અને એમ પણ માનવાનું નથી કે, સદાકાળ રહે તે જ મૂઢ ચિત્તભૂમિ છે. અવારનવાર એ આપણા ચિત્ત ઉપર ચડી વાગી શકે. આનો અનુભવ પણ દરેકને હશે. એનો જ એક દાખલો 'જેકીલ અને હાઈડ'ની પેલી પ્રખ્યાત અંગ્રેજી વાતમાં ચીતર્યો છે. આપણે પુરુષાર્થની દૃષ્ટિએ વૃત્તિવિચાર કરીએ છીએ. તેવાને માટે ગીતાકારે આ મૂર્છા કે મૂઢતા વિષે શાશ્વત સાવચેતી આપી રાખી છે કે—

ध्यायतो विषयान् पुंसः संगस्तेषूपजायते ।
संगात् संजायते कामः कामात् क्रोधोऽभिजायते ।
क्रोधात् भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशात् बुद्धिनाशः बुद्धिनाशात् प्रणश्यति ॥

ગીતા અ૦ ૨ – ૬૨, ૬૩

આપણે ઉપર જોયું એ જ માનસ-પૃથક્કરણ ગીતાના આ શ્લોકોમાં છે: કામક્રોધાદિના આવેગથી મૂઢતા આવે છે. મોટરનું 'ગિયર' ફરી જાય એમ ચિત્તનું જાણે 'ગિયર' જ ફરી જાય છે. પરિણામ એ આવે છે કે, તે 'ગિયર' સ્મૃતિમાં કામ દેતું નથી; એ 'ગિયર'માં કામ કરતા ચિત્તનું લક્ષણ એ છે કે, તે મૂઢ દશામાં ચાલ્યું જાય છે; એટલે સ્મૃતિમાં તે અનુભવ સંઘરાતો નથી. અને આપણે અગાઉ જોયું કે, સ્મૃતિવૃત્તિનું કાર્ય એ જ મનુષ્યને પશુ ઇ૦થી અલગ પાડનાર ચીજ છે. બુદ્ધિનું કાર્ય સ્મૃતિ પર મુખ્યત્વે અવલંબે છે. એ ટળ્યે બુદ્ધિનો ભ્રંશ થાય છે, ને એમ માણસ છેવટે પડે છે. એટલે પુરુષાર્થી મનુષ્યે પોતાના ચિત્તની ભૂમિકાઓ વિષે પ્રયત્નપૂર્વક જાગ્રત રહેવું જોઈએ. ક્ષિપ્ત કે મૂઢ તે ન હોય. તે વિક્ષિપ્ત, એટલે કે સાવ ચંચળ નહિ, પણ ગીતાકાર (જુઓ અ૦ ૨–૪૧-૪) જેને અવ્યવસાયી બુદ્ધિ — અહીંથી તહીં ભટક્યા કરનારું રાજસ ચિત્ત કહે છે તે. આવી ચિત્તભૂમિકા પણ સુધારવી જોઈએ, ચિત્તે એકાગ્ર કે યુક્ત બનવું જોઈએ જ્યારે જે વિષયમાં જવાનું હોય તેમાં એકાગ્રતા થઈ શકવી જોઈએ. વિક્ષિપ્તતા, અયુક્તતા કે વ્યગ્રતા ન ચાલે. એકાગ્ર ચિત્ત જ કોઈ કાળે જઈને નિરુદ્ધ બની શકે. યોગનું અનુશાસન એ છે કે, આને માટે પ્રયત્ન કરવો જોઈએ.

સૂત્રકાર હવે પછી આ પ્રયત્ન કેમ કરવો તેના વિચાર તરફ વળે છે, તે આવતા અંકમાં.

૧૮-૧૦-'૪૫

મગનભાઈ દેસાઈ

# નવા અર્થમાં "સ્થાનિક સ્વરાજ્ય"

[એક હસ્તલિખિતના તંત્રી પરનો શ્રી. જુગતરામભાઈનો આ પત્ર સૌ વિદ્યાર્થીઓને પણ ઉપયોગનો હોઈ તે નીચે પ્રસિદ્ધ કર્યો છે. —મ.]

તમારો પત્ર ઘણા દિવસથી મારી પાસે સંઘરી રાખ્યો છે. તમારું માસિક મને યાદ છે. તેમાં તમારી અને તમારા મિત્રોની રાષ્ટ્રભક્તિ કેવી નીતરી રહી છે એ તરત જ મેં જોઈ લીધું. તેમાં દિવસે દિવસે વધારો થાઓ અને તમે ભાઈઓ પૂ. બાપુજીની આંતરડી ઠારનારા નીવડો એ જ મારી પ્રાર્થના છે.

ગાંધી જયન્તી પ્રસંગે એક જ વિચાર તમારા માસિક મારફત તમારી સૌની પાસે મૂકવા માગું છું.

. . . આપણને આપણી દેશભક્તિ માત્ર ગીતો ગાઈને, ભાષણો કરીને અને લેખો લખીને પ્રગટ કરીએ તેટલાથી સંતોષ ન થવો જોઈએ. સાચો દેશ એટલે દેશના લોકો—તેમની સેવાને રૂપે તે પ્રગટ થાય તો જ આપણને સંતોષ થવો જોઈએ. અને દેશના લોકો એટલે કોણ ?—જેઓ સુખી છે, ધનવાન છે, પોતાના છોકરાઓને હાઈસ્કૂલો અને કોલેજોના ખર્ચ કઢાવી ભણાવી શકે છે તેઓ ? તેઓ દેશવાસીઓ તો ખરા, પણ સાચા દેશથી દૂર રહેનારા છે. ખરા દેશવાસીઓ તે દેશના દીન, દલિત પીડિતો. તેમની કંઈક સેવા કરીને જ તમારી દેશભક્તિ પ્રગટ કરતાં શીખો.

આપણે ભણીએ છીએ, છાપાંની મોટી મોટી વાતો વાંચતા થઈએ છીએ, તેમ તેમ આપણી આંખ ઊંચે ઊંચે આકાશ તરફ જ રહે છે, અને પગ-તળિયાની ભોંય તરફ જોવાની આપણે દરકાર કરતા નથી. આપણને સ્વરાજ્યના વિચારો આવે છે, લેખો અને પુસ્તકો લખીને મોટા દેશનેતા બનવાનાં સ્વપ્નાં આવ્યાં કરે છે.

આ સારું લક્ષણ નથી. ખાસ કરીને તમારા જેવા નૌજવાન વિદ્યાર્થીઓ માટે તો નહિ જ. આપણે તો આપણી પોતાની નજીકમાં જે ઝીણાં ઝીણાં ગુલામીનાં અને કુરાજ્ય તથા અન્યાયનાં જાળાં જામેલાં છે, તે સાફ કરવાં, તેની સામે લડવા મંડી જવું જોઈએ.

આપણાં પોતાનાં ઘરોમાં બહેનોને અન્યાય થાય છે ? બાળકોને જરા જરામાં વઢવઢ કરવામાં આવે છે ? છોકરા છોકરી વચ્ચે ભાણાઅન્તર છે ? નોકરોનું આખો દિવસ અપમાન કરવામાં આવે છે ? તો આ બધાનો આપણે બહાદુરીથી પક્ષ લેવો જોઈએ, તેમના આગેવાન બનવું જોઈએ. દુઃખ ખમીને પણ તેમના સ્વરાજ્ય માટે લડત માંડવી જોઈએ. તેમ કરતાં મોટેરાં લડશે, મારશે, એવી બીક છોડવી જોઈએ.

આપણી શાળામાં મોટા છોકરાઓ નાનાઓને ત્રાસ આપે છે ? દુષ્ટ છોકરાઓ છોકરીઓ તરફ અસભ્યતાથી વર્તે છે ? ક્રોધી શિક્ષકો નિર્બળ વિદ્યાર્થીઓને દબાવે છે ? દંડ, પાટલી પર ઊભા રાખવા વગેરે સજાઓ કરે છે ? તો આપણે સદા આવા આવા પ્રસંગોએ નિશાળના રણક્ષેત્રમાં સ્વરાજ્યની લડત માંડવી જોઈએ. તેમ કરતાં આપણને શાળામાંથી કાઢી મૂકશે, પરીક્ષા ડુબશે, પ્રમાણપત્ર નહિ મળે, એવા એવા કાયરતાના વિચારો કદી ન કરવા જોઈએ.

આપણા ગામમાં હળપતિઓને રહેવા કાગડાના માળા જેવી ઝૂંપડીઓ છે ? તેમને તુંકારા અને અપમાનથી બોલાવવામાં આવે છે ? તેમની મજૂરીથી આપણે સૌ પોષાતા હોવા છતાં તેમને ફળમાં અતિ અલ્પ ભાગ જ મળે છે? એટલો અલ્પ કે તેઓ સારાં ઘરમાં રહી શકતાં નથી; પોતાનાં બાળકોને સારો ખોરાક કે સારી કેળવણી પણ આપી શકતાં નથી ? તો આપણે માથું મૂકીને તેમના સ્વરાજ્યની લડત ઉપાડવી જોઈએ, ભલે તેમ કરતાં આપણે ફિટકાર પામીએ.

આપણે જો શાહુકાર વર્ગના ફરજંદ હોઈએ તો આપણો રાનીપરજ આસામીઓ સાથેનો વ્યવહાર કેવો છે, તેની આપણને કશી પડી છે ? એ વિશ્વાસુ લોકોનો વિશ્વાસઘાત કરી શું આપણે તેમને મિલ્કત વિનાનાં કરી મૂક્યાં નથી ? તેમના ભોગે ધન સુખ મેળવ્યાં તેમાં શું આપણે મોટો અન્યાય અને જુલમ કર્યો નથી ? એમનો પક્ષ કરી એમનાં સ્વરાજ્યની લડત લેવાની આપણી છાતી ચાલશે ? કે આપણે આંખો મીંચી આ સ્વરાજ્ય-ઘાતક વર્તન ચાલું રાખીશું ? અને પછી દેશના સ્વરાજ્યનાં ગીતો અને લેખોમાત્રથી મન મનાવીશું ?

મધ્યસ્થ અને વિશાળ સ્વરાજ્યનાં કામ જેને આગળ ઉપર કરવાં છે તેમણે આવાં નાનાં નાનાં અને "સ્થાનિક સ્વરાજ્ય"નાં કામો કરતાં શીખવું જોઈએ, એવી મારી તમને સૌ વિદ્યાર્થીબંધુઓને આગ્રહભરી સૂચના છે. "સ્થાનિક સ્વરાજ્ય" એ વચન મેં પ્રચલિત અર્થથી જુદા અર્થમાં વાપર્યું છે. મારો અર્થ છે ઘરનું, પોતાની નજીકનું સ્વરાજ્ય. આપણા જિલ્લામાં હળપતિ અને રાનીપરજ એ બેને સ્વરાજ્ય-દાન કરવું, તેમના સ્વરાજ્ય માટે લડવું, એ જ સ્થાનિક સ્વરાજ્યના પ્રશ્નો છે. તેનાથી જે છટકે છે અને આઝાદી અને પૂર્ણસ્વરાજ્યનાં બણગાં ફૂંકે છે, તે હિંદ-સ્વરાજ્યની લડત કદી લડી શકવાનો નથી આશા છે કે, તમે ભાઈઓ આવી સ્થાનિક સ્વરાજ્યની લડતો તમારી નાની ઉંમરમાં લડી લડીને મોટા સ્વરાજ્યના પાકા લડવૈયાઓ તરીકે આજથી ઘડાશો.

સ્વરાજ્યની લડતમાં કેવો રસ રહેલો છે તે જ્યાં સુધી આવી સ્થાનિક સ્વરાજ્યની લડતોમાં તમે પરો

નહિ ત્યાં સુધી તમને કંઈ સમજાવાનું નથી. આ સળગતા પ્રશ્નોને જરાક સ્પર્શ તો કરી જુઓ; તરત મા લડશે, બાપ ધૂરકશે, નાતીલાઓ ગાળો ભાંડશે, અમલદારો મારવા ધારશે. સરકાર પણ તમને તેની કાળી યાદીમાં નોંધી લેશે અને જોતજોતામાં તમે દેશ-સેવકોની આગલી હરોળમાં પહોંચી રહેશો. પૂ. ગાંધીજી આ જ રીતે "સ્થાનિક સ્વરાજ્ય"ની લડતો લડતાં હિન્દુસ્તાનના — અરે દુનિયાના — સ્વરાજ્યના સેનાપતિ બન્યા છે. તેના પ્રસંગો ટાંકી આ પત્ર લાંબો કરવાની જરૂર નથી. એમની આત્મકથામાં તે પાને પાને નોંધાયા છે.

જુગતરામ દવે

# ગણપતિનું સ્વરૂપ

[શ્રી. રવિશંકર મહારાજે બોચાસણ વલ્લભ વિદ્યાલયના વિદ્યાર્થીઓ આગળ કરેલું પ્રવચન]

અમદાવાદમાં મહારાષ્ટ્રીઓ દર વર્ષે ગણેશચતુર્થીનો ઉત્સવ બહુ ધામધૂમથી ઊજવે છે. આપણે જેમ દિવાળીનો ઉત્સવ હોય છે અને બારશથી બીજ સુધી ઊજવીએ છીએ, તેમ ગણેશચતુર્થીના ઉત્સવની દસ દિવસની સપ્તાહ રાખવામાં આવે છે. થોડા વર્ષ પહેલાં ગણેશચતુર્થીનો ઉત્સવ બહુ મોટા પાયા ઉપર ઊજવાતો ન હતો. પરંતુ તિલક મહારાજે તે ઉત્સવને રાષ્ટ્રીય ઉત્સવ — આમ સમુદાયનો તહેવાર બનાવી દીધો ત્યારથી, એટલે લગભગ ચાલીસ વર્ષથી મહારાષ્ટ્રમાં તે રાષ્ટ્રીય તહેવારની જેમ મોટા પાયા પર ઊજવાય છે. આપણે તે દિવસે મહારાષ્ટ્રમાં કે મહારાષ્ટ્રીઓ વચ્ચે હોઈએ તો 'ગણપતિદાદા મોરિયા'નો રણકાર સતત સંભળાયા કરે.

હું આજે તમને એ ઉત્સવના માહાત્મ્ય સંબંધી કહેવાનો વિચાર કરતો નથી, પણ ગણપતિનું સ્વરૂપ કેવું છે અને તે એવું કેમ છે, તે સંબંધી કહેવા ઇચ્છું છું.

ગણપતિ મહાદેવના પુત્ર. મહાદેવ તો માયાપતિ કહેવાય છે. માયા એટલે આ જગત. આ જગતના પતિ તે મહાદેવ. તેમના બે પુત્રો: એક ગણપતિ અને બીજા કાર્તિકસ્વામી. ગણપતિમાં ગણનો અર્થ સમૂહ છે. સમૂહનો પતિ એટલે આમજનતાનો આગેવાન. કાર્તિકસ્વામી સેનાના આગેવાન થયા. મહાદેવે કામને ભસ્મ કર્યા પછી અસુરો સાથે લડવા માટે સેનાપતિની જરૂર પડી અને એ સેનાપતિ મહાદેવ જ આપી શકે એમ લાગ્યું. એટલે તેમણે સમાજ અર્થે કાર્તિકસ્વામી ઉત્પન્ન કર્યા. એ કાર્તિકસ્વામીએ અસુરોનો સંહાર કર્યો.

ગણપતિએ આમજનતાનું સંગઠનકાર્ય કર્યું તેથી તે ગણપતિ બન્યા. એટલે પ્રજાએ પૂજા માટે આમજનતાની સંગઠનશક્તિને મૂર્ત સ્વરૂપ આપ્યું અને તેની મૂર્તિ બનાવી. એ મૂર્તિ કેમ બેડોળ લાગે છે? તેમના કાન મોટા, પેટ મોટું, આંખ ઝીણી, નાક લાંબું (સૂંઢ જેટલું), અને મસ્તક નાનું! આવું બેડોળ સ્વરૂપ કેમ હશે? ખરી રીતે વિચારીએ તો આપણને સમજાશે કે એ બધા પાછળ ભાવના પડેલી છે. ખૂબ જ્ઞાનપૂર્વક એ અંગોની રચના કરેલી છે. સમાજનો આગેવાન કેવો હોવો જોઈએ, તે તે પરથી સમજાશે.

કાન મોટા અને પહોળા એટલા માટે છે કે બધાંનું સાંભળે. દરેકની વાત સાંભળે. કંટાળ્યા વિના સાંભળે. સમાજના આગેવાને બધાનું સાંભળવું જોઈએ.

આંખ ઝીણી એ સૂચવે છે કે બારીકાઈથી નિરીક્ષણ કરવું જોઈએ. દરેક વાતનો ઝીણવટથી વિચાર કરવો જોઈએ.

નાક મોટું એ સૂચવે છે કે લાંબેથી સૂંઘી લેવાની શક્તિવાળો છે. એટલે દૂર સુધીની તપાસ કરે, ઉપર ઉપરની તપાસ કરીને નિર્ણય ન કરે. દીર્ઘદૃષ્ટિથી વિચાર કરે.

માથું નાનું છે એનો અર્થ એ કે મનનું અભિમાન નથી. એ નિરભિમાન સ્વભાવનું સૂચક છે. પેટ મોટું છે તે ઉદારતાસૂચક છે. કોઈ ગમેથી કહે, કોઈ ખોટું કહે, એ બધુંયે ગળી જાય, અને શાન્ત રહે.

આપણો આગેવાન આવો હોવો જોઈએ. નહિ તો સમાજને કલ્યાણરૂપ ન બની શકે.

વળી તેમને બે સ્ત્રીઓ છે. શક્તિ અને બુદ્ધિ. આવા માણસની શક્તિ અને બુદ્ધિ હંમેશ સાથે હોય. બુદ્ધિ એટલે જ્ઞાન. અને એ જ્ઞાન પ્રમાણે અનુસરવાની શક્તિ. આ બન્ને સદૈવ સાથે હોય એટલે તે સમાજને દોરી શકે. માટે શક્તિ અને બુદ્ધિને સ્ત્રીઓ કલ્પી છે.

વળી તેનું વાહન કેવું તેનો વિચાર કરો. આવડા મોટા ગણપતિનું વાહન ઉંદર રાખ્યું. શાથી? ઉંદર ચાલે ત્યારે અવાજ ન થાય. સિંહ કે એવું મોટું વાહન હોય તો અવાજ કરે અને બધે જઈ શકે નહીં. ઉંદર તો નાનામાં નાની જગાએ પણ જાય. ઊંડે જાય અને ઉપર પણ બધે ફરે. એવી રીતે સમાજનો આગેવાન ઉપલા થરમાં પણ પહોંચી શકે એવો હોવો જોઈએ અને છેક નીચલા થરમાં — ગરીબમાં ગરીબ ઝૂંપડીમાં પણ પહોંચી શકે એવો હોવો જોઈએ. તે મહેલમાં પણ સમાય અને ઝૂંપડીમાંય સમાઈ શકે એવો હોય.

આવો આગેવાન તે ગણપતિ. અને આવા આગેવાનનું મૂર્તિસ્વરૂપ ઘડવું હોય તો મનુષ્યના ધડ ઉપર હાથીનું માથું ગોઠવી દેવું રહ્યું. આજના ગણપતિ ગાંધીજી કહેવાય.

રવિશંકર વ્યાસ

# અમારું પ્રદર્શન

(હરિજન કન્યા વિદ્યાલયમાં ગાંધી જયંતી નિમિત્તે યોજવામાં આવેલા પ્રદર્શન વિષે.)

૧૯૪૩ની દિવાળીની રજાઓ બાદ શિક્ષકગણે વિચાર કર્યો કે આપણે આપણા વિદ્યાલયના ચોથા વર્ષના ઉત્સવ ઉપર પ્રદર્શન ભરવું. પ્રદર્શનમાં શું કરવું તે અમારી આગળ પ્રશ્ન હતો. પ્રાથમિક શાળામાં શાનું પ્રદર્શન ભરવું? અમે વિચાર્યું કે, આપણું પ્રદર્શન એટલે શાળામાં રહીને વિદ્યાર્થીઓ કઈ રીતે ખીલી રહ્યા છે તે અને તે માટે બન્ને પક્ષે શું થયું છે તે બતાવવું. આપણું પ્રદર્શન એટલે આપણી-અને બાળકોની પ્રગતિનું દર્શન.

આવા વિચારો કરી અમે તેની શરૂઆત કરી. પણ એ વર્ષે અમને સંતોષ ન થયો. એ વખતે ઉપલા ધોરણોની બહેનોએ 'આદર્શ ઘર' બનાવેલું તે એ પ્રદર્શનનું વિશિષ્ટ અંગ હતું. શાળાના એક ઓરડામાં માટી અને વાંસનું બનાવેલું એ ઘર ઓછી જગ્યામાં પણ કેવી સુંદર રીતે રહી શકાય એનો નમૂનો હતો.

બીજે વર્ષે પ્રદર્શન યોજ્યું તેમાંય વિશેષ કંઈ નહોતું. આ વર્ષનું પ્રદર્શન અમને તેમ જ સૌ જોનારને સંતોષ આપી ગયું. આ વેળાના પ્રદર્શનની અમે ચાર વિભાગમાં ગોઠવણી કરી હતી. પહેલા વિભાગમાં અમારા ચિત્રશિક્ષક કે જેઓ શિલ્પી છે તેમની શિલ્પાકૃતિઓ ગોઠવી તેમ જ ઉપલાં ધોરણની બહેનોનાં ચિત્રો.

બીજા વિભાગમાં, પાંચ, છ, સાત ધોરણની બહેનોએ બનાવેલી રંગોળી હતી. આકર્ષક, સાદી તેમ જ ખર્ચ વગર આંગણામાં પણ પૂરી શકાય એવી એ રંગોળી હતી.

ત્રીજા વિભાગમાં, ગ્રામસ્થાન, સીવણ અને કાંતણ ઉદ્યોગને લગતું સાહિત્ય, નાગરિક જીવનની તાલીમ માટે વિદ્યાર્થિઓના પ્રયત્નોની નોંધો, આલેખો, તેમની ભાષાની પ્રગતિ જોઈ શકાય તેવી તેમની નોંધપોથીઓ વિજ્ઞાનના પ્રયોગો, માનવનાં રહેઠાણ તેમ જ ખોરાકનો વિકાસ દર્શાવતી છ છ ચિત્રોની બે સુંદર હારમાળા, બાળકોને ઉપયોગમાં આવતા હોય તેવા તેમણે જ બનાવેલા નકશાઓ, બાલમંદિરનો એક વિભાગ, તેમ જ બહેનોના સીવણ-ગૂંથણના તૈયાર નમૂનાઓ હતા.

ચોથા વિભાગમાં, બાળકોનાં જ ચિત્રો અને માટીકામ, અને શાળાની પાછળ હનુમાન શોભી રહ્યું છે તે 'સંસ્કાર કેન્દ્ર' આ વખતનું અમારું વિશિષ્ટ અંગ હતું. ઈંટો અને માટી તેમ જ છાણનો ઉપયોગ કરી બાળકોએ જ ખરા તાપમાં બેસી બનાવેલા એ કેન્દ્રની મધ્યમાં સરસ્વતીનું મંદિર, અને તેની આજુબાજુ પૂજારીનું ઘર, ગોશાળા, પાઠશાળા, ધર્મશાળા, તુળસીક્યારો, ચબૂતરો, કૂવો અને હવાડો તેમ જ બાગ આવેલાં છે. તે આખા વિભાગની વ્યવસ્થા, ગોઠવણ વગેરે ખૂબ જ આકર્ષક અને અનોખી ભાત પાડતાં હતાં. આ વસ્તુ એ હેતુથી ઊભી કરવામાં આવેલી કે, 'સ્વધર્મના રક્ષણ વિના રાષ્ટ્રીય સંસ્કૃતિનું ઉત્થાન અશક્ય છે,' એ બતાવવું.

આમ ટૂંકમાં, બાળકો અને શિક્ષકોએ ખૂબ પ્રેમપૂર્વક અને મહેનતથી ઊભું કરેલું એ અમારું પ્રદર્શન હતું.

આ પ્રદર્શન જોનારાઓ ઘણાં હતાં. પૂ. કાકાસાહેબ જેવા સમર્થ કેળવણીકાર અમારા ભાગ્યે અમને સાંપડ્યા. તેમણે ખૂબ સમય આપીને જોયું, સૂચનો કર્યાં અને કહ્યું કે, હું તમારી ખુશામત કરું એવો નથી, મારો એ સ્વભાવ પણ નથી. પણ આ પ્રદર્શન જોઈ મને ખૂબ જ સંતોષ થયો છે. આ બાળાઓ આટલું કરી શકે છે તો હું એવી અભિલાષા સેવું તો અસ્થાને નહિ બને કે આમાંથી કોઈ સમર્થ શિક્ષિકા બને. તેમણે જણાવ્યું કે, સવર્ણોને અહીં પ્રતિબંધ નથી તેથી જો તેઓ આવી સંસ્થાનો લાભ મેળવે તો તેમનું મહાભાગ્ય સમજવું.

શ્રી. મામાસાહેબ ફડકે ખૂબ ઉતાવળમાં હતા છતાં રોકાઈને તેમણે એ જોયું ને કહ્યું, આપણા બધાં આશ્રમોને અહેવાલ મોકલો ને બતાવો કે આપણી હરિજન બહેનો આપણે નહિ માનીએ તેટલું કરી રહી છે.

ડૉ. હરિપ્રસાદ દેસાઈને આવું કામ જોઈ ખૂબ હર્ષ થતો હતો. પણ રખેને તે માધ્યમિક શાળાના સવર્ણ વિદ્યાર્થીઓનો જ વિચાર ન કર્યા કરે તે માટે અમારે કહેવું પડતું કે પ્રાથમિક શાળાનાં હરિજન બાળકોનું કામ છે.

પ્રદર્શન બંધ કરવાના દિવસે ગુજરાતના કલાકાર શ્રી. રવિશંકર રાવળ આવ્યા અને અમારું પ્રદર્શન જોયું. તેમણે કહ્યું કે જો ન આવ્યો હોત તો મારે પસ્તાવું પડત. નાના બાળકોનું શિલ્પકામ અને ચિત્રકામ જોઈ કહ્યું કે, મને દસ આંગળીના ટેરવાથી થતું આ કામ જોઈ એમ થાય છે કે આપણા શિક્ષણમાં આ આંગળીઓનો ઉપયોગ નથી થતો, તેથી આપણી પ્રજાને સાચી કેળવણીનું દર્શન નથી થતું. 'સંસ્કાર-કેન્દ્ર' જોઈ તેમણે કહ્યું, "આ શાળામાં અપાતી કેળવણી ઊંચામાં ઊંચી હદની અપાતી કેળવણી સમાન છે. જો આ 'સંસ્કારકેન્દ્ર' બીજે ક્યાંય હોત તો તેના અનેક ચિત્રો લઈ, ફોટાઓ સાથે આ પ્રયોગ પ્રજા આગળ રજૂ થાત."

અંતમાં, એટલું જ કહેવાનું કે, હિંદમાં પછાત, દલિત ગણાતી કોમની બહેનોનું (અને તે પણ પ્રાથમિક શાળાના જ અભ્યાસ દરમિયાન) આ પ્રદર્શન છે, એ જરુરી વિચાર કરતા લાગે છે કે, વિકસવાને પૂર્ણ અવકાશ મળે તો તેઓ પણ કેવાં ખીલી ઊઠે છે.

હરિજન કન્યા વિદ્યાલય, સાબરમતી — લાભશંકર વ્યાસ

# ચાંદનીરાત

માણસ ખૂબ દૂર સુધી જોઈ ન શકે એટલા માટે ઈશ્વરે ચાંદનીરાત પેદા કરી છે. અંધારી રાતે આપણે આકાશમાંના અસંખ્ય તારાઓ, એટલે કે અસંખ્ય વિશ્વો, જોઈ શકીએ છીએ. વનજંગલમાં ચાલતા હોઈએ ત્યારે જો આપણે નીચે બેસીએ અને આપણી નજર સામે આકાશનો પડદો લાવીએ, તો આપણાથી બહુ દૂર અંતરે કોઈ જતું હોય તોપણ તેનું કાળું છાયાચિત્ર આકાશના પડદા પર ઊઠી આવીને દેખાય છે. ચોરો અને તેમને પકડી પાડનારા ગામના ચોકીદારો આ યુક્તિનો જ ઉપયોગ કરે છે, તેથી ઘણી વાર અઠંગ ચોરને અંધારામાં દોડવું જોખમકારક લાગે છે અને તેને સૂઈ રહેવું પડે છે.

પણ ચાંદનીરાત હોય છે ત્યારે ચોર સારી પેઠે ફાવી જાય છે. ચાંદનીરાતે એક દિશામાં થોડુંક દોડવું, અને નજર બહાર ગયા કે તરત દિશા બદલીને પોબારા ગણવા. આ યુક્તિ અજમાવાય તો પકડનારનું કશું ચાલતું નથી.

સૂર્યપ્રકાશને જો સત્ય કહીએ તો ચાંદનીને કાવ્ય કહેવું જોઈએ. પુરસ્કાર (આગળ કરવું) અને તિરસ્કાર (ઢાંકવું અથવા સંતાડવું) એ કલાનો આત્મા છે. કેટલીક ઇષ્ટ વસ્તુઓને નજર સામે લાવવી અને જે વસ્તુઓની જરૂર નથી એનીને નજર બહાર કરવી, એમાં જ કળાની ખૂબી છે. કળાધર ચંદ્રને આ ખૂબી બહુ સારી રીતે આવડી ગઈ છે. 'આકાશમાં તારા કેટલા', એમ જો આપણે અમાસને પૂછીએ તો તરત કોઈ કૅમેરાની માફક તે આકાશનો સાચો ફોટો જ આપણી આગળ પાથરી દેશે. ચાંદનીનું તેવું નથી. ચાંદનીની કલા જેમ જેમ વધે છે તેમ તેમ ખાસ ચુનંદા તારા જ તે આપણી આગળ ધરે છે.

પગપાળા પ્રવાસ કરતાં ચાંદનીનો એક ખાસ લાભ મારા જોવામાં આવ્યો. સવારે કે સાંજે રસ્તે ચાલતા હોઈએ તે વખતે પગ નીચેની ધૂળ ઉપર ઊડે છે અને તેથી રસ્તાની શોભા મારી જાય છે; એ જ રસ્તા પર ચાંદનીમા ચાલતાં સુંવાળી ધૂળને પગ વતી ખૂંદવાની મજા પડે છે. રાતને વખતે ધૂળ આમેય ભેજવાળી હોય છે, તેથી ઝાઝી ઊડતી નથી અને ઊડે તોયે ચાંદરણામાં તે દેખાતી નથી. ક્યારેક ક્યારેક ધૂળના ઊડવાથી ચાંદરણું વધારે શોભી ઊઠે છે. કપૂર કે બરફના કકડાનો ભૂકો થતાં તેનું પારદર્શકપણું જેમ જતું રહે છે અને તે દૂધ જેવો સફેદ રંગ ધારણ કરે છે, તે જ પ્રમાણે ચાંદનીમાં ધૂળ ઊડે છે ત્યારે તેની પારદર્શકતા ઓછી થાય છે, અને તે તદ્દન કર્પૂરગૌર થાય છે!

ગરીબને ત્યાં ભાતભાતના વેલબુટ્ટાના ભરતકામવાળા ગાલીચા ક્યાંથી હોય? પણ ચાંદનીરાતે ગરીબ તવંગરનો ભેદ કર્યા વિના કુદરત ઝાડોની નીચે એના ગાલીચા પાથરી દે છે; અને ઝાડનાં પાંદડાં જ્યારે હાલવા માંડે છે ત્યારે જમીન પર પથરાયેલા ગાલીચા જીવતા થઈને વધારે જ શોભી નીકળે છે.

ચાંદનીરાતે બગીચામાં કે ઉપવનમાં પલાંઠી વાળીને વાર્તાલાપ કરનારા લોકોની મને હંમેશ દયા આવ્યા કરી છે. લોટ જેવું સફેદ ચાંદરણું પડ્યું હોય ત્યારે જેમના પગમાં ગતિનો સંચાર થતો નથી તેઓ ચોક્કસ કોઈ આધિ કે વ્યાધિથી ગ્રસ્ત થયેલા હોવા જોઈએ.

પાપ જેમ આપણને થોડુંક આગળ જવાને લલચાવે છે, અને એમ કરતાં કરતાં ધીમે ધીમે દૂર સુધી લઈ જાય છે, તેવી જ રીતે ચાંદનીના આમંત્રણનું હોય છે.

કવિઓને મોહક લાગનારી કોઈ કલ્પના તેઓ આખા સમાજમાં કયા અધિકારની રૂએ ફેલાવી શકે? કવિ એટલે તરંગી માણસ; એમાંય વળી દરેકનો માર્ગ જુદો; એવા ગાંડાઓને નાદે કોણ જાય? તેથી આપણા આર્ય કવિઓએ ધર્મનો આશરો લીધો અને ધર્માનુભવ ને ધર્મશ્રદ્ધાના તાણા પર પોતાની કલ્પનાઓનું કાપડ પોતાની મરજી મુજબ વણી લીધું. એક કવિએ કહ્યું કે, વરસાદની આખરે ચાતુર્માસ્ય પૂરું થયું એમ જોઈને દેવો ઊઠ્યા, એકબીજાને જોઈને પ્રસન્ન થયા અને તેમણે આકાશમાં દિવ્ય સંગીત શરૂ કર્યું". દેવોને થયેલો આ આનંદ માણસો પણ માણે છે કે નહિ તે જોવા માટે પૂર્ણિમાનું સુમુહૂર્ત જોઈને આકાશલક્ષ્મી પૃથ્વી પર અવતરી અને ઘેર ઘેર ફરીને, કોણ જાગે છે, કોણ જાગે છે, એમ પૂછીને તપાસ કરવા લાગી. એ 'को जागर्ति'ની તપાસ પરથી જ તે કોજાગરી (માણેકઠારી) પૂનમ થઈ.

એક રસિક સંસ્કૃત કવિએ તો ચાંદરણાનું વર્ણન કરતાં કમાલ કરી દીધી છે. બિલાડીનાં ગાલમૂછ પર ચાંદનીનો પ્રકાશ પડતાં એ દૂધ જ છે એમ માની બિલાડીએ તેને ફરી ફરી ચાટવાનો સપાટો ચલાવ્યો!

कपोले मार्जारः पय इति करान् लेढि शशिनः ।

કોજાગરી પૂનમને દિવસે આકાશ ધોવાઈ લૂંછાઈને સાફ થયેલું હોય છે. ચંદ્ર વિશેષ પ્રસન્ન હોય છે અને ગાંડા મનને વધારે ગાંડું બનાવી દે છે. ચાંદનીરાત એટલે કાવ્યમય ગાંડપણનો જ ઉત્સવ! ડાહ્યા માણસોએ પસંદ કરેલું ગાંડપણ!! ગાંડપણનો મુશળધાર વરસાદ!!!

(મરાઠી 'વનશોભા'માંથી કાકાસાહેબ કાલેલકર
અનુવાદિત)

# શાળામાં ઇતર પ્રવૃત્તિ અંગે એક સાવચેતી

એટલું તો અત્યારે રસ્તે જનાર સામાન્ય માણસ પણ કબૂલ કરે છે કે — શાળામાં વિદ્યાર્થી કે વિદ્યાર્થિનીઓ માત્ર પુસ્તકો જ વાંચી જાય તેથી શિક્ષણ પૂરું થઈ જતું નથી; નક્કી થયેલા અભ્યાસ ઉપરાંત તેઓને માટે બીજી પ્રવૃત્તિઓ પણ રાખવી જોઈએ. એટલું જ નહિ પણ ઘણી વાર પુસ્તકિયા જ્ઞાન કરતાં એ બીજી પ્રવૃત્તિ દ્વારા મળી રહેલું જ્ઞાન જીવનમાં વધારે ઉપયોગી થઈ પડે તેવું હોય છે. તાત્પર્ય કે ઇતર પ્રવૃત્તિનું મહત્ત્વ હવે કેળવાયેલા વર્ગ ઉપરાંત સામાન્ય જનતાના ખ્યાલ પર પણ આવી વસ્યું છે.

ઇતર પ્રવૃત્તિઓનું આવું મહત્ત્વ સ્વીકાર્યા પછી હવે આપણે આવી વિવિધ પ્રવૃત્તિઓ પર થોડી ઊડતી નજર કરી લઈશું. માત્ર નક્કી કરેલા અભ્યાસ પ્રમાણે શિક્ષણ આપી તેમને તૈયાર કરવા ઉપરાંત, શાળાઓમાં, સ્થાનિક અને બહારના પ્રવાસો, જુદા જુદા નિમિત્તે મેળાવડા અને તેમાં પ્રસંગોચિત કાર્યક્રમો, કાયમી વિદ્યાર્થી બાલ-સભાઓ, હસ્તલિખિત માસિકો, જયંતીઉત્સવો, પાઠમાં આવતા સંવાદપાઠોના પ્રત્યક્ષ રૂપમાં કરી બતાવાતા પ્રયોગો, સંગ્રહસ્થાન, સફાઈદિન, સમૂહભોજન — આવા બધા કાર્યક્રમોને શાળાની ઇતર પ્રવૃત્તિમાં ગણાવી શકાય. ચતુર શિક્ષક તદ્દન સામાન્ય નિમિત્તમાંથી પણ મહત્ત્વની પ્રવૃત્તિ રચી કાઢે છે. આવી બધી રસમય પ્રવૃત્તિ પાછળ બાળકગણ કેટલા ઉત્સાહપૂર્વક દોરવાય છે એ તો જેઓ તે કાર્યમાં જોડાયા હોય છે કે જેમણે તે કાર્ય કરી જોયું છે તેમને જ ખ્યાલમાં આવે તેવું છે. ઘણી વાર તો અભ્યાસક્રમ, ભણવાના વિષયો એ એટલા બધા ગૌણ બની જાય છે અને આવી પ્રવૃત્તિઓ એવું મહત્ત્વ લઈ જાય છે કે અભ્યાસ અને પરીક્ષાપ્રશ્નોનું સ્મરણપટ ઉપર સ્થાન પણ રહેતું નથી. એટલે આવી ઇતર પ્રવૃત્તિઓ મહત્ત્વની તો ખૂબ છે, પણ તેની તરફ કામ કરનારે — જવાબદારીભર્યા માણસે થોડીક વિવેકદૃષ્ટિ રાખવાની પણ જરૂર છે, એ કડવું સત્ય અમારે રજૂ કરવું પડશે. ખાસ કરીને તો, આવી પ્રવૃત્તિ એ બાળકોના જ વિકાસ અને હિત માટે છે, એ મૂળભૂત વસ્તુ કાર્યકરો જ ભૂલી જાય છે. અરે એટલું જ નહિ પણ અતિશોચનીય બીના તો એ છે કે, કેટલીયે વાર આવી ઘણી પ્રવૃત્તિ બાળકો પાસે પોતાના કોઈ વિશિષ્ટ હેતુની સિદ્ધિ ખાતર જ કરાવાતી હોય છે! અને જો એવું હોય તો તો એ બધી સ્થિતિ કરુણ જ ગણવી જોઈએ ને?

કોઈ સારો શિક્ષક બાળકો પાસે જુદી જુદી પ્રવૃત્તિ કરાવીને પોતે આગળ પડવાની વાંચ્છા રાખે એ કાંઈ ખરાબ નથી. અથવા તેમાંથી તેની કદર થાય તે પણ ખરાબ નથી. પણ એ જ હેતુ દૃષ્ટિમાં હોય અને બાળકના વિકાસની ભાવના તેની દૃષ્ટિમાં મુખ્યત્વે કરીને ન હોય ત્યારે એની સમગ્ર પ્રવૃત્તિ માત્ર 'અનાત્મ દેહી' જેવી થઈ રહે છે.'

હા, એ જરૂર ખરું છે કે — આવી પ્રવૃત્તિમાં થાય તે બીજાઓને, મોટા માણસોને, કેળવણીમાં રસ લેતી વ્યક્તિઓને, બાળકોનાં માબાપોને, વગેરેને ખૂબ છૂટથી બતાવાય, એ તો સારું છે એટલું જ નહિ પણ જરૂરનુંયે હોય. परंतु ए प्रवृत्तिनुं मूळ उद्‌भवकारण 'बाळ-विकास' होवुं जोईए; मात्र प्रदर्शन के अन्य कोईनी खुशामद नहि.

શાળા ખાનગી હોય કે સરકારી દરબારી હોય ત્યારે ઘણીવાર તો શાળાની મહત્તા વધવા ખાતર, અને તે દ્વારા (ખાનગી હોય તો) તેને થોડી આર્થિક સગવડ મળવા ખાતર, અથવા પોતાની સ્વયંપ્રસિદ્ધિ ખાતર કેટલાયે અમલદારો કે શેઠિયાઓ આગળ જ્યારે બાળકોની પ્રવૃત્તિનું પ્રદર્શન કરવામાં આવે છે ત્યારે તો આવી પ્રવૃત્તિઓ જરૂર મર્યાદા માગી લે છે! એટલું જ નહિ પણ એ દિશામાં થતું બધું કાર્ય મૂળ હેતુને વણસાડે છે.

ભાવનગર

અંબાશંકર ન. પંડ્યા

# વ્યાકરણચર્ચા

## ઓ-કારાન્ત પુંલિંગ શબ્દો

આ વિષે સપ્ટેંબરના અંકમાં શ્રી દુષ્યંતરાય પંડ્યાની ચર્ચા જોઈ. મને સમજવામાં એમની થોડી ભૂલ થતી લાગે છે. 'બીજી વિભક્તિઓના પ્રત્યયો જેને લગાડીએ છીએ તેને જ આપણે શબ્દની પ્રકૃતિ ગણવી જોઈએ' — એમ મેં સૂચવ્યું નથી. પણ 'સામાન્ય રીતે તેના સંબોધનના एकवचन પરથી ઠરાવી શકાય ખરી' — એમ સૂચવ્યું છે.

પ્રાકૃત ભાષાઓનો અને જૂની ગુજરાતીનો પરિચય ન હોવાથી હું વ્યુત્પત્તિમાં ડહાપણ ડહોળવાની હિંમત કરી શકતો નથી. પણ આ ખાસ શબ્દ 'ઘોડા'ની બાબતમાં નમ્રતાપૂર્વક કહું કે, घोटक–घोडअ–ઘોડો એવી જે વંશાવળી ગોઠવવામાં આવે છે, તે કાલ્પનિક હોય એમ મારા મનમાં વહેમ છે ખરો. આમ બધા જ તદ્ભવ ઓ-કારાન્ત શબ્દો વિષે કહી શકાય એમ છે? અને, તો પછી એ જ શબ્દ મરાઠી-હિંદીમાં આ-કારાન્ત કેમ બની ગયો? મને ભાસે છે કે વિસર્ગના ઉચ્ચારણના જે નિયમે આપણે રામનું રામો, પથ્થરનું પથરો, કંકરનું કાંકરો, લાભનું લહાવો કરીએ છીએ, અને મરાઠીમાં તેવા જ શબ્દો આ-કારાન્ત થાય છે, તે જ નિયમે ઘોટનું ઘોડો થયું છે. આ નિયમ વિષે આગળ ઉપર ક્યારેક લખીશ. સેવાગ્રામ, ૧૯–૧૦–'૪૫

કિ. ઘ. મ.

# ઘોડો અને ગોવાળિયા

કારતક મહિનામાં રાત્રે દસ વાગ્યાના સુમારે, આકાશ તરફ નજર કરીશું તો બરાબર માથા ઉપર, મધ્યાકાશમાં ચાર તારાઓનો એક મોટો ચોરસ બનેલો જણાશે. એ ચોરસને ભાદ્રપદાનો ચોરસ કહેવામાં આવે છે. એનું વૈજ્ઞાનિક નામ ખગાશ્વ છે. આપણે એને ઊડણ ઘોડો યા ઊડણ ખાટલી કહીએ તોપણ ચાલે.

પશ્ચિમના લોકો આ ચોરસને પેગેસસનો ઘોડો કહે છે. તે અંગે આવી એક તેમની પુરાણ કથા છે. ઘણા જૂના સમયમાં ગ્રીસ દેશમાં પર્શિયસ નામે એક વીર પુરુષ રહેતો હતો. આ વીર પુરુષે મેડૂસા નામની એક મહા ભયંકર રાક્ષસીનો વધ કર્યો હતો. આ રાક્ષસીના લોહી-માંથી દૈવી ઇચ્છાથી એક અશ્વ ઉત્પન્ન થયો હતો. તે જ પેગેસસનો ઘોડો. મીનર્વા (સરસ્વતી) ને આ ઘોડો બહુ પસંદ પડ્યો, એટલે એણે એને પોતાનું વાહન બનાવ્યો. કેટલોક કાળ વીત્યા પછી બેલેરોફેન નામના એક વીર પુરુષને ચિમેરા દૈત્યનો વધ કરવા પવનવેગી ઘોડાની જરૂર પડી. એણે મીનર્વાની સ્તુતિ કરી. દેવીએ ખુશ થઈ, દૈત્યનો વધ કરવાના સમય પૂરતો પેલો ઘોડો આપ્યો. બેલેરોફેને ઘોડાની મદદથી દૈત્યનો સંહાર કર્યો. પણ સંહાર કર્યા બાદ એને આ ઊડણ ઘોડા ઉપર બેસી દેવોની જેમ સ્વર્ગે વિહરવાનું મન થયું, ને દેવીને પાછો સોંપવાને બદલે તેણે ઘોડાને સ્વર્ગને માર્ગે લીધો! જ્યુપિટર દેવથી આ અવજ્ઞા સહન ન થઈ. એમણે બેલેરોફેનને ઘોડા ઉપરથી નીચે પૃથ્વી પર પછાડ્યો અને વચનભંગ થવા માટે જીવન-અંધ રહેવાનો શાપ આપ્યો. અને ઘોડાનો કોઈ દુરુપયોગ ન કરે એટલા માટે એને હંમેશ માટે આકાશમાં સ્થાન આપી દીધું. આપણે પણ તેને ખગાશ્વ જ કહીએ છે.

ભાદ્રપદાના ચોરસમાં બે બે તારાની બે જોડ છે. પૂર્વ તરફના બે તારાઓને उत्तरा भाद्रपदा નક્ષત્ર અને પશ્ચિમ તરફના બે તારાઓને પૂર્વા ભાદ્રપદા નક્ષત્ર કહેવામાં આવે છે. પૂ૦ ભા૦ ના બંને તારા સરખા તેજસ્વી છે, પણ ઉ૦ ભા૦માં એક તારો બીજા તારા કરતાં વિશેષ ચળકતો છે. આ ચળકતો તારો ખગાશ્વ મંડળનો સભ્ય નથી. ઊડણ ઘોડાના ચાર પગ દર્શાવવા પૂરતો જ એને ખગાશ્વ મંડળના તારા ભેગો ગણવામાં આવે છે. ખરી રીતે તો એ દેવયાની મંડળનો તારો છે. દેવયાની મંડળમાં મુખ્ય ત્રણ તારા છે. એ બધા એકસરખા તેજસ્વી અને એક-બીજાથી સરખે અંતરે આવેલા છે. દેવયાની મંડળના ત્રણ તારા પૈકીનો છેલ્લો તારો ઈશાન ખૂણામાં આકાશ-ગંગાને કાંઠે આવેલો છે.



હવે જરા પૂર્વ તરફની દૃષ્ટિ કરશો તો પૂર્વાકાશના મધ્ય ભાગે, ક્ષિતિજથી ઠીક ઠીક ઊંચે આવેલું, લીલી દ્રાક્ષના મોટા લૂમખા જેવું એક તારક-મંડળ જણાશે. આપણા લોકો આ તારકમંડળને ગોવાળિયાનું ટોળું કહે છે, જંગલમાં ગાયો ભેંસો ચારવા જનાર ગોવાળ ઝાડના છાંયામાં ટોળે વળીને બેસે છે એ જોઈને તો આ નામ નહિ પડ્યું હોય? આ તારકમંડળનું વૈજ્ઞાનિક નામ कृत्तिका છે. કૃત્તિકામાં તેજ આંખવાળાને જ નજરે પડે એવા પાસે પાસે આવેલા છ તારા જણાશે. પુરાણોની કથાનુસાર આ છ કૃત્તિકાઓ છે. એમણે દેવોના સેનાપતિ, શિવપુત્ર કાર્તિકેયને ધવરાવીને ઉછેર્યા હતા. કાર્તિકેયનું બીજું નામ ષડાનન (છ મુખવાળા) છે તે પણ આ જ વસ્તુ સૂચવે છે.

નબળી આંખવાળાને કૃત્તિકાના બધા તારા સ્પષ્ટ થતા નથી. એ બધા એકબીજા સાથે ગૂંચવાઈ જઈ ઝૂમખું બનેલા જણાય છે. ઉત્તર હિંદની જનતા કૃત્તિકા નક્ષત્રને 'गिचपिचिया' ના નામથી ઓળખે છે. 'ગિચપિચ'નો અર્થ છે અસ્પષ્ટ. કૃત્તિકાનું ગુચપુચિયું રૂપ જોઈને જ આવું નામ પડ્યું લાગે છે. પણ અસ્પષ્ટ લાગતા આ નક્ષત્રને એકનાળી કે બેનાળી દૂરબીન વડે જોવામાં આવે તો એના બધા તારા સ્પષ્ટ દેખાશે એટલું જ નહિ, પણ એ બધા તારાઓને સાંકળી રાખી, ગૂંચવાયેલું રૂપ આપનારી સફેદ ભૂમિકા જેવું પણ જણાશે. તારાઓમાં ફેલાઈ રહેલી આ સફેદ ભૂમિકા પ્રકાશની એક વાદળી જેવી છે; તેને निहारिका કહેવામાં આવે છે. સાથે આપેલું કૃત્તિકાનું ચિત્ર જોતાં એના બધા તારા ઉપરાંત એ બધા તારાઓમાં વ્યાપી રહેલી કૃત્તિકા નિહારિકા પણ જોવામાં આવશે.

નરી આંખે જોતાં, સામાન્ય દૃષ્ટિવાળા માણસને ભાદ્રપદાના ચોરસમાં ભાગ્યે જ પંદર વીસ તારા જણાશે,

પણ તેજસ્વી આંખવાળાની દૃષ્ટિપરીક્ષા કરતાં માલૂમ પડ્યું છે કે શૂન્ય જેવા લાગતા એ ચોરસમાં સો જેટલા તારા ગણી શકાયા છે. જ્યાં આંખ થાકે છે ત્યાં દૂરબીન કામમાં આવે છે. ભાદ્રપદાના વિસ્તાર તરફ દૂરબીનથી જોતાં જણાયું છે કે ત્યાંથી ઘણે દૂર સુધી—અનંતના સીમાડા સુધી—દૃષ્ટિ— કરી શકાય છે. દુનિયાના મોટામાં મોટા દૂરબીનથી જોતાં, ભાદ્રપદાના એ વિસ્તારમાં, પોતામાંથી કરોડો તારાઓ નિપજાવી શકે એવી દોઢસો જેટલી નિહારિકાઓ દેખાઈ છે. એ બધી નિહારિકાઓ અવકાશના અતળ ઊંડાણમાં એકબીજાથી દૂર દૂર ઘૂમી રહી છે. કલ્પના પણ થીજી જાય એવી આ વાત છે ને! અને છતાંય અછતી રહીને છતી થતી અને દૃષ્ટિને થકવી નાખતી અનંત શૂન્યની આ અશૂન્યતાનું દર્શન ખરેખર અદ્ભુત છે!

છોટુભાઈ સુથાર

# મલેરિયાનાશની યોજના થશે?

શરદ ઋતુ આવે છે કે વરસોવરસ ગામેગામ અને ઘેરઘેર લોકો તાવમાં પટકાય છે. ખરી મોસમ વખતે ખેડૂતોના દહાડા ભાગે છે અને સોનાનું કામ કથળે છે. કહેવાય છે કે, સમશીતોષ્ણ અને ગરમ મુલકોમાં બધે મલેરિયા હોય છે; પણ હિંદમાં તો આડો આંક વળ્યો છે. હિંદમાં દર વરસે દસ કરોડ જેટલા કેસો આ તાવના થાય છે અને આશરે ૧૦થી ૧૫ લાખ જેટલા લોકો એ બીમારીમાં જીવ ખુએ છે, એવો અંદાજ છે. બીજા એટલા જ લોકો એને કારણે બીજા રોગોના ભોગ થઈને આડકતરી રીતે મરે છે તે જુદા. પ્લેગ, કૉલેરા જેવા રોગો કોઈ વખતે થઈ આવે છે અને થોડા લાખ માણસો તેના ભોગ બને છે; ત્યારે આ મલેરિયાનું રોગચક્ર ચાલ્યા જ કરે છે અને દર વરસે લાખો માણસો તેનાથી મરે છે. કેસોના પ્રમાણમાં મરણપ્રમાણ ઓછું હોય છે એટલે લોકો તેનાથી ગભરાતા નથી અને બેદરકાર રહે છે, પણ ખરી રીતે પ્લેગ કૉલેરા કરતાં આ રોગથી પ્રજાને નુકસાન વધારે થાય છે. ભાગ્યે જ કોઈ એવો માણસ હશે, જેને કોઈ વખત આ તાવ ન આવ્યો હોય. દવાખાનામા નોંધાતા કેસો તો પ્રમાણમાં ઘણા ઓછા હોય છે. એક બે વખત તાવ આવે ને કોઈ જાણે પણ નહિ એવા તો લાખો કેસો હશે. એટલે હિંદમાં ગણાય છે તે કરતાં પણ ઘણા વધારે કેસો આ તાવના થાય છે. તેનાથી, બીજા મહારોગોની પેઠે, કેસોની સંખ્યાના પ્રમાણમાં ઘણા માણસો મરતા નથી, પણ નુકસાન તો ઘણું જ થાય છે. દવા, દાક્તરનું ખર્ચ થાય તે ઉપરાંત કામમાં વિક્ષેપ પડે તે વધારામાં. એ રીતે હિંદમાં કેટલું નુકસાન થાય છે તેની ગણતરી આ પ્રમાણે છે:—

| | કરોડ રૂ. |
|---|---|
| કામના દિવસ બગડે તેની ખોટ | ૩૩ |
| તાવ પછી કામ ઓછું થાય ,, | ૨૯ |

આવું ભારે નુકસાન દર વરસે પ્રજાને વેઠવું પડે છે, છતાં તેનો ઇલાજ નથી થતો એ દુઃખની વાત છે. પણ એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. કારણ, જે દેશમાં છતા ધાને લાખો લોકો ભૂખે મરે તે દેશમાં રોગથી મરનારની પરવા કોણ કરે? પણ સ્વતંત્ર અને જાગ્રત દેશોમાં એવું નથી બનતું. કેટલાક દેશોમાં વિચારપૂર્વક યોજનાઓ કરીને લોકોને આ વ્યાધિમાંથી મુક્ત કરવામાં આવ્યા છે અથવા તો તેનું પ્રમાણ ઘણું જ ઘટાડી નાખવામાં આવ્યું છે. અમેરિકામાં માથા દીઠ શરૂઆતમાં ત્રણેક રૂપિયા અને પાછળથી વરસે બાર આના જેટલું ખરચ કરીને તે રોગને હઠાવવામાં આવ્યો છે, અને ૧૯૦૦ની સાલમાં દર એક લાખની વસ્તીએ મલેરિયાથી મરણપ્રમાણ ૭૯ હતું તે ૧૯૪૦માં ઘટીને ૧.૧ થયું હતું. ત્યારે હિંદમાં શી સ્થિતિ છે?:—

| | મલેરિયાથી મરણો |
|---|---|
| હિંદમાં દર એક લાખની વસ્તીએ | ૨૫૦ થી ૩૦૦ |
| બંગાળામાં ,, ,, ,, | ૫૦૦ થી ૬૦૦ |

આમ શા માટે હોવું જોઈએ? પદ્ધતિસર ઉપાયો કરવાથી મલેરિયાને નાબૂદ કરી શકાય છે એમ હવે સિદ્ધ થઈ ચૂક્યું છે. તો હિંદમાં આ રોગનું પ્રમાણ હજી આટલું બધું કેમ છે? દાક્તરોની ગણતરી પ્રમાણે હિંદનાં ગામડાંમાં માથા દીઠ ચાર આના ખર્ચ કરવાથી આ રોગ અટકાવી શકાય છે. તો ચાલીસ કરોડની વસ્તી માટે દસ કરોડ જેટલું વાર્ષિક ખર્ચ કરીને એટલું કામ ન થઈ શકે? લોકો હાલ વાર્ષિક માથા દીઠ વીસથી બાવીસ રૂપિયા સરકારવેરો આપે છે, તો ચાર આના વધારે ભોગવશે. પણ સરકારની એની ડાહીગાંડી અનેકવિધ યુદ્ધોત્તર યોજનામાં જ આ ખર્ચ શું કામ ન પાડે? બીજાં કરવા જેવાં કામો કરતાં તે બધાંને કરનાર મનુષ્યબળને જ સમારવાનું આ કામ સૌ પહેલું ધ્યાનપાત્ર બનવું જોઈએ. તેથી આડકતરી રીતે સૌને અનેક ગણો લાભ થાય તેમ છે. હવે તો લડાઈનું કરોડોનું ખર્ચ કમી થશે; તો થોડા કરોડ આ ખાતે ફાજલ પાડવામાં આવે તો પ્રજાને જરૂર લાભ થાય. અત્યારે બીજી અનેક પુનર્ઘટનાની યોજનાઓ કરવામાં આવે છે, તેમાં આની પણ એક યોજના કરવામાં આવે તો સારું. બીજી યોજનાઓની માફક યોજના ઘડીને અભરાઈ ઉપર રાખવા સારુ નહિ, પણ તેનો અમલ કરીને પ્રજાનું દુઃખ ભાગવા માટે.

આ સંબંધમાં જુદા જુદા પ્રાન્તોમાં અમુક અમુક વિસ્તારોમાં કામ શરૂ કરવાની યોજના ઘડવી જોઈએ. અમુક વિસ્તારમાં પહેલાં તેનો અખતરો શરૂ કરીને તે

વિભાગમાં કે તેની આજુબાજુ પાણી ક્યાંય ભેગું ન થાય તેવી વ્યવસ્થા કરવી; ખાડા અને નાનાં મોટાં ખાબોચિયાંને માટીથી પૂરી દેવાં; નાળાનાં પાણી વહી જાય તેમ કરવું. નાળાં અને તળાવડાંના કાંઠા સાફ રાખવા અને વચ્ચે નડતરરૂપ વસ્તુઓ દૂર કરવી તથા મચ્છરો પેદા થવા દેવા નહિ. આ ઉપરાંત જરૂર પૂરતી દવાઓની અને સાધનોની વ્યવસ્થા કરવી જોઈએ. આમાં ઘણી વખત બને છે તેમ એકાંગી દૃષ્ટિથી કામ થવું ન જોઈએ. ગામડામાં હાલ રસ્તા બાંધવાની વાતો થાય છે. તે કામના ઇજનેરોએ પાણીના નિકાલનો બરાબર ખ્યાલ રાખવો જોઈએ. તે જ પ્રમાણે મલેરિયાવાળાએ પાણીના સદુપયોગનો વિચાર પણ કરવો જોઈએ. એટલે દાક્તરો, ઇજનેરો, ખેતી-નિષ્ણાતો બધાએ ભેગા મળીને સળંગ યોજના કરવી જોઈએ. નહિતર એક સુધારવા જતાં બીજું બગડવાનો સંભવ છે.

આ કામમાં લોકોનો સહકાર સાધવામાં આવે તો થોડા ખર્ચમાં કામ થાય અને લોકોને એક પ્રકારની તાલીમ પણ મળે. તે માટે ગામેગામ સેવાભાવી 'મચ્છર સેનાઓ' ઊભી કરવી જોઈએ, જે તે બાબત આખા ગામમાં ધ્યાન રાખે અને કોઈ અનુભવીની દેખરેખ હેઠળ યોગ્ય ઉપાયો કર્યા કરે. અનુકૂળ મોસમમાં ગામલોકોની, વિદ્યાર્થીઓની અથવા પ્રૌઢોની છાવણીઓ કાઢીને બીજા શિક્ષણની સાથે આવાં કામનું પ્રત્યક્ષ શિક્ષણ આપવામાં આવે તો વળી વિશેષ લાભ થાય. તે જ લોકોમાંથી પછી કાયમી 'મચ્છર સેનાઓ' તૈયાર થઈ શકે. તે સારુ ગામેગામની પરિસ્થિતિનો ખ્યાલ કરીને ક્યાં ક્યાં શું શું કરવા જેવું છે તે નક્કી કરીને યોગ્ય માણસોને યોગ્ય રીતે તે કામ સોંપવું જોઈએ. પ્રજાનું દુઃખ ફેડવા માટે યોજનાઓ કરવાની હોય તો આ યોજના તો અવશ્ય અને પહેલી કરવી જોઈએ.

વિઠ્ઠલદાસ કોઠારી

# માસિક વિવેચન

## લોકશાહીના શિક્ષણના પ્રયોગો

વિશ્વયુદ્ધ નં. ૧ (૧૯૧૪–૧૯) પછી યુરોપના દેશોમાં શિક્ષણના વિચારકોએ એક મુખ્ય વિચાર એ જગવેલો કે, શિક્ષણને હવે લોકશાહીના પાયા ઉપર રચવું જોઈએ; શિક્ષણે હવે પ્રજાઓને લોકશાહીની ગળથૂથી આપવી જોઈએ. આ વાતો કરતાં કરતાં દસકો વીત્યો; ને શિક્ષણમાં લોકશાહી પ્રવર્તાવવાનું તો જે થયું હશે તે થયું, પરંતુ જગતમાં 'લોકશાહીની રક્ષા અને સ્થાપના'નો પોકાર જીભ પર લઈને બીજું કાંઈ નહિ તોય નવું વિશ્વયુદ્ધ તો આવીને ઊભું રહ્યું. ઈશ્વરની કૃપા છે કે, તે હવે પૂરું થયું છે અને તેના બીજા ભાગ — શાંતિ-સ્થાપનાને માટેની મારામારીનો બીજો યુગ શરૂ થયો છે.

જીતનાર દેશો તો લોકશાહીના જ સિદ્ધાંતોથી વર્તે છે એમ માનવું જોઈએ; નહિ તો તેઓ જીતત જ શી રીતે! એટલે લોકશાહીની સ્થાપના કરવાનું કામ, (આપોઆપ 'ઇતિ સિદ્ધમ્'), જિતાયેલા દેશોમાં કરવાનું ઊભું છે, એમ થયું. તે કામને માથે લઈને હવે પરાજિત દેશોમાં લશ્કરી સેનાપતિઓ તેમના સૈનિકો અને લશ્કરી હુકમો દ્વારા મંડી પડ્યા છે! સાચે જ, મનુષ્યનું મગજ ઘડીને ઈશ્વરે પોતાને માટે સનાતન વિનોદનો શાશ્વત ઝરો નિર્માણ કર્યો છે!

પણ લોકશાહીના શિક્ષણના મૂળ વિચાર તરફ વળીએ. અત્યારે જર્મની જાપાન વગેરે દેશોની જે છૂટકછૂટક ખબરો મળે છે તે વાંચીને, કેળવણીકારને એક પ્રકારનો વૈજ્ઞાનિક રસ આવવો જોઈએ: 'લોકશાહી'ના શિક્ષણને માટે જાણે કે પ્રયોગશાળાઓ શરૂ થઈ છે.

આમાં પહેલું ધ્યાન પર એ આવે છે કે, શિક્ષણમાં ભાષાના સ્થાન પર હાથ જાય છે. દુઃખની વાત એ છે કે, આ બાબત ખાસ વધુ ખબરો મળતી નથી. એટલે ઝીણવટથી તે વિચારી ન શકીએ. જર્મનીમાં આ અંગે કાંઈક શરૂ થયાની ખબર આવ્યા પછી વધુ કાંઈ જ હમણાં જાણવા મળ્યું નથી. હમણાં તાજા ખબર જાપાનથી આવે છે. લોકશાહીના પ્રયોગ અંગે ત્યાં બીજી દિશાથી શરૂ થાય છે. વૉશિંગ્ટન (અમેરિકા)થી (એ. પી. એ.) ૭-૧૦-'૪૫નો તાર છે કે, જાપાનનો પ્રજાકીય ધર્મ છે તે હવેથી મટશે. તારની જ ભાષા ઉતારું:—

> "જાપાની સમ્રાટ અને પિતૃઓને દેવ ગણીને પૂજનારો જે શિન્ટો ધર્મ તેની જાપાનના રાષ્ટ્રધર્મ તરીકે હવે અહીં બંધી જાહેર કરવામાં આવી છે. જાપાનનો કબજો લેનાર સેનાએ લેવાને ઠરાવેલાં પગલાંમાં આ પગલું સૌથી કડકમાં કડક કહેવામાં આવે છે. જાહેરાતમાં કહ્યું છે કે, 'જાપાનીના વ્યક્તિગત ધર્મ તરીકેનું શિન્ટો ધર્મનું સ્થાન હશે તે પૂરતું તેના પર કાંઈ પરિણામ નહિ આવે.' પરંતુ એ ધર્મને મળતો રાજ્યાશ્રય જશે;—એટલે ખાસ કરોમાંથી મદદ કે શાળાઓમાંથી તેનું સ્થાન હવે જતું રહેશે."

આ લખ્યા પછી આગળના પગલાની ખબર છાપાંમાં આવી છે તે આવતે વખતે જોઈશું.

## ત્રાવણકોરમાં ક્રાંતિ

મથાળું જોઈને રખેને કોઈક (આજના રાજ્યક્રાંતિઓના જમાનાની ભડકનો માર્યો) રાજ્યક્રાંતિ કે એવું કાંઈક સમજી બેસે, તેથી શરૂમાં કહી દઉં કે, આ તો તે રાજ્યના શિક્ષણતંત્રની ક્રાંતિની વાત છે. જાપાનમાં શિક્ષણમાંથી ધર્મ બાતલ કરી લોકશાહી શરૂ કરવામાં આવી તે ઉપરથી આપણી નજીકની એવા જ પ્રકારની તાજી ચળવળ યાદ આવી. તે પણ લોકશાહી પ્રીત્યર્થ જ છે.

વાચકે કદાચ છાપાંમાં વાંચ્યું હશે કે, ત્રાવણકોર દરબારે યુદ્ધોત્તર કામોમાં એક કામ એ ઉપાડ્યું છે કે,

રાજ્યમાં મફત ને ફરજિયાત પ્રાથમિક શિક્ષણ (સરકાર તરફથી ને તેને ખરચે) સ્થાપવું. આને માટે ૧૦ વર્ષની યોજના કરવામાં આવી છે. અને તે કામને પ્રથમ મહત્ત્વ આપીને પૂરું કરવાનો દરબારે નિરધાર કર્યો છે, એમ તેના દીવાન સર સી. પી. રામસ્વામી જણાવે છે.

દેશની તે તરફની સ્થિતિ આપણે આ બાજુના લોકો ઓછી જાણીએ એટલે તે અંગે કેટલીક મહત્ત્વની હકીકત શરૂમાં કહેવી જોઈએ. ત્રાવણકોર રાજ્યનું ભણતરના ટકા બાબતમાં સ્થાન દેશમાં સૌથી આગળના થોડાકમાં છે. આજ સુધી ત્યાંનું શિક્ષણ મોટે ભાગે કૅથલિક મિશનરીઓ સંભાળતા આવ્યા છે. તેઓ હજારો શાળાઓ ચલાવે છે ને લાખો રૂપિયા સરકારી ગ્રાન્ટ તરીકે, તેના ખર્ચ પેટે, વરસોથી ખાયા કરે છે. અને આ નિરાંતની સગવડનો ઉપયોગ ત્યાંની પ્રજામાં પોતાનો પરદેશી ધર્મ ફેલાવવામાં કરે છે. ધર્માન્તરનું આ કામ કરવું એ તો આવાં કૅથલિક મિશનનો મૂળ સિદ્ધાંત છે. તે અર્થે આ મિશનો દેશમાં પણ બીજી અનેક જગાએ શાળા મહાશાળાઓ વગેરે ચલાવે છે, અને તે બહાને સરકારી ગ્રાન્ટ પણ ખાય છે.

ત્રાવણકોર રાજ્યે ઉપરનો ઠરાવ જાહેર કર્યો, એટલે આ ધર્માન્તર-મંડળોમાં ખળભળાટ જાગ્યો છે; અને તે એવો કે, બ્રિટિશ દક્ષિણ હિંદનાં તેમનાં સાગરીતોય તે સામે ઊહાપોહમાં ભાગ લેવા તડ્યાં છે. ત્રાવણકોર દરબારે જાહેર કર્યું છે કે, ફરજિયાત શિક્ષણમાં કોઈ અમુક એક ધર્મને અઘટિત સ્થાન આપી ન શકાય; સરકારી શિક્ષણ ધર્મસંપ્રદાયોથી પર રહીને પોતાનું કામ સંગીન રીતે કરશે. અનેક ધર્મી પ્રજાની જાહેર શાળાઓમાં આથી બીજી નીતિ વહેવારુ પણ નથી. દરબાર તરફથી એ પણ જાહેર કરવામાં આવ્યું છે કે, જે ધર્મીઓ પોતાનાં બાળકોને પોતાના ધર્મનું જ્ઞાન આપવા માગે તે સુખે આપે; પણ તે કામ શાળા બહારના સમયમાં ઘટે; બીજા ધર્મનાં બાળકોને માટે તે ન હોઈ શકે. અને જેઓ પોતાની જ શાળાઓ ચલાવવા માગે તે પણ ચલાવે; પરંતુ તેમને ગ્રાન્ટ નહિ મળી શકે. આખા કિસ્સામાં મિશનરીઓને ખૂંચનારી જે વાત છે તે, ટૂંકમાં, આ ગ્રાન્ટનાં દોઢિયા જાય છે તે લાગે છે. સર સી. પી.એ એક મુલાકાતમાં કહ્યું કે, "કોઈ ધર્મ ભયમાં છે કે કોઈ ધર્મને પજવણી થાય છે, એ તો વાત જ નથી. કૅથલિક લોક જે માગે છે તેનો અર્થ એ છે કે, તેમના ધર્મના સિદ્ધાંતો પ્રમાણે તેમને શાળાઓ ચલાવવા દેવી જોઈએ અને તે માટે તેમને રાજ્યે ગ્રાન્ટો આપવી જોઈએ."

અને એ જ મુલાકાતમાં દીવાને વધુ જણાવ્યું છે તેય અહીં સાથે લેવા જેવું છે. તે કહે છે કે, "મદ્રાસના વડા બિશપે ને બીજા કૅથલિક અધિકારીઓએ પોતાની એવી નીતિ કહી બતાવી છે કે, કૅથલિક શાળાઓમાં ધર્મ બહારના વિષયોના શિક્ષણમાં પણ ધર્મનો ઝોક હોવો જોઈએ; એટલે કે, તે કૅથલિક ધર્મની ભૂમિકામાં અપાવું જોઈએ." એટલે કે, વટાળવેડા આખા શિક્ષણની એક છૂપી અસર જ બની રહે, ને તેમાં સરકારે સાથ ને મદદ આપવાં જોઈએ!

આ તો આટલા વખત સુધી ચાલ્યું એય વધારે પડતું કહેવાય. ત્રાવણકોર રાજ્યના આ પગલાને નામદાર શાસ્ત્રી, શ્રી. નટેશન, શ્રી. માલવીયાજી વગેરે અનેક નામાંકિત લોકનો ટેકો છે. સર સી. પી.એ પણ આ પગલું મક્કમપણે ભરવાનો ઠરાવ કર્યો છે. અંગ્રેજી સામ્રાજ્યને આશરે રહીને અઘટિત લાભથી ફુટેવાયેલાં 'સ્થાપિત હિતો'ને સમજીને પોતાની બાજી સંકેલવા કાળ હવે તો આવવો જ જોઈએ. લોકશાહીની સ્થાપના કરવામાં શિક્ષણમાં ધર્મ અંગે કરવાના વિચારમાં, જાપાનમાં બહારથી વિજેતા તરીકે આવનાર મૅક આર્થરે કરેલા ફેરફાર જોઉં, બહારના લોકોના ધર્માન્તર માટેના પ્રયત્ન સામેનો આ ત્રાવણકોરનો ફેરફાર પણ ભેગો વિચારવા જેવો છે.

**અમેય કાંઈ ઊતરતા નથી!**

નીચેનો તાર વાંચીને રમૂજ સાથે હસવું આવે છે:-

ઑકલૅન્ડ, કૅલિફૉર્નિયા
(ઍસમેલથી, યુ. પી. એ.)

"પિટપૂજક જાપાનીઓ જાણે છે કે નહિ—કોણ જાણે! પણ આજે તેમના ઉપર રાજ કરનાર માણસના દૂરના વડવાઓમાં, શાર્લમેન, મહાન આલ્ફ્રેડ, (સ્કૉટલૅન્ડનો) રૉબર્ટ બ્રૂસ, પહેલી ક્રૂઝેડ લઈ જનાર મહાન Hugh અને જેના કાર્ટા પર રાજા જૉન પાસે સહી કરાવનાર ઉમરાવો હતા—આમ યુ. પી. એ. નો ખબરપત્રી જણાવે છે. જનરલ ડગલાસ મૅક આર્થર પણ આ વાત ન જાણતો હોય, પણ કર્નલ ક્રૅમ્બેલ કહે છે કે એ વાત ખરી છે....."

તારમાં આ ઉપરાંત પણ વિગતો થોડીક છે, તેનું આપણે કામ નથી.

હિંદમાં મુસલમાનો ને અંગ્રેજો આવ્યા તેઓ પણ પોતાની સામાજિક પ્રતિષ્ઠાના ખ્યાલથી દોરવાઈને, હિંદુઓને વાદે આભડછેટ અને નાતજાતની ઊંચનીચતા સંભાળતા ને શીખતા થયેલા તે આમ જ ને? રખેને સમ્રાટપૂજક જાપાનીઓને લાગે કે, અમારા ઉપર રાજ્ય કરનાર આ અમેરિકન અમારા સમ્રાટદેવ આગળ શી વિસાતમાં! એટલે મૅક આર્થરનો વંશ ખોળી કઢાયો; ને ભલે તે તેનેય ખબર ન હોય, પણ એક અમેરિકન ખબરપત્રીને તો જગતને તે કહેવાની ગરજ લાગી!

વંશે ઓળી મોટાઈ માણવાની આ માનસદશાનો વિચાર કરતાં અમેરિકન અંધ બાઈ હેલન કેલરે તેની આત્મકથામાં લખેલું એક વાક્ય યાદ આવે છે:-

"...સાચી વાત એમ છે કે, એવો એકે રાજા નથી કે જેના વડવાઓમાં કોઈ ગુલામ નહોતો, અથવા એવો

એકે ગુલામ નથી કે જેના વડવાઓમાં કોઈ રાજા નહોતો."

લોકશાહીમાં તો સૌ જ રાજવી કે સમાન પ્રજાજન જ માનવા જોઈએ ને ?

## હજીય ઊઠાં ભણાવવાં છે!

ગાઉ હિંદી પ્રધાન એમરી પોતાની માન્યતાઓમાં મક્કમ માણસ લાગે છે; સ્થાનભ્રષ્ટ થયા પછી પણ તે તો એમનો એક જ રાગ ગાયે રાખે છે ને તે એ કે, બ્રિટિશ લોક હિંદમાં જે કરે છે તેને માટે મગરૂર છે. પ્રસંગ હતો હિંદ ઉપરના એક અંગ્રેજી પુસ્તકની સમાલોચના કરવાનો. તેમાં તે આ વાત કહે છે, અને અંગ્રેજોને તે સીધી ગળે ઊતરી જાય તે સારુ તેમના ઇતિહાસની ઉપમા આપે છે. તે કહે છે, "ગયાં બે સૈકામાં બ્રિટિશ લોકે હિંદમાં જે ભાગ ભજવ્યો છે તે કોને મળતો આવે છે? બ્રિટનના ઘડતરમાં તેના નૉર્મન વિજેતાઓએ જે ભાગ ભજવ્યો છે તેને. વિલિયમ 'ધી કૉન્કરર' (૧૧મા સૈકામાં ઇંગ્લૅંડ પર ચડી આવી તેને જીતનાર નૉર્મનનું નામ આ છે.) અને મહાન નૉર્મન રાજકર્તાઓએ બ્રિટનમાં એકતા અને વ્યવસ્થાના પાયા નાંખ્યા. . . . . ." અને એથી આગળ વધીને તે આશા રાખે છે કે, 'કોક દહાડો ભવિષ્યમાં હિંદીઓ પોતે આપણા આ કાર્યને ભાવી હિંદના ઘડતરમાં મહત્ત્વનું અંગ ગણશે. . . . . .'

અત્યારે તો નથી જ ગણતા; બલ્કે હિંદની પ્રગતિને રોકનાર આ પરરાજ્ય છે ને તેથી તે ટળો, એમ કહે છે. એમાંથી ફેર કરવા કે થવા માટે કારણ ક્યાં છે? એમરીએ તો ઊલટું એ વધારે દૃઢ કર્યું છે.

અને નૉર્મનો આજના અંગ્રેજ પેઠે પાંચ વર્ષે ફ્રાન્સ પાછા જતા હતા કે? તેમનો દેશ કયો બન્યો હતો? તેઓ ફ્રાન્સને 'હોમ' કહેતા હતા? જ્યારે અંગ્રેજો તો આજેય વિલાયત જાય છે ત્યારે 'Home' ઘેર જઈએ છીએ કહે છે. ઇતિહાસ પણ ખોટો ભણાવીને જ, હિંદી સામ્રાજ્ય સારું ચાલે છે, એમ અંગ્રેજ પ્રજાને ભોળપણમાં રખાઈ છે ને!

## જવાહરલાલજીની સલાહ

પાછા વિદ્યાર્થીઓએ એમનું 'રાજકારણ' શરૂ કર્યું છે. તેમની સભાઓ, 'કૉન્ફરન્સો', મુખપત્રો વગેરે ચાલવા લાગ્યાં છે. દેશની સ્વતંત્રતાની લડત પાછી નવે મોરચે ગોઠવાતાં, તેની અસર તેમના ઉપર ચોખ્ખી દેખાય છે. એની ઊર્મિના ઉછાળાની પારાશીશી જેવા જ એમને કહો ને!

હમણાં લખનૌમાં વિદ્યાર્થીઓની એક જંગી સભા થઈ. તેમાં પં. જવાહરલાલજીએ બે વાતો તેમને ખાસ કહી તે વિદ્યાર્થીઓ માટે ધ્યાનપાત્ર ગણાય. પહેલી તો એમણે વિદ્યાર્થી-સંગઠન અંગે એક મુખ્ય વાત કહી :—

"વિદ્યાર્થીઓમાં સંપ કે એકતા હોવી જોઈએ; તેને માટે તેમણે આગ્રહભરી માગણી કરી ને જણાવ્યું કે, 'તમારું' સંગઠન એક સમવાય—ફેડરેશન હોવું જોઈએ; તેનાં બારણાં સૌ પક્ષોને માટે ખુલ્લાં રાખવાં જોઈએ. જુદાં જુદાં તેનાં અંગો કે એકમો સાંસ્કૃતિક, આર્થિક અને સામાજિક પ્રશ્નો પરત્વે સંમત નયે હોય; પરંતુ રાષ્ટ્રીય સ્વતંત્રતાની જે કૉન્ગ્રેસની મૂળ નીતિ છે તેને તેઓ અંગીકારે, પછી તેમને તમારા સંગઠનમાં જોડાવાનો હક હોવો જોઈએ. પદના ભૂખ્યા અને સ્વાર્થિયા લોકોને તેમાં કોઈ સ્થાન ન હોવું જોઈએ. આવું જો સંગઠન તમે કરો તો દેશમાં સાચી વિદ્યાર્થીપ્રવૃત્તિનો પાયો તમે નાંખશો."

આ ઢબનું સંગઠન કરે શું? તેનું કામ શું? તે બાબત પંડિતજીએ એક નિષેધ જે જણાવ્યો તે સૂચક છે; અને તે જો પળાય તો જ સાચી વિદ્યાર્થીપ્રવૃત્તિ તે સંગઠન કરી શકે. "તેમણે વિદ્યાર્થીઓને કહ્યું કે, તમને જેની જોડે લાગે વળગે નહિ એવા વિષયો ઉપર ભારેખમ મોટા ઠરાવો કરવામાંથી સંભાળજો. તેમણે કહ્યું, 'એ કામ રાજકારણીઓ માટે છોડો. એવા બેજવાબદાર ઠરાવો પસાર કરવાથી તો ઊલટા તમે જગતના હાંસીપાત્ર જ જાતે કરીને બનો છો.'"

વિદ્યાર્થીઓનાં મંડળો પંડિતજીની આ બે વાતની સલાહ ધ્યાન પર લેશે?

## પૂર્વની અજોડ જવાબદારી

કેટલાક મિત્રો વચ્ચેની વાતચીતમાંથી આ છે. એકે પૂછ્યું, 'આ અમેરિકન લોકો જ્યાં ત્યાં હજી નકામા શું કામ અટવાતા હશે? લડાઈ જિતાઈ ગઈ, પછીય લશ્કરો યુરોપમાં ને બીજે નાંખીને શું કામ પડ્યા હશે?' અનાસક્તિ અને નિવૃત્તિપરાયણતાના જીવન-આદર્શોના (મને કમને પણ) વારસો એવા હિંદીઓને જ આવો સવાલ ઊઠે. યુરોપમાં એ પ્રશ્ન તો કોઈ કદાચ સમજી પણ ન શકે. અસ્તુ.

આવો જ પ્રશ્ન ઇંગ્લન્ડ અંગે તથા ફ્રેંચ અને ડચ લોકો માટે પણ ઊઠી શકે છે. શું કામ આ પ્રજાઓ હજીય હિંદમાં અને ઈસ્ટ ઇંડિઝમાં માથાં મારી રહી છે? શું કામ આજે અંગ્રેજો એમના ૧૭-૧૮મા સૈકાના શત્રુઓ—ફ્રેન્ચ અને ડચ લોકો—માટે પૂર્વમાં તેમનાં સામ્રાજ્ય સુરક્ષિત રાખવા સારુ મથતા હશે? શું કામ એમને એમ નથી લાગતું કે, ૧૬મા સૈકાથી જે પાપમાં યુરોપ પડ્યું છે ને હજી તેમાંથી પરવારતું નથી તેમાંથી ઈશ્વરે ઉગાર્યાં? જાવા ઇ૦ ડચ માલકીના હતા; જાપાને તે છીની લીધા; તે પડવાથી પાછા તે મિત્ર-રાજ્યોના હાથમાં આવ્યા. તેમણે લડાઈ દરમિયાન આશાઓ ઊભી કરી હતી કે, પ્રજાઓ આ યુદ્ધ પછી આત્મનિર્ણય ભોગવી શકશે; દરેક પ્રજા સ્વતંત્ર થાય એ હવે આંતરરાષ્ટ્રીય સત્તાઓનો આદર્શ બનશે.

પણ તેમાંથી અંતે કાઢવામાં આવ્યું ટ્રસ્ટીપણાનું બિલાડું કે, જૂની સામ્રાજ્યવાદી પ્રજાઓ પોતાનાં જૂનાં સામ્રાજ્યોના મુલકોના ટ્રસ્ટી તરીકે હવે કહેવાશે. બિલાડીને

ઉંદરના ટ્રસ્ટી નીમવાની આ મજાક કેવી ક્રૂર ગણાય? સર સર્વપલ્લી રાધાકૃષ્ણને હમણાં લાહોરમાં (૧૨-૧૦-'૪૫નો એ. પી.નો હેવાલ બોમ્બે, ક્રોનિકલ) કહ્યું એમ, "ટ્રસ્ટીપણાનો પ્રસ્તાવ જૂનાં સામ્રાજ્યોને માટેનું પર્યાય-છળ જ લાગે છે. ડચ ઈસ્ટ ઇન્ડિઝ, હિંદીચીન, બ્રહ્મદેશ, સિલોનમાં જે આજે ચાલી રહ્યું છે તે બતાવે છે કે, સામ્રાજ્યવાદી માનસવાળાઓ હજીય કાબૂ રાખી રહ્યા છે અને જૂના પોતાના મુલકો પાસે રાખવા આતુર છે અને અને જ્યાં શક્ય હોય ત્યાં તેમાં ઉમેરો પણ કરવા ચાહે છે." કેમ ન ચાહે: ઈસ્ટ ઇન્ડિઝના ધનનો ખ્યાલ આપતો એક ચિત્ર-આલેખ જોયો, તેમાં બતાવ્યું છે કે, નીચેની ચીજો તે પ્રદેશમાં જગતની કુલ પેદાશના આટલા ટકા છે—

ક્વિનીન ૯૧, પીપર ૭૧, 'કાપોક' રૂ ૭૦, તાડનું તેલ ૪૭, રબર ૩૮, કોપરું ૩૦, કલાઈ ૧૮, ચા ૧૭, દોરડાં ૧૭, કોફી ૬, પેટ્રોલ ૨.૭, અને આટલાં સૈકાંના યુરોપીય વિકાસ પછી પણ આ ચીજો માટેની મૂલ્ય-દૃષ્ટિ બદલાઈ નથી. તે જો જોઈએ, તો પછી પાછું વાળીને જોવાની શી જરૂર? ઓછું એશિયા હજી પૂરતું શસ્ત્રસજ્જ થયું છે કે એમને તેમાં રોકે કે પડકારે? અને એમને કયા બીજી રીતના પડકારની બીકેય હજી લાગી છે? એશિયા અને આફ્રિકાની પ્રજાઓ શસ્ત્રાસ્ત્રબળથી બેફામ બનેલા ગોરાઓને માત કરવા માટે યોગ્ય ને સફળ બળ નહિ શોધી શકે, તો તે બે ખંડો ગુલામ તો રહેશે એટલું જ નહિ, પણ ખરાબ તો એ કે, માનવતા અને સત્યના અંતિમ જય વિષેની મંગળ શ્રદ્ધા પણ માનવજાત ખોશે. ઈશ્વરની ખૂબી છે કે, એ તો બને જ નહિ એવી વાત છે. ગાંધીજીની રચનાકાર્ય-પૂર્વક સત્યાગ્રહની અહિંસા-શક્તિ આફ્રિકામાં જન્મી છે, એ જગતના ઇતિહાસમાં એક મોટી સૂચક બીના છે. એનો જન્મ આવા મોટા કામને માટે છે, એમ આપણે હવે સમજતા જવું જોઈએ. કે પછી આપણે પણ ગોરાઓને વાદે વાદે ભૂલીશું? તો તો લવણે તેનું લાવણ્ય છોડ્યું, પછી જગત લવણ ક્યાંથી લાવશે? હિંદના ભાવીના તાત્કાલિક વિચારોના ધૂળકટમાં આ મહાન ઐતિહાસિક જવાબદારી રખે ભુલાય.

## અંગ્રેજોનેય કહેજો

છાપાં કહે છે કે, શ્રી. રાધાકૃષ્ણન પાછા ઑક્સફર્ડના પોતાના સ્પોલ્ડિંગ અધ્યાપકપદને કામે (જાનેવારીથી) છ મહિના માટે જવાના છે. જતા અગાઉ હમણાં તેમણે લાહોરમાં કહ્યું કે, મિત્રરાજ્યોને ધરીરાજ્યો જગતની શાંતિની દૃષ્ટિએ સરખાં જ થઈ રહ્યાં છે; એમાં ભાગ્યે કોઈ ચડતું હશે. અને તેનો ટૂંકો છતાં સચોટ દાખલો આપ્યો:— "જ્યારે (જર્મનીએ) ઊડતો બોમ્બ વાપર્યો ત્યારે તેની ટીકા કરવામાં આવેલી કે, આ તો આંધળું શસ્ત્ર છે; નથી જોતું સૈનિક કે ના-સૈનિક; સૌનો ઘાણ કાઢે છે; આ તો નરી ઈર્ષા ને ઝેરવેરનું જ સાધન છે. જગતની સૌથી સુધરેલી પ્રજાઓએ અણુ-બોમ્બ વાપર્યો તેનો વિચાર કરીએ છીએ, ત્યારે ઉપરનું બધું અર્થ વગરનું બનીને ક્યાંય ઊડી જાય છે. ચર્ચિલ બચાવ કરે છે કે, જો જાપાન જર્મનીએ તે શોધ્યો હોત તો તે કેવો ઉલટભેર તેને ઝપાટત? પણ એનો અર્થ એ થયો કે, મિત્રરાજ્યો ધરીરાજ્યોથી કોઈ રીતે ચડિયાતાં નથી. તેમની જીત કોઈ નૈતિક શ્રેષ્ઠતા નથી બતાવતી; તેથી એટલું જ જોવા મળે છે કે તેઓ વધારે શરીરબળિયા, વધારે વિજ્ઞાનબળિયા, અને વધારે ઉદ્યોગબળવાળા હતા."

હિંદના રાષ્ટ્રવાદી માનસે ભાગ્યે જ આથી જુદું એમને વિષે માન્યું પણ હશે. છતાં સર સર્વપલ્લી જેવા લોકો હવે તે કહે છે એ સારું જ છે, ને સૂચક છે. આ તેમનો અભિપ્રાય તે ઑક્સફર્ડના પોતાના અધિકાર-પદેથી, પોતાની અનુપમ છટા અને દૃષ્ટિથી, અંગ્રેજોને સંભળાવે, એટલું જ માગીએ છીએ.

## કોની નામોશી?

થોડા દિવસ ઉપર છાપાંમાં ખબર આવી હતી કે, ૩૦૦ જેટલા હિંદી વિદ્યાર્થીઓ ગોરા લશ્કરની આગબોટમાં વિલાયત જવાના હતા, તેમને કપ્તાને કહ્યું કે, તમારે વહાણનો તમારા રહેઠાણનો ભાગ ને તેનાં જાજરૂ વગેરે જાતે સાફ કરવાં જોઈશે. આપણી 'ગોરી' કેળવણીનો જ એક ગુલામી અંશ તેની સામે થયો. તે છોકરાઓને આ કામ કરવામાં નામોશી ને હલકાપણું લાગ્યું. છતાં, પરદેશી શિક્ષણનાથી મળતા રાષ્ટ્રદ્રોહી લાભોની લોલુપતાના માર્યા તેમાંના ઘણાખરા તે અંગે (તેમની જ દૃષ્ટિએ) 'નામોશી-ખત' લખી આપીને ગયા! એમ એમણે જ પોતાની જાતની જેવી નામોશી કરી તેવી કપ્તાને તો નથી જ કરી.

આ કિસ્સાને અંગે પૂરી સત્તાવાર ખબરો જોવા મળી નથી. 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'એ પૂછ્યું કે, લશ્કરી બોટ ઉપર અમુક કામ કરવું જોઈશે એ નિયમ આ વિદ્યાર્થીઓને પહેલેથી બતાવ્યો નહોતો? કદાચ તેથી જ તે વિદ્યાર્થીઓને બોટમાં બેઠેલા ત્યાંથી ઉતારીને, બંદર પર નિયમો બતાવી તેમની ઉપર દરકત માગવામાં આવ્યા. પણ એ બાબત છોડીએ.

આ કિસ્સામાં કેટલાંક છાપાને 'રાષ્ટ્રના અપમાન' જેવું લાગ્યું! શી રીતે? શાથી? શું, કામ ન કરવું એ ભણેલા હિંદીનો માન્યવર છે? જો લશ્કરી બોટનો નિયમ હોય કે શૌચ અંગેનું કામ જાતે કરી લેવું, તો હિંદના આ છોકરાઓ તેમાંથી મુક્તિ શું કામ ચાહે? તેમાં કઈ-રાષ્ટ્રદૃષ્ટિ કે શિક્ષણદૃષ્ટિ પણ બળી છે?

અને સવાલ તો એ છે કે, જ્યારે હજારો ને લાખો ગોરા સિપાઈઓ યુદ્ધ પૂરું થયે પોતાને ઘેર જવા સ્વાભાવિક-પણે તલપાપડ થતા હશે, ત્યારે આ હિંદી નવજુવાનો શા સારુ તેમને ભીડ કરે છે ને પડાપડી કરે છે? આ વિદ્યાર્થીઓ રાષ્ટ્રના કોઈ ભારે જરૂરના કામને અંગે મોકલવામાં નહોતા આવતા. તેઓ શું શું શીખવા જતા હતા તેની તારીજ છે નહિ, પણ ઘણાખરા પોતાની

'હરિવરો' કરવા જ રોકતા હશે, એમ માનવામાં ભાગ્યે જ ભૂલ થતી હોય. તેઓ પાછા અહીં આવશે ને ત્યારે પણ જો જરૂરી કામને હલકું ગણતા હશે, તો સ્વરાજ-સરકારે તેવાઓની ખબર લેવી પડશે.

તેમના વડે હિંદ-સ્વરાજ ઉત્પન્ન નહિ થઈ શકે; અને તેઓ સાચી લોકશાહીને નહિ પોષી શકે.

## હિંદી સાહિત્ય સંમેલન અને અંગ્રેજી

હિંદી સાહિત્ય સંમેલન સંસ્થામાં એક સભ્ય તરીકે, મારી પાસે તેના ઉદયપુર અધિવેશન અંગેનું પ્રચાર-સાહિત્ય આવે છે, તેથી તે સહેજે જોવા મળે છે. સ્વાગત સમિતિના મંત્રી તરફથી "વિજ્ઞપ્તિ સંખ્યા ૧" મળી તેમાં શ્રી. ટંડનજીનો એક પત્ર ટાંક્યો છે. તેમાં તેમણે એક સાચી વસ્તુ પર ધ્યાન દોર્યું છે કે, "આજ કાલ દેશી રાજ્યોમાં અદાલતોના કામમાં અંગ્રેજી વધતી જાય છે, એ મારો પોતાનો અનુભવ છે." . . . પાસે વડોદરા રાજ્યમાં જોઈએ તોય આનો પુરાવો કદાચ મળી શકે. તેનાં કેટલાંક ખાતાંનો પત્રવ્યવહાર અંગ્રેજીમાં ચાલતો તો મે જોયો છે.

પરંતુ, હિંદી સાહિત્ય સંમેલનના અલ્હાબાદના મધ્યસ્થ કાર્યાલયના મુખ્ય મંત્રી શ્રી. ગોપીચંદ શર્માનો તા. ૨ ૧૦–'૪૫નો અંગ્રેજીમાં છાપેલો પત્ર જોઈ નવાઈ લાગી. તે પત્રમાં તે ઉદયપુર સંમેલન માટે પ્રતિનિધિ મોકલવાં જણાવે છે અને સમ્મેલનની સેવાની સ્તુતિ કરે છે. ગયે વરસે પણ જયપુર સંમેલન વખતે આવો જ અંગ્રેજી પત્ર આવ્યો હતો. આ શુ? આનાથી કોની કે કઈ સેવા થઈ? રાષ્ટ્રભાષાપ્રચારક જો અંગ્રેજીને સેવે તો પોતાના મુખ્ય ઉદ્દેશને જ તે મારે છે એમ નહિ? આ પત્રથી નથી હિંદીની સેવા થઈ શકતી કે ન રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીની.

## કાગળ નિયમન હવે ક્યારે જશે?

લડાઈ પૂરી થઈ, કાગળ તો જોઈએ તેટલો મળવા લાગ્યો છે, છતાં તેના નિયમનનો કાયદો હજી પ્રકાશન પ્રવૃત્તિનું ગળું પકડીને કેમ બેઠો રહેવા દીધો હશે? તેના એક અમલદારે થોડાં અઠવાડિયાં પર નાગપુરમાં કહ્યુ કે નિયમનના ધારાઓમાં છેલ્લો આવેલો આ ધારો પહેલો જશે.* પરંતુ એ પહેલ થતી જ નથી ને કયાકાનમાં થોડા ટકા વધારે અપાતા જાય છે! આ શું છે? શાથી?

અને નવાઈ તો એ વાતની છે કે, છાપાંવાળા કે કોઈ આ બાબત ઊહાપોહ નથી કરતા! છાપાના કાગળ માટે નિયમનથી ઠીક ફાયદો રહે છે એ તો કારણ નથી ને? પણ, પુસ્તકોને માટેના સફેદ કાગળ માટે શું? તેને માટે પ્રજાએ હવે પોકાર ઉઠાવવો જોઈએ. અને એ નિયમનનું કામ પણ એવું વ્યવસ્થિત નથી ચાલ્યું કે સરકારે તેના મોહમાં રહેવું.

મ.

## આભડછેટનો હાઉ

વડોદરા રાજ્યની પુરુષ અધ્યાપન શાળા (ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ)માં ભણતા હરિજન વિદ્યાર્થીઓ (શિક્ષકો)ને માટે પીવાના પાણીના પ્યાલા અલગ રાખેલા છે. થોડા દિવસ ઉપર આ સ્થિતિ નજરે નિહાળવા હું ત્યાં ગયો ત્યારે મને કહેવામાં આવ્યું કે કૉલેજમાં ભણતા હરિજન સિવાયના બીજા તમામ "હિંદુ" છે કરાઓ માટે પીવાના પાણીના પ્યાલાનો એક સેટ છે. એટલે ગમે તે કોમના છોકરાઓ અંદર અંદર પાણી પી શકે છે. માત્ર હરિજનો માટે જુદા પ્યાલા રાખવામાં આવ્યા છે. હું પાણીની ઓરડી આગળ ઊભો હતો ત્યારે એક યુવાન શિક્ષક પાણી પીવા આવી પહોંચ્યો અને હું કોઈ પ્રવાસી છું એમ જાણીને મને તેમણે જણાવ્યું કે, "આપણા હિંદુઓ માટે આ પ્યાલા છે." મેં પૂછ્યું કે, "આ બીજા પ્યાલા કોને માટે છે?" ત્યારે શિક્ષકે જવાબ આપ્યો કે, "અંત્યજ માટે." મેં પૂછ્યું, "પણ 'અંત્યજો' હિંદુ છે ને?" શિક્ષક જરા મૂંઝાયેલો જણાયો અને જવાબ ન આપી શક્યો. પછી જતાં જતાં કહેતો ગયો કે, "હા, આ બાબતમાં અમારે ત્યાં ચર્ચા થઈ હતી."

શાળાના આચાર્યને આ અસંગતતા સમજાવવાનો મેં પ્રયત્ન કર્યો. તેમને વાત પણ ગળે ઊતરી, પણ તેઓ ઉપરથી હુકમ આવે તેમાં પોતાની સલામતી માનતા જણાયા, તેમણે જણાવ્યું કે, આવી બાબતો શિક્ષકમંડળ આગળ પણ મુકાય છે. અને જે કાંઈ નિર્ણય થાય તેમાં તેમનો અભિપ્રાય લેવાય છે. વડોદરાની ટ્રેનિંગ કૉલેજના શિક્ષકોનું મંડળ આ દિશામાં ફરી વિચાર કરે અને હિંદુ સમાજની ખોરવાઈ જતી આબરૂ બચાવવા પ્રયત્ન કરે એવી આશા છે.

અમદાવાદની પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજમાં રસોડાંને અંગે આ જાતનો પ્રશ્ન ત્રણેક વર્ષથી ઊભો થયેલો છે. અને 'સવર્ણ' ગણાતા શિક્ષકોના સલાહકારોએ સવર્ણ શિક્ષકોને આપેલી ખામીભરી દોરવણીને પ્રતાપે સવર્ણ અને હરિજન વિદ્યાર્થીઓ મુશ્કેલી ભોગવે છે. આજથી ત્રણેક વર્ષ ઉપર જ્યારે આ જાતનો પ્રશ્ન ઊભો થયો ત્યારે હરિજન વિદ્યાર્થીઓની માગણી હતી કે રસોડામાં એક જ પીરસનાર સૌને સરખી રીતે પીરસે. હરિજન વિદ્યાર્થીઓની આ વાજબી માગણીમાં કેટલાક ભાઈઓને ધર્મનો લોપ જણાયો, અને તેથી સવર્ણ શિક્ષકો રસોડું છોડી ગયા. પણ હવે સાંભળવા પ્રમાણે કેળવણી ખાતાના વડા તરફથી હુકમ આવ્યો છે કે, કૉલેજના રસોડામાં સૌ શિક્ષકોએ નામની કક્કાવારી પ્રમાણે ફરજિયાત બેસવું જ પડશે, નહિતર કૉલેજ છોડવી જોઈએ. આશા છે કે, સવર્ણ વિદ્યાર્થીઓને હવે સાચી દોરવણી મળશે.

**પરીક્ષિતલાલ મજમુદાર**

---

* હમણાં વાંચ્યું કે, એ અમલદારની આ વાત ખોટી પડી છે, અને નિયમને જવામાં પહેલ થઈ છે પરદેશી દારૂના અને ટોઇલેટની ચીજોના વાપર પરનું નિયમન જવાથી. એય સૂચક જ છે ને કે, અધિકારી માનસને આ વસ્તુઓ પહેલી ધ્યાનપાત્ર લાગી! પ્રજાજીવનથી કેવું વિચ્છેદ પામેલું આજનું સરકારી તંત્ર છે, એનોય આ નમૂનો જ ગણાય.

# નવું વાચન

**શ્રીમદ્ ભગવદ્ગીતા–સાધનભાષ્ય ભા. ૧-૨** તથા भगवद्गीतोपनिषद् वैदिकभाष्य ત્રણે પુસ્તકની ભેગી કિંમત રૂ. ૫-૪-૦

શ્રી હરિપ્રસાદ 'વૈદિક મુનિ'એ સંસ્કૃતમાં રચેલ 'વૈદિક ભાષ્ય'ને ગુજરાતી અનુવાદ સાથે ત્રીજા ખંડરૂપે પ્રસિદ્ધ કરી, શ્રી. નલિન મણિશંકર ભટ્ટ (શીતલામાતા શેરી, વલસાડ) તે ભાષ્યના જ ગુજરાતીમાં 'વિસ્તૃત સ્વરૂપ'–રૂપે પહેલા બે ખંડમાં ગુજરાતી 'સાધન ભાષ્ય' પ્રસિદ્ધ કર્યું છે. પોતાની તે કૃતિને તે નામ આપવાનું કારણ જણાવતાં શ્રી. ભટ્ટ કહે છે કે, "ગીતાજી મુખ્યત્વે સાધન ઉપર જ ભાર મૂકનારો ગ્રંથ છે, તેથી એનું 'સાધન ભાષ્ય' એવું સાન્વર્થ નામ રાખ્યું છે." ત્રણે પુસ્તકોમાં પૃષ્ઠ ૧૬૬૮ છે.

લગભગ સાડાપાંચ હજાર રૂપિયાના ઉઘરાણાની મદદથી (દાતાની યાદી દરેક ભાગની શરૂઆતમાં છે), તથા હજુ લગભગ સાતસો રૂપિયાની જરૂર હોવાની જાહેરાત સાથે શ્રી. ભટ્ટે હાથકાગળ ઉપર આ ત્રણ પુસ્તકો માત્ર સવાપાંચ રૂપિયાની કિંમતે પ્રસિદ્ધ કર્યાં છે. તે પૂરી કિંમતે હજારે નકલો વેચાઈ જાય, તોપણ હિસાબ મુજબ લગભગ હજાર રૂપિયા ખોટ વેઠીને તે પુસ્તકો વેચ્યાં કહેવાય.

આટલા ભગીરથ પુરુષાર્થ સાથે, ગીતાની આ આવૃત્તિનું 'ગંગાવતરણ' થઈ શક્યું છે, એ વસ્તુ દાન આપનાર, દાન લેનાર, અને આ બધી મહેનત કરનાર વ્યક્તિઓનો ગીતાપ્રેમ સૂચવે છે. એમ તો ગુજરાતભરમાં ગીતામંદિરોની સ્થાપના, તે સ્થાપનાની પણ જયંતીઓ, તે નિમિત્તે થતા યજ્ઞયાગ, અને તેમાં દર્શન માટે થતી પડાપડી પણ ગુજરાતમાં ઊભરાવા લાગેલી ગીતાભક્તિ સૂચવે છે. જોકે, કોઈ પણ વિચારવંત માણસને 'ગીતાભક્તિના એ પ્રદર્શન'થી સહેજે હરખાવાનું કારણ ગણી રહે, એમ માનવું કઠણ છે.

તોપણ પુસ્તકપ્રકાશનનો આ પ્રયત્ન તે બધી મંદિર પ્રવૃત્તિઓથી જુદી જ જાતનો પ્રયત્ન છે. તથા તે એક રીતે ગીતાના અભ્યાસ અને સમજણમાં સીધો મદદગાર થતો હોઈ, તેને વિષે પેલી મંદિર પ્રવૃત્તિઓ જેવી નિરર્થકતાની કે સીધી હાનિકારકતાની લાગણી તો નથી જ જન્મતી. તથા આવા તો જેટલા પ્રયત્નો થાય તેટલા સારા જ, એમ પણ લાગ્યા વિના નથી રહેતું.

ગીતા ઉપર આજકાલ ઠેર ઠેર હરઘડી અપાતાં વ્યાખ્યાનોનો 'લાભ' લીધા બાદ, મને પોતાને એક રીતે ખાતરી થઈ છે કે, એ બધાથી ગીતાના સંદેશાનું ગુજરાતમાં 'પુનરુજ્જીવન' થાય છે, કે થશે, એવું માનવાને હરગિજ કારણ નથી. ચાતુર્માસમાં ધર્મગ્રંથ સાંભળવા જઈએ, એટલી જ ધરેડી ભાવનાથી લોકો તે વ્યાખ્યાનો સાંભળે છે, તે તો ખરું જ; પરંતુ ગીતાજીનો સંદેશો જે રીતે રજૂ થાય છે, તેનાથી પણ લોકોને કંઈ નવેસર જોવું–વિચારવું પડે એવું દેખાતું નથી. કારણ કે, એ બધો ઉપદેશ ચાલુ 'આધ્યાત્મિક' વિચારસરણીમાં ઓગાળીને જ આપવામાં આવે છે; તેથી કરીને સામાન્ય,—અને હવે આપણા દેશમાં તો કદાચ વધારેપડતા થઈ ગયેલા—વૈરાગ્ય અને આધ્યાત્મિકતાના ધર્મોપદેશ કરતાં તેમાં કશું જુદાપણું જ રહેતું નથી. પરિણામે, એ જાતની ગીતાની રજૂઆતોથી લોકોની કહેવાતી 'ધાર્મિકતા' અને 'ધર્મવિચાર'માં વૃદ્ધિ થવા સિવાય બીજું કશું વિશેષ નીપજતું નથી.

જ્યારે, ખરી રીતે, ગીતા એ તો જૂની આધ્યાત્મિક ધરેડને પડકારનારો, અને તે વખતની બધી વિચારસરણીઓને અને આચારસરણીઓને તોડનારો–ફોડનારો ગ્રંથ છે. નવાઈ તો એ થાય છે કે, એ જમાનામાં એ રીતે એ જાતનો ઉપદેશ કરનારની સમકાલીન લોકોએ બૌદ્ધો જેવી વલે કેમ કરી નહિ હોય?

આપણાં આ ત્રણ પુસ્તકો પણ એ બાબતમાં ખાસ જુદાપણું નથી બતાવતાં; એમ છેક તો ન જ કહેવાય. પરંતુ તે વસ્તુ હદબહારના તથા સામાન્ય ઉપદેશાત્મક હુંપણાના બોજા ભાર નીચે એવી દબાઈ ગઈ છે કે, તેનું અસ્તિત્વ સોગંદ ખાવા પૂરતું સ્વીકારીએ એટલું જ; બાકી, આજકાલનાં ગીતા ઉપરનાં સામાન્ય 'આધ્યાત્મિક' અને 'ધાર્મિક' વ્યાખ્યાનો જેવું જ આ પુસ્તકોમાં પણ સરવાળે થઈ ગયું છે. એ સખેદ નોંધવું પડે છે.

શરૂઆતમાં મૂકેલ 'વિશેષ વક્તવ્ય'માં છાંદોગ્ય ઉપનિષદના એક ઉતારા ઉપરથી (૨, ૨૩) શ્રી. ભટ્ટ જે રીતે સચ્ચિદાનંદ, અજ્ઞાન, યોગાંગો (યમનિયમાદિ,) આત્મનિષ્ઠા, ભક્તિ અને નિષ્કામ કર્મયોગ સુધી પહોંચી જાય છે, તે રીત તેમના આખા વિવેચનના ઉપલક્ષણરૂપ છે. ધર્મોપદેશનાં તત્ત્વો ગમે તેમાંથી ગમે તે ક્રમમાં કેવી રીતે કાઢી શકાય છે, એનો એ આબાદ નમૂનો છે; અને એ જ શૈલીમાં આખી ગીતાના વિવરણમાં તે વર્ત્યા છે.

ગીતાજીનો પ્રધાન સૂર તે આમ તારવે છે :—"ગીતાજીને જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરનારને સમજાશે કે, ગીતાજી આત્મજ્ઞાનમાંથી જન્મતી ભક્તિપૂર્વકનો નિષ્કામ કર્મયોગ શીખવે છે. આત્મનિષ્ઠાનું એ અનિવાર્ય પરિણામ છે. આત્મજ્ઞાનીમાં ભક્તિ–પ્રેમ હશે જ. અને પ્રેમી નિષ્ક્રિય રહી જ ન શકે. જીવતો પ્રેમ, પ્રેમપાત્રને માટે નિઃસ્વાર્થ કર્મ માગી જ લે છે. જ્યાં સાચું જ્ઞાન છે ત્યાં પ્રેમ છે, અને પ્રેમ છે ત્યાં જીવતું કર્મ હશે જ. નિષ્ક્રિય પ્રેમ સમજાવી શકાય એવો નથી. અર્થાત્ આત્મસ્વરૂપ જગતને માટે પ્રેમથી, ચન્દન માફક સુગંધી પ્રસરાવતા ઘસાઈ જવું. . . . એ જ જીવનનો મહામંત્ર છે અર્થાત્ યજ્ઞમય

જીવન ગીતાજીનો ન ભુલાય એવો સ્પષ્ટ ધ્વનિ છે." હવે આ ફકરામાં આત્મજ્ઞાની, જીવતો પ્રેમ, પ્રેમપાત્ર, જીવતું કર્મ, વગેરે શબ્દો અને ખ્યાલો, તથા તેમનો જે સંબંધ જોડી આપવા પ્રયત્ન કરવામાં આવ્યો છે, તે ધ્યાનમાં લો; એટલે શ્રી. ભટ્ટે પોતાને હાથ પડેલાં સેંકડો પાન ઉપર પાન કેવી રીતે ભર્યાં છે, તેનો ખ્યાલ આવી જશે.

પહેલા અધ્યાયને અંતે અર્જુન ધનુષ્યબાણ નાખી દઈને બેસી પડે છે, ત્યારે શ્રી. ભટ્ટ તે ઉપરથી નીચેનો સિદ્ધાંત આ શબ્દમાં તારવે છે :- "શરીરરથમાં વિરાજેલ બધા જીવો સંસારને જીતવામાં ધનુષ્યબાણ રૂપી સાધનોનો સર્વથા ત્યાગ કરી, મોહ–માયા–મમતા–શોકનો ભોગ થઈ, મીરાંને વરી, પરમસારથી અંતર્યામી શ્રી કૃષ્ણ પરમાત્મા સન્મુખ બેબાકળા થઈ, ઢગલો વળી બેસી જ જાય! અને એવા પ્રસંગે જ સારથી અંતર્યામીનું ઉદ્બોધન થાય! ત્યારે જ જીવનનું ભવ્ય ઉપનિષદ ગવાય!" શ્રી. ભટ્ટને કહેવાની વસ્તુની તાત્ત્વિકતા સ્પષ્ટ છે. પરંતુ તે કહેવાની રીત, અને તેમણે વાપરેલા શબ્દો?

બીજા અધ્યાયમાં છેક છેવટે સુધી 'ભીષ્મ ખરી રીતે મરતા નથી, અને ભીષ્મનું ઢાંકણ-ખોળિયું એક દિવસ મરવાનું જ છે; માટે તે કારણે તું તેમને મારી નાખ" આવી દલીલ ચાલ્યા કરે છે. અને તેને સાંખ્ય બુદ્ધિ કહેવામાં આવે છે. એ પ્રમાણેની આત્માની અમરપણાની જ દલીલમાંથી દેહધારીના નશ્વર દેહને મારી નાખવાનું શી રીતે ફલિત થાય છે, તે અન્ય ટીકાકારોની જેમ શ્રી. ભટ્ટ પણ બતાવતા નથી. તથા ૩૯મા શ્લોક પછી બીજા અધ્યાયના અંત સુધી જે योगे बुद्धिः કહેવામાં આવી છે, તેનું સ્વરૂપ પણ નિશ્ચિત કરવા તે સહેજે આંગળી હલાવતા નથી. એ બુદ્ધિના વર્ણનમાં (શ્લો૦ ૪૪) વ્યવસાયાત્મિકા બુદ્ધિ સમાધિમાં સ્થિર થાય એમ જે કહ્યું છે, તેનો અર્થ ધ્યાનયોગ છે કે કર્મયોગ તે પણ નક્કી કરવાની જરૂર તે જોતા નથી.

ઊલટા તે શ્લોકનો અર્થ તે એમ કરે છે કે, "સમાધિમય દશામાં જ તેવા માણસની મતિ નિશ્ચયયુક્ત ન બને, તો પછી મોટે ભાગે, જેનું મન વિક્ષિપ્ત છે, તેવાને નિષ્કામ કર્મયોગની આનીરૂપ નિશ્ચયાત્મક અવ્યભિચારી બુદ્ધિ ક્યાંથી થાય?"

૬૪મા શ્લોકમાં रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् प्रसादमधिगच्छति — નો અર્થ તો એ કરે છે:- પુરુષ વિના રાગદ્વેષે ઇંદ્રિયો દ્વારા વિષયોને ભોગવે તો વિષયો તેનું કશું બગાડતા નથી. ઊલટું તેમ કરવાથી તેની બુદ્ધિ પ્રસન્ન થાય છે. એટલે કે અતિ નિર્મળ થાય છે. અને નિર્મળ બુદ્ધિ વિવેકને તીક્ષ્ણ કરી, માણસને પરમાત્માનિષ્ઠ બનાવે. આથી વિષયોને જે રીતે ભોગવવા જોઈએ, તે રીતે જો ભોગવવામાં આવે, તો તે વિષયો બુદ્ધિને ઉપકારક થાય છે."

ત્રીજા અધ્યાયમાં (શ્લો૦ ૧૬) सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम्‌નો અર્થ જુઓ :- "પ્રતિષ્ઠિત એટલે આબરૂદાર. ભગવાન યજ્ઞમાં પ્રતિષ્ઠિત છે, એટલે કે યજ્ઞકર્મમાં આબરૂદાર છે. એટલે કે, ભગવાનની આબરૂનો અનુભવ લેવો હોય તો યજ્ઞકર્મમાં લેવો."

અધ્યાય ૫, શ્લો. ૧૦માં આવતા ब्रह्मणि आधाय कर्माणि, संगं त्यक्त्वा करोति यः लिप्यते न स पापेन— ઉપરનું સાધન-ભાષ્ય જુઓ :- "પરમાત્માને કર્મ આપી દેવાં, આ વાત બરોબર સમજી લેવા જેવી છે. આપણે બેંકમાં રૂપિયા આપણા ખાતામાં વિના સંકોચે મૂકી આવીએ છીએ. મારા રૂપિયા એમાં જમા કરવામાં મને સંકોચ નથી, કેમ કે હું જાણું છું કે, બેંક સધ્ધર છે. વળી બેંકમાં સાચું નાણું જ મુકાય. ખોટું નાણું સ્વીકારાતું નથી. વળી બેંકના વહીવટમાં ઘોટાળો નથી; મારી થાપણમાં દિન પ્રતિદિન બેંકના વ્યાજની વૃદ્ધિ જ થવાની. તેમ પરમાત્મારૂપી સાર્વભૌમ સત્તા છે. તે પૂર્ણ વિશ્વાસનું કારણ છે. સાચાં કર્મ જ સ્વીકારે છે. તેને સોંપેલી કર્મની થાપણ મૂકનારના નામે જ જમા થાય છે. એમાં ખોટ નથી, પણ સદા નફો જ છે, એવી નીતરી શ્રદ્ધા હોય તો માણસ પોતાનાં તમામ કર્મો પરમાત્માને સમર્પી નિશ્ચિંત રહી શકે છે અને પરમાત્માને સોંપેલાં કર્મો અકર્મ બની જાય છે. આ તો વિશ્વાસની કસોટી છે. જેનામાં ભગવંતી શ્રદ્ધાનો પૂર્ણ ઉદય છે, તે માણસ જ આ રાજમાર્ગે જઈ શકે છે. આમ શ્રદ્ધાપૂર્વક પરમાત્માને જે સમર્પ્યું, તે પાછું લેવાની તો મનોદશા હોય જ નહિ. કેમ કે દાનમાં સાટાંવૃત્તિ હોતી નથી. આમ તમામ કર્મોનું પરમાત્માને દાન કરી દેનાર પુરુષ જગતમાં મહા દાનેશ્વરી છે. તેની આગળ કર્ણ અને ભામાશા તો કશા હિસાબના નથી. આમ પરમાત્મા જેવા મહાપાત્રને સર્વસ્વનું સમર્પણ કરી દેનાર માનવ ધન્ય છે. તેનાં માતપિતાને ધન્ય છે. તેની જન્મભૂમિને ધન્ય–તેના જીવતરને ધન્ય છે!"

ક્યાં બેંક, ક્યાં વ્યાજ, ક્યાં ભામાશા! અને કર્મ કેવી રીતે અકર્મ બની જાય તેની સમજૂતી માટે એક લીટી પણ નહિ! 'પૂર્ણ જ્ઞાની અને પૂર્ણ જડ વચ્ચે બહુ આછો તફાવત રહે છે. એવી કહેણી છે; પરંતુ નિરર્થક અને વ્યર્થ, તથા સાર્થ વચ્ચે પણ કશો તફાવત છે કે કેમ, તે નક્કી કરવું, તેથી પણ અઘરું છે.

આ જાતના ભગીરથ પ્રયત્નોથી, આ ગંગાવતરણ કરનાર શ્રી. ભટ્ટને અવશ્ય આધ્યાત્મિક લાભ થયો હશે; તથા ભગવાન નારાયણ હરિ પણ આ પવિત્ર કર્મથી જરૂર પરિતૃપ્ત થયા હશે; પરંતુ તે પ્રવૃત્તિને શ્રી. ભટ્ટે 'ગીતા-ગંગાવતરણ' કહેવા છતાં, તેનાથી ગીતાનો સંદેશ યથાર્થ કે વધુ સમજાવા બાબતમાં કંઈ પરિણામ આવ્યું જ હશે, એમ કહેવાની હિંમત થતી નથી. તેના કરતાં તો, શ્રી. વૈદિક મુનિવાળું ભાષ્ય જ જનતા સમક્ષ રજૂ કરીને

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૪—અંક ૧૧ ] અમદાવાદ [ નવેમ્બર, ૧૯૪૫

## એમનું તેજ

સરદાર વલ્લભભાઈના સંબંધમાં કોઈ ને કોઈ પ્રકારની ઉત્કટ લાગણી વિના વિચાર કરવો કઠણ છે. પછી ભલે તે લાગણી તેમની પ્રત્યે પ્રેમ અને માનની હો કે ભય અને તિરસ્કારની હો. તટસ્થપણે તેમને વિષે ભાગ્યે જ કોઈ વિચાર કરી શકે. કોઈ તેમની સાથે કદીય સંબંધમાં ન આવ્યો હોય અને તેમને છાપાં કે ગામગપાટા પરથી જ ઓળખતો હોય, તેવાને પણ સરદારને વિષે આવેશપૂર્વક ચર્ચા કરતો જુઓ તો નવાઈ પામવા જેવું નથી.

જેઓ સરદારના ખૂબ અંગત પરિચયમાં આવેલા છે તેમાંના કેટલાકે તેમને હંમેશાં આદરપૂર્વક ચાહ્યા છે, કેટલાકે હંમેશાં તેમની પ્રત્યે ઘૃણાની નજરે જ જોયું છે, અને કેટલાક આ બન્ને સ્થિતિમાંથી અવારનવાર પસાર થયેલા છે. કેટલાક એવા પણ છે, જેમને તેમની સાથે સંબંધમાં આવતાં પ્રથમ ડર રહ્યો હોય, પણ એક વખત સંબંધમાં આવ્યા પછી તેમને ખૂબ જ પ્રેમાળુ માલૂમ પડ્યા હોય. આદરપૂર્વક પ્રેમ તેમ જ તિરસ્કાર બન્નેમાં એક પ્રકારની ભયની લાગણી સામાન્ય હોય છે. ખૂબ ચારિત્ર્યશીલ અને વ્યક્તિત્વવાળા માણસ પ્રત્યેના સંબંધમાં અદબનો ભય હોય છે; ભયંકર દુશ્મન સાથેના સંબંધમાં તેનાથી થનારા નુકસાનનો ભય હોય છે. ચારિત્ર્યશીલ વ્યક્તિ અત્યંત પ્રિય અને પૂજ્ય માબાપ હોય કે મિત્ર હોય, દીકરો હોય કે દીકરી હોય, પતિ હોય કે પત્ની હોય, અગર ઘરનો નોકર પણ હોય, તેને વિષે એક પ્રકારનો ભય લાગે છે. ગરમી અને પ્રકાશની માફક માણસના સબળ ચારિત્ર્યમાંથી એક પ્રકારનું તેજ ફેલાય છે, જેને લીધે ઉપર કહ્યા પ્રમાણે ભય લાગે છે: અને બળવાન ચારિત્ર્ય અને વ્યક્તિત્વનું ઓજસ જ તો વલ્લભભાઈનું સરદારપણું છે.

ઘણાં વરસો પર સાબરમતી આશ્રમમાં ગાંધીજી પાસે હું તેમને અવરનવર આવતા જોતો. પણ તેમની સાથે અંગત સંબંધમાં આવતાં મને બહુ વાર લાગી, મારા શરમાળ સ્વભાવને લીધે ઘણા મોટા માણસો સાથે હું બહુ અંગત સંબંધો બાંધી શકતો નથી, અને મારામાં એવું કંઈ નહોતું જેથી મારી હાજરીથી હું સરદારનું ધ્યાન ખેંચી શકું. એમ પણ બનવા જોગ છે કે, તેમની ઉપરની શરૂઆતમાં મારી છાપ સારી પડી ન હોય. ગમે તેમ હો, ગાંધીજી સાથે હું જોડાયો ત્યાર પછી ઘણા વખત સુધી સરદાર મને જોતા, અને હું તેમને જોતો, પણ ભાગ્યે જ અમે કંઈ વાતચીત કરતા. ૧૯૨૨માં—એટલે કે મારા આશ્રમમાં જોડાયા પછી પાંચ વરસ પછી, અમે એકબીજાના અંગત પરિચયમાં આવ્યા અને ત્યારથી અમારી સ્નેહગાંઠ દિવસે દિવસે મજબૂત થતી ગઈ. આનો અર્થ એવો નથી કે, અમે દરેક બાબતમાં એક જ રીતે વિચાર કરીએ છીએ. કમનસીબે મારી વિચારપદ્ધતિમાં અમુક પ્રકારની વિચિત્રતા છે. તેને લીધે ઘણી વાર મારા સાથીઓના જેવા જ હું દરેક બાબતમાં વિચાર ધરાવતો માલૂમ પડતો નથી. આથી કેટલીક વાર મારા વલણથી મૂંઝવણભરી સ્થિતિ પણ ઊભી થાય છે. પણ આવા મતભેદોને લીધે અમારી પ્રેમગાંઠ કે મિત્રતા તૂટે એવો સમય હવે પસાર થઈ ગયો છે; અને મિત્રો હવે સમજે છે કે, હું તેમની પેઠે વિચાર ધરાવું કે તેમનાથી ભિન્ન વિચારો ધરાવું તોપણ હું એક મિત્ર જ છું અને તેમની માફક એક જ કાર્યને વરેલો છું. કવિ ખલિલ જિબ્રાન કહે છે કે, "જ્યારે તમારો મિત્ર પોતાનું મન તમારી આગળ ખુલ્લું કરે છે, ત્યારે તમારા મનમાં આવેલા 'ન'કારની તમને બીક લાગતી નથી, અને તમારો 'હ'કાર કહેતાં અચકાતા નથી." આ પ્રકારનો તેમનો મારામાં વિશ્વાસ બેઠો છે તે જોઈને મને આનંદ થાય છે. બલ્કે જિબ્રાને વર્ણવેલા મિત્રના બીજા ગુણો પણ સરદારમાં ખરા પડે છે. કવિ કહે છે કે:

"તમારો મિત્ર એટલે તમારી જરૂરિયાતોની પ્રાપ્તિ.

"એ તમારું ક્ષેત્ર છે, જેમાં તમે પ્રેમથી વાવો છો અને કૃતજ્ઞતાથી લણો છો.

"અને એ તમારું ભોજનગૃહ અને તમારું તાપણું છે.

"કેમ કે, તમે એની પાસે ભૂખ ભાંગવા આવો છો. અને એની પાસે હૂંફને શોધો છો.

"અને મિત્રતાની મધુરતામાં હાસ્ય ભળવા દેજો અને આનંદનો સહ-ભોગ કરજો.

"આવી ઝીણી ઝીણી બાબતોની ઝાકળમાં હૃદયનું પ્રભાત થાય છે, અને તેને તાજગી પ્રાપ્ત થાય છે."

આ જાતનો મિત્રતાભર્યો પ્રેમ સરદારની રગેરગમાં છે અને તેથી જ જેમણે તેમના હાથ નીચે કે તેમની સાથે કામ કર્યું છે તેમને તેઓ પ્રિય થઈ પડેલા છે.

૧૯૨૨ અને ૧૯૩૪ના ગાળામાં મેં જુદાં જુદાં ક્ષેત્રોમાં અને જુદા જુદા અધિકારથી સરદારના લગભગ હાથ તળે કામ કરેલું છે. મારાં કોઈ કામ તેમને નહીં રુચ્યાં હોય કે તેમનાં મને નહીં રુચ્યાં હોય. પણ તેમને વિષેનો મારો આદર દિવસે દિવસે વધ્યો જ છે. એમ મેં પણ જોયું છે કે તે જ પ્રમાણે મારામાં તેમનો વિશ્વાસ પણ વધ્યો છે.

૧૯૩૪ની સાલને અંતે મારા પર ગાંધી સેવા સંઘના પ્રમુખ તરીકેની અણધારી જવાબદારી આવી પડી. હું તે સંઘનો માત્ર સામાન્ય સભ્ય હતો. તે મંડળના ઘણાખરા સભ્યોને હું ઓળખતો નહોતો. તેઓયે મને ઓળખતા નહોતા. તેની કારોબારી સમિતિમાં શ્રી જમનાલાલજી, રાજેન્દ્રબાબુ, રાજાજી, ગંગાધરરાવ દેશપાંડે જેવા મોટા આગેવાનો હતા. તેમની વચ્ચે મારે પ્રમુખ તરીકે બેસવાનું થયું! આ રીતે કામ કરવાનું કદી મારી કલ્પનામાં નહોતું અને તેથી મને હિંમત આવતી નહોતી. પણ સરદારે પહેલવહેલો મારો ભય દૂર કર્યો. પણ તે કોઈ શબ્દોથી નહિ પણ તેમના વર્તનથી તેમણે મારામાં આત્મવિશ્વાસ જનમાવ્યો. પ્રમુખ તરીકે મારી પસંદગી થઈ તેને આગલે જ દિવસે સરદાર અને બીજા કારોબારીના સભ્યો સભામાં ગાદી પર બેઠા હતા અને સ્વાભાવિક રીતે હું સામાન્ય સભ્યોમાં બેઠો હતો. એક રાતમાં મારો અધિકાર બદલાઈ ગયો એટલે હું બીજે દિવસે ગાદી પર જઈને બેસું અને તે પણ પ્રમુખ તરીકેની મધ્ય જગ્યાએ, એટલી મારામાં ગાદી-ખ્યાલી આવી શકી નહીં. આથી બીજે દિવસે કારોબારીની સભા થઈ ત્યારે મેં ગાદી પાસે મારી સામાન્ય જગ્યા લીધી. એક પછી એક સભ્યો આવતા ગયા. સરદારે મને નીચે બેઠેલો જોયો એટલે મને મારી યોગ્ય જગ્યાએ બેસવા કહ્યું. પણ મને સંકોચ થયો અને હું ખસ્યો નહીં. તે જોઈને તેઓ મારી પાસે જ શાંતિથી બેસી ગયા. અને મજાક કરી કે, 'કિશોરલાલના રાજ્યમાં આ નવી વ્યવસ્થા અમલમાં આવવાની છે. આપણે ગાદી પર બેસીએ એમ તે ઇચ્છતા નથી. માટે આપણે સમજી જવું જોઈએ.' આટલી ટકોર મારે માટે પૂરતી હતી. આમ એમણે મને ગાદી પર પ્રમુખની જગ્યાએ બેસાડ્યો. ત્યાર પછી પણ, સરદાર, રાજેન્દ્રબાબુ તથા બીજાઓએ પણ ઊંચી શિસ્તની ભાવના જાળવવા જેવી ખાસ કાળજી રાખી અને શિસ્ત જાળવવામાં મને મદદ કરી, તે જાતના તેમના સહકાર વગર મને અને સંઘને જે પ્રતિષ્ઠા મળી તે ન મળત.

સરદારને વિલક્ષણતાઓ પ્રત્યે મોહ નથી. કોઈ માણસનાં પોશાક, બોલચાલ કે રીતભાત વિલક્ષણ હોય તો તેની તરફ આદર કરતાં અશ્રદ્ધાની નજરે જોવા પ્રત્યે એમનું વલણ રહે છે, અને તેનામાં વિશ્વાસ મૂકે તે પહેલાં લાંબા વખત સુધી તેની રીતભાત નિહાળે છે. વિલક્ષણતા એ માણસની કેવળ એક નિર્દોષ આદત જેવું હોય તો એની તેમને પડી હોતી નથી. પણ કંઈક વિશેષ વિલક્ષણતા હોય તો જ્યાં સુધી તેમને ખાતરી ન થાય કે એ માણસમાં ખુશામત, દંભ, ઢોંગ કે આડંબર નથી ત્યાં સુધી તેની સાથે તેઓ સાવચેતીથી કામ લે છે. એમ કહેવાય છે કે, ગાંધીજીની પણ તેમણે આ રીતે પરીક્ષા કરી હતી. બૅરિસ્ટર થયેલા ગાંધીજીએ પશ્ચિમના દેશોમાં વીસ વરસ રહ્યા પછી હિંદમાં આવીને કાઠિયાવાડી પોશાકમાં, ઉઘાડે પગે, 'હિંદ સ્વરાજ'નો સંદેશ લઈને ફરવું સરદારને કંઈક વિચિત્ર લાગતું હતું અને તેથી બીજા જુવાન તેમ જ વૃદ્ધો ગાંધીજીની પાસે તેમની પ્રત્યેના માનને લીધે કે કુતૂહલને લીધે ભેગા થતા તેમ સરદાર કાંઈ તેમના પ્રત્યે ખેંચાયા નહીં. જ્યારે તેમણે જોયું કે, ગાંધીજીની વિલક્ષણતા એ કોઈ ચક્રમની એબ નથી પણ કોઈ આદર્શ માટેની ઉપાસના છે, અને તે ઉપાસના પાછળ હેતુ રહેલો છે, અને તે હેતુ ધારાસભામાં જનારા રાજપુરુષો કરતાં રણમાં ચડનારા રાજપુરુષને વધારે શોભે એવો છે— ત્યારે તેઓ તેમની અગાઉ જોડાયેલા બધાને ટપી ગયા અને ગાંધીજીને તેમણે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું. કબીરજી કહે છે, 'હલકી થી જબ ચઢી તરાજૂ, પૂરી ભઈ તબ ક્યોં તોલે'. એ જ રીતે ગાંધીજીની પરીક્ષા કર્યા બાદ તેઓ પૂરા માલૂમ પડ્યા પછી સરદારનો તેમનામાં વિશ્વાસ બેઠો અને તેને ફરી તેજ કરવાની કદી જરૂર લાગી નહીં.

બીજાઓ પ્રત્યેનું સરદારનું વલણ પણ આવું જ હોય છે. વિશ્વાસ મૂકતાં તેઓ વાર લગાડે, પણ કોઈને પોતાના વિશ્વાસને પાત્ર ગણ્યા પછી તેમાં તેઓ સંપૂર્ણ વિશ્વાસ મૂકે છે. ૧૯૨૭ની સાલના ગુજરાતના રેલસંકટ વખતે બારડોલી વિભાગના કાર્યકરોએ વડોદરા રાજ્યમાં રાહતનું કામ ઉપાડ્યું હતું. હું તે વખતે તે કાર્યકરો સાથે કામ કરતો હતો. અમારા આગેવાન જુગતરામભાઈ હતા. તેમણે સરદાર પાસે કામને અંગે સૂચનાઓ માગી. તેમણે તરત જ એવી મતલબનું લખી જણાવ્યું કે, તમારી વિવેકબુદ્ધિમાં મને પૂરો વિશ્વાસ છે એટલે ખર્ચની પરવા કર્યા વગર તમને ઠીક લાગે તે ખર્ચ ખુશીથી કરજો અને વડોદરા રાજ્ય પ્રજામંડળ તે કામ ઉપાડી લે ત્યાં સુધી તમને જરૂર લાગે તેટલા પૈસા મારી પાસેથી મંગાવી લેજો. રાહતકાર્ય કરતા દરેક સેવકને તેમનો આવો જ અભય બોલ હતો. એ રીતે કામ કરવાથી રાહતકાર્યને અપૂર્વ સફળતા મળી અને વ્યવસ્થાશક્તિ માટે ગુજરાતની નામના વધી. તેમાંથી જ કાર્યકર્તાઓને શિસ્તબદ્ધ કામ કરવાની પ્રથમ પંક્તિની તાલીમ મળી અને તેનો પડઘો

૧૯૨૮ના બારડોલી સત્યાગ્રહમાં જણ્યો. તે સત્યાગ્રહમાં ગુજરાતના બધા સેવકોએ એકમેળથી કામ કરી બતાવ્યું, અને સફળતા પ્રાપ્ત કરી.

સરદારને 'અજાતશત્રુ' કહી શકાય એવું તેમનું સદ્ભાગ્ય નથી. તેને માટે અનેક કારણો છે. જાહેર કામમાં જવાબદારીભર્યું કામ કરનાર કોઈ પણ સેવકને માટે કોઈનેય નાખુશ કર્યા વગર અગર કોઈની પ્રત્યે નાપસંદગી બતાવ્યા વગર કામ કરવું મુશ્કેલ હોય છે. અને નાખુશ થયેલો માણસ પછીથી તેના વિરોધી થવાનું યોગ્ય માને છે. ખુદ ગાંધીજી પણ આવી પરિસ્થિતિમાંથી મુક્ત નથી. પણ ગાંધીજી અને મહાસભા "રાજા" જેવાં છે અને વલ્લભભાઈ પ્રધાન જેવા છે. 'રાજા કંઈ ખોટું કરી શકતો નથી' એ ધોરણે ગાંધીજી અને મહાસભા વિરોધીઓના હુમલાથી બચી શકે છે અને સરદાર જેવા પ્રધાન ખાસ કરીને તેના ભોગ બને છે.

ઘણા માણસો સરદારથી ડરે છે અને તેમની ઘૃણા પણ કરે છે, કારણ તેઓ ખૂબ આખાબોલા છે. અને તે આખાબોલ સાથે કટાક્ષભરી મજાક હોય છે. અને તે મજાક સીધી અને સચોટ હોય છે. અને તેઓ એકની એક મજાક બે વાર કરતા નથી. અને તે જે રીતે સામા પક્ષને ઉઘાડો પાડે છે, તેથી વિરોધીઓ ગુસ્સે થાય છે. પણ તેમની પાસે ગાળો અને નિંદા સિવાય જવાબ આપવા માટે કાંઈ દલીલો હોતી નથી. જાહેર સેવકમાં આવી ગાળો અને નિંદા સહન કરવાની શક્તિ હોવી જ જોઈએ અને સરદારમાં તે ખૂબ છે. તે પોતાના નિર્ણયની સચ્ચાઈ બરાબર તપાસે છે અને તેની તેમને ખાતરી થાય તો પછી ગાળો અને નિંદાની પરવા તેઓ કરતા નથી. પહેલાં તેઓ પોતાની બાજુ બરાબર સાવધાનીથી તપાસી લે છે, અને તેમને પોતાનો કેસ નક્કર અને સાચો છે એમ ચોક્કસ લાગે પછી જ પોતાનું મોઢું ખોલે છે. અને આ રીતે એટલો વખત સુધી પોતાનું મોઢું સીવેલું રાખે છે કે અધીરા સ્વભાવવાળાની ધીરજ ખૂટી જાય. પણ બોલવાનો વખત પાકે ત્યારે કહેવામાં કસર રાખતા નથી. કોઈ માણસને વિષે કે કોઈ બાબત ઉપર તેમણે પોતાનો અભિપ્રાય બાંધ્યો ન હોય તો, તમે મહિનાઓ સુધી તે બાબત તેમની સાથે વાતો કરો પણ તેમનો અભિપ્રાય તમને મળશે નહીં. તમારે તેમનો અભિપ્રાય જાણીને તમારો અભિપ્રાય બાંધવો હોય તો તમને મૂંઝવણ પણ થાય. પણ તેનો ઉપાય નથી. એ સરદારનો સ્વભાવ છે.

આપણા જાહેરજીવનમાં ઘણા થોડા એવા હશે જે પૈસાથી જિતાય નહીં. પણ જે ખુશામતથી કે ધાકધમકીથી જિતાય નહીં, તેવા તેમનાથીયે થોડા હોય છે. સરદાર આવી બાબતોથી પર છે, અને તેથી જાહેરજીવનમાં મોટી આકાંક્ષાઓ રાખનારા કેટલાયને સરદાર અનુકૂળ નથી આવતા.

સરદારની મુલાકાતે જનારને સરદાર નજરમાં લઈને જ માપી લે છે. પણ તેવી છાપને વશ થઈ તેઓ એકદમ વર્તતા નથી, પણ પોતાની ધારણાનો પુરાવો મળે ત્યાં સુધી રાહ જુએ છે. અગાઉ જણાવ્યા પ્રમાણે, કોઈ મુલાકાતી તેની રીતભાતમાં વિલક્ષણ હોય તો સરદારની નજરે તેને ભાગ્યે જ સારું પ્રમાણપત્ર મળે છે. જો તે ખુશામત કરવા જાય તો સરદારને તેને વિષે શંકા ઉપજે છે અને તેના વખાણના બોલનો સ્થૂલ અર્થ તપાસવા તેઓ પ્રયત્ન કરે છે. જો મુલાકાતી સરદારને દબડાવવાનો પ્રયત્ન કરે તો તો વગર વિધિએ તેને રજા જ મળી જાય.

કોઈ સરદારની સામે જંગે ચડવા માગે તો સરદાર તેમાં પાછા પડે એવા નથી પણ આ ઉપરથી સરદાર જ્યાં ત્યાં ઝઘડા કરવા ઉત્સુક હોય છે એમ માનવું ન જોઈએ. ખરેખર તેમને શાંતિ પ્રિય છે અને માનભર્યાં સમાધાન માટે તેઓ ખૂબ ઉદારતા દાખવે છે. પણ એટલું ખરું કે, સ્વાભિમાન અને સિદ્ધાન્તોને ભોગે સમાધાન કરવાનું હોય તો તેઓ તેવા સમાધાનનો કદી સ્વીકાર કરતા નથી અને ઝઘડાથી ભાગતા નથી.

તેઓ એક સરસ સમાધાનકાર પણ છે. ગૂજરાત વિદ્યાપીઠ કે ગાંધી સેવા સંઘના સભ્યોમાં કંઈ તકરાર થતી ત્યારે તેવા ઘણા પ્રસંગોએ સમાધાનકાર તરીકે મેં તેમની કુનેહનો સાનંદ અનુભવ કર્યો છે. તેમના વિરોધીઓની સાથે પણ તેઓ સમાધાન કરવાની કદી ના પાડતા નથી. જો સામો પક્ષ ખરેખર સમાધાન કરવા ઉત્સુક હોય તો સરદાર હંમેશાં તૈયાર હોય છે. પણ તેઓ સમાધાન કરીને મૂર્ખ બન્યાની નામના મેળવવા માગતા નથી, અને જો એકાદ વખત તેમને છેતરવાનો પ્રયત્ન થયો હોય તો સહેજે તેઓ ભૂલતા નથી.

સરદારની ઉદારતા વિષે કહેતાં એમ કહેવું જોઈએ કે, તેઓ ખર્ચમાં આના પાઈનો કે પાવલા અડધાનો કદી હિસાબ કરતા નથી. ખર્ચમાં તેમની નજરે દશક કે શતક જ આવે છે. અમુક કામ કરવાનું જ હોય તો પછી કેટલું ખર્ચ થશે એનો તેઓ વિચાર કરતા નથી. અને જો કામ સંતોષકારક થયું હોય અને તેમાં અપ્રામાણિકતા ન થઈ હોય તો હિસાબમાં ક્યાં એકાદ રૂપિયાનું વધારે ખર્ચ થયું કે ક્યાં એકાદ રૂપિયો બચાવી શકાયો હોત એ દૃષ્ટિએ તેઓ હિસાબ તપાસતા નથી. તેમના સાથીઓને સામાન્ય રીતે એમ ભય નથી લાગતો કે, કંઈ થોડા આના પાઈના બગાડ માટે કે કોઈ પ્રામાણિક ભૂલ માટે સરદાર ભારે ઠપકો આપશે.

આનો અર્થ એવો નથી કે, આવી ભૂલો સરદારના ધ્યાનમાં આવતી નથી. તેઓ એવી ભૂલો જુએ છે, અને સુધારે પણ છે. પણ તેવે પ્રસંગે તેવો મોટો કે ભારે ઠપકો આપવાને બદલે ધીમી સચોટ મજાક કરીને તે પ્રત્યે ધ્યાન ખેંચે છે. તેઓ મજાક કરીને હસે છે

અને આજુબાજુના લોકોને હસાવે છે. મજાકનું પાત્ર બન્યું હોય તે માણસ પોતાની ભૂલ સમજે છે, પણ તે ઉપર તેને ઉશ્કેરાટ થતો નથી. મજાકથી તેને શિખામણ મળે છે, પણ દુઃખ નથી લાગતું.

*મિત્રતામાં અને ઝઘડામાં બંનેમાં વિનોદયુક્ત મજાક એ તેમનું મોટું હથિયાર છે. અને તે શક્તિ તેમને વારસામાં મળેલી જણાય છે. તેમના મોટા ભાઈ નામાંકિત વિઠ્ઠલભાઈ પટેલમાં પણ તે કુદરતી બક્ષિસ જેવી હતી.

ઉપર સરદારની ઉદારતાની વાત કરી એ ઉપરથી કોઈ એમ ન સમજે કે, સરદાર જાહેર નાણાંના ઉપયોગ વિષે બેદરકાર છે અથવા તો જાહેર નાણાંના ગેરઉપયોગને તેઓ સહેજે નિભાવી લે છે. ખરેખર તેઓ જાહેર નાણાંની ચીવટપૂર્વક ચોકી કરે છે અને અયોગ્ય રીતે થયેલા કોઈ પણ વ્યવહારને તેઓ સાંખી લેતા નથી. કોઈ ફંડના ટ્રસ્ટીઓ શુદ્ધ બુદ્ધિથી પણ ટ્રસ્ટના ઠરેલા ધોરણથી વિરુદ્ધ કંઈ કામ કરે તો તેઓ સામા પડે છે. અને એવા પ્રસંગોએ તેમના મિત્રોની સાથે ઝઘડવાના પ્રસંગો પણ તેમને સાંપડેલા છે.

સાથીઓ માટે તેમને જેવાં પ્રેમ અને લાગણી છે તેવા જ શિસ્તની અપેક્ષા તેઓ સાથીઓ પાસેથી રાખે છે. સાથીઓની જરૂરિયાતો અને કૌટુમ્બિક આફતો અને ચિંતાઓનો તેઓ પૂરેપૂરો ખ્યાલ રાખે છે અને જરૂરિયાતો માટે માગણી કરવી પડે તે પહેલાં તે બાબત તેઓ ધ્યાન ઉપર લઈ લે છે. કોઈ સેવકને તેમની જાણ બહાર મુશ્કેલીમાંથી પસાર થવું પડ્યું હોય તો ઊલટા તેઓ વ્યાકુળ થઈ જાય છે. આ ઉપરથી તેમના સાથીઓ તેમને ભાવપૂર્વક ચાહે એમાં કંઈ આશ્ચર્ય છે?

કેટલાંક સ્ત્રીપુરુષો એવાં હોય છે જેઓ થોડાં ઘણાં લાગણીવશ થતાં જ રડી પડે છે. તેમને આનંદ થાય તોપણ આંખોમાં પાણી આવે. કેટલાકનું ઘડતર આથી જુદું હોય છે. કેટલીક વખત વરસો સુધી તેમની આંખોમાંથી આંસુનું બુંદ સરખું પડતું નથી. કદાચ એવા પ્રસંગે કોઈક વખત આંખ ભીની થાય. આવા માણસો હૃદયના વધારે કઠણ હોય છે એમ ઘણી વખત ખોટી રીતે માની લેવામાં આવે છે. મને લાગે છે કે એમાં કંઈક આત્મસંયમનો અંશ હોય છે અને કંઈક કુદરતી રચનાનું કારણ પણ હોય છે. હૃદયની કઠોરતા-કોમળતા સાથે તેને સંબંધ નથી.

સરદારની આંખોમાં સહેજે આંસુ આવતાં નથી. પણ તેનો અર્થ એવો નથી કે, જે પ્રસંગોએ બીજા છૂટે મોઢે રડી ઊઠે તેવા પ્રસંગોની તેમના ઉપર ઊંડી અસર થતી નથી. તેઓ પ્રત્યક્ષ રીતે પોતાની લાગણી કદાચ ન દર્શાવે તોપણ તેમનામાં મિત્રતા અને દયાની, *વફાદારી અને દેશાભિમાનની, બાલપ્રેમ અને પિતૃપ્રેમની,* તથા સાથીઓ પ્રત્યેના પ્રેમની સામાન્ય લાગણી પૂરેપૂરી ભરેલી છે અને કદર અથવા નિંદાની તેમના ઉપર સામાન્ય લાગણીવાળા માણસના જેવી જ અસર થાય છે. કેટલાક લોકોને સરદારમાં આ લાગણી છે એનું ભાન હમણાં જ થયું છે. પણ તે ઉપરથી જણાય છે કે તેઓ હંમેશાં કેટલા આત્મસંયમી રહ્યા છે!

સરદારને હમણાં જ સિત્તેર વર્ષ પૂરાં થયાં. પણ તેઓ તો સ્વભાવતઃ સિપાઈ છે. હિંદને નસીબે પૂર્ણ સ્વરાજ મળતા પહેલાં હજી જો તીવ્ર લડત લડવાનું લખાયું હશે તો સરદાર એને માટે તૈયાર જ હશે અને તેઓ વીસ વર્ષના યુવાનોને મોખરે હશે. એ તેમને પિતા તરફથી મળેલો વારસો છે. તેમના પિતાશ્રીએ ૧૮૫૭ના સ્વાતંત્ર્યયુદ્ધમાં ભાગ લીધો હતો અને કુદરતી રીતે તેમના વડીલે શરૂ કરેલી લડત તેઓ પૂરી કરવા ચાહે છે. તથાસ્તુ.*

કિ૦ ઘ૦ મશરૂવાળા

* મુંબઈ શહેરમાં ઊજવાયેલી સરદારની ૭૦મી જયંતી નિમિત્તે કલ્પાયેલ અભિનંદન ગ્રંથ માટે લખાયેલા અંગ્રેજી લેખ પરથી

# કૉન્ગ્રેસ અને રાષ્ટ્રભાષા

થોડા દિવસ ઉપર, મુંબઈ જતાં રસ્તામાં એક રાષ્ટ્રભાષા પ્રચારકને સહેજે મળવાનું થયું. તેમણે મને પૂછ્યું, 'રાષ્ટ્રભાષાપ્રચાર અંગે કૉન્ગ્રેસની શી નીતિ છે? એને અંગે કોઈ ઠરાવ કે સમજૂતી છે ખરી?'

આ સવાલ તે વખતે મને એક સામાન્ય શંકા જેવો લાગ્યો; એથી વિશેષ મહત્ત્વ એમાં હું ન સમજ્યો. પછી તા. ૮-૧૧-'૪૫ના રોજ હિંદુસ્તાની પ્રચાર સભાની કાર્યસમિતિની બેઠકમાં પૂના જવાનું થયું. ત્યાં જાણ્યું કે, મહારાષ્ટ્રમાં કાર્યકર્તાઓએ હિંદી સાહિત્ય સંમેલનની વર્ધા-સમિતિથી છૂટા પડી પોતાનું કામ કરવાનું ઠરાવ્યું છે; અને તે અંગે તેઓ હિંદુસ્તાની પ્રચાર સભાની નીતિને અનુસરવાના નથી; પણ હિંદી-નાગરી નીતિની અધૂરી ઢબે જ કામ કરશે. આ જાણતાં મને પેલા મિત્રના સવાલનું મહત્ત્વ જણાયું. તેથી એમના એ પ્રશ્નનો ઉત્તર જાહેર આપવો ઠીક માનું છું.

મહારાષ્ટ્રના હિંદી પ્રચારકો જો વર્ધા-સમિતિની નીતિને જ લગભગ માનતા હોય, તો તેમણે શું કામ તેનાથી છૂટા પડવું જોઈએ? ગાંધીજી તે સંસ્થાથી અલગ થયા છે, તો તે પૂર્ણ રાષ્ટ્રભાષાનું દેશવ્યાપી કામ કરવાને માટે, અને તે સંસ્થા એમની એ વ્યાખ્યા ને નીતિ નથી સ્વીકારતી માટે. હિંદી-નાગરી કે 'નાગરી હિંદી'નો પ્રચાર આજે જે રીતે સમજવાય છે એ એક-રાષ્ટ્ર-ભાષાનો

પ્રચાર નથી; તે એક-કોમ-ભાષાનો પ્રચાર બની ગયો છે. તેથી એક રાષ્ટ્રભાષાના નિર્માણનો અને પ્રચારનો પ્રશ્ન તો ઊભો જ રહે છે ને વધારે તીવ્ર બને છે. એટલે, મહારાષ્ટ્ર હિંદુસ્તાની પ્રચારને અર્થે જો વર્ધા-સમિતિને છોડી સ્વાયત્તતા ઇચ્છે, તો તેમાં જરૂર રાષ્ટ્રકાર્યની પ્રગતિ છે; પરંતુ જો કેવળ અલગ થઈને હિંદી–નાગરી કાર્ય જ કરવું હોય, તો એ તો જુદી વાત થઈ. અને તેથી ફરીને મહાસભાની નીતિ આ રચનાકાર્ય અંગે શી છે ને હોવી ઘટે, એ પેલો સવાલ મહત્ત્વનો બને છે. એ નીતિ શી છે, તે અહીં ટૂંકમાં કલમવાર જોઈએ.

### કાનપુર મહાસભાનો ઠરાવ — ૧૯૨૫

૧. મહાસભાના કામકાજનું માધ્યમ હિંદુસ્તાની છે, એ તેના બંધારણની કલમ છે. તે અંગેનો ઠરાવ આ પ્રમાણે છે:

> "આ કૉન્ગ્રેસ ઠરાવે છે કે, (બંધારણની કલમ ૩૩મીને નીચે મુજબ સુધારવામાં આવે કે,) કૉન્ગ્રેસ, મહાસમિતિ તથા કાર્યવાહક સમિતિનું કામકાજ સામાન્ય રીતે હિંદુસ્તાનીમાં ચલાવવામાં આવશે. જો વક્તા હિંદુસ્તાનીમાં ન બોલી શકે એમ હોય, અથવા જ્યારે જ્યારે જરૂર હોય ત્યારે, અંગ્રેજી કે કોઈ પ્રાંતીય ભાષા વાપરી શકશે.
>
> પ્રાન્તિક સમિતિઓનું કામકાજ સામાન્ય રીતે તે તે પ્રાંતની ભાષામાં ચલાવવામાં આવશે. હિંદુસ્તાનીનો ઉપયોગ પણ કરી શકાય."

અને એક અતિ સૂચક વાત એ છે કે, આ ઠરાવ રજૂ કરનાર શ્રી. પુરુષોત્તમદાસ ટંડન જ હતા.

મહાસભા આ તેની કલમનો અમલ કરવાના કામને પૂરી પહોંચી વળી નથી, એ ખરી વાત છે. તેના ઠરાવો ઇ૦ મૂળ હિંદુસ્તાનીમાં નથી હોતા, અંગ્રેજીમાં હોય છે. છતાં મહાસમિતિનું જાહેર કામ ઉત્તરોત્તર હિંદુસ્તાનીમા થતું આવ્યું છે. એટલે સુધી કે, મુંબઈની તેની ગઈ બેઠકનું લગભગ બધું કામ એ રીતે થયું, જે કેટલાય પ્રેક્ષકોના ધ્યાન પર સહેજે આવેલું.

### કરાંચી મહાસભાનો ઠરાવ — ૧૯૩૦

૨. ઈ. સ. ૧૯૩૦ની કરાંચી મહાસભામાં નાગરિકના મૂળ હકો બાબત ઠરાવ થયો તેમાં લિપિઓની રક્ષાની બાબત પણ રાખવામાં આવી. તેનો પ્રસ્તુત ભાગ આમ છે:

> ". . . મહાસભા જાહેર કરે છે કે, તેના તરફથી જે કોઈ બંધારણ કબૂલ કરવામાં આવે, તેમાં આટલી બાબતોનો સમાવેશ થવો જોઈએ, અથવા સ્વરાજ સરકારને તેનો અમલ કરવાની શક્તિ મળવી જોઈએ:
>
> ૧. પ્રજાના મૂળ હકો જેમાં નીચેના તો હોવા જ જોઈએ. . . . (ધ) નાની કોમોની સંસ્કૃતિ, ભાષા અને લિપિઓની રક્ષા. . . ."

### કાર્યવાહક સમિતિની ચોખવટ — ૧૯૩૮

૩. ઈ. સ. ૧૯૩૭ બાદ કૉન્ગ્રેસ પ્રધાનમંડળ યુગ આવ્યો. ત્યારે રાષ્ટ્રભાષાના પ્રચારનું કામ ખૂબ આગળ આવ્યું; ઘણાએ તે તરફ ધ્યાન આપવા માંડ્યું. હિંદુ મુસલમાન સૌ તે તરફ પોતાની સંકુચિત આગ્રહ-દૃષ્ટિઓએ પણ જોવા લાગ્યા. કોમી ખેંચાખેંચી કરનારાઓએ આમાં પણ એક લાગ જોયો. તેવા વાતાવરણમાં ઈ. સ. ૧૯૩૮ના સપ્ટેંબરમાં દિલ્હી ખાતે મળેલી મહાસમિતિમાં ડૉ. અશરાફે ઠરાવ આણ્યો કે:

> "આખા હિંદને માટે એક ભાષાનો પ્રશ્ન અતિ મહત્ત્વનો હોઈને, અને હિંદી ઉર્દૂના ઝઘડાએ અતિ કોમી રૂપ પકડ્યું હોવાથી, તથા મહાસભા આ બાબતમાં જે માને છે તે સાચી રીતે સમજાયું નથી માટે, આ મહાસમિતિ ફરી જણાવે છે કે, મહાસભા નાગરી અને ફારસી એ બેઉ લિપિમાં લખાતી દેશની હિંદુસ્તાનીની રાષ્ટ્રભાષા તરીકે હિમાયત કરે છે, અને બધા મહાસભાવાદીઓને સૂચના આપે છે કે, તેઓ હિંદુસ્તાનીનો લોકમાં પ્રચાર કરે અને હિંદી ઉર્દૂના ઝઘડામાં ન પડે."

આ ઉપરાંત, ઠરાવના બીજા ભાગમાં એક 'હિંદુસ્તાની બોર્ડ' નીમી, તેને હિંદુસ્તાનીના વિકાસને માટે યોજના કરવાનું સોંપવાની વાત હતી.

મહાસભાનું ત્યારનું 'કૉન્ગ્રેસ બુલેટીન' આ ઠરાવ અંગે જણાવે છે કે, "કાર્યવાહક સમિતિએ સમિતિ નીમવાનો આ ભાગ છોડીને રહેતા બાકીના હિંદુસ્તાનીના ઠરાવ અંગેનો ભાગ સ્વીકાર્યો હતો. આ મુખ્ય ઠરાવ પર અનેક સુધારા મૂકવામાં આવ્યા હતા, પરંતુ તે બધા સાથે તે ઠરાવ પણ નાપાસ થયો હતો."

### કાર્યવાહક સમિતિનો ઠરાવ — ૧૯૩૮

૪. ઠરાવ ઊડી જવાથી કદાચને ગેરસમજ ઊભી થાય તેથી, મહાસભાની આ પ્રશ્ન અંગે નીતિ શી છે તેની ચોખવટ કરવા માટે ત્યાર બાદ કાર્યવાહક સમિતિએ નીચેનો ઠરાવ કર્યો હતો:

> "કૉન્ગ્રેસની મહાસમિતિની તાજેતરમાં ભરાયેલી સભામાં ડૉ. અશરફે ખાનગી રાહે રજૂ કરેલા હિંદુસ્તાની વિષેના ઠરાવની બાબતમાં કાર્યવાહક સમિતિને અફસોસ છે કે, અનેક પ્રકારના સુધારાઓથી થયેલા ગોટાળાને લીધે એ ઠરાવ ઊડી જવા પામ્યો. પણ મહાસભાની જે સ્થિતિ બંધારણની નીચેની કલમમાં વર્ણવવામાં આવી છે તેમાં આ ઠરાવના ઊડી જવાથી કોઈ જાતનો ફરક પડતો નથી:

'કલમ ૧૯. (ક) મહાસભા, મહાસમિતિ અને કાર્યવાહક સમિતિનું કામકાજ સામાન્યપણે હિંદુસ્તાનીમાં ચાલશે. વક્તા હિંદુસ્તાનીમાં બોલવા અસમર્થ હોય તો, અથવા તો પ્રમુખ જ્યારે જ્યારે રજા આપે ત્યારે, અંગ્રેજી ભાષા અથવા કોઈ પ્રાંતિક ભાષાનો ઉપયોગ કરી શકશે. (ખ) પ્રાંતિક સમિતિનું કામકાજ સામાન્યપણે તે તે પ્રાંતની ભાષામાં ચલાવવામાં આવશે. હિંદુસ્તાનીનો પણ ઉપયોગ કરી શકાશે.'

"મહાસભાની ચાલતી આવેલી પ્રથા અનુસાર, હિંદુસ્તાની એ ભાષા છે જે ઉત્તર હિંદના લોકો વાપરે છે અને જે દેવનાગરી અથવા ઉર્દૂ લિપિમાં લખાય છે.

"વસ્તુતઃ મહાસભાની એ નીતિ રહેલી જ છે કે, તમામ સભાઓમાં અને મહાસભા-સમિતિઓના કામકાજમાં હિંદુસ્તાનીનો ઉપયોગ કરવાનો આગ્રહ રાખવો. કાર્યવાહક સમિતિ આશા રાખે છે કે, આ વરસની આખર સુધીમાં મહાસભાવાદીઓ રાષ્ટ્રભાષામાં બોલવાની તૈયારી કરી લેશે, જેથી મહાસભાની સભાઓમાં કે મહાસભા-સમિતિઓનાં કાર્યાલયમાં આંતરપ્રાંતીય વ્યવહારને સારુ તે પછી અંગ્રેજીનો ઉપયોગ કરવાની જરૂર ન રહે. માત્ર પ્રમુખ જ્યારે જ્યારે આવશ્યક હોય ત્યારે અંગ્રેજીનો ઉપયોગ કરવાની પરવાનગી આપી શકશે."

આ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે, મહાસભાની નીતિ હિંદુસ્તાની પ્રચાર સભાને સમર્થ છે. બલ્કે, ખરી વાત તો એ છે કે, એ નીતિને લોકોમાં આગળ કરવા માટે જ એ સભાની સ્થાપના છે. કેમ કે, હિંદી સાહિત્ય સંમેલને એ નીતિનો ઇન્કાર કર્યો ત્યારે જ આ સભા સ્થાપવી પડી. આથી કરીને, દેશમાં રાષ્ટ્રભાષાનું રચનાકાર્ય કરવા માટે મહાસભાવાદીઓ માટે નીતિ અંકાઈ ચૂકેલી છે. એમાં ભાગ્યે જ શંકાને સ્થાન છે. દેશ સામે રચનાકાર્ય તરીકે જે ચૌદવિધ કાર્યક્રમ છે, તેને મહાસભાએ સ્વીકાર્યો છે. તે રીતે પણ, મહાસભા પાસે બે લિપિ દ્વારા હિંદુસ્તાનીની નીતિથી બીજી કોઈ નીતિ નથી, કે ન હોઈ શકે.

તા. ૧૭-૧૧-'૪૫ મગનભાઈ દેસાઈ

# રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓ પાછી કામે ચડે છે

૧૯૪૨-૪૩ના ગાળામાં સરકારે ગુજરાત વિદ્યાપીઠ, વલ્લભ વિદ્યાલયને તો ઝડપી લીધાં નહોતાં. પરંતુ વેડછી આશ્રમને લઈ તેનું કાર્ય અને મિલકત રફેદફે કરી નાંખેલાં. અને પહેલી બે સંસ્થાઓના કાર્યકર્તાઓ તો જેલમાં પહોંચાડાયા જ હતા. હવે તે બધું પૂરું થયું છે ને એ બધી રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થાઓ પાછી પોતાનું કામ જારી કરે છે. આજે વિદ્યાર્થીઓ અને તેમનાં માબાપો સરકારી શિક્ષણમાં વળી ગયાં છે એ ખરું; છતાં અનેક લોક આ સંસ્થાઓ શું કરે છે એ જાણવા તો આતુરભાવે પૃચ્છપરછ કરે છે. ગુજરાત વિદ્યાપીઠે પોતાનું કામ ૧૯૪૪ના જૂનથી પાછું ચાલુ કર્યું; ગયા ઑગસ્ટ માસથી વલ્લભ વિદ્યાલયે સમગ્ર ગ્રામસેવક વર્ગ શરૂ કરી દીધો; અને હવે વેડછી આશ્રમ પણ આ માણેકઠારીથી પોતાનું કામ શરૂ કરે છે. સંસ્થાના નિયામક શ્રી. જુગતરામભાઈ દવેએ પ્રસિદ્ધ કરેલી, તેનો પરિચય આપતી પત્રિકામાંથી નીચેનું ઉતાર્યું છે. આવતે વખતે બીજી સંસ્થાઓના કામ વિષે કાંઈક વિગતે પરિચય આપીશ.

૧

## વેડછી સ્વરાજ આશ્રમ

"બારડોલી પ્રદેશમાં સરદાર વલ્લભભાઈ પટેલના પ્રમુખપણા નીચે રચનાત્મક કાર્ય દ્વારા પ્રજાની સ્વરાજ્યશક્તિ ખીલવવાના હેતુથી સ્વરાજ્ય આશ્રમો ચાલી રહ્યા છે. તે પૈકી વેડછી આશ્રમ એ રાનીપરજની સેવા માટે રાનીપરજની વચ્ચે છેલ્લાં ૨૧ વર્ષથી ચાલતો રહ્યો છે. હવે તે જપ્તીમાંથી પાછો આવતાં, તેની સર્વ પ્રવૃત્તિઓ ફરીથી ચાલુ કરવાની તૈયારીઓ થઈ ચૂકી છે.

### ૧. રાનીપરજ ખાદી કાર્યાલય

આશ્રમ તરફની રાનીપરજમાં ચાલતા ખાદી ઉત્પત્તિ કામનાં ચાર કેન્દ્રો મઢી, પૂના (મહુવા), આંબાપારડી (ઝાંખરી) તથા વેડછીમાં ચાલે છે, જેમાં ૧૪ કાર્યકર્તાઓ કામ કરી રહ્યા છે. આ કામ મહાગુજરાત ખાદી મંડળના આશરા નીચે ચાલી રહ્યું છે વેડછી આશ્રમની જપ્તી દરમ્યાન ખાદીકામનું મુખ્ય કાર્યાલય પૂના (મહુવા) તથા મઢી આશ્રમમાં ખસેડવામાં આવ્યું હતું, તે હવે તેની મૂળ જગ્યાએ વેડછી આશ્રમમાં લાવવામાં આવ્યું છે, અને તેના પ્રાણરૂપ કાર્યકર્તા શ્રી ચુનીભાઈ મહેતા પોતાની મૂળ કર્મભૂમિમાં આવી રહ્યા છે.

### ૨. ગ્રામસેવકોની કુટીરો

આટલાં વર્ષોથી ચાલતા ખાદી તથા કેળવણીના કામના ફળરૂપે વેડછી આશ્રમની આજુબાજુનાં કેટલાંક ગામડાંઓમાં ગ્રામસેવા કુટીરોનું જાળું ફેલાવા લાગ્યું છે આશ્રમમાં તાલીમ પામેલા સેવકો અને સેવિકાઓ પૂ. ગાંધીજીના ગ્રામસેવાના મંત્રને ઝીલી જુદાં જુદાં ગામોમાં બેસી ગયાં છે. તેઓનાં કામોમાં ખાદીકામ, બાલવાડી, કન્યા અને કુમાર આશ્રમ, લોકોને અન્યાય અને જુલમના પ્રસંગોમાં હિંમત અને દોરવણી આપવી, કોંગ્રેસ-સેવા વગેરે છે હાલ તેવી કુટીરો ૭ ગામોમાં છે, અને ૧૨ ગ્રામસેવકો ત્યાં કામ કરી રહ્યાં છે. આ ૧૨માં ૪ બહેનો છે.

આ સર્વ ભાઈબહેનોને માટે જરૂરી ખર્ચ પૈકી અમુક ભાગ ગ્રામસેવામાં રસ ધરાવનારી કેટલીક સંસ્થાઓ તરફથી મળે છે અને અમુક ભાગ સ્થાનિક મદદથી મેળવી લેવામાં આવે છે.

### ૩. વેડછી આશ્રમ ઉદ્યોગશાળા

રાનીપરજ યુવકોને પોતાની કોમની તથા દેશની સેવા માટે તૈયાર કરવાની દૃષ્ટિથી આશ્રમ ઉદ્યોગશાળા સને ૧૯૨૬થી ચાલી રહી છે. તે ફરીથી આવતી કાર્તિકી પૂર્ણિમા (તા. ૧૯-૧૧-૪૫)થી ચાલુ કરવામાં આવશે. તેમાં પ્રથમ ૧૬ વિદ્યાર્થીઓ હાલ તરત દાખલ કરવામાં આવશે, અને બીજા ૧૬ વિદ્યાર્થીઓ સને ૧૯૪૬ના જૂન માસથી લેવામાં આવશે. ઉદ્યોગશાળામાં સામાન્ય રીતે પ્રાથમિક શાળાનું શિક્ષણ પૂરું કરેલા રાનીપરજ કોમના વિદ્યાર્થીઓને લેવામાં આવે છે.

તેનો અભ્યાસક્રમ ૪ વર્ષનો છે, જે દરમ્યાન વિદ્યાર્થીઓને કાંતવું, પીંજવું, વણાટ, સુતારી, ખેતીવાડી, પશુપાલન — એટલા ઉદ્યોગો અને તે સંબંધી શાસ્ત્રીય શિક્ષણ આપવામાં આવે છે તે ઉપરાંત ગુજરાતી અને હિંદુસ્તાની ભાષાઓનું, હિસાબીકામનું તથા એક સુશિક્ષિત ગ્રામસેવકને માટે જરૂરી એવું દેશ અને દુનિયાનું સામાન્ય જ્ઞાન મળી રહે અને સેવાગ્રામના 'સમગ્ર ગ્રામસેવા વિદ્યાલય' સાથે ભળી જઈ શકે એ રીતે અભ્યાસક્રમ યોજવામાં આવ્યો છે.

આશ્રમજીવનમાં રસોઈ, પાયખાના-સફાઈ વગેરે સવ કામો જાતે કરવાનાં હોય છે. કોઈ કામને ઊંચુંનીચું માનવામાં આવતું નથી. આળસને સ્થાન નથી. હળીમળીને નાનામોટાએ સર્વ કામો સાથે કરી પોતાની જાતને ઘડવાની છે. ગરીબોની સેવા માટે ખાનપાન વગેરેમાં ગરીબાઈ ધારણ કરવાની છે. ખાવાપીવા કે બીજા કોઈ વહેવારમાં નાતજાત અને ધર્મના ભેદો ભૂલી જવાના છે.

રાનીપરજની આર્થિક સ્થિતિ ઘણી જ ખરાબ હોવાથી અને આ આશ્રમ ખાસ તેમની સેવા માટે હોવાથી, તે કોમના વિદ્યાર્થીઓનું ખર્ચ આશ્રમ તરફથી ચલાવવામાં આવશે. પરંતુ તેઓ પોતાના શિક્ષણ દરમ્યાન ઉદ્યોગોમાંથી જે કંઈ ઉપાર્જન કરશે તે આશ્રમમાં જમા થશે. તેમનાં માબાપો પણ પોતાની સ્થિતિના પ્રમાણમાં અનાજ, કપાસ, લાકડાં વગેરેના રૂપમાં કંઈ ને કંઈ પોતાના પુત્રોના ખર્ચ પેટે આશ્રમને આપે એવી આશા રાખવામાં આવે છે.

રાનીપરજ સિવાયની બીજી કોમના વિદ્યાર્થીઓને, ખાસ કરીને દેશસેવા કરતા કાર્યકર્તાઓના પુત્રોને લેવામાં આવશે. માત્ર તેઓએ પોતાના ખર્ચે રહેવું પડશે. અત્યારના સંજોગોમાં વાર્ષિક રૂ. ૨૫૦) જેટલા ખર્ચની ગણતરી રાખવી જોઈએ. તે રકમ અનાજ વગેરેના રૂપમાં પણ આપી શકાશે. વિદ્યાર્થીઓ શિક્ષણ દરમ્યાન ઉદ્યોગોમાંથી જે કંઈ ઉપાર્જન કરશે તે આશ્રમમાં ફી તરીકે આપવાનું રહેશે. પરંતુ જો તેવું ઉપાર્જન વર્ષમાં રૂ. ૫૦)થી વધારે થશે તો વધારાની રકમ વિદ્યાર્થીને આપવામાં આવશે.

દાખલ થવા ઇચ્છનાર વિદ્યાર્થીઓએ આચાર્ય શ્રી. ચિમનલાલ ભટ્ટને મળવું અથવા લખવું.

### ૪. ગ્રામસેવક તાલીમ

આશ્રમમાં હમેશાં આશ્રમી જીવન અને ગ્રામસેવાનો અનુભવ લેવાની ઉત્કંઠાવાળાં ભાઈબહેનોને અહીંની અનુકૂળતા પ્રમાણે સગવડ આપવામાં આવતી, તે પ્રમાણે હવે પછી પણ આપવામાં આવશે.

આ આશ્રમમાં તેમ જ આસપાસ અનેકવિધ રચનાત્મક કામો અને કેળવણીનાં કામો ચાલી રહ્યાં છે તેમાં ભળીને જીવતો અનુભવ લેવાની સગવડ તેઓને મળી રહેશે. તેઓને માટે ચોક્કસ સર્વ-સામાન્ય મુદત કે અભ્યાસક્રમ બાંધેલો નથી, પરંતુ દરેકની પોતાની જરૂરિયાત અને ઇચ્છા પ્રમાણે તે આંકી લેવામાં આવશે. આવી તાલીમ માટે આવનાર ભાઈબહેનોએ પોતાના ખર્ચની જોગવાઈ પોતે કરવી આવશ્યક છે.

### ૫. વેડછી અને નજીકનાં ફળિયાંનાં બાળકોની લોકશાળા

વેડછી અને તેની નજીકના ગામોમાં માત્ર ગુજરાતી ચાર ધોરણની જ શાળાઓ હોવાથી ઘણાં બાળકોનો અભ્યાસ તેટલેથી અટકી પડે છે. તેવા બાળકો અને બાળાઓ માટે આશ્રમમાં લોકશાળા ચલાવવામાં આવશે, તેનો અભ્યાસક્રમ વર્ધાયોજના અને 'લોકશાળા'ની યોજનાઓને અનુસરીને રહેશે. હાલ તરત ગુજરાતી ૪થા ધોરણમાં પાસ થયેલાં બાળકોનો એક વર્ગ ચાલુ કરવામાં આવશે.

આગળ ઉપર આ લોકશાળાના બાળકો આશ્રમની ઉદ્યોગ-શાળામાં ભળી જઈ શકશે.

### ૬. કુમાર-કન્યા આશ્રમ તથા બાલવાડી

વેડછી ગામના શાળામાં જતાં, તેમ જ જેમને નાનપણથી ઢોર ચારવા વગેરે કામોમાં રોકાવાની ફરજ પડે છે તેવા બાળક-બાળાઓ માટે, તેમને જીવનમાં ઉપયોગી એવા સંસ્કારો મળી રહે એ માટે આશ્રમમાં વ્યવસ્થા ચાલુ થઈ ચૂકી છે. બાળો આશ્રમમાં સૂએ, બેસે અને તે દરમિયાન તેઓ કાંતણ, પીંજણ, સંગીત, રમતગમત, કસરત-કવાયત, અંગત તથા જાહેર સફાઈ, પ્રાર્થનાઓ વગેરે પ્રવૃત્તિઓ વ્યવસ્થિત રીતે કરે એમ યોજ્યું છે. બાળકોને રોજ નાસ્તો પણ આપવાનું રાખ્યું છે.

### ૭. ખેડૂત મંડળો તથા આપબળ સહકારી મંડળીઓ

રાનીપરજ લોકો અન્યાયો અને જુલમોથી ઘણા જ કચરાયેલા છે. પોતાની મહેનતનું ફળ તેમના હાથમાં રહેવા પામતું નથી. તેઓ કેળવણી, ઉદ્યોગો વગેરેનો લાભ મેળવી શકતા નથી, અને વ્યસનમાં ફસાયેલા છે. તેથી તેમને જાગ્રત કરવા ખેડૂતમંડળોની પ્રવૃત્તિ ઉપાડવામાં આવી છે.

હમણાં આ પ્રદેશમાં ગણોતહકનો કાયદો અમલમાં આવતાં રાનીપરજ ખેડૂતોનાં દેવાં રદ થયાં છે. તેઓ ફરીથી દેવામાં ફસાય નહિ અને આપબળથી પોતાનો વ્યવહાર ચલાવી શકે તે માટે તેઓમાં આપબળ સહકારી મંડળીઓ કાઢવાની અને તેની મારફત વેચાણ, ખરીદ અને ધીરધારનો નવો રસ્તો પાડવાની હિલચાલ ચાલુ કરવામાં આવી છે"

આ અંગે વધુ જાણવા ઇચ્છનારે શ્રી. જુગતરામ દવેને, વેડછી, પો૦ વાલોડ (જિ. સુરત) એ સરનામે લખવું.

આશ્રમની આ બધી પ્રવૃત્તિને માટે કાયમી તથા ચાલુ ખર્ચ માટે લગભગ ૭૦ હજાર રૂપિયા જોઈએ, એમ જાહેર કરવામાં આવ્યું છે. મદદ કરવા ઇચ્છનાર આશ્રમ ઉપર તે મોકલાવે.

—ચાલુ —મ૦

# મોટાંનું શીઘ્રશિક્ષણ

ગામડાંઓમાં બેસીને ગ્રામસેવા કરનાર સેવકો અને સેવિકાઓ માટે મેં આ માસિકમાં આ પહેલાં 'બાલવાડી'ની તેમ જ 'कन्या अने कुमार आश्रम'ની કલ્પનાઓ પ્રસિદ્ધ કરી છે. જે સેવકો નેતા કોટિના છે અને ગ્રામજીવનની ઝીણી ઝીણી બાબતોને હાથમાં પકડવા નવરા હોતા નથી, અથવા, જેઓ પરિવ્રાજકો છે અને ગામડે ગામડે ભ્રમણ કરીને સેવા કરે છે, અથવા જેઓ વ્યવસ્થાપકો છે અને સમિતિઓ અને કાર્યાલયો રચીને સેવા કરે છે — આવા આવા સેવકોએ મારી યોજનાઓને 'સરસ સરસ' કહીને વખાણી છે, પણ તેમનાં સ્વભાવ અને કાર્યપદ્ધતિ જોતાં તેઓ તેનો અમલ ન જ કરી શકે એ કુદરતી છે. પરંતુ જે ગ્રામસેવકો અને સેવિકાઓ શિક્ષક સ્વભાવનાં છે, જેઓ પોતાના વરેલા ગામને વળગીને સ્થિર રહેનારાં છે, તેઓને એ યોજનાઓ ખૂબ ગમી ગઈ છે, એટલું જ નહિ પણ, મને આનંદ ઉપજે છે કે, તેઓ પૈકી કેટલાંકોએ તે પ્રમાણે કામ આરંભી પણ દીધું છે. તેથી તેમના નાના નાના ઝૂંપડી–આશ્રમો જીવતા જાગતા અને કિલકિલાટ કરતા થયા છે. રેંટિયા, મદ્યનિષેધ આદિ કામો દ્વારા નિરાશ થઈ ગયેલા ગામ-લોકોને ખેંચવામાં તેઓ નાસીપાસ થતાં હતાં, તેને ઠેકાણે તેઓ બાલવાડી અને કન્યા–કુમાર–આશ્રમોથી ઘર ઘરની સાથે બહુ જ સહેલાઈથી મીઠો સંબંધ બાંધી શક્યાં છે. પરિણામે તેમની ગ્રામસેવા કંટાળા ભરેલી મટી છે, હતાશ ગામડાઓમાં પણ વહેલો મોડો પ્રાણ પૂરી શકાશે એવી તેમને આશા બંધાઈ છે, અને પોતાના જીવનમાંથી ગ્રામવાસ અને ગ્રામસેવા છૂટી જવાની ધાસ્તી પેદા થઈ હતી તે હવે દૂર થઈ ગામના કામમાં આનંદ આવવા લાગ્યો છે.

એવાં શિક્ષકવૃત્તિનાં ગ્રામસેવકો અને સેવિકાઓ માટે આજે વળી એક બીજી યોજના 'मोटांओना शीघ्रशिक्षण'ની રજૂ કરું છું.

૧

ગયા માસમાં આચાર્ય શ્રી કાકાસાહેબ કાલેલકર અમારા બારડોલીના ગ્રામસેવાના ઝૂંપડી–આશ્રમો જોવા આવ્યા હતા. તેમની સાથે તાલુકાની સડકો ઉપર મુસાફરી કરતાં મેં એક દેખાવ જોયો. આમ તો એ દેખાવ હું રોજ જોઉં છું. અમારી વેડછીમાં પણ તે દૃશ્ય ફળિયે ફળિયે રોજ ભજવાય છે એથી હું અજાણ્યુ નહોતો. પરંતુ કાકાસાહેબની હાજરીથી અમે રાષ્ટ્રીય કેળવણીની જાગૃતિમય હવામાં તરતા હતા, તેથી આ દેખાવ આ વખતે છાતીમાં ચોંટી ગયો.

રાનીપરજ પ્રદેશને ચીરીને જતી એ સડકોની બેઉ ધારે અમે શું જોયું? થોડાં ખેતરો આગળ જઈએ ત્યાં ૨૫–૩૦ ઢોરનું એક ધણ જોવામાં આવે, અને તેની પાછળ પાછળ દસથી બાર વર્ષની ઉંમરનાં ૧૦ થી ૧૫ છોકરાઓ અને છોકરીઓ, કોઈ કોઈ ઘરડાં ડોસી ડોસાઓ લાકડી લઈને ચારવા નીકળી પડ્યાં હોય. વીસેક માઈલની મુસાફરીમાં નહિ નહિ તો ઢોર અને તેનાં ગોવાળિયાં-ઓની આવી ૫૦ ટોળીઓ અમે જોઈ.

રાનીપરજ ગામોમાં અડધાં ઉપર બાળકો અને બાળાઓ કોઈ પણ જાતની નિશાળનું દર્શન કર્યા વિના ઢોર ચારતાં ચારતાં મોટાં થઈ રહ્યાં છે. કેટલાંક ગામોમાં નિશાળો છે, છતાં ગામનાં બાળકોને ઢોર ચારવા ગયા વિના છૂટકો નથી, તેથી એ નિશાળો સૂની રહે છે. આવી સ્થિતિ ગુજરાતના બીજા ભાગોમાં પણ હશે.

નિશાળે જવાની તક મળ્યા વિના મોટાં થતાં આ ગોવાળિયાંઓ વાંચતાંલખતાં અને ગણિત ગણતાં શીખી શકતાં નથી. વીસમી સદીના સુધારાનો પ્રવાહ તેમને સ્પર્શ કરતો નથી. તેથી તેઓ મોટાં થાય છે ત્યારે આ સદીને અને તેના લોકોને ઓળખી શકતાં નથી, અને સાધારણ માણસને હાથે પણ સહેલાઈથી છેતરાય છે, શોષાય છે, ડરે છે અને અપમાન વેઠે છે.

પણ જ્યારે બીજી આંખે તેમનું જીવન અવલોકું છું ત્યારે મારું શિક્ષકહૃદય આનંદ અનુભવે છે. અહીં જુઓ, ઢોર ચરી રહ્યાં છે અને આ ગોવાળિયાઓ મેદાનમાં ગિલ્લીદંડા કે આટાપાટા રમી રહ્યા છે. ત્યાં જુઓ તો નદીમાં પડીને કેવા ડૂબકીદાવ રમી રહ્યા છે? પેલી નાની ટેકરી ઉપરથી ગોવાળિયાઓના પાવાનો મધુર સ્વર સુણાય છે, તો બીજે ક્યાંક દાંડિયારાસ કે નાચણાની મજા ચાલી રહી છે. તીર તાકવામાં અને ગોફણ ફેંકવામાં ગોવાળિયાઓ એક્કા હોય છે. વનનાં પંખીઓ અને પશુઓને વિષે અને વનનાં ઝાડપાનને વિષે તેઓ કેટલું બધું જ્ઞાન ધરાવે છે. સીમના એકેએક ખેતરને અને તેના ખેડનારને અને તેના આગળપાછળના ઇતિહાસને તેઓ બરાબર જાણે છે. ખરેખર, એ ગોવાળિયાની સરખામણીમાં પેલાં કોટડાં જેવી નિશાળોમાં ગોંધાતાં નિશાળિયાં બિચારાં દયામણાં જ લાગે છે. ત્યાં તેમને વાંચવું, લખવું અને ગણવું શીખવા મળે છે એ ખરું, પણ તે કેટલી ભારે કિંમતે? જેને ખરેખરું જીવન કહીએ તેના ભોગે તેમને એટલું ભણતર મળે છે.

આ ગોવાળિયાંઓનું જીવન દરેક રીતે ગમી જાય એવું છે; તેમાં જીવન છે, આનંદ છે, અને કેળવણી તો ઢગલાબંધ પડી છે. તેમને માત્ર એક જ ઊણપ છે, અને તે છે શિક્ષકની. ભોંય છે, પાણી છે, બીજ છે. એ ત્રણેને કેળવીને ભેગાં કરનાર માળી નથી. એમનાં જીવનો ઘાસનાં બીડ જેવાં ચોમાસામાં ઘડીક લીલાં

લીલાં દેખાય છે, પણ સુંદર સુઘડ, સુગંધી ફૂલો અને મધુરાં ફળોનો બાગ બનતો નથી.

અમે ગ્રામસેવકો એકબીજાને મળીએ છીએ ત્યારે આવા ગોવાળિયાઓનો ઘણી વાર વિચાર કરીએ છીએ. તેમના શિક્ષક અને મિત્ર થઈ તેમની સાથે સાથે ફરીએ, તેમની રમતોમાં વધારે વ્યવસ્થા અને નિયમ લાવીએ, તેમના ગાવા અને નૃત્યમાં વધારે સ્વરજ્ઞાન ભરીએ, તેમની ભાષાને હરતાં ફરતાં સંસ્કારી કરીએ, જે પશુઓ અને વનસ્પતિઓ વચ્ચે તેઓ રહે છે તેમનાં વિજ્ઞાનો એમને શીખવીએ, એમને ભૂગોળ તેમ જ ખગોળની કલ્પના આપીએ, એમને આ જમાનાના અને ગયા જમાનાઓના મહાજનોના પરિચય આપીએ, તેઓ માત્ર જુએ નહિ પણ ધારી ધારીને જુએ, માપી માપી, જોખી જોખી ગણી ગણીને બધું સમજે, એવો તેમને રસ લગાડી દઈએ, તેઓ આખો દિવસ કેવળ રખડવામાં અને નિરુદ્દેશ રમતોમાં ન ગાળતાં, પોતાનો સમય આપકેળવણી અને ઉત્પાદક ઉદ્યોગોમાં ગાળે — તકલી વડે સૂતર અને ઊન કાંતે, રઝળતાં હાડકાં વીણી તેનું ખાતર બનાવે, બળતણ વીણી ભારા બાંધે, વનની ઔષધિઓને ઓળખે અને વીણી લાવી માંદાઓ ઉપર ઉપકાર કરે. લાકડાં ઉપર ચપ્પુ અને ફરસી જેવાં નાનાં ઓજારો ચલાવી ઉપયોગી વસ્તુઓ બનાવે, પથ્થરો કોરીને તેમાંથી પણ તેવું જ કંઈક સર્જન કરે, ચિત્રો દોરે, નકશા દોરે, વાદ્યો વગાડે જ નહિ પણ નવાં નવાં બનાવે, ગીતો અને કવિતાઓ ગાય એટલું જ નહિ પણ નવાં નવાં રચે — જો કોઈક રસિયો અને પ્રેમાળ ગ્રામસેવક ગોવાળિયાઓની ટોળીમાં ભળી જાય તો તેમના એળે જતા જીવનમાં કેટલો બધો અર્થ પૂરી દઈ શકે? આવા વિચારો અમને આવે છે, પણ અમે કોઈએ હજુ તે કર્યું નથી. કોઈક દિવસ ક્યાંક કોઈક રસિયો ગ્રામસેવક જાગશે.

આજે તો આ રીતે ભણતર વગર ઊછરીને મોટાં થઈ ગયેલાં છોકરા છોકરીઓને ગ્રામસેવકો કેવી રીતે શિક્ષણ આપી શકે એની યોજના હું બતાવીશ.

૨

આવાં છોકરા છોકરીઓ ૧૨થી ૧૪ વર્ષનાં થઈ ગયેલાં, ગામમાં અનેક જોવામાં આવશે. હવે તેઓનાં માબાપ તેમને અતિ અલ્પ મળતરવાળો ગોવાળિયાનો ધંધો છોડાવી ખેતીની મોટી મજૂરીના ધંધામાં પલોટવાની શરૂઆત કરે છે. અત્યાર સુધી તેમને એક જાતની કુદરતી અથવા રાની કેળવણી મળી છે. હવે પણ ખેતીનાં વિવિધ કામો તેમને કરવાનાં આવશે તે ઓછાં કીમતી નથી. પરંતુ ગોવાળિયાના જીવનમાંનાં આનંદ, રમતગમત અને છૂટ હવે તેમને માટે રહેશે નહિ. હવે તેમને જે કામ કરવાનું છે તે બેદો અને અન્યાયોથી ભરેલી દુનિયામાં કરવાનું છે. તેમાં ડગલે ડગલે ધક્કાઓ અને અપમાનો છે. પગલે પગલે છળ અને કપટ છે. દરિદ્રતાનાં પૂર તેમની આસપાસ ફરી વળ્યાં છે. ઉદ્યોગ એમની પાસે આહ્લાદદાયક કામ તરીકે આવતો નથી, પણ વિષાદકારક મજૂરી કે વેઠરૂપે આવે છે. તેમના કુમળા જીવન ઉપર આ ભૂંડી દુનિયામાંથી ટીમના વાયરા ફરી વળશે. તેમનાં હૃદય બિડાઈ જશે, આંખોનાં પાણી મરી જશે, મોં પરથી આનંદ ઊડી જશે, ઉત્સાહ કે ખંત ખલાસ થશે. તેઓ જીવશે, પણ પગ ઘસડતા જીવશે.

ગ્રામસેવકોને સૂચવું છું કે, તમારા ગામમાંથી આ તબક્કે પહોંચેલા છોકરાઓને શોધી કાઢો. સેવિકાઓને સૂચવું છું કે, એવી છોકરીઓને શોધી કાઢો. તેમની સાથે મિત્રતા બાંધો. તેમનામાં વિશ્વાસ પેદા કરો. જેમને કોઈ પ્રેમ કે મમતા બતાવનાર નથી, તેમને તમે તેના વડે નવડાવો. એવાં બે ચાર કે છ છોકરા છોકરીઓનાં મન જીતી તેમને તમારી કુટીરમાં લઈ આવો, તેમને તમારા સહવાસનો લાભ આપો, તેમને સરસ કેળવણી આપો.

તેમનો વિશ્વાસ સંપાદન કરવામાં ગ્રામસેવકોને બહુ વાર નહિ લાગે. પણ તેમનાં માબાપ પાસેથી તેમને છોડાવતાં જરા મહેનત પડશે. સેવાભાવી સેવકોનું કહેવું માબાપ સમજે નહિ એટલાં તેઓ જડ તો ન જ હોય. પણ ગરીબાઈ આગળ તેઓ લાચાર હોય છે. બાળકો નાનાં હતાં ત્યારે પણ પારકાં ઢોર ચરાવવા મોકલ્યા વિના તેઓ તેમનું પેટ ભરી શકતાં નહોતાં. હવે બાર ચૌદ વર્ષનાં છોકરા છોકરીઓને મજૂરીએ ન વળગાડતાં તમારી પાસે ભણવા મોકલે તો તેઓ તેમનું પાલનપોષણ કેવી રીતે કરી શકે? વળી હવે તો તેમની મજૂરીમાંથી માત્ર તેમનું જ પેટ ભરાય એ ન ચાલે. તેમણે પંડના પેટિયા ઉપરાંત, ઘરનાં ઘરડાં બુઢ્ઢાં માટે, બાળગોપાળ માટે, સાજેમાંદે માટે પણ કુટુંબમાં કંઈક ફાળો આપવો જોઈએ. તેથી માબાપને સમજાવવાં સહેલ તો નથી જ.

છતાં તમે ગ્રામસેવકો જો માબાપને ખાતરી આપી શકો કે, તેમનાં છોકરાંઓને જો તેઓ તમારા આશ્રમમાં આવવા દેશે તો તેમનાં અન્નવસ્ત્રનો ભાર તમે માબાપને માથે પડવા દેશો નહિ, તો તમારું કામ ઘણું સહેલું થઈ જશે. બાર વર્ષ ઉપરનાં, અને અત્યાર સુધી ગોવાળિયાનું આનંદી, મહેનતુ અને ચપળતાભર્યું જીવન ગાળેલાં છોકરાઓ અગર છોકરીઓ માટે માબાપને એટલી ખાતરી આપવી એ સેવકોને અઘરું ન લાગવું જોઈએ. તેઓ આશ્રમજીવનનો લાભ લેતાં જાય, શીખવાનું બધું શીખતાં જાય અને સાથે સાથે પોતાના નિર્વાહ જોગું કમાઈ લેતાં જાય એ રીતે તેમને માટે દિનચર્યા ગોઠવી દેવી, એટલું સેવકો સહેજે કરી શકશે.

૩

સેવકોના સહવાસથી જેમ તેઓ લાભ કંઠાવશે, તેમ તેમના સહવાસથી સેવકને પોતાને જેવો તેવો લાભ થવાનો નથી. સેવકને પોતાની કુટીરમાં સુવા બેસવામાં, નાહવા ધોવામાં, ખાવા પીવામાં — સવારથી રાત સુધીમાં આખી દિનચર્યામાં ચોવીસ કલાકના સાથીઓ મળી જશે. અને તે કેવા આનંદી, ઉત્સાહી, ચપળ, કોઈ પણ નવું કામ જોતજોતામાં ગ્રહણ કરી લે એવી આવડતવાળા, અને તે સર્વ ઉપરાંત શ્રદ્ધાળુ. સેવકની કુટીરનું વાતાવરણ જ એમનાથી ભર્યુંભર્યું અને જીવતું જીવતું થઈ જશે.

તેમના વડે સેવક હવે કોઈ કામમાં એકલવાયો નહિ રહે. તે બાલવાડી ચલાવતો હશે કે કુમાર અને કન્યા આશ્રમ ચલાવતો હશે, તેમાં આ ગોવાળિયા સાથીઓ તેમને કેટલા બધા મદદરૂપ થશે? તે ગ્રામસફાઈનું કામ કરતો હશે, કાંતણ કે પીંજણ ચલાવતો હશે — જે કંઈ કરતો હશે, તેમાં આવા ઉત્સાહી અને કહ્યાગરા સાથીઓ મળતાં તેને બમણો રંગ ચડશે.

હવે સેવક કે સેવિકાએ તેઓને શું શીખવવું જોઈએ? વર્ધા શિક્ષણ યોજનાનો સાત વર્ષનો અભ્યાસક્રમ જે ઝાકીર હુસેન સમિતિએ ઘડ્યો છે તેટલું શિક્ષણ તો તેમને આપી દેવું જ.

અલબત્ત, તેમને તે શિક્ષણ લેતાં નાનાં બાળકો જેટલો સમય નહિ લાગે. સાત વર્ષમાં પથરાયેલો એ અભ્યાસક્રમ આ કુમારો અને કન્યાઓ બે વર્ષમાં પચાવી શકે એમ હું ચોક્કસ ધારું છું. તેથી જ મેં આ યોજનાને 'મોટાંના શીઘ્ર શિક્ષણ'ની યોજના કહી છે. કાકાસાહેબ કાલેલકર સાથે આ બાબતની ચર્ચા નીકળતાં તેમણે એને સંપૂર્ણ ટેકો આપ્યો છે. કદાચ મારા મનમાં આ વિચાર આવ્યો તે મૂળ તેમની પાસેથી જ લીધેલો હશે. હું જાણું છું કે, તેમણે પોતાના મિત્રોનાં અનેક છોકરા છોકરીઓને મોટી ઉંમર સુધી નિશાળે ન જવાનો બોધ આપ્યો છે. ઘરેડમાં ચાલનાર માબાપો એ બોધને હસવામાં ગણી કાઢી છોકરાંઓને તે પ્રમાણે કરવા દેતાં હશે? પણ બહુ જ થોડા દાખલા હું જાણું છું કે છોકરાંઓએ કાકાસાહેબનો બોધ અક્ષરશઃ ઝીલી લીધો છે અને માબાપે તેમાં વાંધો લીધો નથી. પાછળથી ઉંમર અને અનુભવ વધતાં અને શીખવાની ભૂખ ઊઘડતાં તેવાં છોકરાંઓએ ખૂબ સારી પ્રગતિ બતાવી છે. એવા નમૂનાઓ ઘણા નથી, પણ જેટલા છે તેટલા આ શીઘ્રશિક્ષણની કલ્પનાને ટેકો આપનારા છે.

છોકરાંઓ પાંચ છ વર્ષનાં થાય ને નિશાળે ન જાય તો માબાપ બહુ ગભરાતાં હોય છે. આ જમાનાનાં તો ગભરાય છે જ, પણ ઉપનિષદના ઋષિ પણ શ્વેતકેતુ બાર વર્ષનો થતાં સુધી ગુરુગૃહે ગયો નહિ તેથી અકળાયા હતા અને તેમણે છોકરાને 'બ્રહ્મબંધુ' કહીને ઠપકો આપ્યો હતો. પાછળથી જ્યારે તે ગુરુગૃહે ગયો ત્યારે બીજા બધા બ્રહ્મચારીઓ કરતાં તે ઝપાટાભેર આગળ વધી ગયો. એમ એ કથા પણ મોટાઓના શીઘ્રશિક્ષણની યોજનાને સમર્થન આપે છે.

નિયમિત અને વ્યવસ્થિત ટેવોવાળાં સેવક સેવિકાઓએ આ એક કરી બતાવવા જેવો પ્રયોગ છે.

મારા મનમાં ઘણાં વર્ષથી આ તુક્કો ઊઠેલો છે કે, પાંચ વર્ષથી બાળકોને નિશાળે મૂકવાની રીત પડી ગઈ છે એમાં કોઈ ભલા માણસે બારે મોટી ભૂલ કરી છે, અને જગતનાં કરોડો બાળકોને નાહકનાં તકલીફમાં ઉતાર્યાં છે. એ રિવાજથી બાળકોનાં વધવાનાં અને વિકસવાનાં કીમતી વર્ષો કૃત્રિમ, શુષ્ક અને નિરર્થક પ્રવૃત્તિઓમાં ખોવાય છે. એટલું જ નુકસાન નથી, પણ તેઓ જે વાચન, લેખન, ગણિત આદિ નિશાળોમાં ભણે છે તે પણ તેમની કાચી ઉંમરને લીધે, હાથપગ, આંખકાન, જીભ અને મન પણ કાચાં અને બિનઅનુભવી હોવાને લીધે, કાયમનાં ખરાબ અને બેડોળ રહી જાય છે.

નાનાં બાળકો પૂરાં સાત વર્ષ નિશાળમાં કક્કો ઘૂંટવા છતાં વાચન લેખનની જે કળા શીખી શકતાં નથી, અથવા જે આંક તથા ગણિત ભણી શકતાં નથી, તે આવાં વનવગડામાં હરેલાં ફરેલાં છોકરાંઓ બાર ચૌદ વર્ષે હાથમાં લેશે તો બે વર્ષમાં ભણી જશે. એટલું જ નહિ પણ અત્યાર સુધી ઢોર ચારતાં મળેલી કુદરતી કેળવણીને લીધે એ ભણતર તેઓ વધારે લાભદાયી બનાવી શકશે. દાખલા તરીકે, કાચી ઉંમરે વગર સમજ્યે શીખેલું વાચન મોટે ભાગે થડકતું અને મેળ વિનાનું જ થાય છે. આ મોટાં છોકરાંઓ પૂરા ભાવો સાથે યોગ્ય ભાર મૂકીને, યોગ્ય વિરામો સહિત વાંચી શકશે. કાચાં બાળકો વગર સમજના આંક અને લેખાં ગોખી ગોખી ગણિતનાં શત્રુ બની જાય છે, આ ગોવાળિયાઓ તો ગણિતશાસ્ત્રીઓની જેમ અંકોની સાથે રમત કરશે. કાચાં બાળકો પાસે અક્ષર ઘૂંટાવવાને પરિણામે આજની નિશાળોમાં મોટે ભાગે છોકરાંઓ ઢંગધડા વગરના અક્ષરો લખતાં થાય છે. ગ્રામસેવકોના આ મોટી ઉંમરના શિષ્યોનાં આંગળાં અનેક કામો કરીને અને રમતો રમીને ઘડાયેલાં હોવાથી, અને તેમની આંખો વસ્તુઓના ઘાટ સારી રીતે ગ્રહણ કરવાના અનુભવવાળી હોવાથી, કુદરતી રીતે વધારે ઘાટદાર, અને રૂપાળા ચિત્રો જેવા અક્ષરો જ લખશે.

આમ આ પ્રયોગ શીઘ્રશિક્ષણનો જ નહિ પણ શુદ્ધ શિક્ષણનો પણ હશે.

હવે જે ગ્રામસેવકો અને સેવિકાઓ આ વાંચીને ઉત્સાહમાં આવી જાય અને મોટાંના શિક્ષણનો પ્રયોગ કરવા કમર બાંધે તેમને માટે હું આવશ્યક સૂચનાઓ આપીશ.

—ચાલુ

જુગતરામ દવે

# સ્વાધ્યાય

## ચિત્તની ભૂમિકાઓ (ચાલુ)

ગયા અંકમાં આપણે નિરોધનાં સાધનો જોવાનું કહીને અટક્યા હતા. તે કરવા પહેલાં, ચિત્તની ભૂમિકાઓ વિશેના ચાલુ પ્રકરણ બાબત થોડોક વધુ વિચાર કરવા જેવો છે.

આપણે જોયું કે, શારીરિક કે માનસિક આવેગ કે રોગને કારણે ચિત્તતંત્ર દુનિયાના ચાલુ જાગ્રત વહેવારથી વિયુક્ત બની જાય છે; તે તંત્ર તે રીતે જ પોતાનું સ્વાસ્થ્ય જાળવી શકે છે; જેમ કે, મૂર્છામાં કે કામ ક્રોધાદિના આવેગમાં. આમ વિયુક્ત દશામાં ચડી ગયેલું ચિત્ત ભાન ભૂલી જાય છે. તેથી તે અનિષ્ટ દશા છે; આપણે તે દશામાંથી બચવું જોઈએ, નહિ તો આપણો વિકાસ રોકાય.

આ એક પ્રકારની વિયુક્તતા થઈ.

બીજો પ્રકાર આપણે સ્વપ્નનો જોયો. તેમાં અને ઉપરનામાં ફેર એ છે કે, સ્વપ્ન દશાનું ભાન આપણને હોઈ શકે છે, જોકે જગતના જાગ્રત દશાના વહેવાર સાથે તે વિયુક્ત છે. સ્વપ્નનો એ એક એવો વિલક્ષણ અનુભવ છે કે, વેદાંત મતમાં જાગ્રત અવસ્થા, સ્વપ્ન અવસ્થા અને નિદ્રા અવસ્થા એમાં તેને સ્વતંત્ર કદર મળી છે. એની વિલક્ષણતા એ છે કે, સ્વપ્નના ચાલુ કાળે તે ખરેખર સાચું લાગે છે — તેનાં સુખદુઃખાદિ અનુભવીએ છીએ; પણ તેમાંથી જાગ્યે એ સ્વપ્નસૃષ્ટિ મિથ્યા બની જાય છે. ઊંઘમાંથી જાગ્યામાત્રે એ જ્ઞાન સ્વયંસિદ્ધ બની જાય છે. આ એક જે અનુભવ દરેકને છે, તે વેદાંતમતમાં જગતનું મિથ્યાત્વ બતાવવાને માટે ઉતમ દાખલો પૂરો પાડે છે. યોગમતમાં સ્વપ્ન (આપણે ગઈ વેળા જોયું કે,) સ્મૃતિનો એક વિપરીત પ્રકાર છે; નિદ્રાની ભૂમિકામાં સ્મૃતિ સંકર થઈને, કે અધૂરીપધૂરી ઊઠે છે, અને એક સૃષ્ટિ જ — સિનેમાના પડદા પેઠે — ચિત્તપટ પર ખડી કરે છે.

આ બે ઉપરાંત ચિત્તની વિયુક્તતાનો એક ત્રીજો અને સમજવા જેવો દાખલો છે, તે હવે જોઈએ.

સૌ કોઈ જાણે છે કે, હૃદય નિરપેક્ષ રીતે એની મેળે ધબકે છે, આંખનું પોપચું એની મેળે પલક્યા કરે છે, પેટનો ઉદરપટ ('ડાયાફ્રેમ') આપોઆપ ધબક્યા કરે છે, જેથી ફેફસાં ફૂલે છે ને દબે છે. શરીરમાં આ ઉપરાંત અનેક બીજી નિરપેક્ષ ક્રિયાઓ થાય છે. તે બધી શરીરને ટકવાને માટે જરૂરી છે. તેમને કરવા માટે શરીરના જ્ઞાનતંત્રે — એટલે કે મગજે કે મને — તર્કવિતર્ક કે વિચાર નિશ્ચય કરવા પડતા નથી; કુદરતે તેમને તેવા નિશ્ચય કરવા કે થવા ઉપર અવલંબતાં ન રાખતાં તેમને સ્વયંચાલી બનાવ્યાં છે. સામે પડેલી ચોપડી મારે જોઈએ, તો તેનો વિચાર ઉદય થાય છે ને તેને લઈને સ્નાયુઓ કામે વળગે છે. પણ મારે હૃદયને ચલાવવા એવું કાંઈ કરવું પડતું નથી. અને એમ જ શરીરની અનેક એવી સ્વયંચાલી ક્રિયાઓનું છે.

આ ક્રિયાઓ ચિત્તતંત્રથી નિરપેક્ષ — વિયુક્ત રહીને ચાલ્યા કરે છે. આપણા જીવનનો એ વિભાગ આપણા જાગ્રત ભાવે સેવાતા વૃત્તિક્ષેત્રમાં છે નહિ.

એમ જ બીજો દાખલો : સાઈકલ પર બેસવાનો શિખાઉ શરૂમાં ભાનપૂર્વક તેના નિયમનનું ને સમતોલનનું કામ કરે છે. રસ્તો વળે ત્યારે હૅન્ડલ વાળવાનું ધ્યાન આપવું પડે છે. પણ મહાવરો વધતાં, આવું ધ્યાન લગભગ જાણે નહિવત્ થઈ જાય છે. જાણે આંખ અને હાથપગ મળીને આ કામ ટપોટપ સમજી લે છે ને કરી દે છે; તેને માટે ચિત્ત ઉપર ભાર નથી રહેતો. પાવરધો સાઈકલવાળો રસ્તે જતાં પણ બીજી વાતોમાં ચિત્તની વૃત્તિને જવા દઈ શકે છે. એટલે કે, સાઈકલ ચલાવવાનું કામ તે વિયુક્ત રીતે કરતો થઈ જાય છે.

તેવું જ પાવરધો કાંતનાર કાંતતી વખતે બીજી વાતો કે વિચારોમાં ધ્યાન આપી શકે છે.

અથવા, જેમ કે, ઓરડીમાં બેઠા આપણે કામ કરીએ છીએ ત્યારે ઘડિયાળ ટક ટક કરે છે કે પંખો તેનો ઘરરર ધ્વનિ એકધારો ચલાવી શકે છે. તે બંધ થાય, કે કોઈ કારણે આપણે તે બાજુ ધ્યાન દઈએ, ત્યારે તેની ખબર આપણને પડે છે. બાકી ચિત્ત તેનાથી વિયુક્ત બનીને ચાલુ કામોમાં વૃત્તિને રોકી શકે છે.

આપણી જે અનેક સારીમાઠી ટેવો હોય છે, તેમાં પણ આવી જ એક પ્રકારની વિયુક્તતા મૂળમાં નિર્માણ થયેલી જોવા મળે છે. ટેવ પડી ગયેલી બાબતમાં ચિત્તવૃત્તિને ઉજાગરો પડતો નથી.

એટલું જ નહિ, કશામાં જેને રુચિ કહે છે તે પણ, શરૂમાં ભાનપૂર્વક સેવાતા રાગદ્વેષો કે ગમાઅણગમામાંથી કેળવાતાં કેળવાતાં, વિયુક્તતાની ચિત્તશક્તિ દ્વારા, સ્વભાવમાં ટેવ પેઠે જડાઈ ગયેલી ચીજ છે. અને એમ જે ભાવો પણ ચિત્તના ઊંડા આંતર ભાગમાં જડાઈ જઈને સ્વત્વનો જાણે ભાગ બની જાય છે, અને એમ એ પછી એક સહજપ્રવૃત્તિ બની રહે છે.

• •

માનવ ચિત્તની આ જે વિયુક્તતાની તાકાત, તે તેની ભારે મજબૂત એક ખાસિયત છે. અંગારો પકડવા આપણે ચીપિયો શોધ્યો; એ કર્યાં પછી માનવ ચિત્ત તેની શોધના ચિંતાભારમાંથી વિયુક્ત બન્યું. કાંઈક આવું જ ટેવ પડવામાં

થાય છે. શરીરે જે ક્રિયા વારંવાર કરવાની છે, તેને માટે રોજ ઊઠીને ચિત્ત ઉપર ભાર શો રાખવો ? એટલે શરીરના સ્નાયુઓમાં જ એ ક્રિયા પછી જડાઈ રહે છે. અને એ જ ન્યાયે, કુદરત જાણે શરીરની જરૂરી ક્રિયાઓ માટે સ્વૈર સ્નાયુઓ બનાવીને પહેલેથી આપે છે; તેને માટે આપણા ઉપર ટેવ પાડવાનો પણ બોજો નથી રાખતી. ડાર્વિન મતના વિકાસવાદીઓ પણ આવું જ કાંઈક કહે છે કે, કુદરતમાં નભવાના ને વધવાના જરૂરિયાત પ્રમાણે શરીરોમાં અનુરૂપ ફેરફારો થાય છે. એમ જ નવજન્મા બાળક પણ પોતાના સ્નાયુઓને ને ઇંદ્રિયોને કેળવીને તેમાં સહજશક્તિ નિર્માણ કરે છે.

કાંઈક આવી જ વિચારણાને મૂળમાં લઈને ગીતાકારે તેની પોતાની ચર્ચાના અનુબંધમાં કહ્યું છે કે,

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।

કારણ કે,

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ॥

(ગી૦ ૩,૩૩-૪)

જ્ઞાનવાન માણસ પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે જ ચાલે છે; કારણ, ઇંદ્રિયોના રાગદ્વેષો ઇંદ્રિયના વિષયોમાં જ વ્યવસ્થિત ગોઠવાઈ રહેતા હોય છે. જાણે કે, તેના વિષય જોડે સંયોગ થતાં આપોઆપ રાગ કે દ્વેષ જાગે છે; જાણે વચ્ચે જ્ઞાન કે વિવેકતંત્ર હોય જ નહિ એમ! આનું કારણ ચિત્તની, ઉપર આપણે જોઈ, તે વિયુક્તતાશક્તિ છે. જેમાં આપણે વારંવાર જઈએ તેમાં, કાળે કરીને, સહજ-સંબંધ ઘડાઈ જાય છે; તેથી ચિત્તને ભાર ઓછો થાય છે. એમાં શક્તિની એક પ્રકારની કરકસર છે. એમાં એક પ્રકારની સંગઠનશક્તિ રહેલી છે. જેમ વ્યવસ્થિત સંગઠન કે ખાતું ગોઠવી દીધા પછી, કાર્યશક્તિ વધે છે અને તેના ઉપરીને અમુક નિરાંત મળે છે, તેમ જ આપણા શરીર મનમાં પણ એવી ગોઠવણી કે વ્યવસ્થા કરવાની કુદરતી તાકાત છે, તેનો ઉપયોગ કરીને ચિત્ત નિરાંત મેળવી શકે છે. આ શક્તિ વાપરીને જ માનવી માનવી બનેલો છે. પણ તેના જ દ્વારા તે રાક્ષસેય બની શકે છે, એય એટલું જ સાચું છે.*

આ વિચાર જો બરોબર સમજાય તો તરત જણાશે કે, આ બધાનાં મૂળમાં વૃત્તિકાર્ય જ રહેલું છે. હૃદયની સ્વયંગતિ પાછળ પણ વૃત્તિકાર્યની સંગઠિત શક્તિ જ પોતાનું સ્વતંત્ર ભૌતિક તંત્ર રચીને ઊભી છે; પણ તેની પાછળ મૂળે તો વૃત્તિબળ જ છે. તેથી જ હૃદયની ગતિ રોકનાર હઠયોગાભ્યાસીઓ વિષે જાણવા મળે છે. પરંતુ એ સ્વૈર ગતિવાળાં અંગોને છોડીએ. ટેવ દ્વારા કે રુચિ દ્વારા જે કેળવણી આપણા શરીર-મનમાં જડાઈને સ્વભાવ બની બેસે છે, તેના મૂળમાં તો પ્રારંભનું વૃત્તિબળ જ હતું. (એક ઉપમાથી સમજવું તો, જેમ અટળ લાગવા છતાં *પ્રારબ્ધનું મૂળ પૂર્વનો પુરુષાર્થ જ છે તેમ.)

આ ઉપરથી સમજવાનું એ છે કે, આપણે ચિત્તની આ વિયુક્તતા વિષે સતેજ રહેવાની જરૂર છે. જે ટેવ અનિષ્ટ છે તેનાં મૂળ ચિત્તની આ વિયુક્તતામાં રોપાયાં છે ખરાં; પરંતુ તે આપણે જ ચાહીને કે જાણ્યે અજાણ્યે રોપાવા દીધાં છે. તેને આપણે સુધારી શકીએ છીએ. માત્ર, તે સારુ તેટલે ઊંડે જઈને આપકેળવણીનું કામ કરવાનું હોય છે. તે શક્ય છે અને તે કરવું જોઈએ; એ જ યોગ છે. અને તેથી જ ગીતાકાર ઉપરના ૩–૩૩ શ્લોકમાં પ્રકૃતિને વશ કરવાની અશક્યતા જેવું કહ્યા છતાં, ૩૪મા શ્લોકમાં કહે છે કે, ઇંદ્રિયના રાગદ્વેષો આવા સજ્જડ જડાયેલા છતાં,

तयोर्न वशमागच्छेत् ।

કારણ કે,

तौ ह्यस्य परिपंथिनौ ॥

શરીર મનમાં જડાઈ ગયેલા ખોટા રાગદ્વેષોના વશમાં ન સપડાવું જોઈએ, કારણ કે તે જ આપણા માર્ગના વાટપાડુઓ છે.

આ કેમ કરતાં બની શકે તે નિરોધનો માર્ગ છે. તેમાં કેવળ જાતસુધાર અને આપકેળવણી રહેલાં છે. તે માર્ગમાં એકે કાર્ય (હૃદય આદિનું પણ) એવું નથી મનાયું કે જેમાં સુધારો ન કરી શકાય. યોગની શિક્ષણ-પદ્ધતિ એવી સર્વગ્રાહી છે. હવે પછી યોગસૂત્ર તેના નિરૂપણ બાજુ જાય છે.

૧૭-૧૧-'૪૫ મગનભાઈ દેસાઈ

* આ બધો વિયુક્ત બનતો ચિત્તવ્યાપાર યોગશાસ્ત્રમાં 'સ્મૃતિ'માં આવી જાય છે. વેદાંત પરિભાષામાં 'વાસના', 'હૃદય-ગ્રંથિ', 'આચિતાનુવૃત્તિ' આનાં નિદર્શક ગણાય.

* પ્રારબ્ધ ઘડાય છે તે, આ જ મન શરીરનું જે સંગઠન થાય છે, તે છે. એની પ્રક્રિયા ઉપરની વૃત્તિ–પ્રક્રિયા જેવી જ છે — એ જ છે.

સારું લોખંડ ખીલા બનાવવામાં વપરાતું નથી. સારા માણસો યોદ્ધા બનાવવામાં વપરાતા નથી.

—ચીની કહેવત

# સમગ્ર રચના

ગાંધીજીએ હિંદમાં આવીને ગયાં ત્રીસ વરસથી જે નવી જ રીતે દેશોત્થાનનું કાર્ય હાથ ધર્યું અને સમાજ આગળ નવા જ આદર્શો અને નવાં જ મૂલ્યો રજૂ કર્યાં, તેમાં તેમણે રચનાત્મક કાર્યક્રમ પર જેટલો ભાર મૂક્યો તેટલો બીજા કોઈ કાર્યક્રમ પર નથી મૂક્યો. આ ત્રીસ વરસોમાં સવિનય કાનૂનભંગની લડતના ઘણા પ્રસંગો આવ્યા છે. પણ ગાંધીજીએ તો લડત ચાલુ કરવા પહેલાં, લડત દરમિયાન અને લડત પૂરી થયા પછી આ એક જ સૂચના લોકો સમક્ષ આગ્રહપૂર્વક રજૂ કરી છે. લડત બંધ થતાં ગાંધીજી રચનાત્મક કાર્યક્રમ પર વધારે ભાર મૂકે છે એમ આપણને લાગે છે. ખરું, પણ ખરું જોતાં એમ નથી. રચનાત્મક કાર્યક્રમનું સ્વરૂપ આપણે સારી રીતે સમજી શક્યા નથી તેથી જ આપણને એવો ભાસ થાય છે. જેઓ પોતાને રાજકીય કાર્ય કરનારા માને છે તેઓ એવા પ્રસંગોએ બીજા કામને અભાવે રચનાત્મક કાર્યક્રમનો આશ્રય લે છે. આ નિમિત્તે તેઓ લોકો પાસે પહોંચી શકે છે અને તેમની સાથે સંબંધ સ્થાપી શકે છે. જેઓ રચનાત્મક કાર્ય કરનારા કહેવાય છે તેઓના પણ અનેક પ્રકાર છે. આ કામની મારફતે લોકોને થોડી રાહત આપી શકાય, દયા દાનનું કંઈ કંઈ કામ થઈ શકે, એટલા માટે તેઓ રચનાત્મક કાર્યક્રમમાં સહકાર આપે છે; આવાં કાર્યોનું કોઈ કેન્દ્ર ચલાવવાના કામમાં જોડાઈ જાય છે. રચનાત્મક કાર્યને માટે કોઈ ને કોઈ સંગઠન પણ ઊભું કરવું પડે છે. તેમાં પૈસાનો કારભાર પણ આવે છે અને તેને માટે ઉત્પત્તિકેન્દ્ર, વેચાણભંડાર આદિ વેપારી કાર્યો પણ કરવાં પડે છે. અને તેને માટે અનેક માણસોની જરૂર પડે છે. બીજાં સ્વાર્થપ્રધાન કાર્યો કરતાં આ પરોપકારી વેપારી કાર્ય સારું છે, એમ માનીને કેટલાક એમાં જોડાવાનુ પસંદ કરે છે. રચનાત્મક કાર્યક્રમનો આ સામૂલી અને અધૂરો ખ્યાલ છે. ગાંધીજીના ખ્યાલમાં રચનાત્મક કાર્યક્રમનો દાયરો ઘણો જ વ્યાપક અને મહાન છે. તેમણે રચનાત્મક કાર્યક્રમની પોતાની વ્યાખ્યા આ આપી છે, "સત્ય અને અહિંસક સાધનો દ્વારા કરેલી પૂર્ણ સ્વરાજની રચના એ જ રચનાત્મક કાર્યક્રમ છે." આમાં પૂર્ણ સ્વરાજની રચના પર જેટલો ભાર છે તેના કરતાં કેટલોય વધારે ભાર સત્ય અને અહિંસક સાધનો પર છે. કેમ કે હિંસક સાધનો મારફતે પણ પૂર્ણ સ્વરાજ કે સંપૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકાય. પણ એવા સ્વરાજ્યમાં રાષ્ટ્રનો જે પક્ષ હિંસાનો વધારે અસરકાર ઉપયોગ કરી શકે છે તેનું જ ચાલે છે. એવા સ્વરાજ્યમાં આર્થિક કે અન્ય પ્રકારની સંપૂર્ણ સમાનતા અને સ્વતંત્રતા અશક્ય છે, જ્યારે સત્ય અને અહિંસા દ્વારા પ્રાપ્ત કરેલા સ્વરાજ્યમાં તો જાતિ, રંગ કે ધર્મના ભેદ ન રહેતાં પ્રજાના દરેક સમૂહનું, ગરીબમાં ગરીબ વ્યક્તિનું પણ, પૂર્ણ સ્વરાજ્ય હશે. આવું સ્વરાજ્ય રાજકીય સ્વરાજ્યથી જુદી જ વસ્તુ છે એ સ્પષ્ટ છે. રાજકીય સ્વરાજ્ય કે સ્વાતંત્ર્યથી એ બહુ જ આગળની અને બહુ જ વ્યાપક વસ્તુ છે. એમાં રાજનૈતિક સ્વરાજ્યનો નિષેધ નથી એટલું જ નહિ, પણ એથી બહુ આગળ વધવાની વાત છે. સત્ય અને અહિંસાના પાયા પર ઊભી કરેલી સમાજરચના એક રીતે ધર્મરાજ્ય હશે.

રચનાત્મક કાર્ય કરનાર દરેકે આ ધ્યેયને નજર સામે રાખીને કામ કરવાનું છે. આની સાથે જ આપણે એ વસ્તુ પણ સ્પષ્ટ રીતે સમજી લેવાની જરૂર છે કે, સત્ય અને અહિંસાને આપણે આપણી સર્વોપરી સાધના બનાવવી હોય તો આપણું બધું કામકાજ, આપણું આખું તંત્ર, આપણો બધો વહેવાર વિકેન્દ્રિત કર્યા વગર બીજો આરો નથી. કેન્દ્રિત વહેવારમાં ધન કે સંપત્તિનો સંચય આવશ્યક થઈ પડે છે. તેના રક્ષણ અને પ્રબંધને માટે ઉપરની સત્તા અને તેના કાયદા કાનૂનો આવશ્યક થઈ પડે છે. તે ઉપરાંત, જ્યારે ઉત્પાદન પોતાને માટે કે પોતાના પડોશીઓ માટે નહિ પણ દૂરનાં બજારો માટે કરવામાં આવે છે, અને વેચાણને માટે બજારમાં દુકાનો ખોલીને બેસવું પડે છે, ત્યારે બજાર અને દુનિયાના પ્રચલિત વહેવારોને થોડે ઘણે અંશે આધીન રહીને જ આપણું કામકાજ ચલાવવું પડે છે. આથી કરીને વર્તમાન આર્થિક વ્યવસ્થામાં જ રહેતાં શોષણ અને અન્યાય આપણા વહેવારમાં પણ, આપણી ઇચ્છા હોય કે ન હોય તોપણ, આવ્યા વગર રહેતાં નથી. કોઈ પણ મોટું કેન્દ્રિત સંગઠન ઉપરની સત્તા તથા હિંસા વગર ચાલી નથી શકતું, અને તેમાં આધીન સમૂહો અને વ્યક્તિઓના વિકાસ અને સ્વતંત્રતામાં અંતરાય આવ્યા વગર રહેતો નથી.

આપણા ગામડાને ગાંધીજીએ રાષ્ટ્રના આવા વિકેન્દ્રિત ઘટક તરીકે માન્યું છે. આપણો દેશ ગામડાંથી વસેલો છે. આથી જ ગ્રામોત્થાન એ જ દેશોત્થાન છે. ગાંધીજીએ સ્થાપેલા દરેક રચનાત્મક સંઘે એક એક ગામડાને પોતાનો ઉપાસ્ય દેવ બનાવીને ગામડાને જ પોતાની પ્રવૃત્તિઓનું કેન્દ્ર બનાવવાનું છે. અત્યારે પાંચ મોટી સંસ્થાઓ — ચરખાસંઘ, ગ્રામોદ્યોગ સંઘ, હિંદુસ્તાની તાલીમી સંઘ, ગોસેવા સંઘ અને હરિજન સેવક સંઘ* — આપણા દેશના સર્વવ્યાપી ઉત્થાનને માટે ગાંધીજીની પ્રેરણા અનુસાર પોતપોતાનાં વિશિષ્ટ કાર્યો ચલાવી રહી છે. પણ આ

---

* અહીં એક છઠ્ઠી સંસ્થા પણ હવે ઉમેરી લેવાય અને તે 'હિંદુસ્તાની પ્રચાર સભા' —સં૦

સંઘોની પ્રવૃત્તિ એકબીજાથી ભિન્ન રહે, તેઓમાં પરસ્પર મેળ અને સહકાર ન હોય, તો કામ નહિ ચાલે. આથી જ એ બધા સંઘોની એક સંયુક્ત સમિતિ અને સમગ્ર રચનાસમિતિ ગાંધીજીએ બનાવી છે. દરેક ગ્રામકાર્યકર્તાએ —ભલે તે ચરખા સંઘનો હોય, ગ્રામોદ્યોગ સંઘનો હોય કે બીજા કોઈ સંઘનો હોય—પોતાની પ્રવૃત્તિ સમગ્ર દૃષ્ટિએ, એટલે કે બીજા બધા સંઘોનાં કાર્યોને પણ પુષ્ટિ મળે એ રીતે, ચલાવવી જોઈએ. ગામડામાં પાંચ સંઘોના પાંચ કાર્યકર્તાઓ નહિ હશે, પણ કોઈ પણ એક સંઘનો એક કાર્યકર્તા હશે. અને તે પોતાનાં નિશ્ચિત કાર્યો ઉપરાંત બીજાં કાર્યો માટે પણ બેદરકાર નહિ રહે. અથવા વધારે સારું તો એ છે કે, તે ગામડાના લોકો પાસે જ બધાં કાર્યો કરાવશે. આપણાં ગામડાંને અજ્ઞાન અને દરિદ્ર રાખનાર પુરાણી રૂઢિઓ, વહેમો, આદતો, એ બધાંની સાથે તેણે ઝઘડવું પડશે. તેની સાથે સાથે જ, જેના ભપકાથી આપણા દેશવાસીઓ અત્યારે અંજાઈ ગયા છે તે ભોગ અને ઐશ્વર્યને પ્રાધાન્ય આપનારી નવી વિચારધારાનો પણ તેણે કમર કસીને સામનો કરવો પડશે. આ ઉપરાંત ગામડાંને આપણે સ્વાવલંબી અને તેજસ્વી બનાવવાનાં છે; ભિખારીની પેઠે મદદ માટે બીજાના મોં સામે તાકનાર નથી બનાવવાં. આથી ગામડાંના કાર્યકર્તાઓએ બહારથી કોઈ પણ ધન લાવીને નહિ, પણ ગામડાંનાં લોકોની જ જાતમહેનતથી બધી પ્રવૃત્તિઓ ચલાવવાની છે. ગાંધીજી કહે છે તેમ, ગામડાંને સજીવન કરવાને માટે આપણે પૈસાના રૂપમાં મૂડી નથી જોઈતી, પણ ગામડાંના લોકોએ સમજપૂર્વક કરેલી મહેનતના રૂપમાં જોઈએ છે. પૈસા પર આધાર રાખવાનું છોડી દઈને આપણે પોતાની મહેનત પર, સ્વેચ્છાપૂર્વક અને જ્ઞાનપૂર્વક કરેલી મહેનત પર નિર્ભર રહેવા માંડીશું તે જ ક્ષણે અન્યાય અને શોષણનો અંત આવશે. ધર્મરાજ્યનો પાયો નાખવાને માટે આવા શ્રમની જરૂર છે.

'ખાદી-જગત' નરહરિભાઈ પરીખ
સપ્ટેમ્બર, ૧૯૪૫

# પ્રજ્ઞાન તથા વિજ્ઞાનનો સંગમ જોઈએ

પશ્ચિમમાં આજે માનવ કાયા વિજ્ઞાનને બળે ઊંચે આકાશમાં ચડી છે. વિજ્ઞાને ઘણી શોધો કરી છે. રોગ નાબૂદ કરવાની દવાઓ શોધાઈ, બીજી કેટલીક નવી વસ્તુઓ વિજ્ઞાને આણી, પરંતુ તેણે અણુબૉમ્બ પણ ઉત્પન્ન કર્યો જે કેટલાય માઈલો સુધીની ભૂમિને તારાજ કરી શકે છે; એટલે કે, વિજ્ઞાન વિનાશક બન્યું છે. વિજ્ઞાન કાયાને ઊંચે લઈ જાય છે, પણ માનવી વિચારો તો ધરતી પર જ રહે છે. એટલે કે માનવનો સ્થૂલ ભાગ ઉપર ચડ્યો પણ સૂક્ષ્મ દેહ પાછળ જ રહ્યો. જ્યારે પૂર્વમાં માનવીનો સ્થૂલ ભાગ ભલે નીચે પડ્યો રહ્યો પરંતુ તેના વિચારો ઉન્નત રહ્યા છે. પશ્ચિમ પાસે ધર્મવિહીન વિજ્ઞાન છે, પૂર્વ પાસે વિજ્ઞાનશૂન્ય ધર્મ છે.

એક કથા છે. એક હરણવૃંદ રાજાની પાસે ગયું અને વિનંતિ કરી કે, "આપ અમને એવી ખાતરી આપો કે, આપના રાજ્યમાં અમારો શિકાર કોઈ પણ નહિ કરે." રાજાએ ઉત્તર આપ્યો; "એવી ખાતરી તો મારાથી કેમ અપાય, જોકે હું સર્વત્ર શિકાર ન કરવાની સૂચનાઓ પાઠવીશ." હરણોનું ટોળું આ નિરાશાજનક ઉત્તર સાંભળી પડોશી રાજ્યમાં ગયું. ટોળાએ રાજ્યના એક ભાગમાં શિલાલેખ જોયો, જેમાં હરણોના શિકારની મનાઈ ફરમાવવામાં આવી હતી. મૃગવૃંદ આ આદેશ-લેખ વાંચી અત્યંત રાજી થઈ મહીપ પાસે ગયું; અને ખાતરી માંગી. મહીપાળે કહ્યું: "મારા રાજ્યમાં હરણોનો શિકાર કોઈ પણ નહિ કરે તેનું વચન આપું છું. તમે સૌ ખુશીથી ભલે અહીં આવી રહો." આ ઉત્તરથી સંતુષ્ટ થઈ હરણો પોતાના જૂના રાજ્યને છોડીને નવા રાજ્યમાં વસવાટ કરવા લાગ્યાં. . . . વિસ્મયકારક દૃશ્ય એ દેખાયું કે, રાજા પોતે હરણોનો શિકાર કરવા લાગ્યો! હરણોએ ભૂપાળને કહ્યું કે, "આપ આ શું કરો છો? તમે તો અમને પૂરેપૂરી બાંયધરી આપી છે કે અહીં હરણોનો શિકાર નહિ થાય. . ." રાજાએ ખાતરીનો અર્થ સમજાવતાં કહ્યું: "બીજા કોઈ શિકાર નહિ કરે, મારા ઉપર મેં ક્યાં પ્રતિબંધ મૂક્યો છે?!" . . . આ કૃત્ય અને તેનું સ્પષ્ટીકરણ જોઈને-સાંભળીને હરણો આભાં જ બની ગયાં અને તેઓ પાછાં પોતાના અસલ વતનમાં ચાલ્યાં ગયાં.

વિજ્ઞાન બીજાથી બચાવવાની ખાતરી આપે છે, પણ પોતે વિનાશ કરે છે; જ્યારે ધર્મ પૂર્ણ ખાતરી આપતો નથી, પણ, તે વિનાશ કરતો નથી. આજે પશ્ચિમમાં ધર્મયુક્ત—સંયમશીલ વિજ્ઞાન નથી; અને પૂર્વમાં વિજ્ઞાન વિનાનું પ્રજ્ઞાન છે. વિજ્ઞાન અરબી ઘોડો છે ને ધર્મ તેની લગામ છે. આજે પ્રવર્તતું વિજ્ઞાન બે-લગામ છે; જ્યારે આપણે ત્યાં ધર્મ એટલે લગામ છે, પણ ઘોડો જ નથી અને જે ઘોડો છે તે પણ સાવ સુકલકડી—નિર્જીવ છે. બન્નેનો સંયોગ થયા વગર સમાજ સુવ્યવસ્થિત ચાલશે નહિ.

બે રાજકુમારો મૃગયા રમવા અરણ્યમાં ગયા હતા. વનમાં દવ લાગ્યો. એક રાજકુમારનો રથ સળગી ગયો

જ્યારે બીજાનો ઘોડો ખાક થઈ ગયો. ઓચિંતા આ બન્ને મળ્યા ને એકે પોતાના બચી ગયેલ રથને સુરક્ષિત રહેવા પામેલ ઘોડો જોડ્યો. આ રીતે બન્ને રાજકુમારો સ્વસ્થાને પહોંચી શક્યા. . . .

વિશ્વયુદ્ધ પૂરું થયું, પણ વિશ્વશાંતિ તો ત્યારે જ સ્થપાય કે જ્યારે વિજ્ઞાનધારાનું અને ધર્મપ્રવાહનું સુભગ મિશ્રણ થાય.*

*જયપુર રાજ્યમાં વનસ્થલી મુકામે ચાલતી કન્યા વિદ્યાપીઠના ૧૦મા વાર્ષિકોત્સવ પ્રસંગે (૨૩–૧૦–૪૫) પ્રમુખસ્થાનેથી શ્રી. ક્ષિતિમોહન સેને આપેલા વ્યાખ્યાનનો સાર.

# વ્યાકરણચર્ચા

શ્રી. કિ૦ મશરૂવાળાએ 'શબ્દની પ્રકૃતિ' એ વિષે મૂળભૂત ચર્ચા બેએક અંકો પહેલાં ઉપાડી હતી. તેનો શ્રી. દુ. ડો. પંડ્યાએ વિશિષ્ટ રીતે રદિયો ઑક્ટોબરના અંકમાં આપ્યો છે. એ રદિયામાં કેટલાક ચર્ચાસ્પદ પ્રશ્નો રજૂ કર્યા છે. એ પ્રશ્નોનું સ્પષ્ટીકરણ જરૂરી છે.

પહેલાં શ્રી. પંડ્યાની જે બે ચાર દલીલો છે તે તપાસીએ. 'અ'માં તેમણે 'ઘોડો' શબ્દને 'ઘોટક' પરથી શાસ્ત્રીય રીતે વ્યુત્પન્ન કર્યો છે. જે તદ્દન અસત્ય છે. 'ઘોડો' શબ્દ 'ઘોટકઃ' પરથી વ્યુત્પન્ન થયો છે. અને એટલા જ માટે તેમાંથી પ્રથમાની વ્યક્તિ થાય છે. જો 'ઘોટક' પરથી વ્યુત્પન્ન કરે તો અંત્ય અર્ધવિવૃત 'ઓ'ના વિકાસની આગળની કક્ષાઓ રજૂ જ નહિ થાય.

'આ'માં તેમણે ડૉ. યેસ્પર્સનનું મંતવ્ય ટાંકી વાક્યના નવા પ્રકારની હિમાયત કરી છે. અને તેમાંથી પ્રથમાના રૂપને શબ્દની પ્રકૃતિ ઠરાવવા પ્રયત્ન કર્યો છે. પહેલાં તો જે વાક્યનો આ નવો પ્રકાર છે તે જ ચર્ચાસ્પદ છે; કારણ આથી વાક્યમાં જે પરસ્પર પદોની આકાંક્ષા રહી છે તેનો જ નિષેધ થાય છે. આવાં પરસ્પર આકાંક્ષિત પદો ભાષામાં લાઘવને માટે ટૂંકાં કરીને મૂકવામાં આવે છે તેથી કોઈ પણ પ્રકારે એમને વાક્ય કહી શકાય નહિ. 'કોણે માર્યું?' એ પ્રશ્નનો જવાબ મળશે: 'છોકરે.' ત્યાં આપણે લાઘવની જ દૃષ્ટિ મુખ્ય રાખીએ છીએ. અને 'છોકરે' પદ મનમાં પણ 'માર્યું'ની આકાંક્ષા રાખે જ છે. વળી આવા સ્થળે 'છોકરે' પદને પ્રકૃતિ ગણીશું તો તો એવાં જેટલાં રૂપ પ્રચલિત હોય તેટલાંને પ્રકૃતિ ગણવી પડે.

આવા શબ્દનાં સવિભક્તિક રૂપોનો વિચાર કરતાં એટલું નજરમાં રાખવું ઘટે કે ભાષામાં મોટે ભાગે શબ્દને અવિભક્તિક જ વપરાય; અથવા તો અનુગો સહિત વપરાય છે.

જો ભાષામાં શબ્દો અવિભક્તિક જ વપરાતા હોય અને તેની પ્રકૃતિનો ઉપયોગ જ ન હોય તો પ્રકૃતિની કલ્પના કરવી મિથ્યા છે. પણ શબ્દની પ્રકૃતિનો ઉપયોગ પણ ભાષામાં નીચે જણાવેલ સ્થળોએ કરવામાં આવે છે:

૧. સંબોધન વિભક્તિમાં,
૨. સમાસ બનાવવામાં,
૩. કૃત્ અથવા તદ્ધિત પ્રત્યયો લગાડવામાં.

આ દરેક કસોટીનો ઉપયોગ એક શબ્દ પર કરતાં તેનું એક સામાન્ય રૂપ નીકળી આવશે, તે શબ્દની પ્રકૃતિ. દા. ત. 'ઘોડો'નું સંબોધનરૂપ 'ઘોડા' છે. તેનું સામાસિક રૂપ પણ 'ઘોડા' છે. દા. ત. 'ઘોડાગાડી', 'ઘોડાપણું' શબ્દમાં પણ પ્રત્યય પૂર્વેનું—કહેવાનું અંગરૂપ પણ 'ઘોડા' છે. એ દરેક કસોટીમાં અપવાદ જડવાના, પણ ત્રણે પર કસતાં શબ્દની પ્રકૃતિ અવશ્ય મળશે.

પહેલું દૃષ્ટિબિન્દુ શ્રી. કિ૦ મશરૂવાળાએ રજૂ કર્યું હતું. બીજાં મેં રજૂ કર્યાં છે. એ ત્રણેમાં દરેક એકબીજા વિના અસંપૂર્ણ છે. અસંપૂર્ણ એ રીતે કે, અપવાદોથી ગૂંચવાડો ઊભો થાય છે. આના દાખલા નથી લીધા, કારણ લંબાણ બહુ થાય. છતાં કૌંસમાં ટૂંકમાં મૂકું છું. એ લગભગ સંસ્કૃતના છે. (ગુરુઃ ગુરો—સંબોધન. એટલે સમાસથી 'ગુરુ' પ્રકૃતિ ઠરાવી છે. રાજસભા જેવા સમાસમાં 'રાજ' શબ્દ છે, પણ સંબોધનનું રૂપ રાજન્ પરથી પ્રકૃતિ ન નક્કી થાય. 'રાજન્ય' જેવા શબ્દમાં પ્રત્યય પૂર્વેના રૂપથી પણ ચોક્કસ થાય. 'અધ્વન્' સમાસમાં આવતાં 'ન્' લોપાય પણ પ્રત્યય લગાડતાં તો તેનું રૂપ 'અધ્વનિક' જ થાય.) . . .

ધીરજલાલ અ. વોરા

સૌથી હાનિકારક અને નિંદાપાત્ર કોઈ કાર્ય હોય તો તે યુદ્ધ છે. જેઓ રાજાઓને સલાહ આપતા હોય તેમણે શસ્ત્રોનો સહારો લેતાં ચેતવું જોઈએ, કારણ દરેક યુદ્ધમાંથી વેર જન્મે છે. જ્યાંથી લશ્કર ગયું હોય છે ત્યાં વરસો સુધી દુઃખ, દુકાળ અને લૂંટફાટ ચાલ્યા કરે છે. જે માણસ વિજયમાં આનંદ માને છે તે એટલું જ બતાવે છે કે તેનું હૃદય ખૂનીનું છે.

—લાઓત્સુ

# મેષથી મત્સ્ય

ભગાધ અને કૃત્તિકાની બરાબર વચ્ચે ત્રણ તારાનું એક મંડળ છે, એનું નામ છે અશ્વિની. અશ્વિની નક્ષત્ર મેષ રાશિમાં આવેલું છે. ભારતીય ગણના અનુસાર મેષ પહેલી રાશિ છે અને અશ્વિની પહેલું નક્ષત્ર. મેષ એટલે ઘેટું. રાશિચક્રની શરૂઆત ઘેટાથી શા માટે કરી હશે? જૂના જમાનામાં મનુષ્યને ઠંડીથી બચવા માટે ઊનની ભેટ ગણ્યાનું આ સંસ્મરણ તો નહિ હોય?!

અશ્વિની નામ લેતાં દેવોના વૈદ્ય અશ્વિનીકુમારોની યાદ આવે છે. અશ્વિનીકુમારોની જોડીની માફક અશ્વિનીમાં બે ચળકતા તારા છે. આ બે પૈકી ઉત્તર તરફનો તારો વધુ ચળકતો છે. એનું નામ છે મિહિર. અશ્વિની નક્ષત્રનો ત્રીજો તારો જરા ઝાંખો છે. નરી આંખે એ એક તારો દેખાય છે, પણ વાસ્તવમાં એ બે તારા મળીને બનેલો તારો છે. આવા તારાને યુગ્મતારક કહેવામાં આવે છે. આવા તારાની જોડી તેમની વચ્ચેના એક સામાન્ય કેન્દ્રની ચારે બાજુ ફેરફુદરડી ફરતી હોય છે. નિરીક્ષણ કરતાં માલૂમ પડ્યું છે કે, આકાશમાં આવી અનેક જોડીઓ છે. દેવયાની મંડળનો આકાશગંગાને કાંઠે આવેલો તારો આવી જ એક જોડી છે.

સામાન્યતઃ યુગ્મતારકમાં એક તારો તેજસ્વી હોય છે અને બીજો એનાથી ઝાંખો. તેજસ્વી તારાને મુખ્ય તારક અને ઝાંખા તારાને સાથી-તારક કહેવામાં આવે છે. ઉપરોક્ત દેવયાનીના યુગ્મતારકનો મુખ્ય તારો નારંગી રંગનો છે અને સાથી-તારક હરિતનીલ (લીલાશ પડતા આસમાની) રંગનો છે. ફેરફુદરડી કરતા આ જોડિયા તારાઓનું રંગવૈચિત્ર્ય અદ્ભુત છે. પણ આ રૂપસૌન્દર્ય જોવા માટે એકનાળી યા બેનાળી દૂરબીનની જરૂર પડે છે. આ તો થઈ મુખ્ય અને સાથી-તારકની ભેગી વાત. પણ સાથીતારક પોતે પણ એક અદ્ભુત યુગ્મતારક છે. સાથીતારકનો સાથીદાર બહુ ઝાંખો છે, પણ એને લીધે યુગ્મતારકનું સૌન્દર્ય સરસ રીતે ખીલી ઊઠ્યું છે.

યુગ્મ-તારકની વાતને અહીં છોડી, બીજાં એકાદ બે તારકમંડળનો પરિચય કરી લઈએ. કૃત્તિકા (ગોવાળિયાનું ટોળું) અને અશ્વિનીની બરાબર વચ્ચે, સહેજ ઓતરાદું, ત્રણ ઝાંખા તારાનો ત્રિકોણ બનાવતું એક મંડળ છે. એનું નામ છે ભરણી. ભરણી એટલે કઢાઈ. પણ આમાં કઢાઈનો આકાર જ ક્યાં છે! પાશ્ચાત્યો ભરણીને 'મક્ષિકા' કહે છે; એ કલ્પના પણ કઢાઈ જેવી જ કઠિન છે ને?

કૃત્તિકાની નીચે દૃષ્ટિ કરતાં બે સુંદર ચમકતા તારા નજરે પડશે. એમાંનો એક તારો ઈશાનમાં છે અને બીજો બરાબર પૂર્વમાં. પૂર્વવાળા તારાનું નામ છે રોહિણી અને ઈશાનવાળા તારાનું નામ છે બ્રહ્મહૃદય. રોહિણી રાતે વાને છે જ્યારે બ્રહ્મહૃદયનો રંગ નીલશ્વેત છે. આ બંનેને પ્રથમ વર્ગના તારકો કહેવામાં આવે છે. પણ એમની વાત હમણાં રહેવા દઈએ અને જરા ઉત્તર તરફ દૃષ્ટિ કરી લઈએ.

બરાબર ઉત્તર દિશામાં, ક્ષિતિજથી ઠીક ઠીક ઊંચે, એક ચળકતો તારો છે. એનું નામ ધ્રુવતારક છે. ધ્રુવતારાની આસપાસ એના જેવો બીજો એકે ચળકતો તારો નથી. ધ્રુવતારો ધ્રુવમત્સ્ય નામના મંડળમાં આવેલો છે. ધ્રુવમત્સ્યમાં બધા મળી સાત તારા છે. એમાંના ત્રણ સિવાય બાકીના બધા ઝાંખા છે. ધ્રુવતારક સિવાયના બીજા બે તેજસ્વી તારાઓને રક્ષક તારા કહેવામાં આવે છે. પાશ્ચાત્ય કલ્પનાનુસાર રક્ષક તારાઓ બહારના હુમલાથી ધ્રુવતારાનું રક્ષણ કરે છે. પશ્ચિમના દેશોમાં ધ્રુવમત્સ્યને લઘુઋક્ષ અથવા 'નાનું રીંછ' કહેવામાં આવે છે. ધ્રુવમત્સ્યનું એક બીજું નામ 'શિશુમાર' છે. શિશુમાર એટલે માછલી. ક્યાં રીંછ અને ક્યાં મત્સ્ય!!



ધ્રુવમત્સ્યમાં સૌથી ચળકતો તારો ધ્રુવતારો છે. અત્યારે ધ્રુવમત્સ્ય ક્ષિતિજ ઉપર, ધ્રુવતારાની નીચે લટકતું જણાશે. ધ્રુવમત્સ્યનો ધ્રુવતારો એકલ તારો નથી, એ એક યુગ્મતારક છે. ધ્રુવતારાનો સાથીતારક ખૂબ જ ઝાંખો છે. એને જોવા માટે પાણીદાર દૂરબીનની જરૂર પડે છે. પોતાની મહત્તા સ્થાપિત કરવા માટે તો ધ્રુવતારકે આવો સાથી પસંદ નહિ કર્યો હોય? અથવા એમ પણ કેમ ન હોય કે, ગર્વોન્મત્તનું ગર્વખંડન કરવા માટે કુદરતે જ આવી રચના યોજી હોય!! को जाने!

છોટુભાઈ સુથાર

# સવર્ણોની નામોશી

[ગુજરાતના ત્રણ સેવકોએ લખી મોકલેલી નીચેની ત્રણ નોંધો એની મેળે એકઠી થઈ ગઈ છે, તેમને એકમથાળે કરીને નીચે આપું છું. અસ્પૃશ્યતાને ભાગ્યે જ કોઈ ધર્મ માનતું હોય; તે એક માની લીધેલો રિવાજ કે વહેમ જ છે. અને તેનું પાલન તો કોઈ 'મરજાદી' કરતું હોય તો ભલે; બાકી એ એક જડ પરંપરા માત્ર છે, અને કેવળ અજ્ઞાન, અધર્મ અને ગુલામીને જ ઉપકારક રહી છે. તેને જ્ઞાનપૂર્વક તોડયા વગર આપણે આગળ વધી ન શકીએ એ હવે તો દીવા જેવું દેખાવું જોઈએ. —મ.]

## ૧

## કોને વાંકે કોને ડામ?

ચોમાસાના દિવસોમાં ઢોરોમાં ફેલાતા રોગોને કારણે કોઈ ગામમાં એકાએક ઢોરનું મરણપ્રમાણ વધી જાય, અગર ગામમાં એકાએક કોગળિયું, મરકી, ઇ. જેવા ચેપી રોગો ફાટી નીકળેલા જણાય, તો આ બધા દોષનો ટોપલો ગરીબ હરિજનોને માથે ઢોળાય, એના દાખલાઓ ગુજરાત-કાઠિયાવાડમાં બને છે.

કાઠિયાવાડ હરિજન સેવક સંઘના મંત્રી શ્રી. છગનલાલ જોષી જાહેર છાપાંમાં નિવેદનો રજૂ કરે છે, તે ઉપરથી આ વહેમને કારણે કાઠિયાવાડમાં કેવા અન્યાયો થાય છે એ જાણવા મળે છે.

એક જ દાખલો બસ થશે. જસદણ જેવા મોટા ગામમાં એક ભંગીને પોતાની આંગળીનું લોહી કાઢી ગઢ પર છાંટવાની ફરજ પડી. આમ થવાથી કોઈ ગઢની "દેવી" શાંત થઈ રોગોને હઠાવી લેશે એવી કલ્પના હશે. પણ અણસમજુ માણસો તો આ અને આવાં નિમિત્તે મારપીટ કરતા પણ અચકાતા નથી. સારી વાત છે કે, કાઠિયાવાડના કાર્યકરોનું ધ્યાન આ દિશામાં ખેંચાયું છે અને તેઓ સત્વર ઉપાયો લેશે.

આ જ કાઠિયાવાડમાં રાજકોટ મુકામે ઉત્સવી ગાંધી જયંતી નિમિત્તે શ્રી. કાકાસાહેબ કાલેલકરના કાર્યક્રમો હતા. તે પૈકી એક કાર્યક્રમ હરિજન સવર્ણોના સંયુક્ત ફળાહારનો હતો. લગભગ ૩૦૦ માણસોએ (હરિજન અને સવર્ણ) આ મેળાવડામાં હાજરી આપી પોતાની સહાનુભૂતિ બતાવી. આ સહાનુભૂતિનું સક્રિય સ્વરૂપ હરિજનોને થતી કનડગત ઓછી થવામાં ફેરવાશે એવી આશા છે.

**પરીક્ષિતલાલ મજમુદાર**

## ૨

## હવે તો સમજો!

ગુજરાત હરિજન સેવક સંઘના સાબરમતી હરિજન આશ્રમની લગભગ ચાળીસ હરિજન બાળાઓ દિવાળીની રજામાં ગુજરાતને પ્રવાસે નીકળી હતી. આ પ્રવાસ આશ્રમના સંચાલકોએ કેળવણી ને શિક્ષણની દૃષ્ટિએ યોજ્યો હશે. પણ આ બાળાઓએ અસ્પૃશ્યતાનિવારણનું કેટલું સચોટ અને સુંદર કામ કર્યું છે, એનો ખ્યાલ શ્રી મામાસાહેબ ફડકેએ ગોધરાના હરિજન આશ્રમમાં એમના હસ્તકૌશલ્યના નમૂનાનું પ્રદર્શન અને ગરબા-નાટ્ય-પ્રયોગો અંગે યોજેલ એક નાના સંમેલનને આપ્યો છે. આ સંમેલનમાં ગોધરાના પ્રતિષ્ઠિત સમાજના પ્રતિનિધિરૂપ વકીલો, ડૉક્ટરો, શિક્ષકો, સામાજિક કાર્યકરો, મહાસભાના આગેવાનો અને અન્ય શિક્ષિત ને સંસ્કારી વર્ગે હાજરી આપી હતી. સંમેલનની વિશિષ્ટતા એ હતી કે, ગોધરાનો સવર્ણ હિંદુ નારીસમાજ પણ સારી સંખ્યામાં હાજર હતો. ગોધરાના હરિજનોએ (જેમાં ભંગી ભાઈઓની સંખ્યા મોટી હતી) અને સવર્ણોએ છૂતાછૂતના ભેદ વિના સંમેલનમાં ભાગ લીધો હતો.

આ બાળાઓ ગોધરા આવતાં રસ્તામાં કાસરામાં એક દિવસ રોકાઈ હતી, ત્યાં પણ ગામના આગેવાનોએ એક મેળાવડો યોજ્યો હતો ને એમાં સવર્ણોએ ને હરિજનોએ સારી રીતે ભાગ લીધો હતો.

હરિજન બાળાઓના હસ્તકૌશલ્યના નમૂનાના પ્રદર્શન અને ગરબા નાટ્ય-પ્રયોગોનું ધ્યાનપાત્ર લક્ષણ એ હતું કે, એમાં સંયમ અને ઉલ્લાસ હતો, અને બંનેનો યોગ્ય સુમેળ હતો. શુદ્ધ શ્વેત ખાદીના પોશાકમાં આ બાળાઓ સજ્જ થયેલી હતી. તેઓમાં આઠ ભંગી બાળાઓ હતી.

બાળાઓએ એક ગરબીમાં ગાયું હતું: "પ્રભાત થયું ને હું તો ઝબકીને જાગી રે." હરિજનો જાગ્યા છે. પણ સવર્ણ હિંદુ સમાજ, પ્રભાત થયું છે, ને જો ઝબકીને જાગશે નહિ ને અસ્પૃશ્યતાનું કલંક દૂર કરશે નહિ, તો ભવિષ્ય—?

**દાહ્યાભાઈ જી. નાયક**

## ૩

## ભંગી ધર્મશાળાનું ખાતમુહૂર્ત

(અમદાવાદની એક દાનવીર ભંગીબાઈ પાવાગઢમાં ધર્મશાળા બંધાવે છે. ધનતેરસના દિવસે તેના ખાતમુહૂર્ત વખતના ઉદ્ગાર.)

આજનો પ્રસંગ ખૂબ આનંદનો છે. તેમ જ દિલગીરીનો પણ છે. એક ભંગી બાઈની પ્રેરણાથી અને મદદથી તેનાં જાતિભાઈઓ માટે ધર્મશાળા બંધાય છે, એ બેશક આનંદની વાત છે. દિલગીરી એટલા માટે કે, આવે અપૂર્વ પ્રસંગે માત્ર બે જ સવર્ણ ભાઈઓ હાજર છે.

મારે મન, હોવું તો એમ જોઈતું હતું કે, કોઈ સાચો સનાતની હિન્દુમાત્રને માટે આવી ધર્મશાળા ખોલે. અને કદાચ જો આભડછેટના જૂના રિવાજને એ માનનારો હોય છતાં ખરો ધર્મપ્રેમી અને દયાભાવનાવાળો હોય, તો હરિજનોને માટે કોઈ અલગ ધર્મશાળા તો બંધાવે

# મેષથી મત્સ્ય

ખગાશ્વ અને કૃત્તિકાની બરાબર વચ્ચે ત્રણ તારાનું એક મંડળ છે. એનું નામ છે અશ્વિની. અશ્વિની નક્ષત્ર મેષ રાશિમાં આવેલું છે. ભારતીય ગણના અનુસાર મેષ પહેલી રાશિ છે અને અશ્વિની પહેલું નક્ષત્ર. મેષ એટલે ઘેટું. રાશિચક્રની શરૂઆત ઘેટાથી શા માટે કરી હશે? જૂના જમાનામાં મનુષ્યને ઠંડીથી બચવા માટે ઊનની ભેટ મળ્યાનું આ સંસ્મરણ તો નહિ હોય?!

અશ્વિની નામ લેતાં દેવોના વૈદ્ય અશ્વિનીકુમારોની યાદ આવે છે. અશ્વિનીકુમારોની જોડીની માફક અશ્વિનીમાં બે ચળકતા તારા છે. આ બે પૈકી ઉત્તર તરફનો તારો વધુ ચળકતો છે. એનું નામ છે હિમિર. અશ્વિની નક્ષત્રનો ત્રીજો તારો જરા ઝાંખો છે. નરી આંખે એ એક તારો દેખાય છે, પણ વાસ્તવમાં એ બે તારા મળીને બનેલો તારો છે. આવા તારાને युग्मतारक કહેવામાં આવે છે. આવા તારાની જોડી તેમની વચ્ચેના એક સામાન્ય કેન્દ્રની ચારે બાજુ ફેરકુદરડી ફરતી હોય છે. નિરીક્ષણ કરતાં માલૂમ પડ્યું છે કે, આકાશમાં આવી અનેક જોડીઓ છે. દેવયાની મંડળનો આકાશગંગાને કાંઠે આવેલો તારો આવી જ એક જોડી છે.

સામાન્યતઃ યુગ્મતારકમાં એક તારો તેજસ્વી હોય છે અને બીજો એનાથી ઝાંખો. તેજસ્વી તારાને મુખ્ય તારક અને ઝાંખા તારાને સાથી-તારક કહેવામાં આવે છે. ઉપરોક્ત દેવયાનીના યુગ્મતારકનો મુખ્ય તારો નારંગી રંગનો છે અને સાથી-તારક હરિતનીલ (લીલાશ પડતા આસમાની) રંગનો છે. ફેરકુદરડી કરતા આ જોડિયા તારાઓનું રંગવૈચિત્ર્ય અદ્ભુત છે. પણ આ રૂપસૌન્દર્ય જોવા માટે એકનાળી યા બેનાળી દૂરબીનની જરૂર પડે છે. આ તો થઈ મુખ્ય અને સાથી-તારકની ભેગી વાત. પણ સાથીતારક પોતે પણ એક અદ્ભુત યુગ્મતારક છે. સાથીતારકનો સાથીદાર બહુ ઝાંખો છે, પણ એને લીધે યુગ્મતારકનું સૌન્દર્ય સરસ રીતે ખીલી ઊઠ્યું છે.

યુગ્મ-તારકની વાતને અહીં છોડી, બીજાં એકાદ બે તારકમંડળનો પરિચય કરી લઈએ. કૃત્તિકા (ગોવાળિયાનું ટોળું) અને અશ્વિનીની બરાબર વચ્ચે, સહેજ ઓતરાતું, ત્રણ ઝાંખા તારાનો ત્રિકોણ બનાવતું એક મંડળ છે. એનું નામ છે ભરણી. ભરણી એટલે કઢાઈ. પણ આમાં કઢાઈનો આકાર જ ક્યાં છે? પાશ્ચાત્યો ભરણીને 'મક્ષિકા' કહે છે; એ કલ્પના પણ કઢાઈ જેવી જ કઠિન છે ને?

કૃત્તિકાની નીચે દૃષ્ટિ કરતાં બે સુંદર ચમકતા તારા નજરે પડશે. એમાંનો એક તારો ઈશાનમાં છે અને બીજો બરાબર પૂર્વમાં. પૂર્વવાળા તારાનું નામ છે રાહિણી અને ઈશાનવાળા તારાનું નામ છે ब्रह्महृदय. રોહિણી રાતે વાને છે જ્યારે બ્રહ્મહૃદયનો રંગ નીલશ્વેત છે. આ બંનેને પ્રથમ વર્ગના તારકો કહેવામાં આવે છે. પણ એમની વાત હમણાં રહેવા દઈએ અને જરા ઉત્તર તરફ દૃષ્ટિ કરી લઈએ.

બરાબર ઉત્તર દિશામાં, ક્ષિતિજથી ઠીક ઠીક ઊંચે, એક ચળકતો તારો છે. એનું નામ ध्रुवतारक છે. ધ્રુવતારાની આસપાસ એના જેવો બીજો એક ચળકતો તારો નથી. ધ્રુવતારો ध्रुवमत्स्य નામના મંડળમાં આવેલો છે. ધ્રુવમત્સ્યમાં બધા મળી સાત તારા છે. એમાંના ત્રણ સિવાય બાકીના બધા ઝાંખા છે. ધ્રુવતારક સિવાયના બીજા બે તેજસ્વી તારાઓને રક્ષક તારા કહેવામાં આવે છે. પાશ્ચાત્ય કલ્પનાનુસાર રક્ષક તારાઓ બહારના હુમલાથી ધ્રુવતારાનું રક્ષણ કરે છે. પશ્ચિમના દેશોમાં ધ્રુવમત્સ્યને लघुऋक्ष અથવા 'નાનું રીંછ' કહેવામાં આવે છે. ધ્રુવમત્સ્યનું એક બીજું નામ 'શિશુમાર' છે. શિશુમાર એટલે માછલી. ક્યાં રીંછ અને ક્યાં મત્સ્ય!!



ધ્રુવમત્સ્યમાં સૌથી ચળકતો તારો ધ્રુવતારો છે. અત્યારે ધ્રુવમત્સ્ય ક્ષિતિજ ઉપર, ધ્રુવતારાની નીચે લટકતું જણાશે. ધ્રુવમત્સ્યનો ધ્રુવતારો એકલ તારો નથી, એ એક યુગ્મતારક છે. ધ્રુવતારાનો સાથીતારક ખૂબ જ ઝાંખો છે. એને જોવા માટે પાણીદાર દૂરબીનની જરૂર પડે છે. પોતાની મહત્તા સ્થાપિત કરવા માટે તો ધ્રુવતારાએ આવો સાથી પસંદ નહિ કર્યો હોય? અથવા એમ પણ કેમ ન હોય કે, ગર્વોન્મત્તનું ગર્વખંડન કરવા માટે કુદરતે જ આવી રચના યોજી હોય!! को जाने?

છોટુભાઈ સુથાર

નથી. હા, જ્યારે 'પાન' શબ્દનો 'તરવારનું પાનું' કે 'છરી યા છરાનું પાનું' અર્થ હોય ત્યારે એ 'પાન' શબ્દ પાછો 'પા' ધાતુ સાથે સુસંઘટિત અને 'મોતીનું પાણી' શબ્દ અને 'પાણ પાવું' 'પાણ પાટવું' એ વાક્યોનો 'પાણ' શબ્દ પણ 'પા' ધાતુ સાથે સંયોજિત છે. આ જ રીતે હિંદીના 'પીના' 'પ્યાસ' 'પ્યાસા' 'પિયાસી' વગેરે શબ્દો પણ ઉક્ત 'પા' ધાતુ સાથે જ જોડાયેલા છે. સિંધી ભાષાના 'પિઅણી' કે 'પીઅની' 'પિઆકુ' 'પિઆસ' 'પિઆસી' 'પિઆરણુ' (પિવડાવવું) વગેરે શબ્દોનો સંબંધ પણ 'પા' ધાતુ સાથે છે. મરાઠી ભાષાના 'પીણે' 'પાની' 'પાનેર' (પાણિયારું) 'પાણકી'-(પાણી ભરનારી) 'પાણક્યા' (પાણી ભરનારો) વગેરે શબ્દોનો સંબંધ 'પા' ધાતુ સાથે છે. તદુપરાંત પાણઢાળ, પાણઘર, પાણચક્કી, પાણપોઈ વગેરે મરાઠી શબ્દોના 'પાણ' અંશનો સંબંધ પણ 'પા' ધાતુ સાથે છે. આ રીતે વેદના સમયથી ચાલ્યો આવતો 'પા' ધાતુ આપણી વર્તમાન ભાષાઓમાં જુદે જુદે રૂપે અવભાસી રહેલ છે. એટલે આપણે ભારતવાસી સમસ્ત, એક માતૃભાષાના જ ધાવણથી પોસાતા આવ્યા છીએ એ કથન વધારેપડતું નથી જ.

અ૦ બેચરદાસ દોશી

# માસિક વિવેચન

## યુરોપનું ખરાબે ચડેલું વહાણ

એચ. જી. વેલ્સ એક અત્યારનો નામાંકિત અને પીઢ અંગ્રેજ લેખક અને વિચારક ગણાય છે. ૮૦ વર્ષનો તે થવા આવ્યો. અર્વાચીન વિજ્ઞાનનો તે અઠંગ પૂજારી છે. માનવ બુદ્ધિશક્તિ પર તે વારી જાય છે; તેના ઉપર તે મુસ્તાક છે; તેનાથી ચડિયાતી કે જુદા જ બરની માનવ ચિત્તશક્તિ તે ભાગ્યે જ માનતો હોય એમ લાગે છે. અર્વાચીન યુરોપીય જ્ઞાનભંડારમાં તે પારંગત ગણાય. તેણે હમણાં અંગ્રેજીમાં એક લેખમાળા લખી છે; તેમાં તે આ યુદ્ધને અંતેના પોતાના વિચારો રજૂ કરે છે. તે માને છે કે, આ તેનું છેલ્લું જ લખાણ હશે.

લેખમાળાનો પ્રધાન સૂર નર્યો નિરાશાવાદી અંધકાર છે. તે કહે છે કે, "જગત (એટલે ગોરું જગત) તો ભૂલા પડેલા કોઈ કાફલા જેવું છે. અંધારામાં કોઈ અજાણ્યા ખડકી કિનારે ભટકાઈ પડવા ખાતે તે છે. ચાંચિયાઓએ તેનો કબજો લીધો છે અને તેઓ સુકાનની કોટડીમાં માંહોમાંહે લડે છે. વહાણોની બાજુમાં જંગલી લોકો વળગીને ઉપર ચડી રહ્યા છે ને તેમને ફાવે તેમ વર્તવાને માટે ધમસાણ મચાવે છે. (આ કાફલાનું સુકાનધારી) માનવચિત્ત લગભગ થાકી ગયું છે; છતાં આ ઘાંટીમાંથી નીકળવા આમ કે તેમ કે વચ્ચે—જ્યાં રસ્તો લાગે ત્યાંથી મરણિયું થઈને દોડી રહે છે."

આમ કહી, "બુદ્ધિ વધારેમાં વધારે આટલું જોઈ શકે છે"—એવો નિસાસો તે નાંખે છે. એ વાંચીને ગયા સૈકાનો એવો જ બુદ્ધિ-અભિમાની ફિલસૂફ શોપેનહોર યાદ આવે છે, જે આવી જ નિરાશા સેવતો. જો વિજ્ઞાનબુદ્ધિ જ માત્ર આપણું ભાથું હોય, તો તે ખૂટવાનું જ છે, ને મનુષ્યનાવ નિરાશાબંદરે જ અટવાઈ પડવાનું. પરંતુ સદ્‌ભાગ્યે એમ નથી. અને વેલ્સ ઇ૦ 'માયા-બાર' લોકો એ બીજી શક્તિ નથી જોતા. પ્રૉટેસ્ટન્ટ ધર્મે અને પારકી પ્રજાઓના ધનલાભે જન્મેલા અર્થ- અને-વિજ્ઞાન-વાદે આ વિષે યુરોપને આંધળો કરી મૂક્યો છે. નહિ તો સદીઓ ઉપર મળેલો ઈશુ-બોધ તેમને આજે તો સમજાવો જોઈએ કે, બાળક જેવી સરળ હૃદયશક્તિ વડે જ શાશ્વત જીવન પામી શકાય. વિજ્ઞાન ઘરડું થવા લાગ્યું છે; ઊલટે તેણે 'અણુ' અણુને પણ તોડ્યો છે; હવે તો વિજ્ઞાને પોતે તૂટવાનું બાકી રહે છે! એટલે કે, તેણે હવે સમગ્ર માનવકલ્યાણમાં જ કામ કરવા તરફ નવી દિશામાં વળવું જોઈએ. પણ તેને વિષે જ વેલ્સ નિરાશ થયો છે. એ પરથી ઉપનિષદના પેલા મંત્રનો અર્થ યાદ આવે છે:—

'अंधं तमः प्रविशन्ति येऽविद्यामुपासते ।
ततो भूय इव ते तमो य उ विद्यायां रताः ॥
'अंधं तमः प्रविशन्ति येऽसंभूतिमुपासते ।
ततो भूय इव ते तमो य उ संभूत्यां रताः ॥'

ટૂંકમાં આપણા નરસિંહ મહેતા કહી ગયા છે કે, 'આતમાતત્ત્વ ચીન્યો નહિ ત્યાં લગી સાધના સર્વ જૂઠી.' જ્ઞાનવિજ્ઞાન ને તજ્જન્ય સંભૂતિથી ખરેખર ગોરું જગત ભારે ખાડામાં ઊતરતું જાય છે. ગમે તે જ્ઞાનને પ્રકાશ કહેનારાએ આ સમજવા જેવું છે. દરેક જ્ઞાનમાત્ર પ્રકાશ નથી જે જ્ઞાન વિમુક્ત કે અનાસક્ત કરે છે, અથવા કહો કે જીવનમાત્રને માટે પ્રેમ અને આદર તથા સેવાનો ભાવ પોષે છે—તે જ પ્રકાશ હોઈ શકે. તે વ્યાપકમાં વ્યાપક હોય; કેમ કે એવી વ્યાપકતામાં જ સુખ છે. પણ ગોરા લોક ત્યાં જ ખટકી પડે છે. તેમને ગોરા બહાર જગત જ જાણે નથી જણાતું—સિવાય કે ત્યાં તેમણે કમાવું ને ગુરુપદની શેખી મારી કરવી. પણ ખરું તો પોતાના શસ્ત્રબળથી જોહુકમી હાંક્યે રાખવી. એમાંથી એમને ઉગારે એવો આજે તો કોઈ દેખાતો નથી. વેલ્સ ભાંગેલું વહાણ છે એમ પોતે એકરાર કરે છે તેમાં યુરોપ આખાનો એકરાર રહેલો માની શકાય.

**'સંયુક્ત રાષ્ટ્રમંડળનું જાહેરનામું'**

ગયા (૧૯૧૪–૧૮ના) યુદ્ધમાં રાષ્ટ્રસંઘ નામે આંતરરાષ્ટ્રીય સંસ્થા જન્મી હતી. નવા યુદ્ધે ૧૯૩૯માં શાંતિની સાથે જ તેનુંય ખૂન કર્યું, પછી જ તે નભી શક્યું હતું. હવે તેનું પારાયણ અંગ પૂરું થયું છે ને રાષ્ટ્રીય અસ્મિતાઓની મારામારીનું શાંતિ-અંગ શરૂ થાય છે. તેના પ્રારંભમાં જે નવું આંતરરાષ્ટ્રીય તંત્ર જન્મે છે તેને અંગ્રેજીમાં 'યુનાઇટેડ નેશન્સ' નામ અપાયું છે. આપણે તેને 'સંયુક્ત રાષ્ટ્ર મંડળ' કહીશું. અનેક પરિષદો કર્યા બાદ છેવટે સાન ફ્રાન્સિસ્કોમાં આ મંડળે પ્રજાઓ જોગું એક જાહેરનામું બહાર પાડ્યું છે, અને તેમાં ૩૦ ઉપર રાષ્ટ્રોની સંમતિની સહીઓ થઈ ચૂકી છે. એટલે એ દસ્તાવેજ હવે આ નવા રાષ્ટ્રસંઘનું બંધારણ બને છે. એ સહીઓમાં આપણા દેશ વતી વાઇસરૉયે (કે તેના પ્રતિનિધિએ) મત્તું મારી આપ્યું છે. અને આવાં મત્તાં તો બીજાં અનેક આંતરરાષ્ટ્રીય ખતો ઉપર મરાવા લાગ્યાં છે. પ્રજાના સાચા પ્રતિનિધિઓ માટે, છતાં તેમને વગર પૂછ્યે ગાછ્યે, વહોરાતી આ બધી આંતરરાષ્ટ્રીય પંચાતો આગળ ઉપર સ્વરાજમાં આપણે વિચારવી જોઈશે. તે સારુ પણ તે બધું શું છે, એ વિષે જ્ઞાન રાખવું જોઈએ. તેવી બાબતોમાં આ 'સંયુક્ત રાષ્ટ્રમંડળનું જાહેરનામું' એક મોટી ગણાય. તે વિષે સામાન્ય પરિચય આપવાનું કામ આગળ ઉપર એકાદ બે લેખ દ્વારા કરવા ધારું છું.

**'પૂના યુનિવર્સિટી'**

મુંબઈ સરકારે જાહેર યાદી બહાર પાડી છે કે, જયકર સમિતિએ મહારાષ્ટ્ર માટે યુનિવર્સિટી રચવા જે ભલામણો કરી છે તેને સરકાર સામાન્યપણે સ્વીકારે છે. યાદી કહે છે કે, 'મુંબઈ યુનિવર્સિટીનાં કામોનું વિકેન્દ્રણ કરવા માટે મજબૂત કારણો છે, એમ સરકાર માને છે.'

એટલે કે, આ નવી યુનિવર્સિટી જૂનીનો એક ફણગો જ હશે. તે સ્થાપવાને માટે નવું કોઈ, રાષ્ટ્ર-પુનર્ઘટનાનું પ્રબળ કારણ નથી. જેમ મધ્યસ્થ સરકારનું કામ વધતાં એક ખાતાનાં અનેક કરાતાં, એવું કાંઈક આ થયું. એ ન્યાયે, તો તો ગુજરાત અને કર્ણાટક માટેય સરકારને પ્રાદેશિક વિચાર કરવાનો થાય. ગુજરાતમાં યુનિવર્સિટી ચાહનારા આવું જ કાંઈક ગણતા બેઠા હોય, તો તે મુરાદ બર આવવામાં એક આ યાદી આશાચિહ્ન ગણાય અને ટૂંક સમયમાં, કર્ણાટકમાં પણ હજી સુધી જો નવી યુનિવર્સિટીનો વાયરો ન પહોંચ્યો હોય, તો હવે તે વાવો જોઈએ, એમ 'વાયુશાસ્ત્રીઓ' કહે છે.

ઈ. સ. ૧૯૪૨–૪નાં વરસોને ૧૮૫૭ની જોડે સરખાવવાની ફૅશન થઈ પડી છે. ૧૮૫૭ બાદ બીજે વર્ષે મુંબઈ ઇ૦ જૂની યુનિવર્સિટીઓ સ્થપાઈ. ૧૯૪૨–૪ પછી બીજે વર્ષે વિચારાતી આ સ્થાપના એ જ જૂની પ્રણાલીમાં થાય, તો એ તો ૧૯૪૨–૪ ઉપર ભારે ટીકારૂપ જ છે. ૧૮૫૮ની યુનિવર્સિટીઓને લઈને, સરકાર ૧૯૪૨ અને અગાઉનાં વરસોમાં રાષ્ટ્રની લડત સામે ફાવતી આવી છે. ૧૯૪૨–૪ની લડતમાં ન ફાવવામાં જો કોઈ કારણ હોય તો સરકારી નોકરો ઇ૦ મોટું પ્રતિબળ હતું. નાનેથી મોટા સૌ કાયદો કે કોઈ માઝા ન રાખી દેશ પર ચડી બેઠા. એ બધા સરકારી કેળવણીએ તૈયાર કરેલા હતા. નવી થનારી સ્થાપનાનાં ફળ આવાં તો ન જ આવે એની ખાતરી મળવી જોઈએ. તે સારુ આટલું તો જરૂરનું જ છે કે, ગવર્નર ને તેનું નોકરશાહી રાજતંત્ર આ કામ ન કરે. નવાઈ તો એ છે કે, તે તંત્ર જયકર સમિતિની કડાકૂટમાં પડ્યું જ શું કામ? એ એનું કામ નથી. એ તો પોલીસકામ કરવા માટે ખાસ કરીને સ્થપાયેલું. આ પ્રજાકીય કામ તો પ્રજાનું પ્રતિનિધિ રાજતંત્ર કરી કે સમજી પણ શકે. હજી મોડું નથી થયું. પૂના યુનિવર્સિટીનો વિચાર અને તેનું મંડાણ સ્વતંત્ર પ્રજાને હાથે જ કરાય. અને તો તેને માટે મુંબઈના વિકેન્દ્રણનું કારણ નહિ, પણ સ્વતંત્ર રાષ્ટ્રના ઘડતરનું મહાન કારણ વિચારવું જોઈએ. તો જ તે શોભે અને ૧૯૪૨–૪ની ક્રાંતિ સફળ ગણાય.

જયકર સમિતિની ભલામણો શી છે તેનો ટૂંકો હેવાલ આગળ પર આપવામાં આવશે.

**લશ્કરી આગબોટનો અનુભવ**

ગયા અંકમાં 'કોની નામથી ?' એ મથાળે, લશ્કરી આગબોટમાં ગયેલા કેટલાક હિંદી વિદ્યાર્થીઓના કિસ્સા અંગે લખ્યું હતું. ત્યાર બાદ 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'માં પ્રગટ થયેલો એક પત્ર વાંચવામાં આવ્યો, તે નીચે ઉતારું છું:—

૨–૧૧–'૪૫, મુંબઈ

"મુંબઈની ગોદીમાં તાજેતરમાં બનેલા કિસ્સામાં નહિ સંડોવાયેલા એક હિંદી વિદ્યાર્થીના પત્રમાંથી નીચેનો ભાગ રસ પડે એવો માનું છું:—

'મુસાફરી બહુ ખુશનુમા નહોતી, પણ મેં તો આખરી ખરાબીની તૈયારી રાખેલી એટલે મને બહુ નિરાશા ન થઈ. લગભગ ૧૫૦ વિદ્યાર્થી અમે હતા; તે બધા લશ્કરના તૂતક પર હતા; ત્યાં અમને અગવડ તો જરૂર પડી. બધું જ કામ અમારે હાથે કરવાનું હતું — વાસણો ઘસવાનું ને વાળવા ધોવાનું સુધ્ધાં. ખોરાક કાંઈ ખરાબ ન કહેવાય, અને વહાણની અગવડ ઇ૦ છતાં હું મજામાં તંદુરસ્ત છું. . . . ૧૭મીએ સવારે તો અમે લિવરપૂલ પહોંચ્યા. અને વળી આગબોટમાં અમારા જેવી જ સ્થિતિમાં ૪૦૦૦ કરતાં વધુ માણસો સાથે હતાં અને મારે માટે તો કહું કે, મને તો એક અચ્છો અનુભવ મળ્યો એમ માનું છું"

કહેવાય છે કે, જાપાની વિદ્યાર્થીઓ, 'શિક્ષણને માટે પરદેશ જતી આગબોટમાં કોઈ ને કોઈ જાતમહેનતનું કામ મેળવી મફત જતા ને ભણીને સ્વદેશ આવતા. અને

જાપાન તો સ્વતંત્ર રાષ્ટ્ર હતું. પણ ભૂલ્યો! સ્વતંત્રતા અને પરતંત્રતામાં ફરક જ અહીં અને આવી આવી ઝીણી ગણી ફેંકી દેવાતી વાતોમાં રહેલો છે.

## વિદ્યાર્થી-પ્રવાસ અંગે એક પ્રશ્ન

એક ભાઈ નીચેના પ્રશ્નની માસિક મારફતે ચર્ચા માગે છે :—

"શાળાની લાંબી રજાઓમાં વિદ્યાર્થીઓના પ્રવાસો ગોઠવાય છે. તે પ્રથા પ્રચલિત છે જ. આવા પ્રવાસોમાં હરિજન, વણકર (આય હરિજન જ ને?–મ.), મુસલમાન વિદ્યાર્થીઓને બાકાત રાખવામાં આવે તે શું યોગ્ય છે? બાકાત રાખવાનાં કારણોમાં જૈનોનાં મંદિરો, ઉચ્ચ વર્ણના હિંદુઓની ધર્મશાળાઓ, તથા આવાં જ બીજાં કેટલી સ્થાનોની મુલાકાતો કે જ્યાં સવર્ણોને પણ મુશ્કેલીને અંતે જ પ્રવેશ મળે છે, તેમાં પ્રવેશની મુશ્કેલી, અથવા અસત્યનું આચરણ કરવું પડે છે, તેમ જણાવાય છે."

પ્રશ્ન સારો ને વિચારપાત્ર છે. પ્રવાસે લઈ જતી દરેક શાળાની સામે આ આવતો હશે. નાતજાત કે ધર્મના ભેદો વગર, સૌ વિદ્યાર્થીઓએ સાથે ભણવું જોઈએ. અને પ્રવાસ એય ભણતર છે; પ્રત્યક્ષ જીવન દ્વારા તે હોવાથી, સવિશેષે ભણતર છે. માટે બધા વિદ્યાર્થીઓએ સાથે જ રહેવું જોવું માણવું જોઈએ, એમાં ભાગ્યે વાદવિવાદને સ્થાન છે. "સહ નાવવતુ, . . ." મંત્ર નાતજાત કે ઊંચનીચતા વગર, વિદ્યાર્થીમાત્રનો ધ્યાનમંત્ર છે.

આ તો સિદ્ધાંત થયો; પણ વ્યવહારમાં શું? મંદિરો ને ધર્મશાળાઓ ઇ૦ વાળા તે ક્યાં સમજે છે? તેઓ પૂછે ત્યારે જૂઠું બોલવું?—પત્રલેખકનો પ્રશ્ન આ છે.

નવો જમાનો વર્તી જઈને જો મંદિર વગેરેના રક્ષકો સમજે કે વિદ્યાર્થી એ વિદ્યા-અર્થી છે, તેને નાતજાત હોય તો એક જ છે ને તે સૌને ખપે એવી છે, તો આ પંચાત મટે. પણ ઝટ ઝટ કે નજીકના ભવિષ્યમાં આવું બને એમ ન માની શકાય.

મને ખબર છે કે, કેટલીય વાર વિદ્યાર્થીઓ જૂઠું બોલી કે કોઈ ભલતી રીતે રસ્તો કાઢી લે છે. એ કોઈ રાજમાર્ગ કે નીતિ ન બની શકે; એમાં સ્વમાનેય નથી. હરિજન કે ઇતરધર્મી સાથીઓને છોડીને તો ન જ જવાય. મંદિરોમાં દેવદર્શન કરવાની રજા અંગે આ પ્રશ્નકાર નથી પૂછતા એમ માનું છું, કેમ કે વિદ્યાર્થીઓ દેવદર્શન કરતાં સ્થાપત્ય અને પ્રકૃતિનાં દર્શને વધારે જતા હોય છે. દેવદર્શનનો સવાલ હોય તો તે હિંદુઓ પૂરતો થયો; તેને માટે હરિજનને મના કરનાર મંદિરમાં વિદ્યાર્થીઓએ ન જવું, એ જ સારો માર્ગ છે. તો શું કલા ઇ૦ જોવા માટે એકલા જવાય? ના; ત્યાં પણ સાથીઓને તો ન જ છોડી શકાય. તે તે સ્થાનો પર વિદ્યાર્થીઓએ સંરક્ષકોને સમજાવવા પ્રયત્ન કરવો; છતાં ન જ પ્રવેશ મળે તો તે સ્થાનને સૌ સાથે મળી જેટલું માણી શકે તેટલું માણવું, ને બાકીનું છોડવું.

પણ સમાજના નાયકોએ વિદ્યાર્થી અંગે, ઉપર કહેલી ઉદાર ને વ્યાપક દૃષ્ટિ કેળવવા પ્રયત્ન કરવો જોઈએ. આ પણ અસ્પૃશ્યતાનો જ એક અનિષ્ટ પ્રકાર છે, તેને સમજભેર કાઢવો જ જોઈએ.

## મંદિરપ્રવેશ

મંદિરપ્રવેશની છૂટ એ અસ્પૃશ્યતાનિવારણની તેજાબી કસોટી છે. લાચાર બનીને, સમયને વશ થઈને, લોભ લાલચથી સનાતની અસ્પૃશ્યતા નહિ પાળે; પણ તે નિવારણમાં એ ધર્મ નહિ સમજે! તેને માટે તો મંદિર-પ્રવેશ જ સચોટ કસોટી લાગે છે. આથી જ્યારે તેની પ્રગતિ વિષે જાણવા મળે છે ત્યારે આનંદ થાય છે. ને તે બેઉ રીતે—એક તો એટલો સમાજસુધારો થયો તેથી, અને બીજું એ કે આપણે ખરેખર એટલા હરિના જન બન્યા.

મદ્રાસ ઇલાકાના એક દક્ષિણ જિલ્લામાં એત્તયપુરમ તાલુકો છે. (૬૫૦ ચો. મા.) તેનું તે જ નામનું મુખ્ય ગામ દક્ષિણ ભારતના તામીલ કવિ સુબ્રહ્મણ્યમ ભારતીનું વતન થાય. શ્રી. રાજાજીએ તેમના સ્મારકનું ખાતમુહૂર્ત ગયા જૂનમાં કર્યું. દક્ષિણમાં અસ્પૃશ્યતા એટલી હદે ગયેલી છે કે, હરિજનો અમુક રસ્તો પણ ન વાપરી શકે! એત્તયપુરમમાં એવો રિવાજ હતો. તેમાં હવે સુધારો થયો છે અને એનો ભંગ કરનાર પરના કેસ પાછા ખેંચાયા છે. હવે આગળ વધીને ત્યાંના રાજાએ પોતાનાં દરબારી બે દેવમંદિરો પણ ખુલ્લાં કર્યાં છે. ૨૧–૧૦–'૪૫ના રોજ રાજાની ૩૧ મી જયંતી હતી. તે દિવસે દરબારમાં તેણે હરિજનોને બોલાવ્યા. (આ પણ એક ભારે સુધારો જ છે. હમણાં હું મૈસૂર ગયેલો, ત્યાં જાણ્યું કે હરિજનો રાજાના દશેરા દરબારમાં નાગરિક તરીકે જઈ શકવા માટે મથે છે; પણ એ હક હજી તેમને ત્યાં નથી મળ્યો.) દરબાર પૂરો થયે, રાજા હરિજનો સાથે પોતાનાં પેઢીધર બે મંદિરોમાં (શિવમંદિર ૪૦૦ વર્ષ જૂનું ને વિષ્ણુ મંદિર ૨૦૦ વર્ષનું છે) ગયા ને પૂજા કરી સૌને પ્રસાદ વહેંચ્યો.

આ ધન્ય પ્રસંગે રાજાએ શ્રી. રાજગોપાલાચારીજીને બોલાવ્યા હતા. તેમણે ટૂંકું પ્રવચન કર્યું. "રાજાના વડવાઓ પૂર્વે મોટી લડાઈઓ લડયા હતા; તેમના આ વંશજે તેનાથી વધારે જબરી હિંમતનું આ કાર્ય કર્યું છે. એત્તયપુરમના ઇતિહાસના ભૂતકાળના પ્રસંગો કરતાં આ બનાવ તેને હિંદમાં વધારે પ્રખ્યાત કરશે."

અને છેવટે કહ્યું, "તમે બધા ઈશ્વરને માટે તમારાં હૃદયદ્વાર ખોલો; તમે તેને એમાં પેસવા દો, તો એ તો તેમાં પેસવા આતુર જ બેઠો છે. પરમેશ્વર પણ આપણા હૃદયમંદિરમાં પ્રવેશ ઝંખતો (મહા) હરિજન જ છે."

ગુજરાતમાં ગાડીઓ ભરાઈ ભરાઈને ડાકોર ઇ૦ જતા યાત્રીઓ જોતાં થાય છે કે, તેઓ જાહેર હિંમત કરી હરિજનોને જોડે ક્યારે લઈ જશે?

## રાષ્ટ્રભાષા પ્રચારક મંડળ, સુરત

આ મંડળનો ૮મા વર્ષના કાર્યનો હેવાલ સમાલોચના માટે મળ્યો છે. આ મંડળ વર્ધાસમિતિની હિંદી-નાગરી પરીક્ષાઓ દ્વારા કામ કરે છે. તેની પ્રવૃત્તિઓમાં ખાસ નોંધવા પાત્ર હિંદી વિદ્યામંદિર અને પુસ્તકાલય-વાચનાલય છે. વિદ્યામંદિર શહેરની શિક્ષણ-સંસ્થાઓમાં હિંદીના વર્ગો ચલાવે છે. પુસ્તકાલયમાં કુલ ૩૯૯૮ પુસ્તકો છે, જેમાં ૩૫૬૫ હિંદી છે. દુઃખની વાત એ છે કે, આ મંડળ ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચારથી છૂટું પડીને ૧૯૪૩થી રાષ્ટ્રભાષાને નામે અધૂરું કામ કરે છે. તેણે હવે તો પોતાની શક્તિ નાગરી ઉર્દૂ બેઉ લિપિ દ્વારા હિંદુસ્તાનીના પ્રચાર અંગે વાળવી જોઈએ. એમાં મંડળની પ્રગતિશીલતા પણ રહેલી છે, અને દેશનું રચનાકાર્ય તો એ ઢબે જ તે કરી શકે.

## સેવામંડળોને માટે આવશ્યક પગલું

'મિત્રમંડળ', ગામ નાવલી,નો ૧૯૪૪-૪૫નો વાર્ષિક હેવાલ મળ્યો છે. 'જનસેવા એ પ્રભુસેવા છે' એવા ઉદાત્ત ધ્યેયથી આ મંડળ ૧૦ વર્ષથી ચાલે છે. તેની એક અમદાવાદ શાખા પણ ચાલે છે, જોકે તેની બધી પ્રવૃત્તિઓ તો નાવલીમાં જ છે.

નાવલી એ ખેડા જિલ્લાનું એક પ્રમાણમાં નાનું ગામ કહેવાય. પરંતુ સ્વ૦ મોતીભાઈ અમીનને પ્રતાપે, ચરોતરમાં આવાં અનેક ગામોમાં નાની મોટી લોકસેવાપ્રવૃત્તિ ચાલે છે. તેની પાછળ, દર વરસે ઠીક ઠીક પૈસો પણ ખરચાય છે અને તે પ્રજા પાસેથી મેળવી લેવાય છે. આવાં મંડળોનાં કામોમાં શાળા, પુસ્તકાલય, મુખ્યત્વે હોય છે. જેમ કે, નાવલીમંડળ પુસ્તકાલય, વ્યાયામ મંદિર, ચાર ધોરણની અંગ્રેજી શાળા, ધર્માદા દવાખાનું એટલાં વાનાં ચલાવે છે. આવાં મંડળોએ નવો જમાનો હવે સમજી લઈને, હરિજનસેવા, હિંદુસ્તાની પ્રચાર, સેવાદળ દ્વારા ગામસફાઈ, વગેરે કામો પણ ઉપાડવાં જોઈએ. નવજુવાનો ને વિદ્યાર્થીઓ આ જરૂરી ઉમેરો, ધારે તો, સહેજે કરાવી શકે. તો જ તેમનો ધ્યેયમંત્ર પણ સાચો ઠરે. મ૦

# નવું વાચન

**શ્રી ગીતા-શ્રવણ** શ્રાવયિતા તથા પ્રકાશક: નલિન મ. ભટ્ટ, વલસાડ; પૃષ્ઠ ૨૦૩+૩૨ કિં. ૧-૦-૦

'બાઇબલ સોસાયટી' દ્વારા થતા બાઇબલ-પ્રચારને અનુસરી, ગીતાના પુસ્તકનો તથા તેના અભ્યાસનો પ્રચાર કરવાની ઇચ્છાથી, ગીતા-સમાજ નામે સંસ્થા શ્રી. ભટ્ટે વલસાડ મુકામે સ્થાપી છે. વાર્ષિક બે આના લવાજમ ભરનારને કે રોજ ગીતાના એક અધ્યાયનું નિયમિત પારાયણ કરનારને તેના સામાન્ય સભ્ય તરીકે ઓળખવામાં આવે છે. આ સમાજને વધુ દાન આપનારને સમાજનો આશ્રયદાતા તથા પ્રાણદાતા કહેવામાં આવે છે. તેવા આશ્રય-પ્રાણ-દાતાઓ ઉપરાંત વ્યવસ્થાપકને ગમે તેવા અને તેટલા બીજા સભ્યો મળીને એક વરિષ્ઠ સમિતિ સ્થાપવામાં આવી છે.

આ ગીતા-શ્રવણ પુસ્તક પ્રસિદ્ધ કરાવવામાં સમાજને પુસ્તકપ્રકાશન માટે રૂ. ૧૦૦૧) આપનાર છોટાઉદેપુરના મહારાઉલ નિમિત્ત બન્યા છે. તેમનાં ધર્મપત્નીનો ફોટો પુસ્તકમાં જોડીને, તેમનો 'ઋણસ્વીકાર' કરવામાં આવ્યો છે.

ઉપનિષદ્‌ના વાક્યને આધારે (आत्मा वा अरे अयं द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः) ગીતાનું પણ શ્રવણ, મનન, ધ્યાન અને છેવટે દર્શન કરવું જોઈએ, એ ખ્યાલથી, પ્રથમ ગીતાજીના શબ્દાર્થનું કેવળ શ્રવણ કરાવવા માટે ગીતાના અધ્યાયોના વસ્તુને આ ચોપડીમાં અધ્યાય દીઠ જુદા જુદા પત્ર રૂપે સંભળાવી જવામાં આવ્યું છે. સાથે સાથે એવી 'ગેરંટી' આપવામાં આવી છે કે, શ્રવણ કરેલો પદાર્થ જ્યારે નજરોનજર જોવામાં આવે, ત્યારે સાંભળેલામાં મીનમેખ પણ ન કરવી પડે — તફાવત ન કરવો પડે, એવું યથાર્થ શ્રવણ આ છે.

દરેક અધ્યાયનું આ રીતે અર્થદોહન સરળ ભાષામાં તથા ભાવનાપૂર્વક કરવામાં આવ્યું છે. ત્યાર બાદ અંતે, અધ્યાયવાર જે શંકાઓ ગીતાના વક્તવ્યમાં ઊભી થઈ શકે, તે આપવામાં આવી છે. તે શંકાઓ વિગતવાર ઉઠાવવામાં આવી છે. એ શંકાઓના જવાબ રૂપે આગળનું ગીતા-મનન પુસ્તક પ્રસિદ્ધ થશે, એવી જાહેરાત કરવામાં આવી છે. અલબત્ત, એ શંકાઓ સળંગ દરેક અધ્યાયના કે આખી ગીતાના બધા અધ્યાયોના વક્તવ્યની સંગતિની દૃષ્ટિએ નથી ઉઠાવવામાં આવી; માત્ર દરેક છૂટક શ્લોકના વક્તવ્ય ઉપર જ તે ઉઠાવવામાં આવી છે. તેમ છતાં આ પુસ્તકમાં રજૂ કરેલી બધી શંકાઓના જવાબ જો આગળના પુસ્તકમાં મળવાના હોય, તો તે પુસ્તકની આતુરતાપૂર્વક રાહ જોવી ઘટે. ગો૦

**પરિવર્તન** લે૦ પીતાંબર પટેલ, પ્ર૦ ભારતી પ્રકાશન મંદિર, ભાવનગર, પા. ૩૩૪, કિં. ૪-૦-૦

'રસિયા જીવ' પછી પોતાની આ બીજી નવલકથા છે એમ જણાવી, લેખક 'નિવેદન'માં કહે છે કે, "પહેલી પેઠે અહીં પણ વાર્તાનું વસ્તુ મેં જીવનના પ્રત્યક્ષ અનુભવમાંથી મેળવ્યું છે." વસ્તુ સાવ ટૂંકું અને સરળ છે. રસિક હાઈસ્કૂલનો માસ્તર છે; સુમતિ તેની ભણેલી

પત્ની છે. બેઉએ પ્રેમલગ્ન—સ્વયંવર કર્યો છે. સાથે સહજીવનની શરૂઆતમાં જ કલહ જાગે છે,. અને તેનું કારણ સુમતિને બહારનાં કામો કરવા માટેનો તનમનાટ. ઘરકામ આનું વિરોધી મનાય છે. ઘરસુખ ચાહતો રસિક કાંઈક કહે છે તેથી છંછેડાઈ સુમતિ તેનો ત્યાગ કરી મુંબઈ તેની બેએક બહેનપણીઓ—કુંવારી રહેલી છે—'જાહેર કામ' કરે છે તેમની જોડે રહેવા ચાલી જાય છે. એટલે રસિકનો આજે ઘણાને કચાદ 'કાવ્યમય' લાગે એવો વિરહ શરૂ થાય છે. તેનો મિત્ર ને તેની પત્ની તેમાં એને આસાયેશ આપે છે. પછી શાંતિ મેળવવા આબુ જાય છે, ત્યાં એક 'મહાત્મા' મળે છે તે કાંઈક સમજાવે છે, તેથી વેવલો રસિક આત્મઘાત કરતો અટકે છે, ને ઠેકાણે આવી પાછો નોકરીએ વળગે છે. નવાઈ એ છે કે, આ બધો કાળ, વિરહથી અર્ધો અર્ધો થઈ જતો રસિક, સુમતિ ક્યાં છે, સુખી હશે કે દુઃખી, તે કશાની ચિંતા નથી કરતો! સુમતિને પિયરમાં વિસામો નથી એમ બતાવવામાં આવ્યું છે, તે છતાં! સુમતિ એવો તરંગી અને સ્વનિષ્ઠ છે.

કથા પછી બીજી બાજુએ વળે છે. સુમતિ મુંબઈના તેની બહેનપણીઓના 'જાહેરજીવન'નો જાતઅનુભવ લઈ તેનાથી થાકે છે. ખરેખર તો તેમાં તેને પોલું જીવન જ લાગે છે. તેમાંથી 'જરની જેલમાં છટક-બારી મળે છે· ત્યાંથી બહાર આવી જુએ છે તો પેલી બેક જણીઓ પરણી ચૂકી છે! એકના બાબાને જોઈ સુમતિને બાબાના ભાવ જાગે છે ને તેય ઠેકાણે આવી 'મિયાઉં' કરીને રસિકના ઘરમાં પહોંચી જાય છે.

આ સાદું કથાનક એક લઘુકથા માટે સરસ ને પૂરતું છે. લેખકે તેમાં વિરહ ઇ૦નાં લાંબાં ને ઘણી વાર નીરસ લાગતાં પીંજણો ન ઉમેરત તોય ચાલત. કાર્યના વેગ વગરનાં આ લંબાણ કથાશક્તિને કુંઠિત કરે છે.

લેખકે પ્રત્યક્ષ અનુભવમાંથી નવલ-વસ્તુ લીધું છે એમ કહે છે. એ અનુભવ એટલે આજનું કૉલેજ જીવન. તે પ્રત્યક્ષ કરતાં સાહિત્ય-અભ્યાસથી ઉશ્કેરાયેલું ને કલ્પનાઘોડે ચઢતું લાગણિયાળું વધારે હોય છે. આ વાર્તા એનો પુરાવો છે. રસિકનો ઠરેલ મિત્ર ત્રિભુવન પોતાની ઉક્તિઓમાં આ જીવન ને તેના ફાલરૂપ રસિકોને માટે ઠીક રોકડું સંભળાવે છે; અને સ્ત્રીજીવન અંગે તેની પત્ની શાંતા નવા જમાનાની સુમતિઓની મુગ્ધ ભાવે ટીકા કરે છે. રસિક-સુમતિ અને ત્રિભુવન-શાંતાનાં આ બે જોડાં પરથી 'સરસ્વતીચંદ્ર'ના તેને મળતા બે મિત્રો યાદ આવે છે. સરસ્વતીચંદ્ર પેઠે જ નબળા મનનો ભણેલો વેવલો રસિક છે; ઠરેલ ચંદ્રકાંતની જગાએ ત્રિભુવન છે. અંગ્રેજી કેળવણીના શરૂના કાળમાં જે ભણેલ નમૂનો સાહિત્યમાં ઊતર્યો, તેની જ નવી આવૃત્તિ આજે ઊતરે છે, એ આપણા શિક્ષણની અમુક બાબતના સ્થાયી ભાવનું જ દ્યોતક ને? આ ભાવ એટલે ઇચ્છાશક્તિનો ને પ્રત્યક્ષદૃષ્ટિનો અભાવ અને લાગણી કે કોઈ આવેગ આગળ પંગુતા. ને તેમાં માનેલો અમુક નિઃસત્વ આનંદ.

વાર્તાનું કથાનક બહુ માનસશુદ્ધ નથી લાગતું. શરૂથી લાગે છે કે, સુમતિ પાછી આવશે; આ ગાંડિયો રસિક નકામો વેવલાં મારે 'છે—ઠેકાણે આવશે; ઇ૦ ઇ૦. વાર્તાવિકાસની શૈલી સાવ સાદી છે. જાહેરકામમાં સુમતિનો રસ ન રહ્યો તે શાથી, એનો ચિતાર વધારે સચોટ આપવો જોઈતો હતો. વેવલા વિરહનો ફુલાવો અસરકારક નથી થતો.

આ પુસ્તકના વસ્તુને અંગે 'નિવેદન' કહે છે કે, "જાહેરજીવન અને ગૃહજીવન વચ્ચે વિસંવાદ શરૂ થયો છે." આ જરા વધારેપડતી ભારેખમ ભાષા ગણાય. કથા-નિરૂપણ આવો કોઈ પ્રશ્ન દિલ પર ઠસાવી શકતું નથી. સવાલ તો માત્ર સુમતિનું કાચું મન સમજુ બનવાનો છે. ભણવા કાળે માત્ર કલ્પનાઓ કરેલી તે જીવનમાં પ્રવેશતાં અસંગત અને અતથ્ય લાગે છે, ને તેથી એ બધી ગરી પડે છે એટલું જ.

એક વિસંવાદ જરૂર ઊભો થયો છે, અને આ લેખક તેમની બે નવલકથાઓમાં એ આડકતરી રીતે ઉતારે છે. આ વિસંવાદ એક સામાજિક પ્રશ્ન થશે ખરો. તે આ છેઃ ગ્રામડાં ગામની વસ્તીમાંથી શહેરમાં આવી ભણતા વિદ્યાર્થીઓ એક નવી જ કલ્પનાસૃષ્ટિમાં દાખલ થાય છે. તેમનું ભણતર પ્રત્યક્ષ જીવનથી એવું વિખૂટું હોય છે કે, તે નર્યું 'વસ્તુશૂન્ય વિકલ્પ'મય બની જાય છે. પછી તે પ્રમાણે એ લોક પરણવા માગે છે; પરંતુ લગ્નપ્રથા ને અર્થતંત્રનાં ચાલુ બંધનો એ કલ્પનાસૃષ્ટિમાં બેસતાં નથી. લગ્નસુખની કલ્પના રંગબેરંગી બની હોય છે. એ બધાનો મેળ લગ્નપ્રથા અને પછીના જીવનમાં ખાતો નથી. તેથી ચાલુ લગ્નપ્રથા અને સ્ત્રીના પ્રશ્નો ઊભા થતા જાય છે. નાતની વાડાબંધી, શિક્ષણ અને અર્વાચીન સંસ્કારમાં ભણેલાં-નભણેલાં, ગામડાનાં-શહેરનાં વચ્ચેની અસમાનતા ને ઢંગધડા વગરની વિલક્ષણતા—આ બધું આપણે જે અસ્થિર સમાજદશા-કાળમાં છીએ તેનું ચિહ્ન છે. તે દશાનાં પ્રશ્નબિંદુઓ અનેક રસવાળાં છે, તેમને માટે લઘુકથા સારું નિરૂપણ-સાધન ગણાય. તે પ્રશ્નોના ઊંડાણમાં જઈ કથા નિરૂપનાર કોઈ સમર્થ કલાકાર પાકે ત્યારે ખરો. દરમિયાન આવી કથાઓ તેમાંનાં છૂટાં છૂટાં પાસાં જરૂર રજૂ કરે છે; તે માટે વધારે ચિંતન મનન કરાવું જોઈએ. લેખક આ હવે આપણને મજાની વાર્તાઓ આપી શકે એવાં તેમનાં અનુભવ અને ભાષાબળ આ કથામાંથી જોઈ શકાય છે.

**કોની બહેન ?** મૂળ લેખકઃ લિયો ટોલ્સ્ટોય, અનુ૦ ચંદ્રશંકર શુક્લ, પ્ર૦ વોરા એન્ડ કંપની, મુંબઈ–૨. કિં. ૨–૪–૦ પા. ૧૬૪ (પાકું પૂઠું)

'ટૉલ્સ્ટૉયની જુદે જુદે વખતે લખેલી ને જુદા જુદા રસવાળી પાંચ વાર્તાઓનો' અનુવાદ, તેમાંની એકના નામની આગેવાની તળે, બહાર પાડવામાં આવ્યો છે. અનુવાદકે પોતાની પ્રસ્તાવનામાં તે પાંચ વાર્તાના ગુણ વિષે ટૂંકી નોંધ આપી છે.

પહેલી વાર્તા 'બરફનું તોફાન' રશિયાના આ સામાન્ય શિયાળુ બનાવની વર્ણનાત્મક છે. 'ત્રણ મૃત્યુ'ની બીજી વાતમાં ટૉલ્સ્ટૉયનો પ્રિય વિષય–ઉજળિયાત વિ૦ મજૂરિયાત લોકજીવન–મુખ્યત્વે રજૂ થાય છે. અનુવાદકે આ અગાઉ બહાર પાડેલ સંગ્રહ 'બે નવલકથા'માં, અનુક્રમે 'શેઠ અને ચાકર' તથા 'જીવનવન' એ વાતોમાં આ જ રસબિંદુ લેખકે લીધેલું છે.

સંગ્રહની મુખ્ય રસવાળી વાતો બે છે અને તે 'એક સાધુની જીવનકથા' અને 'કોની બહેન ?' બેઉ મનુષ્યના કામરિપુને–વ્યભિચારને અંગેની છે. તે બેની આગળ શરૂની બે તથા છેલ્લી 'માટીની પૂતળી' એ ત્રણે વાતો ફીકી પડી જાય છે.

'એક સાધુની જીવનકથા' એક શક્તિશાળી નવજુવાનના સંન્યાસ-જીવન ને તેમાંથી પતનની કથા છે. છેવટે તે માણસ ટૉલ્સ્ટૉયને પ્રિય એવા સાદા ખેડુ જીવને પહોંચે છે. તેમાં તેની ગુરુ એક તેની નાનપણની દોસ્ત છોકરી બને છે. વાર્તા વાંચીને આપણા પુરાણની કૌશિક કથા યાદ આવે છે. પણ તે નાનકડી કથા આગળ ટૉલ્સ્ટૉયની આ વાત હલકી અને ફીકી લાગે છે, અને નાહકની લાંબી પણ લાગે છે. એટલું જ નહિ તેના નાયક સર્જિયસના વિકાસ અને વિનાશના માનસક્રમમાં કુદરતીપણું પણ નથી લાગતું. છેવટનું તેનું પરિવર્તન તેના પતનની નિરૂપણ-કલા આગળ ફીકું પડે છે, તેથી તે દમ વગરનું લાગે છે ને ઓછી જ અસર કરે છે. એ પણ કલામાં દોષ જ ગણાય. 'કોની બહેન' એ દૃષ્ટિએ વધારે સફળ છે; તે વધારેપડતી લાંબીય નથી થઈ, એ પણ એમાં કારણ હશે.

ટૉલ્સ્ટૉયની આ વાર્તાઓ તે સમર્થ કથાકારને આંકવા માટેના ઉત્તમ નમૂના ન ગણાવી જોઈએ, એ ચેતવણી આપવાની જરૂર છે.

**હુલ્લડ બોલ્યું** લેખક– નીરુ દેસાઈ. પ્ર૦ આદર્શ પુસ્તક ભંડાર, અમદાવાદ. કિં. ૨–૪–૦, પા. ૧૪૭ (પાકું પૂઠું)

૧૯૪૨–૪ દરમિયાન દેશમાં અંગ્રેજ સરકારે જે સખત હાથે કામ લીધું અને દેશે તેની ટક્કર ઝીલી, તેનું કલ્પનાચિત્ર દોરતી આ કથા, — તેની પ્રાસંગિક તાજગીને ખાતર પણ, — વાંચવી ગમે એવી છે. દમનના દોર આગળ અને જર જમીનના લોભે દેશનો જુસ્સો કાંઈક ઢીલો પડી ગયો, પ્રજા પોતાની ટેક ભૂલી-ન-ભૂલી; સરવાળે તેનું સામુદાયિક જોર સરકારને હંફાવતું જંપ્યું; છતાં આખી પ્રજાએ માન્યા કહ્યા એમ ન ગણાય. આ હકીકતી વાતના પડદા ઉપર એક ગામની અણનમ પ્રજાનું–સ્ત્રીપુરુષ સૌનું — સ્વમાનભર્યું યુદ્ધચિત્ર સારી રીતે ઊઠયું છે. એ ચિત્રની રેખાઓ અને રંગો લેખકે મુખ્યત્વે ગુજરાતનાં તે વર્ષોનાં અનેક કાર્યોમાંથી વીણ્યાં છે. આમ કરવા માટે કાર્યના અને પાત્રાલેખનના આંકડા તો મેળવવા જ પડે છે. અને તે કદાચ મુશ્કેલીથી પણ મળે એમ બને, એ તો, મને લાગે છે, દરેક વાર્તાલેખકનો અનુભવ હશે, અને આને માટે ધોરી માર્ગ આદર્શવાદનો આશરો લેવાનો છે. આ વાર્તા એ જ ઢબે એક ગામની લડતને કલ્પનાથી આદર્શાવીને આલેખે છે. તે વાંચી વાચકને ૧૯૩૦–૨ની લડતના ભાવોને આલેખતી શ્રી. રમણલાલ દેસાઈની ('દિવ્ય ચક્ષુ') કથા કદાચ યાદ આવે.

વાર્તાનાં પાત્રો લગભગ બધાં જ પોતપોતાને છાજે એવા આદર્શ વર્તન તરફ ખીલતાં જાય છે. સરકારી દમનના બનાવો એમાં નિમિત્તરૂપ બનતા વર્ણવવામાં આવ્યા છે. ગામનું નામ કટોદરા છે. તે લડવા તૈયાર જ નથી, તે એ જ કારણે કે ૧૯૩૦–૨ ના જાતઅનુભવથી એ દાઝેલું છે. પણ અડાસ ગામે કટોદરાના એક નવજુવાનનો સરકારે શિકાર કર્યો ને ગામ સળગ્યું. 'રાવસાહેબ' થવાનાં વલખાં મારતો મુખી તેમાંથી વળી ગયો અને ગામના 'માસ્તર'ની સલાહમાં રહી ગામની આબરૂની અને રખેવાળીની લડતનો ખરેખર મુખી બન્યો. સરકારી અમલદાર પણ તેની હવે 'આદર્શ' બને છે : શરૂમાં તે સારાશથી વર્તે છે–ઉપરીઓ તેને તે સારુ ટોકે છે. પણ લોકોની અણનમતા તેને દમનની આદર્શ બેફામી તરફ લઈ જાય છે. છેવટે લેખક બતાવે છે કે, અમલદાર ખરેખર ઓગળે છે ! પણ ત્યારે પ્રસ્તાવનામાં પોતે જ આ નવાઈના પરિવર્તનને 'અણધાર્યું', ઉતાવળિયું' કબૂલ કરે છે. તે કહે છે જ કે, "વાર્તાનો અંત સાવ કલ્પિત છે." જો વાતને 'હુલ્લડ બોલ્યું' નામ આપ્યું તો મંગળ અંત કલ્પ્યો ન હોત તો ચાલત. અને કહી શકાત કે, કટોદરાના નેતાઓ હજી જેલમાં સબડે છે ને તેમને બહાર આણી કટોદરાને પાછા સોંપવાના બાકી છે; ત્યારે સ્વતંત્ર કટોદરા તેના જાલીમોની રાખમાંથી સોનાનું થઈને ઊઠશે. ખેર.

સોહનસિંહ જ નહિ, નાથી મંગળને મારી નાંખે છે તેય અસાહજિક પરિવર્તન જ છે. એમ નાથીમાં વેરનો અગ્નિ ભભૂકી ઊઠવા કશું કારણ વાર્તાપ્રવાહ બતાવતો નથી. શહેરી જુવાનિયાઓની વાતો — જેને કટોદરાનો નેતા (માસ્તર) નાપાસ કરે છે, છતાં — નાથીના મગજમાં ઘૂમરી

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૪–અંક ૧૨] અમદાવાદ [ડિસેમ્બર, ૧૯૪૫

## કાકાસાહેબ કાલેલકર

૧

વીસેક વર્ષ પરની વાત છે. કાકાસાહેબ 'નવજીવન'નું કામ ત્યારે સંભાળતા હતા, કેમ કે ગાંધીજી જેલમાં હતા. તંત્રી તરીકે નામ બીજાનું રહેલું, પણ કામ મુખ્યત્વે કાકાસાહેબ કરતા. પછી તે જેલમાં ગયેલા. તે અરસામાં એક ગુજરાતીએ મને પૂછેલું, "આ કાકા કાલેલકર તમારા છે તે મોટી પાકટ ઉંમરના માણસ હશે. તેમનાં લેખ અને વિચારપૂર્ણ લખાણ પરથી એમ લાગે છે". અને એવી જ કલ્પના તે જ અરસામાં એક મોટા ગુજરાતી સાક્ષરે પણ કરી હતી એમ મેં સાંભળ્યું છે.

આજે અમદાવાદની સાહિત્ય સભા કાકાની ષષ્ટિપૂર્તિ ઊજવે છે ત્યારે એ મને યાદ આવે છે. અને તે પ્રસંગે, હું માનું છું, કેટલાકને એથી ઊલટી લાગણી થશે, "એં! કાકાસાહેબને ૬૦ વર્ષ થયાં!" માણસની ઉંમર વિષે, કાળે કાળે, નવી નવી ભાવના થાય છે.

સામાન્યપણે પણ આવું નથી હોતું? નાનપણમાં બાળકને વધતાં જતાં વર્ષોનો ભાર નથી લાગતો. મોટા થવાની તેને સહજ ઇચ્છા હોય છે. ત્યારે તેને કેળવાવાની ભૂખ અને તાનમનાટ એની મેળે હોય છે. તેથી વર્ષો વધવાનો આનંદ લાગે છે. પણ વર્ષો વધ્યા પછી! આધેડ અવસ્થા વય પાર કર્યા પછી? ત્યારે વર્ષોનો ભાર શો ભાવ જગવતો હશે? મને લાગે છે, જેવી જેની ભાવના અને જીવન તેમ તેને વ્યક્તિગત થતું હશે. આ તો પોતાને થતા ભાવની વાત થઈ. પરંતુ પરિચિત માણસની ઉંમર બાબત આપણને કેટલીક વાર નવાઈ લાગે છે. સાહિત્ય સભાએ કાકાની ઉંમર જાહેર ન કરી હોત તો ઘણાને ખબર ન હોત કે, કાકા 'વન' પાર કરી જીવનની 'સાઠી'માં આ ડિસેંબરની ૧લીથી પ્રવેશ કરે છે.

૨

ષષ્ટિપૂર્તિનો આ સમારંભ વિચારાતો હતો ત્યારે એક ચર્ચા કાન ઉપર આવી કે, સાહિત્ય સભા તો ગુજરાતી ભાષાના એક મહારાષ્ટ્રી સાક્ષરની સાઠી ઊજવે, તો ટેલે ગુજરાતી સાક્ષરોની વિશેષે કરીને ઊજવવી જોઈએ. આ જો તે ન કરવાની હોય તો કાકાની જયંતી પણ ન કરવી જોઈએ.

ન્યાય તો એથી ઊલટું જ બતાવે છે. કાકાસાહેબ મૂળે મહારાષ્ટ્રના છે એ તો ઉઘાડી વાત છે. અને એ પરથી જો વિચાર કરાતો હોય તો તો એમ થાય કે, એ પરપ્રાંતીની સેવાની કદર કરવી એ ગુજરાતની એક સ્વતંત્ર ફરજ છે. તેને ઘરના બીજાઓની ઉજવણીના પલ્લામાં ન મૂકી શકાય. કાકાને પર પ્રાંતના માનો તો એમનું ઋણ અદા કરવામાં ઘરના લોકોની 'સાઠી'નો સવાલ કેવી રીતે આડે આવી શકે? એટલે જો સાહિત્ય સભાએ ઉપલા પ્રશ્નનો આ રીતે વિચાર કરીને પોતાનો ઠરાવ કર્યો હોય, તો એને માટે એ વિશેષ ધન્યવાદને પાત્ર બને છે.

અમે એમના સાથીઓ તો કાકાને પરપ્રાંતી માની જ શકતા નથી. એ ગાંધીજીના આશ્રમવાસી છે. આશ્રમવાસીઓના તો તેઓ એક ભાંડુ છે. અને તેઓ માટે પ્રાંતીયતા કે દેશની પણ સીમા ગાંધીજીએ કદી માની કે મનાવી નથી. મારે માટે કહું તો, હું તો ઈ. સ. ૧૯૨૧ થી, આશ્રમની કાકાની શાળાના જમાનાનો, એમનો એક મદદનીશ અને સાથી છું. આજે પણ એમણે જ શરૂ કરેલું કામ વિદ્યાપીઠમાં કરી રહ્યો છું. આમ અમારી નિકટતા એવી છે કે, આ માસિકના તંત્રની જવાબદારી મારે માથે ન હોત, તો આ લખું છું તે હું ભાગ્યે જ લખત.

૩

આટલાં વર્ષોના એ બધા સત્કાર્ય અને સહજીવનનો વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે, ગુજરાતના અનેક લોકની વિચારસૃષ્ટિમાં કાકા અજ્ઞાતપણે પણ બેઠેલા છે. કાકાએ એક જમાનામાં ગુજરાતના વાચક-વિચારક

લોકોનાં ચિત્તમાં પ્રવેશ અને આવકાર મેળવ્યો છે. શરીરને બાંધનાર અન્ન પચી ગયા બાદ જેમ તે જુદું નાગધારી રહેતું — રહી શકતું નથી, ન રહેવામાં જ તેની કૃતાર્થતા છે; તે જ પ્રમાણે આપણા મનના ખોરાકનું ય છે. અને સાહિત્ય એ મનનો ખોરાક છે. એ ખોરાક પૂરો પાડવામાં કાકાસાહેબ ગુજરાત પર 'અઢળક ઢળ્યા છે'. એટલા બધા કે, એક મિત્રે સાચું કહ્યું કે, હાઈસ્કૂલના આરંભથી માંડીને એમ. એ. સુધી આજ કાકા વંચાય છે, એવી વિવિધ અને વિપુલ સામગ્રી એમણે ગુજરાતને ચરણે ધરી છે. ગુજરાતને કાકાની આ ભેટ ધન્ય કરે છે. તેના સાહિત્યના ઇતિહાસમાં એ વડે કાકા અમર સ્થાન પામ્યા છે.

પણ કાકાને મન આ લેખનકાર્ય ગૌણ છે. પોતાને સાક્ષર કે સાહિત્યકાર કોઈ કહે એ એમને ઓછું પસંદ છે. અધ્યયન અધ્યાપનને તેમણે પોતાનું જીવન માન્યું છે, અને જાહેર કર્યું છે. અને રાષ્ટ્રીય કેળવણીકારનું બિરુદ એમને પહેલું પસંદ છે. અને એ તરીકે એમણે ૧૯૨૦–૩૦ની નવજુવાન પેઢીનું માનસ ઘડવામાં જે ફાળો આપ્યો છે એ ગુજરાતના ત્યારના જીવનને ઘડવામાં અદ્વિતીય હતો. આ વસ્તુ સાહિત્યના ઇતિહાસ કરતાં આપણા તે દસકાના પ્રજાકીય ઇતિહાસમાં જે અંકાઈ છે, તે વધારે મોટી, કાયમી અને જીવનપ્રદ છે. ગુજરાતે કાકાને એ વર્ષોમાં ઓળખ્યા અને એ ઓળખ ગુજરાત ભૂલ્યું નથી — ભૂલી શકે એમ નથી. શરૂમાં મેં જે કથાપ્રસંગ ઉલ્લેખ્યો છે, તે આ જ દસકાનો છે, એ વાચકને યાદ દેવડાવું. તે જ જમાનામાં ગુજરાતે પોતાની રાજકીય પરિષદના પણ એમને પ્રમુખ વર્યા હતા. ગુજરાતના રાષ્ટ્રીય જીવનના ઉદયકાળના એ દસકામાં કાકાસાહેબે આવો ફાળો આપ્યો છે.

૪

પરંતુ કોઈ સાહિત્ય-વિલાસી પૂછશે, તો કાકા સાહિત્યકાર કેમ થયા? તેમણે 'ઓતરાતી' દીવાલો', 'હિમાલયનો પ્રવાસ', 'સ્મરણયાત્રા', 'જીવનનો આનંદ' જેવાં પુસ્તકો કેમ લખ્યાં? તે તો એમનો નિષ્કામ આનંદ વ્યક્ત કરતી નર્યા સર્જનની કલાકૃતિઓ છે. એમાં એ કોઈ રાષ્ટ્રનિર્માણના પ્રશ્નને હલ કરવાને કારણે લખતા લાગતા નથી. ગાંધીજીએ 'આત્મકથા' લખી તે એક 'સત્યના પ્રયોગ' તરીકે જરૂરી લાગ્યું ત્યારે, પોતાના કામને હિસાબે. કાકાએ આ રીતે પણ લખ્યું છે એ ખરું; પરંતુ કેટલુંક લખાણ નરી સર્જકતાની આંતર ઊર્મિનું છે, એનું શું?

આ પ્રશ્ન સાચો ઊઠી શકે એવો છે. એ સમજવા જેવો છે. અને, મને લાગે છે, એમાંથી કાકાના વ્યક્તિત્વનું અને એમની સેવાની ખાસિયતનું પણ સ્વરૂપ ઠીક સમજાય એમ છે. વાચક યાદ કરે કે, ઉપરનાં પુસ્તકો ઘણે ભાગે ૧૯૨૦–'૩૦ના જ દસકાનાં છે. અને કાકાએ 'હિમાલયનો પ્રવાસ' આશ્રમની શાળાના પોતાના વિદ્યાર્થીઓ માટે અને તેમના હસ્તલિખિતમાં લખવા માંડેલો. તેની સાહિત્યિક ખુશબો સૂંઘનાર કોકે 'મધપૂડા'માંથી તેને બહાર કાઢયો. મેં એ અમર ગ્રંથનાં શરૂનાં કેટલાંક પ્રકરણો ૧૯૧૯ના અરસામાં 'વસંત'માં ઘણું કરીને વાંચ્યાનું યાદ આવે છે. ત્યારે મને થયેલું કે, મરાઠી માતૃભાષાવાળો એક માણસ કેવી મધુર ગુજરાતી લખે છે!

આમ જ કાકાનાં ઘણાં લખાણો અંગે છે. પોતાના કાર્યને અંગે લખવા તે પ્રેરાયા છે. અને એમનું કામ એટલે કેળવણી. એ આજન્મ કેળવણીકાર છે; સંકલ્પપૂર્વક એ એવા થયા છે ને પોતાને ઘડવા મથ્યા છે. પણ એમનો કેળવણીનો અર્થ નર્યું ભણાવી આવું એ નથી. કાકાની કેળવણીની વ્યાખ્યા અતિ વ્યાપક છે. એને તે એક દર્શનની ઉદાત્તતાએ લઈ જાય છે.

પશુપંખી અને મનુષ્ય સૌ સૃષ્ટિમાં વિચરે છે. પરંતુ મનુષ્ય પ્રાણીને માટે અચૂક એવું કહી શકાય કે, તે આ વિશ્વમાં આવીને કેળવાય છે — વિકસે છે. મને કમને, જાણ્યે અજાણ્યે, ધાર્યે ન-ધાર્યે, આપોઆપ,— માનવ ખોપરી પરમેશ્વરે એવી બનાવી છે કે તેને જ લઈને, તે પ્રકૃતિ અને સમાજમાં રહેવા અને વિચરવા માત્રે પણ કેળવાય જ છે. શરીર આહારથી મોટું થાય છે તેમ જ માનવ ચિત્ત પણ તેનો આહાર મેળવીને ઘડાય છે અને પોષાય છે. આપણે ન જાણીએ છતાં, ચિત્ત આસપાસના જીવનમાંથી પોતાનો ખોરાક ચૂસી લઈને, પોતાની ભૂખને ભાગે છે. આથી જ એની કેળવણી સાધી શકાય છે. આવું જે સદા હયાત શિક્ષણ-ક્ષેત્ર, તે કાકાના કેળવણી દર્શનનો પાયો ગણાય. એ અર્થમાં એ એક જીવનદર્શન થયું. અને કાકા કેળવણીને આ દૃષ્ટિએ સમજે છે.

અને આ દર્શનને એ કલા દ્વારા ભજે છે. સ્વભાવે કાકાસાહેબ લાગણી-પ્રધાન — કલાત્મા છે; તર્ક અને બુદ્ધિની ચિકિત્સા તે એની આજ્ઞામાં રહીને કરે છે. એ ફિલસૂફ નથી; એની પદ્ધતિથી કદાચ એ અકળાતા હોય. એ વિજ્ઞાની નથી; એની ઝીણવટ એમને ગમે, પણ એની રીત એમની નથી. એ સંગઠનકાર નથી; સંગઠન વગર કામ ન ચાલે એ એમને કબૂલ છે, પણ તેને માટે જોઈએ એટલું પરવશપણું એમના કલાત્માને કદાચ રુચતું જ ન હોય. જોકે, જીવન અંગે આ બધાને શું કહેવાનું છે, એ તે જરૂર સમજવા ચાહે છે; કેળવણીકાર તરીકે તેને પોતે છોડી ન શકે. પરંતુ તેમની વિભૂતિ

કલાત્મક છે. તેની પોતાને સહજ દૃષ્ટિએ એ પોતાનું કામ કરે છે. આથી તે લખે છે તો ગદ્ય રૂપે, પણ તેનો ગુણ પદ્યનો — કાવ્યનો હોય છે. તેથી જ કદાચ કાકાનું સાહિત્ય-સાધન ટૂંકો નિબંધ છે; અને નિબંધમાં પણ નાની નિબંધિકા જેવા ફકરા, કે જે પોતપોતાના વ્યક્તિત્વ સાથે એમાં બિરાજે છે. વર્ષાના આકાશને કે પ્રકૃતિના કોઈ દૃશ્યને જોઈ એમ પૂછી ન શકાય કે, આ રંગ કે રેખા આમ કેમ છે અને તેમ નથી. તે છે તે છે, ને તેમાં જે સમગ્રતાથી એકતા આવે છે, તે જોવી હોય તો જુઓ. કાકાની શૈલી કાંઈક આ જાતની છે તેમા તર્ક કે વિજ્ઞાનનું પૃથક્કરણ ન ફાવે. એ કાકાની શૈલી નથી. મૂળથી એ એવા ઘડાયા હોય એમ લાગે છે. આ-જન્મ પ્રવાસે એમાં એમને કાયમ કર્યા છે. પ્રવાસ એટલે પ્રકૃતિ અને સમાજ એ બેનું વિદ્યામંદિર કાકાએ પોતાના ઘડતરનું ઘણું કામ આ વિદ્યામંદિરમાં કર્યું છે.

આવી પ્રકૃતિવાળો માણસ કેળવણીને અર્થે જે કહે (એટલે કે લખે પણ), તે આપોઆપ સાહિત્યગુણી બને. કાકાનાં લખાણો (અને તેમાં પત્રો ભારે મોટા જથામાં છે.) આથી સહેજે સાહિત્ય બને છે. શબ્દકલા એમની સહજસિદ્ધિ છે.

૫

પરંતુ આ તો એમની શૈલી કે સાધનની બાહ્ય વાત થઈ. એ દ્વારા તે જે વસ્તુની ભક્તિ રેડે છે, તે એમનો રાષ્ટ્રપ્રેમ અને દેશના શ્રેયને માટેની ઊંડી તમન્ના છે. આ વસ્તુએ કાકાના પ્રવાસી જીવનને એકસૂત્ર કર્યું છે; પાર વિનાની પ્રવાસ-શિક્ષણ-સામગ્રીને પચાવવાને માટે એણે એમને પૂરતો તેજ અગ્નિ આપેલો છે. તે વિના એ સામગ્રી અજીર્ણ જ કરે.

કાકાસાહેબ કોંગ્રેસની જોડે ઈ. સ. ૧૮૮૫ના ડિસેંબરમાં જન્મ્યા. અને તેમનું માનસ-ઘડતર આ સદીના પહેલા દસકાના પૂનામાં થયું. પૂના પોતાના વિદ્યા-વ્યાસંગને માટે તો આજેય જાણીતું છે પરંતુ તે દસકામાં તે ગોખલે અને ટિળકની કર્મભૂમિ હતું. બંગભંગના જુવાળ દિવસો એ હતા. સ્વદેશી રાષ્ટ્રવાદનો ઉદયકાળ એ હતો. કાકા એ રંગે પૂરા રંગાયા. અને એ રંગ એવો પાકો છે કે, આજ સુધી રાષ્ટ્રની વિકસતી રહેલી એ લડતના તાપથી પણ એ ઊડ્યો નથી, બલ્કે ખીલ્યો છે. કાકા જો મૂળે સાક્ષર કે સાહિત્યકાર જ હોત, તો ક્યારના એ એમાંથી પરવારી ગયા હોત. પરંતુ એમની મૂળ પ્રેરણા શિક્ષણ દ્વારા રાષ્ટ્રસેવા હોવાથી જ આજ સુધી એમાં તે અડીખમ ઊભા છે.

અને એમનો આ રાષ્ટ્રપ્રેમ એક ધર્મ જેવો જીવનમાં જડાયેલો છે. જીવનમાં ધાર્મિકતાની નિષ્ઠાનો વારસો એમને એમનાં માતાપિતા પાસેથી મળ્યો લાગે છે. એની મજબૂતી, મને લાગે છે, એમને શ્રી. અરવિંદબાબુના રાષ્ટ્રવાદી અધ્યાત્મમાંથી મળી હોય.* તે કવિ ફિલસૂફ આજ વરસોથી અધ્યાત્મમાં જ દટાઈ ગયા; કાકા ઇચ્છે તોય એટલે સુધી જઈ ન શકે. કદાચ લાલાજી અને ખાસ કરીને લોકમાન્યનાં વિદ્યાનિષ્ઠ સ્વદેશપ્રેમ અને સંસ્કૃતિભક્તિ તથા કર્મયોગે એનો દેહ ઘડ્યો હોય. કદાચ રવીન્દ્રનાથની કાવ્યશક્તિએ એમાં મધુરતા આપી હોય. અને એવા ક્યા ક્યા પ્રવાહો એ ધર્મદૃષ્ટિના નિર્માણમાં મળ્યા હશે, એ રસિક અભ્યાસ એમના કોઈ જીવન-અભ્યાસીએ કરવા જેવો ગણાય. અહીં એટલું બસ છે કે, કાકાની ભાવનાસૃષ્ટિમાં રાષ્ટ્ર એક દેવતા બનેલો છે. (જુઓ એમનો 'સ્વદેશીધર્મ' નિબંધ.)

અને આ એમની ભાવના પ્રાચીન આર્ય સંસ્કૃતિના પાયા ઉપર ઊભી છે. આપણા રાષ્ટ્રધર્મની ઇમારત એ મૂળ સંસ્કારભૂમિ પર, આ સદીના પ્રારંભમાં, રચાઈ. હિંદના ઇતિહાસમાં એ ભૂમિકા ઉપર બે મજલા ચણાયા છે—એક ઇસ્લામી અને બીજો અંગ્રેજ. કાકાનાં લખાણોમાં પહેલા અને બીજા વિષે સારી પેઠે વિવરણ આવે છે. વચ્ચેનો એમાં આપોઆપ આવી ગયો. પરંતુ એનું વિશેષ ચિંતન મનન ઓછું હોય, એમ મારા ઉપર છાપ છે. તેનો ભાવ જ એમાં નથી, એમ એ પરથી માનવાનું નથી. કાકાનું મુખ્ય ચિંતન મનન આર્યવિદ્યાઓનું છે, અને એ દ્વારા એમણે અર્વાચીનને નિહાળવા, નાણવા અને નિરૂપવા પ્રયત્ન કર્યો છે. અને માનવ જાતની પ્રાચીનમાં પ્રાચીન એ સંસ્કાર-સમૃદ્ધિમાં રમતાં છતાં, કાકાસાહેબ એને અર્વાચીનતાની પરિભાષામાં રજૂ કરે છે, એ એમના ચિંતનની પણ વિશેષતા છે. (અભ્યાસી આને માટે, ખાસ કરીને, એમનું 'લોકજીવન' અને 'ગીતાનું સમાજશાસ્ત્ર' જુએ.)

રાષ્ટ્રીય શિક્ષણની સેવામાં એ સનાતની અને આર્ય-સમાજી બેઉ ગુરુકુલો જોઈ આવ્યા છે. બેઉ તરફ એમને અમુક આકર્ષણ છે, કેમ કે બેઉમાં તેમને અમુક ઢબની નિષ્ઠા દેખાય છે. પરંતુ અર્વાચીનતાની દૃષ્ટિએ તે આંશિક હોઈ, કાકાને સંઘરી ન શકે.

સાધુઓના સમાગમમાં ફરીને આપણા એ ફરતા લોકશિક્ષકોને પણ તે જુએ છે. એમનીય શક્તિ અને સાંસ્કૃતિક કિંમતને એ ન્યાય આપે છે; એટલે સુધી કે, 'હિમાલયના પ્રવાસ'નો વાચક કદાચ મૂંઝાતો હોય કે લેખક એમને પસંદ કરે છે કે વખોડે છે! પણ એ રૂપનો સંન્યાસ એમને અપનાવી તો ન શક્યો એ ઉઘાડું છે.

* સ્વ૰ બિપિનચંદ્ર પાલ પણ આમાં ક્યાંક હોય, એમ એક મિત્ર સૂચવે છે.

રામકૃષ્ણ મિશન પણ એમણે જોયું છે; તે કદાચ એમને ગમે. રામકૃષ્ણ-વિવેકાનંદ આદિએ એમની આસ્તિકતાને સતેજ કરી હોય. અંગ્રેજી ભણતું અને કોઈ ગૂઢ તત્ત્વમાં શ્રદ્ધા ટકવી કે કરી ત્યાગપરાયણ જીવનનિષ્ઠા બંધાવી, એ બનવું આજે તો મુશ્કેલ લાગે છે. એમાંથી વિવેકાનંદ જેવા પાર તરી ગયા, એથી અનેક નવજુવાનોમાં શ્રદ્ધાપ્રવેશ થયો હશે. વળી, રામકૃષ્ણ મિશનમાં નવી ઢબનો સેવાપરાયણ સંન્યાસ યોજવામાં આવ્યો, એથી કદાચ કાકાને એ પ્રત્યે ખાસ અનુરાગ હોય. પરંતુ એમાંયે એમનો આત્મા ઘર કરતો નથી.

તે શાંતિનિકેતન પણ જાય છે. એ કાવ્ય અને કલાનું ધામ કાકાના રાષ્ટ્રપ્રેમી કલાત્માને પૂરા ખેંચી નથી લેતું. પણ ત્યાં એમને ૧૯૧૫માં ગાંધીજી મળે છે, અને એમનામાં એમને ઘર જડે છે. એ ઘરમાં કાકાને ઉપરનાં બધાંની સમન્વિતતા જોવા મળે છે. એમાં એ તૃપ્તતા માણી શકે છે. કારણ, ગાંધીજીમાં આપણો રાષ્ટ્રધર્મ તેના આર્યધર્મના પાયાથી માંડીને બધા મજલાઓને જ્ઞાનપૂર્વક આવરી લઈને મૂર્તિમંત થયો છે. એથી જ એ ધર્મે હિંદના સર્વ ખૂણેથી ને સૌ સ્વભાવના લોકોને પોતાથી રંગ્યા છે, અને એનો પ્રકાશ બહાર જગતમાં પણ પડ્યો છે. કાકાના પ્રવાસી જીવે એમાં છેવટે પોતાની ખોળનું વસ્તુ જોયું છે. કાકા સ્વભાવે ભક્ત છે; અવતારી પુરુષની આપ્તતામાં એમને શ્રદ્ધા છે. આનું અધિષ્ઠાન એમને ગાંધીજીમાં મળ્યું છે.

કાકાસાહેબ પોતાને વિષે કહે છે કે, મહારાષ્ટ્રના પહાડો જેવો ખડબચડો માણસ હું તો છું; સમાજમાં ભળતાં મને આવડતું નથી. કલાકીય સ્વભાવમાં એક પ્રકારની એકલધૂનિતા, અમુક નિર્બંધમાં મસ્તી હોય છે. કાકાનું ઉપરનું કહેવું કદાચ એનું જ પર્યાય-વાક્ય હોય. આવા સ્વભાવને માટે એમ લાગે છે કે, તેની જોડેના વ્યવહારમાં ગેરસમજસમજી થયા કરવી, એ કદાચ તેની સાથે લખાયેલી વસ્તુ હશે. અને એવી વસ્તુ કાકાના જાહેરજીવનમાં જોવા મળશે.

પરંતુ, ઇતિહાસ આવી આગંતુકતા જોવા નથી થોભતો. તેની નજર તો, કાલ-પુરુષ છેવટે પ્રસાદરૂપે શું અર્પે છે, એની ઉપર હોય છે. ત્યાં આગળ ખાડાખૈયા અને ખૂણાખાંચરા વગેરે પોતપોતાનું સ્થાન પામી જઈ એક સુશ્લિષ્ટ ને પ્રસન્ન મૂર્તિ બનીને રહે છે. આથી જ કાલ વિકરાળ છતાં મંગળમૂર્તિ છે.

ઇતિહાસ કહે છે કે, કાકાએ ગુજરાતમાં ગાંધીજીએ આદરેલા યુગકાર્યમાં અને તેના નવસર્જનમાં અગ્રગણ્ય ભાગ ભજવ્યો છે; અને 'અક્ષર' દેહે તેની ભાષામાં એ અંકાઈ ચૂક્યો છે. એમાં જીવનની અને આઝાદીની સાચી ભક્તિ અને કેળવણીનું કાયમી રસાયણ રેડવાનો જાગ્રત સંકલ્પ સેવાયેલો ઊતર્યો છે. એને કાળ પણ ન હણી શકે. રાષ્ટ્રદેવની આરાધનાનું એ સાહિત્ય આપવાને માટે ગુજરાત કાકાનું હમેશાનું ઋણી રહેશે. ભારત અને ભારતીની સેવામાં કાકાસાહેબ ઘણું જીવો.

૨૧-૧૨-'૪૫ મગનભાઈ દેસાઈ

# સમગ્ર ગ્રામસેવાની ગંગોત્રી

[સમગ્ર ગ્રામસેવા વિદ્યાલય (સેવાગ્રામ)ના વિદ્યાર્થીઓ આગળ તા. ૨૨-૧૧-૪૫ ના રોજ ગાંધીજીએ આપેલું ભાષણ.]

અહીંયાં જે વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસને માટે આવ્યા છે તેમની પાસેથી હું બહુ આશા રાખું છું. હું જ નહિ, આ કામમાં રસ લેતી જનતા પણ સારી પેઠે આશા રાખે છે. હિંદમાં એવા ઘણા ભણેલા લોકો છે કે જે આપણા કાર્યક્રમની ટીકા કરે છે અને નિંદાય કરે છે. કેટલાય લોક સિદ્ધાંત દષ્ટિએ પણ આનો વિરોધ કરે છે. એવા લોકોના કહેવાનો જવાબ તો હું જરૂર આપી શકું છું, પરંતુ અત્યારે એ લોકો વિષે હું કશું કહેવા માગતો નથી. પરંતુ જે લોકો આ કામમાં રસ લે છે અને એમાં કાંઈક ભાગ લેવા ઇચ્છે છે, તેમની વાત આપણે સાંભળવી જોઈએ. એવા લોકો ખાદી, ગ્રામોદ્યોગ, ગોસેવા, હરિજન-સેવા બાબત સારી પેઠે આશા ધરાવે છે. એમની આશા સફળ કરવા આપણે બનતો બધો પ્રયત્ન કરવો જોઈએ. પેટ ભરવાનું સાધન મેળવવાને જો તમે અહીં આવ્યા હશો, તો તેનાથી આ આશા સફળ નહિ થાય.

સરકારી શાળાઓમાં સારી સંખ્યામાં લોક જાય છે. ત્યાં ડિગ્રી મેળવે છે. તેઓ એમ વિચારે છે કે, આ શિક્ષણથી અમને પૈસા મળશે, કીર્તિ મેળવીશું; કાંઈ નહિ તો સરકારી કચેરીમાં કારકુન થઈશું, અથવા ચપરાસી તો થઈ જ શકાશે. થોડું જ ચપરાસી તો કાયમી રહેવાનું હતું! આગળ ચડવાનું તો થશે; અને કાંઈક પૈસા તો આમતેમેય મળી જ જશે. મતલબ કે, તેઓ એમ સમજે છે કે, સરકારી નોકરી મળી ગઈ તો જિંદગી સલામત થઈ જાય છે. આ એક એવી વાત છે કે જેનો વિચાર કરવો જોઈએ. સરકાર તેની શાળાઓમાં ઘણી સવડો આપે છે: મોટાં મોટાં મકાનો, મોટી મોટી શિષ્યવૃત્તિઓ, અને પ્રવાસની સવડો. એની સરખામણીમાં આપણે કેવી રીતે ઊભા રહી શકીશું?

આ પ્રશ્ન ઉકેલવાને માટે હું પહેલાં કેટલાય રસ્તા બતાવી ચૂક્યો છું. તમે અહીં સવડો કે પગારના મોહથી

નથી આવ્યા. તમારે જો આપણા ધ્યેયમાં સફળતા મેળવવી હોય, તો તમે યાદ રાખજો કે, તમે ફક્ત કારીગરી જ શીખવાને નથી આવ્યા. તે તો તમારે શીખવાની છે જ; પરંતુ તેટલાથી સંતોષ ન માનશો. ગામડાંમાં કારીગરો તો પડેલા છે; તેઓ પેઢીધર એ જ કામ કરતા આવ્યા છે. તેમની બરાબરી તમે શી રીતે કરી શકવાના હતા? ક્રિયા તો તમે શીખજો; પરંતુ તેની સાથોસાથ તેનું વિજ્ઞાન હોવું જોઈએ. વારે વારે તમને પ્રશ્ન ઊઠવો જોઈએ: આ આપણે શા માટે કરીએ છીએ? કેવી રીતે તે કરવું? એનો સંબંધ સ્વરાજ જોડે કેવી રીતે સંધાય? સ્વરાજ અહિંસાથી લેવું છે. હિંદુસ્તાનના ગામડાંમાં વસતા કરોડોને ઉગારવા છે, તેમની સેવા કરવી છે. તેમને કારીગરીની કિંમત સમજાવવી છે. તમે માનતા હો કે મિલોવાળા લોકોને પેટ પૂરતું આપી શકે અને એટલાથી તમને સંતોષ થતો હોય, તો તમારે અહીં ભણવું ન જોઈએ. પરંતુ મિલવાળા તો મુઠ્ઠીભર માણસોને જ કામ આપી શકે. કરોડોનો વિચાર મિલવાળો કરતો જ નથી. મને કોઈ એવો મિલવાળો હજી સુધી નથી મળ્યો જેણે કહ્યું હોય કે મિલ મારફતે અમે કરોડોને કામ આપી શકીએ.

તમે કેટલું મહાભારત કામ કરવા આવ્યા છો! તમારે કરોડોની સેવા કરવી છે. તમે ૬૧ છો, એ મહત્વનો પ્રશ્ન નથી. તમે અહીં જે વિદ્યા શીખવા આવ્યા છો તેનું શાસ્ત્ર શીખીને જશો તો કામ થઈ ગયું. તમારે ૬૧ જણાએ કરોડોના સંરક્ષક કે ટ્રસ્ટી બનવાનું છે. આ ક્રમ ચાલ્યો તો તમારી સંખ્યા વધતી જ જશે. આ વિદ્યાલય ગંગોત્રી જેવું છે. પછી તેનો પ્રવાહ ગંગાની પેઠે વિસ્તૃત થતો જશે. આ મારું સ્વપ્નું છે. ૨૫ વરસથી હું એ સ્વપ્ન જોઈ રહ્યો છું. હું જે આશા રાખું છું તે ફળી નથી. છતાં હું નિરાશ નથી થયો, કારણ કે હું કદી નિરાશ થતો જ નથી. મોટું કામ ઝપાટાબંધ નથી ચાલતું. અહિંસા ધીરે ધીરે ચાલે છે પણ અચૂક ચાલે છે. તેનો રસ્તો સીધો છે. વિમાન વેગે ચાલનારાઓને પણ તે પાછળ મૂકી દેશે. મારો આ દૃઢ વિશ્વાસ છે.

તમે અહીંથી જે જ્ઞાન મેળવીને જશો તે ગામડાના લોકોને આપવાનું છે. તેઓમાં એ જ્ઞાન માટે રસ ઉત્પન્ન કરવાનો છે. પણ એ કામ સહેલું નથી હું વરસોથી સેવાગ્રામમાં પડ્યો છું. અહીં ચરખા સંઘ, ગ્રામોદ્યોગ સંઘ, ગોસેવા સંઘ વગેરેનાં કાર્યાલય છે. અહીં સારા સારા કાર્યકર્તાઓ છે. બીજી જગ્યાએ નથી એવી સગવડો પણ અહીં છે. છતાંયે હું જે કરવા માગતો હતો તે નથી કરી શક્યો. આથી તમારે નિરાશ ન થવું જોઈએ. પણ તમારા મનમાં એ પ્રશ્ન ઊઠવો જોઈએ કે, અમે આ કેમ નથી કરી શક્યા. શિક્ષકો પાસે એ પ્રશ્નનો ઉત્તર હોવો જોઈએ. અહીંયાં જેઓ બેઠેલા છે તેઓ દગાબાજી કરવા નથી બેઠા. ક્યારેક આની કૂંચી હાથમાં આવશે એવા દૃઢ વિશ્વાસથી તેઓ અહીં બેઠેલા છે. સેવાગ્રામનો ગુણાકાર કરવાનો છે, એક ગામનો વિચાર નથી કરવાનો. હું તો આખા હિંદુસ્તાનનો, આખા જગતનો પણ વિચાર કરું છું. કેવળ એક સેવાગ્રામ તરફ જ જોવાનું હોત અથવા સત્ય અને અહિંસાનો વિચાર છોડી દઈને કામ કરવાનું હોત, તો આપણે એ કરી બતાવત; પરંતુ તેથી દુનિયાનું દુઃખ ટળતું નથી. જગતમાં હિંદુસ્તાન એક બિંદુ છે. સેવાગ્રામ એ બિંદુનું પણ બિંદુ છે. સેવાગ્રામમાં જે થઈ શકે તે આખા જગતમાં પણ થઈ શકે. આને માટે હું સો વરસો પણ આપી શકું.

મારી પાસે જે છે તે તમે સંતોષથી શીખવા માગતા હો તો હું શીખવી દઈશ. પણ એનાથી તમે પૈસા નહિ કમાઈ શકો. એમ તો હું હજાર બે હજાર રૂપિયા કમાઈ શકું. દક્ષિણ આફ્રિકામાં હું વીસ વરસ રહ્યો છું. બાંગીવટી અંગ્રેજી પણ બોલી શકું છું. વળી આજકાલ તો મહાત્મા પણ છું. તેથી બે હજાર રૂપિયા તો મને ગમે તે આપશે. પણ મારે એ ન જોઈએ. અને તેથી જ હું કરોડો એકઠા કરી શકું છું, પણ ઘરમાં રાખવા નહિ. મારે પોતાને માટે રોટલાથી વધારે કંઈ ન જોઈએ. એ જ પ્રમાણે તમને પણ સૂકા રોટલાથી સંતોષ થવો જોઈએ. અહીંનું કામ સહેલું નથી. જો તમને આથી સંતોષ ન હોય તો તમારે અહીંથી ચાલ્યા જવું જોઈએ. બીજી જગ્યાએ તમને ઘણા પૈસા મળી શકે. પણ અહીં રહેવું હોય તો સંતોષપૂર્વક રહેવું જોઈએ. જો તમે એવી ભાવના રાખશો કે હું કરોડોની જનતા સાથે એકરૂપ થાઉં છું, તો તમે તેજસ્વી બનશો.

તમે અહીં જુદા જુદા પ્રાંતોમાંથી આવ્યા છો, એક રસોડે જમો છો અને સાથે રહો છો. તમારું દિલ સ્વચ્છ થઈ જવું જોઈએ. આપણે સૌ એક છીએ. હું તો હવે કહેવા લાગ્યો છું કે આપણે બધા હરિજન છીએ — હરિજન શું, ભંગી છીએ. તમારું મન આવું થઈ જશે ત્યારે જ કામ ચાલશે. તમારે દરેક ક્ષણે જાગ્રત રહીને કામ કરવું જોઈશે. તમારી પરીક્ષા લેવાશે ને તમને પ્રમાણપત્ર પણ મળશે. પણ એ પ્રમાણપત્રથી તમારી કિંમત નહિ અંકાય. પ્રમાણપત્ર બીજાઓને બતાવવા માટે નથી. એથી તો તમને માત્ર એટલું જ જણાશે કે તમે કેટલે સુધી પહોંચ્યા છો. હજી એથી આગળ જવાનું છે. તમે જે કામ કરશો તે પરથી તમારી યોગ્યતા જણાઈ આવશે, પ્રમણપત્ર બતાવવાથી નહિ. બીજી જગ્યાએ પ્રમાણપત્રોની કિંમત છે. પણ આપણે મૂલ્યો બદલવાં છે, જીવનની દૃષ્ટિ બદલવી છે, વસ્તુઓ જોવાની રીત બદલવી છે.

('ખાદી જગત' ડિસેમ્બર, ૧૯૪૫)

# ક્રાન્તિના પાયા

[સેવાગ્રામ સમગ્ર ગ્રામસેવા છાવણીમાં તા. ૧–૨ ફેબ્રુઆરી, ૧૯૪૫, ને રોજ કરેલાં વિવેચનોનો મધ્ય ઓક્ટોબરના અંકથી બાકી રહેલો ભાગ આ છે.]

## ૨. ધાર્મિક ક્રાન્તિ

આજ આપણા ધાર્મિક વિચારોની બાબતમાં કંઈ કહીશ. હું માનું છું કે, જેમ આપણા દેશની સામાજિક અને આર્થિક વ્યવસ્થામાં ક્રાન્તિ થવાની જરૂર છે, તેમ જ એક ધાર્મિક-ક્રાંતિ થવાનીયે જરૂર છે. બલકે, હું તો એમ પણ કહું છું કે, જ્યાં સુધી એ ઉપરથી આપણા જીવનમાં ફેરફાર શરૂ ન થાય, ત્યાં સુધી આપણી પ્રજામાં એ બળ નહીં આવી શકે જે એક દેશમાં ઇન્કિલાબ પેદા કરે છે. જ્યારે કોઈ માણસના ધાર્મિક વિચારોમાં ફેર પડી જાય છે, તેની જૂની માન્યતાઓ અને વિચારો તૂટી પડે છે, અને કોઈ નવી માન્યતા અને વિચારોનો તે સ્વીકાર કરે છે, ત્યારે તેનું જીવન એક અજબ પલટો ખાય છે, અને તેનામાં એક નવું બળ પેદા થાય છે. કયારેક કોઈ મોટી આપત્તિને કારણે પણ માણસના જીવનમાં ભારે ફેરફાર થાય છે. પણ જો તે સંજોગોને કારણે જ થયા હોય, તો તેથી તેનામાં નવું બળ પેદા થતું નથી. ઊલટું, તેથી કયારેક તેની ધર્મ અને નીતિની જરા નિર્બળ પણ બની જાય છે. પણ, જ્યારે તેના જીવનમાં ધાર્મિક ક્રાંતિ પેદા થાય છે, ત્યારે એક નવી દૃષ્ટિની પ્રાપ્તિ તેનામાં પહાડના જેવી મજબૂતી અને વીજળીના જેવું જોર અને તેજ પ્રગટાવે છે.

આત્મબળ અને નીતિબળની આપણે ક્યારેક ક્યારેક વાત કરીએ છીએ. એ કયા પ્રકારનાં બળો છે? મેં એની વ્યાખ્યાઓ આવી માની છે: દરેક માણસમાં એવી એક શક્તિ રહેલી છે કે જે કોઈ વિચાર, માન્યતા કે વ્યક્તિ પર ચોંટી જાય છે, ત્યારે તે એને એટલા જોરથી પકડી લે છે કે એ માણસ તૂટી જાય, મરી જાય, તેની સુખસંપત્તિનો નાશ થઈ જાય, તેનાં સગાંસંબંધીઓના હાલહવાલ થઈ જાય, અથવા તેઓ પણ તેના વેરી થઈ જાય; તો-પણ તે પોતે પકડેલી વસ્તુને છોડતો નથી. આ બળ તેનું આત્મબળ છે.

એ જ રીતે આત્મબળથી નાનું એક બીજું બળ પણ દરેક માણસમાં રહેલું છે. એ તેને સંસાર સંબંધી સુખ, ભોગ, આરામ અને લાભો પ્રાપ્ત કરવામાં કેટલાક સિદ્ધાંતોની મર્યાદામાં રહેવાની શક્તિ બક્ષે છે. ગમે તેટલાં સુખ અને લાભ મળી શકે એમ હોય, છતાં જો તે માટે તેને એ હદ ઓળંગવી પડે તો તે ત્યાં જ રોકાઈ જાય છે, નુકસાન ખમે છે, પણ પોતાના સિદ્ધાંતોને છોડતો નથી. દુન્યવી સુખોને પોતાના સિદ્ધાંતોની મર્યાદામાં રહીને જ મેળવવાનું સંયમબળ માણસનું નૈતિક બળ છે. આત્મબળ અને નીતિબળ વચ્ચેનો ફરક સવિનયભંગ અને અસહયોગ વચ્ચેના ફરક સાથે સરખાવી શકાય.

જગતને લાભ કરનારા જે મોટા ફેરફારો થાય છે, જેનાથી મનુષ્યોનાં જીવન બદલાઈ જાય છે, સચ્ચાઈ, સદાચાર અને નીતિનો યુગ આવે છે, તે આ આત્મબળ અને નીતિબળ જાગવાને પરિણામે જ થાય છે. જ્યાં સુધી આ બળોને જગાડનાર કોઈ મહાન સત્યનું મનુષ્યને જોરદાર દર્શન થતું નથી, ત્યાં સુધી તેની આ શક્તિઓ જાગતી નથી, અને જ્યારે એવું દર્શન થાય છે અને આ શક્તિ જાગે છે, ત્યારે તે પોતાને તેમ જ સમાજને બદલવાને આપોઆપ જ એવો પ્રયત્ન કરે છે, જેવો કોઈ માણસ જંગલમાંથી રાત્રે જઈ રહ્યો હોય, રસ્તો ભૂલી ગયો હોય, અને તેટલામાં એક તરફથી કોઈ ગામમાં બળતા દીવાનું અજવાળું દેખાય અને બીજી તરફથી વાઘનો હુંકારો સંભળાય, ત્યારે કરે.

આજે આપણાં આત્મબળ તેમ જ નીતિબળ ક્ષીણ થઈ ગયાં છે. હિંદુ, મુસલમાન કે ખ્રિસ્તી કોઈનેયે આજે કોઈ એવા સત્યનું દર્શન નથી થતું, કે જેને માટે તે પોતાના સર્વસ્વનું બલિદાન કરી નાંખે, અથવા જેની ચાબુક તેના જીવનમાં સુધારો કરાવી મૂકે. દેવપૂજા અને પ્રાર્થના તો ઘેર ઘેર થાય છે, પણ તેની પાછળ કોઈ બળવાન શ્રદ્ધા રહી નથી. જૂના સંસ્કારો ઘસાતા જાય છે, અને તેનું સ્થાન કોઈ નવા સત્યે લીધું નથી. જાત જાતની ચર્ચાઓ વાંચી કે સાંભળી આપણે શંકામાં પડી ગયા છીએ કે, આ જૂની વસ્તુઓને માનીએ કે નહીં. ધર્મને નામે થતી દરેક ચીજ — પ્રાર્થના, વ્રત, જપ, તપ, ઉપાસના — વિષે આપણા મનમાં શંકા છે. જન્મ-મરણ-મોક્ષ વગેરે ધાર્મિક વાતો પરથી આપણો વિશ્વાસ ઊડી ગયો છે. મેં સાંભળ્યું કે, આ છાવણીમાં બે વાર પ્રાર્થનાનો જે કાર્યક્રમ રાખ્યો હતો, તે પર તમારામાં બહુ ચર્ચા થઈ. કોઈ કહે છે કે, અમને ઈશ્વરના અસ્તિત્વમાં શ્રદ્ધા નથી, અમે શી રીતે પ્રાર્થના કરીએ? કોઈ કહે છે કે, આ "રાષ્ટ્રીય" છાવણી છે — એટલે કે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી સર્વે લોકો માટે છે, એમાં કોઈ પણ એક ધર્મની પ્રાર્થના ન જોઈએ, તેમ સર્વે ધર્મોનાં વાક્યોની ચૂંટણી પણ ન જોઈએ; અહીં તો માત્ર રાષ્ટ્રગીત, ઝંડાવંદન વગેરે જ હોવાં જોઈએ.

આ છાવણી તો એક નાનકડો અને થોડા દિવસનો મેળો છે. અહીં તમે પ્રાર્થના ઉડાડો, રાખો, કે જેવું ઠીક લાગે તેવું સ્વરૂપ આપો, — ચાલી જશે પણ જ્યારે તમે

ગામડાંની સેવામાં જોડાશો, અને આ સવાલ તમારી સામે આવશે, ત્યારે તમે શો નિર્ણય કરવાના છો? તમારા ગામમાં મંદિર, મસ્જિદ, ગુરુદ્વારા, ગિરજાઘર વગેરે હશે. ત્યાં પાઠપૂજા-આરતી-નમાજ વગેરે થતાં હશે. વર્ષમાં કેટલાક મોટા તહેવારો આવતા હશે. ત્યારે કંઈક મત, ઉત્સવ, જાત્રા, ભજન-કીર્તન વગેરેના કાર્યક્રમો થતા હશે. લોકો બહુ ઉત્સાહથી તેને ઊજવતા હશે. ક્યારેક દેવદેવીઓને ભોગો પણ અપાતા હશે. મહોરમ, પીર વગેરેના મેળા અને ઉરસો પણ ભરાતા હશે. ક્યારેક તેમાં દંગા-ફિસાદનીયે ધાસ્તી ઉત્પન્ન થશે. ત્યારે તમારી સામે એ સવાલ ઊભો થશે કે, આ ધાર્મિક બાબતો તરફ તમારે કેવું વલણ રાખવું? તમે લોકોના આ ઉત્સવોમાં ભળશો કે દૂર રહેશો? જો લોકોની આ ધાર્મિક માન્યતાઓ અને પૂજા-પાઠો ખોટા સમજતા હો, તો તેમાંથી લોકોને છોડાવવાનો અને તેમને સત્ય સમજાવવાનો તમારો ધર્મ ઊભો થાય છે. પણ સત્ય શું એ વિષે જો તમે પોતે જ કાંઈ નિર્ણય પર ન આવ્યા હો, તો વધુમાં વધુ તમે લોકોના દિલમાં શક અને મતભેદ ઉત્પન્ન કરી શકશો, પણ કાંઈ નવું દર્શન નહીં કરાવી શકો. અને, તો યાદ રાખજો કે, શંકાશુ સ્થિતિમાં તમે ગ્રામસેવા કરી શકશો, પણ જનતામાં આત્મબળ, નીતિબળ કે ક્રાન્તિબળ પેદા નહીં કરી શકો.

તમે રાષ્ટ્ર અને સ્વાતંત્ર્યને જ સૌથી મહત્ત્વની વસ્તુ માનતા હો, તો તેનેયે માટે સર્વસ્વની કુરબાની કરવાની શક્તિ ત્યારે જ પેદા કરી શકશો, જ્યારે તે વસ્તુઓએ તમારા દિલમાં ઈશ્વરનું સ્થાન લીધું હશે. એટલે કે, જેમ લોકો આજે ઈશ્વરની રામ, કૃષ્ણ. શિવ, અલ્લા, ખુદા વગેરે નામે પ્રાર્થના કરે છે અને જૂની પદ્ધતિએ તેનાં પાઠપૂજા કરે છે, તેમ તમે ઈશ્વરની રાષ્ટ્રને નામે પ્રાર્થના અને ઝંડાવંદન વગેરેની નવી પદ્ધતિએ પાઠપૂજા કરતા હશો, તેની સ્વતંત્રતા અને એકતાને જીવનનું ધ્યેય બનાવ્યું હશે, અને સમાજની સર્વ ગડીઓ તે ધ્યેય સિદ્ધ થાય એ રીતે ગોઠવી હશે

પણ, તેમ કરવા માટેયે તમારે તમારી બુદ્ધિ સંશયો વિનાની કરવી જોઈશે. જેને ધર્મના સવાલો કહે છે, તે બાબતોમાં કાંઈ ને કાંઈ પાકા નિર્ણય કર્યા વિના તમે પ્રજા આગળ રાષ્ટ્રની વાત પણ જોરદાર રીતે રજૂ કરી શકવાના નથી, અને તેમનામાં રાષ્ટ્રને માટે સર્વ કાંઈ કરવાનો જોશ પેદા કરી શકવાના નથી.

ખ્રિસ્તી મિશનરીઓના ધર્મપ્રચારના હેતુને આપણે ઘણી વાર વખોડીએ છીએ. આપણે તેમને કહીએ છીએ કે, "તમે દવાખાનાં, ઇસ્પિતાલ, સ્કૂલો, કૉલેજો, ઉદ્યોગ-મંદિરો વગેરે ચલાવો છો, એ તો બહુ સારું કરો છો. પણ, સાથે સાથે તમે લોકોને ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ આપો છો તથા તેમની જૂની ધાર્મિક માન્યતાઓનું ખંડન કરો છો, તે અમને ગમતું નથી, અને તે તમારે છોડી દેવું જોઈએ." ક્યારેક આપણે એમ પણ કહીએ છીએ કે, "તમારે અમારા ધર્મોની ગહન વાતોમાં ઊતરી, તે સમજીને અપનાવવી જોઈએ."

હવે, કલ્પના કરો કે બે માણસો છે. એક ખ્રિસ્તી મિશનરી દાક્તર છે. તે માને છે કે, "જોકે હું દાક્તર છું, છતાં ઈશુ ખ્રિસ્તનો ભક્ત છું, અને તેણે ઉપદેશેલે માર્ગે ચાલવા માટે જ રોગીઓની દવા કરીશ, અને તેની તેમ જ મારી મુક્તિ અર્થે તેના પેગામનો પણ પ્રચાર કરીશ. કારણ કે હું માનું છું કે, કોઈ રોગી સારોયે થઈ જાય, પણ જો તે ધર્મને ખોટે માર્ગે ચાલતો રહેશે, તો તેનું શું ભલું થશે, વારુ?" બીજો માણસ પણ દાક્તર છે અને ગ્રામસેવક થવા ઇચ્છે છે. પણ તેને કોઈ પણ ધર્મ પર શ્રદ્ધા નથી. તે કહે છે, "મારું કામ કેવળ રોગોનો ઇલાજ કરવાનું છે. રોગીને આત્મા છે કે નહીં, અને તેનું શું થશે, તે જોવાનું કામ મારું નથી. હું તો લોકોને કેવળ રોગોથી દૂર રહેવાની અને આરોગ્યની વાતો જ સમજાવીશ." મારા નમ્ર મત પ્રમાણે, આ બીજો દાક્તર ગ્રામસેવા કરતાં છતાં, પોતાના કામમાં તે શક્તિ નહીં રેડી શકે અને પોતાના ક્ષેત્રમાં તે પ્રાણ પેદા કરી નહીં શકે, જે આત્મબળ કે નીતિબળના પ્રકારના ગણી શકાય. મિશનરી પરદેશમાં એકલો જાય છે, અને પહાડો તથા જંગલોના લોકો વચ્ચે વર્ષો સુધી એકાકી જીવન ગાળે છે. પોતે ખૂબ અર્વાચીન સુધરેલી ઢબે રહેલો હોવા છતાં, 'અસભ્ય' પ્રજા સાથે એકરૂપ થવાનો પ્રયત્ન કરે છે. પણ, આપણે આપણા જ દેશમાં, આપણી જ પ્રજાની વચ્ચે, સભ્ય પરંતુ પછાત પડેલાં ગામોમાં વસવાનું બળ પોતામાં દેખતા નથી. આપણને ડર લાગે છે કે, ગામડાંમાં આપણને ભણેલા-ગણેલા લોકોની સોબત નહીં મળે, તાજી ખબરો નહીં મળે, સફાઈબંધ રહેવાની સગવડો નહીં મળે. આ નિર્બળતાનું કારણ એ છે કે, આપણને આપણા કામમાં હજુ સત્યની કોઈ એવી રોશની મળી નથી કે જે રોશનીને આપણે આપણી સાથે લઈ જઈએ અને તેનો પ્રકાશ બીજાઓનેયે આપીએ; જે સત્ય આપણને એવું મહાન લાગતું હોય કે તેને મુકાબલે દુનિયાના બીજા સર્વ લાભો માલ વિનાના લાગે.

આપણા પૂર્વજોથી ચાલતા આવેલા ધર્મો પરથી આપણો વિશ્વાસ ઊઠી ગયો હોય તો આપણી ફરજ છે કે, આપણે સત્યને શોધીએ અને આપણા પોતાના સમાધાન માટે કોઈ એવા પાકા નિર્ણય પર આવીએ, કે જે પર જાતે ચાલવું અને બીજાઓને ચાલવા સમજાવવું આપણા જીવનનું સૌથી મોટું કામ બની જાય. શંકાભર્યું જીવન ગાળવામાં કાંઈ જ અર્થ નથી. તે દોષ છે, અને આત્મબળ તથા નીતિબળ બન્નેનો નાશ કરનારો છે.

દુનિયાના પ્રચલિત ધર્મોમાં બહુ પ્રાણ રહ્યો નથી. વિજ્ઞાને તેની કેટલીક માન્યતાઓને ખોટી અને કેટલીકને શંકાસ્પદ ઠરાવી છે. માનવસમાજના આ જમાનાના કોયડાઓનો ઉકેલ દેખાડવાની તેમનામાં શક્તિ રહી નથી. તે બધાનું સંશોધન થવાની જરૂર છે. આ જ કારણથી જગતમાં આજે નીતિબળનો પારો બહુ જ નીચો ઊતરેલો છે. આપણો દેશ તેમાં અપવાદરૂપ નથી. અનીતિ કરવાની શરમ પણ માણસના દિલમાં રહી નથી. અન્યાય તથા ચોરી કરવાવાળો બહાદુરી અને ગર્વથી પોતાની યુક્તિઓ અને સફળતાનું વર્ણન કરે છે. આથી, ક્રાન્તિ સફળ કરવા માટે આપણે આપણા નીતિબળને ફરીથી જાગ્રત કરવું પડશે. આ ત્યારે જ થઈ શકે જ્યારે આપણે જાતે કોઈ સત્યનું દર્શન કર્યું હોય, આપણાં આત્મા અને નીતિબળ જાગ્રત થયાં હોય, અને આપણને જીવનમાં કાંઈક સાધ્ય—સિદ્ધ કરવાની વસ્તુ—જણાઈ હોય.

તમને મદદ કરી શકે એવી એક ચીજ હું તમારી આગળ મૂકું છું. મનુષ્યના વ્યક્તિગત આત્મા તથા મોક્ષને મહત્ત્વ આપીએ કે ન આપીએ, એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ. માણસને પોતાનું વ્યક્તિગત જીવન માણવા માટેયે પોતાની આસપાસના જીવન સાથે કંઈ ને કંઈ સંબંધ રાખવો જ પડે છે. તેનાં પોતાનાં સુખ અને સંતોષ તેને માટે પૂરતાં નથી થતાં. પોતાનાં સ્ત્રી-પુત્ર, માબાપ, સગાંસંબંધી, પોતાના નોકર, શિષ્ય, અને જાનવરનીયે તેને ફિકર રહે છે. પોતાના મૃત્યુ પછીયે તે સંબંધીઓ સુખી રહે એવી તેની ભાવના રહે છે. પોતાના સમાજ માટેયે કંઈક કરી જવાની તે અભિલાષા રાખે છે. શરીર તો નહીં રહે, પણ નામ તો રહે, એવીયે તેને વાસના રહે છે. આ માટે તે દાનો કરે છે, મંદિર, ધર્મશાળા, ઇસ્પિતાલ વગેરે બંધાવે છે, અને તે સાથે પોતાનું નામ જોડવાની સૂચના આપી જાય છે. આ જ ઇચ્છાથી પુત્રહીન માણસ બીજાના બાળકને દત્તક લે છે. રવીન્દ્રનાથ અને કાળિદાસ જેવા પોતાના સાહિત્યથી અમર થઈ ગયા છે. આ કીર્તિનું સુખ તેમના આત્માને આજે મળતું હોય કે ન મળતું હોય, આ રીતે પોતાનું નામ અમર કરવાની અને ભવિષ્યની પ્રજાને કાંઈ માર્ગ દેખાડવાની ભાવના તો તેમનામાં હશે જ, એ વિષે શંકા નથી. આ સર્વે પ્રયત્નો બતાવે છે કે, માણસને કેવળ પોતાનો આવરદા હોય ત્યાં સુધી જ આ દુનિયામાં અને પોતાની જોડે રહેનારા જીવોમાં રસ નથી, પણ પોતાના મરણ પછીની દુનિયા અને સમાજમાંયે રસ લાગે છે. એના હૃદયમાં કોઈક એવી પ્રતીતિ રહેલી છે કે, "મારું વ્યક્તિગત જીવન પૂરું થશે તોયે જે વિશાળ અને વ્યાપક જીવનનો હું એક અલ્પજીવી પરપોટો માત્ર છું તે તો કાયમ જ છે, અને મારું જીવન મારે પોતાને માટે છે તે કરતાંયે વધારે તેને માટે છે. મારા મરણ પછીયે તે જીવનગંગા વહેતી જ રહેવાની છે, રહેવી જોઈએ, અને સુખથી વહેવી જોઈએ." આ અંતરની પ્રતીતિના બળ પર જ શહીદ પોતાના ધર્મ કે દેશ માટે આત્મસમર્પણ કરે છે, અને સંસારને મિથ્યા અને ભ્રમ કહેનારા શંકરાચાર્ય જેવા જ્ઞાની, તથા "આપ મૂએ પીછે ડૂબ ગઈ દુનિયા" કહેવાવાળા કબીર જેવા ભક્તો પણ અનેક ગ્રંથો લખી ગયા છે અને સંસ્થાઓ સ્થાપી ગયા છે; જેથી, ભવિષ્યની પ્રજાઓ સુખેથી "ભવસાગર" ઊતરી જાય: અર્થાત્, તેઓ સુખી થાય અને તેમનું જીવન વધારે શુદ્ધ અને ઉન્નત બને. આપણી આસપાસના તથા ભવિષ્યના જીવનને સુખ અને ઉન્નતિને માર્ગે લઈ જવાની ભાવના આસ્તિક-નાસ્તિક, સદ્વાદી-મિથ્યાવાદી, મૂડીવાદી-સામ્યવાદી કે ગાંધીવાદી, સ્વાર્થી કે પરમાર્થી, સભ્ય કે જંગલી, જ્ઞાની કે ભક્ત—બધા પ્રકારના લોકોમાં પ્રકૃતિપ્રેરિત છે. તરેહ તરેહનાં દુઃખ, રોગ, અજ્ઞાન, અન્યાય વગેરે બંધનોથી ઘેરાયેલું પ્રાણીજીવન સુખ, આરોગ્ય, જ્ઞાન, ન્યાય અને મુક્તિનો અનુભવ કરે,—આ વ્યક્તિ અને સમાજ બન્ને માટે જીવનનો કુદરતપ્રેરિત ઉદ્દેશ્ય છે એમ તમે સમજો, તો શું કામ જીવવું અને શું કામ મરવું, તથા કેમ જીવવું અને કેમ મરવું, તેનો રસ્તો દેખાતો જશે. આપણું જીવન ધ્યેય વિનાનું કે અજ્ઞાત ધ્યેયવાળું નહીં હોય.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

સારીપુત્તે બુદ્ધ ભગવાનને કહ્યું: "હે ભગવાન, મને ખાતરી છે કે આપના કરતાં મોટો કે વધુ જ્ઞાની પુરુષ થયો નથી, હાલ છે નહિ અને ભવિષ્યમાં થવાનો નથી"

"બેશક, સારીપુત્ત," ભગવાને જવાબ આપ્યો, "તું ભૂતકાળમાં થઈ ગયેલા બધા બુદ્ધોને જાણે છે?"

"ના ભગવાન."

"તો ભવિષ્યમાં થવાના બુદ્ધોને તું જાણે છે?"

"ના ભગવાન."

"કંઈ નહિ તો તેં મારા મનનો તો પૂરો તાગ મેળવ્યો છે?"

"ના, એ પણ નહિ, ભગવાન."

"તો પછી હે સારીપુત્ત, તું આવી બડી બડી વાતો શું કામ કરે છે?

# સ્વ૰ નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

ખેડા જિલ્લામાં સૌ તેમને નરસિંહ કાકા કહેતા. તે વયોવૃદ્ધ વિદ્વાન અને સ્વાતંત્ર્યપ્રેમી સમાજસુધારક ૭૧ વર્ષની વયે (તા. ૨૭-૧૦-'૪૫) ગુજરી ગયાના ખબર સૌએ જાણ્યા હશે. આમેય દમના વ્યાધિથી તે વરસોથી પીડાતા હતા. એ શારીરિક રોગ ઉપર તેમનાં પત્નીના થોડાં વર્ષ ઉપર થયેલા મરણથી તેમને જે માનસિક ઘા થયેલો, તેણે તેમની નાજુક તબિયત સમૂળી ભાંગી નાંખી હતી. 'ઈશ્વરનો ઇન્કાર' માનનારા એમના વિજ્ઞાનવાદી માનસ પર પણ આ બનાવે એક ક્રાંતિ જ આણી દીધી હતી: આત્મામાં ઊંડેથી તેમને પ્રશ્ન ઊઠયો કે, આ શું? પરંતુ, એ ભારે આધ્યાત્મિક ક્રાંતિ જીરવી શકે એવું એમનું શરીર ત્યારે નહોતું. પાછલી વયનો એ ઘા તેમને પક્ષાઘાત જેવું કરી ગયો, ને તેમાંથી ધીમે ધીમે જીવન-જ્યોત ઓલવાઈ ગઈ.

સ્વ૰ મોતીભાઈ અમીન અને સરદાર વલ્લભભાઈના એ સહાધ્યાયી હતા. ત્રણે ચરોતરનું પાણી પીને ઊછરેલા સેવકો. ત્રણેના રાહ જુદા; પણ ત્રણે પોતપોતાના રાહમાં એક્કા. નરસિંહકાકા બંગભંગના જમાનાના 'વનસ્પતિની દવા'ઓ વાળા; તેણે તેમને આફ્રિકા દેખાડ્યું. તે જર્મન પૂર્વ આફ્રિકામાં ગયા ને પહેલા યુરોપીય યુદ્ધ વખતે ત્યાં હતા. તેથી તેમને જર્મન આવડતી હતી; પરિણામે શીલરનું 'વિલ્હેમ ટેલ'નું ગુજરાતી ભાષાંતર આપણને મળ્યું છે.

એ યુગ એમની પેઢીમાં તો દબાઈ ગયો. પરંતુ તેમની ત્રીજી પેઢીમાં તેમણે એ સાક્ષાત પાછો જોયો. મને લાગે છે કે, તે વસ્તુ આપણા દેશને આગળ વધારનાર નથી એમ અનુભવે જોઈ સમજીને એ ગયા.

દીનબંધુ એન્ડ્રૂઝના તે મિત્ર હતા. તેમના પ્રેર્યા એ આફ્રિકાથી પાછા આવ્યા ત્યારે શાંતિનિકેતનમાં (૧૯૨૦-૧ના અરસો) ગયા. ત્યાંથી આવી તેમણે ચરોતરને પોતાનું સેવાક્ષેત્ર બનાવ્યું, તે લગભગ અંતકાળ સુધી. વર્ષેક ઉપર જ્યારે શરીર નથી જ ચાલતું એમ જોયું, ત્યારે જ તેમાંથી તે મુક્ત થઈ, આણંદથી પોતાના વતન સોજિત્રા જઈને રહ્યા અને ત્યાં દેવલોક પામ્યા.

ચરોતરમાં તેમનું સેવાક્ષેત્ર એટલે 'પાટીદાર' માસિક. એનું મુખ્ય કામ જોકે લેઉવા પાટીદાર જ્ઞાતના સમાજસુધારાનું હતું; છતાં તેની નજર તેટલી જ અને તે ઉપરથી કોઈ માની લે એવી સંકુચિત નહોતી. નામે 'પાટીદાર' છતાં, તે પત્ર શિક્ષણ, સાહિત્ય, રાજકારણ તથા સમાજકારણ વગેરેના સવાલોની વ્યાપક દૃષ્ટિએ ચર્ચા કરનારું હતું. તે પત્ર પોતાના ખાસ કામ તરીકે પાટીદાર નાતમાં સામાજિક સુધારા માટે મથતું ખરું, પણ તેમાં તેની દૃષ્ટિ રાષ્ટ્રના એક અંગ તરીકેની વ્યાપક જ રહેતી.

સમાજસુધારો એટલે મુખ્યત્વે સ્ત્રીપુરુષસંબંધના, ઊંચનીચતા કે લગ્નપ્રથાના પ્રશ્નો. એ વ્યાખ્યા જૂની છતાં આજ સુધી મુખ્યત્વે ચાલુ છે. તેમાં અસ્પૃશ્યતાનિવારણ, પછાત કોમોનો પ્રશ્ન, ગામડાંનું સંગઠન ઇ૰ બાબતો ગાંધીયુગમાં ઉમેરાઈ છે. શ્રી. નરસિંહકાકા આ બધામાં પણ પ્રગતિશીલ દૃષ્ટિવાળા અને ઉગ્ર સુધારક હતા. પરંતુ તેમનું મુખ્ય ક્ષેત્ર હતું સ્ત્રીપુરુષની સમાનતા, લગ્નપ્રથાના પ્રશ્નો, સ્ત્રીજાતિ પરના અન્યાયો સામે ઝુંબેશ. તે સારુ તે કટ્ટર થઈને પાટીદારોના કુરિવાજોના કિસ્સા પર કટાક્ષ-પ્રહાર કરતા. આ અંગેનો તેમનો પુણ્યપ્રકોપ તે કલમમાં ઊતરતો રોકી નહિ શકતા. એ એમનાં આગ-બાણોએ જડ રૂઢિને નબળી ન કરી, તોય તેની નફ્ફટતાને ઉઘાડી તો પાડી જ છે

લગ્નપ્રથા અંગે એ એવા ઉગ્ર હતા કે, તે અંગેનો પોતાનો અભ્યાસ તેમણે 'લગ્નપ્રપંચ' નામે જ બહાર પાડ્યો છે.

તે પત્રકાર હતા. પણ ઊંડે જઈને જોતાં તે કેળવણી-કારના વલણના હતા. સ્ત્રીકેળવણીમાં તેમને ખાસ રસ હતો. આજકાલ તેમાં નૃત્ય અને કલાને નામે જે વરણાગી, આડંબર, શૃંગાર અને મુગ્ધ કામઠીપકતા, તથા નરી ગતાનુગતિકતાની અવિચારિતા જોવામાં આવે છે, તે સામે તેમનો આત્મા બહુ કકળતો. તેમાં રાષ્ટ્રના કાચા ધનરૂપ જે યુવા-શક્તિ, તે વિમાર્ગે વેડફાય છે, એમ તેમને લાગતું. એ સામે એમણે હમેશ પોતાની લાલ બત્તી ધરી છે. એ કહેતા કે, શહેરોમાં કલાને નામે અનર્થનો આ રોગચાળો ચાલે છે અને તેનો ચેપ ગામડાંમાં પણ ઊડે છે; તેનું કાંઈક કરવું જોઈએ. અને આ મત એમનો જ નથી; એમના જેવા બીજા અનેક હશે, એમાં શંકા નથી. ખાસ જાણવાનું એ છે કે, તેમાં એમને પોતાની આરાધ્ય દેવતા — સ્ત્રીનું વિડંબન અને પુરુષોને હાથે વાપરી ખાવા પણું લાગતું; તે એમને અસહ્ય હતું. સ્ત્રીને વસ્ત્રઆભૂષણની ઢીંગલી જોઈ તેમના આત્માને ભારે દુઃખ થતું. એમાં એમની શક્તિ દિશાંતર થઈ હ્રાસ પામતી જ નહિ પણ એળે જતી એમને લાગતી.

એમના જીવનનું મૂળ પ્રેરકબળ આપણા રાષ્ટ્રની સ્વતંત્રતાની ભૂખ હતી, એ તો એમના જીવનના પ્રારંભ-પરથીય સ્પષ્ટ જણાય છે. તે સ્વદેશાભિમાની હતા. ડાર્વિન અને હક્સલીના વાચને તેમને પ્રત્યક્ષ પ્રકૃતિવાદી બનાવ્યા હતા. વિજ્ઞાન પર શ્રદ્ધા, યુરોપમાં ૧૯મા સૈકાના ઉત્તરાર્ધના લોકમાં જેવી હતી, લગભગ તેવી તેમની હતી. પણ એ શ્રદ્ધા એમને નીતિધર્મ અને અડગ સદાચાર શીખવતી હતી. એમાં એમને ચાર્લ્સ બ્રેડલો જેવા નાસ્તિકધર્મીઓ જોડે સરખાવી શકાય. 'ઈશ્વરનો

ઇન્કાર' એનો જ એકરાર છે. પ્રકૃતિથી પર એવી ગૂઢ સત્તા અને જીવનસત્ત્વ છે, એમ અંતકાળે કાંઈક એમને થયું હોય એમ લાગે છે. આ ઝાંખી એમનાં સહધર્મચારિણીએ જ, જતાં જતાં પણ, કરાવી. સ્વ૦ જીજીબા ખરેખર તેમનાં જીવનસાથી હતાં. 'પાટીદાર' કાર્યાલયનું બને તેટલું કામ એ દંપતીનું કુટુંબ હાથે જ કરતું. જીજીબા તેમાં ઠીક ઠીક ફાળો આપતાં. જે સ્ત્રી-સમાનતા અને સન્માન નરસિંહકાકા ઉપદેશતા, તે તેમના દંપતીજીવનમાં જોવા મળતું.

રાજકારણમાં તે કૉન્ગ્રેસના સેવક હતા. ૧૯૩૦-૪ના યુગમાં તે જેલમાં ગયા હતા. તે વખતે જેઓ તેમની જોડે યરોડામાં ક-વર્ગમાં હતા તેમને ખબર છે કે, તે કેવા અભ્યાસી હતા, અને ઉંમરના મોટા ભેદ છતાં નવજુવાનોના મિત્ર બનીને કેવા મોજથી સાથે રહેતા. સ્વભાવે તે મોજીલા અને આનંદી હતા. તેમની વિનોદવૃત્તિ તેમના સુધારાની ધગશ અને કુધારા કે રૂઢિ સામેના ક્રોધાગ્નિ ઉપર એક સમી હતી. તેથી જ તે અમુક તટસ્થતાથી જગત જોડે નભાવી શકતા.

આમ, દેશની સ્વતંત્રતાને માટે જીવનભર ઝંખનાર નરસિંહકાકા તેને આવેલી જોઈને ન ગયા; પરંતુ લગભગ અર્ધા સૈકા ઉપર તેમણે દેશની જે દશા જોઈ હશે, તે તો ક્યાંય ઊડી ગઈ, અને હવે દેશ થોડા વખતમાં સ્વતંત્ર થઈ પોતાનું કાર્ય કરી શકશે, એવો સંતોષ લઈને તો તે જરૂર ગયા હશે. કેમ કે, તે મહાન યાત્રામાં તેમણે પોતાનો ફાળો ચૂકવ્યો છે, એવું તેમને અંતકાળે સાંત્વન હશે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો.

મગનભાઈ દેસાઈ

# એક પવિત્ર મૂકસેવકનું અવસાન

વેડછી આશ્રમના એક કાર્યકર્તા શ્રી. ગોરધનભાઈ ગિરધરભાઈ અમીન, જેઓ રાનીપરજ લોકોમાં 'ગોરધનબાબા'ના વહાલસોયા નામથી ઓળખાતા હતા, તેઓ તા. ૧૧-૧૨-'૪૫ને મંગળવારે વેડછી આશ્રમમાં ટૂંકી માંદગી ભોગવી અવસાન પામ્યા છે. ગુજરાતના દેશસેવકોમાં આ સમાચારથી ઊંડી લાગણી ફેલાશે, કારણ કે શ્રી ગોરધનભાઈ એક પવિત્ર મૂકસેવક તરીકે સર્વનાં પ્રેમ અને આદર ધરાવતા હતા.

શ્રી. ગોરધનભાઈ સને ૧૯૨૫માં બારડોલી તાલુકાના સરભણ આશ્રમમા શ્રી. નરહરિભાઈ પરીખ સાથે જોડાયા હતા. તેમણે શ્રી. મીઠુબહેન પિટીટના હાથ નીચે ચાલતા મરોલી આશ્રમમાં તેમ જ સીઝાવણીઓમાં પણ કામ કર્યું હતું. તેમણે સત્યાગ્રહની લડતોમા જેલવાસ પણ ભોગવ્યો હતો.

શ્રી. ગોરધનભાઈ પોતાના ૨૦ વર્ષના ગ્રામસેવાના અનુભવ પરથી છેલ્લે છેલ્લે એવા નિર્ણય પર આવ્યા હતા કે, એક ગ્રામસેવક માટે સૌથી મહત્ત્વનું એ છે કે તેણે એકાદ નિર્દોષ રાષ્ટ્રીય ગ્રામઉદ્યોગ દ્વારા સ્વાવલંબી થવું જોઈએ. તેણે સેવાને નામે નિરર્થક દોડાદોડ ન કરતાં પોતાનો ઉદ્યોગ કરતા રહેવું અને તેને અંગે જેઓ સ્વાભાવિક રીતે પોતાના સંસર્ગમાં આવે તેમના જીવન ઉપર પોતાના શુદ્ધ જીવનની છાપ પાડવી. છેલ્લા છ માસથી તેમણે આ દૃષ્ટિએ વણાટકામ શીખવા માંડ્યું હતું.

વેડછી આશ્રમમાં હમણાં હમણાં તેમણે બાલવાડીના કામમાં રસ લેવા માંડ્યો હતો.

ગોરધન બાબા એક પવિત્ર બ્રહ્મચારી અને તપસ્વી હતા. તેઓ સિદ્ધાન્તપાલનના ભારે આગ્રહી હતા. તેમનો એક આગ્રહ ગરીબના જેવો ખોરાક જ ખાવાનો હતો, અને બીજો આગ્રહ શરીરશ્રમનો હતો. તે અર્થે તેમણે કોદાળી, પાવડો અને દાતરડી ખાસ વસાવ્યાં હતાં, અને તેના વડે થાકીને લોથ થતાં સુધી પરિશ્રમ કરવાનો તેમનો નિયમ હતો. આ નિયમ તેમણે છેલ્લી માંદગીમાં પથારીવશ થયા ત્યાં સુધી પાળ્યો હતો. તેમના લાંબા જેલવાસોમાં તેઓ એક આદર્શ સત્યાગ્રહી કેદીનું જીવન ગાળવાના ખાસ આગ્રહી હતા. આ કષ્ટમય જીવનની છાપ તેમના ક્ષીણ દેહ ઉપર અંકાયેલી જોવામાં આવતી હતી.

છેલ્લી માંદગી દરમ્યાન કોઈને તકલીફ આપવી ન પડે એની તેઓ છેવટ સુધી ચિંતા કરતા હતા. જેવું સ્વચ્છ તેમનું જીવન હતું તેવું સ્વચ્છ મૃત્યુ ઈશ્વરે તેમને આપ્યું. એમનો વિકારરહિત દેહ ઝાડા ઊલટી આદિ કોઈ પ્રકારની મલિનતાથી બગડવા પામ્યો નહિ. મરણ સમયની કશી યાતના પણ તેમને ભોગવવી પડી નહિ. તેલ ખૂટતાં દીવો નિર્વાણ પામે તેમ તેઓ શાંતિથી નિર્વાણ પામ્યા.

વેડછીના અમારા મંડળમાંથી તેમના નિર્વાણ પામતાં એક પવિત્ર અસર ઊડી જવા પામી હોય એવું અમને લાગે છે. તેઓએ જે મુક્તિની ઝંખના આખી જિંદગી કરી છે તેનો તેમને લાભ થાઓ, એ જ પ્રાર્થના.

જુગતરામ દવે

# સ્વાધ્યાય

## નિરોધનાં બે સાધન

નિરોધ એ યોગનું મુખ્ય લક્ષ્ય છે. તે જ યોગ છે, એમ જ ટૂંકમાં કહ્યું છે. તે એટલા માટે કે, વૃત્તિના નિરોધ કાળમાં દ્રષ્ટા પોતાના સ્વરૂપમાં સ્થિર થાય છે; બાકીને વખતે તે જેવી વૃત્તિ તેવા રૂપનો બનીને રહે છે.

દ્રષ્ટા પોતાના સ્વરૂપમાં સ્થિર હોય તે કાળ શા માટે મહત્ત્વનો છે, એ હજી સુધી સૂત્રકારે બતાવ્યું નથી. તે વિગતવાર હવે પછી એ કરે છે. પરંતુ, આપણને એ વિષે સામાન્યપણે ખબર છે કે, તે સ્થિતિ જેવાથી જેને સાક્ષાત્કાર કહે છે — આત્મદર્શન કહેવાય છે, તે પ્રાપ્ત થાય છે. એનું કારણ શું, એ અનુભવ શી વસ્તુ છે, એની ફિલસૂફિક ચર્ચા અને ચોખવટ પણ યોગસૂત્રકાર આપે છે. ઉપર કહ્યું એમ, એ બધું તે હવે પછી કરે છે. તે પહેલાં તે નિરોધનું રૂપ સ્પષ્ટ કરવા, અને તેનું સાધન શું છે તે જણાવવા માટે પણ, પ્રકરણ શરૂ કરે છે.

આપણે ત્યાં આગળ ગયે વખતે અટક્યા હતા.

સૂત્રકાર નિરોધનાં બે સાધન બતાવે છે :–

૧. अभ्यास वैराग्याभ्यां तन्निरोधः ॥१२॥ ઉપર કહેલી પાંચ વૃત્તિઓનો નિરોધ અભ્યાસ અને વૈરાગ્ય વડે થઈ શકે છે.

સાધનનો આ એક પ્રકાર થયો.

૨. ईश्वरप्रणिधानाद् वा ॥२३॥ અથવા, તે ઈશ્વરપ્રણિધાન વડે થઈ શકે છે. આ બીજો પ્રકાર છે.

બીજો પ્રકાર કહેતા અગાઉ વચમાં ૧૩થી ૨૦ સુધીનાં (અથવા કહો કે ૨૨ સુધીનાં) સૂત્રોમાં પહેલા પ્રકારની સૂત્રાત્મક સમજ કે વ્યાખ્યા આપી છે.

અને બીજો પ્રકાર ૨૩મા સૂત્રમાં કહીને પછી તેની સમજ કે વ્યાખ્યા ત્યાર પછીનાં ૬ સૂત્રોમાં (૩૦ સુધીમાં) આપી છે.

એ સમજ આપતા આ ભાગો જોતા પહેલાં, આ બે પ્રકારો વિષે કેટલીક સામાન્ય બાબતો આ હપતામાં જોવી જોઈએ.

સૂત્રકાર આ બે પ્રકારોનો 'वा' પદ દ્વારા વિકલ્પ બતાવે છે. સાધના અંગેનો આવો વિકલ્પ આપણા ધર્મના ઇતિહાસમાં સ્પષ્ટપણે બતાવેલો બીજે પણ જોવા મળે છે. જેમ કે, ગીતામાં :–

૧. નિષ્ઠાના નામથી બે નિરાળા પ્રકારનો ભેદ બતાવ્યો છે :–

लोकेऽस्मिन् द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ ॥

આ દુનિયામાં જૂના કાળથી બે નિષ્ઠાઓ બતાવવામાં આવી છે :—

ज्ञानयोगेन सांख्यानाम् कर्मयोगेन योगिनाम् ॥ ३–३ ॥

એક તો સાંખ્યોની જ્ઞાનમાર્ગી, અને બીજી યોગીઓની કર્મમાર્ગી.

૨. અથવા, અવ્યક્તની ઉપાસના અને વ્યક્તની ઉપાસના એવો એક પ્રકાર પણ, મૂળમાં આ જ વસ્તુ-ભેદને, બીજી પરિભાષામાં, નિરૂપતો જોવા મળે છે. જેમ કે, ૧૨મા અધ્યાયમાં પ્રશ્ન દ્વારા આની શરૂઆત થાય છે.

આવા ભેદનું મૂળ જોતાં એમ લાગે છે કે, એ ભેદ ઈશ્વર વિષેની શ્રદ્ધા, કે તેવા કોઈ સત્ત્વને ન માનવું એવી નાસ્તિકતા—એના ઉપર રહેલો છે. જગતના આ બધા દૃશ્યની પાછળ ચેતન કે એક પરમ તત્ત્વ રહેલું છે, એ એક પ્રકારની માન્યતા; અને એ ચેતન એક ખાસ પુરુષ છે ને આપણા પ્રણિધાન કે ભક્તિનો વિષય છે એમ માનવું એ બીજા પ્રકારની માન્યતા છે. પહેલા પ્રકારના લોકો વ્યક્ત એવા આ દૃશ્ય જગતની પાછળ રહેલા અવ્યક્ત એવા ચેતન તત્ત્વને માને છે. તેઓ નાસ્તિક કહેવાય છે તો તે ઈશ્વર — પુરુષવિશેષમાં ન માનવા પૂરતા જ. આવા લોકોની સાધનામાં નિષ્ઠા એક પ્રકારની છે. એ નિષ્ઠાને ગીતાકાર સાંખ્યોની કહે છે; અને બીજી નિષ્ઠાને તે યોગીઓની કહે છે.

આમ કહેવા છતાં ગીતા કહે છે કે, આ ભેદ પણ ઉપરનો જ છે. સાંખ્ય અને યોગ જેવો ભેદ બાલિશતા બતાવે છે, કારણ કે એક વિના બીજાનું ચાલે નહિ અને બેઉથી એક જ સ્થિતિને પમાય છે. (૬–૪)

(આ જ બે ભેદને અંગે કર્મ અને સંન્યાસ જેવી પરિભાષા વાપરીને પણ ગીતાકારે કેટલીક ચર્ચા ઊભી કરી છે. પરંતુ અહીં એ બધાની એકવાક્યતા કરી આપવાના ઊંડા પાણીમાં ઊતરવું વ્યર્થ છે.) આપણે મૂળ વિચાર પર આવીએ, કે :—

આવી જોવા મળતી બે પ્રકારોની પરંપરાને જ યોગ બે સાધનાઓ બતાવે છે :—૧. ઈશ્વર વિષેની કરી માન્યા-માન્યતામાં પડ્યા વગર, આજના વિજ્ઞાનીઓની પેઠે, સીધો દૃશ્ય-પદાર્થને પ્રમાણબુદ્ધિથી ચકાસવાનું પસંદ કરનાર કે તેવા વલણવાળો વર્ગ. તેની સાધના વૈરાગ્ય અને અભ્યાસ એ બે સાધનથી થાય છે. એ બે વડે તે યોગ — એટલે કે નિરોધ સાધે છે.

૨. અને ઈશ્વર-તત્ત્વને માની તેને સમગ્ર કે અનન્ય અર્પણબુદ્ધિથી ચાલવાનું પસંદ કરનાર કે તેવા વલણ-વાળો વર્ગ. તેની સાધના ईश्वरप्रणिधान છે. આનાથી પણ યોગ — નિરોધ સધાય છે.

આપણે જોયું કે, આ જ ભેદ સાંખ્યદર્શન અને યોગ-દર્શનનો છે. સાંખ્ય નિરીશ્વર છે, ને યોગ સેશ્વર-સાંખ્ય છે. આથી ભક્તિ દ્વારા સાધનાને પણ યોગ બતાવે છે.

અને સાંખ્યસૂત્રકાર* એટલું જ કહે છે કે, વૈરાગ્ય અને અભ્યાસથી (वैराग्यात् अभ्यासाच्च ॥ ३-३६ ॥).

ચંચળ એવા ચિત્તને પહોંચી વળવા, કેવળ ગણનાની — માહિતી કે વૈજ્ઞાનિક પૃથક્કરણી રીતે સાંખ્ય સાધના ચાલે છે. તેથી તે દશ્યનાં મૂળ તત્ત્વોને ખોળી કાઢી ૨૪ની સંખ્યા બતાવે છે, ને તેના અંતે કહે છે કે ૨૫મું તત્ત્વ તે પુરુષ કે ચેતન તત્ત્વ છે. સાધનાની આ વૈજ્ઞાનિક ઢબ છે. તેને ગીતાકાર 'अव्यक्ता हि गति' કહી, તેને દુઃખથી દેહધારી પામે છે, એવી ટીકા કરે છે.

એ જ કાર્ય અર્થે, યોગ કળા દ્વારા કામ કરે છે. એટલે કે, તે પ્રતીકો અને સંજ્ઞાઓ દ્વારા કામ કરે છે. આ માર્ગ પૃથક્કરણનો વિજ્ઞાની નથી; કલાની સહજ— બુદ્ધિની સમન્વયી ઢબનો છે. એને ભક્તિમાર્ગ પણ કહેવાય છે. ગીતાકાર એની તરફેણ કરે છે. યોગ એને પણ સ્થાન આપે છે. પરંતુ બેની ઓતપ્રોતતા સ્પષ્ટ કરતો નથી.

બાકી ખરું જોતાં, માણસ નરી કલા કે નર્યા વિજ્ઞાનથી — નરી ભાવના કે નરી તર્કબુદ્ધિથી વળી શકતો નથી. બેઉ આરસપરસ ઉપકારક બને, તો જ તે દરેકનું કામ ચાલે છે. તેથી ઈશ્વરપ્રણિધાન કે અભ્યાસ-વૈરાગ્યને આરસપરસ લેવા દેવા છે જ. ઈશ્વરપ્રણિધાનમાં અભ્યાસ-વૈરાગ્યનું તત્ત્વ ન હોય એમ નથી; અને એથી ઊલટ પક્ષે, અભ્યાસ-વૈરાગ્યમાં પ્રણિધાનત્વ કે અચિંતબુદ્ધિની અનન્યતા ન હોય એમેય નથી. ભેદ માત્ર સાધકની વૃત્તિ કે મનના વલણ કે પસંદગી યા રુચિ પરત્વે છે. તેથી જ આપણા ધર્મના ઇતિહાસમાં આ બે પ્રકારોને શાસ્ત્રીય સ્થાન અપાયું છે. અને કેવળ શાસ્ત્રનિર્માણની તર્કશુદ્ધતાથી પણ આવો ભેદ પાડવો જોઈએ. બાકી બે વચ્ચે ઉત્તર-દક્ષિણતા માનવામાં બાલિશ નાદાની જ ગણાય, એ વસ્તુ ગીતાકાર તેમના સમન્વયમાં કહી આપે છે.

બે પ્રકારોની સમજ હવે પછી જોઈશું.

૧૩-૧૨-'૪૫ મગનભાઈ દેસાઈ

* ખરું જોતાં સાંખ્યમાં પણ પોતાની દૃષ્ટિના બે પ્રકાર છે:—
૧. आरणामनस्त्वकर्मणा तत्-सिद्धिः ॥३-३२॥ અને
૨. वैराग्यात् अभ्यासात् च ॥ ३-३६ ॥
એક પહેલો માર્ગ આસન, પ્રાણયામ, અને પોતાનાં 'આશ્રમ વિહિત કર્માનુષ્ઠાન' (સાંખ્ય ૩-૩૬) દ્વારા સધાતો કર્મ-માર્ગ. અને બીજો તે સંન્યાસ દ્વારા સધાતો — વૈરાગ્યપૂર્વકનો અભ્યાસ-માર્ગ. ગીતાકાર તેના પ્રારંભમાં અને અંતમાં આવા જ બે પ્રકારની ગડમથલમાં પડેલા અર્જુનને ઉત્તર આપવા પ્રયત્ન કરે છે.

# આકાશી હરણું

'સત્તાવીસમાંથી નવ જાય તો શું બાકી રહે?' બાદશાહના આ પ્રશ્નનો એકમાત્ર સંતોષકારક જવાબ બિરબલે આપેલો કે શૂન્ય રહે. કારણ પૂછતાં બિરબલે જણાવ્યું, "જહાંપનાહ, વર્ષની ઋતુઓ ત્રણ છે — શિયાળો, ઉનાળો અને ચોમાસું. વર્ષનાં બધાં મળી ૨૭ નક્ષત્ર ગણાય છે. આમ દરેક ઋતુનાં નવ નવ નક્ષત્ર આવે છે. ઋતુઓમાં સૌથી વિશેષ મહત્ત્વની ઋતુ ચોમાસું છે. ચોમાસામાં વરસાદ ન વરસે તો પાક ક્યાંથી થાય? એટલે જ મેં કહ્યું કે ૨૭ માંથી ૯ જાય (ચોમાસાનાં નવ નક્ષત્ર નિષ્ફળ જાય) તો બાકી શૂન્ય રહે." ચોમાસાનાં આ નવ નક્ષત્રો आर्द्रा, पुनर्वसु, पुष्य, आश्लेषा, मघा, पूर्वा फाल्गुनी, उत्तरा फाल्गुनी, हस्त અને चित्रा છે. આપણી આમજનતા આ નક્ષત્રોને સામાન્યતઃ આર્દ્રા, કડવી પસ, મીઠી પસ, આશ્લેષા, મઘા, ઓતરા-ચીતરા અને હાથિયા (हस्त)ના નામથી ઓળખે છે. આ નક્ષત્રોને ધ્યાનમાં રાખી રચાયેલાં ભડલી-વાક્યો આજે આપણી સાહિત્ય-સંપત્તિ થઈ ગયાં છે. 'જો વરસે આર્દ્રા તો બારે માસ પાધરા'; आदरा बाजै वाय, झूंपडी झोला खाय (આર્દ્રામાં હવાનું જ જોર હોય — વરસાદ ન પડે, તો ઝૂંપડી ઝોલા ખાયા કરવાની — દુકાળને કારણે એને તજી દેવાથી ખખડી જવાની.) વગેરે એના નમૂના છે.

ચોમાસાનાં નક્ષત્રોમાં આર્દ્રા નક્ષત્ર અગ્રસ્થાને છે. આર્દ્રામાં બે ચાર પણ છાંટા થઈ જાય તો ખેડૂતનું મન રાજી થઈ જાય છે. શ્રદ્ધાપૂર્વક એ કહેશે, 'હવે ભય નથી, વરસ આખું સારું જવાનું.' આર્દ્રા એટલે ભીનું. અને ભીનું વર્ષા ઋતુમાં જ હોય ને? આર્દ્રા વર્ષા ઋતુનું પ્રથમ નક્ષત્ર છે. જે દિવસે સૂર્ય એ નક્ષત્રમાં પ્રવેશ કરે છે તે દિવસે ગ્રીષ્મ ઋતુ પૂરી થઈ વર્ષા ઋતુ શરૂ થાય છે.*

પણ આ તો થઈ વરસાદની આર્દ્રાની વાત: આકાશી આર્દ્રા ક્યાં છે?

પોષ મહિનાની પડતી રાત્રિઓમાં પૂર્વ તરફ નજર કરશો તો ચાર તારાઓની એક મોટી ચોકડી અને તેની બરાબર વચ્ચે, સીધી લીટીમાં આવેલા ત્રણ તારાવાળું એક તારકમંડળ દેખાશે. આમજનતા એને હરણાં યા હરણી કહે છે. એનું શાસ્ત્રીય નામ મૃગ છે. આકાશમાં અનેક સુન્દર તારકમંડળો છે, પણ મૃગમંડળ જેટલું સુન્દર અને ભવ્ય બીજું એકે તારકમંડળ નથી. પૂર્વાકાશ તરફ નજર નાખતાં જ ખાતરી થશે કે, મૃગમંડળને ઓળખવું સાવ સહેલું છે. મૃગમંડળના ચાર ગળકતા

* અંગ્રેજી તારીખ અનુસાર વર્ષાઋતુ ૨૧ જૂનથી શરૂ થાય છે.

તારાવાળો ચતુષ્કોણ ક્ષિતિજ ઉપર આડો પડીને ઊંચે આવતો જણાશે. મૃગના આ ચારે તારા એકસરખા તેજસ્વી નથી. એના બે તારા બીજા બે તારા કરતાં વધુ ચળકતા છે. તેજસ્વી બે તારા પૈકી એક તારો સફેદ રંગનો છે અને બીજો લાલ. આ લાલ તારાનું જ નામ આર્દ્રા છે.

આર્દ્રા અને તેની ઉપર આવેલા મૃગપદની વચ્ચે, સહેજ ઉત્તર તરફ, ત્રણ તારાનું એક ઝૂમખું છે એને મૃગશીર્ષ કહેવામાં આવે છે. મૃગમંડળની બરાબર વચ્ચે સીધી રેખા બનાવતા જે ત્રણ તારા છે, એમને મૃગને મારેલું ત્રિકાંડ बाण કલ્પવામાં આવ્યું છે. એ બાણની નજદીક પણ જરા દક્ષિણ તરફ એક તારકઝૂમખું છે, એને मृगपुच्छ કહેવામાં આવે છે. મૃગમંડળના આર્દ્રા સિવાયના બીજા ચળકતા તારાનું નામ बाणरज છે. મૃગપુચ્છ આ બાણરજ, બાણરજની નીચેનો મૃગપદ અને ત્રિકાંડ બાણ એ ત્રણની લગભગ વચ્ચે આવેલું છે.

મૃગમંડળનું એક બીજું નામ अग्रहायन છે. હાયન એટલે વર્ષ અને અગ્રહાયન એટલે વરસનો મોખરાનો ભાગ — પહેલો મહિનો. ઉત્તર હિંદમાં માગશર મહિનાનું अगहन या अग्रहायण નામ પ્રચલિત છે. ગીતામાં પણ માગશર માસની મહત્તા ગાતો એક શ્લોક છે, 'मासानाम् मार्गशिर्षोऽहम्' (મહિનાઓમાં હું માગશર છું). વર્ષાઋતુનું સર્વશ્રેષ્ઠ નક્ષત્ર આર્દ્રા આ અગ્રહાયણ મંડળમાં આવેલું છે, એટલા માટે ગીતાકારે આમ કહ્યું નહીં હોય?!

મૃગમંડળનાં બીજાં નામ मरत અને कालपुरुष છે. કાલપુરુષ નામમાં જનોઈ-પહેરેલા શિવસ્વરૂપની કલ્પના કરવામાં આવી છે. ત્રિકાંડબાણ એ ઉપવીત છે અને મૃગશીર્ષ કાલપુરુષનું મસ્તક છે. પશ્ચિમના લોકો મૃગને શિકારી ('ઓરાયન') કહે છે. એમની કલ્પના અનુસાર એ શિકારી વિરાટ છે—દૈત્યાકાર છે. આર્દ્રા આ શિકારીનો એક ખભો છે. આર્દ્રાના પાશ્ચાત્ય નામ (બેટલ્ગ્યુએઝ)નો અર્થ પણ દૈત્યનો ખભો એવો થાય છે. અને આર્દ્રાનું આવું નામ પડવામાં ઔચિત્ય પણ છે.

આકાશમાં જે તારા દેખાય છે એ બધા નાના મોટા સૂર્ય છે. જે તારા સૂર્ય કરતાં ઘણા મોટા છે તેમને વિરાટ યા દાનવ તારા અને જે ઘણા નાના છે તેમને વામન તારા કહેવામાં આવે છે. વિરાટ અને વામન સિવાયના બીજા તારાઓને સમરૂપ તારા કહેવામાં આવે છે. આકાશના ઘણાખરા તારા સમરૂપ તારા છે. વિરાટ અને વામન તારાઓની સંખ્યા થોડી છે, પણ એમની વિશેષતાઓ સમરૂપ તારાઓ કરતાં ઘણી વધારે છે. આર્દ્રાની જ વાત લઈએ. એ એક વિરાટ તારો છે. એનું કદ સૂર્યના હિસાબે મપાય છે. સૂર્યનું કદ તેર લાખ પૃથ્વીના કદની બરાબર છે, જ્યારે આર્દ્રાનું કદ લગભગ અઢી કરોડ સૂર્યને પોતામાં સમાવી શકે એવડું મોટું છે! હશે, એ દૈત્ય તારો ખરો ને? પણ એનેયે માત કરે એવા વિરાટ તારા આકાશમાં છે. આપણો પૂર્વ-પરિચિત પારિજાત (વૃશ્ચિક મંડળનો મુખ્ય તારો) પોતામાં નવ કરોડ સૂર્ય સમાવી દે એવડો મોટો છે! અને નવાઈની વાત એ છે કે, આ બંનેના રંગ પણ દૈત્યની આંખ જેવા જ લાલ છે.

આર્દ્રાને છોડી *મૃગમંડળના બીજા તારાઓની પિછાન* કરી લઈએ. આર્દ્રા સિવાયનો મૃગમંડળનો બીજો પ્રકાશિત તારો બાણરજ છે. એ આર્દ્રા જેવો દૈત્યાકાર નથી, પણ એક બીજી રીતે વિરાટ છે ખરો. બાણરજનું જે તેજ આપણે જોઈએ છીએ તે એનું દેખીતું તેજ છે; એનું સાચું તેજ તો ઘણું વધારે છે. સૂર્યની ગરમીનો આપણને સૌને અનુભવ છે. ખગોળશાસ્ત્રીઓ કહે છે કે, સૂર્ય કરતાં ૨૬ *ગણા તેજસ્વી તારાને સૂર્યને ઠેકાણે મૂકવામાં આવે*, તો એની ગરમીથી પૃથ્વીનાં સાગરો, સરોવરો અને નદીઓનાં પાણી ઊકળી જઈ વરાળ રૂપે ઊડી જાય અને બે પાંચ દિવસમાં જ સારી સૃષ્ટિની લીલા સમાપ્ત થઈ જાય! હવે કલ્પના કરો કે, બાણરજ, જે સૂર્ય કરતાં ૧૮૦૦૦ ગણો તેજસ્વી છે, એને સૂર્યને સ્થાને મૂકીએ તો શું થાય?

મૃગમંડળની ખાસ વિશેષતા એનું મૃગપુચ્છ છે. એ એક નિહારિકા છે. *જે તારાની આજુબાજુ એ નિહારિકા* ફેલાયેલી છે એ પણ એક અદ્ભુત તારો છે. એ તારો ચાર તારા મળીને બન્યો છે. નાનકડા દૂરબીન વડે જોતાં એના બધા સાથી-તારકો સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. આ સિવાય મૃગમંડળમાં બીજા કેટલાક યુગ્મ અને સંબદ્ધ (બેથી વધુ જોડાયેલા તારા) તારકો છે. ખુદ બાણરજ ઝાંખા સાથીતારકવાળો યુગ્મ તારો છે. મૃગની મધ્યે આવેલા ત્રિકાંડબાણના ત્રણ તારા એકસરખા તેજસ્વી દેખાય છે, પણ એ બધા એકબીજાથી ભિન્ન ભિન્ન પ્રકૃતિના છે. બાણના ત્રણ તારા પૈકી ઉપરનો જે તારો છે એનું નામ चित्रलेखा છે. એ એક યુગ્મતારક છે. બાણનો છેક નીચેનો તારો उषा છે. એ ત્રણ તારા મળીને બંધાયેલો સંબદ્ધ તારો છે. ઉષા અને ચિત્રલેખાની વચ્ચેનો તારો એકલ તારો છે અને એનું નામ છે अनिरुद्ध. અનિરુદ્ધ એટલે અનાવૃત — અણઘેરાયેલો. પણ ત્યારે અહીં એને શા માટે રુદ્ધગતિ કર્યો હશે?

મૃગમંડળનું રૂપ જેવું આકર્ષક છે એવું સુંદર એનું ગુણદર્શન પણ છે. આ દૃષ્ટિએ યુગોથી સર્વશ્રેષ્ઠ તારક-મંડળનું માન પામેલા શિવસ્વરૂપ મૃગમંડળને, ગીતાકારની રીતે, આપણે तारकाणामहं सूर्यो नक्षत्राणां मृगस्तथा કહીએ તો, આજના વિજ્ઞાનના જમાનામાં, ભાગ્યે જ કોઈને એમાં વાંધો લેવા જેવું લાગશે.

છોટુભાઈ સુથાર

# પુરાતત્ત્વ અને સ્વરાજ

**[ એક ચર્ચાપત્ર ]**

[ ગુ૦ વ૦ સો૦ના એક પુસ્તકમાં કરવામાં આવેલા કેટલાક નાપાયાદાર અને બિનજરૂરી આક્ષેપો સંબંધી. ]

શ્રી. તંત્રીજી, 'શિક્ષણ અને સાહિત્ય'

થોડા વખત ઉપર મેં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પોતાના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ તરફથી પ્રસિદ્ધ કરેલી ડૉ. હીરાનંદ શાસ્ત્રીનાં 'આર્કિયોલૉજી ઍન્ડ એન્શ્યન્ટ હિસ્ટરી'-('પ્રાચીન અવશેષોનું સંશોધન અને તે ઉપરથી મળી આવતો પ્રાચીન ઇતિહાસ') એ નામે ભાષણોની ચોપડી ખરીદીને વાંચી. તેમાં શાસ્ત્રી મહાશયે પોતાનાં વ્યાખ્યાનો (૧૯૪૦-૧૯૪૧)ની શરૂઆતમાં જે કેટલીક નકામી 'ફૂંક્રોલોજી' કરેલી છે, તે તરફ ધ્યાન ખેંચવાની રજા લઉં છું. નવાઈની વાત એ છે કે, એ ભાગ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરતી વખતે પણ પડતો મૂકવો ગુ૦વ૦સો૦ના અધિકારીઓ અને અધિષ્ઠાતાઓને યોગ્ય ન લાગ્યો; કે તેમાં કરેલા આક્ષેપોની અઘટિતતા તથા અસત્યતા વિષે વિદ્વાન વ્યાખ્યાતાનું ધ્યાન ખેંચવાનું પણ તેમણે મુનાસિબ ન માન્યું.

ટૂંકમાં શાસ્ત્રીજીએ કરેલા આક્ષેપો અહીં તેમના શબ્દોમાં ઉતારું:—

૧. "આજે હિંદુસ્તાનના મોટા ભાગના લોકો રાજકીય બાબતોમાં જ મશગૂલ છે. ઈશ્વર તથા જગત્કર્તા પ્રત્યેનું ઋણ, કે વિદ્યાભ્યાસમાં પોતાનો સમય ગાળતા ઋષિઓનું ઋણ, કે આપણે માટે જેમણે આટલું બધું કર્યું છે તેવા પિતૃઓનું ઋણ યાદ કરવાના દિવસો હવે જલદી પૂરા થતા જાય છે. આપણે આજકાલ ભૌતિક બાબતોમાં વધારેપડતા તલ્લીન બનતા જઈએ છીએ

૨ જવાબદાર લોકો કહેતા સંભળાય છે કે, પહેલાં આપણે સ્વરાજ્ય મેળવી લઈએ; પછી આ બધું (પુરાતત્ત્વ-સંશોધન) એની મેળે થઈ રહેશે. અત્યારે ખોદકામ કરવાની કંઈ જરૂર નથી; એ બધી વસ્તુઓ ભલે પૃથ્વીના પડમાં દટાઈ રહી . તે લોકોને મતે, મોહન-જો-દરો અને હરપ્પા જેવી જગાઓ, કે જેમના ખોદકામે દુનિયાની નજરમાં આપણો મોભો વધુ ઊંચો કરી દીધો છે, તે બધી, ભવિષ્યના ખોદકામ કરનારા માટે પડતી મૂકવામાં આવે તો કાંઈ વાંધો નથી ભૂતકાળના અમૂલ્ય અવશેષો હમેશને માટે નાશ પામે કે બગડી જાય, તોપણ તેમને કાંઈ પડી નથી ભૌતિક જગત અને વર્તમાન કાળની ઘટનાઓ પ્રત્યે જ આપણું લક્ષ કેન્દ્રિત કરવામાં આપણે પશ્ચિમના લોકોનું જ અનુસરણ કરી રહ્યા છીએ. પણ નવાઈની વાત એ છે કે, પૃથ્વીના તળમાં પ્રાચીન અવશેષોના જે અમૂલ્ય ભંડારો દટાઈ રહ્યા છે,—કે જે ભંડારો માટે કોઈ પણ દેશ મગરૂર થઈ શકે. તથા આપણને જેવા માનવામાં આવે છે, તે કરતાં આપણે ઘણા સારા લોકો છીએ એવું બતાવવામાં જે ભંડારો કામમાં આવે તેવા છે, તેઓ પ્રત્યે આપણે છેક દુર્લક્ષ કરીએ છીએ."

થોડા ઘણા પ્રાચીન અવશેષો ઉપરથી પ્રાચીન ઇતિહાસને લગતી ઘણી બાબતો તારવી કાઢવાની શક્તિ ધરાવતો હોવાનું જે માણસની બાબતમાં ખાસ માની લેવામાં આવે, તેવો એક વિદ્વાન પંડિત પોતાના જમાનાની જ નજર સામે પડેલી બાબતો વિષે જ આંખ મીંચી, પ્રજાના એક આખા જાગ્રત વર્ગના પ્રત્યક્ષ ઇતિહાસની બાબતમાં આવી અવળી રજૂઆત કરે, અને તેવા નાપાયાદાર આક્ષેપો જાહેરમાં (અને પછી પુસ્તકમાં લખીને અમર) કરવા સુધીની હદે જાય, એ ખરેખર નવાઈ લાગે તેવું છે.

સ્વરાજ્યવાળાઓ પોતાનો વર્તમાન ઇતિહાસ સુધારવા—અરે કહો કે પ્રજાને બધી રીતે સદંતર વિનાશ પામતી અટકાવવા—આઝાદીની લડત માટે (ધારો કે) વધારે પડતી તમન્ના બતાવે, અને તેમ કરવામાં કેટલીક બીજી બાબતો તરફ ધારો કે એક વાર દુર્લક્ષ પણ કરે, તો તેમાં શ્રી. શાસ્ત્રીને શો દોષ દેખાય છે તે સમજી શકાતું નથી. પરંતુ, ખરું જોતાં, સાચી હકીકત પણ એવી નથી. અસહકારની લડતની શરૂઆતમાં જ તે લડતના પ્રણેતા પૂ૦ ગાંધીજીએ ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરવાની સાથે સાથે જ પ્રાચીન બાબતોના સંશોધનને લગતી ગુજરાત પુરાતત્ત્વ મંદિર જેવી મોટી સંસ્થાની સ્થાપના કરી હતી. તે પુરાતત્ત્વ મંદિરની પ્રવૃત્તિથી, કે અસ્તિત્વથી શ્રી. શાસ્ત્રી છેક જ અજાણ તો નહીં જ હોય. ઉપરાંત ગુ૦ વ૦ સો૦ના જે સંશોધન વિભાગના આશરા હેઠળ શાસ્ત્રીજી પોતાનાં વ્યાખ્યાનો આપતા હતા, તે વિભાગ શરૂ થવામાં સ્વરાજ્યવાળાઓએ કૉંગ્રેસ પ્રધાનમંડળના વખતમાં આપેલી મોટી વાર્ષિક મદદ જ નિમિત્ત બની હતી, તે વાત તો તે જાણતા જ હશે. તેમ છતાં, એ બધી નક્કર બીનાઓ ઉડાવી દઈને, આવો અઘટિત તથા નાપાયાદાર આક્ષેપ કરવા તે ભલે તૈયાર થયા; પરંતુ ગુ૦ વ૦ સો૦ના પ્રમુખ તથા તેના સંશોધન વિભાગના અધ્યક્ષ, એ બંનેએ શ્રી. શાસ્ત્રીનો આ નાપાયાદાર આક્ષેપ મૂંગે મોંએ શા માટે સાંભળી લીધો, અથવા છેવટે પુસ્તક પ્રસિદ્ધ કરતા પહેલાં લેખકનું ધ્યાન ખેંચી સુધરાવી ન લીધો?

સ્વરાજ્યપ્રવૃત્તિમાં ઈશ્વર પ્રત્યેના ઋણનો કે પિતૃઓ પ્રત્યેના ઋણનો ઇનકાર કેટલો અને કેવી રીતે છે, કે નરી ભૌતિકતા શી રીતે છે, તે ચર્ચા જતી કરીએ, તોપણ સ્વરાજ્યવાળાઓ ઉપર શ્રી. શાસ્ત્રીએ કરેલા આક્ષેપો કેટલા અઘટિત છે તે જોઈએ એ બિચારા સ્વરાજ્યવાળાઓ પાસે કયા રાજ્યની મોટી તિજોરીનો વહીવટ છે? લોકો

પાસેથી તેઓ દેશની લડત કે સંગઠન માટે જે થોડાં નાણાં મેળવી શકે છે, તે નાણાં, તથા તેમનો વહીવટ કરનારા તે લોકો તેમ જ તેમની બધી સંસ્થાઓ દર દશકે આ પરદેશી સરકારના અત્યાચારનો ભોગ બને છે: —દરેક લડત વખતે એ સંસ્થાઓ તથા ફંડો જપ્ત થાય છે. તો પછી તે લોકો કઈ મિલકતમાંથી આખાં પ્રાચીન નગરો કે ઇમારતો, જે જમીન તળે દટાયેલાં પડ્યાં છે, તેમને ખરીદે, તથા લાખોને ખરચે તેમાં ખોદકામ ચલાવે, અને તે ખોદકામ ઉપરથી સાચો–ખોટો ઇતિહાસ તારવવા શ્રી. શાસ્ત્રી જેવા મોટા પગારવાળા નિષ્ણાતોને રોકે? કોઈ પણ સુધરેલા દેશમાં આવાં કામો તે દેશની સરકાર જ હાથ ઉપર લે છે અને લઈ શકે. એવાં કામ કોઈ ખાનગી વ્યક્તિ કે સંસ્થા ન કરી શકે. પરંતુ શ્રી. શાસ્ત્રી જાણતા હોવા જોઈએ કે, આપણા દેશની પરદેશી સરકાર આ દેશની ગરીબ પ્રજાના લોહીનું છેલ્લું ટીપું પણ કેવી રીતે ચૂસી લેવાય તેની પેરવી સિવાય તે પ્રજા પ્રત્યે બીજી કશી જવાબદારી સ્વીકારતી જ નથી. પરિણામે દેશની પ્રજા રાજકીય અને આર્થિક જ નહીં, પણ સાંસ્કારિક બાબતોમાં પણ વર્ષોવર્ષ ઊતરતી જાય છે. તે સ્થિતિમાં તે પ્રજાનો વર્તમાનકાળ અને ભવિષ્યકાળ સુધારવા તે પ્રજાનો કોઈ વર્ગ કટીબદ્ધ થતો હોય, તો તેને આમ નાહક ઉતારી પાડવામાં શ્રી. શાસ્ત્રીને શું હાંસલ થયું હશે વારુ? શાસ્ત્રીએ આ વસ્તુસ્થિતિ માટે કોઈને પણ ભાંડવા જ હતા, તો આવી બધી જવાબદારીઓ અદા કરવાથી વિમુખ રહેતી પરદેશી સરકાર, કે તેના એજંટો જેવા ધનિક લોકો જ પાત્ર નહોતા? વળી આજે તો દેશની આર્થિક ઉન્નતિની યોજનાઓ ઘડનારા ઉદ્યોગપતિઓ અને અર્થશાસ્ત્રીઓ પણ સ્વીકારે છે કે, આવી બધી યોજનાઓ, કે જેથી દેશના લોકોની કંગાળ આવકમાં છેવટે કંઈક વધારો થવાનો છે, તે બધી પણ જ્યાં સુધી દેશની પોતાની સરકાર ન હોય, ત્યાં સુધી અમલમાં મુકાવાનો કશોય સંભવ નથી. તે સ્થિતિમાં આ દેશની પરદેશી સરકાર આ દેશનો ગૌરવશાળી પ્રાચીન ઇતિહાસ છતો થાય, અને તે વડે લોકોના મનમાં તેમના ભૂતકાળનાં ગૌરવની વાતો તાજી થાય, એવા કામ પાછળ એક પાઈ પણ ખરચે ખરી? અને લોકલાજના માર્યા કંઈક ખરચે પણ, તોય તેનો ઉપયોગ તેના પરદેશી પંડિતોને હાથે કેવો કરે, તે વાતથી હીરાનંદ પોતે જ સારી પેઠે વાકેફ છે. કારણ કે પોતાના વ્યાખ્યાનમાં થોડે આગળ વધ્યા બાદ જ તે રોદણાં રડવાં શરૂ કરે છે કે:—

"આપણને એમ માનવાનાં પૂરતાં કારણો છે કે, અત્યાર સુધી એકઠી કરવામાં આવેલી સામગ્રી ઉપરથી ઘણા દાખલાઓમાં સાચાં અનુમાનો નથી તારવવામાં આવ્યાં; અને પશ્ચિમના વિદ્વાનો સામાન્ય રીતે પોતે પહેલેથી બાંધી રાખેલા ખ્યાલો અને 'ગ્રંથિઓ'થી મુક્ત થઈ શકતા નથી. ગોરી જાતિઓની શ્રેષ્ઠતાની ગ્રંથિ, તથા હિંદીઓ અમુક વિજયો તથા ગૌરવો હાંસલ કરી શકે જ નહીં, એવા ખ્યાલોની અસર તેમણે કરેલી રજૂઆતોમાં ચોખ્ખી દેખાઈ આવે છે."

આમ કહીને, શ્રી. શાસ્ત્રી આવા બધા સંશોધન માટે તેમ જ તેમને અંતે લાધતી ઐતિહાસિક માહિતીઓની નિષ્પક્ષ રજૂઆત માટે પણ સ્વરાજ્યની કેટલી બધી જરૂર છે, એ વાત આડકતરી રીતે પોતે જ નથી સ્વીકારતા? તો પછી પોતાનાં વ્યાખ્યાનોની શરૂઆતમાં બધા દોષનો ટોપલો દેશની રાજકીય પ્રવૃત્તિ તથા સ્વરાજ્યવાળાઓ ઉપર જ ઓઢાડવામાં તેમનો હેતુ શો સમજવો?

પણ તેમના કરતાંય, તે આક્ષેપો મૂંગે મોંએ સાંભળી રહેલા અને છેવટે પુસ્તકરૂપે પ્રકાશિત કરનારા ગુ૰ વ૰ સો૰ના અધિકારીઓ અને અધ્યક્ષો વિષે શું સમજવું? ગુ૰ વ૰ સો૰ ના સામાન્ય સભ્યોને પણ આ બાબતમાં સીધી લેવાદેવા હોવી ઘટે છે.

એક વાચક

# સ્ત્રી-સેવિકા તાલીમવર્ગ, સાબરમતી

કસ્તૂરબા સ્મારક ફાળાના કામને અંગે ગુજરાતની બહેનોનો તાલીમવર્ગ તા. ૧૦-૧૨-'૪૫ના રોજ સાબરમતી હરિજન આશ્રમમાં શરૂ થયો. તેમાં ૨૫ બહેનો લેવામાં આવી છે. તેમના અભ્યાસ વગેરેની હકીકતો વિગતે હજી જાણવા નથી મળી. પરંતુ આવા વર્ગો બાબત એક બે વિચારો આવે છે તે અહીં રજૂ કરું છું.

દેશનાં અનેક રચનાકાર્યોને અંગે સેવક-સેવિકાઓની તો ખોટ જ હોય છે, એ સૌ જાણે છે. તે ભાગવાને માટે આવા વર્ગ ઉઘાડવામાં આવે છે. ચાલુ સરકારી શિક્ષણ-પદ્ધતિમાં નથી સેવાનો ઉદ્દેશ કે નથી રાષ્ટ્રની સ્વાતંત્ર્ય-ઉપાસના. તેથી તેમાં પૂર્તિ કરતી તાલીમ આપી સેવકો તૈયાર કરવાનું કામ રચનાકાર્ય-સંસ્થાઓએ કરવાનું રહે જ છે. એ રીતે તે કામ કરનારી સંસ્થાઓ સરકારી સંસ્થાથી જુદી પડે છે. તે પોતાના અભ્યાસ, કામકાજ વગેરે બાબતમાં સ્વતંત્ર રહીને જ પોતાનો પ્રયોગ કરી શકે.

એવું જોવા મળે છે કે, આથી, ચાલુ શિક્ષણસંસ્થાઓ આવા પ્રયત્નો તરફ શિક્ષણદૃષ્ટિએ નથી જોતી; તેમની પાસેથી જોવા શીખવા કે તેમને પોતાથી બનતી મદદ કરવા તે ઓછી જ દરકાર રાખે છે. શિક્ષણના આજના સંધિકાળમાં આવા પ્રયોગોને, શિક્ષણની દૃષ્ટિએ, તેના સુધારકોએ વિચારવા જોઈએ. કેમ કે એમાં રાષ્ટ્રના શિક્ષણને સાચું ચેતનવંતું કરવાની અને સેવાની ભાવના રહેલી હોય

છે. તેથી કેટલીક બાબતો તો તેવા પ્રયોગોમાં આપોઆપ સધાય છે. જેમ કે, નકામા જ્ઞાનભારની ગોખણપટ્ટી, ખોટી પરીક્ષાનો બોજો, હાથપગના કામનો અભાવ, નોકરીની લાલસા ઇ૦ આમાં નથી હોતાં.

આ સ્થળે એક વિચાર આવે છે: આજના કાળમાં સરકારી અને રાષ્ટ્રીય શિક્ષણસંસ્થા વચ્ચે ભેદ પાડનાર વ્યાખ્યા શી? ૧૯૨૦ના કાળમાં એક મોટી કસોટી હતી કે, અસહકાર. હવે પ્રજાકીય રાજ્ય થતાં એ કસોટી ન રહે; વળી એ કસોટી આજે પ્રજામાં બહુ રહી પણ નથી.

છતાં બેત્રણ ચોકસ બાબતો તો તેમનો ભેદ બતાવનારી રહે જ છે. એક તો આપણે જોઈ તે કે, રાષ્ટ્રીય શિક્ષણ-સંસ્થા રાષ્ટ્રની સેવાનો ઉદ્દેશ મુખ્ય લઈને ચાલે છે. જેમ કે, વિદ્યાપીઠનું ધ્યેય છે કે, રાષ્ટ્રના સેવકો તૈયાર કરવા.

આ કરવાને માટે શિક્ષણની પદ્ધતિ, અભ્યાસક્રમો, ઇ૦ બધામાં ફેર પડે જ છે. એટલે સરકારી નિયંત્રણ ને નિરીક્ષણ પણ તેને પાલવતાં નથી. આ પણ નાનોસૂનો ફેર નથી.

પણ એથી મોટો ફેર એ હોય છે કે, રાષ્ટ્રની લડતને પ્રસંગે રાષ્ટ્રીય શિક્ષણ-સંસ્થાઓ તેમાં ઝુકાવવાને પોતાનું એક કાર્ય માને છે — શિક્ષણનો ભાગ સમજે છે. એને ખાતર તે પોતાની હસ્તીનું પણ જોખમ ખેડે જ છે. અને આ પણ નાનોસૂનો ફરક નથી.

આવા ફેરથી કામ કરવાને લીધે જ આવાં કામો જેટલાં પણ તેજસ્વી બને છે તે બની શકે છે.

કસ્તૂરબા ફંડ તાલીમવર્ગ આ પ્રકારની સ્વતંત્ર શિક્ષણ-સંસ્થા છે; સ્ત્રીકેળવણીનો પ્રયોગ એ છે. તે તરીકે સ્ત્રી-કેળવણીકારોએ તેને નિહાળી તેમાંથી અનુભવ ખેંચવો જોઈએ, જેથી નજીકના ભવિષ્યમાં જ્યારે શિક્ષણના સુધારાનો મોટો પ્રશ્ન સામે આવે ત્યારે એ કામ લાગે.

મ૦

# નવું વાચન

**જૈન ખગોળગણિતની સત્યતા!** ભાગ ૧ લો. લેખક: મુનિશ્રી રતનલાલજી મહારાજ; પ્રકાશક: શાહ મણિલાલ ઊજમશી, સાબરમતી, અમદાવાદ. પૃ૦ ૨૮; કિં૦ ૦-૫-૦.

બાર અંગોમાં ગણના ન થતી હોવાને લીધે (આચાર્યશ્રી હરિભદ્ર સૂરિના ન્યાયે) કોઈ સ્થવિર-સાધુએ રચેલ, અને બહુ પછીના સમયમાં બાર અંગોનાં બાર ઉપાંગ ગણવાની શરૂઆત થઈ ત્યારે એક ઉપાંગ તરીકે સ્વીકારાયેલા 'સૂર્યપ્રજ્ઞપ્તિ' નામના ગ્રંથમાં જૈન જ્યોતિર્ગણિત આવે છે. જોકે, તેમાંના સવાલજવાબ બધા ગણધર ગૌતમ અને ભગવાન મહાવીરના મુખમાં મૂકવામાં આવ્યા છે. તે ગ્રંથમાં આવતું ગણિત, શ્રી. હરિહરભાઈના શબ્દોમાં, "વેદાંગ જ્યોતિષ (સમયે ઈ૦ સ૦ પૂ. ૧૪૦૦થી ઈ૦ સ૦ પૂ. ૧૧૦૦)નું છે; તથા મહાવીરસ્વામીની પૂર્વે થઈ ગયેલા ગર્ગાચાર્યે પ્રવર્તાવેલી નક્ષત્રોની અસમાન-વિભાગ-પદ્ધતિ પણ (૨૮મા અભિજિત નક્ષત્રના વધારા સાથે) તેમાં સ્વીકારી લેવામાં આવી છે. તેમ છતાં, અયનો અને સંપાતો વેદાંગ જ્યોતિષ અનુસાર ન રાખતાં, તે સમયમાં પ્રત્યક્ષ દેખાતાં હતાં ત્યાં જ ગણિતમાં પણ બતાવ્યાં છે. તથા સ્થૂળ સાધનોના તે જમાનામાં પણ બહુ સરસ રીતે માપેલાં છે; કારણ કે તે સૂક્ષ્મ માપ સાથે અંશ પર્યંત મળતા આવે છે. તે ગ્રંથની રચનાનો સમય ઈ. સ. પૂ. ૫૫૦થી ઈ. સ. પૂ. ૫૨૫ના અરસામાં ગણવો જોઈએ, કારણ કે એ ગ્રંથનું ગણિત કે પદ્ધતિ કદી પણ ખગોળગણિત સિવાય બહાર પ્રત્યક્ષ વ્યવહાર માટે પ્રચારમાં આવ્યાં હોય, તોય તે ઈ. સ. પૂ. ૫૫૦થી ૫૨૫ સુધીનાં વીસ-પચીસ વર્ષ દરમ્યાન જ આવ્યાં હોય. ત્યાર બાદ તો વીસેક વર્ષમાં જ અમાસની રાતે વદ ૧૧ જેવડો ચંદ્ર આકાશમાં હોય, અને પૂનમની રાતે અર્ધો ચંદ્ર જ આકાશમાં દેખાતો હોય. એટલે એ ફરક સામાન્ય માણસના લક્ષમાં પણ આવ્યા વગર ન રહે; અને મહાવીરસ્વામીના નિર્વાણ પહેલાં જ તે ભૂલ સુધારી લેવામાં પણ આવે. પરંતુ જો આ ગ્રંથની પદ્ધતિ ઈ. સ. પૂ. ૫૫૦થી મોડી પ્રચલિત થઈ હોય, તો તેની ભૂલ મહાવીરના નિર્વાણ પછી જ સમજવામાં આવે, અને પછી તો પ્રાચીન ગ્રંથો પ્રત્યેના પૂજ્યભાવને લીધે તેમાં કશો ફેરફાર કોઈ કરે નહિ. એટલે એ પદ્ધતિ વહેલામાં વહેલી ઈ. સ. પૂ. ૫૫૦માં શરૂ થઈને મોડામાં મોડી ઈ. સ. પૂ. ૫૦૦માં બંધ પડી હોવી જોઈએ, એમાં સંશય નથી."

તે ઉપરાંત જૈન માન્યતા અનુસાર બે સૂર્ય, બે ચંદ્ર, તથા તારા-નક્ષત્રની પણ બે માળાઓ આકાશમાં છે; અને જે સૂર્ય આજે દેખાય છે, તે પાછો ત્રીજે દિવસે ફરી આવવાનો, એવું સ્વીકાર્યું છે. પછીના સમયમાં વરાહમિહિર (ઈ. સ.નું છઠ્ઠું સૈકું) અને તેની પછીના બ્રહ્મગુપ્ત, ભાસ્કરાચાર્ય વગેરેએ ધ્રુવમત્સ્યની પ્રત્યક્ષ ગતિના પુરાવાથી એ માન્યતાનો સચોટ વિરોધ કર્યો છે, અને આજે તો હવે એ બાબતમાં કોઈને શંકા પણ રહે તેવું રહ્યું નથી.

આપણાં પ્રાચીન જ્યોતિષ વગેરે શાસ્ત્રોની માન્યતાઓ તે વખતે શક્ય એટલાં સાધનો કે નિરીક્ષણ દ્વારા જ સ્થાપિત થયેલી, એટલે આજની શોધખોળોને હિસાબે તેમાં સદંતર છોડી દેવા જેવું ઘણું નીકળે, તો પણ તેનો કશો હર્ષખેદ કરવા જેવું નથી. આજના

પાશ્ચાત્ય શોધકો અનેક દેશનાં માનવીઓની આટલાં વર્ષની શોધખોળોનો લાભ ઉઠાવીને ભલે આભ-જમીન જેટલી પ્રગતિ દેખાડી શકતા હોય; પણ તેમના પોતાના જ પૂર્વજો થોડાં સૈકાં પહેલાં આ શાસ્ત્રોની બાબતમાં કેવી વહેમભરેલી કે વિચિત્ર માન્યતાઓ ધરાવતા હતા, તે જાણીતી બાબત છે. પરંતુ તેથી કરીને આજના પાશ્ચાત્યોએ એ બાબતમાં જે નવું શોધ્યું-જાણ્યું, તેની કિંમત જેમ ઘટતી નથી; તેમ આપણા પૂર્વજોએ તેમના સમયમાં શક્ય તેટલું જે જાણ્યું-શોધ્યું-કલ્પ્યું હતું, તેથી તેને આજને હિસાબે ઉતારી પાડવાની જરૂર નથી.

વાંધો ત્યારે જ આવે છે કે, એ બધી બાબતોને પોતાના ઇષ્ટ, સર્વજ્ઞ તીર્થંકરે કહેલી માનીને, તેમને જેવી છે તેવી ત્રિકાળ માટે સાચી જ માની લેવાનો કે ઠરાવવાનો પ્રયત્ન (અવલોકન થતી આ ચોપડીમાં કર્યો છે તેમ) કરવામાં આવે છે. સર્વજ્ઞ કદી ખોટું કહે નહિ; અને સર્વજ્ઞનું કહેલું અત્યારે ખોટું લાગતું હોય, તો તેમાં આપણી વિપરીત કે અલ્પ બુદ્ધિનું કારણ હોવું જોઈએ, અથવા સર્વજ્ઞની ભાષાનો સાચો અર્થ આપણને કરતાં નહીં આવડતો હોય — એવું માનવા-મનાવવાનો પ્રયત્ન શા માટે કરવો જોઈએ? આપણા ઇષ્ટ એક સમર્થ જોશી હતા તે માટે તેમને આપણે થોડા જ પ્રમાણીએ છીએ? આપણે તો તેમના આધ્યાત્મિક સાક્ષાત્કારને કારણે જ તેમને અનુસરીએ છીએ. અને તે સાક્ષાત્કારવાળાને ભૌતિક પદાર્થોનું પણ સર્વ જ્ઞાન આપોઆપ થઈ જતું હોય એમ માનીએ, તોપણ તેઓ શા માટે તે બાબતોનું નિરૂપણ કરવામાં પોતાની શક્તિનો ઉપયોગ કરે? જો કરે જ, તો પછી સૌ સંસારી પ્રાણીઓને એકીસાથે ઝટ મુક્તિ પ્રાપ્ત થઈ જાય, તેવો તરીકો પ્રગટ કરવામાં જ ન કરે? જો તે બાબતમાં તે ધીરજ રાખી, બધા જીવોને તેમની પોતાનાં ગુણકર્મની મર્યાદાઓ અનુસાર જ મુક્તિ તરફ આવવા દેવાનું યોગ્ય માને છે, તો પછી જે ભૌતિક બાબતોનું વિજ્ઞાન, આજે આપણે જોઈએ છીએ તેમ, વધુ ઇંદ્રિયસુખો તરફ જ જીવોને પ્રેરનારું બને, તે બાબતો પ્રગટ કરવામાં તે પોતાની શક્તિ કદી વાપરે ખરા? — ગો૦

**બહિષ્કાર** પ્રયોજક: પલાશ, આદર્શ પુસ્તક ભંડાર, અમદાવાદ. રૂા. ૩-૦-૦, પૃ. ૧૮૬

વાંચવી શરૂ કરીએ તો પછી પૂરી ન કરીએ ત્યાં સુધી જંપ ન વળે એનું નામ રસિક કથા. એ લક્ષણ આ નવલકથાને પૂરેપૂરું લાગુ પડે છે. આનું મૂળ પ્રસ્તાવકના કહેવા મુજબ એક સ્વીડનની નવલકથા છે. પણ એનું કે એના અંગ્રેજી ભાષાંતરનું નામ પુસ્તકમાં ક્યાંય જણાવ્યું નથી. એટલે જે ભાષાંતર પરથી આ વેશાંતર અને દેશાંતર કરવામાં આવ્યું છે એ અમે વાંચી શક્યા નથી ને એ દૃષ્ટિએ કંઈ પણ કહી શકીએ એમ નથી. છતાં, પ્રસ્તાવક શ્રી ડૉ. હરિપ્રસાદ કહે છે એમ, 'પ્રસંગો દેશને વધારે અનુકૂળ કરાયા હોત' તો સારું. પ્રસ્તાવક તો 'ભાષા પણ વધારે સરળ કરાઈ હોત' તો સારું એમ સૂચવે છે. પણ અમને લાગે છે કે, ભાષા વધુ સરળ કરાય કે ન કરાય, પણ એ વ્યાકરણશુદ્ધ, જોડણીશુદ્ધ, પ્રયોગશુદ્ધ (Idiomatic) હોય અને એનું છપાણ પણ મુદ્રારાક્ષસોથી મુક્ત હોય, એ જ વધુ મહત્ત્વનું છે. આ પુસ્તકમાં એ બાબતમાં અનેક પ્રમાદો બતાવી શકાય એમ છે. એમ છતાં રસનો પ્રવાહ અને પ્રસંગોનું કલાવિધાન, જરા કાચા વેશાંતરનો દોષ બાદ કરીએ તો, એટલું સરસ છે કે એ દોષો સામાન્ય રીતે આગળપડતા રહેતા નથી. અને એ જ આ ગ્રંથની ખાસ ખૂબી છે.

હિંસાની સામે અહિંસાની, વેરની સામે પ્રેમની અને મૃત્યુની સામે જીવનની અદ્ભુત કલાની પ્રતિષ્ઠા કરનાર આ નવલકથા એ રીતે અસામાન્ય કોટિની છે.

**સાંદિપનીનાં રેખાચિત્રો** લે૦ શ્રી રમણિક અરાલવાળા, જીવન સાહિત્ય મંદિર, વડોદરા. રૂ. ૨-૮-૦; પૃ. ૧૫૯.

રેખાચિત્રો તો શ્રી લીલાવતી મુનશીનાં જ એવું સામાન્ય રીતે કહેવાય છે. પણ મોટી ઉંમરે શિક્ષકની નોકરી છોડીને નિશાળે બેસનાર અને હજી કૉલેજમાં વિદ્યાર્થી તરીકે વિહરનાર શ્રી અરાલવાળાએ આમાં જે બાર રેખાચિત્રો આપ્યાં છે તે એમની કૃતિની, શ્રીમતી મુનશીની જેમ, રેખાચિત્રોના ક્ષેત્રમાં સારી પ્રતિષ્ઠા કરે એવાં છે.

ભાષા, જોડણી અને મુદ્રણના દોષો છે, પણ ઉપરના ગ્રંથને મુકાબલે ઘણા ઓછા ને ગૌણ છે.

બંને પુસ્તકોની કિંમત ભારે છે પણ એની તો આજકાલ નવાઈ જ ક્યાં છે? ચૂ૦

**ખોરાકના ગુણદોષ (આયુર્વેદની દૃષ્ટિએ)** લે૦ ડૉ. રસિકલાલ જેઠાલાલ પરીખ. પ્ર૦ સસ્તુ સા૦ વર્ધક કાર્યાલય, અમદાવાદ. કિં. ૦-૬-૦.

આ ઉપયોગી પ્રકાશન અનેક રીતે આવકારપાત્ર છે. લેખકે તે તૈયાર કરવામાં સારી પેઠે મહેનત લીધી છે તે સ્પષ્ટ દેખાય છે. છતાં જે ટૂંકાણ અને ચોકસાઈ આણ્યાં છે તેથી તેમાં શાસ્ત્રીયતા આવી છે. આયુર્વેદની દૃષ્ટિ સમજાવવા માટે પશ્ચિમના વિજ્ઞાનની ઢબે શરૂમાં સમજૂતી આપી છે, તે સામાન્ય જ્ઞાન તરીકે પણ દરેકે મેળવી લેવા જેવી છે.

પશ્ચિમનું આહારશાસ્ત્ર તેના રસાયણી જ પૃથક્કરણથી ભરપૂર હોય છે. તેમાં માંસ ઇ. વિગતો પણ હોય છે. આ ચોપડી આપણા નિરામિષ આહારની ચીજોનું આયુર્વેદની પરિભાષામાં પૃથક્કરણ આપતા કોઠા આપે છે. આ વસ્તુ તેની ખાસિયત ગણાય. (કોઠામાં 'પ્રાણીજ' બદલે 'દૂધના' યોગ્ય શબ્દ છે.)

વિલાયતી વૈદકમાં પથ્ય કે યુક્ત આહાર પર ભાગ્યે જ ભાર મુકાતો જોવામાં આવે છે. દેશી વૈદકની રીત એથી ઊલટી જ છે: યુક્ત આહારવિહારના આવશ્યક પાયા ઉપર જ તેના ઉપચાર રચાય છે.

વળી રોગને આવતો રોકવો એ સામાન્ય અને કુદરતી નીતિ છે. તેનો પાયો પણ આહાર વિહારની યુક્તતા અને મિતતા જ છે. એટલે કે, યુક્ત અને મિત આહારવિહાર આપણી નીરોગિતાનો પાયો છે. તે અંગે આ ચોપડી ઉપયોગી માહિતી આપે છે. કોઠા ગુણદોષના કોષ્ટક રૂપે વારંવાર જોવા કામ લાગશે.

એક વસ્તુ આ ઉપયોગી ચોપડીમાં ઉમેરવી જોઈએ, અને તે રાંધવાની સારી માફી રીત, તળવાનું, ખૂબ ગરીગમસાલાનો ઉપયોગ, અથાણાં પાપડ ઇ. બાબત સૂચનાઓ. વિટામીન વિષે પણ વિચાર હવે કરવો જોઈએ; ને આયુર્વેદની દૃષ્ટિ તેમાં હોય તો તેય ઘટાવી બતાવવી. આપણો સામાન્ય ખોરાક, તે લેવાના સમય, મિત આહાર એટલે કેટલો (આ અંગે 'હેસરી'ની પદ્ધતિ પણ સાથે વણી લેવી સારી.)—આ બધી બાબતો વિષે વધારે વહેવારુ ઢબની ચર્ચા જો આ ચોપડીની નવી આવૃત્તિમાં ઉમેરાય, તો આ પુસ્તક એક સરસ ઘરગથુ કામનું થઈ રહે. એ બધા અંગે સ્વતંત્ર પ્રકરણ દ્વારા ચર્ચા અને માહિતી જોઈએ.

આ ઉપયોગી ચોપડી માટે લેખક પ્રકાશકને અભિનંદન ઘટે છે.

**'મૅટ્રિક જર્નલ'**—તંત્રી સી. કે. શાહ. પ્ર૦ મુલજીવાલા, દીનબંધુ પ્રેસ, ધીકાંટા, વડોદરા. લવાજમ રૂ. ૫+૧ ટપાલખર્ચ=૬ રૂ.

તંત્રી 'હેતુનિર્દેશ'માં કહે છે કે, 'વર્ષ પ્રતિવર્ષ મૅટ્રિકની પરીક્ષાનું પરિણામ જોતાં આ પ્રકારના પ્રકાશનની અમને અનિવાર્યતા જણાઈ અને આ સાહસ ઉપાડયું'

સૌથી શરૂમાં ગાંધીજીનું વાકય ટાંકયું છે કે, પરદેશી રાજ્યનાં અનેક અનિષ્ટોમાં, પરદેશી ભાષાના માધ્યમને ઇતિહાસ મોટામાં મોટું ગણશે. આ ભાવ અને મૅટ્રિકનું પરિણામ વધારવાના હેતુને શો સંબંધ, તેની ખબર નથી પડતી. આ માસિકમાં ભૂમિતિ બીજગણિત સંસ્કૃતના પાઠો અંગ્રેજીમાં પછી શું કામ?

આ જાતનું માસિક વિદ્યાર્થીઓને કેવી મદદ કરતું હશે, એ જાણતો નથી, કેમ કે એ ક્ષેત્રમાં હું નથી. પણ માસિકમાં જોડણી અને 'સ્પેલિંગ'ની ભૂલો હોય, એ તો કેમ ચાલે?

**ગુરુપ્રસાદ** (પત્રિકા) 'અથવા મહાત્માઓના શરૂઆતના ૧૮૮૧–૧૮૮૩ના શિક્ષણો'. 'ધી અર્લી ટિચિંગ્સ ઓફ ધી માસ્ટર્સ ૧૮૮૧–૧૮૮૩' માંથી ચૂંટી કાઢેલા ફકરાઓનું ભાષાંતર. ભાષાંતરકર્તા–પ્રભાકર મહેતા. પ્ર૦ ચંદ્રકાન્ત વોરા, લૉ બુકસેલર, ગાંધી રોડ, અમદાવાદ. કિં. ૦–૪–૦. પાન ૩૨.

અનુવાદક પ્રસ્તાવનામાં કહે છે, "ભાષાંતર જેમ બને તેમ અક્ષરશઃ (લીટરલ) કરવામાં આવ્યું છે. . . . આથી કરીને કોઈ સ્થળે ભાષાંતર ભાષાંતરિયા લાગે તો તે ક્ષમ્ય ગણશો અને જ્યાં ન સમજાય ત્યાં અંગ્રેજી ભણનાર વાચકને મૂળ પુસ્તક જોવાની સલાહ છે."

પણ ગુજરાતી જ જાણનારો શું કરે? અનુવાદ તો એમને માટે ને? અનુવાદમાં ઠેર ઠેર અંગ્રેજી શબ્દો વચ્ચે કૌંસમાં નાખ્યા જ કર્યા છે. પણ તેથી તેના અજ્ઞને શી મદદ?

અનુવાદકે પોતાની સાહિત્યશક્તિ કરતાં ભક્તિ જ, આ ચોપાનિયું પ્રસિદ્ધ કરવા દ્વારા, વધારે બતાવી છે. ભાગ્યે જ તે વાંચતાં ફાવે એવી ભાષામાં છે. અશુદ્ધિ અને જોડણીની ભૂલોનોય પાર નથી. લેખકની ધગશ સ્પષ્ટ છે, છતાં દુઃખથી કહેવું પડે છે કે, અનુવાદનું કામ તેમને ફાવતું નથી.

**જગતમાં જાણવા જેવું** લે૦ છોટાલાલ કામદાર. પ્ર૦ સસ્તુ સા૦ વર્ધક કાર્યાલય, અમદાવાદ.

કાર્યાલય તરફથી 'સર્વોપયોગી સાહિત્ય શ્રેણી' ચાલે છે તેનો આ ૫મો મણકો છે. તેમાં કુતૂહલને પોષે એવી અનેકવિધ અવનવી માહિતી ભેગી કરી છે. તે મુખ્યત્વે અંગ્રેજીમાં આવાં મળતાં પુસ્તકોમાંથી લીધેલી હોઈ, યુરોપ આદિની ગોરી પરજાના કુતૂહલને અનુલક્ષીને વધુ હોય એમ લાગે છે. આપણા દેશપ્રેમી શિક્ષકોએ આવાં પ્રકાશનો આપણા દેશને અનુલક્ષીને તૈયાર કરવાં જોઈએ. ચોપડીમાં જોડણીની ભૂલો રહે એ આવાં પ્રકાશનોની સેવાશક્તિ ઘટાડે છે. લેખક જો આવી માહિતી કોઈક એકાદ મુખ્ય વિષય લઈને આપે, તો વધારે બોધક ને રસમય થાય છે એવી રીતે તો એ નર્યું કુતૂહલ-ઘર બની રહે છે આ દિશામાં પ્રયત્નને હમેશ પ્રૌઢ અને બાલ બેઉ શિક્ષણ-જગતમાં સ્થાન છે. મ૦

**ગાંધીજીના સમાગમમાં:** સંપાદક—ચન્દ્રશંકર પ્રા. શુકલ; પ્રકાશક–રાયચુરા બુક ડીપો, વડોદરા; કિં. રૂ. ૨–૮–૦; પાન ૨૦૦.

૧૯૪૨ની ગાંધી જયંતીને પ્રસંગે, જ્યારે ગાંધીજી જેલમાં હતા તે વખતે, પ્રસ્તુત સંગ્રહના સંપાદકે ગાંધીજી વિષેના શ્રી. રાધાકૃષ્ણનના એક નિબંધનો અનુવાદ કરીને એક નાનકડું પુસ્તક 'ગુજરાતી પ્રજાને અર્પણ' કર્યું. અને ત્યારથી પ્રતિવર્ષ ગાંધીજીના જીવન અને કાર્યને લગતું એક પુસ્તક બહાર પાડવાનો તેમણે જે ધારો પાડયો તે ૧૯૪૨ની લડત પૂરી થયા પછી પણ ચાલુ રાખ્યો છે. આ વરસે તેમણે એક જુદી જાતનું પુસ્તક આપણી આગળ મૂકયું છે.

આ પુસ્તકમાં ગુજરાતના જાહેર જીવનના વિવિધ ક્ષેત્રોમાં કાર્ય કરતા નાના મોટા બત્રીસ સમાજસેવકોના ગાંધીજી સાથેના સંપર્કનાં સંસ્મરણો એકત્ર કરીને સંપાદકે આપણને આપ્યાં છે. તે બદલ સરદારશ્રીની સાથે આપણે પણ 'આ સ્મરણસંગ્રહ પ્રસિદ્ધ કરવાનો સંકલ્પ કરી તેની પાછળ પરિશ્રમ લેવા માટે ભાઈ ચંદ્રશંકરને મુબારકબાદી' આપવી ઘટે છે.

ગાંધીજીનો સંબંધ જીવનના તેમ જ દુનિયાના એટલાં વિવિધ ક્ષેત્રોના લોકો સાથે થયેલો છે, તેમ જ તેમના જીવનનાં પાસાં એટલાં વિવિધ છે કે, કોઈ પણ માણસ તેમનું ચારિત્ર લખવા બેસે તો તે એ બધાને ભાગ્યે જ આવરી લઈને તેની યથાયોગ્ય રજૂઆત કરી શકે. અને એ જાતનો પ્રયત્ન કોઈ કરવા માગે તોય તેને જે જાતની સાધનસામગ્રી જોઈએ તેનો ગાંધીજી સાથે જે લોકો સંપર્કમાં આવ્યા છે તેમનાં સંસ્મરણો એક ઘણો મહત્ત્વનો ભાગ ગણાય.

આવાં સંસ્મરણોનું મહત્ત્વ ખાસ તો એ કારણે છે કે, તેમાં માણસનું સ્વાભાવિક વ્યક્તિત્વ ઝીણી ઝીણી ઘટનાઓ અને પ્રસંગો દ્વારા પ્રતિબિંબિત થાય છે અને તેના વ્યક્તિત્વનું સાચું હાર્દ શું છે તે આપણને જોવા મળે છે. હેતુપૂર્વક કરેલા કોઈ પણ કાર્યની પાછળ — પછી તે કાર્ય ગમે તેટલું મહાન કેમ ન હો — માણસની અમુક પ્રકારની સાવધાનતા હોય છે. તેથી એવે વખતે તેનું અસલી સ્વરૂપ આપણી નજરે પડે છે જ એમ બનતું નથી. તે અહીં જોવા મળે છે. લોકમાન્ય ટિળકનું શ્રી. કેળકરે લખેલું લગભગ બે હજાર પાનાંનું ચરિત્ર ટિળકનું જે દર્શન આપણને કરાવી શકતું નથી તે શ્રી. બાપટે ભેગા કરેલા જુદા જુદા લોકોનાં લોકમાન્યનાં સંસ્મરણો આબાદ રીતે કરાવી શકે છે.

ગાંધીજીનું આખું જીવન જાહેર જીવન બન્યું છે. તેની કોઈ પણ વિગત લોકોની નજરથી છૂપી રાખવાનો પ્રયત્ન કરવામાં આવતો નથી. વિચાર અને આચારનો મેળ સાધવાનો અખંડ જાગ્રત પ્રયત્ન હોવાથી તેમનું આખું જીવન જ તેમની ફિલસૂફીના એક ઉત્તમ પદાર્થપાઠ જેવું બની રહે છે. તેનું દર્શન પણ આવાં સંસ્મરણોમાંથી આપણને થયા વિના રહેતું નથી.

એકંદરે આ સંસ્મરણોનું વાચન બહુ જ રસિક થઈ પડે છે. કેટલાક લેખકોનાં સંસ્મરણોમાં (દા. ત. ડૉ. હરિપ્રસાદ દેસાઈ તથા મામા ફડકે) તે લખનારાઓના વ્યક્તિત્વનો બહુ જ તાદૃશ ચિતાર આપણને જોવા મળે છે. જ્યારે કેટલાકનાં સંસ્મરણો પર તે કહેનારાઓની આત્મકથાની છાયા વધારે ઘેરી માલૂમ પડે છે અને તેથી ક્યારેક વાંચનારની રસક્ષતિ થાય છે, અને સંસ્મરણ લખવાની પણ એક ખાસ કળા હોઈ શકે છે તેનું ભાન થાય છે.

અહીં મારે અંગત સંસ્મરણો આપવાનો ઉદ્દેશ નથી, હોઈ ન શકે. પરંતુ સંપાદકે પોતાના પહેલા સંસ્મરણમાં વર્ણવેલા પ્રસંગમાં મારો સંબંધ આવે છે અને એ પ્રસંગને અંગે મારે એક બે વસ્તુઓ કહેવાની આવશ્યકતા જણાયાથી તેમ કરવાની આ તક લઉં છું.

મહાસભાની અસહકારની હાકલ પડ્યા પછી તેને અંગે છેવટનો નિર્ણય લેવામાં ગાંધીજી સાથે મુલાકાત લઈને તેમની સલાહ અને પ્રેરણા મેળવવા માટે શ્રી. ચંદ્રશંકર શુક્લ અને હું એક શનિવારે (તા. ૨૫–૯–'૨૦) વહેલી સવારે ઊઠીને ગાંધીજીને મળવા આશ્રમ ગયેલા. તેમની સાથે થયેલી વાતચીતથી ખૂબ ઉત્તેજિત થઈને અમે પાછા ફર્યાં અને ઘેર આવતાં — તે વખતે અમે બન્ને ગુજરાત કૉલેજ સામેની ચાલમાં રહેતા હતા — રસ્તામાં જ, રાષ્ટ્રીય કેળવણીની સંસ્થા કે વિદ્યાપીઠ સ્થપાય કે ન સ્થપાય, નવા સત્રથી સરકારી કૉલેજમાં ન જવાનો અંતિમ નિર્ણય અમે કરી લીધો.

ગાંધીજીએ શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રી અને રૅંગ્લર પરાંજપેનો ઉલ્લેખ કર્યો હતો તે અમે ઉઠાવેલી શંકાના જવાબમાં હતો. તમારા અસહકારને દેશના બુદ્ધિમાન લોકોનો ટેકો કેમ નથી, એવો પ્રશ્ન અમે પૂછ્યો હતો. એક બે નામનો પણ અમે દાખલા તરીકે ઉલ્લેખ કરેલો. (એ નામ મને આજે યાદ નથી.) ત્યારે તેમણે કહ્યું, 'જુઓ ને, શાસ્ત્રીયાર અને રૅંગ્લર પરાંજપે જેવા બુદ્ધિશાળી લોકો આપણે ત્યાં કોણ છે? તેઓ મારા કરતાં ઘણા બુદ્ધિશાળી છે એ હું કબૂલ કરું છું. પણ તેમનામાં મારા જેટલી હિંમત નથી. મારામાં હિંમત છે. અને તેથી જ આવું ભારે સાહસ ખેડવાનું દેશને હું કહી રહ્યો છું.'

વિદ્યાર્થીઓ આગળ પોતાના વિચારો રજૂ કરવાની વાત ગાંધીજીએ પોતે જ કરી હતી અને તે માટેની સભાની વ્યવસ્થા કરવાનું કામ અમને સોંપેલું. આને અંગે શ્રી. ચાહેવાળાને મળીને સંસાર સુધારા હૉલમાં મંગળવાર તા. ૨૮–૯–'૨૦ને રોજ સભા ભરવાનું નક્કી કરવામાં આવેલું. પણ ત્યાં એટલી બધી મેદની ભરાઈ ગઈ કે સભા નદીના પટ પર લઈ જવી પડી.

વિદ્યાર્થીઓના અસહકાર કરવાના માર્ગમાં શિષ્યવૃત્તિ ગુમાવવાની વહેવારુ મુશ્કેલી અમે ગાંધીજી પાસે રજૂ કરી હોય એમ મને લાગતું નથી. અમે આવી વહેવારુ મુશ્કેલીનો વિચાર કરવાની મનોદશામાં હતા જ નહિ. બીજા કોઈ પ્રસંગની વાત આની સાથે આવી ગઈ હોય એમ લાગે છે. તે વખતના ઉત્તેજિત વાતાવરણ સાથે તેમ જ અમારી ત્યારની વૃત્તિ સાથે આ વસ્તુ આજે પણ બંધબેસતી લાગતી નથી.

આપણે ત્યાં વાસરિકા લખવાની ટેવ બહુ જ વિરલ છે, તેથી આવાં સંસ્મરણો જેટલાં જલદી નોંધાઈ જાય

તેટલું છષ્ટ છે. કારણ જેમ જેમ વખત જાય છે તેમ તેમ કેટલીયે મહત્ત્વની વિગતો સર્વભક્ષક કાળના ઉદરમાં કાયમની લુપ્ત થઈ જાય છે અને ભાવી પ્રજા તેનાથી સદાને માટે વંચિત રહે છે. આ કામ કોઈ એક વ્યક્તિથી પાર પડે એ અશક્યપ્રાય છે. જાહેર કાર્ય કરતી કોઈ સેવાભાવી પ્રતિષ્ઠિત સંસ્થા આ કામ ઉપાડી લે તો તે વધારે વ્યવસ્થિતપણે કરી શકે અને તેને સહકાર પણ વધારે પ્રમાણમાં મળી શકે, અને અનેક પેઢીઓ સુધી પ્રજાને જીવનપાથેય પૂરું પાડનારું ગાંધીસાહિત્ય તેને ઓછી કિંમતે મળી શકે.

પ્રસ્તુત સંગ્રહના લેખકો મોટે ભાગે પ્રજાજીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં કામ કરનારા સમાજસેવકો છે. તેમણે કોઈ પણ જાતના પુરસ્કારની અપેક્ષા વિના જ ગાંધીજી વિષેની ભાવના કે ભક્તિથી પ્રેરાઈને પોતાનાં સંસ્મરણો પ્રસિદ્ધિ માટે આપ્યાં હશે. કેટલાક લેખકોના સંસ્મરણોમાં મોટે ભાગે ગાંધીજીના પત્રોમાંથી ઉતારા જ આપવામાં આવેલા છે. તેમ છતાં આ પુસ્તકની કિંમત અઢી રૂપિયા રાખવામાં આવી છે, એ બહુ ગેરવાજબી છે.

પાં.

ચાણક્ય પ્રયોજક અને પ્રકાશક શ્રી. રમણલાલ સોની. કિં૦ ૨-૦-૦.

'મુદ્રારાક્ષસ' નામના સંસ્કૃત ભાષાના સુપ્રસિદ્ધ નાટક ઉપરથી પ્રસ્તુત નાટક તેના 'પ્રયોજક' શ્રી. રમણલાલ સોનીએ 'વિદ્યાર્થીભોગ્ય'રૂપમાં યોજ્યું છે. શ્રી. સોની જણાવે છે કે, 'ભજવવાની દષ્ટિએ, અને તેય વિદ્યાર્થીઓ માટે જ. આ પ્રયાસ કરેલો છે.' ભજવવાને માટે અને તે પણ વિદ્યાર્થીઓને નજરે આગળ રાખીને તેમણે એ રચના કરી હોવાથી, મૂળ નાટકની વસ્તુસંકલના તથા ભાષા એમને સરળ કરવાં પડચાં છે, અને એ કરવામાં તેમને ઠીક સફળતા સાંપડી કહેવાય. એ જ આશયથી તેમણે મૂળ નાટકનો કાવ્યભાગ પણ લગભગ જતો કર્યો છે અને તેને બદલે પ્રસંગ અનુસાર બેચાર ગીતો યોજ્યાં છે. એ ગીતો સરળ અને અર્થવાહી છે.

આમ છતાં મૂળ કૃતિની સમર્થ પ્રતિભા આગળ આ સાવ નિસ્તેજ લાગે છે. પરંતુ એમની મર્યાદિત નેમ પાર પાડવામાં એમને ઠીક સફળતા મળી કહી શકાય. પુસ્તકમાં જોડણીની ભૂલો ઠીક ઠીક રહેવા પામી છે અને કિંમત પણ પ્રમાણમાં વધારે કહેવાય.

મ૦ દે૦

# માસિક વિવેચન

## આઝાદ હિંદ ફોજ કેસ

આઝાદ હિંદ ફોજના ત્રણ આગેવાનોનો કેસ હવે થોડા દહાડામાં પૂરો થશે. આ કેસે દેશમાં એક અજબ અને અણધાર્યું મોજું આણી મૂક્યું. પણ તેને માટે સરકાર જ જવાબદાર છે. તેમણે કેસ શું કામ કર્યો? મને લાગે છે, સરકારે ક્યાંક કાચું કાપ્યું. આપણે જાણીએ છીએ કે, લૉર્ડ લિનલિથગોનો વિચાર ૧૯૪૨માં ગાંધીજી અને અન્ય કોંગ્રેસ નેતાઓ પર મુકદ્દમો ચલાવવાનો હતો. આ ફોજી મુકદ્દમો પણ તેની જ સાથે વિચારવો જોઈએ.

યુદ્ધકાળમાં આપણા દેશમાં બે (અથવા કહો કે ત્રણ) પ્રવાહે રાષ્ટ્રપ્રેમ વ્યક્ત થયો:— ૧. કોંગ્રેસી ઢબે અસહકાર અને શાંતિ કે અહિંસાની ઢબે લડત દ્વારા, ૨. ભાંગફોડની ઢબે, ૩. ખુલ્લો સશસ્ત્ર સામનો.

પહેલાના નેતા ગાંધીજી અને કાર્યવાહક સમિતિ હતાં. બીજી વસ્તુ ૧૯૪૨-૪૪માં દેશમાં પ્રગટી, જેનો દોષ લિનલિથગો ગાંધીજી પર ઢોળવા ગયો, પણ બની ગયો. ત્રીજી વસ્તુના નેતા શ્રી. રાશબિહારી બોઝ અને ત્યાર બાદ શ્રી. સુભાષ બાબુ.

સરકારને મન એવું હોય એમ લાગે છે કે, યુદ્ધ કાળના સુયોગનો લાભ લઈ, આ બધાને જાપાનપક્ષી ઠરાવીને, તેના નેતાઓને દંડી કાઢીએ, તો રાષ્ટ્રીય ચળવળને દાબી દેવા માટે એના જેવો બીજો સહેલો માર્ગ નહિ મળે. તેમાં એ આબાદ બની. ગાંધીજીની અહિંસા પ્રબળ નીવડી; એ જૂઠનાં વાદળાંને ભેદી તે પાર પડી ને દેશને, આ જ તે છે, તે દશાએ આણી મૂક્યો.

ભાંગફોડિયાને તો તે ખુશીથી દંડે; પણ કોને દંડે? અને કયા પુરાવા ઉપર? અને પોલીસ, સરકારી નોકરો ને લશ્કરે જે કર્યું તેનું શું? આ ગૂંચવાડામાં તેની આ બાબત મનમાં ને મનમાં રહી ગઈ. રહ્યું સશસ્ત્ર સામનાનું વેર લેવાનું. આ સામનો ૧૯૦૫ના જમાનાની મનોદશાનો અંતિમ વિકાસ ગણાય. તે જમાનાથી પરદેશ સેવતા ને તે અર્થે તપી રહેલા શ્રી. રાશબિહારીએ તે યોજ્યો; અને પોતાથી સમર્થ અને લાયક વ્યક્તિ — શ્રી સુભાષબાબુ — આવતાં, તેનું નેતૃત્વ એમણે તેમને સોંપ્યું. 'નેતાજી'એ આ કામ કેવી રીતે કર્યું, તેનો ઇતિહાસ જાણવા મળ્યો, એનું શ્રેય સરકારને જ જાય છે. આ કેસ ન ચાલ્યો હોત તો આટલું જાણવા મળત?

પણ એક બીજી મોટી વાત આ કેસથી એ સિદ્ધ થઈ કે, હિંદી સરકારી લશ્કર ભાડૂતી છે તે માટે હવે વધુ પુરાવાની જરૂર નથી. ગાંધીજી અને બીજાઓએ જ્યારે આમ કહ્યું ત્યારે કેટલાય સરકારી માણસો સામે બોલેલા. ભાષાનો જૂઠો ઉપયોગ કરીને બ્રિટિશ હિંદી પ્રધાન પણ આ લશ્કરને 'સ્વયંસેવક' દળ કહેતો! આ કેસે દેખાડયું કે, જેઓ દેશ માટે લડે તેઓ ગુનેગાર ગણાય એમ હિંદના સરકારી લશ્કરનું બંધારણ છે; એવાને કિદૂરી કહેવાય!

હિંદનું લશ્કર મોટે ભાગે દેશની બેકારી ઉપર રચાયું છે, એ તો હિંદના અંગ્રેજ ઇતિહાસમાંથીય સિદ્ધ છે. અને આ કેસે એ દીવા જેવું દેખાડયું છે કે, તેમાં કોઈ બીજો ભાવ જોવો બતાવવો એ ખોટું છે.

આમ છેવટે, જગત આગળ ગાંધીજી અને દેશભક્તોને ઉઘાડા પાડવા માગનાર પોતે જ પોતાની કરણીથી ઉઘાડા પડ્યા છે! સત્ય અહિંસાની સાચી લડતની આ ૧ એક મોટી જીત ગણાય.

## 'નફો એ ગુનો છે?'

ચર્ચિલ હવે બ્રિટિશ પાર્લમેન્ટમાં વિરોધપક્ષી નેતા તરીકે છે. હમણાં તે પક્ષ તરફથી, મજૂર સરકારમાં અવિશ્વાસની દરખાસ્ત મૂકવામાં આવી હતી. તે અંગે બોલતાં ચર્ચિલે એક સવાલ પૂછયો, "આ દેશમાં આપણે બધી ભાતની સરકારો જોઈ છે. પરંતુ નફાના ઉદ્દેશને ગુનો છે એમ ડામનારી સરકાર તો કદી નહોતી જોઈ."

આ ભારે ધૂંધવાટનાં ક્રોધ-વેણનો ઘટતો જવાબ મેટલીએ આપ્યો: "૨૦ વર્ષથી દેશની આગ બૂઝવવા તમે એ રસ્તે મઝેથી (નીરો પેઠે) સારંગી વગાડતા રહ્યા. હવે અમે બીજો રસ્તો લેવાના છીએ."

પણ આ પ્રશ્ન આપણી સામે પણ છે. શું નફાનો ઉદ્દેશ ગુનો નથી? કોઈ પણ સમાજ-ઉપયોગી કામ કરવા પેટે જીવનને માટે જોઈતું વળતર મળવું એને કોઈ નફો નથી કહેતું. એ તો મજૂરી કહેવાય; દરેક મજૂરને એનો હક છે. અને એમાં 'મજૂર'નો અર્થ વ્યાપકમાં વ્યાપક છે. એટલે કે, એમાં વૈદ, દાક્તર, વકીલ આદિ કળા-ધંધાદારી, ઉદ્યોગપતિ ને બૅન્કરો, વગેરેય આવી જાય. આ તો ગાંધીજીના ટ્રસ્ટીપણાના સિદ્ધાંતની રૂએ સમજાય એવી વાત થઈ.

પરંતુ સામાની મુશ્કેલી જોઈ કે તેને આ કે તે રીતે અંધારીને, નફો છડી લેવો, એ તો નફાખોરી જ છે ને દરેક સભ્ય સમાજે એને નિંદી જ છે. એ પ્રજાકીય હક નથી ગણાતો.

સરકારે કાપડ ઇ૦ના ભારે ભાવ બાંધી આપ્યા; તેથી વધુ ન લેવાય એમ કાયદો કર્યો. વાણિયાઓએ ભાગમાં ઓછા એ જ લીધા, અને ગરીબ પ્રજા સામે ન જોયું, એમાં કયો હેતુ હતો? અને આમાં સરકારી નોકર આદિ લોકોએ ભળીને આ નફાનું અરાજક ચલાવવા દીધું. આ પણ નફાનો હેતુ?

તેમ જ હિંદ આદિ દેશોને પકડી રાખવા; ૯૩ મી કલમ ક્યારની કાઢી નાખી શકાય એમ હોવા છતાં, લોકપ્રિય સરકાર આવે તો, યુદ્ધોત્તર બ્રિટિશ વેપારી ગોઠવણો ઠીક ગોઠવવાનો લાગ ન રહે; અને તો તો યુદ્ધથી ધોળા પૂણી જેવા થયેલા બ્રિટનની નસોમાં લોહી ક્યાંથી લાવવું? એટલે ભલે, આ બહાને કે તે બહાને, ૯૩ મી કલમ ચાલુ રાખવી. વગેરે વગેરે.

આ બધું કાંઈ વાજબી નફાનો ઉદ્દેશ નથી. એથી તો યુદ્ધો ખેલવાં પડે છે અને વર્ગવિગ્રહો વેઠીએ છીએ.

એટલે આવો નફો ભલે સરકારી કાયદો ઇજી ગુનો ન ગણે; ઇતિહાસમાં ને ઈશ્વરદરબારમાં તો એ ગુનો જ છે.

## ઘોડદોડના જુગારનો બચાવ!

નામદાર આગાખાન આપણા દેશના એક ભારે ઘોડદોડ શરતોના શોખી છે, ને તે સારુ લાખો રૂપિયા ખરચી બળવાન ઘોડા રાખે છે, એ સૌ જાણે છે. તેમાં વડોદરાના શ્રી. પ્રતાપરાવ ગાયકવાડ ઉમેરાયા છે. હમણાં લાખો રૂપિયા ખરચી તેમણે તેને અંગે વિલાયતમાં જાત જાતના સોદા કર્યાની વાત છાપાંમાં આવી, તે પરથી ટીકા થાય જ, એ ઉઘાડું છે.

આનો નામ૦ આગાખાને જાહેર જવાબ આપ્યો છે ('ક્રૉનિકલ' તા. ૧૨-૧૨-'૪૫) કે, ગાયકવાડને તેમના ખાનગી ખર્ચનાં મળતાં નાણાં તેમનાં ખાનગી છે. જેમ કોઈ સરકારી નોકર—દીવાન કે ચપરાશી—ને તેનો પગાર એ કેમ વાપરે છે એ ન પૂછો, તેમ રાજાને અંગે હોવું જોઈએ.

અને આગળ તે નામદાર કહે છે કે, અને જો તે ઝવેરાત કે કંપનીના શૅરો લેવામાં ખરચત તો કોઈ બોલત કે? ઘોડા શું તેનાથી ગયા? ઘોડાની આ શરતો દ્વારા તો બળવાન ઘોડાનો ઉછેર ચાલુ રહે છે ને તેમની ઓલાદ સચવાય છે. એટલે જે દેશો આ ધ્યાન ન રાખે તે સારા ઘોડા ખુએ.

આ તો એક ન બચાવી શકાતી વાતનો સફાઈદાર બચાવ—તેનો આભાસ લાગે છે. રાજા પાસે નાણાં તો ગરીબ પ્રજાનાં જ આવે છે. તેને અન્નવસ્ત્રના વખા પડતા હોય ત્યારે રાજા પાસે ઝવેરાત કે શૅરો ખરીદવા માટે શું કામ પૈસા બચે? શા સારુ તેને એવડી વધારેપડતી ખાનગી ખરચી જોઈએ?

અને ઘોડાની ઓલાદ સાચવવા, શું કામ તેનું ઢોર-ઉછેર ખાતું ચિંતા ન કરે? રાજાને જુગાર ખેલવા દઈને જ એ કામ થઈ શકે?

અને દીવાન કે ચપરાશી, એટલે કે કોઈ નાગરિક, પોતાની કમાણી ગમે તેમ તો ન જ વાપરી શકે. રાજાને ખર્ચા મળે છે તેમ મબલક કે માગ્યું તેમને નથી મળતું. અને જે મળે તે સમાજના માન્ય કાયદા વિરુદ્ધ કે બીજા-ઓને ચોખ્ખું અહિત કે નુકસાન કરે એવી રીતે તો તે ન જ વાપરી શકે. ધર્મ, સમાજ, અને સરકાર તેને પૂછે જ. અને રાજાને પ્રજા પૂછે. એટલે નામ૦ આગાખાન પોતાનો કે શ્રીમંત સરકારનો બચાવ લૂલો જ કરે છે.

## શિક્ષણનિષ્ઠા અને પગાર

સુરતમાં શિક્ષકોની સાથે વાતચીતનો એક પ્રસંગ મળ્યો, તેમાં શિક્ષકોનાં શિક્ષણનિષ્ઠા અને પગાર એ વિષય નીકળ્યો. તેને બીજે દિવસે એક મિત્રે 'નૂતન શિક્ષણ' (ડિસેંબર)ના અંકમાં તે અંગે આવેલી ચર્ચા વાંચવા આપી.

શિક્ષકને પ્રાચીન 'ગુરુ' કહીને આ પ્રશ્નની ચર્ચા, મને લાગે છે કે, વ્યર્થ છે. છતાં, ઘણી વાર શિક્ષકોયે એ બાધા પોતાને માટે વાપરે છે ને કદરની માગણી કરે છે. અને જાહેર લોકો પણ ભાષણમાં આવા ભાવો છાંટે છે. આજના ફી અને વર્ગોના ખાતાશાહી શિક્ષણના (અને કેવી યુનિવર્સિટીના આશ્રયે, એ તો વળી જુદી વાત!) જમાનામાં શિક્ષકનો એક ધંધો છે, એમ જ સમજવું એ સાચું છે.

એટલે પ્રાચીન ગુરુને ન્યાયે, તેને અકિંચનત્વ કે અપરિગ્રહાદિ બતાવવાં, એથી કાંઈ હાંસલ નહિ થાય. દ્રોણ જેવા પણ, પુત્રની દૂધની માગણી લોટના પાણીથી પટાવાતી જોઈને, કુરુકુલના 'ટ્યૂટર' થયા હતા! પરિસ્થિતિ આગ છે.

પણ, શિક્ષકો જોડેની ચર્ચામાં મેં એક બીજી વસ્તુ કહી હતી ને તે શિક્ષણ-જગતના ધ્યાન પર લાવવી જોઈએ. તે એ કે, પગાર અને શિક્ષણનિષ્ઠાને સામસામે પલ્લામાં ન મૂકવાં જોઈએ. શો પગાર આપો છો કે કામમાં જીવ દઈએ? પગાર આપો તો કામ સુધરે,—આવી વાત તો ન શોભે એવી છે. એક વાર એક કામ અમુક દરમાયે કરવા અંગીકાર કર્યા પછી, તેમાં નિષ્ઠાની કસર રાખવી, એમાં કરાર-ભંગ હોય-ન-હોય તેનું તો ગમે તે, પરંતુ કામ-ચોરીનો ભારે ચારિત્ર્યદોષ આવે. અને તે તો પ્રતિષ્ઠાને માટે જ બહેતર છે કે તે કામમાં ન જઈએ; પણ જો જઈએ તો મન મૂકીને તે કરવું જોઈએ. મળતરની સાથે એને સોદામાં ન જ મૂકી શકાય. દરેક ધંધાને પોતાની 'એટિકેટ'-નીતિ કે વટ હોય છે. જેમ કે, દાક્તરો જાહેરખબર ન કરે. તેમ શિક્ષકોએ પોતાના ધંધાનું સ્વરૂપ અને રાષ્ટ્રીય મહત્ત્વ વિચારી થોડાક નિયમો કરવા જોઈએ જેમ કે, શિક્ષકો મજૂર-મહાજનો પેઠે હડતાલ ઇ૦ શસ્ત્રો વાપરે? ભણાવવાના કામમાં ઉત્સાહ ન રહે તોય તેમાં ઘસરડો કર્યા કરે?

આવી નૈતિક આટ વધાર્યા વગર એકલો પગાર ભાગ્યે જ સંગીન એવો કશો સુધારો કરી શકે.

## વિદ્યાર્થીઓને દોરવણી

ગુજરાત કાઠિયાવાડના વિદ્યાર્થી કાર્યકર્તાઓની પરિષદ આ માસના અંતમાં અમદાવાદમાં મળે છે. આ પત્ર વાચકને મળશે ત્યારે તે થઈ ચૂકી હશે.

ગુજરાત પ્રાંતિક સમિતિએ વિદ્યાર્થી પ્રવૃત્તિને દોરવાને તથા તે ઇચ્છે ત્યારે સલાહ-મસલત કરવા માટે એક સમિતિ નીમી છે. ઉપરની પરિષદને ટાંકણે એણે કેટલીક મુખ્ય બાબતોમાં સ્પષ્ટ દોરવણી આપવી જોઈએ એમ માનીને એક નિવેદન બહાર પાડ્યું છે. આમ કરતાં અગાઉ તેણે વિદ્યાર્થીઓની કાર્યવાહક સમિતિને તે બતાવી તેમની જોડે ચર્ચા પણ કરી લીધી છે. એ નિવેદન આ પ્રમાણે છે:—

"૧૯૪૨ની લોકક્રાંતિ દરમિયાન અને તે પછી ગુજરાત કાઠિયાવાડના વિદ્યાર્થીઓમાં આવેલી જાગૃતિને અને તેના પરિપાક રૂપે ગુજરાત-કાઠિયાવાડના વિદ્યાર્થીઓમાં રાષ્ટ્રીય ધોરણ પર ઊભી થયેલી સંગઠન-પ્રવૃત્તિને આ સમિતિ આવકારે છે. આ પ્રવૃત્તિ યોગ્ય ધોરણ પર ચાલે એ હેતુથી ગુજરાત-કાઠિયાવાડના વિદ્યાર્થી કાર્યકરોના માર્ગદર્શન માટે સમિતિ નીચેના થોડાક મુદ્દાઓ હાલ પૂરતા રજૂ કરે છે.

૧

"સામાન્યપણે વિદ્યાર્થીમંડળો અને તેમની પરિષદોએ લાંબા ગૂંચવાડાભર્યા અને વિવાદાસ્પદ રાજકીય ઠરાવો કરવાની લાલચથી દૂર રહેવાનો પ્રામાણિક પ્રયત્ન કરવો જોઈએ. આઝાદી માટેની લડતનો સફળ અંત આવ્યો નથી ત્યાં સુધી, મજૂર, કિસાન અને દેશના બીજા સર્વ વર્ગો અને સમૂહોની જેમ વિદ્યાર્થીઓ પણ તેમની રાજકીય દોરવણી દેશની આઝાદી માટે લડનારી એકમાત્ર મહાન સંસ્થા કોંગ્રેસ પાસેથી મેળવે એ જ યોગ્ય છે. આ રીતે કોંગ્રેસના ઠરાવો આપોઆપ વિદ્યાર્થીઓના પણ થઈ જ જાય છે.

આમ છતાંય રાજકારણ એ જ આજે આપણા દેશનો સૌથી સળગતો સવાલ હોવાથી, વિદ્યાર્થીના રાજકીય ઉત્સાહને પ્રગટ થવા દેવાનું અનિવાર્ય જ બની ગયું છે એમ લાગે ત્યારે, વિદ્યાર્થી સંસ્થાઓએ પોતાના રાજકીય ઠરાવોમાં રજૂ કરેલી નીતિ સ્વતંત્ર હોય તોયે, કોંગ્રેસે સ્વીકારેલી નીતિની વિરુદ્ધ અગર તેની સાથે કોઈ પણ રીતે અથડામણમાં આવે તેવી ન હોય, તેની કાળજી રાખવી જોઈએ.

વિદ્યાર્થીમંડળોના ઠરાવો રાજકારણની ગૂંચમાં ઊતર્યા વગર દેશની આઝાદીની લડતના એકમાત્ર પ્રશ્ન પર, તે માટે જરૂરી શિસ્ત અને તાકાત એકઠી કરવા પર, વિદ્યાર્થીઓનું ધ્યાન કેન્દ્રિત કરનારા હોવા જોઈએ

૨

વિદ્યાર્થીઓના જીવન-ઘડતરની પ્રવૃત્તિને વિદ્યાર્થી મંડળોએ સૌથી મહત્ત્વનું સ્થાન આપવું જોઈએ. આ પ્રકારની પ્રવૃત્તિને વેગ આપે એવા ઠરાવો ખાસ કરીને વિદ્યાર્થી મંડળો અને પરિષદોએ કરવા જોઈએ.

શરીરશ્રમને હલકો ગણીને પારકાની મહેનત પર જીવનાર કીડા જેવી વૃત્તિ સામે લાલબત્તી ધરી જાતમહેનતના ગૌરવ ઉપર વિદ્યાર્થીઓનું ધ્યાન દોરતો ઠરાવ આવું એક ઉદાહરણ હોઈ શકે. વિદ્યાર્થીઓના આજના નબળા શરીર પર ધ્યાન દોરી વિદ્યાર્થીઓને નિયમિત કસરત કરવાનો આગ્રહ કરતો ઠરાવ અથવા આજકાલ વ્યાપક બનેલી રંજનપ્રવૃત્તિના અતિરેક સામે વિદ્યાર્થી-સંસ્થાઓનું ધ્યાન ખેંચતો ઠરાવ અને આવા બીજા ઠરાવો પણ થઈ શકે.

વિદ્યાર્થીઓમાં રાષ્ટ્રભાવના પ્રગટે તેમ જ રાષ્ટ્રીય એકતાની તેમની વૃત્તિ સતેજ બને એવી પ્રવૃત્તિઓ, હિંદુસ્તાની ભાષા પ્રચાર વગેરેનો અનુરોધ કરતા ઠરાવો પણ કરી શકાય.

આ ઠરાવો કાર્યસાધક બને એ માટે વિદ્યાર્થી કાર્યકરોએ પોતાની જાતે તેમનો અમલ કરીને જ શરૂઆત કરવી જોઈએ. તે પોતે જે પ્રવૃત્તિ અને કાર્યક્રમો યોજે તેમાં પણ આની ભાવના જળવાઈ રહે તેવી રીતે જ કાર્ય કરવું જોઈએ

૩

રચનાત્મક કાર્યક્રમમાં જો વિદ્યાર્થીઓ માનતા હોય તો એ માન્યતા ઉપલક ન રહેતાં અને જેટલી રીતે શક્ય હોય તેટલી રીતે અમલમાં મૂકવાનાં પગલાં વિદ્યાર્થી કાર્યકર્તાઓએ લેવાં જોઈએ."

## વિદ્યાર્થીઓના ઠરાવો

હમણાં થોડાંક અઠવાડિયાંથી ઠીક ઠીક વિદ્યાર્થી સંમેલનો થયાનું વાંચવામાં આવ્યું. એમનું એક સામાન્ય લક્ષણ એ જણાય છે કે, બહુઠરાવ-હોવા-પણું, અને એમાં રાજકારણી ઠરાવો ખાસ હોય છે. ગુજરાત પ્રાંતિક સમિતિની વિદ્યાર્થી દોરવણી સમિતિએ આ બાબત મીઠાશભેર ટોકણી કરી જ છે. અગાઉ એક અંકમાં જવાહરલાલજીનો પણ કડક વિરોધ આ વિષે નોંધ્યો હતો. છતાં, એક સંમેલનના જાતઅનુભવથી આ કહું છું કે, વિદ્યાર્થીઓને આજે આ ગમે છે. એમ કેમ?

એવું દેખાય છે કે, વિદ્યાર્થીને તેની શાળામાં આ બાબતો વ્યક્ત કરવાનું કે જાણવાનું મળતું નથી. કારણ ઉઘાડું છે — સરકારીપણું. આથી વિદ્યાર્થી તેનાં મંડળોમાં એ ખોટ પૂરી કરે છે.

પરંતુ તેમાં સંયમ કેળવવો જોઈએ. સુરતમાં એક વિદ્યાર્થી મને પૂછે, અમારે રાજકારણમાં ભાગ લેવો જોઈએ? મેં જવાબ આપ્યો. આ પ્રશ્નનો અર્થ સમજવો જોઈએ. કેટલાંક વર્ષ ઉપર એવું હતું કે, જાહેર સભા સરઘસોમાં જવું કે રાજદ્વારી નેતાને જોવા જવું એય રાજકારણ ગણાતું. આ પ્રશ્નનો ત્યારનો અર્થ આજે તો રહ્યો નથી. આજે તો જહાલ રાજદ્વારી નેતાઓ સરકારની જ કૉલેજોમાં નોતરાવા લાગ્યા છે.

ત્યારે કયા અર્થમાં આ પ્રશ્ન રહ્યો? રાજકારણના ચાલુ પ્રવાહોનો અભ્યાસ કરવો, પોતાનું જ્ઞાન વધારવું, એ ઉપર પણ કોઈ કશો પ્રતિબંધ ભાગ્યે જ મૂકે છે.

રાષ્ટ્રની સ્વતંત્રતાની લડત જાગે ત્યારે વિદ્યાર્થી તેમાં પોતાનો યોગ્ય ભાગ ભજવે, એમાંય કોઈ ના નથી કહેતું. (બલ્કે ફરિયાદ તો એ છે કે, ૧૯૪૨-'૪માં વિદ્યાર્થી જે જેલોમાં જોયા તે રાષ્ટ્રની સ્વતંત્રતાની લડતના ભાગ્યે જ કશા અભ્યાસી ગણાય એવા હતા; તેઓએ ગાંધીજી વગેરેનાં લખાણો પણ નહોતાં વાંચ્યાં!)

પછી, રહે છે વિદ્યાર્થી મંડળો દ્વારા સભા સરઘસો કાઢવાં એ. એટલે કે, શહેર કે ગામની જાહેર સંસ્થા પેઠે વિદ્યાર્થીમંડળ એક એવી જ સંસ્થા બનીને વર્તે. આ જો રાજકારણ હોય, તો એ વિદ્યાર્થી-પ્રવૃત્તિમાં હોવા જરૂર નથી. તેના વિના દેશકાર્ય અને વિદ્યાર્થી પ્રગતિને ભાગ્યે જ ખમવું પડે.

આ ચર્ચામાંથી વિદ્યાર્થીઓના ઠરાવોના પ્રકાર પર પણ વાત ગઈ. તેમાં પરીક્ષાના ટકા અંગેની વાત આવી. આ બાબત જે ઠરાવો થાય છે — કે ટકા વધવા જોઈએ — તે, મને લાગે છે કે, વિદ્યાર્થીને માનપ્રદ નથી. એવી ભીખ-માગ તે શું કામ કરે? શું પ્રશ્નપત્ર તેના હાથમાં નથી? તેને તે અગાઉ તૈયાર થવા સમય નથી અપાતો? તે માટે તે કેમ તૈયાર ન રહે? ટકાની ભીખ તો સ્વમાન સામે જનારી ચીજ ગણાવી જોઈએ.

એટલે, વિદ્યાર્થી મંડળો ઠરાવોની બાબતમાં જો સંયમ અને વિવેક કેળવે તો લાભ જ છે. તેમણે નાની નાની વાતો લઈને કામ ઉપાડવું જોઈએ. ઠરાવો કરવાના હોય તો ટૂંકા ને માર્ગદર્શક અને તે અંગે કરવા ઘટે.

જેમ કે, એક સંમેલનમાં ઠરાવ આવ્યો કે આપણું કામ શુદ્ધ ગુજરાતીમાં થવું જોઈએ. આ કાંઈ ચર્ચાનો સવાલ તો નથી જ. પણ તેમાં ટકોર એ હતી કે, વિદ્યાર્થી આગેવાનો ગુજરાતી-અંગ્રેજી છોડી મૂકે છે; તેમને કહેવાની વાત એવી અસ્પષ્ટ અને અર્ધદગ્ધ હોય છે કે, તે માટે તે લાંબું લાંબું બોલે ને તેમાં અંગ્રેજી વગર ચાલે નહિ.

એક સભામાં આપણા સામુદાયિક 'વંદેમાતરમ્' ગાવાની ચર્ચા કરીને કહેવાનું થયું કે, 'વંદેમાતરમ્'ને નામે આપણે કોલાહલ કરીએ છીએ; વિદ્યાર્થીઓ દેશ-પ્રેમ ખાતર શું કામ આ જ એક વસ્તુ એક વર્ષના કામમાં શીખી લેવાની ન રાખે?

હમણાં એક કૉલેજના અધ્યાપકને વિદાયનું માનપત્ર વિદ્યાર્થીઓએ આપ્યું, તે અંગ્રેજીમાં! શું કામ? શું એ લોકો પોતાના ભાવો એ ભાષામાં જ સહજતાથી રેડી શકતા હતા માટે? નહિ જ. એમાં ફૅશન માની?— રાષ્ટ્રપ્રેમી વિદ્યાર્થીઓએ આવી બાબતોમાં વિરોધ કરવો જોઈએ અને માતૃભાષાનું આવું અપમાન સાંખી લેવું ન જોઈએ.

આવું કેમ બને છે? કારણ એ લાગે છે કે, વિદ્યાર્થીઓ સમજતા નથી કે ક્રાંતિની કળા પોતાથી શરૂ થાય છે અને નાની નાની લાગતી છતાં મોટી શક્તિ ધરાવતી વાતોમાં સંતાયેલી છે. આવી વાતો ઉપાડી લેવામાં વિદ્યાર્થી મંડળનું સાચું કામ ને શક્તિવિકાસ તથા ઘડતર રહેલાં છે. એમાં એમને વાળવા માટે તેમના સાહજિક નેતા જેવા તેમના શિક્ષકોએ તૈયાર થવું જોઈએ. પણ એક વર્ગ તરીકે એ આ વિષે સુસ્ત લાગે છે.

**જાગ્રત પ્રજાનું લક્ષણ**

કેટલાય મહિનાથી નીચેની ખબરની કાપલી સંઘરી રાખી છે, તે આજે પણ વાચકને બતાવવા જેવી માનું છું. તેમાં રૉઇટરનો ૭–૨–૧૯૪૫નો આવો તાર છે :—

"મુંબઈના માજી ગવર્નર સર રૉજર લમલીને એક... કમિશનનો પ્રમુખ નીમવામાં આવ્યો છે. તે કમિશનનું કામ એ છે કે, બ્રિટિશ યુનિવર્સિટીઓમાં તથા બીજી શિક્ષણ સંસ્થાઓમાં, 'દૂરના' તથા 'નજીકના' પૂર્વની (એટલે કે દૂરના ચીન જાપાન પૂર્વદેશો અને નજીકના ઇરાન, અરબસ્તાન, સીરિયા ઇ૦ પૂર્વ દેશો), પૂર્વ યુરોપની અને આફ્રિકાની ભાષાઓ, ઇતિહાસ તથા સંસ્કૃતિઓનો અભ્યાસ કરવા કેવી સગવડો છે તેની તપાસ કરવી. ઇંડિયા ઑફિસના સર ગિલબર્ટ વાઇટ્સ અને બર્મા ઑફિસના મિ. બી. ડબ્લ્યુ. ટેવાયન-એન્ક તે કમિશનના સભ્યો છે."

જગતનું આંતરરાષ્ટ્રીય રાજકારણ આ દેશોની સાથેના સંબંધો અંગે કેવું તીવ્ર અને નાજુક તથા મહત્ત્વનું થયું છે, એ સૌને ખબર છે. બ્રિટને જો પોતાનું વર્ચસ્વ હવે પછી ગોઠવાતી નવી દુનિયામાં પણ ટકાવવું હોય અને પૂર્વ પેઠે જમાવવું હોય, તો આ દેશોની સાથે સંબંધ કેળવવો જોઈએ; તેની નવજુવાન પ્રજામાં એમને વિષે જ્ઞાન ફેલાવું જોઈએ; તેને માટે સરકારે વેળાસર સવડ-અવડ જે હોય તે જોઈ કાઢી ખૂટતું કરવું પૂરું કરી લેવું જોઈએ. જાગ્રત પ્રજા આમ જ વર્તે.

આટલા બધા દેશોની કેટલી બધી વિગતો જાણવાની! આ તે કેવો બોજો! — ઇ૦ પ્રમાદી અને અપુરુષાર્થી પ્રશ્નો એને નથી ઊઠતા. એને તો, પોતાની ઊછરતી પેઢીને માટે, જેવો જમાનો, જેવી જરૂર, તે બધું વેળાસર અને અગમબુદ્ધિથી સમજી જઈ, નવા નવા દેશપ્રેમના બોજા તૈયાર કરવાનું સૂઝે.

આ હું ઉર્દૂ લિપિ સામે બોજાની દલીલ કરાય છે તેને અનુલક્ષીને કહું છું. સ્વરાજની હોંશીલી પ્રજા બોજાની ફરિયાદ કરે, એ કેવું? આ અંગે સારી વાત એ છે કે, વિદ્યાર્થી એ ફરિયાદ કરતો મટતો જાય છે.

આ કે તે રૂપે ફરિયાદ કરે છે મોટેરાંઓ. વિદ્યાર્થીઓ ઉપેક્ષા રાખે છે ખરા; પણ હવે તેઓ હિંદુસ્તાની ને તેની બે લિપિની દલીલ માનતા જાય છે ખરા.

**"જાણશે તે કમાશે, નહિ જાણે તે ખોશે"**

હમણાં થોડાક વખતથી એક 'મોટેરી' ફરિયાદ આમ કરવામાં આવે છે—'તમે (એટલે ખાસ તો ગાંધીજી જ) અમને કહો છો, તો મુસલમાનોને કેમ નથી કહેતા?' મુંબઈની હિંદુસ્તાની પ્રચાર સભાના કાર્યકર્તાઓને તાજેતરમાં ગાંધીજીએ વ્યાખ્યાન આપ્યું, તેથી આ રૂપો ટાણો 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' પત્ર દ્વારા કેટલાક હિંદુ ચર્ચાપત્રીઓ ગાંધીજીને મારવા લાગ્યા છે.

ગાંધીજીએ પોતાની વાત હિંદુઓને જ કહી છે ને કહે છે એમ નથી, જ. તે હિંદીમાત્રને સંબોધે છે. સાંભળનાર સમુદાય જો હિંદુ હોય, તો તે પૂરતી તેમાં કાંઈક વિશેષ વાત આવે. પણ તે પરથી એમ નથી કે, તે મુસલમાન હિંદીઓને બાકાત રાખે છે.

મુસલમાનો નાગરી ને હિંદી હિંદુસ્તાની નથી શીખતા, તો અમે શું કામ શીખીએ? — આમ જો હિંદુઓને લાગે, તો તેમાંય દોષ છે. અને તે એ કે, જ્યાં લાભ અને લોભ છે કે દેશનું ભલું છે, ત્યાં ચડસાચડસી ઈર્ષાની ન હોય; ત્યાં તો વહેલો તે પહેલો થવાની પડાપડી ઘટે. દેશમાં કોઈ પણ વ્યક્તિ નવી ભાષા નવી લિપિ શીખે તેમાં લાભ જ છે. તેમ કરવાનું જેને મનમાં વસે તે બીજાની વાટ શું કામ જુએ? લાભમાંથી રહી જશે તો એ સારા કામમાં ખમચાતો હશે તે. આથી જ *ગાંધીજીએ કહ્યાનું કહેવું છે કે,*

"હિંદુસ્તાની એટલે ઉર્દૂ નહિ પણ હિંદી ઉર્દૂનું રૂપ, ઉત્તરના હિંદી સમજી શકે એવું સંમિશ્રણ ને નાગરી અથવા ઉર્દૂમાં લખાયેલું રૂપ. આ પૂરી રાષ્ટ્રભાષા, બાકી અધૂરી"

અને એમ જણાવીને કહ્યું કે,

"પૂરી રાષ્ટ્રભાષા શીખનારે આજ તો બંને લિપિ શીખવી જોઈએ. ને બંને રૂપ જાણવાં જોઈએ રાષ્ટ્રપ્રેમ આ નિશ્ચયપૂર્વક માગે છે. જે આ જાણશે તે કમાશે, નહિ જાણે તે ખોશે." (જુઓ ગાંધીજીનું 'રાષ્ટ્રભાષા વિષે વિચાર')

હિંદુસ્તાની પ્રચાર એક રાષ્ટ્રીય રચનાનું કામ છે. અહિંસા ઢબે કરાતા રચનાકાર્યનો સુવર્ણસિદ્ધાંત એ છે કે,

स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्॥

એ કામ જરા પણ કરો તો તેટલું પુણ્ય જ છે; તેટલા તમે આગળ જ વધો છો. આ કસોટીમાં હિંદુસ્તાનીનું કામ પણ પસાર થાય છે. દેશમાં જેટલા એ શીખશે તેટલો દેશ 'પાકિસ્તાની' ભાવમાંથી બચવાનો જ છે. અને આ ન માનો તોય, તમે એક ભાષા ને લિપિ નવી શીખ્યા એ નિર્મળ સારું જ છે. જેને આ વસ્તુ દિલમાં વસશે તે જ તે કરશે, એ આપણો કાર્યસિદ્ધાંત હોવાથી, તેમાં ફરજિયાતપણાની ફરિયાદ તો ટકી જ નથી શકતી.

**સુરત રાષ્ટ્રભાષા પ્રચારક મંડળ**

ગયા અંકમાં આ મંડળના કામ વિષે લખ્યા પછી મારે સુરત જઈ આવવાનું થયું. ત્યારે જાણ્યું કે, આ મંડળે તેના નાગરી–હિંદીના કામ સાથે હિંદુસ્તાનીનું કામ પણ શરૂ કર્યું છે; મંડળનાં બેએક કેન્દ્રોમાં તેના વર્ગો ચાલે છે. આ શુભ શરૂઆત માટે તે મંડળને મુબારકબાદી ઘટે છે.

પણ તે એટલે ન અટકે. તે સમજે કે, નાગરી લિપિ અને હિંદી શૈલીનું કામ તો પૂર્ણ રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીમાં